શ્રી ફાર્બસ ગુજરાતી સભા ગ્રંથમાલા

શ્રી ફાર્બસ ગુજરાતી સભા

# મહોત્સવ ગ્રંથ

[ ૭૫ વર્ષની સાહિત્યપ્રવૃત્તિ નિમિત્ત ].

સંપાદક :
અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.
સહાયક મંત્રી.

શ્રી ફાર્બસ ગુજરાતી સભા : મુંબઈ

શ્રી ફાર્બસ ગુજરાતી સભા ગ્રંથમાળા

શ્રી ફાર્બસ ગુજરાતી સભા

# મહોત્સવ ગ્રંથ

[ ૭૫ વર્ષની સાહિત્યપ્રવૃત્તિ નિમિત્તે ]


સંપાદક :

અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.

સહાયક મંત્રી.



શ્રી ફાર્બસ ગુજરાતી સભા · મુંબઈ

પ્રકાશક :
અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.
સહાયક મંત્રી, શ્રી ફાર્બસ ગુજરાતી સભા
શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિર
૩૬૫, કૉંગ્રેસ હાઉસ લેઇન, વિઠ્ઠલભાઈ રોડ મુંબઈ નં. ૪

વિ. સં. ૧૯૯૬ પ્રત ૫૦૦ માર્ચ સને ૧૯૪૦

***

મૂલ્ય સાત રૂપિયા પચાસ પૈસા



મુદ્રક :
મણિલાલ પુ. મિસ્ત્રી, બી. એ.
આદિત્ય મુદ્રણાલય • રાયખડ • અમદાવાદ



ધ ઑાન. મી૰ એલેક્ઝાન્ડર કિન્લૉક ફાર્બસ

આદ્ય સંસ્થાપક અને આદ્યપ્રમુખ : સને ૧૮૬૫

જેમનું સ્મારક આ સભા છે.

# સંપાદકીય

"ફાર્બસ સમ સાધન વિના
નવ ઉધરત ગુજરાત"

(ક. દ. ડા.)

"ગુજરાતી ભાષા સુધારવાના તથા જેથી તે ભાષા સુધારણાનું તેમ જ સંસ્કૃતિપ્રસારનું સબળ વાહન થઈ શકે એવા પાયા ઉપર ગુજરાતી ભાષાને મૂકવાના પ્રયત્ન"–પ્રયાસ અર્થે "શ્રી ફાર્બસ ગુજરાતી સભા"ની સ્થાપના સને ૧૮૬૫ના માર્ચની ૨૫મીએ મુંબઈમાં અંગ્રેજ, ગુજરાતી (પારસી સહિત) તથા દક્ષિણી વિદ્વાનો અને સંસ્કારી સજ્જનોએ કરી હતી. તેનો "મુખ્ય-વિશિષ્ટ આશય ગુજરાતી ભાષામાં સબળ અને શુભ (આરોગ્ય) વિદ્યા ઉત્પન્ન કરવાનો હતો; અને તે ય સ્વયંકૃત ગ્રંથો રચાવવા ગુજરાતી ગ્રંથકારોને ધનથી અને બીજે પ્રકારે ઉત્તેજન આપીને, તેમ પેહેલવી, ફારસી, અરબી, ઉર્દુ, હિન્દી, અંગ્રેજી, અને ફ્રેંચ આદિ ભાષાના ગ્રંથોમાંથી સરસ ગ્રંથોનાં ભાષાન્તરો કરાવવાનો, સભાએ એ ગ્રંથો છપાવવાનો અને પડતર-મૂળ કિંમતે (નફો ખાધા સિવાય) વેચવાનો હતો"; જેથી "ગુજરાતી ભાષા વિસ્તીર્ણ, કોમળ અને સુંદર થાય તેમ જ જે લોકોની એ સ્વદેશભાષા છે તે લોકોને જોઇએ એવા, વિદ્યાદિના ગ્રંથો પ્રગટ થાય;" 'ઉપરાંત તેમને ઓછે મૂલ્યે એ સૌ સાહિત્ય સાંપડે.

સભાના આ ઇષ્ટ તેમ જ શુભ આશયને મિ. એલેક્ઝાન્ડર કિન્લોક ફાર્બસ, મિ. એલેક્ઝાન્ડર ગ્રાન્ટ, ડૉ. વિલ્સન, ના. ગવર્નર સર બાર્ટલ ફ્રિઅર, અને મિ. એમ. હાઉ (Hough),–એ સજ્જનોએ વધાવ્યો હતો; ને તેમણે તેને ઉત્તેજન આપવા સરકાર તેમ જ સાહિત્યરસિક જનતાને હિમાયત પણ કરી હતી. અલબત્ત આ કાર્યમાં તે વેળાના પારસી, હિન્દુ (ગુજરાતી તથા દક્ષિણી), અને ક્રિશ્ચિયન વિદ્વાનો તથા સજ્જનોનો પણ રસભર સહકાર તો હતો જ, એ ભાગ્યે કહેવું પડે તેમ છે.

પરંતુ સભાને કેટલાક અનિવાર્ય અને અણધાર્યા સંજોગોને અંગે આરંભમાં (ચાર વર્ષ ૧૮૭૦ પર્યંત)આ આશય પાર ઉતારવા થોડુંક કાર્ય કરી વિરમવું પડયું હતું; પરંતુ સને ૧૯૧૩થી તે અદ્યપર્યંત, ૨૭ વર્ષ દરમિયાન તેણે ઉપરિનિર્દિષ્ટ આશયને યથાશક્તિ, પ્રવૃત્તિમંત વેગવંત-રીતે કરવા મથન આદર્યું છે, અને સારી સંખ્યામાં વિવિધ ગ્રંથો અને પત્રિકાઓ પ્રકટ કરવા ઉપરાંત વ્યાખ્યાનો કરાવીને એ આશય સાધ્યો છે; અને હજી યે સમભાવશીલ વિદ્યારસિકોનો તેમ જ ધીમંતશ્રીમંતોનો પૂરતો-ઘટતો સહકાર-સહચાર મળે તો, સભાના સાંપ્રત સંચાલકો તે વિશેષ અંશે સાધતા રહેવાની ઉત્કટ ઇચ્છા તેમ અભિલાષા ધરાવે છે. (સભાની સાહિત્ય પ્રવૃત્તિઓ માટે જુઓ સભાનો સને ૧૯૪૦નો વાર્ષિક વૃત્તાન્ત પા. ૩૪થી ૩૭) અસ્તુ.

સભાને આ સૌ સાહિત્યપ્રવૃત્તિઓ આદરતાં તા. ૨૫મી માર્ચ ૧૯૪૦ને દિને ૭૫ વર્ષ પૂરાં થતાં હોઇને એ નિમિત્ત એક મહોત્સવસંમેલન યોજી, તેની સમક્ષ એક મહોત્સવગ્રંથ

ધરવાની મનીષા સ્વાભાવિક રીતે થઈ. અને ગયે વર્ષે સામાન્યસભા(general meeting)માં એ યોજના તા. ૨૫–૨–૩૯ને દિને વિચારાઈ. પછી વ્યવસ્થાપકમંડળે તા. ૨૫–૪–૩૯ને દિને તે સંબંધી એક ઠરાવ કર્યો અને મહોત્સવગ્રંથ પણ પ્રકટ કરવાનું ઠરાવ્યું. પછી ગુજરાતી સાહિત્ય અને ગુજરાતનો ઇતિહાસ, કળાઓ, વિજ્ઞાન તથા આર્થિક, ઔદ્યોગિક અને સામાજિક સ્થિતિઓ સંબંધી વિશદ સંશોધનાત્મક અને વિવેચનાત્મક નિબંધો–લેખો મેળવવા, વિદ્વાન અને સંશોધનરસિક લેખકમહાશયોનો ઇષ્ટ સહકાર સાધવા એક નિવેદનપત્ર સહાયક મંત્રીની સહીથી તા. ૧–૭–૩૯ને દિને પ્રકટ કરવામાં આવ્યો; અને તે આશરે ૧૦૦ એક સુપ્રસિદ્ધ વિદ્વાન લેખકમહાશયોને મોકલવામાં આવ્યો. એ પત્રમાં નિબંધો–લેખો મોકલવા માટે તા. ૧૫મી સપ્ટેમ્બર ૧૯૩૯ની સમયમર્યાદા જણાવામાં આવી હતી. તેમ જ તે સાથે તેમને 'સૂચિત વિષયોની એક યાદી' પણ મોકલવામાં આવી હતી.

સભાના આ નિમંત્રણનો સબળ સત્કાર કરી, વિદ્વાન અને સંશોધનરસિક લેખકમહાશયોએ સારા પ્રમાણમાં સક્રિય સહકાર સત્વર આપ્યો છે. એ માટે હું સભા તરફથી તેમ જ મારી તરફથી પણ તેમનો અહીં અંતઃકરણભર્યો આભાર માનું છું. તેઓનો આવો સારો સંગીન સહકાર સત્વર મળ્યો ન હોત, તો સભા આજે આ મહોત્સવગ્રંથ પ્રકટ કરી, ગુજરાતી જનતાને ચરણે ધરી શકી છે, તે ધરી શકી હોત કે કેમ, એ કહેવું મુશ્કેલ છે. પરિણામે આ ગ્રંથની વિષયસામગ્રી, સહૃદયી અવલોકનારને, વિવિધ, ઉપયુક્ત તેમ જ સુંદર લાગશે, એવી આશા રહે છે; અને તે અસ્થાને નહીં ગણાય. લેખકમહાશયોએ પોતાના પ્રિય વિષય–લેખ–ને નિવેદનપત્રની મર્યાદાઓને માન આપીને પોતાની વિદ્યા–વિચાર–શક્તિનો–નવનીતનો સારો અને સંમાન્ય ન્યાય આપ્યો છે, અને ગ્રંથને દિપાવી, તેની રસિકતા તેમ જ ઉપયોગિતા વધારી છે, એ મારે સાભાર કહેવું ઘટે છે.

આ ગ્રંથમાં, તેની સકારણ નિર્ણીત મર્યાદાઓને અંગે, માત્ર તેત્રીશ લેખો પ્રકટ થઈ શક્યા છે. જો કે એ ઉપરાંત બીજા કેટલાક સારા અને રસિક લેખો પણ સભાને મળ્યા છે; તેમ જ કેટલાક પ્રતિષ્ઠિત લેખકમહાશયોએ કંઈક અસૂરેથી, જો તેવી પ્રસિદ્ધિને અવકાશ મળે, એમ હોય તો પોતાના લેખો મોકલવા જણાવ્યું હતું, એ પણ મારે સાભાર નોંધવું ઘટે છે. તેમ કેટલાક લેખકોને પોતાના લેખ લખ્યા પછી ટૂંકાવીને મોકલવા પડયા છે, એ પણ મારે અહીં નોંધવાનું છે. પરંતુ સકારણ, સમયમર્યાદા તેમ જ સાધનમર્યાદાને અંગે કેટલાક લેખો પ્રકટ કરી શકવાની અત્પરતા સભા તરફથી, એ બંધુઓને મારે સશોક દર્શાવી પડી છે. જે લેખો અપ્રકટ રહ્યા છે તે અનુકૂળતાએ સભાના મુખપત્ર "ત્રૈમાસિક"માં પ્રકટ કરવાની તજવીજ થશે, એમ એ લેખકમહાશયોને જણાવવાની અને તેમના આ લેખો આ ગ્રંથમાં પ્રગટ નહીં થઈ શક્યાની દિલગીરી અને ક્ષમા દર્શાવવાની આ તક સાધું છું.

આ સહુ એમ અચૂક દર્શાવે છે કે ગુજરાતમાં આજે ઘણા સમર્થ અને વિચારશીલ વિદ્વાન અને સંશોધનરસિક લેખકમહાશયો છે કે જેઓ પોતાના જીવનવ્યવસાયરૂપી ધૂંસરી નિરંતર વહેવામાં રોકાયેલા હોવા છતાં કેવળ નિરપેક્ષ સાહિત્યસેવાવૃત્તિથી, પોતાની વિદ્યા, વિચાર અને વિવેચન–સંશોધન શક્તિનો, એ શક્તિનાં નવનીતનો લાભ ગુજરાતી સાહિત્યરસિક જનતાને વિનાવેતને પૂરી ઊલટથી અને ઉમંગથી આપવાને સદા તત્પર છે; અને તેથી જો

બુદ્ધિ–શક્તિનો લાભ યથાઘટિત રીતે યોગ્ય પુરસ્કાર સહિત લેવામાં આવે તો નિ:શંક આપની માતૃભાષા ગુજરાતીનું સાહિત્ય હજી વિશેષ સમુન્નત, સમૃદ્ધ અને સમર્થ બની શકે એમ છે. ગુજરાતના શ્રીમંત, ધીમંત અને પ્રતિષ્ઠાવંત સજ્જનોનું તેમજ સાહિત્ય–પ્રચારક સબળ સંસ્થાઓના સંચાલકોનું નમ્રપણે આ વસ્તુસ્થિતિ પ્રત્યે લક્ષ્ય ખેંચવાની મને આવશ્યકતા સમજાય છે. કદાચ તેમને મારી આ સૂચનામાં ધૃષ્ટતા કે પ્રાંજલિતા જણાય તો તેને ક્ષમ્ય ગણી લેવા, છતાં વ્યવહારમાં ઉતારવા તેમને મારી નમ્ર વિનંતી છે.

આ ગ્રન્થમાં શ્રી. ફાર્બસ ગુજરાતી સભાની સાહિત્યિક, ઐતિહાસિક, વૈજ્ઞાનિક, તેમજ સાંસ્કૃતિક પ્રવૃત્તિઓનો અછરતો પરિચય આપવાની અગત્ય, જો કે સમજાઈ હતી, છતાં જે ટૂંકા સમયમાં, જે ત્વરાથી અને જે આવશ્યક કદમર્યાદા–માં આ ગ્રન્થનું કામ પાર ઉતારવું પડયું છે, તે સૌનો વિચાર કરવામાં આવશે તો એટલી ઊણપ ક્ષમાપાત્ર હોવાનું સમભવ-શીલ જનતાને સમજાશે, એવી નમ્ર આશા હું સેવું છું. અલબત્ત, એ તક સાધવામાં મંદતા નહીં સેવાય એવી પણ ખાત્રી હું સાથે સાથે આપું છું.

આ ગ્રન્થને કેટલાક મહત્ત્વના પ્રાચીન અવશેષોનાં, તેમજ કેટલાક પ્રસ્તુત લેખોમાંનાં આવશ્યક અંગોનાં સચિત્ર દર્શનોને તેમજ ગ્રન્થના સુશોભનને અવકાશ આપી શકાયો નથી, એ સભાના લક્ષ બહાર નથી. પરન્તુ તેમાં યે કેટલેક અંશે સમયમર્યાદા આડી આવી છે, એ અહીં કહેવાની જરૂર જણાય છે.

ચાર મહિનાના ટૂંકા સમયમાં આટલો ઓગણપચાસ ફારમનો ગ્રન્થ પ્રકટ થઈ શકયો છે, તેનો યશ ચોક્કસ અંશે અમદાવાદના આદિત્ય મુદ્રણાલયના માલિક, શ્રી. મણિલાલ પુ. મિસ્ત્રી બી. એ. ને ઘટે છે. અને તેમણે એમાં લીધેલા શ્રમ માટે હું તેમનો અહીં સભા તરફથી આભાર માનું છું.

અંતમાં પ્રસ્તુત ગ્રન્થને જે વિદ્વાન લેખક–મહાશયોએ મિઠ્ઠો અને અંતઃકરણભર્યો સહકાર આપ્યો છે, તેમનો ફરીથી આભાર માનું છું.

ગર્વિલી ગુજરાતી ભાષાના જયશ્રી
રંગ બિરાજો !!

મુંબઈ તા. ૧૭–૩–૪૦ રવિ
૩૬૫, શ્રી. ફાર્બસ ગુજરાતી સભામંદિર
વિઠ્ઠલભાઇ પટેલ રોડ, મુંબઈ નં. ૪

અંબાલાલ બુલાખીરામ જાની
સહાયક મંત્રી, શ્રી ફાર્બસ ગુજરાતી સભા.

# વિષયાનુક્રમણિકા

---

૧ આ વિષયના લેખકની અવટંક ખખ્ખર છે. પણ પાને ૧૫૧મે ભૂલથી 'પંડયા' છપાયું છે, તે માટે દિલગીર છું અને તે વાંચકને સુધારી લેઈ વાંચવા વિનતિ છે. અં. બુ. જાની

# ચિત્રાનુક્રમ

# ત્રણસે વરસ પરનો જૂનો એક ફારસી ગુજરાતી દસ્તાવેજ

દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

નડીઆદના વકીલ રા. રા. ચન્દ્રપ્રસાદ મોતીભાઈ પંડયા, બી. એ., એલએલ. બી., તરફથી શ્રી ફાર્બસ ગુજરાતી સભાને કેટલાએક ફારસી-ગુજરાતી દસ્તાવેજો સોંપવામાં આવ્યા છે. સંવત ૧૬૭૭થી શરૂ થઇ સંવત ૧૭૦૦ના સૈકા સાથે સંવત ૧૮૬૧ સુધીના એ પચ્ચીસ દસ્તાવેજો છે. તેનો ઘણો મોટા ભાગ ખાનગી વેચાણ, ગીરો, વગેરેનો છે. તે સઘળા તે સમયની સાધારણ એટલે મામૂલી રીતે લખાયલા છે. પરંતુ સંવત ૧૬૯૬નો, એટલે ત્રણસેં વરસપરનો, મુગલ બાદશાહ શાહજહાનના સમયનો એક દસ્તાવેજ ખાસ નોંધ લેવા જેવો છે. એક અમુક જૈન કુટુંબ(વ્હોરા નામની અટકવાળું) જે પાટણથી નડીઆદ આવી વસ્યું હતું તે કુટુંબના કાકાભત્રીજા વચ્ચે પોતાની મજમૂ-સંયુક્ત મિલકત તથા સંયુક્ત વેપારની ફારગતી તેમણે માંહોમાંહે મળીને કરેલી તે ફારગતીની નોંધનો એ દસ્તાવેજ છે. એ દસ્તાવેજ મૂળ તે વખતમાં ચાલુ હતી તેવી ગુજરાતીમાં બાળબોધ અક્ષરે લખેલો છે, અને એ કાયદેસર થએલો ગણાય તે માટે અમદાવાદની મોગલાઈ હાઈકોર્ટમાં નોંધાવેલો છે, એટલે કે હાલના કાયદા મુજબ કહીએ તો રજીસ્ટર કરાવેલો છે, અને તે રજીસ્ટર થયાની સાબિતીમાં તે કોર્ટના અધિકારીઓની મહોરછાપ પણ તેનાપર કરવામાં આવેલી છે. એ દસ્તાવેજનો ગુજરાતી ભાગ લખતી વખતે તેનો ઉપલો મથાળાનો ભાગ રજીસ્ટ્રારની નોંધ માટે કોરો રાખવામાં આવેલો. જ્યારે હાલમાં આપણે દસ્તાવેજનો છેવટનો ભાગ રજીસ્ટ્રારની નોંધ વગેરે માટે કોરો રાખીએ છીએ ત્યારે તે વખતે ઉપલો ભાગ કોરો રાખવામાં આવતો.

જેમ હાલના સબરજીસ્ટ્રાર દસ્તાવેજ કરી આપનાર તથા લેનાર પક્ષનો ઇકરાર લે છે, તેમ તે વખતનો અદાલતનો અધિકારી ઇકરાર લઇને ઈકરારની સાબિતી માટે ઈકરાર કરનારની સહી લેતો તથા ઈકરાર કરનાર જે હકીકત કબુલ કરતો તેની ટુંકી નોંધ ફારસીમાં કરતો, અને તે નોંધ બરાબર છે એમ બતાવવા પક્ષકારોની સહી તે પર લેતો. આ દસ્તાવેજના ઉપલા ભાગમાં તેવી નોંધ કરવામાં આવી છે.

હાલમાં દસ્તાવેજ લખી આપનાર પક્ષને જો સબરજીસ્ટ્રાર ન ઓળખતો હોય તો સબરજીસ્ટ્રાર જેને ઓળખતો હોય તેવા માણસ મારફત દસ્તાવેજ લખી આપનાર માણસ તે ખરેખર તે જ માણસ છે તેની ઓળખાણ આપવી પડે છે. તે વખતે જૂદી રીત હતી, એમ આ દસ્તાવેજ ઉપરથી સમજાય છે. અદાલતનો અધિકારી તે પક્ષકારનું શરીર વગેરે જોઈ તેનો ચ્હેરો, માથું, કપાળ, વગેરેપરનાં ચિહ્ન જોઈ તે તે ચિહ્ન દસ્તાવેજમાં નોંધતો, કે જેથી Impersonation-રૂપધારીપણાનો ભય રહે નહીં. આજે તો સરકારી નોકરીમાં દાખલ થતાં એવું કોઈ ચિહ્ન સરકારી દફતરે નોંધી લેવામાં આવે છે. આ લેખકની યાદદાસ્ત મુજબ પાછળથી એ ધોરણ દસ્તાવેજ ઉપર સાક્ષી કરનારા માણસોને પણ લાગુ પાડવામાં આવેલું. મતલબ કે સાક્ષી કરનારને પણ પોતાના શરીરનાં ખાસ ચિહ્ન શાખ કરતી વખત લખાવવા પડતાં.

દસ્તાવેજનો ગુજરાતી ભાગ ઘણો લાંબો અને કુટુંબના ઇતિહાસ તથા મિલ્કત અને બીજી વિગતોથી એટલો ભરેલો છે કે જેથી તે સઘળી બાબતો વિષે ભવિષ્યમાં ઝઘડો ઉભો થવાનો સંભવ રહે નહીં. એ ગુજરાતી ભાગ તથા તેના વિષે કેટલીક નોંધ આપવાનું રા. ભાઈ અંબાલાલ બુ. જાનીને સૂચવતાં તેમણે તે મુજબ નોંધ આ સાથે આપી છે. ફારસી ભાગ

જેનું ભાષાન્તર નીચે આપવામાં આવ્યું છે તે તો માત્ર કાયદાની રૂએ ગુજરાતીમાં લખાયેલા કરારની નોંધ લે છે, અને સાથે સાથે તે કરાર પક્ષકારોએ રાજીખુશીથી કર્યો છે, એ હકીકત દૃઢીભૂત–confirm કરે છે.

આ દસ્તાવેજ કાપડ ઉપર લખાએલો છે અને અક્ષરની શાહી હજુ તાજી લાગે છે. એના ઉપરના ભાગમાં એક અધિકારીની સીલ–મ્હોર–છે, અને જમણી બાજુના હાંશીઆમાં બીજા અમલદારની મ્હોર છે. એ બન્ને બરાબર વંચાતી નથી.

### ફારસી ભાગનું ભાષાન્તર

## ઇશ્વર મહાન છે

### અલ્લાહુ અકબર

" આ લખાણની જરૂર એ છે કે પોતાનાં નામઠામથી માહિતગાર એવા બે શખ્સો અમદાવાદ શહેરની ઉચ્ચ શરીઅત (ધાર્મિક) અદાલતમાં હાજર થયાઃ તે શખ્સોનાં નામ સોમજી વલદે લાલજી ઇબ્ને રૂપા અને વીરજી વલદે મનજી ઇબ્ને મજકૂર લાલજીઃ અને તેમણે ઇકરાર કર્યો કે હિજરી સને ૧૦૨૦થી હિજરી સને ૧૦૪૦ સુધી વીસ વરસ અમે મજકૂર લાલજીના પુત્ર ઈંદરજી જોડે ભાગમાં વેપાર કરતા હતા, અને હિજરી સને ૧૦૪૧ની સાલમાં એ ભાગીદારીનો વેપાર બંધ કર્યો છે અને મજકૂર ઇંદરજી પાસથી કાંઈ પણ માગવાનો અમારો હક નાબુદ થયો છે અને હસ્તિમાં રહ્યો નથી. તેમ જ રોકડનાણું, જણસો, તાંબા-પિત્તળની ચીજો, જંગમ મિલકત, દાણોદુણી વગેરે કાંઇ પણ અમે તેની પાસથી હવે માગીએ નહીં, અગર જો અત્યાર પછી મજકૂર ઇંદરજી પાસેથી કોઈ પણ રીતે કાંઇ પણ માગીએ તો અમારો દાવો ખોટો અને નહીં સાંભળવા (સ્વીકારવા) લાયક ગણવો. વળી મજકૂર ઇંદરજી હાજર હતો તેણે એ હકીકત સાચી છે એમ જણાવ્યું. મજકૂર ઇકિરાર કરનારના ઇકરારની સઘળી હકીકત જે તેમના કરાર(ના લેખ)માં વર્ણવાઇ અને લખાઇ છે તે આખીએ બન્ને પક્ષને કબૂલ છે એવું તેમણે જણાવ્યું. વળી જ્યારે જરૂર પડે ત્યારે સાબિતી માટે આ થોડા શબ્દ લેખરૂપે લખવામાં આવ્યા છે. મજકૂર સોમજીનો દેખાવઃ ઘઉંવર્ણો, કપાળ પહોળું, ભવાં છૂટાં, આંખ બકરાની આંખ જેવી, માથું ઉંચું, મુડાવેલી દહાડી, કપાવેલી મુછ, જમણી આંખમાં ફુલું છે, અને ગળા ઉપર ડાબે હાથે તલ છે. કદમાં બરાબર (સાધારણ), ઉમર આશરે વરસ એકાવનની. મજકૂર વીરજીનો દેખાવઃ ઘઉંવર્ણો, કપાળ પહોળુ, ભવાં છૂટાં, આંખ બકરાની આંખ જેવી, માથું ઉંચુ, કાળી મુંડાવેલી દહાડી, મુછ કાળી, જમણા ગાલ પર મસો છે, મ્હોંડા પર શીતળાના થોડા ડાઘા છે, કદમાં (બરાબર) સાધારણ છે. ઉમર આશરે વીસ વરસની. આ લખવામાં આવ્યું બીજા જમાદી માસની ૨૨મી તારીખ હિજરી સને ૧૦૫૦ને રોજ.

| મજકૂર વીરજી મનજીના હાથની સહી | મજકૂર સોમજીના હાથની સહી |
|---|---|
| સહી ગુજરાતીમાં | સહી ગુજરાતીમાં |
| વીરજી મનજી સોમજી લાલજી મતુ | સોમજી લાલજી મતુ |

ગુજરાતી દસ્તાવેજ પર ઉપરના સહી કરનારાઓ સિવાય બીજાઓની સહીઓ છે. કેશવજી, ખીમજી, તથા અંદરજીએ પોતાનાં મતાં કર્યાં છે, અને શાખ પણ ઘણાએ કરી છે. તે વખતના દસ્તાવેજના લખાણનો એક સારો નમૂનો એ દસ્તાવેજ પૂરો પાડે છે.

મુંબઈ
તા. ૧૨મી સપ્ટેમ્બર, ૧૯૩૯

# षतपत्रम् ।

॥ श्रीः ॥ स्वस्ति श्री संवत १६९६ वर्षे अश्व(श्व)न शुदि ९ गुरौ श्री नडीयाद मध्येना । भाइ व्ये तथा भत्रीजा त्रण्ये ते सर्वें म्यलीने परस्पर न्यदावा कीधा । तेहेनुं पतपत्रं लिख्यते । तत्समये तेजप्रौढप्रतापवान् । सकलगुणनिधांन । संग्रामांगणधीर । दानैकवीर । यंवनकुलतिलक । महाराजाधिराज । दिल्लीपति चक्रवर्ति । श्री ७ शहावदीन मेहेंमदसाहेव कुरानि सानी श्री साहाजांहां पातशाहा गाजीआदेशात् श्री अमदावाद श्री नगरमध्ये हाक्यम । सूवेसाहेव वहु प्रतापी षान श्री नवाव आजमषांन । सर्वतो दिग्विजयं कृत्य स्वस्थाने आगत्य वर्हि गन्तुकामोऽस्ति ॥ तदग्रे दीवान मीरयां(जां) श्री अगा मोमीन । पातशाही दीवानी मीरश्री सावर । काढीश्री मेहेंमद मीरक । अदलश्री सुलतांन । कोटवाल मीरयां(जां) श्री हसन वे(वे)ग । मांडवी माफ छे । एते सर्वे धर्मेण प्रजाः रक्षंति ॥ नगरश्रेष्ठ परीक्ष मदन ओद्धवजी । कांनुगो अमलदस्तुर सर्वे माफ छे ॥ अथेह श्री अमदावात् वहिर्विंशति क्रोशोपरि एतावता । योजन पंचकोपरि । ग्रामशिरोमणौ श्री नडीयादे । हाक्यम श्री नवाव आजमपांन । आदेशात् । अमीन मीरयां श्री मीरकशा । तदग्रे हवालदार । मीरश्री अमीरवे(वे)ग । तथा दीवान ठाकुरश्री देवराय तथा पंचमहाजनाः एभिः पालित श्री नडीयाद ग्रामवासी वणिकजन वीसा पोरवाड वहोरो । नाथो । सुत । वहोरो । रूपो । तत्पुत्र पटणी वहोरो । लालजी । ते संवत सोल छासठे पचत्व पांम्या । तेहेनें पुत्र ४ । च्यार तेहे मध्येनो पुत्र १ वडो । तेनुं नाम वहोरो धनजी ते पिता जीवनां जूआ थईने । पाटण रह्या । ते वल्लाभा त्रण्ये साथे न्यदावाए कीधा । तेनुं पतपत्र श्री नडीयाद मांहें छे । वीजा भाइ ३ तेहेनां नांम । वो. मंजी । तथा वोरो । इंद्रजी । तथा वहोरो । सोमजी । ए भाइ त्रण्ये एकोदरप्रसूत स्वेच्छाये घरमांहे वेशीनें । माता वाइ देवकी हजूर । संवत सोल शत्यार्शीयाना चैत्र श्रुदि वीज दिने परस्पर । रूपुं । सोनुं । त्रांवूं । कांसू । जसत । पीतल । पाटलापाटला । चक्रीनीसा । पाट । कूरशी । पाथरणां । चंदरुआ । वस्तुवांनो । राछ पीछ । लुगडांगोदडां कणकांकरो । मृन्मयपात्रे धराधरी । चोकस किमति करीनें । भाग ३ त्रण्ये वारपा करीने । जुजुई चीठी ३ त्रण्ये करीने । श्री पारशनाथ आगल विश्वासे मूकीनें । आप आपणे भाग्ये(गे) ये(जे) चीठी आवी ते रलीयात थइ माथे चढावीनें । आपआपणो भाग कवज करो । ते पृछुं । त्रीजुं । ते दिनथी भाइ त्रण्ये जुजुआ थया । अलगा अलगा वशा । त्यारे । घर षेटलां माल षरीद

तथा मालषरीद येटली भूमि छे तेटली वेहेची नहीं । मजमुं राषां । तथा जुनी उघरांणी शत्याशीया पेहेली जुनी उघरांणी ते मजमु अणवेहेंची राषी । बाकी सर्वे जुजुं कीधुं ॥ व्यापार । लेहेणुं । देणुं । पर्चीपुंटण । सर्वे जूजू आपआपणे शिर । तथा । शत्याशीया पेहलुं ये (जे) कांइ देवुं हतु ते तेभाग त्रोहे वेहेची आपआपणे शिर कीधुं । तथा वलतुं । संवत सोळ अठाशीया मांहे भाइ १ एक । त्रण्य मध्येनो वडो वोहरो मनजी ते पंचत्व पांम्या । तेना पुत्र ३ नांम । वो. केसवजी । वीरजी । पींमजी । ए त्रण्ये विद्यमान छे ॥ त्यारकेडे संवत सोल चोरांणुआ मध्ये घर भुमि हुती वेहेची लीधी । ते सुतार ४ ठार काशी । ठा. लहुओ । ठा. नांनो । ठा. माहावजी । तथा कडीयो मांगजी । ऐ जण ५ पांचे पांए पंचहजूर धर्मलगण कीमति करावीनें भाग ३ करीने । उत्तम भाग जांण्यो ते उपरी थकी धन कांइ कांहाडीनें । निकृष्ट भाग जांण्यो ते उपरियामण धन मूकीनें एम शरष(ा)शरषा भाग ३ त्रण्येनी चीठी ३ करीनें । श्री सूर्य साहांमा श्री पारशनाथने चरणे मूकीनें वो. इंद्रजीनी पुत्री १ एक । कुंमारिका । तेहेनुं नांम । गांगबाइ । ते पांए चीठी लेवरावीनें । चीठी माफिक घरना भाग । आपआपणा कब्जे करया । ये येणे घेर रेहेता तेहेनें ते घरनी चीठी आवी । कोहोनें उवलकं न पडुं । पुशीए समजी चीठीने माथे चडावीनें प्रीछी उठा । ते घर भूमिनो चीठीना भाग ३ तेनां षत ३ जूजूआं छे । ते मध्येनो भाग १ वोहरो इंद्रजीनो ते चीठी मध्ये ॥ ल्यष्युं छे ते घर १ एक । वोहोरा हबीबजी हसनजी कहनेथी माल षरीद कीधुं हतुं ते मध्ये । ओरडा २ ब्ये मेडे जडा छे । तथा परसालि मेडे जडी । रसोडुं १ पाणीहारुं १ छे॥ तथा ओरडी १ एक वाहाल बाइने गरेहेणे हुती । ते वछोडी छे॥ तथा षडकी ढांकी १ मेडे जडी छे ॥ ए देवुं ए घर १ सादुं ईटर (इंटेरी) । ब्ये ढालीउं उपरिदल सहित । तथा चीठी माफिक ए घर केडे भूमि गज—वहोरा शेष मेहेंमदनी षडकी मध्ये पेसतां यमणी मोरे ॥ ए भाग वहोरा इंदिरजीनो ते माल कीमति करतां कांइ मालें वाधतो भाग जांणीनें रूपैया ७२ एंके रूपैया ब्यहोतेर वो. इंद्रजी पासेंथी लेइनें ते मध्येथी रूपैया छत्रीस । ए ओरडो १ बाइ वहालबाइ कहनें गरेहेणें हुती ते वहालबाइनें आपीनें ओरडी छोडवी ॥ तथा बीजा रूपैया छत्रीस १ वो. सोमजीने आप्या । वो. इंद्रजीनें भाग्य ये चीठी आवी ते मांहे ल्यष्युंतुं ये आ चीठी येहनें भाग्ये आवशे ते रू. ७२ आपशे ते वहोरे इंद्रजीए रूपैया बाहोतेर आप्या ॥ ए घर कब्जे करूं । ए घर १ षडकी वद्धे मध्ये भूमि सहित मध्ये वहोरो । इंद्रजी इछा आवे ते करे वश भोगवे । अवास करे ॥ पुशी आवे ते करे । त्यांहां वहोरा । सोमजीना वंशना तथा वहोरा । मनजीना पुत्र ३ केसवजी वीरजी पींमजी एहना वंशना अभ्राम न्यदावा

कीधा । तलाव्य पांणी क्यशोए सरसमंध नहीं ॥ बीजुं वो. सोमजीना घर मध्ये तथा वो. मनजीना घर मध्ये । तथा वो. इंदिरजीना घर मध्ये वृद्धिपोट तपाशीने चीठी ३ त्रण्ये ल्यप्यी छे ॥ कोहोने कोशुं क्यशोए सरसमंध नहीं ॥ वीजुं संवत सोल पंचांणुआथी ते संवत सोल छनुआना आसो शुदि पंचमी सुधी वरस १ एक । पडकानि जुनी उघरांणी निमित्त तथा नामाठांमानुं निमित्त करीनें । वो. इंद्रजी पोते । वो. सोमजी साथें तथा । वो. मनजीना पुत्र त्रण्ये साथें वळगा । वढा । वढता सर्वे श्री अमदावाद मांहे श्री राजपुर मांहे आव्या । मास २ व्ये रहा । तारे सर्वे पुशीए पाकीनें एकमतें थैनें । पटणी सा. कांहानजी शंकर मनशप कीधा ॥ ए सर्वे ल्यष्यां आप्यां । ये तहम्यो चूकवो ते परूं ॥ पछें सा. कांहांनजीए ते पड-कानि मजमुं उघरांणीमांनो भाग १ त्रीजो वो. इंद्रजीनो हतो ते तथा वली कांइ नामूंठांमूंनी मूल्यचूकनुं निमित्त करीनें । कांइ विचारीनें गुरथ शकाइ ॥ रूपैया १३२॥ अंके रूपैया साढीवत्रीस नांहांना । नवी २॥ना । चलणीया मासा ११॥ ना । वो. सोमजी पासेंथी । तथा वोहोरो । मंजीना पुत्र त्रण्ये केसवजी वीरजी पीमंजी एह पासेथी लेइनें एके सूठीं । पटणी सा. कांहांनजी शंकरे पोते वोहोरा इंद्रजीने अपाव्या ॥ अद्यदिनादाराभ्य आचंद्रार्कपर्यंत । वो. सोमजीना वंश साथें । तथा वहोरा मंनजीना वंश साथें । वो. इंद्रजीना अभिराम न्यदावा । जुनी उघरांणी तथा नांमुंठांमुं । तथा वही । तथा । कागलपोगल तथा । पतपत्र ॥ तेहेनो क्यशोए सरसमंध नहीं ॥ तलाव्य पाणी सहियारो नहीं । वो. सोमजी तथा वो. मंजी एहनी ये उघरांणी आवे ते । वो. सोमजी त(था) वो. मंनजीनो वंश वेहेंची ल्ये ॥ ते मध्ये वो. इंद्रजीनो सरसमंध नहीं ॥ लागोभागो नास्ति ॥ संवत सोल सत्याशीयाथी ते संवत सोल छनुआना आसो शुदि पंचमी गुरौ सुधी जुनी उघरांणीनुं ये कांइ नांणुं आव्युं ते भाग त्यणे वेहेची लीधुं छे । आजदिनथी पडकानि उघरांणी मध्ये वोहोरा इंद्रजीनो दावो नहीं ॥ आगलथी भाग पोते भाइ २ व्येनें उघरांणी सोंपीने पोते उघडो भाग वेचीनें अभ्रमन्य दावा कीधा । सरसमंध नही ॥ वो. इंद्रजी पोतानी वहीनें पासे रापे धन आवे ते पोते ल्ये । ते साथें वो. सोमजी मनजीना न्यदावा । आपआपणी वही पासपासे रहे ॥ वीजुं माता देवकी शत्याशीयाथी ते छनुआ लगेण वो. मंजीनीए रह्यां । हवे अजमाल छे । यांहां गमे त्यांहां रहे । पोता कहनें कांइ होय तो यहां गमे तेहेने आपे । त्यांहां क्यशोइ समंध नहीं ॥ माता पंचत्व पांमे त्यारे जण त्रण्ये म्यलीने उजजवणुं करे । पटल गोपालवाली मलकती वोहोरा मंजीने भाग्य आवी । पटल हसइवाली मलकती तथा पटल करमशी चांगावाली । एवं व्यें वो. सोमजीने भाग्यें आवी.

१. अत्र मंतम्

१. સોમજી લાલજી મતૂ ઉપરિલષા પર-
મતૂ

१. કેસવજી તથા વીરજી તથા ષીમજી
તથા મંનજી મતૂ ઉપરલષા પરમાણુ
મતૂ લ०
વીરજી મંજીએ એકાજૂત એકમતી

१. લા. અંદરજી લાલજી મતૂ

१. अत्र साक्षिण:

१. સાંકર કહાનજી સાપ ઉપરિ

१. વો. । દેવજી સુંદરજી આ સાથ

१. સા. કરણુસુત સાપ
ઉપરલષા પરમાણે

१. દો । પતીઆ મનીઆં સાષ ઉપર
લષ્યા પ્રમાણે ધણી હજૂર કરી છે

१.
ઉપર લષ્યા પરમાણે

१. રામદરે

ઉંપરાંત બીજી કેટલીક સાખ આના
પછી છે.

# નોંધવા-વિચારવાયોગ્ય મુદ્દાઓ

શ્રી અંબાલાલ બુ. જાની

ઉપરનો સંવત ૧૬૯૬નો દસ્તાવેજ વા ખતપત્ર ભાઇભાઈ અને ભત્રીજા વચ્ચેની વહેંચણીનો તથા ફારગતી સંબંધી છે, ને તેમાં મથાળે તે વેળાની, અમદાવાદની મુગલાઈ ન્યાયકચેરીમાં રજીસ્ટર્ડ થયાની વિગત શાહી મહોરછાપ સાથે ફારસી લખાણમાં નોંધાયલી છે. એ ફારસી લખાણની વિગતો વિષે નોંધ દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ ઉપર કરેલી છે; એટલે એ વિષે કાંઈ વિશેષ વક્તવ્ય વર્ણવું અહીં પ્રાપ્ત થતું નથી. પરંતુ ગુજરાતીમાં લખાયલા મૂળ ખતપત્ર સંબધમાં જે કેટલાક નોંધવા અને વિચારવાયોગ્ય મુદ્દાઓ જણાવવાની જરૂર જણાય છે, તે અહીં નોંધું છું.

**ખતપત્રની વિગત**

આ ખતપત્ર સં. ૧૬૯૬ના આશ્વિન સુદિ ૫ ને ગુરૂવારે નડીયાદમાં લખાયું છે. તે બે ભાઈ અને એક ભત્રીજો એ ત્રણેએ પરસ્પર મળીને 'નદાવા કીધા' તે સંબંધી છે. તેમાં નીચે પ્રમાણે વિગતો લખી છેઃ

૧. તે સમયે દિલ્હીપતિ શાહનશાહ શાહજહાન હતો. તેનો નીમેલો સૂબેદાર નવાબ આજમખાન અમદાવાદમાં રહી, ગુજરાત-કાઠિયાવાડ ઉપર તેની તરફથી અમલ ચલાવતો હતો. તેના અધિકારમાં દિવાન મીર આગા મોમીનખાન, પાતશાહી દિવાન મીર સાબર, કાદી(જી) મહેમદ મીરક, અદાલતનો મુખ્ય ન્યાયાધીશ શ્રી સુલતાન અને કોટવાળ હસન બેગ હતો. તેઓનો માંડવીવેરો માફ હતો. તે વેળા નગરશેઠ પરીખ મદન ઓધવજી અને કાનૂગો હતો. તેમના અમલ દસ્તુર સર્વ માફ હતા.

૨. અમદાવાદની બહાર વીશ કોશને અંતરે 'યોજન પંચકોપરી' ગ્રામશિરોમણી શ્રી નડીયાદે(દમાં) હાકયમ શ્રીનવાબ આજમખાનના આદેશથી અમીન મીરઝાં શ્રીમીરકશા વહીવટ કરતો હતો. તેની અગ્રે હવાલદાર મીર અમીરબેગ તથા દિવાન ઠાકુર શ્રીદેવરાય તથા પંચ મહાજનો હતાં. એ સૌથી નડીયાદ અભિપાલિત હતું.

૩. નડીયાદમાં પોરવાડ વાણીઆ વહોરો નાથો, તેનો છોકરો રૂપો, તેનો પુત્ર પટણી વહોરો લાલજી હતો. એ લાલજી સં. ૧૬૬૬માં પંચત્વ પામ્યો, તેને ચાર પુત્રો હતા. તેમાંનો સૌથી વડો પુત્ર વોહોરો ધનજી પિતા જીવતાં ભાઇઓથી જુજુઓ થઇ પાટણમાં રહ્યો હતો. તેના બીજા ત્રણ ભાઈ મનજી, ઈંદજી, અને સોમજી નડીયાદમાં વસતા અને વ્યાપાર કરતા હતા, અને તેમણે વહેંચણી તથા ફારગતીનું ખતપત્ર લખી 'ન્યદાવા' કીધા.

૪. એ ત્રણે ભાઇઓએ માતા દેવકીની સમક્ષ સ્વસ્થતાથી ઘરમાં બેસી, સં. ૧૬૮૪ના ચૈત્ર સુદિ ૨ ને દિને પરસ્પર રૂપું. સોનું, ત્રાંબું, જસત, પીત્તળ, પાટલા, ખાટલા, ચક્કી, નીશા, પાટ, દૂરશી, પાથરણાં, ચંદરૂઆ, વસ્તુવાંનો, રાછપીછ, લુગડાં, ગોદડાં, કણકાંકરો, મૃણ્મયપાત્રો ધરાધરી, ચોક્કસ કિમતિ કરી, ભાગ ત્રણ્યે સરખા કરી, જુજુઈ ચીઠ્ઠી ક

ત્રણ્યે કરીને શ્રીપારસનાથ આગળ વિશ્વાસે મૂકી, આપઆપણે ભાગે જે ચીઠ્ઠી આવી તે રળીયાત થઈ માથે ચઢાવી. વળી તે દિવસથી ત્રણે ભાઇઓ જુજુઆ થઈ અલગ અલગ વસ્યા. ઘર જેટલાં હતાં તથા માલખરીદ જેટલી હતી તેની વહેંચણી કરી નહીં, પણ મજમુએ સહુ રાખ્યું, તથા અત્યારની તથા અગાઉની જૂની ઉઘરાણી મજમુ, અણવહેંચી રાખી. વ્યાપાર, લેહેણું, દેણું અને ખર્ચખૂટણ સર્વે જુજુઉં કરી પોતાને શિરે રાખ્યું. તેમ સત્યાસીઆ પહેલાંનું દેવું ત્રણે ભાગે વહેંચી પોતપોતાને માથે કરી લીધું.

૫. પછી સંવત ૧૬૮૮માં એક ભાઈ મનજી ગુજર્યો. તેના ત્રણ પુત્રો કેશવજી, વીરજી અને ખીમજીએ સં. ૧૬૯૪માં ઘર ભૂમિ વગેરે જે બાપીકું હતું તે વહેંચી લીધું. તે વેળા ચાર સુતાર અને એક કડીયો એમ પાંચ જણા હાજર હતા. ઘરાં, ભૂમિ, વગેરેનાં માપ લેવરાવ્યાં અને પંચ હજુર કિંમત ગણી, ત્રણ ભાગ કરી વહેંચી લીધું. જે ભાગ ઉત્કૃષ્ટ જણાયો તેનું 'ઉપરિયામણ' (ઉપડામણ) રૂપૈયામાં નક્કી કર્યું અને નિષ્કૃષ્ટ ભાગ જણાયો તેનો કોઈ 'ઉચલક' (ઉચકો) ઠરાવ્યો નહીં. નિષ્કૃષ્ટ ભાગવાળાને કોઈ વધારાનું આપવાનું તે નક્કી કરી, ચીઠ્ઠી ત્રણ તૈયાર કરી, સૂર્ય સામા પારસનાથને ચરણે મૂકી; વોરા ઇંદ્રજીની પુત્રી કુમારિકા ગાંગબાઇ કને તે ઉપડાવી. જે ઘરમાં, જે રહેતા તેને ભાગે તે ઘર આવ્યાથી કોઈ કોઈને 'ઉચલંક' આપવું પડયું નહીં.

૬. વહોરા ઈંદ્રજીએ એક ઘર તેની રૂએ કબજે કર્યું. સોમજીના વંશના, તથા મનજીના પુત્ર ૩ કેશવજી, વીરજી અને ખીમજીના વંશના એ 'અભ્રામ ન્યદાવા' કીધા, 'તલાવ્ય પાણી' 'કયશો એ સરસમંધ' ન રાખ્યો.

૭. પછી સં. ૧૬૯૫થી તે સં. ૧૬૯૬ના આસો સુદિ ૫ સુધી 'ખડકા'ની જૂની ઉઘરાણી નિમિત્ત તથા નામાઠામાનું નિમિત્ત કરીને વો. ઈંદ્રજી વો. સોમજી તથા વો. મનજીના ત્રણે પુત્રો સાથે વળગ્યો–વઢયો અને વઢતાં વઢતાં તે સૌ અમદાવાદમાં રાજપુરમાં આવ્યા. બે માસ લગી તકરાર ચાલી. આખરે પાકી થાકીને રાજીખુશીથી પટણી શા. કાહાનજીને 'મનશપ' કર્યો અને તેણે એ 'ખડકા'ની ઉઘરાણી તથા નામાઠામાની ઉઘરાણીની 'ભૂલ્યચૂક'નું નક્કી કરી, 'ગુરથ શકકાઇ રૂપૈઆ ૧૩૨ નકર' 'નાંહાના નવી ૨ાા ૧ ચલણીયા માસા ૧૧ના' વોરા સોમજી પાસેથી તથા મનજીના પુત્રો કનેથી વો. ઇંદ્રજીને અપાવ્યા; અને વો. ઈંદ્રજીના 'અભિરામ ન્યદાવા' કીધા. અને નામુંઠામું, ઉઘરાણી, 'કાગલપોગલ', તથા મતપત્ર, તેહનો 'કયશોએ સરસમંધ' રાખ્યો નહી, 'તલાવ્ય પાણી સહિયારો રાખ્યો નહીં" આમ તેમણે 'અભ્રમન્ય દાવા' કીધા.

### કપડું, શાહી, લિપિ, વગેરે

૮. કચૂકાની લાહી ચોપડી તથા શંખના ઘસારાથી સફાઈવાળું ઝીણું લાંબું, ઓળીયું વળે એવું કાપડ (કેન્વાસ) તૈયાર કરી, આ ખતપત્ર તે ઉપર સંભાળથી લખાયલું છે. તેની કાળી ભમ્મર જેવી શાહી હજી બરોબર ૩૦૦ વર્ષ થયા છતાં કાયમ તેવી ને તેવી જ રહી છે. એ; તે કાળે સૈકાં ને સૈકાં થવા છતાં તેનો રગ ઉપટી–ઉડી ન જાય એવી ટકાઉ શાહી બનાવવા માટે કેટલીક કાળજી અને ચિવટ રખાતાં હશે તેની આપણને સારી પ્રતીતિ કરાવે છે. હવે એ ધંધો પહેલાં જેવો રહ્યો જણાતો નથી, એ ઘણું જ શોચનીય છે.

૯. વળી તે કાળે લહીઆઓ કેટલી ચોંપ અને સફાઇથી બરૂ આદિની કલમ ઘડતા તે પણ વિચારવા જેવું છે: લાંબું ખતપત્ર લખાય તે છતાં એકે અક્ષર થડકે નહીં કે ધોરણ બહાર જતો ન રહે, એવી સફાઇથી લખી શકાય તેવી કલમ ઘડાતી હતી. હવે હોલ્ડરો થતાં આ હુન્નર પર જતો રહ્યો જણાય છે; તેમ એવા લહીયાઓ પણ વિરલ થયા છે.

૧૦. આ ખતપત્ર બાળબોધ લિપિમાં લખાયલું છે. તે ઘણું લાંબું હોવા છતાં તેના અક્ષરો એકધારા મરોડવાળા છે. તથા અક્ષરો વચ્ચેનું તેમજ લીટી લીટી વચ્ચેનું અંતર પણ એકધારૂંસરખું છે. તેમાં કશોયે છેકછાક કે ચેરાચેરી નજરે નથી પડતાં. એકાદ સ્થળે વધારે પડતી માત્રા તેમ મોટા અક્ષર લખાઇ જતાં તે માત્ર વા અક્ષર માત્ર ઉભી | લીટી કરી છે. તે કાળે દસ્તાવેજો લખનારા કેવી કાળજી, ખાંખત, અને એક ચિત્તતા ધરાવતા હતા તેનું સારૂં ભાન આપણને આ દસ્તાવેજ કરાવે છે. તેમ લખવામાં કાંઈ વત્તું કે ઓછું ન લખાઈ જાય તેવી સાવધાની સેવાતી હતી, તેનું પણ ભાન આપણને જ થાય છે.

૧૧. તે સમયે દસ્તાવેજ લખવાનો ધંધો કરનારા તેમાં લખાણ કેવી લઢણે લખવું, તથા કાયદાની હદ જાળવીને કેવું કેવું લખવું તે પણ જાણતા હતા. તેઓ એક ચાલુ પરિપાટીને અનુસરતા

૧૨. લિપિ જો કે નાગરી છે, છતાં તે ધીરે ધીરે માથાબાંધી ગુજરાતી લિપિમાં કેમ પરિણમતી જાય છે, તેનું દર્શન આપણને તેના અક્ષરોના મરોડથી થાય છે. દા. ત. અ, ઉ, એ, ક, ગ, ધ, ચ, છ, જ, ટ, ડ, ઠ, ઢ, ણ, દ, ફ, મ, ય, ર, લ, શ, હ, આદિના મરોડો નિહાળવા અને વિચારવા જેવા છે अ, जु, ओ, ए, ऍ, ऐ, ली, प्रे, एच, हि, हां આ સામે ગુજરાતી ખતપત્રના ૩ બ્લોકો આપેલા છે તે જોવાથી આ બહુ ઊંડી વિગતે સમજવા સંભવ છે.

૧૩. ખતપત્રની ભાષા પણ, હાલની ભાષાની કૈંક પૂર્વરૂપ હોવાનું તેમાંના વિભક્તિના પ્રત્યયો, ક્રિયાપદોનાં રૂપ કોઈ વાકય રચનાથી સમજી શકાય છે, એથી ભાષાની દષ્ટિએ આ ખતપત્ર વાંચવા વિચારવા જેવું પણ છે. નીચેના દાખલાથી તેનો કૈંક ખ્યાલ આવશે.

"અમીર મીરયાં; તે પિતા જીવતાં જુઆ થઇને; વલતા ભાઈ ત્રણે સાથે ન્યદાવા કીધા; સ્વેચ્છાયેં ઘરમાંહે બેશીને; ચોકસ કીમતિ કરીને; આપઆપણે ભાગ્યે આપઆપણો ભાગ કબજ કરો; તે ચૂકું; બીજું તે દિનથી ભાઈ ત્રણ્યે જુજુઆ થયાં; અલગા વશા; ઘર યેટલાં માલ ખરિદ માલ એજલી ભૂમિ છે તેટલી; મજમું રાખ્યાં; બાકી સર્વે જુજું કીધું; વલતું; એ જણ પાંચે પાંએ પંચહજુર, તે તે ભાગ ત્રાહે વહેચી આપઆપણે શિર કીધું; તથા વલતું; ધર્મલગણ કીમતિ કરાવીને ભાગ ૩ કરીને ઉત્તમ ભાગ જાણ્યો તે ઉપરિ થકી ધન કાઈક કાહાડીને; ઉપરિયામણ (ઉપડામણ) ધન મૂકીને; ચિઠી માફિક; આપઆપણે કબજ કરા; એ એણે ઘેર રેહેતા તેહેને તે ઘરની ચીઠી આવી; કોહોને જુ(ઉ)ચલકું (ઉચકો) આપવું ન પડયું; બીછાં ઉઠા; બ્યે મેડે જડા છે; પરસાલિ મડે જડિ; બ્યે ઢાલિઉં ઉપર દલ સહિત; બાઇને ગરે હેણું; કહનેં ગરેહણું; યમણી મોગે; માલ કીમતિ કરતાં કાંઈ માલે વાધતો ભાગ જાણીને રૂપૈયા ૭૨, અંકે બ્યોહોતેર; માંહે લયખ્યું હતું એ આ ચીઠી યેહને ભાગ્યે આવશે તે રૂ ૭૨ આપશે; ખડકી બધ્યે મધ્યે ભૂમિ સહિત મધ્યે; સર સંબંધ નહીં: અવાસ કરે; વલગા વઢા વઢતા વઢના એહતા વંશના ન્યદાવા કીધા; કોહોને કોના, કયશોએ છુતુઆના; મામ બ્યે રહ્યા ત્યારે ખુશીએ પાકીને એક મતે થૈને; મનશપ

કીધાં; એ સર્વે લખ્યાં આપ્યાં; એ તહસ્યો ચૂકયો તે ખરૂં; ગુરૂથ શકાઈ રૂપૈયા ૧૩૨ એકસો સાડીબંત્રીસ નાંહાંના નવીરાના ચલણીયા માસા ૧૧॥ નવા લાગો ભાગો નાસ્તિ; વેહેચી લીધું છે; પોતે લ્યે; યાંહાં ગમે તેને આપે; મ્યલીને ઉજવણું કરે વગેરે વગેરે.

અહીં વળી નોંધવા જેવું એ છે કે 'ખ' ને બદલે 'ષ', એક સ્થળે 'ક્ષ' 'જ' ને બદલે 'ય' બધે લખાયેલ છે.

૧૪. આ ખતપત્રનો મુખબંધ સંસ્કૃત મિશ્રિત ગુજરાતી ભાષામાં લખાયલો છે. કેટલાક રુઢિગત સંસ્કૃત શબ્દો અને પદો રાજ્ય–ન્યાય–વ્યવહારને અનુસરીને વપરાયા છે. 'અખંડ પ્રૌઢ પ્રતાપવાન્', 'ચક્રવર્તી', યવનકુલતિલક, 'રણાંગણ ધીર', 'મહારાજાધિરાજ', 'દાનવીર', સકલ ગુણનિધાન, આદિ રાજપુત યુગમાં રાજાને લગાડાતાં બિરૂદો અને વિશેષણો, મોગલાઈ કાળમાં પણ કાયમ ચાલુ રહેલાં આવ્યાં છે. શાહજહાન બાદશાહને લાગુ કરેલાં ઉપલાં બિરૂદો જૂની રાજપૂતી પરિપાટીનું અનુસરણ–અનુકરણ જ દાખવે છે. ખતપત્ર વચ્ચે વચ્ચે કદિ કદિ સંસ્કૃત શબ્દો વપરાય છે, એ પણ નોંધવા જોગ છે.

૧૫. ઉપરાંત, એ એકોદર પ્રસૂત, સ્વેચ્છાયેં, મૃન્ય ચ પાત્રે(ત્રો), પંચત્વ, ઉચલકં, લાગોભાગો નાસ્તિ; એ સંસ્કૃત શબ્દો નોંધવા જેવા છે.

૧૬. આ ખતપત્રની ઉપર આપેલી વિગત ઉપરથી તે કાળે મોગલાઈ ગુજરાતમાં કીયા અધિકારીઓ, નગરશેઠ અને પાંચ મહાજનો સાથે મળીને રાજ્યતંત્ર કેમ ચલાવતા હતા તેનો ખ્યાલ પણ આપણને આપે છે.

૧૭. આ ખતપત્રમાં દેખાતી પદ્ધતિ ગુજરાતી સ્વતંત્ર સુલતાનશાહી દરમ્યાન, તેમ મોગલાઈ અમલ દરમ્યાન ચાલતી હતી, એટલું જ નહીં પણ પેશ્વાઇ અમલ દરમ્યાન પણ ચાલુ હતી. સિધિયાના અમલ દરમ્યાનના ખતપત્રો તથા દસ્તાવેજો એની સાબીતી રૂપ છે. અંગ્રેજી અમલ દાખલ થયા પછી, એટલે કે ૧૯મી સદીનો અર્ધ ભાગ વીત્યા પછી હાલની દસ્તાવેજ લખવાની પદ્ધતિ ચાલુ થઇ હશે, એમ સમજાય છે.

આમ ઘણીએક બાબતો ઉપર આ ખતપત્ર સારો પ્રકાશ પાડે છે. આવા જૂના દસ્તાવેજો રીતસર એમ ને એમ, વગર હસ્ત આપ લ્યે છપાવવામાં આવે અને વિચારવામાં આવે તો તે સમયનો વહીવટ, અધિકારીઓ, પદ્ધતિ, સામાજિક રૂઢિઓ, ભાષા વગેરે વિષે પણ ઘણુંક ઘણુંક જાણવામાં આવે.

---

# ગુજરાતના ઈતિહાસનાં સાધનો

અને

## શ્રી ફાર્બસ ગુજરાતી સભા

**ન્યાયમૂર્તિ શ્રી. હરસિદ્ધભાઈ વ. દિવેટિયા**

શ્રી. ફાર્બસ ગુજરાતી સભાની સ્થાપના સને ૧૮૬૫માં "ગુજરાતી ભાષા સુધારવાના અને તે ભાષામાં સબળ અને શુભ સાહિત્ય ઉત્પન્ન કરવાના" હેતુથી મુંબઈમાં ધી ઑન. મિ. જસ્ટીસ એલેકઝાન્ડર કીન્લાક ફાર્બસ સાહેબના પ્રમુખપદે સ્થપાઈ, ત્યારે ઐતિહાસિક ગ્રંથોનું, ખાસ કરીને ગુજરાતના ઈતિહાસને લગતા ગ્રંથોનું પ્રકાશન, એ તેના મુખ્ય ઉદ્દેશમાંનો એક ઉદ્દેશ હતો. તે પછી બીજે જ વર્ષે તેના આદિપ્રમુખ સર એલેકઝાન્ડર કીન્લાક ફાર્બસે ગુજરાતના ઐતિહાસિક રાસાઓ, કથાઓ, તથા પ્રસંગોના સંગ્રહ સાથે અંગ્રેજી ભાષામાં પ્રકટ કરેલી "રાસમાળા"નું ગુજરાતી ભાષામાં ભાષાન્તર કરાવવાનો ઠરાવ થયો હતો; એ કાર્ય તે વખતના સુપ્રસિદ્ધ સાક્ષર શ્રી. રણછોડભાઇ ઉદયરામ દવેને સોંપવામાં આવ્યું હતું; અને તે બે ભાગમાં પ્રકટ થયું હતું. તેમના એ ભાષાન્તરે, વિવિધ અને પુષ્કળ સપ્રમાણ ટીપ્પણીઓ યુક્ત હોઇને, ગુજરાતના ઐતિહાસિક સાહિત્ય માટે ઘણી ઉપયોગી સામગ્રીઓ ભવિષ્યના સાહિત્યકારો તેમ જ ઇતિહાસસંશોધકો માટે પૂરી પાડી હતી. અત્યાર સુધીમાં એ ગ્રંથની ત્રણ સચિત્ર આવૃત્તિઓ થઈ છે; તે એની ઉપયોગિતા તથા લોકપ્રિયતા દર્શાવે છે.

એ ઉપરાંત સંવત ૧૩૬૧માં સંસ્કૃત ભાષામાં લખાયેલો ઐતિહાસિક પ્રબંધોનો, શ્રી. મેરુતુંગાચાર્યકૃત "પ્રબંધચિંતામણિ" નામનો ગ્રંથ કે જેમાં ગુજરાતના રજપૂત રાજાઓનાં રાજકાર્યો તેમ જ રાજસભાઓના પ્રસંગોનાં વર્ણનો વર્ણવાયાં છે તે સશોધી, પ્રકટ કરવાનો પણ ઠરાવ થયો હતો અને એ કાર્ય તે સમયના સુપ્રસિદ્ધ પુરાતત્ત્વવેત્તા ડૉ. ભાઉ દાજીને સોંપવામાં આવ્યું હતું. પરંતુ અનેક પ્રતિકૂલ સંજોગોને લીધે એ કાર્ય થઇ શક્યું નહીં, અને છેવટે સભાનું સક્રિય જીવન સને ૧૯૧૩માં પાછું શરૂ થયું ત્યારે એ ગ્રંથ મૂળ સહિત ટિપ્પણી તેમ જ ભાષાન્તર સાથે તૈયાર કરવાનું કાર્ય આદરવાનો સભાએ વિચાર કર્યો હતો. કેટલાએક પત્રવ્યવહારો પછી આખરે રા. રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીને એ કાર્ય સોંપવામાં આવતાં મૂળ સંસ્કૃત ગ્રંથનું સંશોધિત સટિપ્પણ પ્રકાશન સને ૧૯૩૨માં, તથા તેનું ગુજરાતી ભાષાન્તર સને ૧૯૩૪માં પ્રકટ થયું.

દરમ્યાન સભાએ એકઠાં કરેલાં ઐતિહાસિક સાધનો, પ્રબંધો, લેખો, તામ્રપત્રો, સનદો, વંશાવલીઓ, રાસાઓ, કંઠસ્થ, ચારણી સાહિત્યો, આદિની વિગતવાર યાદી (ભાગ ૧ને ૨) રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની કને તૈયાર કરાવી, સને ૧૯૨૩ અને સને ૧૯૨૮માં પ્રકટ કરી હતી. ઉપરાંત "ગુજરાતનાં ઐતિહાસિક સાધનો" (૧–૨) સને ૧૯૨૯માં સભાએ પ્રગટ કર્યાં હતાં. તે પછી જૈન સંસ્કૃત ઐતિહાસિક ગ્રન્થ, ચતુર્વિંશન્ત પ્રબંધ જેમાં રાજાઓ કવિઓ વિગેરે ૨૪ મહાપુરુષોના વૃત્તાન્તો વર્ણવાયલાં છે, એ સંશોધીને તૈયાર કરવાનું, તેમ જ તેનો ગુજરાતી અનુવાદ કરવાનું રા. રા. હીરાલાલ રસિકદાસ કાપડીયા, એમ. એ. તે સોંપવામાં આવ્યું હતું. તેમના એ ગ્રંથો સને ૧૯૩૨ અને સને ૧૯૩૪માં સભાએ પ્રગટ કર્યા છે.

તેમ જ સ્વ. કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈએ સર એલેકઝાન્ડર કીન્લાક ફાર્બસ

ફીધાં; એ સર્વે લ્યખ્યાં આપ્યાં; એ તહમ્યો ચૂકયો તે ખરૂં; ગુરથ શકાઈ રૂપૈયા ૧૩૨ એકસો સાડીબંત્રીસં નાંહાંના નવીરાના ચલણીયા માસા ૧૧॥ નવા લાગો ભાગો નાસ્તિં; વેહેચી લીધું છે; પોતે લ્યે; યાંહાં ગમે તેને આપે; મ્યલીને ઉજવણું કરે વગેરે વગેરે.

અહીં વળી નોંધવા જેવું એ છે કે 'ખ' ને બદલે 'ષ', એક સ્થળે 'ક્ષ' 'જ' ને બદલે 'ય' બધે લખાયેલ છે.

૧૪. આ ખતપત્રનો મુખબંધ સંસ્કૃત મિશ્રિત ગુજરાતી ભાષામાં લખાયલો છે. કેટલાક રૂઢિગત સંસ્કૃત શબ્દો અને પદો રાજ્ય–ન્યાય–વ્યવહારને અનુસરીને વપરાયા છે. 'અખંડ પ્રૌઢ પ્રતાપવાન્', 'ચક્રવર્તી', યવનકુલતિલક, 'રણાંગણ ધીર', 'મહારાજાધિરાજ', 'દાનવીર', સંકલ ગુણનિધાન; આદિ રાજપુત યુગમાં રાજાને લગાડાતાં બિરૂદો અને વિશેષણો, મોગલાઈ કાળમાં પણ કાયમ ચાલુ રહેલાં આવ્યાં છે. શાહજહાન બાદશાહને લાગુ કરેલાં ઉપલાં બિરૂદો જૂની રાજપૂતી પરિપાટીનું અનુસરણ–અનુકરણ જ દાખવે છે. ખતપત્ર વચ્ચે વચ્ચે કદિ કદિ સંસ્કૃત શબ્દો વપરાય છે, એ પણ નોંધવા જોગ છે.

૧૫. ઉપરાંત, એ એકોદર પ્રસૂત, સ્વેચ્છાયેં, મૃન્ય ચ પાત્રે(ત્રો), પંચત્વ, ઉચલકં, લાગોભાગો નાસ્તિ, એ સંસ્કૃત શબ્દો નોંધવા જેવા છે.

૧૬. આ ખતપત્રની ઉપર આપેલી વિગત ઉપરથી તે કાળે મોગલાઈ ગુજરાતમાં કીયા અધિકારીઓ, નગરશેઠ અને પાંચ મહાજનો સાથે મળીને રાજ્યતંત્ર કેમ ચલાવતા હતા તેનો ખ્યાલ પણ આપણને આપે છે.

૧૭. આ ખતપત્રમાં દેખાતી પદ્ધતિ ગુજરાતી સ્વતંત્ર સુલતાનશાહી દરમ્યાન, તેમ મોગલાઈ અમલ દરમ્યાન ચાલતી હતી, એટલું જ નહીં પણ પેશ્વાઇ અમલ દરમ્યાન પણ ચાલુ હતી. સિંધિયાના અમલ દરમ્યાનના ખતપત્રો તથા દસ્તાવેજો એની સાબીતી રૂપ છે. અંગ્રેજી અમલ દાખલ થયા પછી, એટલે કે ૧૯મી સદીનો અર્ધ ભાગ વીત્યા પછી હાલની દસ્તાવેજ લખવાની પદ્ધતિ ચાલુ થઇ હશે, એમ સમજાય છે.

આમ ઘણીએક બાબતો ઉપર આ ખતપત્ર સારો પ્રકાશ પાડે છે. આવા જૂના દસ્તાવેજો રીતસર એમ ને એમ, વગર હસ્ત આપ લ્યે છપાવવામાં આવે અને વિચારવામાં આવે તો તે સમયનો વહીવટ, અધિકારીઓ, પદ્ધતિ, સામાજિક રૂઢિઓ, ભાષા વગેરે વિષે પણ ઘણુંક ઘણુંક જાણવામાં આવે.

# ગુજરાતના ઈતિહાસનાં સાધનો

## અને

## શ્રી ફાર્બસ ગુજરાતી સભા

ન્યાયમૂર્તિ શ્રી. હરસિદ્ધભાઈ વ. દિવેટિયા

શ્રી. ફાર્બસ ગુજરાતી સભાની સ્થાપના સને ૧૮૬૫માં "ગુજરાતી ભાષા સુધારવાના અને તે ભાષામાં સબળ અને શુભ સાહિત્ય ઉત્પન્ન કરવાના" હેતુથી મુંબઈમાં ધી ઑન. મિ. જસ્ટીસ એલેક્ઝાન્ડર કીન્લાક ફાર્બસ સાહેબના પ્રમુખપદે સ્થપાઈ, ત્યારે ઐતિહાસિક ગ્રંથોનું, ખાસ કરીને ગુજરાતના ઇતિહાસને લગતા ગ્રંથોનું પ્રકાશન, એ તેના મુખ્ય ઉદ્દેશમાંનો એક ઉદ્દેશ હતો. તે પછી બીજે જ વર્ષે તેના આદિપ્રમુખ સર એલેક્ઝાન્ડર કીન્લાક ફાર્બસે ગુજરાતના ઐતિહાસિક રાસાઓ, કથાઓ, તથા પ્રસંગોના સંગ્રહ સાથે અંગ્રેજી ભાષામાં પ્રકટ કરેલી "રાસમાળા"નું ગુજરાતી ભાષામાં ભાષાન્તર કરાવવાનો ઠરાવ થયો હતો; એ કાર્ય તે વખતના સુપ્રસિદ્ધ સાક્ષર શ્રી. રણછોડભાઇ ઉદયરામ દવેને સોંપવામાં આવ્યું હતું; અને તે બે ભાગમાં પ્રકટ થયું હતું. તેમના એ ભાષાન્તરે, વિવિધ અને પુષ્કળ સપ્રમાણ ટીપ્પણીઓ યુક્ત હોઇને, ગુજરાતના ઐતિહાસિક સાહિત્ય માટે ઘણી ઉપયોગી સામગ્રીઓ ભવિષ્યના સાહિત્યકારો તેમ જ ઇતિહાસસંશોધકો માટે પૂરી પાડી હતી. અત્યાર સુધીમાં એ ગ્રંથની ત્રણ સચિત્ર આવૃત્તિઓ થઈ છે; તે એની ઉપયોગિતા તથા લોકપ્રિયતા દર્શાવે છે.

એ ઉપરાંત સંવત ૧૩૬૧માં સંસ્કૃત ભાષામાં લખાયેલો ઐતિહાસિક પ્રબંધોનો, શ્રી. મેરુતુંગાચાર્યકૃત "પ્રબંધચિંતામણિ" નામનો ગ્રંથ કે જેમાં ગુજરાતના રજપૂત રાજાઓનાં રાજકાર્યો તેમ જ રાજસભાઓના પ્રસંગોનાં વર્ણનો વર્ણવાયાં છે તે સંશોધી, પ્રકટ કરવાનો પણ ઠરાવ થયો હતો અને એ કાર્ય તે સમયના સુપ્રસિદ્ધ પુરાતત્ત્વવેત્તા ડૉ. ભાઉ દાજીને સોંપવામાં આવ્યું હતું. પરંતુ અનેક પ્રતિકૂલ સંજોગોને લીધે એ કાર્ય થઇ શક્યું નહીં, અને છેવટે સભાનું સક્રિય જીવન સને ૧૯૧૩માં પાછું શરૂ થયું ત્યારે એ ગ્રંથ મૂળ સહિત ટિપ્પણી તેમ જ ભાષાન્તર સાથે તૈયાર કરવાનું કાર્ય આદરવાનો સભાએ વિચાર કર્યો હતો. કેટલાએક પત્રવ્યવહારો પછી આખરે રા. રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીને એ કાર્ય સોંપવામાં આવતાં મૂળ સંસ્કૃત ગ્રંથનું સંશોધિત સટિપ્પણ પ્રકાશન સને ૧૯૩૨માં, તથા તેનું ગુજરાતી ભાષાન્તર સને ૧૯૩૪માં પ્રકટ થયું.

દરમ્યાન સભાએ એકઠાં કરેલાં ઐતિહાસિક સાધનો, પ્રબંધો, લેખો, તામ્રપત્રો, સનદો, વંશાવલીઓ, રાસાઓ, કંઠસ્થ, ચારણી સાહિત્યો, આદિની વિગતવાર યાદી (ભાગ ૧ને ૨) રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની કને તૈયાર કરાવી, સને ૧૯૨૩ અને સને ૧૯૨૮માં પ્રકટ કરી હતી. ઉપરાંત "ગુજરાતનાં ઐતિહાસિક સાધનો" (૧–૨) સને ૧૯૨૯માં સભાએ પ્રગટ કર્યાં હતાં. તે પછી જૈન સંસ્કૃત ઐતિહાસિક ગ્રન્થ, ચતુર્વિંશાન્ત પ્રબંધ જેમાં રાજાઓ કવિઓ વિગેરે ૨૪ મહાપુરુષોના વૃત્તાન્તો વર્ણવાયલા છે, એ સંશોધીને તૈયાર કરવાનું, તેમ જ તેનો ગુજરાતી અનુવાદ કરવાનું રા. રા. હીરાલાલ રસિકદાસ કાપડીયા, ઍમ. એ. ને સોંપવામાં આવ્યું હતું. તેમના એ ગ્રંથો સને ૧૯૩૨ અને સને ૧૯૩૪માં સભાએ પ્રગટ કર્યા છે.

તેમ જ સ્વ. કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈએ સર એલેક્ઝાન્ડર કીન્લાક ફાર્બસ

સાહેબની સૂચના, સલાહ અને દેખરેખ અનુસાર ગુજરાત કાઠિયાવાડના ભાટચારણો કનેથી સાંભળી, તેમ જ તેમના ચોપડાઓ ઉપરથી ઉતરાવી લીધેલા કેટલાક વિશાળ સંગ્રહનો, "ગુજરાતના કેટલાએક ઐતિહાસિક પ્રસંગો તથા વાર્તાઓ" એ નામે એક ગ્રંથ સને ૧૯૩૩માં બહાર પાડ્યો હતો. એ ઉપરાંત ગુજરાત કાઠિયાવાડમાંથી મળી આવેલા શિલાલેખો, તામ્રપત્રો આદિ અત્યારસુધીમાં છૂટાંછૂટાં પ્રકાશમાં આવ્યાં હતાં, પરંતુ તેનું સટિપ્પન ભાષાન્તર સહિત પ્રકાશન પ્રકટ થયું ન હતું. તેથી સભાએ એ કાર્ય મુંબઈના પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝીયમના આર્કયોલોજી વિભાગના ક્યુરેટર રા. રા. ગિરજાશંકર વલ્લભજી આચાર્ય, બી. એ.ને સોંપવામાં આવ્યું હતું. અને તેમણે મહારાજા અશોકના સમયથી તે ગુજરાતના છેલ્લા રજપૂત વાઘેલા વંશના રાજકાળ સુધીનાં તામ્રપત્રો અને શિલાલેખો સંશોધી, સટિપ્પન સારભૂત ભાષાન્તર સાથે તૈયાર કર્યાં છે; જેના બે ભાગો સને ૧૯૩૫માં પ્રકટ થઈ ચૂક્યા છે, અને તેનો ત્રીજો ભાગ હાલ મુદ્રણાલયમાં છપાઇ રહ્યો છે, જે થોડા સમયમાં પ્રસિદ્ધ થવા વકી છે. સભાનું આ પ્રકાશન ઇતિહાસના વિદ્વાનો તથા સંશોધકોને ઘણું જ માર્ગદર્શક તેમ જ ઉપયોગી થઇ પડવા સંભવ છે. આશા છે કે એ પ્રકાશનમાં સભા તરફથી જે પરિશ્રમ લેવાયો છે, અને જે ભારે નાણાસંગ્રહ ખર્ચાયો છે, તેની સફળતા ગુજરાતની ઇતિહાસરસિક જનતા પૂરવાર કરી આપશે.

આ ઉપરાંત પણ સભાએ ગુજરાતમાં પ્રચલિત જૂદાજૂદા ધાર્મિક સંપ્રદાયોના ઇતિહાસને લગતી પુસ્તકમાળા વિદ્વાન લેખકો પાસે લખાવી, પ્રસિદ્ધ કરાવી છે. એ લેખમાળામાં "વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ," શૈવધર્મ, શાક્તસંપ્રદાય, કબીરસંપ્રદાય, આદિના ઇતિહાસના મણકાઓ પણ પ્રકટ થઈ ચૂક્યા છે. જૈનધર્મનો ઇતિહાસ પણ, એ ધોરણે તૈયાર કરવાનું કામ પંડિત બેચરદાસજી દોશીને સોંપવામાં આવ્યું છે. ઉપરાંત અનુકૂળતાએ બૌદ્ધધર્મ, સ્વામિનારાયણસંપ્રદાય, જરથોસ્તધર્મ, ખ્રિસ્તધર્મ, ઇસ્લામધર્મ, આદિ ગુજરાતમાં પ્રચલિત અને ગુજરાતી સાહિત્ય ઉપર અસર કરનારા સપ્રદાયો તેમ જ ધર્મોને લગતાં પ્રકાશનો પણ યથાવકાશે બહાર પાડવાનો પ્રબંધ વિચારાયો છે.

આમ પુસ્તકો ઉપરાંત ગુજરાતના ઇતિહાસને લગતાં વ્યાખ્યાનો વિદ્વાનો પાસે કરાવી, પત્રિકા રૂપે પ્રકટ કરવામાં આવે છે. ગુજરાતના મુસ્લિમ ઇતિહાસને લગતી કેટલીએક પત્રિકાઓ ઇસ્લામી વિદ્વાનો પાસે તૈયાર કરાવી, સભાએ પ્રકટ કરી છે. આ સૌ કાર્યો માટે સભાએ "શ્રી ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક" એ નામનું એક ત્રૈમાસિક મુખપત્ર પ્રકટ કરવાનો પ્રબંધ ચાર વર્ષથી કર્યો છે. એ "ત્રૈમાસિક"માં ગુજરાતના ઇતિહાસને લગતા મનનીય લેખો પ્રસિદ્ધ થતા રહે છે.

આ પ્રમાણે શ્રી ફાર્બસ ગુજરાતી સભાએ છેલ્લાં સત્તાવીશ વર્ષના સક્રિય જીવનમાં તેનો મૂળ ઉદ્દેશ પાર પાડવા માટે યથાશક્તિ પ્રયત્નો કર્યા છે. છતાં ગુજરાત–મહાગુજરાતના ઇતિહાસનું વિશાળ ક્ષેત્ર હજી પૂરતું અને પૂરૂં ખેડાયું નથી. આધુનિક સંશોધનના દૃષ્ટિબિંદુથી સમગ્ર ગુજરાતના સર્વગ્રાહી ઇતિહાસની એક વ્યાપક ગ્રંથમાળા રચાવી હજી બાકી છે. પરંતુ તે માટેની સામગ્રીઓ પૂરી પાડવા માટે સભાએ અત્યાર સુધીમાં ઉપર દર્શાવ્યા તેવા પ્રયાસો યથાશક્તિ તેમજ યથાસંયોગ કર્યા છે.

એ સહુ ઉપયોગી નીવડે અને ભવિષ્યમાં ઐતિહાસિક ગ્રંથમાળા અસ્તિત્વમાં આવવા માટે સહાયભૂત થાય તો શ્રી ફાર્બસ ગુજરાતી સભાને પોતાના ઉદ્દેશની સફળતાનો સંતોષ મળશે.

---



ધ ઑાન. મિ૦ જસ્ટિસ ઈ. એમ. એચ. ફુલ્ટન
સી. આઇ. ઇ., આઇ. સી. એસ.

પ્રમુખઃ સને ૧૮૯૮ થી ૧૯૦૭, ટ્રસ્ટીઃ સને ૧૯૦૩ થી ૧૯૦૭

# જીર્ણોજ્જ્વલ સર્વકાલીનતા:

[ એક રસાત્મક દર્શન ]

કવિ 'લલિત'

જૂનાગઢમાં, માટીનું અત્તર અજબ ખુશબોભર્યું થાય છે. પ્હેલો વરસાદ પડે, ને ધરણી ભીંજાઈ જાય, ત્યારે તે મઘમઘે છે. તેવી સુગન્ધ, જન્મતીર્થની કોને, ક્યાં નહીં આવતી હોય?

સોરઠનાં, સોમનાથ, ગિરિનરસિંહ અને, જૂનાગઢ તો, જીવનજૂનાં છે. છતાં, આવડે; તો, તેની નિત્યનવીનતા આજે ય ઝીલી શકાય છે.

પ્રાચીન સુગન્ધવતી પૃથ્વીપર નિત્યનૂતન રસસર્જન અહર્નિશ ખીલે છે. તેની અર્વાચીનતા મનોભાવભર્યા માનવી ઝીલે છે. તેવી તેને પોતાની ન્યારી રસાત્મક લલિતકલામાં તે ખીલવી રહેલ છે. પરંતુ માનવકલાની જીર્ણોજ્જ્વલતા જેટલી જામેલી લ્હેરાય છે, તેટલી રમણીય નવતા કેમ ફાલતી નહીં હોય? ભગવાન બુદ્ધને પ્રજાભક્ત અશોકના વત્સલ આલેખો તો પત્થરમાં આજેય બોલે છે.

પ્રાચીનતામાં વસુંધરાની સુગન્ધ જેવી મીઠી સહૃદયતા છે. અર્વાચીનતામાં કેવળ ઉકળતા મનતરંગો જ છે શું?

કલા હૃદયજન્ય છે, માટે જ તે આત્મકલા ગણાય છે. એ રસસિદ્ધિ જન્મતીર્થે પ્રથમ ઝીલાય છે; તેવી તે જીવનપર્યંત જીર્ણોજ્જ્વલ ઝળહળે છે.

પ્રાચીન આનર્ત્ત અને સુરાષ્ટ્રનાં ત્રણ પાટણો, સોમનાથ, વલ્લભીપુર અને સિદ્ધપુર કરતાં, કાંઈ જૂનાગઢ ઓછું સોના જેવું જૂનું નથી. આજની આપણી નગરીઓ તો અમરંગી છે શું?

ગુર્જર સુરાષ્ટ્રનાં આજનાં વિદેશી વામન નગરોમાં જૂનાગઢ, તેની જીર્ણતાને લીધે પણ, સ્વદેશી નગરી લાગે છે.

કાલકૂટસ્થ સમાન ગિરિનારાયણ પરાપૂર્વના એના એ, અને એવા ને એવા આજે ય છે. એની ઘેરી છાયા અજબ માયાવી છે: ભવનાથના શિવરાત્રિના મેળામાં શ્રીકૃષ્ણે સુભદ્રાઅર્જુનને તે ઝીલાવી હતી!

આજના મહાહિન્દના પશ્ચિમ સાગરકંઠે આજનો સોરઠ પણ મીઠો દેશ છે. નાઘેરની રસકુંજોને ગજાવતાં કોયલમોર થાકતાં જ નથી.

એ પ્રદેશની માનવતાની જૂની આંખને જૂનાં જોણું બહુ ગમતાં, લાગે છે. આજનું ઉડતું જગત પણ વિમાનને થંભાવી, તેને જોઇ રહે છે.

એવું તે જીર્ણોજ્જ્વલતાનાં પ્રદર્શનમાં શું હશે? એક માનવીનું જૂનું હૈયું રતો!

પોતાનું વતન કોને વ્હાલું પ્રાણ નહીં લાગતું હોય? વતનના યોગાનુયોગ હંમેશ કારમા જ હોય છે. એના સંયોગે, તેમ વિયોગે, આત્મકળાયલ પૂર્ણચન્દ્ર અજબ ખીલે છે.

જન્મતીર્થને ઘાટેથી, ભવાટવીના ભમનારને પુરૂષાર્થમાં પરાક્રમની ચેતના મળે છે. તેથી જ તો તે, જયસિદ્ધિનાં નૈવેદ્ય ઘેર આવીને, જગતભરને પાઠવે છે. એ રસથાળમાં, મીઠાં જન્મામૃત ભર્યાં હોય છે. નરસિંહ મ્હેતાજીએ એવી આત્મકલા ઝીલીને ખીલવી હતી.

જીર્ણદુર્ગ પ્રાચીનતાનો સંરક્ષક છે, તેટલો જ તે અર્વાચીનતાને અભેદ્ય છે. કેવળ પ્રાચીન કે, કેવળ અર્વાચીન, પણ પોતપોતાની વિરલતાનાં પ્રેરક પ્રદર્શનો ભરે છે. ત્યારે જ ત્રિકાલાતીત વૈદ્યક દૃષ્ટિને તેની સનાતન સર્વકાલીનતા પ્રત્યક્ષ થાય છે. બન્નેમાં રસ-ચૈતન્ય તો એકસરખું વહે છે; પરંતુ પ્રત્યેકનું ઐશ્વર્ય જૂજવે રૂપરંગે ભર્યું લાગે છે.

જૂનાગઢને જન્મતીર્થે મને સોળમે વર્ષે સંજ્ઞાત્મક રસમર્મજ્ઞતા સ્ફૂરી હતી. આજે તો તેના ધોધ વહે છે ને સંજીવનનો સાગર ઉછળે છે.

મહાહિન્દને વર્તુલે જન્મતીર્થના મધ્યબિન્દુની અમીસરવાણીના ફુવારા ફૂટે છે ને આર્યસંસ્કૃતિનાં ઓજસે નવયુગના ભાગ્યોદયને તે ભીંજવે છે.

ત્યારે, પ્રાચીનતામાં અને અર્વાચીનતામાં સર્વકાલીન આત્મપ્રસાદ ઝીલિયે, તો જ, યોગૈશ્વર્યે સ્વદેશપ્રભુતા પામિયે.

---

# ગિરિતળાટીએથી—

'લલિત'

તળેટીએ, વન્દું, ધ્રુવ શું, ગિરિનારાયણપદે,
સુવર્ણાંકે, રેખા, રસ વહતી, દામોદરપટે.
ઉભા બન્ને બાહૂ, નયનભર, સદ્દર્શન, ધરે,
ઝુલંતું, પશ્ચિમે, જીવનજાનું, દિગ્દર્શન તરે ! ૧

માનવી પ્રકૃતિપ્રેર્યાં, જૂનાજોગી સમાં દિસે,
સૃષ્ટિ સમી વિભૂતિઓ, જીર્ણોજ્જ્વલ પ્રતિષ્ઠિત ! ૨

એ કાલ કૂટસ્થ પહાડ, પત્થરે,
પ્રાચીન કૈં, કાળવહી જ વિસ્તરે;
રસાક્ષરી વાંચતી આંખ ઉઘડે;
પ્રજ્ઞાનના ત્યાંથી, ગરૂડ કૈં ઉડે ! ૩

સૌરાષ્ટ્રે સિંહ ને અબ્ધિ, ગર્જે, ગૌરવ, ગુર્જરી;
સૌમ્યેશને પ્રભાસે તો, ગુંજે છે કૃષ્ણ–બંસરી ! ૪

પ્રાચીનમાં નિત્ય નવીન જોતાં;
અર્વાચીને પ્રાણ પુરાણ મ્હોતાં;
ન જન્મ મૃત્યુઃ જીવનો પ્રન્હોતાં–
શાં સર્વકાલીન જ્વલંત સ્હોતાં ! ૫

શિવાત્માથી સુહાતાં જો ! જીર્ણદુર્ગ, વસુન્ધરા !
શૃંગારે જો ! મનુષ્યોને જન્મતીર્થ જયાંજને ! ૬

# સિંહગઢ

શ્રી. ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા

[ સોરઠા ]

[ ૧ ]

ગઢ દીઠા દશ વીશ, દીઠા કિલ્લા કાંગરા,
દીઠી દશ દશ દિશ, જોવા એ ગઢ સિંહનો.

[ ૨ ]

મહારાષ્ટ્રે મશહૂર, સિંહ ગયો ને ગઢ રી'યો;
સ્થળ ઇતિહાસે શૂર, જોયો ગઢ એ સિંહનો.

[ ૩ ]

શિવ તણો અવતાર, રૂદ્ર બારમો આવીઓ;
રખપત રાખણહાર, ધરમધુરંધર રાજવી.

[ ૪ ]

ધન જનનીનાં દૂધ, ધન મરણિયા માવલા;
માથાં મૂકી જૂદ્ધ, રાખ્યો ગઢ એ સિંહનો.

[ ૫ ]

એના કીર્તિ કોટ, પાણે પાણે પ્રજ્જવળે;
ભાગે મૂકી દોટ, કાયર કાયા કંઈકની.

[ ૬ ]

ગાજે વનવન વાટ, હાકોટા સાવજ તણે;
ધ્રુજે ઘર ઘર ઘાટ, સિંહ શિવાજી નામથી.

[ ૭ ]

ગઢ થાતાં ખંડેર, કાળ કારમી ભીંસમાં;
અમર રહે ગઢશેર, સિંહ શિવાજી નામથી



# ચાવડા અને વિહોલના કજીઆનું કવિત

સં. શ્રી નથુસિંહ હ. ચાવડા.

અણુસમજે મુમત કર્યો પીલવાઈએ,
કરતી'તી મોજ મજાઈ;
શરણાં દીધેલ ગોચર ને ખાઈએ,
ભાઈ મરાવ્યા સુજાભાઈએ. ૧

અપલ્યાં[1] ની શિખવણીએ,
ઓલ્યે — એટલે — વિહારે;
મેળ કરી વિહોલે,
બીલોદરો આવ્યો વણબોલ્યે. ૨

તાણી મૂછ હથ્થાંનક તોલે,
અણુનમ અગરો[2], બદો,[3] વાંટાળા;
કુબેર,[4] મોતી કકુદકંધાળા,[5]
રૂપા,[6] જાલમ,[7] ક્ષત્રી રઢાળા. ૩

બાંધવ સૌ મળીઆ બિરદાળા,
દીહાળી દીઠા ભરડોળા;
એટલે તો કાળરુપી પડીઆ કોળા,
ઝટકે મચાવ્યા રંગ ઝકોળા. ૪

ભાલોળ, ભાલીઉં ઊડે ભાઠા,
બરકમ તો મારીઆ બાઠા;
ગાંઠ ગુમાવીને ક્ષેત્રથી[8] નાઠા,
નાસતાં નેઠ ધરદિશ નાઠા. ૫

શામળો થયા સવેળા બેલી,
થોડે કાઢયા ઘણાને ઠેલી;
જેમાં ઠાકરડી[9] લઢી એકીલી,
જ્યાં મૂછાળાય ગયા મોં મેલી. ૬

વિહારે ખબર પડી'તી જ તે દી,
સમશેર શર શકયા નહીં સાંધી;
અસિ બીજી વાર અભાગિયે બાંધી,
પુંજાજી વનરાજ પઢાણું. ૭

આગળ આ[10] ધર થકો અલેણું,
ફેર લડીને એવું ફેણ્યું;
જે ભવોભવનું રહ્યું મેણું,
કવિ જેતશી[11] કથ્યાથી જાણ્યું. ૮

ટીપઃ-બીલોદરા અને પીલવાઈના રાજપૂતો વચ્ચે સં. ૧૯૦૨ માં થયેલા કજીઆનું ટૂંક વર્ણન.

---

૧ કણબી. ૨ અગરસિંહ. ૩ બદસિંહ. ૪ કુબેરસિંહ. ૫ બળદના જેવી કંધ છે જેની. ૬ રૂપસિંહ. ૭ જાલમસિંહ. ૮ સમરક્ષેત્ર. ૯ સાંકળીબાઈ. ૧૦ ચાવડા. ૧૧ દેવરાસણ(તા. મ્હેસાણા)ને । ગઢવી-કવિ.

# પ્રાચીન ગુર્જર સંસ્કૃતિ

[ ઈડર રાજ્યના પ્રાચીન અવશેષો અને તેનું મહત્ત્વ ]

શ્રી. પંઢરીનાથ આત્મારામ ઈનામદાર
ડાયરેક્ટર ઑફ આર્કીઓલૉજી, સં. ઈડર

## પ્રદેશ

ઈડર સંસ્થાનનો પ્રદેશ ગુજરાતના ઈશાન ખૂણામાં ઘણું ખરું સાબરમતી નદીના પૂર્વ તરફના ભાગમાં આવેલો છે. તેનું ક્ષેત્રફળ ૧,૬૬૯ ચોરસ માઈલ જેટલું છે.

અરવલ્લીની ડુંગરમાળનો દક્ષિણ બાજુનો વળાંક આ રાજ્યની પૂર્વ તથા ઉત્તર દિશાઓની કુદરતી સીમા છે. અહીંનો પ્રદેશ ડુંગર, ખીણો અને નદીઓથી ભરપૂર હોઈ ખૂબ સુંદર છે. સાબરમતી અને તેના ફાંટારૂપ સેઈ, હરણાવ, હાથમતી, મેશ્વો, વાત્રક, વગેરે નદીઓનાં પાણી આ પ્રદેશમાંથી વહે છે, અને સંસ્થાનનાં પશ્ચિમ તથા દક્ષિણનાં મેદાનોને ફળદ્રૂપ કરે છે. પુરાતન સમયથી આ પ્રદેશ વસ્તીથી ભરપૂર અને આબાદ હતો, કારણ કે સામાન્ય રીતે નદીઓની ખીણોનો સપાટ અને ફળદ્રુપ પ્રદેશ ફળ, ફૂલ, કંદમૂળ અને પ્રાણીઓની બહુલતાને લીધે માનવ વસવાટની સુગમતા ધરાવે છે. વળી આ તરફનો પ્રદેશ કુદરતી રીતે જ ડુંગરમાળથી રક્ષાયેલો હોઈ વિશેષ સમૃદ્ધિવાન રહી શક્યો હતો. અહીં આપણને પુરાતન મંદિરો, શહેરો, અને નગરોના અવશેષો મળી આવે છે. આ અવશેષો વત્તા ઓછા પ્રમાણમાં ડુંગરો, જંગલો, વગેરે સ્થળોએ વેરાયેલા પડ્યા છે. એથી અનુમાન થાય છે કે પ્રાચીન કાળમાં આ પ્રદેશમાં સુખસમૃદ્ધિની છોળ હોવી જોઈએ. વળી આ પ્રદેશ અલગ નહી હોતાં એક મોટા ( સૌવીર ) પ્રદેશના અંતર્ભાગ જેવો હતો. મારવાડ, રજપૂતાના, માળવા અને હિન્દુસ્તાનના ઉપરના ભાગોના લોકોને ગુજરાતમાં દાખલ થવા માટે ઉત્તરપૂર્વ દિશા તરફનો આ એક દરવાજો હતો.

અહીં સાબરમતીની શાખા અને પ્રશાખા જેવી બીજી નદીઓને મુકાબલે ખુદ સાબરમતીના કિનારાઓ પરથી ઓછા અવશેષો મળી આવે છે, તેનું કારણ એમ હોઈ શકે કે વિધર્મી પ્રજાઓનાં લશ્કરોને આ પ્રદેશમાં દાખલ થવા માટે સાબરમતીની ખીણ મુખ્ય રસ્તો હોઈ ત્યાં અવશેષો ઓછા પ્રમાણમાં સચવાઈ રહ્યા છે. જ્યારે હરણાવ, હાથમતી અને મેશ્વો વગેરે સાબરમતીની શાખાઓના કિનારાઓ ઉપર તથા ખીણોના પ્રદેશમાં વધુ પ્રમાણમાં અવશેષો જોવામાં આવે છે.

## પૌરાણિક ઉલ્લેખ

પૌરાણિક સમયના મળી આવતા ઉલ્લેખો મુજબ આ સંસ્થાનનો પ્રદેશ દ્વાપર યુગમાં વાતાપી અને ઈલ્વ નામના બે અસુર બંધુઓનું નિવાસસ્થાન હતો. એમણે આ પ્રદેશને ખેદાનમેદાન કરી નાંખેલ, જેથી અગસ્ત્ય ઋષિને તેમનો નાશ કરવાની ફરજ પડી હતી. તે

આ પ્રદેશને હિડમ્બવનના એક ભાગ તરીકે ગણવામાં આવતો હતો. એક આખ્યાયિકા છે કે મેશ્વો નદીના કિનારા પર એક બલાઢ્ય રાક્ષસ રહેતો હતો. આ વાતને થોડોક આધાર મળી શકે એમ છે. કારણ કે હાલમાં એક રાક્ષસ જેવા મોટા કદના શરીરનાં હાડકાં મળી આવેલાં છે, તેનું પ્રમાણ જોતાં તે ૧૫ થી ૧૬ ફૂટ સુધીની ઊંચાઈની મનુષ્યાકૃતિને મળતી કોઈ વ્યક્તિનાં હાડકાં હોવાં જોઈએ. એનું બંધારણ જોતાં એ મનુષ્યનાં હાડકાંને મળતાં છે, જો કે એ બાબતની સંપૂર્ણ ખાત્રી હજુ સુધી થઈ શકી નથી. સદર અવશેષો હાલ હિમ્મતનગરના સંગ્રહાલયમાં રાખવામાં આવેલા છે.

ભવિષ્યોત્તર પુરાણના આધાર મુજબ કલિયુગ પછી ૨,૨૩૨ વર્ષ ઉપર આ પ્રદેશમાં વેણી વત્સરાજ નામનો રાજા રાજ્ય કરતો હતો. એવી કહેતી પ્રચલિત છે કે એનો જન્મ ઈડરના ડુંગર ઉપર થયો હતો. એની માતા હિમાલયના પાર્વતીય પ્રદેશના ગઢવાલ તેહરી વિભાગમાં આવેલા શ્રીનગર ગામના રાજાની રાણી હતી અને ત્યાંથી તેને એક મોટું ગરજ નામનું પક્ષી ઉપાડીને લાવ્યું હતું. ઈડરના ડુંગર પર ઊડતાં ઊડતાં એ પક્ષીએ તેને છોડી દીધી. અહીં કેટલાક સમય બાદ તેણીએ એક પ્રતાપી કુંવરને જન્મ આપ્યો. એ કુંવર તે વેણી વત્સરાજ. વેણી વત્સરાજે અહીં કેટલાંક વર્ષો સુધી રાજ્ય કર્યું અને ત્યારબાદ પોતાની નાગપત્નીની ઇચ્છા અનુસાર તે આ સ્થળ ત્યજીને ચાલ્યો ગયો. આજે પણ આ તારંગાની ડુંગરીઓમાં તારણ માતાની ગુફા છે, તેને એના પાતાળમાં અદૃશ્ય થવાના સ્થાન તરીકે ઓળખાવવામાં આવે છે.

## મધ્યયુગનો ઇતિહાસ

આ પછી લાંબા સમયે ઇ. સ. ના છઠ્ઠા સૈકામાં આરબ લોકોએ વલ્લભીપુર ઉપર ચઢાઈ કરી તે નગરનો નાશ કર્યો અને ત્યાંનો રાજા શિલાદિત્ય પણ તે યુદ્ધમાં મરાયો. આ વખતે તેની રાણી અંબા ભવાનીની યાત્રાએ ગઈ હતી. તેણે આ સમાચાર મળતાં ઈડરના ડુંગરોનો આશ્રય લીધો અને ત્યાં કુંવરને જન્મ આપ્યો. આ કુંવરે, મોટો થતાં ગ્રહાદિત્ય નામ ધારણ કર્યું, અને ઈડરનો રાજ્યપ્રદેશ ભીલ લોકો પાસેથી જિતી લીધો. તેના વંશવારસોએ ઉત્તરોત્તર બસો વર્ષ સુધી અહીં રાજ્ય કર્યું. આ વંશના આઠમા રાજા નગાદિત્યને ઇ. સ ૭૧૬ માં ભીલ લોકોએ મારી નાંખ્યો. નગાદિત્યનો પુત્ર બાપા રાવળ મેવાડ તરફ ચાલ્યો ગયો અને હજી પણ તેના વંશજો ત્યાં રાજ્ય કરે છે.

આ રાજયવંશના વિનાશ પછી મારવાડના પરિહારો અહીં આવ્યા અને આશરે ૩૦૦ વર્ષ સુધી તેમણે અહીં રાજ્ય ભોગવ્યું. આ વંશના છેલ્લા રાજા મહારાજ અમરસિંહજીએ દિલ્હીના ચૌહાણ રાજા પૃથ્વીરાજની સાથે રહીને શાહબુદ્દીન ઘોરી સામે યુદ્ધ ખેડયું અને લડતાં લડતાં યુદ્ધભૂમિ પર પોતાના શૂરવીર સામંતો સાથે તેણે સને ૧૧૯૩ માં પ્રાણ છોડયા. આજે પણ ઈડરની બાજુમાં રાણી ઝોલાની ટેકરીઓ તરીકે બતાવવામાં આવે છે તે સ્થળેથી તેની રાણીઓ તેની પાછળ કૂદી પડીને સતી થઈ હતી, એવી લોકકથા પ્રચલિત છે.

આ સદ્ગત રાજાના એક ભીલ સામંત હાથી સોડે અને તેના વંશજોએ આ પછી કેટલોક વખત અહીં રાજ્ય કર્યું. ત્યારબાદ કનોજના રાજા જયચંદ્રના પૌત્ર રાવ સોનીંગજીએ ઇ. સ. ૧૨૪૬માં ઈડરની ગાદી હાથ કરી. તેના વંશજોએ આશરે ૫૦૦ વર્ષ સુધી અહી

રાજ્ય કર્યું. તેમના સમયમાં રાજ્યની સીમા ઘણી વિશાળ હતી. આ વંશનો છેલ્લો રાજા ચંદ્રસિંહ ઘણો જ નબળો હતો, તેથી તેના સામંતો અને પ્રધાનોને કબજે રાખવા તે અશક્ત નિવડયો. તેણે ઈડર છોડયું અને પોળોમાં જઈને નિવાસ કર્યો.

આ પ્રમાણે કેટલોક વખત અંધાધુંધી ચાલ્યા પછી જોધપુરના મહારાજ અભયસિંહજીના લઘુ બંધુઓ મહારાજ આણંદસિંહજી અને રાયસિંહજીએ સને ૧૭૬૧માં ઈડરની રાજયગાદીનો કબજો લીધો. હાલના રાજ્યકર્તા મહારાજાશ્રી હિમ્મતસિંહજી એ વંશના રાજા છે.

ચૌદમી સદીમાં ગુજરાતમાં મોગલ રાજ્યઅમલ શરૂ થયો અને એ વખતે ઈડરનો પ્રદેશ પણ કેટલીક વખત તેની હકુમત તળે ગયો હતો. આ રીતે વારંવાર રાજ્યઅમલ અને રાજવંશો બદલાવાથી આ પ્રદેશને ઘણું જ નુકશાન સહન કરવું પડયું છે.

### અવશેષો

આગળ જણાવ્યા મુજબ સાબરમતીના કિનારાઓ પર જૂજ અવશેષો મળી આવે છે. આ અવશેષોમાં ભગ્ન મંદિરો મુખ્ય છે. વળી સેઈ નદીના અને હરણાવ નદીના કિનારા ઉપર ખેડબ્રહ્મામાં તથા પોળો સંસ્થાનમાં કેટલાંક સૂર્યમંદિરો તથા શિવમંદિરોના અવશેષો જોવામાં આવે છે. હરણાવ અને હાથમતીની ખીણો વચ્ચે વડાલી, જેનું જૂનું નામ વટપલ્લી અથવા ચાઇની મુસાફર હ્યુ-એન-સંગના જણાવ્યા મુજબ ઓછાલી હતું, ત્યાં કેટલાક અવશેષો મળી આવે છે.

હાથમતીના કિનારા પર ભિલોડા, ભવનાથ, રોડા તથા હિમ્મતનગરમાં ઘણા અવશેષો છે. આ સ્થળોએ અને વિશેષતઃ શામળાજીમાં જમીન પર મળી આવતા અવશેષોના કરતાં પણ વધુ સંખ્યામાં અવશેષો જમીનનું ખોદાણકામ કરવાથી મળી આવવાનો સંભવ છે. કારણ શામળાજીમાં ૩૦થી ૪૦ ફુટ ઊંડે ખોદતાં પણ ઈંટો વગેરે મળી આવે છે. વળી કૂવા, વાવો, તથા જૂના વખતનાં મકાનોના પાયા પણ નીકળે છે.

### કાલનિર્ણય

અત્યાર સુધી હાથ લાગતા અવશેષોમાં બુદ્ધસમયના કિંવા તેથી અગાઉના વખતના અવશેષો નથી. તે પછીના સમયના અવશેષો હાથ લાગે છે. આમાં હિન્દુઓ અને જૈનોનાં મંદિરોના અવશેષો છે. કેટલીક મૂર્તિઓ ત્રીજી અથવા ચોથી સદીની હોવાનો સંભવ છે. કૂવા, વાવો, તળાવો, કુંડો, તથા મંદિરો સિવાયના બીજા અવશેષો જેમાં લોકોની ધાર્મિક ભાવના કે લાગણી હોતી નથી તેવા અવશેષોનો નાશ થયો હોય તેવો સંભવ છે. કારણ આવી ઈંટો, પથ્થરો, વગેરે નજીકના ગામલોકોએ પોતાના ઉપયોગમાં લીધેલ હોય તેવા દાખલા ક્યાંક મળી આવે છે. ઉપરાંત મુસલમાનોએ કેટલાંક મંદિરો તોડી નાંખી, એ સ્થળોએ મસ્જીદો બનાવી હોય, એ પણ સંભવિત છે. વળી રેલવે લાઇન બાંધવામાં અને નહેરો વગેરે બનાવવામાં કેટલાક અવશેષો નાશ પામવાનો પણ સંભવ છે. વળી કોઈ કોઈ વખત ધનની શોધમાં નીકળેલા માણસોએ પણ ખોદકામ કરીને આવા અવશેષોને હાનિ પહોંચાડી હોય અને તેનો નાશ કર્યો હોય, એ સંભવિત છે. ઉપર્યુક્ત ગણાવેલી બધી શકયતાઓ છતાં પણ હજી ઘણા અવશેષો આપણને હાથ લાગે છે. તેથી એવું અનુમાન થાય છે કે મૂળ એનું પ્રમાણ મોટું હોવું જોઇએ. પુરાણના સમયથી તે છેક દશમી સદી સુધી આ પ્રદેશ સમૃદ્ધ હતો, એવા પુરાવાઓ મળી આવે છે. એ ઉપરથી જણાય છે કે આ સંસ્કૃતિનું એક કેન્દ્રસ્થાન હશે. અહીંના

અવશેષો ઉપરથી જણાય છે કે પ્રાચીન કાળના લોકોમાં ધર્મભાવના તથા પરોપકારની વૃત્તિ સારા પ્રમાણમાં હતી અને તેથી રાજ્યના અમીરો, દ્વારપાળો તથા પ્રજાના માણસો જેવા કે બ્રાહ્મણ, વાણિયા, બારોટ, સુથાર, લુહાર, મોચી, વગેરે કોમોના, એમ તમામ ઉચ્ચ તથા નીચલી જાતિના લોકો પણ મંદિરો, વાવો તથા કુંડો બનાવવામાં રસ લેતા અને એ બાબતના શિલાલેખો પણ મોજુદ છે.

આ રીત હલકી ગણાતી કોમોના માણસોએ બંધાવેલ વાવો, મંદિરો, કુંડો, તળાવો, વગેરે મળી આવે છે. એ પરથી એવું અનુમાન થાય છે કે આ પ્રદેશમાં ઉચ્ચ કોમો તથા ધનિક-વર્ગ તરફથી બંધાવાયલાં બીજાં ઘણાં મંદિરો, વાવો, વગેરે પ્રથમ હોવાં જોઇએ. કારણ નીચલી કોમોના માણસોએ જો ધનનો ઉપર મુજબ સદુપયોગ કરેલો છે, તો ઉચ્ચ કોમો તથા ધનિકવર્ગ તરફથી સવિશેષ પ્રમાણમાં તેમ થયેલ હોવું જોઇએ. આ ઉપરથી એમ પણ ચોક્કસ અનુમાન નીકળી શકે છે કે નીચલી કોમોના માણસો પાસે પણ મંદિરો, વાવો, વગેરે બધાવવા જેટલી સમૃદ્ધિ હતી, તો પછી ઉપલી કોમો તો વધારે વૈભવવાળી તો હશે જ. આમ આખો પ્રદેશ સમૃદ્ધિના શિખર પર હોવો જોઈએ.

## મૂર્તિના પ્રકારો

અહીં ઘણી મૂર્તિઓ મળી આવે છે, જેમાંથી નીચેની મુખ્ય છેઃ ગણપતિ, બાલગણેશ, શિવ, વીરભદ્ર, કુમાર, કાર્તિકેય, ભીલડી વેશમાં પાર્વતીજી, ઐન્દ્રી, માહેશ્વરી, વારાહી, ચામુંડા, બ્રાહ્મી, વૈષ્ણવી, વગેરે માતૃકાઓ, શેષશાયી વિષ્ણુ, સૂર્ય, વગેરે બીજાં દેવદેવીઓ. આ ઉપરાંત મંદિરની દિવાલોપર નૃત્ય કરતાં ગણેશ, મદનિકાઓ, અપ્સરાઓ, વાજીંત્રો વગાડતી શિલ્પાકૃતિઓ, અને એવા બીજા જીવનપ્રસગોનાં આલેખનો છે. આ બધામાં પાંચ છ ખાસ આકર્ષક છે. તેમાં સર્વાંગસુંદર શરીર, પ્રમાણબદ્ધ અવયવો, લલિત રેખાઓ, મોહક મુખાકૃતિ, અને માર્દવયુક્ત સુદરતાની મનોહરતા છે.

## આકર્ષક મૂર્તિઓ

(૧) **શિવપાર્વતીઃ**—આ શિવપાર્વતીની સંયુક્ત મૂર્તિ છે. શિવ અને પાર્વતી બન્ને ઉભેલાં છે અને પાર્વતીએ પોતાના હાથમાં બાળગણેશને તેડેલા છે. મયૂર બાળકમાં મગ્ન થઈ ગયેલો જણાય છે, બન્નેએ ઉત્તરીય ધારણ કરેલ છે અને શિવને લાંબી સુંદર મોતીની માળા તથા પાર્વતીજીને કટિમેખલા છે. બન્ને આકૃતિઓએ નુપૂર સુધી પહોંચે એવાં વસ્ત્રો પહેરેલાં છે. બન્નેના વાળ ઓળેલા છે અને શિરોમુકુટથી વ્યવસ્થિત થયેલા છે. કુંડળ, કંઠાભરણ, હસ્તવલય, તથા ભુજબંધ બન્નેએ ધારણ કરેલ છે. પાર્વતીનાં નુપૂર દેખાવે સુકોમળ છે. શિવને છ અને પાર્વતીને ચાર હાથ છે. બે હાથથી શિવ વીણા વગાડે છે, એક હાથમાં નાગ ધારણ કરેલો છે, બે હાથથી એમણે ત્રિશૂળ પકડેલું છે, અને એક હાથ નાગના પુચ્છની પાસે છે.

(૨) **પાર્વતી અને બાલગણેશઃ**—ગૌરી અને ગણેશ એક સાથે ભાગ્યે જ જોવામાં આવે છે બન્ને આકૃતિઓનુ વિધાન સરસ છે. ટચુમચુ ડગ ભરતા બાળકના જેવી લાગતી ગણેશમૂર્તિ નૃત્યની સ્થિતિમાં છે.

(૩) **ભિલ્લીવેશમાં પાર્વતીઃ**—માથાના વાળની લટો વિખરાયેલી છે, અને મસ્તક ઉપર નાની દામણીથી તે બાંધી લીધેલા છે. કુડળ, કંઠાભરણ, હસ્તવલય, કટિમેખલા, નુપૂર,

વગેરે તેણે ધારણ કરેલાં છે. પંજાના નખ તથા મસ્તક સ્પષ્ટપણે તરી આવે એવું એક વ્યાઘ્રચર્મ પરિધાન કરેલું છે. દક્ષિણ હસ્ત તરફથી નીકળી ગળાની આસપાસ વીંટળાઈ વળતો એક નાગ છે. પ્રસન્ન મુખભાવ ધારણ કરીને સુંદર છટા સાથે એ આકૃતિ ઉભેલી છે.

(૪) **વીરભદ્રઃ**—વસ્ત્ર ઉપર એણે વ્યાઘ્રચર્મ ઓઢેલું છે, ચર્મના છેડાઓની ગ્રંથિઓ સ્પષ્ટપણે દેખાય છે. આખી આકૃતિ સુઘટિત, માંસલ, જોમવાળી અને સ્વસ્થ લાગે છે.

(૫) **અનન્ત બ્રહ્માઃ**—આ મૂર્તિ અત્યત વિરલ અને અપ્રતિમ છે એ કયા દેવતાની મૂર્તિ છે તે ચોક્કસપણે હજી નક્કી થઈ શક્યું નથી. એને ચાર મસ્તક અને આઠ હાથ છે. લગભગ બધા હાથ ખંડિત છે. મુખ્ય મૂર્તિમાંથી પ્રકટી નીકળતી બીજી ચોવીસ આકૃતિઓ તેમાં છે. મુખ્ય મૂર્તિએ કાંઈ વજન ઊંચકેલું હોય એવી એની છટા છે. મધ્યસ્થ આકૃતિ થોડી મોટી છે તેથી તરી આવે છે. નિતમ્બ ઉપર બાંધેલા વસ્ત્રના છેડાની રેખાઓથી ગ્રથિત અને આગળ આવતી પાટલી ઉપરથી પહેરેલું પીતામ્બર જણાઈ આવે છે.

આ ઉપરથી જોઈ શકાશે કે આ પ્રદેશમાં કેટલીક અત્યંત રમણીય અને ચમત્કારિક મૂર્તિઓ છે, જે હિન્દના બીજા ભાગોમાં અત્યાર સુધી કોઈ પણ સ્થળે મળી આવેલ નથી. આ પ્રદેશની એ ખાસ વિશિષ્ટતા છે.

**મંદિરો**

ઈસ્વી સનની છઠ્ઠી સદીથી સોળ સત્તરમી સદી સુધીનાં ઘણાં મંદિરોના ભગ્નાવશેષો છે. ખાસ કરીને હરણાવ, હાથમતી, મેશ્વો, વગેરે નદીઓની ખીણોમાં મંદિરો વધુ સારી રીતે સચવાઈ રહેલાં છે. પાંચ છ સૂર્યમંદિરોના અવશેષો પણ મળી આવે છે. આ ઉપરથી એમ સમજાય છે કે રાજ્યકર્તા કુટુંબમાંથી કોઈ વંશ સૂર્યપૂજક હશે. ઉત્તર ગુજરાતમાં બીજે સ્થળે મળી આવતાં સૂર્યમંદિરોને આમાંનાં કેટલાંક મંદિરો મળતાં છે.

આ મંદિરોની વિશિષ્ટતા, તેની પીરામીડ જેવી બાંધણી, ભરાવદાર બાંધકામ, અને પત્થર ઉપર પત્થર ગોઠવીને કરેલા છેક સુધીના સળંગ ચણતરમાં છે. શિખરમાં તથા પ્રાંતભાગમાં ઘોડાની નાળ જેવી આકૃતિઓની 'ડીઝાઇન' છે. ખેડબ્રહ્મામાં અંબા માતા અને બ્રહ્મા દેવનાં મંદિરો જે બારમી સદીનાં છે, તેમની બાંધણી હેમાડપંથનાં મંદિરોને કેટલેક અંશે મળતી છે.

**શામળાજીનું મંદિર**

શામળાજીનું મંદિર બારમી સદીનું છે. તેની રચના અત્યંત આકર્ષક છે, અને તે હિન્દુ સ્થાપત્યકલાનો એક સુંદર નમૂનો છે. મંદિરનો ગર્ભભાગ તથા શિખર, પ્રાન્તભાગ કરતાં વધારે પુરાતન દેખાય છે. આ મંદિરના કટિભાગમાં અજ, ગજ, નર અને દેવ, એવા ચાર થર છે. નરથરમાં માનવ જીવનના બનાવો, તેમ જ દેવથરમાં કૃષ્ણ તથા રામના જીવનના કેટલાક પ્રસંગો ઉતારેલા છે. ઉપરાંત અપ્સરાઓ, વાજીંત્રો વગાડતી આકૃતિઓ, નર્તિકાઓ તથા મદનિકાઓની સુંદર મૂર્તિઓ પણ એમાં છે. આ તથા ખાસ કરીને યુદ્ધ કરતા હાથીઓની મૂર્તિઓ મનોહર છે. આ દેવાલય વૈષ્ણવ મંદિર છે. અહીં શિવમંદિરો તથા સૂર્યમંદિરોનાં અવશેષો પણ છે. ઈંટોનાં બનેલાં બે ત્રણ મંદિરો પણ છે. પુરાતન સંસ્કૃતિના સંસ્થાનમાંનું આ એક અગત્યનું કેન્દ્ર છે. શામળાજીની ચોતરફ પુરાતન ઘરોની ઈંટો ઢેરઢેર મોટાં પ્રમાણમાં મળી આવે છે. એથી એમ જણાય છે કે જો આ ભાગોનું ખોદકામ કરવામાં આવે તો તેમાંથી મોટા પ્રમાણમા અવશેષો મળી આવે.

**રોડા**

આવું જ અગત્યનું સ્થળ તે હાથમતી નદીના કિનારા પરનાં રોડાનાં ભગ્ન મંદિરોનું છે. અહીં દશ બાર મંદિરો છે, જેમાંથી ચાર સારી સ્થિતિમાં છે અને સાત-આઠ ખંડિત દશામાં છે. અહીં એક વિશાળ કુંડ પણ આવેલો છે. આ કુંડની એક બાજુ પડી ગયેલી છે. એના અંતર ભાગમાં ચારે ખૂણામાં ચાર મંદિરો છે, જેમાં મરજી મુજબ ઇષ્ટ દેવતાને ભજી શકાય એ ઉદ્દેશથી જૂદી જૂદી મૂર્તિઓ મૂકેલી છે. આ કુંડ ઉપર ત્રણ મંદિરો છે. તેમાંથી એક તદ્દન પડી ગયેલ છે. પણ ડાબી બાજુનું શિવમંદિર તથા જમણી બાજુનું વિષ્ણુમંદિર સારી હાલતમાં છે. અનુમાન થાય છે કે આ મંદિરો સાતમી અથવા આઠમી સદીનાં હોવાં જોઇએ. અહીં એક સૂર્યમંદિર, બે ત્રણ શિવમંદિરો, એક વિષ્ણુમંદિર, એક કાર્તિકેયમંદિર, અને ચાર અથવા પાંચ બીજાં મંદિરો છે. બીજાં મંદિરો છેક પડી ગયેલી હાલતમાં છે. અહી એક મોટું મંદિર છે, જે ભગ્ન થઇ ગયેલું છે, અને તે પંચાયતનમંદિરનો ભાગ હોવાનો સંભવ છે. આ બધાંનું નકશીકામ તથા કોતરણી આકર્ષક છે. સૂર્યમંદિરના આગળના સ્થભપર નૃત્યવાદન કરતી મૂર્તિઓનાં સુંદર છટાદાર 'પોઝ' છે, અને આવી રીતે ચાર થાંભલાપર દરેકમાં ચાર ચાર એમ કુલ સોળ મૂર્તિઓ છે. અહીં દરેક દિશામાં ચોતરફનાં ખેતરોમાં જૂના વખતનાં મંદિરોના અવશેષો છે, જેથી અનુમાન થાય છે કે અહીં છઠ્ઠી સદીથી બારમી સદી સુધી કોઈ સમૃદ્ધિવાન નગર હોવું જોઇએ. પણ અહીં કયું નગર હતું, તેનો ચોક્કસ નિર્ણય થઈ શકતો નથી. કારણ એ બાબતના શિલાલેખો અથવા ઐતિહાસિક પુરાવાઓ હાથ લાગતા નથી. આ દિશામાં પ્રયત્ન ચાલુ છે.

**ખેડબ્રહ્મા**

ખેડબ્રહ્મા ઉર્ફે બ્રહ્મક્ષેત્ર આ સંસ્થાનમાં સૌથી પ્રાચીન જગ્યા છે અને સાબરમતીની ખીણમાં આવેલું છે. હરણાવ, કોસામ્બી અને ભીમાશંકરી, એ ત્રણે નદીઓના સંગમ પર તે વસેલું છે. આ સ્થળ એક મોટું પુરાતન નગર હોવું જોઇએ. અહીં જૂના સમયમાં ૧૦૮ મંદિરો બંધાવી બ્રાહ્મણોને અર્પણ કરવામાં આવેલાં હતાં, એમ કહેવાય છે. અહીં ખાસ અગત્યનું મંદિર બ્રહ્મા દેવનું છે. બ્રહ્મજીના મંદિરની બાંધણી હેનરી કઝીન્સના મત પ્રમાણે બારમી સદીની છે. મંદિરનો ઘુમ્મટ, તેનું શિખર અને આગળનો ભાગ નાશ પામેલ હશે, કેમકે એ ઈંટો વડે ફરીથી ચણવામાં આવેલ છે. સુભાગ્યે મુખ્ય મંદિરનો અર્ધો ભાગ સચવાઈ રહેલો છે અને એના ઉપર સુંદર કોતરણીનું કામ છે, જેમાં દેવદેવીઓ, નર્તિકાઓ, વગેરેનો સમાવેશ થાય છે. ત્રણ બાજુએ બ્રહ્માજીની ત્રણ મૂર્તિઓ પણ જોવામાં આવે છે. મંદિરનો ગર્ભભાગ કેવળ સાદો અને કોતરણી વિનાનો છે. સંભવ છે કે આ મંદિર એક જૂના મંદિર ઉપર બંધાયેલું છે. બ્રહ્માજીની મૂર્તિ ૬-૬॥ ફૂટ ઊંચાઈમાં છે અને તેની બંને બાજુએ તેમની પત્નીઓ ગાયત્રી અને સાવિત્રી ઉભેલાં છે. મૂર્તિ મૂળની હોય તેમ લાગતું નથી. સંભવ છે કે મુસલમાનોએ મૂળની મૂર્તિનું ખંડન કર્યા પછી તૂટેલા ભાગોને ધોળા સિમેન્ટથી પાછળથી સાંધી લેવામાં આવ્યા હોય.

પૌરાણિક ઉલ્લેખો મુજબ આ મંદિર ભૃગુ ઋષિએ ચણાવેલું છે. અહીં પંખનાથ મહાદેવનું પણ એક પ્રાચીન મંદિર છે. તેના બહિર્ભાગમાં નટરાજનાં શિવતાંડવનૃત્યની એક સુંદર મૂર્તિ છે. અહીં ભૃગુ ઋષિનો આશ્રમ પણ છે. સત્તરમી સદીમાં અંબા માતાનું મંદિર

અહીં બંધાએલું છે. આ યાત્રાનું એક સુપ્રસિદ્ધ સ્થળ છે અને અહીં દર માઘ માસમાં એક મોટો મેળો ભરાય છે. વળી દર પૂર્ણિમાએ અહીં જાત્રા માટે સંઘો આવે છે. અહીં ત્રણ ચાર માઇલના ગાળામાં ઘણાં જૂનાં મંદિરોના ભગ્નાવશેષો મળી આવે છે.

### અન્ય સ્થળો

વળી ઈડર, વડાલી, હિમ્મતનગર, દાવડ, સપ્તનાથ, રાયગઢ, મોડાસા, ટીંટોઈ, ભેટાલી, વડિયાવીર, પ્રતાપગઢ, મઢ, કસનગઢ, થાલ, ટાકાટુકા, પન્થાલ, પોશીના, દેલવાડા, આગિયા, મટોડા, દેશેલ, વગેરે સ્થળોએ મંદિરો અને મંદિરોના અવશેષો છે.

વડાલીમાં વૈદ્યનાથ મહાદેવનું પ્રાચીન મંદિર છે. આ મંદિરના મંડપનો જીર્ણોદ્ધાર સને ૧૨૦૮માં થયેલ હોવાનો શિલાલેખ મળી આવે છે. એથી અનુમાન થાય છે કે આ મંદિર એથી પાંચસો છસો વર્ષ અગાઉ બંધાયેલું હોવું જોઇએ.

આ સંસ્થાનની દક્ષિણોત્તર લંબાઈ ૯૫ માઇલ છે, પણ ઘણાં મંદિરો અને અવશેષો ઉત્તર ભાગમાં છે. દક્ષિણ ભાગમાં આવાં મંદિરો વગેરે મળી આવતાં નથી. પણ ત્યાં મોગલ સમયનાં અને તે પછીના સમયનાં મકાનો અને અવશેષો જોઈ શકીએ છીએ. ઉત્તર ભાગમાં નાનાં નાનાં ગામોમાં ટેકરીઓ પર જંગલોમાં અને લગભગ બધે જ સ્થળે આ જાતનાં જૂનાં મંદિરો અને બીજા અવશેષો મળી આવે છે. આ સ્થળોમાં ઘણુંખરૂં જૈન અને હિન્દુ મંદિરો જોવામાં આવે છે. પોળો સંસ્થાનમાં લાખેણાં, દહેરાં, વગેરે આકર્ષક જૈનમંદિરો છે. આ બધાં પુરાતન સમયનાં હોવાં જોઈએ. આના ઉપરનું નકશીકામ ઘણું જ મનોહર છે.

### વાવો

વિશાળ અને સુંદર વાવો, એ આ સંસ્થાનનું એક ખાસ વિશિષ્ટ અંગ છે. આવી વાવો અહીં સેંકડોની સંખ્યામાં છે. તે, લોકોની આર્થિક સ્થિતિ અને ઐતિહાસિક માહિતી પૂરી પાડવામાં અગત્યનો ભાગ ભજવે છે. આટલી મોટી સંખ્યામાં અહીં વાવો હોવાથી અનુમાન થાય છે કે આ પ્રદેશ ઘણી સારી સ્થિતિમાં હોવો જોઈએ. આ વાવોમાં જેમ જેમ પગથિયાં નીચે ઉતરતાં જાય છે તેમ તેમ અનુક્રમે થોડે થોડે અંતરે એક એક માળ હોય છે અને ત્યાં બેસવા માટેની પાળી વગેરે હોય છે. આ વાવો અગિયારથી સત્તરમી સદી સુધીમાં બંધાયેલી છે. જૂદી જૂદી કોમોનાં સ્ત્રીપુરુષોએ એ બંધાવ્યાના ઉલ્લેખો મળી આવે છે. અંદરના ભાગમાં ગણેશ, શેષશાયી વિષ્ણુ, અને માતૃકાઓ, એમની મૂર્તિઓ મળી આવે છે. કેટલીક વાવોમાં સુંદર નકશીકામ છે અને અંતર્ભાગના પત્થરોમાં મંદિરો કોરેલાં છે. આ વાવોનું કદ સામાન્ય રીતે ૧૧×૪૦ ફીટ સુધી હોય છે અને મોટી વાવો ૫૦×૮૦ સુધીના કદની છે. કેટલીક વાવોમાં અંદરથી સીધા ઉતરવા ચઢવાની વર્તુલાકાર સીડીઓ છે.

### કુંડો

૧૫ થી ૨૦ નાના મોટા કુંડો પણ મળી આવે છે. આમાં ચોતરફથી ઉતરવા માટેનાં પગથિયાં હોય છે. આ કુંડો ચૌદમી સદીથી સત્તરમી સદી સુધી રાજ્યકરતા રાવરાજાઓના વખતના છે. કેટલાક કુંડોનું નકશીકામ સુંદર છે. એ જ રીતે દરેક ગામે નાનાં મોટાં તળાવો મળી આવે છે. આમાંનાં કેટલાંક ખાસ મોટાં છે અને તેમાંનું પાણી ખેતી માટે લેવામાં આવે છે.

### પાળિયા

મૃત્યુવશ થયેલા યોદ્ધાઓનાં પાળિયા તરીકે જાણીતાં સ્મારકચિહ્નો ઘણાં ગામોનાં ગોંદરે જોવામાં આવે છે. વીરની પત્થરમાં કોરેલી આકૃતિ, ઘોડા ઉપર બેઠેલી અથવા ઊભેલી, હાથમાં ધનુષ્ય, બાણુ, ખડ્ગ અને ભાલા, આદિ શસ્ત્રોથી સજ્જિત આમાં આલેખવામાં આવેલી હોય છે. કવચિત્ આવા પત્થરો પર કોઇ મંદિરને અપાયેલી જમીન અથવા હક્કસાઇના શિલાલેખો હોય છે. આમાં દાનના ઉલ્લેખ અને દાતાના ગુણગૌરવના વર્ણન ઉપરાંત દાન પાછું લઈ લેનારને શાપ આપેલ હોય છે. આ પાળિયા ૧૩ મી સદી પછીના છે.

### સંરક્ષણ

પાંચમી છઠ્ઠી સદીની મૂર્તિઓ ઉપર બુદ્ધસંસ્કૃતિની છાપ છે. છઠ્ઠી સદીનું એકમુખી શિવલિંગ પણ મળી આવેલ છે, અને તેના ઉપર બુદ્ધકાલીન પદ્ધતિના અલંકાર અને કેશ-રચના છે. આ સિવાય બુદ્ધકાલીન અથવા તેથી અગાઉના કાળની સંસ્કૃતિના અવશેષો મળતા નથી. બાકીના અવશેષોમાંથી કેટલાક વરસાદ, સૂર્યતાપ અને ઝાંખરાંઓથી નાશ પામ્યા છે. કેટલાંક મદિરો તથા મૂર્તિઓ મુસલમાનોના આક્રમણનો ભોગ થઈ પડેલ છે. છેલ્લાં ૧૦૦થી ૧૨૫ વર્ષ સુધીમાં લોકોએ પોતાનાં ઘરો વગેરે બાંધવામાં આ અવશેષોના પત્થરો, ઈંટો વગેરેનો ઉપયોગ કરેલો હોય તેમ પણ લાગે છે, કારણ આના સંરક્ષણ બાબત રાજ્ય તથા પ્રજા બન્નેની સરખી ઉદાસીનતા હતી. હાલમાં પુરાતન અવશેષોમાંના સંરક્ષણ માટેનો એક ખાસ કાયદો પુરાતત્વ ખાતા તરફથી બહાર પાડવામાં આવ્યો છે, જે પછીથી આ જાતનો ભય ઓછો થયો છે.

### પુરાતત્ત્વનું મહત્વ

આ લંબાણુ વર્ણન બાદ કેટલાકને એમ થશે કે પુરાતત્ત્વના અવશેષોનું એવું શું મહત્વ છે કે તેની પાછળ આટલી જહેમત ઉઠાવવી જોઈએ? એનો જવાબ એ છે કે કે પુરાતત્ત્વના અવશેષો, ઐતિહાસિક બનાવોના સચોટ પુરાવાઓ અને આધારો આપવા ઉપરાંત તે તે બનાવો માટેનો એક નવો દૃષ્ટિકોણુ આપણી સમક્ષ રજૂ કરે છે, અને કેટલીક વખત આપણા અભિપ્રાયો ફેરવવાની આપણને ફરજ પાડે છે. મોહન–જો–ડેરોના સંશોધન પહેલાં હિન્દી સંસ્કૃતિને એક પ્રાચીન સંસ્કૃતિ તરીકે ગણવામાં આવતી ન હતી, પણ આ શોધને લીધે એ દૃષ્ટિબિન્દુમાં ફેરફાર થયો છે. વળી એમાંથી એવી આશા પણ ઉદ્દ્ભવે છે કે આર્ય અને દ્રાવિડી સંસ્કૃતિઓ વચ્ચેની હજુ સુધી અગોચર રહેલી સાંકળ પણ એમાંથી મળી આવશે.

### લોકજીવન સમજવાની ચાવી

આ અવશેષો આપણી સમક્ષ એક બીજો અગત્યનો મુદ્દો પણ રજૂ કરે છે. તે તે સમયનાં લોકજીવન, લોકાચાર, રીતરીવાજો, વગેરે બાબતો સમજવા માટે એ ચાવીરૂપ બને છે અને આપણને એથી માલુમ પડે છે કે આપણામાં શા શા ફેરફારો થયા અને તે શા માટે થયા. ઉદાહરણુ તરીકે આપણને અજંટામાં દ્રાવીડી, ઈરાની તથા ઉત્તર હિન્દુસ્તાનનાં નિવાસી સ્ત્રીપુરૂષોનાં ચિત્રો મળી આવે છે. એ ઉપરથી આપણને સમજાય છે કે ને વખતના લોકોના વેશમાં તથા આપણા વેશમાં ઝાઝો ફરક નથી તથા દ્રાવિડીઓને શરીરે શ્યામ, નીચલો હોઠ જરા

જાડો દેખાય તેવો અને હાલ જેમ દક્ષિણ હિન્દમાં લોકો વસ્ત્ર પહેરે છે, એ રીતે સ્ત્રીપુરુષો બન્નેએ કટિભાગથી નીચે વસ્ત્ર પરિધાન કરેલ હોય તેવા આલેખાયલા છે. ઉત્તર હિન્દના લોકો શરીરે ગોરા તથા હાલ જેમ સંયુક્ત પ્રાંતોના લોકો વસ્ત્રો પહેરે છે તે જાતનું લાંબું પહેરણ અને સફેદ ટોપી પહેરેલા ચિતરેલા હોય છે. આભૂષણો હસ્તવલય તથા બીજી વસ્તુઓ વિષે પણ આ જ હકીકત છે. ઇ સ. પૂર્વે ૨,૦૦૦ થી ૩,૦૦૦ વર્ષના મોહન—જો—ડેરો તથા ઈ. સ. પૂર્વે ૨૦૦ વર્ષોના ભારહુટના કઠેડાઓમાં, અને ઈ, સ, ૨૦૦ના સાંચી અને અમરાવતીના કઠેડાઓમાં આપણે જોઈ શકીએ છીએ કે જે રીતે હસ્તવલય અને નુપૂર હાલમાં ઈડર સંસ્થાનના ભીલોના જેવી જંગલી જાતિઓ પહેરે છે, એ રીતે તે સમયે પણ પહેરવામાં આવતાં,–એ બતાવે છે કે આપણે છેલ્લાં ૧,૭૦૦–૧,૮૦૦ વર્ષોમાં વસ્ત્રપરિધાન રિવાજો તથા રીતભાતોમાં બહુ બદલાયાં નથી. આ ઉપરથી અનુમાન થઇ શકે છે કે ચિત્રોમાં આલેખાયેલી બાબતોમાં અને મહાભારત તથા તેથી પણ પ્રાચીન સમયને લગતી બાબતોમાં ઝાઝો ફરક નહીં હોય. આથી ખાત્રી થાય છે કે આપણી સંસ્કૃતિ ઉપર બીજી ઘણી સંસ્કૃતિઓનાં આક્રમણો થયેલ હોવા છતાં આપણું પરિવર્તન બહુ ધીમું થયું છે. જો કે અત્યારે ઘણા જૂના જમાનાઓ કરતાં અત્યંત ઝડપી પરિવર્તન આપણામાં થઈ રહેલું છે એમ લાગે છે.

**સંશોધન**

આ અવશેષોનું સારી રીતે રક્ષણ થવું જોઈએ અને તેને લગતા ઇતિહાસનો અને તે વખતના સમાજના ઉપર પડેલી તેમની અસરનો યોગ્ય અભ્યાસ થવો જોઈએ. આ અભ્યાસ અને સંશોધનને અંગે ફલિત થતા મુદ્દાઓની નોંધ કરવી જોઈએ, જેથી ઊગતી પ્રજા એમાંથી પ્રેરણા મેળવી શકે. તેમના જીવનનું ઘડતર કરવાને તથા નવી સંસ્કૃતિ માટેનો સાચો દૃષ્ટિકોણ મેળવવા માટે આ વસ્તુઓ અત્યંત ઉપયોગી થઇ પડશે. યુરોપના ઘણાખરા દેશોમાં આવી જાતના ઐતિહાસિક અને સાંસ્કૃતિક અવશેષો સારી રીતે જાળવવામાં આવે છે અને તેમાંથી ઊગતી પ્રજા પ્રેરણા મેળવે છે. આનું સચોટ પરિણામ જાપાનમાં જોવામાં આવે છે. આ દેશમાં દરેક મહાપુરુષ, ઋષિ, વીર, કલાકાર તથા મુત્સદ્દીના જીવનને લગતી બાબતો તથા અવશેષોને ખાસ પવિત્ર માનવામાં આવે છે. તેમનાં જીવનચરિત્રોનો ઊંડો અભ્યાસ કરવામાં આવે છે. તેઓને વિષે ગીતો લખાય તથા ગવાય છે અને પોતપોતાનાં ક્ષેત્રોમાં તેમણે મેળવેલી ઝળકતી ફત્તેહોનાં સ્મરણો ઉત્સાહ અને ભાવપૂર્વક તાજાં રાખવામાં આવે છે, જેથી હજારો યુવાનોનાં દિલમાં તેમના જેવા થવાની ઊંડી લાગણી પ્રકટી નીકળે.

આ દૃષ્ટિએ પ્રાચીન અવશેષોની અગત્ય તરફ હિન્દમાં ઘણું જ ઓછું ધ્યાન અપાય છે, એ ખેદની વાત છે. કેટલેક અંશે આ રાજકીય ગુલામીનું કારણ છે, પણ બહુધા ભારતીય પુરાતત્ત્વખાતાની આ જાતના અવશેષોની જાહેરાત કરવાની અવળી નીતિ આને માટે જવાબદાર છે. આવા અવશેષોને લગતાં પુરાતત્ત્વનાં પુસ્તકોની કિંમત એટલી બધી ભારે રાખવામાં આવે છે કે સામાન્ય જનતા અથવા સંસ્થાઓ સુધી તે પહોંચી શકતાં જ નથી. એને બદલે પુરાતત્વ ખાતાના કાર્યના છેલ્લા અહેવાલમાંની સર લીયોનાર્ડ વુલીની સૂચના મુજબ જો ઉપર્યુક્ત વિષયને લગતાં નાનાં, સરળ અને લોકભોગ્ય ભાષામાં

લખાયેલાં પુસ્તકો પ્રકટ કરવામાં આવે તો એ ઊગતી પ્રજાને પ્રેરણા આપવામાં અને તેમનાં જીવનનું ઘડતર કરવામાં ઘણો જ સારો ફાળો આપી શકે.

આપણા દેશનાં પુરાતત્ત્વખાતાંનું સંચાલન શરૂઆતમાં પરદેશીઓના હાથે થતું અને તેથી તેમનો મુખ્ય ઉદ્દેશ પરદેશી પ્રવાસીઓને જોવા માટેનાં રસિક સ્થાનો તરીકે તેમને સાચવી રાખવાનો અને ગૌણ રીતે પ્રાચીન ઇતિહાસ માટે થોડો પ્રકાશ મેળવવાનો હતો. પણ તેમનું વલણ હિન્દી સંસ્કૃતિને ઓછું પ્રાધાન્ય આપવાનું, અને તેને ઇજીપ્શીયન, ગ્રીક, સુમેરીયન, કે શાલ્ડીયન અથવા બીજી કોઈ સંસ્કૃતિનાં અનુકરણ રૂપે ગણાવવાનું હતું. આથી લોકમાનસ ઉપર તેની અગત્યની જોઇએ તેટલી અસર પડી શકી નથી અને ઘણું-ખરૂં તો લોકોનું ધ્યાન પણ આ બાબત તરફ ખેંચાયું નથી. જ્યાં આવી સ્થિતિ છે ત્યાં એમાંથી પ્રેરણા મેળવવાની કે પુરાતન સંસ્કૃતિને માટે સદ્ભાવ અથવા પ્રેમ કેળવવાની તો, વાત જ કયાંથી હોય ?

### રાષ્ટ્રપ્રેમ અને સ્વદેશભક્તિ

જો યુવાન જનતાને પ્રાચીન અવશેષોનું આ દૃષ્ટિએ મહત્વ સમજાવવામાં આવે તો તેમને પ્રાચીન સમયની આર્થિક, વ્યાપારિક અને સામાજિક સ્થિતિનો ખ્યાલ આવી શકે અને તેનું મહત્વ તે પીછાની શકે. વધી પ્રાચીન સમયની વીરતા, શક્તિઓ, અભિલાષાઓ અને સિદ્ધિઓ તેઓ જાણી લે અને આધ્યાત્મિક તથા ભૌતિક બન્ને દૃષ્ટિથી દેશ કેવી રીતે ઉન્નતિનાં શિખર પર હતો તે સમજી શકે. દરેક મનુષ્યે દેશની ઉન્નતિના ખ્યાલને નજર સમક્ષ રાખીને નિઃસ્વાર્થ દૃષ્ટિએ પોતપોતાની ફરજ અદા કરવી જોઈએ. એવી છાપ તેમના મન પર પાડવામાં આ જાતનું સાહિત્ય ઘણું જ ઉપયોગી નીવડે.

ઊગતી જનતાને આપણી પ્રાચીન સંસ્કૃતિ તરફ માનની નજરે જોતાં શીખવવા માટે; આપણા પૂર્વજોનાં સુકૃત્યો તરફ આદર ભાવની દષ્ટિએ ઇતિહાસની સમીક્ષા કરતાં શીખવવા માટે; આપણા સંતો, રાષ્ટ્રભક્તો, સામાજિક સુધારકો, વીરો તથા આત્મત્યાગી પુરુષોએ માતૃભૂમિની સેવા શી રીતે કરી અને તેમના જીવનના શા શા સિદ્ધાંતો હતા તે સમજાવવા માટે; શિલ્પ, ચિત્રકામ, સાહિત્ય, સંગીત અને નાટચરૂપે સચવાઈ રહેલી પ્રાચીન કળાની કદર કરાવવા માટે; આ અને તેના અંતર્ગત હેતુઓમાંથી ઉદ્ભવતી ભાવનાઓ અને આપણા જીવનમાં તેમણે શી રીતે સંવાદિતા આણી તે સમજાવવા માટે; ઐતિહાસિક મહત્વનાં પ્રાચીન સ્થળો, તીર્થસ્થાનો તથા પ્રાકૃતિક સૌંદર્યનાં સ્થળોની મુલાકાત લઇ આપણા જીવનના ઘડતરમાં તેમ જ આપણી આજુબાજુનાં વાતાવરણને આધ્યાત્મિક અને ભૌતિક બન્ને દષ્ટિઓએ સમતોલ રાખવા માટેની તેમની અગત્ય સમજાવવા માટે જો આપણે આ અવશેષોનો ઉપયોગ કરશું તો આપણા લોકોમાં રાષ્ટ્રભક્તિ તથા પ્રાચીન સંસ્કૃતિ પરત્વેનું ઉચિત સ્વાભિમાન પ્રકટ કરવામાં આ એક મોટા પગથિયા રૂપ થશે.

### આપણી બેદરકારી

આપણી સંસ્કૃતિનો આ દષ્ટિબિંદુથી અભ્યાસ કરવા તરફ આપણે સદીઓથી બેદરકારી બતાવી છે. આપણા દેશમાં માનવજાતિના સર્વશ્રેષ્ઠ ગુરુઓ તથા સર્વોત્તમ સંતો હોવા છતાં આપણા સંસ્કારો અને તત્વજ્ઞાન ઉચ્ચતમ કક્ષાએ પહોંચેલ હોવા છતાં આપણા નીતિશાસ્ત્ર અને રાજકારણના સિદ્ધાન્તો ઘણી જ ઉંચી પાયરી સુધી વિકસિત થયા છતાં, લલિતકળાઓના

અદ્વિતીય વિકાસ છતાં, ખીણો, નદીઓ, સાગરકિનારાઓ, સરોવરો, ડુંગરો, પર્વતો, જળધોધો, વગેરે નૈસર્ગિક સૌંદર્યનાં અગણિત સ્થાનો હોવા છતાં, માનવનિર્મિત સૌંદર્યો જેવાં કે અજંટા, ઇલોરા, અસંખ્ય સુઘટિત ભવ્યમંદિરો, તાજમહાલ, ગોળગુમ્બજ, જુમ્મામસ્જીદ તથા બીજાં વિખ્યાત મકાનો છતાં, એ જ દેશના લોકોને પોતાના ઇતિહાસમાંથી મહત્તા અને કીર્તિના પાઠો શિખવાની તક મળતી નથી, એ રાષ્ટ્ર માટે એક કમનસીબ બીના છે. કેવું દુર્ભાગ્ય ? આથી જ પ્રાચીન અવશેષોનો અભ્યાસ કરવાની ખાસ જરૂર રહે છે, કારણ કે એ અભ્યાસ વડે જ એનો સાચો સંદેશ જનતામાં ફેલાવી શકાય, અને તો જ જનતા એ સંદેશ ઝીલી શકે. ઊગતી પેઢીઓના ભાવી ઘડતરમાં તથા યુવાન માનસમાં મહત્વાકાંક્ષાઓ અને ભવ્ય આદર્શો ઉત્પન્ન કરવામાં આ અત્યંત મદદગાર થશે. કારણ કે એક વખત એનું મહત્ત્વ પૂરેપૂરું સમજ્યા પછી પોતાના પૂર્વજોની જ્વલંત પ્રણાલિકાઓને ચાલુ રાખવાને અને એ આદર્શ પોતાના જીવનમાં ઉતારવાને તેઓ પ્રેરાશે.

## તરી આવતાં ઐતિહાસિક સત્યો

આ દૃષ્ટિએ ઇડરના અવશેષો અત્યંત અગત્યના છે અને નિમ્નોક્ત, સરળ છતાં સચોટ સત્યો તે શિખવે છે:

આ અવશેષો પરથી તે સમયનાં લોકજીવનનો આપણને ખ્યાલ આવે છે. પોતાના વતનનાં શહેરો, પશુધન, ગાયો અથવા સમાજની રક્ષા માટે જેણે પોતાના પ્રાણોની આહુતિ આપેલી છે તેવા શહીદો; રૈયતને પુત્રવત્ પાળનાર રાજાઓ, તેમના સદ્ગુણો તથા તેમનો વંશપરંપરાનો ઇતિહાસ જેમાં દરેકને સુખી, સંતોષી અને ઉદ્યોગશીલ રાખવાની સુયોજના હતી, એવી તે સમયના સમાજની આર્થિક રચના, મોટા વ્યાપાર, ઉદ્યોગનાં કેન્દ્રો, વ્યાપારી માર્ગો; ફળદ્રુપ નદીઓની ખીણોમાં માનવજાતિનો વસવાટ; મોટાં સમૃદ્ધ નગરો તથા તેની સમૃદ્ધિનાં કારણો, આવી સમૃદ્ધિ; શાન્તિ અને સુરાજ્યથી થતો તે તે પ્રદેશનો વિકાસ; આમજનતાનું જીવન તથા તેમના રીતરિવાજો, તેમનો રોજીંદો કાર્યક્રમ, તેમના પહેરવેશ, આભૂષણો, કેશસંમાર્જનની રીતિઓ તથા સામાન્ય સૌંદર્યવિધાન, તેમનાં શસ્ત્રો, સાધનો, વાજીંત્રો, નૃત્યકળા તથા તેવા બીજા આનંદવિનોદના પ્રકારો; તેમની લલિતકળાઓ પ્રત્યેનો પ્રેમ; તેમનાં વાહનો (ડોળીઓ, રથો, વગેરે) ઘોડા પર, ઊંટ પર કે હાથી પર જીન કરવાની રીતો; વગેરે અનેક બાબતો વિષે આપણે એમાંથી જ્ઞાન સંપાદન કરી શકીએ છીએ. આપણને જાણવા મળે છે કે તે વખતે ધનની વહેંચણી કેવી આદર્શભૂત હતી, જેથી સુથાર, લુહાર, બારોટ, દ્વારપાળો, જેવા લોકો સુંદર કોતરણીવાળાં મંદિરો તથા વાવો બંધાવી શકતા. આ પ્રદેશ છેક પ્રાચીન સમયથી સત્તરમી સદી સુધી વસ્તીવાળો, સમૃદ્ધ તથા આબાદ હોય તેમ લાગે છે કારણ કે એ બધા સમયના નાના મોટા અવશેષો મળી રહે છે.

## ઉપસંહાર

આ વસ્તુઓનો અભ્યાસ ઊગતી જનતાનાં જીવનને વધારે સંસ્કારી, મહત્ત્વાકાંક્ષી, અને રાષ્ટ્રપ્રેમી બનાવશે. સમાજ અને રાષ્ટ્ર માટે નિઃસ્વાર્થ કામ કરવાની એ તેમને પ્રેરણા આપશે. જૂની સંસ્કૃતિ અને જૂની વિદ્યાઓના પ્રકાશ વડે નવી સંસ્કૃતિ અને નવી વિદ્યાઓનો અભ્યાસ કરવામાં તે ઊગતી પેઢીઓને અત્યંત મદદગાર થશે અને એ રીતે અભિનવ સંસ્કૃતિ અને નૂતન વિદ્યાઓનું નિર્માણ કરશે.

# ગુજરાતના પાશુપતાચાર્યો

**શાસ્ત્રી હરિશંકર પ્રભાશંકર**
મંત્રી, સંશોધક મંડળ, પ્રભાસપાટણ

ગુજરાત એ તો કેમ જાણે કોઈ મહાન્ સમ્પ્રદાયપ્રવર્તક ધર્માચાર્યોની જન્મભૂમિ ન હોય ! ભારતવર્ષના ધાર્મિક ઇતિહાસ પ્રતિ દ્રષ્ટિપાત કરતાં પ્રાચીન કાલથી આરંભીને ગત શતાબ્દિના અંત પર્યન્ત કેટલાક મહાન્ ધર્માચાર્યોને ગુજરાતે જન્મ આપ્યો છે, એટલું જ નહીં પણ ભારતવર્ષના ધાર્મિક ઇતિહાસમાં સુવર્ણયુગનું સર્જન કરવાનો દાવો ગુજરાતનો છે, એમ જણાય છે. મહાન્ ધર્માચાર્યોનો જન્મ ગુજરાતમાં થાય, અને ગુજરાતમાં જન્મેલો ગુજરાતી ધર્માચાર્ય ધર્મપ્રાણ ભારતદેશના વંદ્ય મહાપુરુષોની સંજ્ઞામાં ગણાય અને ગુજરાતમાંથી ઉદ્‌ભવેલો ધર્મ ભારતની ચારે દિશામાં માન્ય થાય, એ ગુજરાતનું અહોભાગ્ય છે. મહાપુરુષ જનની એ ગરવી ગુજરાતને કોટિશઃ વન્દન હો !

ઇસ્વી સનની પહેલી શતાબ્દિના અંતિમ ચરણમાં અને બીજી શતાબ્દિના પ્રથમ ચરણમાં ગુજરાતમાં વડોદરા રાજ્યના ડભોઈ તાલુકાના કારવણ ગામમાં પાશુપતધર્મ-પ્રવર્તક ભગવાન્ લકુલીશ ( લકુટીશ ) પાશુપતાચાર્યનો જન્મ થયો હતો.[1] ભગવાન્ લકુલીશ પાશુપતાચાર્યે પ્રવર્તાવેલો પ્રાચીન પાશુપતધર્મ સ્વલ્પ સમયમાં જ એના ચાર શિષ્યો કુશિક, ગર્ગ, મિત્ર અને કૌરુષ્યને લઈને ચાર જૂદા જૂદા સિદ્ધાન્તો સહ ભારતવર્ષમાં પ્રચલિત થઈ ગયો હતો. પાશુપતધર્મનો પ્રચાર કરવા માટે ભગવાન લકુલીશનું ઉગ્ર તપ અને એમનો વિશુદ્ધ સંકલ્પ એટલાં તો દ્રઢ હતાં કે જેના પ્રતાપે એ પાશુપતધર્મ ફાલીફૂલીને વૃદ્ધિંગત થયો, ભારતમાં એ ધર્મની ઉજ્જવળતાનાં ગુણગાન ગવાવા લાગ્યાં અને તે સાથે એ ધર્મના સ્થાપકને સાક્ષાત્ શંકરનો અવતાર ગણવામાં આવ્યા.[2] લકુલીશે ગુજરાતના કારવણ ગામમાં જન્મ લઈને પાશુપતધર્મની સ્થાપના કરી હતી, અથવા તો પોતાના ઉગ્ર તપથી એક પ્રાચીન ધર્મને પુનરૂજ્જિવિત કર્યો હતો. ભગવાન લકુલીશના શિષ્યો સૌરાષ્ટ્ર, દક્ષિણ અને ઉત્તરમાં મથુરા સુધી વસી ગયા હતા.[3] પાછળથી ભગવાન્ લકુલીશની મૂર્તિઓ બનાવીને તેની પૂજા પણ કરવામાં આવતી હતી.[4] લકુલીશપૂજા મારવાડથી આરંભી પૂર્વમાં ઉડીયા સુધી અને દક્ષિણમાં મહીસુર સુધી પ્રસરી હતી. એક ગુજરાતી ધર્માચાર્ય ભારતમાં આ રીતે પૂજ્યસ્થાન પામે, એ ગુજરાતનું ગૌરવ જેવું તેવું તો ન જ ગણાય. અસ્તુ.

પાશુપતધર્મના સિદ્ધાન્તો અને લકુલીશ પાશુપતાચાર્યના શિષ્યોએ પ્રચાર કરેલા સમ્પ્રદાયો અને એના સિદ્ધાન્તો વિષે જેને વિશેષ પરિચયની આવશ્યકતા હોય, તેને

---

૧ 'કલ્યાણ'નો શિવાંક. પૃ. ૫૯૫ તથા પૃ. ૬૦૮-૯. એમાં ભગવાન્ લકુલીશ પાશુપતાચાર્યનો કાલ ઇ. સ. ૧૦૫-૧૩૦ નો માનવામાં આવ્યો છે.

૨ "કલ્યાણ"નો શિવાંક પૃ. ૫૯૫

૩ એ જ ,, પૃ. ૫૯૫

૪ શ્રી. ફા. ગુ. સભાનો, શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ, પૃ. ૪૬ (ફૂટનોટ)

શ્રીફાર્બસ ગુજરાતી સભાએ પ્રસિદ્ધ કરેલો અને શ્રી. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીએ વિરચિત "શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ" વાંચી જવાની ભલામણ કરવામાં આવે છે.

લકુલીશના ત્રણ શિષ્યો કુશિક, મિત્ર, અને કૌરુષ્ય,–એમની શાખાઓનો પ્રચાર ગુજરાતમાં થયો હોય, એમ જાણવામાં આવ્યું નથી, તેમ આ લેખમાં ભગવાન્ લકુલીશના એ ત્રણે શિષ્યો સાથેનો કાંઈ સમ્બન્ધ દર્શાવવામાં પણ આવ્યો નથી. કિન્તુ ભગવાન્ લકુલીશના બીજા શિષ્ય ગર્ગની શાખાના આચાર્યોએ અણહીલવાડના ચૌલુક્ય રાજાઓના સમયમાં ગુજરાતમાં આવીને જે પાશુપતધર્મનો પ્રચાર કર્યો હતો તેનો જ વિશેષ પરિચય અને ઇતિહાસ આ લેખમાં આલેખવામાં આવ્યો છે.

ભગવાન લકુલીશ પાશુપતાચાર્યનો ગુજરાતમાં પ્રાદુર્ભાવ થયા પછી ગુજરાતમાં એમના કોઈ શિષ્યો રહ્યાનાં અને તેમણે પાશુપતધર્મનો પ્રચાર કર્યાનાં કાંઇ પણ પ્રમાણો મળી આવ્યાં નથી. ગુજરાતના પ્રાચીન શિલાલેખો અને દાનપત્રોમાં ક્વચિત્ કોઈ શિવમંદિરને દાન આપ્યાની કે તેના પૂજનનિર્વાહ માટે પ્રબંધ કર્યાની ઘટના અંકિત થઈ છે, તદપિ ગુજરાતમાં પાશુપતાચાર્યો અને પાશુપતમઠોનું અસ્તિત્વ તો જણાતું જ નથી. સાચુ કહીએ તો અણહિલવાડ પાટણમાં ચૌલુક્ય રાજ્યનો આરંભ થયા પછી જ કાન્યકુબ્જમાંથી આવીને ગુજરાતમાં પાશુપતધર્મનો પ્રચાર કરનારા પાશુપતાચાર્યો આવીને વસ્યા હતા, એમ જણાય છે. અણહિલવાડના ચૌલુક્ય રાજાઓના શિલાલેખો અને દાનપત્રોથી સિદ્ધ થાય છે કે "અણહિલવાડના ચૌલુક્ય (સોલંકી-વાઘેલા) રાજાઓએ જ ગુજરાતમાં પાશુપતધર્મનો પ્રચાર અને અભિવૃદ્ધિ કરવા માટે અવિરત શ્રમ લીધો હતો અને કેટલાક પાશુપતાચાર્યોને સન્માન્યા હતા, અને પાશુપતધર્મને રાજધર્મ માન્યો હતો. અને પરમમાહેશ્વર રાજા સિદ્ધરાજદેવ અને પરમમાહેશ્વર રાજા કુમારપાલના પાશુપતગુરૂ પરમપાશુપતાચાર્ય ભાવબૃહસ્પતિથી આરંભીને પ્રભાસના પાશુપતાચાર્યો અણહિલવાડના ચૌલુક્ય રાજાઓના કુલસદ્ગુરુસ્થાને સ્થાપિત થયા હતા. એ સર્વે પાશુપતાચાર્યો કાન્યકુબ્જથી માળવા–અવન્તિ થઈને ગુજરાતમાં આવ્યા હતા. ભગવાન લકુલીશ પાશુપતાચાર્યના સમય પછી લગભગ આઠસો વર્ષે પછી ગર્ગ શાખાના પાશુપતાચાર્યોએ ગુજરાતમાં પાશુપતધર્મનો પ્રચાર કર્યો અને પાશુપતધર્મને રાજ્યધર્મ બનાવ્યો.

## શ્રીવચ્છકાચાર્ય

અણહિલવાડના ચૌલુક્ય મહારાજા મૂલરાજદેવ ૧ લાએ વિ. સં. ૧૦૩૦ માં શ્રી વચ્છકાચાર્યને દાન આપ્યાનો ઉલ્લેખ તામ્રપત્રમાં કરવામાં આવ્યો છે.[૫]

## શ્રીદીર્ઘાચાર્ય

મહારાજાધિરાજ મૂલરાજ દેવ ૧ લાએ વિ. સં. ૧૦૫૧ ના મહા સુદિ ૧૫ ને દિવસે ચંદ્રગ્રહણસમયે શિવની પૂજા કરીને સત્યપુર મણ્ડલમાં આવેલું વરણક નામનું ગામ તેની યોગ્ય સીમા સુધી, વૃક્ષઘટાસહિત, કાષ્ટ, તૃણ, જલ–એ સૌ સહિત, દશાપરાધના દંડની સત્તા સહિત અને તે સાથે ઘાઘલી કૂપના ત્રીજા ભાગનું પાણી પણ કાન્યકુબ્જથી આવેલા શ્રીદુર્લભાચાર્યના પુત્ર શ્રીદીર્ઘાચાર્યને પાણિના અર્ઘ્યસહિત આપ્યું હતું.[૬]

---

૫ શ્રી. ફા. ગુ. સભાનો શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ, પૃ. ૧૫૨.

૬ " ગુજરાતના ઐતિહાસિક લેખો, ભાગ ૨ જો, ચૌલુક્ય વંશના લેખો, પૃ. ૧૩–૧૪.

જો કે આ બન્ને લેખોમાં એ આચાર્યો કયા સંપ્રદાયના હતા, એ જણાવાયું નથી, પરન્તુ શ્રીદીર્ઘાચાર્ય તો કાન્યકુબ્જથી આવેલા છે અને તેને તપોનિધિ કહ્યા છે, તેથી તે દીર્ઘાચાર્ય પાશુપતાચાર્ય હોય, એમ જણાય છે; કારણ કે કાન્યકુબ્જથી આવેલા કેટલાક પાશુપતાચાર્યોને પણ તપોનિધિ જ કહેવામાં આવ્યા છે.

## આચાર્ય મંગલશિવસુત ભટ્ટારક આજપાલ

ચૌલુક્ય મહારાજાધિરાજ શ્રીભીમદેવ ૧ લાએ વિ. સં. ૧૦૮૬ ના કાર્તિક શુદિ ૧૫ ને દિને કાર્ત્તિકી પર્વણી નિમિત્તે શિવની પૂજા કરીને આચાર્ય મંગલશિવના[૭] પુત્ર ભટ્ટારક આજપાલને કચ્છમાં મસૂર ગામ આપ્યું હતું.[૮]

## પરમપાશુપતાચાર્યાર્યે મહાપંડિત શ્રીપ્રસર્વજ્ઞ

ચૌલુક્ય મહારાજાધિરાજ કુમારપાલદેવના સમયના વિ. સં. ૧૨૦૨ના તથા સિંહ સંવત્ ૩૨ ના આશ્વિન વદિ ૧૩ સોમવાર નિમિત્તિના માંગરોલમાંની સોઢલી વાવમાંના શિલાલેખમાં જણાવ્યું છે કે "આ પ્રશસ્તિ પરમપાશુપતાચાર્યાર્યે મહાપંડિત શ્રી પ્રસર્વજ્ઞે રચેલી છે."[૯]

પાશુપતાચાર્યાર્યે મહાપંડિત શ્રી પ્રસર્વજ્ઞ કયા મઠના અને કઈ શાખાના હશે, એ જાણવામાં આવ્યું નથી. પરન્તુ અનુમાન થાય છે કે માંગરોલ પાસે ઢેલાણા નામનું ગામ છે, તેની પાસે કામનાથની જે જગ્યા છે તેમાંના ઓરશીઆ ઉપરના લેખથી જણાય છે કે માંગરોલ પાસે ભૃગુમઠ નામનું સ્થાન હતું, તે કદાચ કામનાથની જગ્યા હશે, અને એ પાશુપતાચાર્ય એ ભૃગુમઠના સ્થાનપતિ હશે.

## પરમપાશુપતાચાર્ય ગંડ શ્રીમદ્ ભાવબૃહસ્પતિ

પ્રભાસપાટણના ભદ્રકાલી માતાના મંદિરના વલભિ સંવત્ ૮૫૦ ના શિલાલેખથી અને જૂનાગઢ તાબે વેરાવળમાં 'ફોજદારી ઉતારાનો લેખ', એ નામે ઓળખાએલા પ્રભાસપાટણના, આ સંવત્ વિનાના લેખથી જણાય છે કે

"પરમ પાશુપતાચાર્ય ગંડ શ્રીમદ્ ભાવબૃહસ્પતિનો જન્મ વારાણસીમાં થયો હતો તે કાન્યકુબ્જ બ્રાહ્મણ હતા. તેણે બાલપણમાં અધ્યયન વિના પૂર્વના સસ્કારથી ચૌદે વિદ્યામાં નિપુણતા પ્રાપ્ત કરી હતી, અને પાશુપતવ્રત ગ્રહણ કર્યું હતું. પાશુપતમતને લગતા કેટલાક ગ્રન્થોની રચના પણ તેણે કરી હતી.[૧૦] રાજાઓને શિષ્યો કરવા માટે અને ધર્મસ્થાનરક્ષા કરવા માટે યાત્રાના મિષે પ્રવાસ કરવાનું શરૂ કર્યું. 'અનેકતીર્થકરોપવાન' પદવી પ્રાપ્ત કરીને ધારાપુરી ગયા. તેણે ત્યાં ઘણું તપ કર્યું માળવાના પરમાર રાજાઓને શિષ્ય કર્યા અને ત્યાંના પાશુમતમઠોનું સારી રીતે પાલન કર્યું ઉપરાંત તેની સાથે અતિ પ્રસન્ન થએલા જયસિંહદેવ (સિદ્ધરાજ) નૃપનો ભ્રાતૃભાવ તેણે પ્રાપ્ત કર્યો."

વેરાવળના ફોજદારી ઉતારાના શિલાલેખમાં પણ એમને વિષે એમ લખવામાં આવ્યું છેઃ-

---

૭ પાશુપતાચાર્યોમા મંગલશિવ જેવાં શિવ શબ્દાન્ત કેટલાંક નામો મળે છે; જેમ કે ઈશાનશિવ, ગગનશિવ, વિમલશિવ, ઇત્યાદિ.

૮ શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ, પૃ. ૧૫૨ અને ગુ. ઐ લેખો ભાગ ૨ જો, ચૌલુક્ય વંશના લેખો પૃ. ૧૫-૧૬.

૯ ગુજરાતના ઐતિહાસિક લેખો, ભાગ ૨ જો, ચૌલુક્ય વંશના લેખો પૃ. ૩૧-૩૩.

૧૦ ભાવબૃહસ્પતિવિરચિત પાશુપતમતને લગતો કોઈ ગ્રંથ હજી સુધી મળી આવ્યો નથી.

"શ્રી કાશીશ્વર, શ્રી માલવપતિ, શ્રી સિદ્ધરાજ અને અન્ય નૃપો તેને ભૂમિ પર ધર્મનો નાયક માની, તેની શ્રદ્ધાથી પૂજા કરતા હતા. જ્યારે તેણે સિદ્ધરાજને સોમનાથના શિવાલયનો જીર્ણોદ્ધાર કરવાનો ઉપદેશ કર્યો ત્યારે તે જ દિવસે સિદ્ધરાજ બે હાથ જોડીને તેને શરણે થયો અને તેને મુખ્ય આચાર્યપદ આપ્યું અને શ્રદ્ધાથી તેની સેવા કરી. કિન્તુ સિદ્ધરાજ સોમનાથના સ્થાનનો જીર્ણોદ્ધાર કરાવ્યા પહેલાં સ્વર્ગવાસી થયો, તેથી કુમારપાલ પોતાના શૌર્યથી ઝટ તેના સિંહાસન પર ચઢી બેઠો. ભાવબૃહસ્પતિએ કુમારપાલને સોમનાથના શિવાલયનો જીર્ણોદ્ધાર કરવાનો ઉપદેશ કર્યો, ત્યારે કુમારપાલે ચાર વર્ણોથી માન પામેલા, દઢ મનના ગાર્ગેય ગોત્રમાં જન્મેલા, શ્રીબૃહસ્પતિને પૃથ્વી પર ગંડેશ્વર નામથી વિખ્યાત, ગોત્રમંડલમાં શ્રેષ્ઠ હોઈ કુમારપાલે સર્વના સ્વામી બનાવ્યા. તેણે (કુમારપાલે) તેના સ્વહસ્તથી તેને અલંકૃત કર્યા, તેના કંઠ પર મૌક્તિક માળા મૂકી, બે ચરણને ચંદનનો લેપ કર્યો, આદરથી શિર તેની આગળ નમાવ્યું, ભક્તિથી તેને પ્રણામ કર્યા, અને ઘણું દ્રવ્ય આપીને સોમનાથના શિવાલયનો જીર્ણોદ્ધાર કરવા સારૂ પ્રભાસપાટણ મોકલ્યા.

"ભાવબૃહસ્પતિએ પ્રભાસપાટણમાં આવીને સોમનાથના શિવાલયનો જીર્ણોદ્ધાર કરાવ્યો અને કૈલાસશૈલોપમ સોમનાથપ્રાસાદનું નામ મેરૂપ્રાસાદ ઠરાવ્યું. કુમારપાલ એ શિવાલય જોઈને અતિ પ્રસન્ન થયો અને કુમારપાલે ભાવબૃહસ્પતિને કહ્યું કે 'હું ગંડનું પદ તમને, તમારા પુત્રપૌત્રોને શશિ તારા અને સૂર્યના અસ્તિત્વ કાળ સુધી અર્પણ કરૂં છું.' અને પ્રસન્ન થએલા ગુર્જર દેશના નૃપે વૃક્ષ, જળ વગેરે સહિત બ્રહ્મપુરી નામનું ગામ આખી સભા સમક્ષ ત્રણ પુટવાળા ત્રાંબાના પતરા ઉપર લેખિત શાસનથી પુત્ર, પૌત્રો અને વંશજોને પ્રતિબંધ વિના ઉપભોગ માટે આપ્યું."[11]

સોમનાથના મંદિરનો નાશ રાજાઓના દુષ્ટ, કુમતિ અને લોભથી અંધ થએલા સચિવોથી થયો હતો. તેનો ઉદ્ધાર ભૂમિને દાંત પર ધારણ કરનાર મહાન્ વરાહ ભગવાનની સ્પર્ધા કરતા હોય તેવી રીતે લીલા માત્રમાં ગુરૂ[12]ગંડે[13] કર્યો.

ભાવબૃહસ્પતિએ ૫૫૫ સંતોની પૂજા કરી અને મંદિરની દક્ષિણમાં અને ઉત્તરમાં મજબુત દુર્ગ બંધાવીને નગરનો વિસ્તાર કર્યો. ગૌરી, ભીમેશ્વર, કપર્દિ, સિદ્ધેશ્વર, વગેરે દેવોનાં મંદિર પર સુવર્ણના કળશો મૂક્યા. નૃપોને મળવા વાટે દરબાર બનાવ્યો. રસોડાં અને સ્નાન માટે શુદ્ધ જળ માટે સરસ્વતીનો વાપી બંધાવ્યો. શંકરના મંદિરના અગ્ર સ્થાનમાં સ્તંભોના આધારવાળો એક ઓરડો બંધાવ્યો અને રૂપાના જળમાર્ગવાળું, મંડૂકના આકારનું શિવનું આસન કરાવ્યું. પાપમોચનના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો, ત્રણ દેવની મૂર્તિઓ કરાવી અને નદીમાં પગથિયાં કરાવ્યાં. બ્રાહ્મણોને ઘર બંધાવીને આપ્યાં અને સોમનાથના માર્ગ

---

૧૧ એ જ હકિકતનો પુનરુલ્લેખ એ જ પ્રશસ્તિમાં શ્લોક ૪૭-૪૮ માં કરવામાં આવ્યો છે.

૧૨ ગુરૂગંડ થી એ કુમારપાલનો પણ ગુરૂ હતો, એમ જણાય છે.

૧૩ ગંડનો અર્થ કોઇ કોટવાળ કરે છે, કોઇ પૂજારી, તો કોઇ મહંત, તો કોઇ તપોધન, કોઈ ભયડો, એમ જૂદા જૂદા અર્થો કરે છે. પરંતુ એમાંનો એકેય અર્થ ખરો હોય એમ જણાતું નથી. ભદ્રકાલીના શિલાલેખમાં શંકરને પણ ગુરૂગંડ, ગંડસર્વેશ્વર કહેવામાં આવ્યા છે; તેથી ગંડ એ શિવને અર્થે વપરાતો શબ્દ છે, એમ જણાય છે. અને ભાવબૃહસ્પતિને પણ સરખામણીમાં શંકર અને લકુલીશ સમાન કહેવામાં આવ્યા છે, તેથી તેમને પણ શંકરનું વિશેષણ આપવા માટે જ ગંડ શબ્દ પ્રયોજાયો હોય, એમ જણાય છે.

ઉપર નવા નગરમાં બે વાપી કરાવ્યા અને અપર ચંડિકાની ત્યાં સ્થાપના કરી; ઇત્યાદિ પુણ્યકાર્યો ભાવબૃહસ્પતિએ કરાવ્યાં.

તેણે રાજાની સમક્ષ પોતાના શત્રુઓને જિતી લીધા હતા, પોતાના શત્રુઓનાં મસ્તક પર પગ મૂકીને તેમનાં પદો ઝૂંટવી લીધાં હતાં, અને તેના શત્રુઓ ભિક્ષુક થયા હતા. તે શંકરની ભક્તિમાં પરાયણ હતો. બ્રહ્મના જ્ઞાનમાં આનંદ લેનારો, શ્રુતિમાં શ્રદ્ધાવાળો, દાનનો શોખી, ક્ષમાવાળી મતિનો અને સુચરિતવાળો હતો.

ભાવબૃહસ્પતિની સ્ત્રીનું નામ મહાદેવી હતું. તે ઘણા સૌંદર્યવાળી હતી. તેને અપરાદિત્ય, રત્નાદિત્ય, સોમેશ્વર અને ભાસ્કર, એ નામના ચાર પુત્રો હતા, અને પ્રતાપદેવી નામે એક પુત્રી હતી. સોમનાથની આજ્ઞાથી વિશ્વેશ્વર રાશિ નામના એક વિદ્વાન કવિ પાશુપતાચાર્યે પ્રતાપદેવી સાથે લગ્ન કર્યાં હતાં. ભાવબૃહસ્પતિના પુત્રો પણ વિદ્વાન હતા. તેઓ પણ ધર્મનિષ્ઠ અને રામલક્ષ્મણાદિક ચારે ભાઈઓ જેમ સંપવાળા હતા, અને પ્રતાપદેવી પણ સીતા, લક્ષ્મી અને બાલ સરસ્વતી જેવી હતી.

ભાવબૃહસ્પતિએ વિષ્ણુની પૂજાને સહાય કરી હતી; અને સોમનાથે કોઈ પાખંડમતની ભયંકરતાનો વિચાર કરીને તેનાથી પોતાના શહેરનું રક્ષણ કરવાનો સત્ય ઉપદેશ કુમારપાલ રાજાને અને ભાવબૃહસ્પતિને આપ્યો હતો. અજયપાલ, બાલમૂળરાજ, ઇત્યાદિ રાજાઓ પણ તેના શિષ્યો હતા અને તે તેનાથી વારંવાર પૂજાતો હતો. ટુંકામાં કહીએ તો ભાવબૃહસ્પતિ એક મહાન્, વિદ્વાન, સમર્થ ધર્માચાર્ય અને અણહીલવાડના ચૌલુકચ રાજાઓનો રાજ્યગુરૂ હતો. તેમ જ પ્રભાસના પાશુપતમઠનો સ્થાપનપતિ હતો અને ભાવબૃહસ્પતિ પછી પણ પ્રભાસના પાશુપતાચાર્યો અણહિલવાડના ચૌલુક્યના "ભૂપાલકુલસદ્‌ગુરુ" સ્થાને સ્થપાયા હતા, એ વાત આ લેખમાં ક્રમસર જણાવવામાં આવશે.[૧૪]

**પરમપાશુપતાચાર્ય, ગંડતીર્થેશ્વર, શ્રીવિશ્વેશ્વર રાશિ**

શ્રીવિશ્વેશ્વર રાશિ પણ વારાણસીના હતા અને ભાવબૃહસ્પતિની જ્ઞાતિના હતા. તે ફરતા ફરતા અણહિલવાડ આવ્યા અને ત્યાં મહારાજાધિરાજ કુમારપાલથી સન્માનિત થઇને તેઓ સોમનાથ પાટણ આવ્યા. સોમનાથે સ્વપ્નમાં તેને આજ્ઞા કરી કે "હે બાલ ! તારો પોતાનો નિવાસ કરવા અહીં જન્મેલો તું પ્રતાપી અને ખ્યાતિવાળો મારો અંશ છે. આથી તું જે

---

૧૪ શ્રી ભાવબૃહસ્પતિનું ઉપર્યુક્ત વર્ણન "ગુજરાતના ઐતિહાસિક લેખો, ભા. ૨ જો ચૌલુક્ય વંશના લેખો", પૃ. ૬૧–૬૮ અને પૃ. ૧૬૬–૧૭૦ માંથી અત્ર ઉદ્ધૃત કર્યું છે. અને તે માટે હું તેના સંપાદકનો ઋણી છું.

શ્રીભાવબૃહસ્પતિ પ્રભાસમાં રહેતા અને કોઇ વખતે તેણે જૈનધર્મ પ્રત્યે દ્વેષ કરેલો તેથી શ્રી હેમચન્દ્રસૂરિની અને મહારાજા કુમારપાલની અકૃપાથી તેનું પદ ઝુંટવી લીધાની અને શ્રી હેમચન્દ્રસૂરિની સેવા કરીને તેની કૃપાથી પોતાનું પદ પાછું મેળવ્યાની કથા પ્રબંધચિંતામણિમાં આપેલી છે. પરંતુ પ્રભાસપાટણનો ભદ્રકાલીનો શિલાલેખ જોતાં સ્પષ્ટ જણાય છે કે "શ્રીભાવબૃહસ્પતિએ મહારાજા કુમારપાલની સમક્ષ પોતાના બધા શત્રુઓને જિતી લીધા હતા, અને તેમનાં મસ્તકો પર પગ મૂકીને બલથી તેણે તેનાં પદો ઝુંટવી લીધાં હતાં, તેના કયા શત્રુઓ ભિક્ષુક થયા નહોતા ? ઇત્યાદિ હકીકત વિ. સં. ૧૨૨૫માં શિલોત્કૃષ્ટ થઇ છે; તેથી સિદ્ધ થાય છે કે શ્રીભાવબૃહસ્પતિનું પદ ઝુંટવી લીધાની અને પાછું આપ્યાની કથા માની શકાય તેમ નથી. વિશેષ ચર્ચા માટે જુઓ "શ્રી ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક"નો સને ૧૯૩૯નો એપ્રિલ–જુનનો અંક પૃ. ૫૯–૬૦.

સમર્થ છે તે ધર્મવિરૂદ્ધ આચારવાળા કે વિમુખ જનોને શિક્ષા કરશે." આથી રાત્રે જે બન્યું તે પર વિચાર કરીને અને નિવાસના અધિપતિ(ભાવબૃહસ્પતિ)થી સવારે પ્રાર્થિત થઇને તે ઇન્દુવાળા પ્રભુ(સોમનાથ)ના નિવાસને રક્ષવાના અભિલાષવાળો સહસ્રકિરણવાળા સૂર્યસમાન પ્રકાશ્યો, અને તેણે શ્રીભાવબૃહસ્પતિની પુત્રી પ્રતાપદેવીને પત્ની તરીકે ગ્રહણ કરી.

કુમારપાલ સ્વર્ગમાં ગયા પછી અજયપાળે તેને ગંડતીર્થેશ્વર તરીકે સ્થાપિત કર્યો, અને તે તેની પૂજા કરતો હતો. ત્યાર પછી મૂળરાજ રજો મહારાજા થયો તે પણ તેની પૂજા કરતો હતો અને તેના આશીર્વાદથી એક સ્ત્રીએ હમીરનૃપનો યુદ્ધમાં સહેલાઇથી પરાજય કર્યો હતો. મૂળરાજ સ્વર્ગમાં ગયા પછી ભીમદેવ રજો રાજા થયો. રાજ્યપદવી પ્રાપ્ત કર્યા પછી તરત જ તે રાજ્યસ્થિતિના કાર્યમાં ગુથાયો હતો, છતાં પણ મહાઆદરથી શ્રીગંડવિશ્વેશ્વરની વારંવાર પૂજા કરતો હતો.

આ રીતે શ્રીવિશ્વેશ્વર રાશિ પણ ચૌલુક્ય ભૂપાળોથી પૂજિત થયો હતો. ભીમદેવે સોમનાથનું મેઘનાદ નામનું મંદિર કરાવ્યું હતું, એ હકીકતનો ઉલ્લેખ પણ એ વિશ્વેશ્વર રાશિની પ્રશસ્તિમાં કરવામાં આવ્યો છે,[૧૫] જેને પ્રભાસપાટણની શ્રીધરપ્રશસ્તિથી પુષ્ટિ મળે છે.

### શ્રીદુર્વાસુ

પરમપાશુપતાચાર્ય ગણ્ડતીર્થેશ્વર શ્રીવિશ્વેશ્વર રાશિ પછી સોમનાથદેવના સ્થાનપતિ-પદે શ્રીદુર્વાસુ હતા, એમ અણહિલવાડના ચૌલુક્ય મહારાજાધિરાજ શ્રીભીમદેવ બીજાના વિ. સં. ૧૨૬૬ અને સિંહ સંવત ૯૬ના એક તામ્રપત્રથી જણાય છે. શ્રીદુર્વાસુ વિષે વિશેષ કોઈ હકીકત જાણવામાં આવી નથી. એ દાનપત્રમાં સાક્ષીઓનાં નામોની યાદીમાં જ શ્રીદુર્વાસુનું નામ છે.[૧૬]

પણ શ્રીદુર્વાસુ સોમનાથદેવના સ્થાનપતિપદે વધારે સમય સુધી રહ્યા હોય, એમ જણાતું નથી. કારણ કે પ્રભાસના છેલ્લા પાશુપતાચાર્ય શ્રીત્રિપુરાન્તક પોતાને સોમનાથદેવના સ્થાનપતિપદે છટ્ઠા આચાર્ય કહે છે. અને ભાવબૃહસ્પતિથી ગણત્રી કરતાં જો શ્રીદુર્વાસુનું નામ મૂકી દઇએ તો બૃહસ્પતિથી ગણતાં શ્રીત્રિપુરાંતક બરાબર છટ્ઠા આચાર્ય થાય છે. પણ જો શ્રીદુર્વાસુનું નામ તેની સાથે ગણીએ તો શ્રીત્રિપુરાન્તક સાતમા આચાર્ય હતા, એમ જણાય છે. તેથી અનુમાન થાય છે કે કાં તો શ્રીદુર્વાસુ વિશેષ સમય સુધી સ્થાનપતિપદે રહ્યા નહીં હોય, અથવા તો શ્રીદુર્વાસુની નિમણુંક માત્ર કામચલાઉ હોય. પરંતુ શ્રીત્રિપુરાન્તકે તો શ્રીદુર્વાસુનું નામ સોમનાથના સ્થાનપતિ પાશુપતાચાર્યોની ગણત્રીમાં ગ્રહણ કર્યું નથી, એ તો નિર્વિવાદ છે.

### શ્રીવિમલ શિવમુનિ

પ્રભાસપાટણનો વિ. સં. ૧૨૭૩નો એક પ્રશસ્તિલેખ કે જે શ્રીધરની દેવપાટણપ્રશસ્તિ નામે ઓળખાયો છે, તેમ જ પ્રભાસપાટણનો 'વેરાવળી દરવાજાનો શિલાલેખ', એ નામે ઓળખાય છે અને હાલમાં પ્રભાસપાટણની રેવન્યુ ઓફિસની પરસાળની એક ભીંતમાં જડી લઈ ને સુરક્ષિત રાખેલો છે, તે શિલાલેખમાં શ્લો. પર–પ૭ એમ ૭ શ્લોકોમાં શ્રીવિમલ શિવમુનિની પ્રશસ્તિ આપવામાં આવી છે. કિન્તુ દુર્ભાગ્યે એ પ્રશસ્તિલેખ ઘસાઈ ગએલો હોવાથી એમાંના અમુક અક્ષરો જ અવશિષ્ટ રહ્યા છે. જેટલા અક્ષરો બચ્યા છે

---

૧૫ ગુજરાતના ઐતિહાસિક લેખો, ભાગ ૨ જો, ચૌલુક્યવંશના લેખો, પૃ. ૧૬૬–૧૯૦.

૧૬ ગુજરાતના ઐતિહાસિક લેખો, ભાગ ૨ જો, ચૌલુક્ય વંશના લેખો, પૃ. ૯૬–૧૦૦.

એમાંથી પણ મહત્ત્વની હકીકત મળી આવે છે, તેથી પણ સંતોષ અનુભવાય છે. એ પ્રશસ્તિમાં લખવામાં આવ્યું છે કે ભૂપાલકુલસદ્ગુરુ વિમલ શિવમુનિ નવો ચંદ્રમા હોય નહીં શું એમ માનનીય થયા હતા.[17] એમની પૂજા કરવામાં આવી હતી, તેમ જ શ્રીધર પણ એમના ગાઢ પરિચયમાં હોય, એમ જણાય છે. આ પ્રશસ્તિલેખના પ્રમાણથી પણ સિદ્ધ થાય છે કે ચૌલુક્ય મહારાજાધિરાજ શ્રીસિદ્ધરાજ અને કુમારપાલદેવના પાશુપતધર્મ ગુરૂ ગણ્ડ શ્રીમદ્ ભાવબૃહસ્પતિથી આરંભીને પ્રભાસના પાશુપતધર્માચાર્યો અણહીલવાડના ચૌલુક્ય રાજાઓના કુલસદ્ગુરુસ્થાને સ્થપિત થયા હતા, એમાં કાંઈ સંશય રહેતો નથી, અને તેથી જ અણહીલવાડના ચૌલુક્ય રાજાઓ વારંવાર પ્રભાસના પાશુપતધર્માચાર્યોનું અતિશય સન્માન અને પૂજન કરતા હતા, એમ એમના પ્રશસ્તિલેખોનાં પ્રમાણોથી સિદ્ધ થાય છે.

## પરમપાશુપતાચાર્ય મહાપંડિત ગંડ શ્રીવીરભદ્ર

પરમપાશુપતાચાર્ય ગંડ શ્રીવિમલ શિવમુનિ પછી સોમનાથ દેવના સ્થાનપતિ અને પાશુપતધર્માચાર્ય પદ પર પરમપાશુપતાચાર્ય મહાપંડિત ગંડશ્રી વીરભદ્ર સ્થાપિત થયા હતા, એમ જણાય છે. ગંડશ્રી વીરભદ્ર સાથે સંબંધ ધરાવતા ચાર લેખો મળે છે. તેમાંના પહેલા બેમાં તો માત્ર એમનું નામ જ શિલોત્કૃષ્ટ થયું છે અને બીજા બે લેખો કે જેમાંથી ગંડશ્રી વીરભદ્ર વિષે ઘણી હકિકત મળી શકે એમ હતું, પણ એ લેખો દુર્ભાગ્યે ઘસાઈ ગયેલા હોવાથી એમના વિષે વિશેષ હકિકત જાણવામાં આવતી નથી. ગંડશ્રી વીરભદ્ર વિષે માત્ર નીચેની હકિકત સારરૂપે જણાય છે.

વેરાવળના હરસિદ્ધ માતાના મંદિરના વિ. સં. ૧૩૨૦ના ચાર સંવતવાળા લેખમાં એ ગંડશ્રી વીરભદ્રને परमपाशुपताचार्य महापंडित गंडश्री वीरभद्र કહ્યા છે.[18] કોડીનારના કોટેશ્વર મહાદેવના મંદિરની વિ. સં. ૧૩૨૮ની નાનાક કવિની પ્રશસ્તિમાં બીજી પ્રશસ્તિની અંત્ય પંક્તિમાં પણ ગંડશ્રી વીરભદ્રનું નામ છે. પ્રભાસપાટણનો એક બીજો સંવત વિનાનો લેખ કે જેનો મધ્ય ભાગ છેક ઘસાઈ ગયો છે, તે લેખમાં પણ ગંડશ્રી વીરભદ્રેશનું નામ છે, અને તેની સાથે વિદ્યારાશી અને ૐકારરાશિ એ બે પાશુપતાચાર્યોનાં નામો પણ આપેલાં છે. એ બન્ને પાશુપતાચાર્યો ક્યાંના હતા અને એઓનો શ્રી વીરભદ્ર ગંડ સાથે શો સંબંધ હતો તે જાણવામાં આવ્યું નથી. પરંતુ એ લેખની ટૂંકી હકિકતથી જણાય છે કે ચંદ્રેશ્વર, વૈદ્યનાથ, કર્કેશ્વર અને કર્કેશ્વરી દેવી એ દેવતાઓનાં મંદિરોનો એ સમયે જીર્ણોદ્ધાર થયો હોય, અથવા તો એ દેવતાઓના પૂજન-નિર્વાહ અર્થે કાંઈ પણ પ્રબંધ કરવામાં આવ્યો હોય, તેમ જણાય છે.[19] પ્રભાસપાટણમાં ગૌરીકુંડના એક સંવત્ વિનાના લેખથી જણાય છે કે ગંડપર વીરભદ્રની પુત્રી ઉમાદેવીને શ્રીબૃહસ્પતિ નામના એક પાશુપતાચાર્ય સાથે પરણાવી હતી. અને એ જ બૃહસ્પતિગંડશ્રી વીરભદ્ર પછી પ્રભાસના પાશુપતધર્માચાર્ય અને સોમનાથના સ્થાનપતિ થયા હતા. પરમ-પાશુપતાચાર્ય ગંડશ્રી ભાવબૃહસ્પતિના જમાઇ પરમપાશુપતાચાર્ય ગંડ તીર્થેશ્વર શ્રી વિશ્વેશ્વર રાશિ પછી ગંડશ્રી વીરભદ્રના જમાઇ ગંડ શ્રીબૃહસ્પતિ સોમનાથના પાશુપતા-

---

૧૭ ગુજરાતના ઐતિહાસિક લેખો, ભાગ ૨ જો, ચૌલુક્ય વંશના લેખો પૃ. ૧૦૪-૧૦૯.

૧૮ શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ, પૃ. ૧૫૭-૧૫૮.

૧૯ ફાર્બસ ગુજરાતી સભા-ત્રૈમાસિક પુ. ૪, અં. ૨, પૃ. ૨૩૦.

ચાર્ય થયા. એથી જણાય છે કે એ સમયે જમાઈ પણ જો યોગ્ય વિદ્વાન્ હોય તો તે પણ સ્થાનપતિ અને ધર્માચાર્ય થવા માટે યોગ્ય ગણાતો હશે.

### ગંડશ્રી બૃહસ્પતિ

પરમ પાશુપતાચાર્ય ગંડશ્રી વીરભદ્ર પછી તેની પુત્રી ઉમાદેવીના પતિ પરમપાશુપતાચાર્ય મહત્તર ગંડશ્રીપર બૃહસ્પતિ સોમનાથદેવના સ્થાનપતિ અને ધર્માચાર્ય થયા હતા. પ્રભાસપાટણના ગૌરીકુંડના સંવત્ વિનાના એક ખંડિત લેખમાં કહેવામાં આવ્યું છે કે "ગંડશ્રી પર બૃહસ્પતિ અને બૃહત્પુરુષ રાજશ્રી વાચ્છિગસુત બૃહત્પુરૂષ રાજશ્રી કાહ્નડદેવ એઓના સ્વામીપણા નીચે અને દ્રવ્યની સહાયતાથી ધર્મનું સારી રીતે પાલન થવા માટે નાય. તેજપાલના સુત નાય. શ્રીધરે પોતાના દ્રવ્યથી અને સમસ્ત માહેશ્વર સાધુઓના દ્રવ્યની સહાયતાથી આદ્યાશક્તિ શ્રીદુઃખાન્તગૌરી અને શ્રીત્રિપુરસુંદરી એ બે દેવીઓનાં મંદિરોનો અને બ્રાહ્મણોએ ઉપાસના કરેલા પુષ્કરતીર્થનો જીર્ણોદ્ધાર કર્યો હતો."[૨૦]

પ્રભાસપાટણનો એક બીજો શિલાલેખ કે જે અત્યારે જૂનાગઢ મ્યુઝીઅમમાં રક્ષિત છે અને ખંડિત થએલો છે તે લેખમાં પણ ગંડપર બૃહસ્પતિનું નામ છે. અને ત્રૈલોક્યરાશિ અને ધર્મરાશિ નામના બે પાશુપતાચાર્યોનાં નામો પણ એ લેખમાં છે.[૨૧] પરન્તુ એ લેખ ખંડિત હોવાથી ગંડપર બૃહસ્પતિ સાથે એ બન્ને પાશુપતાચાર્યનો કાંઇ સ્પષ્ટ સંબંધ જણાતો નથી. શ્રીબૃહસ્પતિએ ત્રિપુરાન્તક નામના એક પાશુપતાચાર્યને સોમનાથદેવના સ્થાનપતિ થવા માટે યોગ્ય પુરૂષ માનીને પ્રભાસમાં રાખ્યા હતા અને તેમને સ્થાનપતિપદ અને ધર્માચાર્યપદ પર સ્થાપ્યા હતા.[૨૨]

### પરમ પાશુપતાચાર્ય ગંડશ્રી ત્રિપુરાન્તક

ચૌલુક્ય મહારાજાધિરાજ શ્રીસારંગદેવના સમયની વિ. સં. ૧૩૪૩ ની પ્રભાસપાટણની ત્રિપુરાન્તકેશ્વરપ્રશસ્તિ કે જે હાલમાં પોર્ટુગલના સિન્ત્રા નામક ગામમાં રાખેલી છે, અને સિન્ત્રાપ્રશિસ્ત એ નામે ઓળખાય છે, તે પ્રશસ્તિલેખથી જણાય છે કેઃ—

"ગાર્ગ્યના ગોત્રના અલંકારરૂપ કાર્તિકરાશિ સ્થાનાધિપતિ થયા ( કયાંના ? ); એનાં શિષ્ય વાલ્મિકરાશિ થયા. આ વાલ્મિકરાશિએ એક યુવાન તપોધનને ત્રિપુરાન્તક નામથી પોતાનો શિષ્ય કર્યો. એ ત્રિપુરાન્તક અનેક તીર્થોની યાત્રા કરીને છેવટ શ્રીદેવપત્તન (પ્રભાસપાટણ) આવ્યા. સરસ્વતી અને સાગરના સંયોગથી જેનો પ્રદેશ સુંદર લાગે છે અને સોમનાથના કપાળ ઉપરના બાલચન્દ્રની પ્રભાથી જે પ્રકાશે છે, તે જગતના ભૂષણરૂપ સોમનાથમાં બધાં તીર્થોમાં નહાવાથી જાતે જ તીર્થરૂપ જેનું શરીર થઈ ગયું છે, એવા આ ત્રિપુરાન્તક આવ્યા. અહિં સાક્ષાત્ શંકરરૂપ શ્રીગંડ બૃહસ્પતિએ એમને છઠ્ઠા મહંત કર્યા, અને આ સ્થાનનો પોતાના વિશુદ્ધ ચાતુર્યથી ઉદ્ધાર કરશે, એમ જાણીને ગંડ બૃહસ્પતિ ખુશી થયા. આ ત્રિપુરાન્તક દુઃખી અને દરિદ્રોને પુષ્કળ ધન આપતા. આ ત્રિપુરાન્તકને રમા નામની વ્હાલી પત્ની હતી.

---

૨૦ "શ્રીફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક" પુ. ૪. અં. ૨, પૃ. ૨૨૯ અને "ભાવનગર શોધસંગ્રહ" પુ. ૧ પરિશિષ્ટ, સૂચિપત્ર પૃ. ૨૯, લેખાંક નં. ૧૦૩.

૨૧ "શ્રીફા. ગુ. સ. ત્રૈમાસિક" પુ. ૪ અં ૨, પૃ. ૨૩૦.

૨૨ "ગુજરાતનાં તીર્થસ્થાનો" પૃ. ૫૦.

"તે ત્રિપુરાન્તકે સોમેશ્વરના મંદિરના મંડપની ઉત્તરે જીર્ણઘટિકાના સ્થાનની પાસે શંકરનાં પાંચ શિવાલયો કરાવ્યાં. પોતાની માતા માલ્હણુ દેવીના નામથી માલ્હાણેશ્વર, પોતાના ગુરુના પ્રિયાના નામથી ગંડ બૃહસ્પતિશ્વર, શ્રી બૃહસ્પતિની સ્ત્રી ઉમાના નામથી ઉમેશ્વર, પોતાના નામથી ત્રિપુરાન્તકેશ્વર અને પોતાની નામથી રમેશ્વર, એમ પાંચ શિવ મંદિરો કરાવ્યાં, અને આ પાંચ મંદિરોના વચલા ભાગમાં ગોરક્ષકનું. ભૈરવનું, હનુમાનનું, સરસ્વતિનું અતે સિદ્ધિવિનાયકનું સ્થાન કરાવ્યું, અને ઉત્તરનાં દ્વાર સામે સુંદર સ્તંભો ઉપર તોરણ કરાવ્યું."

કયા કયા માણસે શું કાર્ય કરવું એની વિગતવાર સૂચના પણ એમાં આપી છે,અને હમેશાં નૈવેદ્ય માટે કોઠારમાંથી કઈ કઈ વસ્તુઓ કેટલી કેટલી કાઢી આપવી, એ પણ લખ્યું છે. છેવટ ૭૪ મા શ્લોકમાં આ પાશુપત મહન્ત ત્રિપુરાન્તકની સ્તુતિ છે, એમ લખ્યું છે. ધન્ધના પુત્ર કવિ ધરણીધરે આ પ્રશસ્તિ લખી છે. શ્રી નૃપવિક્રમ સ. ૧૩૮૩ વર્ષે માઘ શુદિ ૫ સોમે લિङ्गप्रतिष्ठामहोत्सवः समजनि ॥ ત્રિપુરાન્તકે સં. ૧૩૪૩ માં નવાં મંદિરો બંધાવ્યાં અને લિંગપ્રતિષ્ઠાનો મહોત્સવ કર્યો.

ઉપર લખેલું ગંડશ્રી ત્રિપુરાન્તકનું વર્ણન અહિં શ્રી દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીના "ગુજરાતનાં તીર્થસ્થાનો" એ નામના પુસ્તકમાંથી પૃ. ૫૦-૫૨માંથી ઉતારી લીધું છે. એ માટે હું શ્રી દુર્ગાશંકર શાસ્ત્રીજીનો અત્યંત ઋણી છું.

ગંડશ્રી ત્રિપુરાન્તકના ગુરૂ ગંડશ્રીપર બૃહસ્પતિ હતા, એમ ઉપર કહેવાઈ ગયું છે. ગંડશ્રી ત્રિપુરાન્તક પોતાને છઠ્ઠા મહન્ત કહે છે. પરંતુ પરમપાશુપતાચાર્ય ગંડ શ્રીમદ્ ભાવબૃહસ્પતિની ગાર્ગ્યશાખાની પરંપરામાં એ પ્રભાસના સાતમા પાશુપતાચાર્ય મહન્ત છે. પ્રભાસના એ સર્વ પાશુપત ધર્માચાર્યોએ સોમનાથના મંદિરની શોભામાં અભિવૃદ્ધિ કરવા માટે અત્યંત શ્રમ લીધો હતો અને ઘણું દ્રવ્ય ખર્ચ્યું હતું, પ્રભાસમાં અનેક મંદિરો બંધાવ્યાં હતાં અને અનેક મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો, દુ:ખી તેમ દરિદ્રોને મદદ કરી હતી અને વિદ્વાનોનો સત્કાર કર્યો હતો.

ગુજરાતના સુપ્રસિદ્ધ પુરાતત્ત્વવિદ્ અને સમર્થ ઇતિહાસકાર વિદ્વાન્ શ્રી દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીજીએ પ્રભાસના આ પાશુપતાચાર્યો અને અણહિલવાડના ચૌલુક્ય રાજાઓ વિષે જે પ્રશસ્તિપુષ્પો વેર્યાં છે તે અત્ર એમના જ શબ્દોમાં ઉતારી લઉ છું:

"ગુજરાતમાં પાશુપત મતના નાના નાના તો અનેક મઠો હતા. પણ મુખ્ય તો બે મઠો હતા: એક સિદ્ધપુરનો[૨૩] અને બીજો પાટણનો. બન્ને મઠોના આચાર્યો ઉપરની, ગુજરાતના સોલંકી રાજાઓની ઉર્જ્વલ ભક્તિનો પ્રકાશ આખા હિન્દમાં ઝળકતો હતો. આ બેમાંએ સોમનાથની કીર્તિ તથા ત્યાંના મઠના પાશુપતાચાર્યોનું જોર વધી જાય. એ વખતે પ્રભાસક્ષેત્ર ગુજરાતના સોલંકી રાજાઓને ખંડણી ભરતા રાજાઓને તાબે હતું. પણ પ્રભાસ-ક્ષેત્રના જ નહીં, પણ આખા ગુજરાતની શૈવ પ્રજાના હૃદયના રાજા અને ભક્તિભાજન તો સોમનાથના આચાર્યો હતા. રાજાઓના મુકુટ એમનાં ચરણોમાં નમતા. સોમનાથનું મંદિર જાતે એક શહેર જેવું હતું અને એમાં સર્વોપરી સત્તા મઠના આચાર્યોની રહેતી." (ગુજરાતનાં તીર્થસ્થાનો પૃ ૪૭માથી).

---

૨૩ સિદ્ધપુરના પાશુપતમઠો અને પાશુપતાચાર્યોનો કાંઇ ઇતિહાસ અને તે પણ પ્રભાસના આચાર્યોની જેમ સળંગ રીતે મળ્યો નહીં હોવાથી આ લેખમાં સિદ્ધપુરના મઠો વિષે અને તેના આચાર્યો વિષે કાંઇ ઉલ્લેખ કરવામાં આવ્યો નથી.

ઉપર પ્રમાણે ભગવાન્ લકુલીશ[૨૪] અને તેના શિષ્ય ગર્ગની શાખાના પાશુપતાચાર્યોની સળંગ પરમ્પરાનો લગભગ સવાસો વર્ષનો ક્રમબદ્ધ ઇતિહાસ મળી રહે છે. પ્રભાસના પાશુપતાચાર્યો અણહિલવાડના ચૌલુક્ય રાજાઓના કુલસદ્ગુરુ હતા, એમ પ્રભાસપાટણની શ્રીધર-પ્રશસ્તિમાં પણ સ્વીકારવામાં આવ્યું છે. સોમનાથ અણહિલવાડના ચૌલુક્યોના કુલદેવતા મનાતા હતા અને સોમનાથના પાશુપતાચાર્યોના ઉપદેશથી પ્રત્યેક ચૌલુક્ય રાજાએ તન, મન, અને ધનથી સોમનાથ પ્રત્યેનો પોતાનો ભક્તિભાવ પ્રદર્શિત કર્યો હતો. જો એમના શિલાલેખો અભંગ રહ્યા હોત તો એ પાશુપતાચાર્યોનો ઇતિહાસ કોઈ જૂદા જ રંગથી રંગાયો હોત.

## પરમપાશુપતાચાર્ય રાજકુલ શ્રીવેદગર્ભરાશિ

ચૌલુક્ય મહારાજાધિરાજ શ્રીમૂલરાજદેવ ૧લાએ મણ્ડલી(માંડેલ)માં શ્રીમૂલનાથદેવનું મંદિર કરાવ્યું હતું અને તે દેવના મંદિરને વિ. સં. ૧૦૪૩માં વર્દ્ધિવિષય(જીલ્લા)માં કમ્બોઈક નામનું ગામ તેની સીમાપર્યંત, કાષ્ટ, તૃણ, જલસહિત, ગોચરસહિત અને દશ અપરાધના દંડનો હક્ક અને તેવાં કૃત્યોનો નિર્ણય કરવાની સત્તા સહિત દાનને શાસનથી અનુમતિ આપી, પાણીના અર્ઘ્ય સાથે આપ્યું હતું.[૨૫] એ સમય એ દેવના મઠનો સ્થાનપતિ કોણ હતો, એ વિષે કાંઈ હકીકત જાણવામાં આવી નથી.

સોલંકી રાજા મૂલરાજ પહેલાના સમયમાં મણ્ડલીના એ મૂલનાથદેવનું માહાત્મ્ય બહુ વધ્યું હોય, એમ જણાતું નથી. પણ ચૌલુક્યવંશના મહારાજાધિરાજ ભીમદેવ બીજાના સમયમાં એ મૂલનાથદેવના મંદિર સાથે મઠ અને સત્રાગાર જોડવામાં આવ્યાં હતાં. એ સમયે એ પાશુપત મઠનો સ્થાનપતિ પરમપાશુપતાચાર્ય રાજકુલ શ્રીવેદગર્ભરાશિ હતો. એ વેદગર્ભરાશિને ચૌલુક્ય મહારાજા ભીમદેવ બીજાએ અને ચૌલુક્ય રાજા ત્રિભુવનપાલે કેટલાંક દાનો આપ્યાં હતાં, એમ જણાય છે.

એ વેદગર્ભરાશિને સોમેશ્વર[૨૬]નામે પુત્ર હતો. એ વેદગર્ભરાશિ પણ પાશુપતમતની ગર્ગ શાખાનો હશે.

પરમપાશુપતાચાર્ય રાજકુલ શ્રીવેદગર્ભરાશિ હસ્તક માત્ર મણ્ડલીનો મૂલનાથદેવનોજ મઠ હતો, એમ નથી, પણ ચૌલુક્ય રાજા ભીમદેવ બીજાના સમયમાં સોલંકી રાણક આનાના પુત્ર લૂણપસીકે પોતાનાં માતાપિતાના નામથી સલખણપુરમાં સ્થાપેલ આનલેશ્વર તથા સલખણેશ્વરનાં જે મંદિરો બંધાવ્યાં હતાં, અને તેની સાથે જે મઠ અને સત્રાગાર જોડેલાં હતાં તે પણ એ જ વેદગર્ભરાશિ હસ્તક મૂકવામાં આવ્યાં હતાં. એ બન્ને સ્થળોના મઠો, મંદિરો, અને સત્રાગારો માટે ઉપર કહેલા રાજાઓએ જૂદાંજૂદાં સાત દાનપત્રોથી સાંપાવાડા, નતાઉલી, દેવાઉ, રાજસિયણી, એક નામ નહીં જણાયેલું ગામ, ભાષહર અને રાજપુરી, ઇત્યાદિ ગામો તથા કેટલીક બીજી જમીન દાનમાં આપવામાં આવી હતી.[૨૭] આટલાં ગામોનું દાન થયેલું

---

૨૪ પ્રભાસપાટણમાં ભગવાન્ લકુલીશનું અને લકુલીશ્વરનું એમ બે મંદિરો હતાં. જૂઓ પ્રભાસખંડનું ગુજરાતી ભાષાન્તર, અ. ૩૯.

૨૫ "ગુજરાતના ઐતિહાસિક લેખો", ભાગ ૨ જો, ચૌલુક્ય વંશના લેખો, પૃ. ૯–૧૧.

૨૬ એ જ પૃ. ૧૫૧–૧૫૩.

૨૭ "શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ" પૃ. ૧૫૬–૧૫૭ તથા "ગુજરાતના ઐતિહાસિક લેખો," ભાગ ૨ જો "ચૌલુક્ય વંશના લેખો" શ્રી ભીમદેવ બીજાનાં દાનપત્રો અને ત્રિભુવનપાલનું દાનપત્ર.

"તે ત્રિપુરાન્તકે સોમેશ્વરના મંદિરના મંડપની ઉત્તરે જીર્ણઘટિકાના સ્થાનની પાસે શંકરનાં પાંચ શિવાલયો કરાવ્યાં. પોતાની માતા માલ્હણુદેવીના નામથી માલ્હાણેશ્વર, પોતાના ગુરુના પ્રિયાના નામથી ગંડ બૃહસ્પતિશ્વર, શ્રી બૃહસ્પતિની સ્ત્રી ઉમાના નામથી ઉમેશ્વર, પોતાના નામથી ત્રિપુરાન્તકેશ્વર અને પોતાની નામથી રમેશ્વર, એમ પાંચ શિવ મંદિરો કરાવ્યાં, અને આ પાંચ મંદિરોના વચલા ભાગમાં ગોરક્ષકનું. ભૈરવનું, હનુમાનનું, સરસ્વતિનું અને સિદ્ધિવિનાયકનું સ્થાન કરાવ્યું, અને ઉત્તરનાં દ્વાર સામે સુંદર સ્તંભો ઉપર તોરણુ કરાવ્યું."

કયા કયા માણુસે શું કાર્ય કરવું એની વિગતવાર સૂચના પણુ એમાં આપી છે,અને હમેશાં નૈવેદ્ય માટે કોઠારમાંથી કઈ કઈ વસ્તુઓ કેટલી કેટલી કાઢી આપવી, એ પણુ લખ્યું છે. છેવટ ૭૪ મા શ્લોકમાં આ પાશુપત મહન્ત ત્રિપુરાન્તકની સ્તુતિ છે, એમ લખ્યું છે. ધન્ધના પુત્ર કવિ ધરણીધરે આ પ્રશસ્તિ લખી છે. श्री नृपविक्रम सं. १३८३ वर्षे माघ शुदि ५ सोमे लिङ्गप्रतिष्ठामहोत्सवः समजनि ॥ ત્રિપુરાન્તકે સં. ૧૩૪૩ માં નવાં મંદિરો બંધાવ્યાં અને લિંગપ્રતિષ્ઠાનો મહોત્સવ કર્યો.

ઉપર લખેલું ગંડશ્રી ત્રિપુરાન્તકનું વર્ણુન અહિં શ્રી દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીના "ગુજરાતનાં તીર્થસ્થાનો" એ નામના પુસ્તકમાંથી પૃ. ૫૦-૫૨માંથી ઉતારી લીધું છે. એ માટે હું શ્રી દુર્ગાશંકર શાસ્ત્રીજીનો અત્યંત ઋણી છું.

ગંડશ્રી ત્રિપુરાન્તકના ગુરૂ ગંડશ્રીપર બૃહસ્પતિ હતા, એમ ઉપર કહેવાઈ ગયું છે. ગંડશ્રી ત્રિપુરાન્તક પોતાને છઠ્ઠા મહન્ત કહે છે. પરતુ પરમપાશુપતાચાર્ય ગંડ શ્રીમદ્ ભાવબૃહસ્પતિની ગાર્ગ્યશાખાની પરંપરામાં એ પ્રભાસના સાતમા પાશુપતાચાર્ય મહન્ત છે. પ્રભાસના એ સર્વ પાશુપત ધર્માચાર્યોએ સોમનાથના મદિરની શોભામાં અભિવૃદ્ધિ કરવા માટે અત્યંત શ્રમ લીધો હતો અને ઘણું દ્રવ્ય ખર્ચ્યું હતું, પ્રભાસમાં અનેક મંદિરો બંધાવ્યાં હતાં અને અનેક મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો, દુ:ખી તેમ દરિદ્રોને મદદ કરી હતી અને વિદ્વાનોનો સત્કાર કર્યો હતો.

ગુજરાતના સુપ્રસિદ્ધ પુરાતત્ત્વવિદ્ અને સમર્થ ઇતિહાસકાર વિદ્વાન્ શ્રી દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીજીએ પ્રભાસના આ પાશુપતાચાર્યો અને અણહિલવાડના ચૌલુક્ય રાજાઓ વિષે જે પ્રશસ્તિપુષ્પો વેર્યાં છે તે અત્ર એમના જ શબ્દોમાં ઉતારી લઉ છું:

"ગુજરાતમાં પાશુપત મતના નાના નાના તો અનેક મઠો હતા. પણુ મુખ્ય તો બે મઠો હતા: એક સિદ્ધપુરનો[૨૩] અને બીજો પાટણુનો. બન્ને મઠોના આચાર્યો ઉપરની, ગુજરાતના સોલંકી રાજાઓની ઉર્જ્વલ ભક્તિનો પ્રકાશ આખા હિન્દમાં ઝળકતો હતો. આ બેમાંએ સોમનાથની કીર્તિ તથા ત્યાંના મઠના પાશુપતાચાર્યોનું જોર વધી જાય. એ વખતે પ્રભાસક્ષેત્ર ગુજરાતના સોલંકી રાજાઓને ખંડણી ભરતા રાજાઓને તાબે હતું. પણુ પ્રભાસ-ક્ષેત્રના જ નહીં, પણ આખા ગુજરાતની શૈવ પ્રજાના હૃદયના રાજા અને ભક્તિભાજન તો સોમનાથના આચાર્યો હતા. રાજાઓના મુકુટ એમનાં ચરણોમાં નમતા. સોમનાથનું મંદિર જાતે એક શહેર જેવું હતું અને એમાં સર્વોપરી સત્તા મઠના આચાર્યોની રહેતી." (ગુજરાતનાં તીર્થસ્થાનો પૃ ૪૭માથી).

---

૨૩ સિદ્ધપુરના પાશુપતમઠો અને પાશુપતાચાર્યોનો કાંઇ ઇતિહાસ અને તે પણુ પ્રભાસના આચાર્યોની જેમ સળંગ રીતે મળ્યો નહીં હોવાથી આ લેખમાં સિદ્ધપુરના મઠો વિષે અને તેના આચાર્યો વિષે કાંઇ ઉલ્લેખ કરવામા આવ્યો નથી.

# ગુજરાતની સ્થાપત્યસમૃદ્ધિ

રા. રા. નંદનાથ કેદારનાથ દીક્ષિત
નિવૃત્ત વિદ્યાધિકારી કેળવણીખાતું, સં. વડોદરા

ગુર્જર લોકોના પ્રદેશનું નામ "ગુજરાત" તરીકે મુસલમાનોના આક્રમણ પછી જ સાધારણ વપરાશમાં આવેલું હોય, એમ માનવાને કારણ છે.

### ઐતિહાસિક આમુખ

હિન્દનો આ પશ્ચિમ કીનારો મૂળથી જ અનેરી ભાત પાડતો લાગે છે. બીજા પ્રાંતો કરતાં એમાં કેટલીક વિશિષ્ટતાઓ છે. આ પ્રાંત ઘણા પ્રાચીન સમયથી વહાણવટાને માટે વિખ્યાત હતો. એ કારણને લીધે વિવિધ પ્રકારની વિદેશીય સંસ્કૃતિના સતત સંપર્કમાં એના વતનીઓ આવેલા જણાય છે. પરિણામે તેમનામાં બુદ્ધિચાપલ્ય, સર્વગ્રાહી માનસ અને વ્યાપારિક નિપુણતા સ્વાભાવિક રીતે જ ઘણા મોટા પ્રમાણમાં દૃષ્ટિગોચર થાય છે.

મૌર્યવંશના મહાન રાજાઓના સમયમાં ગુર્જર પ્રદેશ મૌર્યસામ્રાજ્યનું એક અગત્યનું અંગ ગણાતું. અલેકઝાન્ડ્રીઆનો ગ્રીક વિદ્વાન ટૉલેમી (Ptolemy) પોતાના પુસ્તકમાં પશ્ચિમ કીનારા ઉપરનાં ગુજરાત, અને કાઠિયાવાડનાં ઘણાં શહેરો ગણાવે છે. તે ઉપરાંત એને લગતી ઘણી ઘણી ઉપયોગી માહીતી એનાં પુસ્તકોમાંથી મળી આવે છે. તેમાં દર્શાવેલાં નામોમાં પણ ઝાઝો ફેરફાર નથી. આફ્રિકાના કાંઠા ઉપરના તથા રાતા સમુદ્રના વહાણવટીઓ પાસેથી આ હકીકત ટૉલેમીને સાંપડી હશે.

ગ્રીક સંસ્કૃતિ મૃતપ્રાય અને ઝાંખી થયા પછી રોમનો પશ્ચિમમાં ઘણો અગત્યનો ભાગ ભજવવા લાગ્યા. એશિયામાઇનર ને મિસર જિત્યા પછી પૂર્વનો વેપાર રોમન લોકોના હાથમાં આવ્યો. ખાસ કરીને રેશમી કાપડ, પૂર્વના બેટોના મસાલાઓ, સુતરાઉ કાપડ, ભાલા માટે લાંબા વાંસો, લાકડાં, વગેરેનો વેપાર તે સમયમાં થતો. કામવિજય (હાલનું કામરેજ) અને ભૃગુકચ્છ (હાલનું ભરૂચ) એ મોટાં બંદરો લેખાતાં અને ત્યાં લોકો શરાફી અને આડતનો ધંધો કરીને ઘણા ટુંક સમયમાં અતુલ સંપત્તિ પ્રાપ્ત કરતા.

ખ્રિસ્તી યુગની શરૂઆતમાં ક્ષત્રપ રાજાઓ હતા, પણ થોડા સીક્કાઓ સિવાય આ સમયની બીજી કોઇ ઐતિહાસિક માહીતી મળી શકતી નથી. ઈસુની છઠ્ઠી અને સાતમી સદીના અરસામાં શ્રીમાળના "ચાપોત્કટ" રાજાઓના વંશજો ભરૂચમાં રાજ્ય કરતા હતા. જાણીતો ચાઈની યાત્રિક હયુઆન સન્ગ પોતાની મુસાફરીઓ દરમ્યાન આ ગુર્જર રાજાઓનો ઉલ્લેખ કરે છે. ને ઉપરાંત એણે વલ્લભીપુર (હાલનું વળા), ભૃગુકચ્છ, વડનગર, વગેરે શહેરોની પણ મુલાકાત લીધી હતી.

આપણા દુર્ભાગ્યે આ સમયનાં મકાનો અને શિલ્પ વિષે સંપૂર્ણ માહીતી હજી મળી શકતી નથી, તેમ જ મકાનો અને બીજા સ્થાપત્યના નમુના હજી હસ્તગત થયા નથી. ત્યાર-

જોતાં એ સમયે મણ્ડલીનો મઠ અને સલખણપુરનો મઠ અને તેની સાથે જોડેલાં સત્રાગારોનું સ્થાન ગુજરાતમાં અતિ મહત્વનું હશે, એમ જણાય છે.

## મહામુનીંદ્ર વિશ્વામિત્ર

ચૌલુક્ય મહારાજાધિરાજ શ્રીવીસલદેવના સમયમાં મણ્ડલી(માંડલ)ના શ્રીમૂલનાથદેવના મઠપતિ મહામુનીંદ્ર શ્રીવિશ્વામિત્ર નામના એક પાશુપતાચાર્ય હતા. પરમપાશુપતાચાર્ય રાજકુલ વેદગર્ભરાશિ પછી એ મુનીંદ્ર શ્રીવિશ્વામિત્રની મઠપતિસ્થાને નિમણુંક થઈ હશે. વિ. સં. ૧૩૧૭ના વીસલદેવના સમયના લેખમાં મહામંડલેશ્વર રાણકશ્રી સામંતસિંહ દેવે કેટલાક બ્રાહ્મણોના ભોજન માટે તથા શ્રીમૂલેશ્વર દેવના મઠપતિ મહામુનીંદ્ર વિશ્વામિત્રનો નિર્વાહ થવા માટે શંકરની પૂજા કરીને દાન આપ્યું હતું. તેમ જ એ જ દાનના લેખમાં બલ્લાલ-નારાયણ અને રૂપનારાયણદેવની પંચોપચારપૂજા અને નૈવેદ્ય માટે પણ દાન આપ્યાની વાત છે.[૨૮] શૈવ અને વૈષ્ણવો વચ્ચેના અપૂર્વ સમભાવ કે પ્રેમનું એ શુભ ચિહ્ન છે.

ચૌલુક્ય મહારાજાધિરાજ મૂલરાજદેવ પહેલાથી આરંભ થયેલા ચૌલુક્યવંશની સાથે જ ગુજરાતમાં પાશુપતધર્મનો ઉદય થયો હતો અને પાશુપતાચાર્યો એ ધર્મનો પ્રચાર કરતા હતા, એમ ઉપર લખેલી હકીકતોથી સમજી શકાય છે. મહારાજાધિરાજ સિદ્ધરાજદેવના સમયથી તો ચૌલુક્યવંશનો રાજ્યધર્મ પાશુપતધર્મ હતો. પરંતુ ચૌલુક્યવંશના અસ્તિત્વકાળ પછી પાશુપતધર્મ અને પાશુપતાચાર્યોનું શું થયું, એ વિષે કાંઈ સપ્રમાણ હકીકત જાણવામાં આવી નથી. પરન્તુ એટલું તો કહી શકાય કે ચૌલુક્ય (સોલંકી–વાઘેલા) વંશના અસ્તિત્વકાળનાં લગભગ ૩૫૦ વર્ષ જેટલા સમયમાં ગુજરાતમાં પાશુપતધર્મની અભિવૃદ્ધિ થઇ હતી, અને એ સમયના પાશુપતાચાર્યોના તપના પ્રભાવથી, અને એમના સદુપદેશથી ગુજરાતની સ્થાપત્ય કલાએ પણ સર્વોત્કૃષ્ટ સ્થાન પ્રાપ્ત કર્યું હતું, એમ કહેવામાં લેશ પણ અતિશયોક્તિ નથી.

---

૨૮ "શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ", પૃ. ૧૫૭.



શ્રીયુત મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી, જે. પી.

માનદ મંત્રી : સને ૧૮૬૫થી ૧૯૦૮

ટ્રસ્ટી : સને ૧૯૦૩થી ૧૯૦૮

વ્યવસ્થાપક મંડળના સભ્ય : સને ૧૮૬૫થી ૧૯૦૮

પછીના સમયમાં લડાઈઓ, દુશ્મનોનાં આક્રમણો અને એવાં કારણોને લીધે ઘણીખરી ઐતિહાસિક સામગ્રી નષ્ટ થઈ છે.

ચાવડા વંશના રાજાઓને પશ્ચિમના વ્યાપારીઓ પ્રત્યે ઘણી શુભ લાગણીઓ હતી. પક્ષપાત પણ કરી શકાય એવી રીતે અરબ અને બીજા વ્યાપારીઓને તેઓ ઉત્તેજન આપતા હતા. આ પ્રકારની નીતિ, રાજ્યની આર્થિક ખીલવણી માટે આ વંશના રાજાઓએ અખત્યાર કરેલી જણાય છે.

દક્ષિણના રાષ્ટ્રકૂટોનો દશમી સદીમાં લોપ થયો, તે પહેલાં તેમને પણ ગુજરાત કોઈ કોઈ પ્રસંગે ઉપકારક થયેલું જણાય છે. ત્યાર પછી ગુજરાતમાં મૂળરાજની રણહાકથી સોલંકીવંશનો ઉદય શરૂ થાય છે.

## સોલંકી યુગ

સોલંકીવંશના રાજાઓ ઘણા સમર્થ અને કલારસિક હતા. અનેક કલામાં તેમને રસ પડતો. અર્વાચીન ગુજરાતનો પાયો આ જ સમયમાં નંખાયો, એમ કહીએ તો એમાં કાંઈ જ અતિશયોક્તિ નથી. આ જ અરસામાં મૂલરાજે હાલનું સિદ્ધપુર જે તે વખતે શ્રીસ્થળ તરીકે સુપ્રસિદ્ધ હતું ત્યાં ગુજરાતના સ્થાપત્ય તરફના એના પક્ષપાતના પ્રતીક સમો રૂદ્રમાળ બંધાવવો શરૂ કીધો.

આસપાસના પ્રદેશના રાજાઓ આ સમયે પોતાના રાજ્યકારસ્થાનમાં ગુંથાયલા રહેતા, એટલે ગુર્જર નરેશોને એક જાતની શાન્તિ આપોઆપ મળી રહેતી, જેને પરિણામે તેઓ પોતાનો કલાનો શોખ અનેક દિશામાં પૂર્ણ કરી શકતા.

મહારાજા ભીમ, સિદ્ધરાજ અને કુમારપાળના સમયમાં સ્થાપત્યકળા પણ વિશેષ, પ્રમાણમાં વિકાસ પામી. આબુ ઉપરનાં વસ્તુપાળ અને તેજપાળના કીર્તિસ્થંભ સમાં દેલવાડાનાં જૈન મંદિરો, સિદ્ધપુરનો રૂદ્રમાળ, વડનગરના કીર્તિસ્થંભો વગેરે, આ સમયમાં બંધાયલાં છે; અને એ મુસ્લીમોના આગમન પહેલાંની હિન્દુ કળાનો ઘણો સારો ખ્યાલ આપે છે. આ સમયનું કોતરકામ પણ અત્યંત નાજુક, સુન્દર, સજીવ, અને ભાવનામય છે. ઇતિહાસના આ કાળમાં ગુજરાત એક સ્વતંત્ર, મૌલિક અને સાંસ્કારિક વ્યક્તિ તરીકે બહાર આવે છે.

સોલંકીઓએ પ્રાંતીય સ્વમાનને પોષ્યું અને વિકસાવ્યું. આ સમયમાં સાહિત્યનો પણ સારો વિકાસ થયેલો જોવામાં આવે છે; ને હેમચંદ્રાચાર્ય જેવા સમર્થ વિદ્વાનો દૃષ્ટિગોચર થાય છે.

## ઇસ્લામી યુગ

ત્યાર પછી મુસલમાનોનાં આક્રમણો વધારે દૃઢ સ્વરૂપમાં જાહેર થાય છે. ગુજરાતની સ્વતંત્રતા કરણઘેલાથી સાચવી શકાતી નથી, ને ઇસ્લામનો આફતાબ આ પ્રાંતમાં તપે છે.

ગુજરાતમાં આ જમાનો પણ પ્રગતિશીલ છે. મુસ્લીમ બાદશાહો પ્રાંતની સંસ્કૃતિને જૂદો ઓપ આપે છે, ને હિન્દુ અને જૈન લોકો સાથે મળીને સારો સહયોગ સાધે છે.

અમદાવાદની જગમશહુર મસીદો, ને તે જમાનાનાં મનોહર મકાનો હિન્દુ સ્થાપત્ય સાથેના મુસ્લીમ સંસ્કૃતિ અને સ્થાપત્યના સંપર્ક અને સહયોગનાં સુન્દર પરિણામો છે.



શ્રીયુત મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી, જે. પી.

માનદ મંત્રી : સને ૧૮૬૫થી ૧૯૦૮

ટ્રસ્ટી : સને ૧૯૦૩થી ૧૯૦૮

વ્યવસ્થાપક મંડળના સભ્ય : સને ૧૮૬૫થી ૧૯૦૮

ગુજરાતના મુસલમાની રાજ્યની સ્થાપના થયા પછી પણ (શિલ્પ)કળામાં હિન્દુ અને અને જૈન કારીગરોની અસર ઘણી રહી.

જામી મસીદ તેમ જ અમદાવાદની બીજી મસીદોના પણ બારીક કામમાં (details) પણ હિન્દુ મંદિરને અંશે મળતું કામ છે. ફક્ત ઇસ્લામની માન્યતા મુજબ મૂર્તિઓ કે મનુષ્યની પ્રતિમાઓ કોતરેલી નથી. ઇસ્લામી યુગનો શિલ્પકાર, સુન્દર ભવ્યતા, અને ગાંભીર્યના યોગને મૂર્તિમંત કરવાના પ્રયાસ આદરે છે, કેમકે વિશાળ કદ અને વિરાટ કલ્પનાથી તે પ્રેરિત થયેલો જણાય છે. એના સંપૂર્ણ ખ્યાલ માટે અર્વાચીન કાળનો એક નમુનો તે, વડોદરા કોલેજ.

હિન્દુસ્તાનના સ્થાપત્યમાં "મહેરાબ" એ મુસલમાનોએ દાખલ કરેલું ખાસ તત્ત્વ છે. હિન્દુ શિલ્પકારો સ્થંભો અને તેના ઉપર આડા પાટડા નાંખીને મકાનોનું કામ આગળ લેતા. એથી દેખાવ પણ સુંદર થતો અને સરખું વજન આવવાથી બાંધકામ પણ સુદૃઢ અને કાયમી સ્વરૂપનું થતું. જરૂર પડે સુન્દર કોતરેલાં પુતળાંઓને પણ આડી (brackets and struts) તરીકે ઉપયોગ કરતા હતા. બધા સ્થભો ઉપર ઘણું ઉમદા પ્રકારનું કોતર-કામ કરવામાં આવતું. પરિણામે આખો સ્થંભ અને છેક કળશ સુધીનું મંદિર સૌન્દર્ય અને કળાનો એક નમુનો રહેતો. જૂની હિન્દુ કારીગીરીમાં આર્યોનાં ઊંડાં તત્ત્વજ્ઞાનની ઝીણવટ જે ઉપનિષદો અને દર્શનોમાં દૃષ્ટિગોચર થાય છે તેની ઝાંખી સ્થાપત્યકળામાં પણ થાય છે. કોઇ સહૃદય દૃશ્યનો ઉપનિષદના તત્ત્વજ્ઞાનને પ્રાચીન આર્ય સ્થાપત્યમાં પ્રતિબિંબ થયેલું જોઈ શકે છે.

સ્તંભો હિન્દી સ્થાપત્યકળાના એક વિશિષ્ટ અંગ છે. તેમનો જો ઇતિહાસ લખવામાં આવે તો તે ઉપરથી આખી કળાનો હિન્દમાં તેની શરૂઆત પ્રગતિ અને પડતીનો ખ્યાલ પણ આવે.

સમ્રાટ્ અશોકના પોતાના ઉપદેશો કોતરાવવાના ભારે, મોટા પણ એકંદરે સાદા લાટોથી માંડીને નાજુક અને સુન્દર કોતરકામથી ભરપૂર એવા સોળમી સદીના જૈન સ્તંભોમાં હિન્દની શિલ્પકળાનો ટુંકો પણ ખુલ્લો ચીતાર આવી જાય છે.

આપણા દુર્ભાગ્યે ઉત્તર અને મધ્ય હિન્દમાં આવા સ્તંભો વિશેષ પ્રમાણમાં મળી શકતા નથી. માનવાને કારણ છે કે મુસ્લીમ આક્રમણો વખતે ધર્માંધતામાં તેનો નાશ કરવામાં આવ્યો હોય. તથાપિ જે અવશેષો હજી અસ્તિત્વમાં છે તે કલાપૂર્ણ છે.

### પાંચ મુખ્ય વિભાગો

ઉપરના ટુંક ઐતિહાસિક આમુખ પછી હવે આપણે વ્યક્તિગત મકાનોનું સ્થળ સહિત દિગ્દર્શન કરીને એના નીચે પ્રમાણે મુખ્ય વિભાગો સગવડ ખાતર પાડી શકીએ:—

(૧) પ્રાચીન હિન્દુ શિલ્પકળાના અવશેષો, બૌદ્ધ સમયનાં ચૈત્યો, વિહારો, ને સ્તૂપ.

(૨) જૈન મંદિરો, જેવાં કે, આબુ, ગિરનાર, પાલીતાણા ઉપરનાં દહેરાંઓનો સમૂહ; આમાં જૂદા જૂદા સમયની કૃતિઓનો સમાવેશ પણ થાય છે.

(૩) મુસલમાનોનું ગુજરાતમાં આધિપત્ય સ્વીકારાયું તે પૂર્વેનાં રાજપૂત શૈલીનાં કામો.

(૪) ગુજરાતના મુસલમાન બાદશાહોના સમયનાં કામો.

(૫) આધુનિક કાળનાં મંદિરો, પ્રાસાદો વગેરે.

## ૧. પ્રાચીન હિન્દુ શિલ્પકળા

(૧) ગુજરાતમાં દેશના બીજા ભાગોના પ્રમાણમાં ગુફાઓ, ચૈત્યો કે સ્તૂપો નથી. તેમ છતાં ગુજરાતમાં બૌદ્ધધર્મનો પ્રચાર બહુ ન હતો, એમ તો ન જ કહી શકાય. જૈનોની વસ્તી તો આ પ્રાંતમાં મૂળથી જ સારી છે.

ગિરનારની તળેટીમાં સમ્રાટ્ અશોકે પોતાનો સ્તંભ રોપ્યો, એટલે તે એ સમયમાં ગુજરાતનું સ્થાન મહત્વનું હોવું જોઈએ જ. કાઠિયાવાડમાં આવેલી તળાજાની ગુફા એ જરા આબાદ હાલતમાં છે ખરી. તેનો સમય આજથી પંદરસો સોળસો વર્ષો પહેલાંનો વલ્લભી યુગનો કહી શકાય.

દ્વારકાનું દ્વારકાધીશનું મંદિર ઘણું પુરાતન સમયનું કહેવાય છે. હાલનું મંદિર તો એટલું બધું પ્રાચીન નથી, પણ નિઃશંક તે જગ્યાએ પહેલાં વધારે પ્રાચીન મંદિરો હોવાં જોઈએ. દરિયાની બારી તરફના પથ્થરોને વિશેષ પ્રમાણમાં નુકસાન થયાનું જણાય છે.

પ્રભાસપાટણનું સોમનાથનું દેવાલય ભીમદેવે દુરસ્ત કરાવ્યા પછીનું છે. તે પહેલાંના જૂના દેવાલયનો મહંમદ ગજનીએ નાશ કર્યો હતો. વળી મૂળ અને હાલના દહેરામાં ઘણો ફરક પડયો હોવો જોઈએ, કેમકે એનો બે ત્રણ વખત જીર્ણોદ્ધાર થયો છે.

વલ્લભીપુરનો નાશ કેવી રીતે થયો તે હજી ચોક્કસ રીતે નક્કી થયું નથી. એના અવશેષ પણ છે. પરંતુ સ્થાપત્યની દૃષ્ટિએ અભ્યાસ થાય એવી રીતે તે સચવાયલા નથી.

ગુજરાતીઓના હૃદયની પેઠે ગુજરાતનો પથ્થર પણ નરમ છે, એટલે ઘણા પ્રાચીન અવશેષો, આ ભૂમિ પ્રાચીન હોવા છતાં પણ મળી શકતા નથી.

## ૨. જૈન મંદિરો

(૨) જૈનધર્મ અને જૈન સંસ્કૃતિમાં દેરાસર બંધાવવાનું તેમ જ દહેરાંઓનો જીર્ણોદ્ધાર કરાવવાનું મહાન પુણ્ય લેખાય છે. ગુજરાતના જૈનો ઘણા ધનાઢય છે, અને એમણે પુષ્કળ શ્રમ અને દ્રવ્યનો વ્યય કરી સુન્દરમાં સુન્દર મંદિરો બાંધ્યાં છે,

આબુનાં દહેરાં ગુજરાતનો અણમૂલ વારસો છે. આખો દેશ તેમાં ગૌરવ લઈ શકે છે.

જૈન દેવાલયો મોટે ભાગે પર્વત ઉપર હોય છે. પર્વતને પવિત્ર જ નહીં, પણ પૂજનીય પણ એ લોકો માને છે. પાષાણોને પહાડની ટોચો ઉપર ઘસડીને જૈન કારીગરોએ “poetry in stones” સર્જાવી છે–પાષાણકાવ્યો રચ્યાં છે.

આબુના દહેરામાં આરસને સજીવ થયેલો જોઈ શકાય છે. તેના સ્તંભો, તેના ઘુમ્મટો અને ખરૂં જોતાં દરેક ભાગ અર્થગંભીર છે. આખા મંદિરની કૃતિ પણ કલામય, પ્રમાણસર અને સુમેળ છે. નકશીકામ પણ ઘણા ઉચા પ્રકારનું સંયમશીલ, ભાવનામય, સુપ્રમાણ અને અણીશુદ્ધ છે. સંયમ અને સૌન્દર્યનો સુમેળ બધાં જ દેરાસરોમાં દેખાય છે. જાણે જૈનોની જીવનરેખાનું ચિત્ર ન હોય તેના જેવાં કેટલાંક તો જણાય છે.

જૈનો મંદિર જ નહીં, પણ પર્વતની ટોચ ઉપર મંદિરગ્રામ વસાવે છે. તેવો જ આ જૈન સ્થાપત્યજીવનની સાક્ષી પૂરતો શત્રુંજય છે. આ પર્વત ઉપરનાં મંદિરો જોતાં આપણામાં તે વખતના દેરાસરસ્થાપત્યના વિકાસ માટે માન ઉત્પન્ન થાય છે.

ગિરનાર ઉપર પણ જૈન દેવાલયો છે. તેમાં પણ આપણા શિલ્પીઓની શક્તિનો ખ્યાલ આવે છે, જો કે આબુ જેવાં રોનકદાર કે આકર્ષક આ દેવળો નથી.

જૈનમંદિરો વ્યક્તિગત મંદિરો હોવાથી ઇસ્લામની મસ્જીદ જેવી તેમાં વિશાળતા અને તજ્જન્ય ભવ્યતા લાવી શકાતી નહોતી. તેમ જ મૂર્તિઓમાં ભાવનાપૂર્ણતા હિન્દુ મંદિરોના પ્રમાણમાં ઓછી હોય છે. પરંતુ એને બદલે અલૌકિક કારીગરી અને સુન્દર કોતરકામ જૈન દેરાસરોમાં સૌથી વધારે પ્રમાણમાં નજરે પડે છે.

Fergusson આ મંદિરો વિષે લખે છેઃ—

" The marble dome is of great beauty from its very rich carving ........ In the roofs of the corridors of the temple there is a series of carvings of most complicated ornamental designs that are quite unrivalled "

### ૩. રાજપૂત શૈલી

(૩) આ વર્ગમાં ગુજરાતની હિન્દુકળાનો સમાવેશ થાય છે. સોલંકીઓએ જેમ જેમ રાજકીય દૃષ્ટિએ ગુજરાતની આગેવાની સ્થાપી તેમતેમ સ્થાપત્યની આગેવાની પણ સુન્દર બાંધકામો કરીને સ્થાપી.

પ્રાચીન શિલ્પશાસ્ત્ર પ્રમાણે ઘરબારીની પણ દરેક મકાનમાં ગોઠવણ હોય છે

ગજથર, સિંહથર, નરથર, કક્ષાસન, તોરણ, કળશથર, વગેરે કલામય બાંધણી હોય છે.

મોઢેરાનું સૂર્યમંદિર ગુજરાતી મગરૂબીની ચીજ છે. મધ્યભાગ ખંડિત છે, છતાં પ્રાચીન સ્થાપત્યનો ઉત્તમ નમુનો અહીં અણીશુદ્ધ જોવામાં આવે છે. તેની રચના અને ઉદાર ભાવના, મંડપની યોજના, કલાપૂર્ણ સ્તંભવિધાન અને જૂદી જૂદી મૂર્તિઓનું આલેખન, એ સર્વ જોનારને મુગ્ધ કરી નાંખે છે. ઉત્તમ કલાકૃતિનો એ નમુનો છે.

મંદિરની સામેનો કુંડ, તેની ભવ્યતા તથા સુંદરતામાં વિશેષ વધારો કરે છે. કુંડો આ સમયની કળાના ખાસ નમુનાઓ છે. હિન્દુઓ અસલથી જ દેહશુદ્ધિને ઘણું માન આપતા આવ્યા છે. એટલે ધાર્મિક સ્થળોમાં બધે જ આવો બંદોબસ્ત હોય છે. Monier Williams ને આ મંદિર હિન્દભરનાં મંદિરોમાં સૌથી અપ્રતિમ ભાસ્યું હતું.

મોઢેરાની પેઠે કાઠિયાવાડનું સોમનાથનું મંદિર પણ ઘણું ભવ્ય, કલામય અને વિશાળ હતું. હાલ તો ફક્ત તેના અવશેષો જ છે.

સિદ્ધપુરનું રુદ્રમહાલય પણ અવશેષોમાં હજુ ભવ્ય છે. જ્યારે તે અખંડ હશે ત્યારે તેનો દેખાવ કેવો ભવ્ય અને સુન્દર હશે તેનો ખ્યાલ અવશેષો જોઈને જ ભાગ્યે જ આવી શકે. તેના થાંભલાનું પ્રમાણ, ઘાટીલો અને સુન્દર શણગાર, મૂર્તિ–આલેખન, નકશી, થાંભલા અને થાંભલા વચ્ચેનું અંતર, વિશાળ મેદાનની યોજના અને હજુ પણ ઉભેલાં અપ્રતિમ પત્થરોવાળાં અનુપમ સુન્દર તોરણો, આપણને એ ભવ્ય, કલામય, રુદ્રમાળનો ખ્યાલ આપે છે.

લોકવાયકા પ્રમાણે એને અગિયાર તબકો હતા અને એના અગિયારમા માળ પરથી પાટણની પનીહારીઓ પાણી ભરતી જોઈ શકાતી. એમાં ખાસ અતિશયોક્તિ જેવું લાગતું નથી.

વનરાજ ચાવડો, મૂળરાજ અને સિદ્ધરાજ જયસિંહના પાટણનું તો નામ માત્ર જ રહ્યું છે. વારંવાર તૂટવાથી અને ફરી ફરી બંધાવવાથી પાટણમાં પ્રાચીન મકાનો મોટા પ્રમાણમાં રહ્યાં નથી. આજુબાજુ દશ માઇલના વિસ્તારમાં ખેતર ખેડતાં જૂના પત્થરો ને

ઇંટો હજુ મળી આવે છે. પાટણનું ત્રિપોલીયું, જેના ઉપરથી અમદાવાદના ભદ્રની ત્રણ કમાનની યોજના થયાની લોકવાયકા છે તે શહેરરચનાનો સુન્દર નમુનો છે. વળી સહસ્રલિંગ તળાવ, રાણકી વાવ, અને બીજા અવશેષો આપણને તે સમયની જાહોજલાલીનો ખ્યાલ આપે છે.

સ્વ. નરસિંહરાવે " સહસ્રલિંગ તળાવ "ઉપરથી પાટણ નામનું કાવ્ય લખીને સાચા ગુજરાતીના હૃદયને પોતાની માતૃભૂમિ માટે અભિમાન અને શોકની લાગણી આવાં દૃશ્યો નજરે પડતાં, કેટલી ઊંડી હોઈ શકે તેનો ખ્યાલ આપે છે.

આ જ પ્રમાણે વિરમગામનું માનસર તળાવ પણ આ જ યુગનું હોઈ પ્રખ્યાત છે.

પ્રાચીનોની સ્વદેશીય પ્રવૃત્તિઓમાં જળાશયોનો મહીમા ઘણો હતો. તળાવો ઉપરાંત વાવો અને કુંડો પણ ઘણી મોટી સંખ્યામાં હતાં.

ગુજરાતમાં વાવ એટલે એક જરૂરિયાતનું ઉપરાંત કલાનું પણ ધામ અને રસિકતા અને કાવ્યનું જન્મસ્થાન. જળાશયોનો અનુપમ નમુનો તે વાવ જ છે. રાણકી વાવ, અડાલજની વાવ, જેઠા મૂળજીની વાવ, ભવાનીની વાવ, વિગેરે જાણીતી વાવો છે. તે ઉપરાંત ઘણે સ્થળે વણઝારાની વાવો પણ હોય છે.

કુંડો પણ ગુજરાતમાં પુષ્કળ છે. મોઢેરા, જૂનાગઢ, ઝિંઝુવાડા, વડનગર, સીહોર વગેરેના કુંડો સુશોભિત ઉપયોગી અને ભાવવાહી છે. તે હજુ પણ ટકી રહેલા છે.

જૂનાગઢમાં પણ ઉપરકોટ અને કીલ્લો રજપૂત સમયના સ્થાપત્યનું ભાન કરાવે છે. ત્યાંનાં પાકાં બાંધેલાં જળાશયો મહીનાઓ સુધી પાણી પૂરૂં પાડે એમ છે.

વાવોમાં સ્થાપત્યની વિવિધતાને સારૂં સ્થાન મળે છે. મંડપો, ઝરૂખા, મૂર્તિવિભૂષિત સ્થંભો, ગોખો, ગોખલાઓ વગેરે કલાકારને ગમે તેવી ભાવના ઉપજાવી કાઢવામાં માર્ગદાયી થઈ પડે છે. જળાશયના સ્થાપત્યમાં ગુજરાતનું સ્થાન ઘણું ઉંચું છે, એમ કહેવામાં કશી અતિશયોક્તિ નથી.

વડનગરના કીર્તિસ્તંભોનો પણ ઉલ્લેખ કરવો ઘટે છે. એમાં પણ ગજથર, નરથર, વગેરે અને તેનું ઉત્તમ પ્રકારનું કોતરકામ છે. તોરણ પણ સમન્વયવાળું, ભાવવાહી અને સુન્દર છે. હાલ તો ફક્ત અવશેષ માત્ર જ છે.

આ સમયમાં મંદિરો ઉપરાંત સ્થાપત્યનાં બીજાં ઘણાં કામો થયેલાં દેખાય છે. તેથી દેશ સમૃદ્ધ અને શાન્તિમય હશે, એમ માનવાને કારણ છે. વાવો, તળાવો, કુંડો, કીર્તિસ્તંભો, કીલ્લાઓ, વિજયદ્વારો, પીતકામો, વગેરના પણ નમુના મળી આવે છે.

ડભોઈનું પ્રખ્યાત હીરા ભાગોળનું કામ અને કીલ્લો પણ આ સમયનાં છે. હીરા દરવાજો તો અનુપમ છે. એક આખું પુસ્તક ફક્ત ડભોઈ ઉપર જ લખાય એમ છે. ત્યાં તો હીરાની આવડતે પત્થર ઉપર એવી તો કરામત કીધી છે કે તે જડતાને સજીવતા બક્ષે છે. અસંગત ભાસતી રોજની વસ્તુઓમાંથી કલા અને ઉપયોગનો સરલ સમન્વય તે વખતના કારીગરો સાધી શકયા છે.

## ૪. મુસ્લીમ સલ્તનાનું શિલ્પકાર

(૪) અલ્લાઉદ્દીન ખીલજીને હાથે ગુજરાતનું સ્વાતંત્ર્ય ઈ. સ. ૧૨૯૭ માં હણાયું ત્યારથી ગુજરાતમાં મુસલમાની રાજ્યની સ્થાપના થઈ.

ઇસ્લામી ભાવના વિશ્વવ્યાપી છે. બંધુત્વ ઉપર એ ઘણો જ ભાર મૂકે છે, તેમ જ મૂર્તિઓ અને એવા પ્રકારનાં કોતરકામ પ્રત્યે તેને તિરસ્કાર છે. આ ઉપરાંત તેને મસ્જીદો બાંધવામાં તૈયાર માલ જોઇતો હતો અને જે હિન્દુ અને જૈન મંદિરોમાંથી તેમને મળી આવ્યો. આ બહાદુર પાશ્ચાત્ય એશીયાવાસીઓમાં લડાયકપણું હતું. રાજ્યવિસ્તારનો લોભ અને સત્તાનો શોખ હતો, પણ કલાવિધાનનો નહીં. એમની ખાસ દેણગી "મહેરાબ" (કમાન) અને રંગ તથા નકશીકામ. તેમજ મૂર્તિ કરી ન શકવાથી તીક્ષ્ણ રેખાવાળું કે ભૌમીતિક આકૃતિવાળું, શણગારકામ ઇસ્લામે નિપજાવ્યું.

ઇસ્લામીઓ જોડે નમાઝ પઢતા હોવાથી મોટા સમૂહને, મોટા ગાળા માટે, મોટી કમાનોની જરૂરિઆતો લાગી. હિન્દુ કારીગર કમાનનો ઉપયોગ જાણે છે; કરી શકે છે; તથાપિ મોટે ભાગે ટોઠી પાટડાની પદ્ધતિનો ઉપયોગ જૂના સ્થાપત્યમાં એણે કર્યો છે. આ રચના વધારે કાયમી અને મજબૂત સ્વરૂપની છે. કમાન હંમેશાં પોતાના ટેકાને ધક્કો મારે છે (lateral thrust). તેનો થોડો ભાગ પડવાથી, આખા બાંધકામને નુકશાન પહોંચે છે. પાટડો પોતાના ટેકાને દબાવી રાખે છે, ચસવા દે તો નમી અને સ્થિર બનાવે છે.

દિલ્હી અજમેરની મસીદોનાં પ્રવેશદ્વારો બીજાં બાંધકામથી જૂદાં તરી આવે છે, જ્યારે ગુજરાતની મસીદો વધારે સમન્વયવાળી અને સુંદર છે. વળી ગુજરાતના કારીગરોએ લબાઇના પ્રમાણમાં ઊંચાઇ ગોઠવી. પ્રવેશના શિરોભાગને જૂદી જૂદી ઊંચાઇના ભાગમાં પાડી, તેની આકારરેખાને સુંદર અને આકર્ષક બનાવી છે.

એ લાભ ઉપરાંત આ રચનાથી અંદરના ભાગમાં હવા અને પ્રકાશ માટે સુન્દર યોજના થઇ રહે છે. વળી ઊંચાઈ વધવાથી મસીદરચનામાં ગાંભીર્ય પણ આવે છે.

અમદાવાદની જુમ્મા મસજીદ આ સુયોગનું ઉત્તમ ફળ છે. મસજીદમાં પંદર ઘુમ્મટો બસો અને સાઠ સ્તંભો ઉપર રચેલા છે. કુલ એ મકાનનું પ્રમાણ ૩૮૨×૨૫૮ ફુટ બહારથી છે. બાદશાહોએ મૂળ જરૂરિયાતો સિવાય હિન્દુ કારીગરોને તેમની ઇચ્છાને અનુરૂપ કામ કરવા દીધાથી સ્તંભો વગેરેનું કોતરકામ ઘણું ઉત્તમ થયું છે. ગુજરાત ઇસ્લામી સ્થાપત્યનું આ ખાસ લક્ષણ છે. આ મનોહર મસીદ વિષે Sir John Marshall લખે છે કે:—

"It is one of the most superb, as also it is one of the most imposing structure of its class in the world. The prayer chamber is 210×95 feet deep, but its facade is so admirably composed, so broken up and diversified that its vastness only serves to enhance its granduer."

આ જ પ્રમાણે રાણી રૂપવતીની મસ્જીદ પણ એક નમાઝ પઢવાનું હિન્દુ મંદિર જ છે. અંદરનું બધું બારીક કામ હિન્દુઓને હાથે આર્ય પદ્ધતિમાં થયેલું છે. મહમુદ બેગડો તથા એની રાણી રાજબાઇની કબરોમાં પણ આ પ્રમાણે હિન્દુ મુસ્લિમ સંસ્કૃતિનો સુન્દર સંયોગ સધાયો, જેના ફળરૂપ ગુજરાતની એક સ્વતંત્ર શિલ્પપદ્ધતિ જન્મી. સરખેજની મસ્જીદોના ઘુમ્મટો પણ હિન્દુ પદ્ધતિ પર રચાએલા છે.

રાણી સીપરીની મસીદ કદે નાની, છતાં કારીગરીનો ઘણો જ ઉત્તમ નમુનો છે. Fergusson એને વિષે લખે છે કે,

ઇંટો હજુ મળી આવે છે. પાટણનું ત્રિપોલીયું, જેના ઉપરથી અમદાવાદના ભદ્રની ત્રણ કમાનની યોજના થયાની લોકવાયકા છે તે શહેરરચનાનો સુન્દર નમુનો છે. વળી સહસ્ત્રલિંગ તળાવ, રાણકી વાવ, અને બીજા અવશેષો આપણને તે સમયની જાહોજલાલીનો ખ્યાલ આપે છે.

સ્વ. નરસિંહરાવે "સહસ્ત્રલિંગ તળાવ" ઉપરથી પાટણ નામનું કાવ્ય લખીને સાચા ગુજરાતીના હૃદયને પોતાની માતૃભૂમિ માટે અભિમાન અને શોકની લાગણી આવાં દૃશ્યો નજરે પડતાં, કેટલી ઊંડી હોઈ શકે તેનો ખ્યાલ આપે છે.

આ જ પ્રમાણે વિરમગામનું માનસર તળાવ પણ આ જ યુગનું હોઈ પ્રખ્યાત છે.

પ્રાચીનોની સ્વદેશીય પ્રવૃત્તિઓમાં જળાશયોનો મહીમા ઘણો હતો. તળાવો ઉપરાંત વાવો અને કુંડો પણ ઘણી મોટી સંખ્યામાં હતાં.

ગુજરાતમાં વાવ એટલે એક જરૂરિયાતનું ઉપરાંત કલાનું પણ ધામ અને રસિકતા અને કાવ્યનું જન્મસ્થાન. જળાશયોનો અનુપમ નમુનો તે વાવ જ છે. રાણકી વાવ, અડાલજની વાવ, જેઠા મૂળજીની વાવ, ભવાનીની વાવ, વિગેરે જાણીતી વાવો છે. તે ઉપરાંત ઘણે સ્થળે વણઝારાની વાવો પણ હોય છે.

કુંડો પણ ગુજરાતમાં પુષ્કળ છે. મોઢેરા, જૂનાગઢ, ઝિંઝુવાડા, વડનગર, સીહોર વગેરેના કુંડો સુશોભિત ઉપયોગી અને ભાવવાહી છે. તે હજુ પણ ટકી રહેલા છે.

જૂનાગઢમાં પણ ઉપરકોટ અને કીલ્લો રજપૂત સમયના સ્થાપત્યનું ભાન કરાવે છે. ત્યાંનાં પાકાં બાંધેલાં જળાશયો મહીનાઓ સુધી પાણી પૂરૂં પાડે એમ છે.

વાવોમાં સ્થાપત્યની વિવિધતાને સારૂં સ્થાન મળે છે. મંડપો, ઝરૂખા, મૂર્તિવિભૂષિત સ્થંભો, ગોખો, ગોખલાઓ વગેરે કલાકારને ગમે તેવી ભાવના ઉપજાવી કાઢવામાં માર્ગદાયી થઈ પડે છે. જળાશયના સ્થાપત્યમાં ગુજરાતનું સ્થાન ઘણું ઉંચું છે, એમ કહેવામાં કશી અતિશયોક્તિ નથી.

વડનગરના કીર્તિસ્તંભોનો પણ ઉલ્લેખ કરવો ઘટે છે. એમાં પણ ગજથર, નરથર, વગેરે અને તેનું ઉત્તમ પ્રકારનું કોતરકામ છે. તોરણ પણ સમન્વયવાળું, ભાવવાહી અને સુન્દર છે. હાલ તો ફક્ત અવશેષ માત્ર જ છે.

આ સમયમાં મંદિરો ઉપરાંત સ્થાપત્યનાં બીજાં ઘણાં કામો થયેલાં દેખાય છે. તેથી દેશ સમૃદ્ધ અને શાન્તિમય હશે, એમ માનવાને કારણ છે. વાવો, તળાવો, કુંડો, કીર્તિસ્તંભો, કીલ્લાઓ, વિજયદ્વારો, પીતકામો, વગેરેના પણ નમુના મળી આવે છે.

ડભોઈનું પ્રખ્યાત હીરા ભાગોળનું કામ અને કીલ્લો પણ આ સમયનાં છે. હીરા દરવાજો તો અનુપમ છે. એક આખું પુસ્તક ફક્ત ડભોઈ ઉપર જ લખાય એમ છે. ત્યાં તો હીરાની આવડતે પત્થર ઉપર એવી તો કરામત કીધી છે કે તે જડતાને સજીવતા બક્ષે છે. અસંગત ભાસતી રોજની વસ્તુઓમાંથી કલા અને ઉપયોગનો સરલ સમન્વય તે વખતના કારીગરો સાધી શકયા છે.

## ૪. મુસ્લીમ સલ્તનતનું શિલ્પકાર

(૪) અલ્લાઉદ્દીન ખીલજીને હાથે ગુજરાતનું સ્વાતંત્ર્ય ઈ. સ. ૧૨૯૭ માં હણાયું ત્યારથી ગુજરાતમાં મુસલમાની રાજ્યની સ્થાપના થઈ.

ઇસ્લામી ભાવના વિશ્વવ્યાપી છે. બંધુત્વ ઉપર એ ઘણો જ ભાર મૂકે છે, તેમ જ મૂર્તિઓ અને એવા પ્રકારનાં કોતરકામ પ્રત્યે તેને તિરસ્કાર છે. આ ઉપરાંત તેને મસ્જીદો બાંધવામાં તૈયાર માલ જોઇતો હતો અને જે હિન્દુ અને જૈન મંદિરોમાંથી તેમને મળી આવ્યો. આ બહાદુર પાશ્ચાત્ય એશીયાવાસીઓમાં લડાયકપણું હતું. રાજ્યવિસ્તારનો લોભ અને સત્તાનો શોખ હતો, પણ કલાવિધાનનો નહીં. એમની ખાસ દેણગી "મહેરાબ" (કમાન) અને રંગ તથા નકશીકામ. તેમજ મૂર્તિ કરી ન શકવાથી તીક્ષ્ણ રેખાવાળું કે ભૌમીતિક આકૃતિવાળું, શણગારકામ ઇસ્લામે નિપજાવ્યું.

ઇસ્લામીઓ જોડે નમાઝ પઢના હોવાથી મોટા સમૂહને, મોટા ગાળા માટે, મોટી કમાનોની જરૂરિઆતો લાગી. હિન્દુ કારીગર કમાનનો ઉપયોગ જાણે છે; કરી શકે છે; તથાપિ મોટે ભાગે ટોડી પાટડાની પદ્ધતિનો ઉપયોગ જૂના સ્થાપત્યમાં એણે કર્યો છે. આ રચના વધારે કાયમી અને મજબૂત સ્વરૂપની છે. કમાન હંમેશાં પોતાના ટેકાને ધક્કો મારે છે (lateral thrust). તેનો થોડો ભાગ પડવાથી, આખા બાંધકામને નુકશાન પહોંચે છે. પાટડો પોતાના ટેકાને દબાવી રાખે છે, ચસવા દે તો નમી અને સ્થિર બનાવે છે.

દિલ્હી અજમેરની મસીદોનાં પ્રવેશદ્વારો બીજાં બાંધકામથી જૂદાં તરી આવે છે, જ્યારે ગુજરાતની મસીદો વધારે સમન્વયવાળી અને સુંદર છે. વળી ગુજરાતના કારીગરોએ લંબાઇના પ્રમાણમાં ઊંચાઇ ગોઠવી, પ્રવેશના શિરોભાગને જૂદી જૂદી ઊંચાઇના ભાગમાં પાઠી, તેની આકાશરેષાને સુંદર અને આકર્ષક બનાવી છે.

એ લાભ ઉપરાંત આ રચનાથી અંદરના ભાગમાં હવા અને પ્રકાશ માટે સુન્દર યોજના થઇ રહે છે. વળી ઊંચાઈ વધવાથી મસીદરચનામાં ગાંભીર્ય પણ આવે છે.

અમદાવાદની જુમ્મા મસજીદ આ સુયોગનું ઉત્તમ ફળ છે. મસજીદમાં પંદર ઘુમ્મટો બસો અને સાઠ સ્તંભો ઉપર રચેલા છે. કુલ એ મકાનનું પ્રમાણ ૩૮૨×૨૫૮ ફુટ બહારથી છે. બાદશાહોએ મૂળ જરૂરિયાતો સિવાય હિન્દુ કારીગરોને તેમની ઇચ્છાને અનુરૂપ કામ કરવા દીધાથી સ્તંભો વગેરેનું કોતરકામ ઘણું ઉત્તમ થયું છે. ગુજરાત ઇસ્લામી સ્થાપત્યનું આ ખાસ લક્ષણ છે. આ મનોહર મસીદ વિષે Sir John Marshall લખે છે કેઃ—

"It is one of the most superb, as also it is one of the most imposing structure of its class in the world. The prayer chamber is 210×95 feet deep, but its facade is so admirably composed, so broken up and diversified that its vastness only serves to enhance its granduer."

આ જ પ્રમાણે રાણી રૂપવતીની મસ્જીદ પણ એક નમાઝ પઢવાનું હિન્દુ મંદિર જ છે. અંદરનું બધું બારીક કામ હિન્દુઓને હાથે આર્ય પદ્ધતિમાં થયેલું છે. મહમુદ બેગડો તથા એની રાણી રાજબાઇની કબરોમાં પણ આ પ્રમાણે હિન્દુ મુસ્લિમ સંસ્કૃતિનો સુન્દર સંયોગ સધાયો, જેના ફળરૂપ ગુજરાતની એક સ્વતંત્ર શિલ્પપદ્ધતિ જન્મી. સરખેજની મસ્જીદોના ઘુમ્મટો પણ હિન્દુ પદ્ધતિ પર રચાએલા છે.

રાણી સીપરીની મસીદ કદે નાની, છતાં કારીગરીનો ઘણો જ ઉત્તમ નમુનો છે. Fergusson એને વિષે લખે છે કે,

ઈંટો હજુ મળી આવે છે. પાટણનું ત્રિપોલીયું, જેના ઉપરથી અમદાવાદના ભદ્રની ત્રણ કમાનની યોજના થયાની લોકવાયકા છે તે શહેરરચનાનો સુન્દર નમુનો છે. વળી સહસ્રલિંગ તળાવ, રાણકી વાવ, અને બીજા અવશેષો આપણને તે સમયની જાહોજલાલીનો ખ્યાલ આપે છે.

સ્વ. નરસિંહરાવે "સહસ્રલિગ તળાવ" ઉપરથી પાટણ નામનું કાવ્ય લખીને સાચા ગુજરાતીના હૃદયને પોતાની માતૃભૂમિ માટે અભિમાન અને શોકની લાગણી આવાં દૃશ્યો નજરે પડતાં, કેટલી ઊંડી હોઈ શકે તેનો ખ્યાલ આપે છે.

આ જ પ્રમાણે વિરમગામનું માનસર તળાવ પણ આ જ યુગનું હોઈ પ્રખ્યાત છે.

પ્રાચીનોની સ્વદેશીય પ્રવૃત્તિઓમાં જળાશયોનો મહીમા ઘણો હતો. તળાવો ઉપરાંત વાવો અને કુંડો પણ ઘણી મોટી સંખ્યામાં હતાં.

ગુજરાતમાં વાવ એટલે એક જરૂરિયાતનું ઉપરાંત કલાનું પણ ધામ અને રસિકતા અને કાવ્યનું જન્મસ્થાન. જળાશયોનો અનુપમ નમુનો તે વાવ જ છે. રાણકી વાવ, અડાલજની વાવ, જેઠા મૂળજીની વાવ, ભવાનીની વાવ, વિગેરે જાણીતી વાવો છે. તે ઉપરાંત ઘણે સ્થળે વણઝારાની વાવો પણ હોય છે.

કુંડો પણ ગુજરાતમાં પુષ્કળ છે. મોઢેરા, જૂનાગઢ, ઝિંઝુવાડા, વડનગર, સીહોર વગેરેના કુંડો સુશોભિત ઉપયોગી અને ભાવવાહી છે. તે હજુ પણ ટકી રહેલા છે.

જૂનાગઢમાં પણ ઉપરકોટ અને કીલ્લો રજપૂત સમયના સ્થાપત્યનું ભાન કરાવે છે. ત્યાંનાં પાકાં બાંધેલાં જળાશયો મહીનાઓ સુધી પાણી પૂરૂં પાડે એમ છે.

વાવોમાં સ્થાપત્યની વિવિધતાને સારૂં સ્થાન મળે છે. મંડપો, ઝરૂખા, મૂર્તિવિભૂષિત સ્થંભો, ગોખો, ગોખલાઓ વગેરે કલાકારને ગમે તેવી ભાવના ઉપજાવી કાઢવામાં માર્ગદાયી થઈ પડે છે. જળાશયના સ્થાપત્યમાં ગુજરાતનું સ્થાન ઘણું ઉંચું છે, એમ કહેવામાં કશી અતિશયોક્તિ નથી.

વડનગરના કીર્તિસ્તંભોનો પણ ઉલ્લેખ કરવો ઘટે છે. એમાં પણ ગજથર, નરથર, વગેરે અને તેનું ઉત્તમ પ્રકારનું કોતરકામ છે. તોરણ પણ સમન્વયવાળું, ભાવવાહી અને સુન્દર છે. હાલ તો ફક્ત અવશેષ માત્ર જ છે.

આ સમયમાં મંદિરો ઉપરાંત સ્થાપત્યનાં બીજાં ઘણાં કામો થયેલાં દેખાય છે. તેથી દેશ સમૃદ્ધ અને શાન્તિમય હશે, એમ માનવાને કારણ છે. વાવો, તળાવો, કુંડો, કીર્તિસ્તંભો, કીલ્લાઓ, વિજયદ્વારો, પીતકામો, વગેરના પણ નમુના મળી આવે છે.

ડભોઈનું પ્રખ્યાત હીરા ભાગોળનું કામ અને કીલ્લો પણ આ સમયનાં છે. હીરા દરવાજો તો અનુપમ છે. એક આખું પુસ્તક ફક્ત ડભોઈ ઉપર જ લખાય એમ છે. ત્યાં તો હીરાની આવડતે પત્થર ઉપર એવી તો કરામત કીધી છે કે તે જડતાને સજીવતા બક્ષે છે. અસંગત ભાસતી રોજની વસ્તુઓમાંથી કલા અને ઉપયોગનો સરલ સમન્વય તે વખતના કારીગરો સાધી શક્યા છે.

### ૪. મુસ્લીમ સલ્તનતનું શિલ્પકાર

(૪) અલ્લાઉદ્દીન ખીલજીને હાથે ગુજરાતનું સ્વાતંત્ર્ય ઈ. સ. ૧૨૯૭ માં હણાયું ત્યારથી ગુજરાતમાં મુસલમાની રાજ્યની સ્થાપના થઈ.

"The mosque is the most exquisite gem at Ahmedabad both in plan and detail. It is without arches and every part of it is such as only a Hindu queen could order and only Hindu artists could carve."

ભદ્રમાં આવેલી સીદી સૈયદની મસીદની જાળી તો આખા હિન્દમાં મશહુર છે. એની જોડ તો દિલ્હી આગ્રાના આરસના કોતરકામમાં પણ મળતી નથી. ગુજરાતના શિલ્પીઓએ આ જાળીના કલાવિધાનમાં પોતાનાં સર્વ કૌશલ્ય, અને કલા રેડયાં છે. ઈસ્લામ, ફારસી અક્ષરો, વેલબુટ્ટા તથા જૂદી જૂદી આકૃતિઓનો શણગાર તરીકે સારો ઉપયોગ કરી જાણે છે; અને તેનો ઉપયોગ હિન્દી કારીગરોએ પણ પથ્થર ઉપર કર્યો અને આમ પ્રાણવાન કૃતિઓ નીપજાવી.

મહેમદાવાદમાં સૈયદ મુબારકની કબરમાં આપણને જૂદી જૂદી જાતની કળાનું સુન્દર ઉદાહરણ મળે છે. અહીં કમાનો પાછી પુષ્કળ પ્રમાણમાં વાપરવામાં આવી છે. નાની અને મ્હોટી કમાનોનો અહીં ઘણી સુન્દર રીતે સુમેળ સધાયો છે. મોટા પ્રમાણમાં બાંધવાનું હોવાથી પાટડા કરતાં મોટી કમાનોની ખાસ જરૂર જણાઈ હશે.

ધોળકાની હિલાલખાન કાજીની મસીદ તેમજ જુમ્મા મસીદ પણ ઉપલી પ્રણાલિકાનું અનુસરણ કરે છે. કાજીની મસીદની લંબાઈ ૧૪૨ અને પહોળાઈ ૧૪૭ ફીટ છે. ટાંકની મસીદ પણ હિન્દુ અને જૈન મંદિરોના સાધનમાંથી બનાવેલી છે.

આ ઉપરાંત ભરૂચ અને ખંભાતમાં પણ મુસલમાન બાદશાહોના સમયમાં મસીદો બંધાઇ. ચાંપાનેરની જુમ્મા મસીદ ઈ. સ. ૧૫૦૮માં પૂરી થઇ અને તે પણ આ સમયની કારીગરીનો સારો નમુનો છે. આખી મસ્જીદ બહારથી ૨૧૬×૨૭૮ ફુટની છે: અને અંદર દાખલ થવાને પાંચ કમાનોવાળા દરવાજા છે. વચલો સૌથી ઉંચો અને ભવ્ય છે. અગીયાર ઘુમ્મટો અંદર એવી રીતે ગોઠવવામાં આવ્યા છે કે પશ્ચિમ દીવાલમાં સાત "મહેરાબો" પડે છે. ચારખૂણે ચાર મિનારાઓ છે, જેને પચાશ ફુટની ઊંચાઈ સુધી સારી રીતે કોતરવામાં આવ્યા છે.

## ૫. આધુનિક શિલ્પકલાકામ

(૫) હાલ પણ હઠીસીંગનું દહેરૂં, ગઇ સદીમાં બંધાયું, તેની કલા, સુન્દર ગોઠવણ, અને ચઢતાં ઉતરતાં શિખરો જૂનાં મંદિરોની હરિફાઈ કરે એમ છે. હાલમાં શત્રુંજયનાં દહેરાંનાં કામો થાય છે. તે ઉપરથી જણાય છે કે આપણી કળા તદ્દન લુપ્ત તો નથી થઈ ગઈ. લોકોમાં ઉત્સાહ અને દ્રવ્ય હોય તો હજુ સજીવન કરી શકાય.

ગુજરાતની ભાત સમસ્ત દેશમાં જૂદી જૂદી તરી આવે છે. આનાં મુખ્ય તત્ત્વો ટુંકામાં એનાં સમન્વય, એકતા, નાજુકાઈ, પ્રમાણબદ્ધતા અને આકર્ષણ કરવાની અદ્ભુત શક્તિને લીધે છે. એ ગુજરાતની સમન્વયવાળી શૈલી જગતમાં ચીરાયુ રહે, એવી અંતિમ પ્રાર્થના છે.

# વિશ્વસૃષ્ટા બ્રહ્મા

[ મૂર્તિવિધાન—અને ગુજરાતમાં તેનો પ્રચાર ]

રા. રા. કનૈયાલાલ ભાઈશંકર દવે

**ઉપક્રમ**

અખિલ બ્રહ્માંડના સરજનહાર બ્રહ્મા ગણાય છે. જૂદાં જૂદાં પુરાણોમાંથી તેમનાં ધાતા, પ્રજાપતિ, ચતુર્મુખ, વગેરે અનેક અભિધાનો પ્રાપ્ત થાય છે. સુવર્ણના ઈંડામાંથી તેમનો પ્રાદુર્ભાવ થયો હોવાથી તેમને હિરણ્યગર્ભ પણ કહેવામાં આવે છે. પુરાણોમાં તેમનો જન્મ વિષ્ણુનાભીમાંથી થયો હોવાનું કલ્પાયું છે. વેદના પ્રખર અભ્યાસી, વિશ્વસૃષ્ટા, યજ્ઞકર્તા, અને દક્ષ પ્રજાપતિના પિતા તરીકે તેઓ વધુ પ્રખ્યાત છે. તેઓ સત્ત્વગુણપ્રધાન દેવ હોઈ, શાન્ત, ધીર, ગંભીર, પ્રસન્નચિત્ત, અને વિશ્વકલ્યાણની ઉદાત્ત ભાવના સેવનારા મહાન્ તત્વવેત્તા ગણાય છે. अहं बहुस्यां प्रजायेयम्‌ની આદર્શભાવના તેમના જીવનમાં વણાયેલી છે. તેમણે બનારસ અને પ્રયાગમાં અનેક યજ્ઞો કર્યા હતા. શિવલિંગ સ્તંભરૂપે બહાર આવ્યા પછી વિષ્ણુની માફક તેઓ પણ પોતાના વાહન હંસ ઉપર બેસી, તેની પરિમિતતા તપાસવા નીકળ્યા હતા. અત્રિ ઋષિથી અનસૂયામાં જન્મ લેનાર, દત્તાત્રેય પણ તેમનું જ સ્વરૂપ છે. પાર્વતી સાથે થયેલ ભગવાન્ રુદ્રના વિવાહમાં તેમનું પુરોહિતપણું બ્રહ્માજીએ જ કર્યું હતું, તેટલું જ નહીં પણ તારકાસુર સાથેના સંગ્રામમાં તેઓ રુદ્ર ભગવાનના સારથી હતા. આ સિવાય પણ તેઓ અનેક પૌરાણિક કથાઓમાં ચરિતાર્થ થયા છે.

**બ્રહ્માપૂજન**

સનાતન હિન્દુ ધર્મમાં મુખ્ય બ્રહ્મા, વિષ્ણુ, અને શિવ, એ ત્રિમૂર્તિમાં તેમનું આદ્યસ્થાન હોવા છતાં, ત્રિમૂર્તિના બીજા દેવોની માફક તેમનો સ્વતંત્ર સંપ્રદાય, કે પંથ હોવાનું જણાયું નથી. તેટલા જ કારણથી તે દેવોના મુકાબલે તેમનું મહત્વ ગૌણ ગણાયું છે. વિષ્ણુ, શિવ, દેવી, વિનાયક, સૂર્ય, વગેરે દેવોનાં સ્વતંત્ર મંદિરો ઠેર ઠેર જોવામાં આવે છે, પરંતુ બ્રહ્માનાં મંદિરો તે પ્રમાણે મળી આવતાં નથી ભારતીય અન્ય પ્રાંતોમાં પણ બ્રહ્માનાં સ્વતંત્ર મંદિરો ઉપલબ્ધ થયાં નથી. દક્ષિણ હિન્દમાં તેવાં મંદિરો નહીં હોવાનું, શ્રી. ડો. ગોપીનાથ રાવે હિન્દુ મૂર્તિશાસ્ત્રમાં નોંધ્યું છે.[1] પરંતુ ગુજરાતમાં તેમનાં મંદિરો હોવાનું માલુમ પડયું છે. આથી બ્રહ્માના પૂજનનો પ્રચાર ગુજરાતમાં પ્રાચીન કાળથી પ્રસર્યો હતો, એમ જણાય છે. બીજા પ્રાંતોમાં તે પ્રવાહ ગુજરાત જેટલો ફેલાયો હોવાનું જણાયું નથી. આ વસ્તુ ગુજરાતના મૂર્તિવિધાનમાં ખાસ ધ્યાન દોરે છે, તેટલું જ નહીં પણ ભારતીય અન્ય પ્રાંતો કરતાં ગુજરાતે મૂર્તિવિધાનમાં પણ પોતાની વિશિષ્ટ પરંપરા ઉભી કરી હોવાનું સૂચવે છે.

**બ્રહ્માનાં મંદિરો**

બ્રહ્માના મૂર્તિવિધાનની સુંદર સમાલોચના અનેક ગ્રંથકારોએ વૈવિધ્યપદ્ધતિએ પુરાણો, અને ધર્મશાસ્ત્રોમાં આપી છે. પરંતુ બ્રહ્માયતનની સ્વતંત્ર કલ્પના, તેના દ્વારપાળો અને પરિવાર

1 Hindu Iconography. yol. II. Part. II Page 503.

દેવોને લગતી ઉપયુક્ત માહિતી રૂપમંડન સિવાય બીજા કોઈ પણ ગ્રંથકારે લીધી નથી. રૂપમંડન ગુર્જર મૂર્તિવિધાનનો આધારભૂત ગ્રંથ છે. ગુજરાતમાં પ્રચલિત મૂર્તિઓનાં સુંદર વિધાનો તેમાં સંગ્રહાયાં છે. આથી બ્રહ્માનાં મંદિરો ગુજરાતમાં બનાવવામાં આવતાં હતાં, એમ સ્પષ્ટ રીતે જણાય છે. આજે પણ ઈડર સ્ટેટના ખેડ ગામમાં આવેલ, બ્રહ્માજીનું પ્રાચીન મંદિર તેની પ્રતીતિ આપે છે. આ સિવાય વડનગરમાં શર્મિષ્ઠા તલાવના કીનારા ઉપર બ્રહ્માનું મંદિર હતું, એમ નાગરખંડના ગરબા ઉપરથી જણાય છે. કંબોઈ પાસે દેલમાલ ગામમાં વ્યાઘ્રેશ્વરીના પ્રાચીન મંદિર પાસે બ્રહ્માનું પ્રાચીન મંદિર વિદ્યમાન છે. તદુપરાંત ગુજરાતના સીમાપ્રાંત નજદીક અજમેરના પુષ્કરતીર્થમાં પણ બ્રહ્માનું સ્વતંત્ર મંદિર જોવામાં આવે છે. પ્રાચીન ગુજરાતની પરિસીમા શ્રીમાળ અને ભિન્નમાળથી પણ આગળ હતી. આમ ગુજરાતના એક છેડાથી તે બીજા છેડા સુધી બ્રહ્માના પૂજનનો પ્રચાર ફેલાયો હતો, એમ કહીશું તો એ અસ્થાને નહીં ગણાય. સ્વતંત્ર મંદિરો સિવાય બ્રહ્માની ઉભી, બેઠી, વાહનરૂઢ, સાવિત્રીસહ, વગેરે વિવિધ પ્રકારની મૂર્તિઓ ગુજરાતમાંથી મળી આવે છે, તેથી પણ તેનો પ્રચાર ગુજરાતમાં વધુ ફેલાયો હોવાનું સાબીત થાય છે.

### મૂર્તિવિધાન

પુરાણોમાં બ્રહ્માને ચતુર્મુખ, ચારમુખવાળા દર્શાવ્યા હોવાથી મૂર્તિશાસ્ત્રકારોએ પણ તેમનાં ચાર દિશામાં ચાર મુખો બનાવવાનું નોંધ્યું છે. પરંતુ શિવપુરાણ અને પદ્મપુરાણમાં તેની આખ્યાયિકા આપતાં જણાવાયું છે કે શરૂઆતમાં બ્રહ્માજીને પાંચ મુખો હતાં, જેમાં ચાર દિશામાં ચાર અને પાંચમું હયશિર્ષ ઉપર હતું. જ્યારે બ્રહ્મા ચારે મુખોથી સ્વાધ્યાય કરતા ત્યારે આ પાંચમા મુખમાંથી કર્કશ અવાજ નીકળતો, જેથી તેમના સ્વાધ્યાયમાં ભંગ પડતો. આ કારણને લઈ ભગવાન રુદ્રે તેનો ઉચ્છેદ કર્યો. રૂપમંડનકાર તેમનાં ચાર મુખ અને ચાર હાથોમાં (ચાર) વેદ, વર્ણ અને યુગની કલ્પના રજુ કરે છે. વધુમાં તેમના ચારે હાથોમાં જમણી બાજુ નીચેના હાથથી અનુક્રમે જપમાલા, સ્રુચી, પુસ્તક, અને કમંડલુ હોવાનું નોંધે છે.[૨] તેમનું આસન કમળ ઉપર, હંસ ઉપર કે કૂર્ચ ( દર્ભ યા તો બીજું ઘાસ ) ઉપર હોય છે. રૂપમંડનમાં કમળ ઉપર હોવાનું જણાવાયું છે. પરંતુ મત્સ્યપુરાણમાંથી મળતા વર્ણનમાં કંઈક ફેરફાર જોવામાં આવે છે. તેમાં તેમના ચાર હાથો પૈકી બે ડાબા હાથોમાં કમંડલ તથા દંડ અને જમણા હાથોમાં સ્રુવ, અને સ્રુક્ ધારણ કરેલાં હોવાનું કલ્પાયું છે. તેમની આગળ આજ્યસ્થાલી અને ચાર વેદો હોય છે. બન્ને બાજુ વામે સાવિત્રીની, અને દક્ષિણે સરસ્વતીની મૂર્તિઓ બનાવવી, એમ જણાવાયું છે. તેઓ હસારૂઢ કે પદ્માસન વાળી બેઠેલા જણાવાયા છે.[૩]

---

૨ ऋग्वेदादिप्रभेदेन कृतादियुगभेदतः
विप्रादिवर्णभेदेन चतुर्वक्त्रं चतुर्भुज ॥ ५ ॥
दक्षिणाधःकरात्सव्य जपमालां तथा स्रुच ।
पुस्तं कमडलुं धत्ते सकूर्चः कमलासनः ॥ ६ ॥ रूपमंडन॥ द्वितीयअधिकार.

३ ब्रह्मा कमण्डलुधरः कर्तव्यः स चतुर्मुखः ।
हंसारूढः क्वचित् कार्यः क्वचिच्चकमलासनः ॥
कमण्डलुं वामकरे स्रुवं हस्ते च दक्षिणे ।
वामे दण्डधरं तद्वत् स्रुचञ्चापि प्रदर्शयेत् ॥

શિલ્પરત્નમાં બ્રહ્માના સ્વરૂપની વિસ્તૃત માહિતી આપતાં જણાવાયું છે કે, બ્રહ્માની મૂર્તિ ચાર મુખ અને ચાર હાથવાળી કરવી. તેમણે કાનમાં રત્નકુંડળો, શરીર ઉપર કૃષ્ણાજિન ( કૃષ્ણમૃગચર્મ ), ગૌરવર્ણવાળા અને શુક્લ વસ્ત્રો પરિધાન કરેલાં હોવાં જોઇએ. તેમના જમણા હાથોમાં વરદમુદ્રા અને સ્રુવ, તથા ડાબા હાથોમાં કમંડળ તથા સ્રુચી હોવાનું જણાવાયું છે. તેમની આગળ ચાર વેદો કલ્પવા; વામપાર્શ્વે સાવિત્રી તથા દક્ષિણપાર્શ્વે સરસ્વતી હોવાં જોઇએ. તેમની આગળ આજ્યસ્થાલી (ઘીનું પાત્ર) તથા મહર્ષિઓ સ્તુતિ કરતા દર્શાવાયા છે. વધુમાં ગ્રંથકાર લખે છે કે પદ્માસન ઉપર કે હંસારૂઢ થયેલ સર્વલોકના સ્રષ્ટા બ્રહ્માની મૂર્તિ કલ્પવી.[૪]

વિષ્ણુપુરાણમાં બ્રહ્માનું મૂર્તિવિધાન આલેખતાં જણાવાયું છે કે "બ્રહ્માની મૂર્તિ સૌમ્ય, ચતુર્મુખ–ચાર મોંઢાવાળી, બદ્ધપદ્માસનસ્થ, કૃષ્ણાજિન ધારણ કરેલી, માથે જટા, ચાર હાથ, અને સાત હંસ જોડેલા રથમાં બેઠેલી બનાવવી. તેમની બન્ને બાજુ સર્વાભરણભૂષિત અને કમંડલુ તથા અક્ષમાલા ધારણ કરેલી સાવિત્રી અને સરસ્વતીની મૂર્તિઓ કલ્પવી. આમ સર્વલક્ષણયુક્ત, શાન્તસ્વરૂપ, ધ્યાનમગ્ન, બીડેલા ચક્ષુવાળા બ્રહ્માનું સંવિધાન ( મૂર્તિવિધાન ) કરવું."[૫]

---

आज्यस्थालीं न्यसेत्पार्श्वे वेदांश्च चतुरः पुनः ।
वामपार्श्वे तु सावित्री दक्षिणे च सरस्वती ॥ मत्स्यपुराण

४ लिखेच्चतुर्मुखं देवं चतुर्बाहुं शुभेक्षणम् ।
रत्नकुंडलसंयुक्तं लम्बकूर्चोपरिस्थितम् ॥
कृष्णाजिनधरं गौरं शुक्लांबरविराजितम्
दक्षिणं वरदं हस्तं तत्रान्यां स्रुवधारिणम् ।
कमंडलुधरं वामं तथान्यं संयुतम् स्रुचा ॥
बिभ्राणं चतुरो वेदान् पुरतश्चास्य विन्यसेत् ।
वामपार्श्वे तु सावित्रीं दक्षिणे तु सरस्वतीं ॥
आज्यस्थालिं पुरोभागे महर्षिंश्च समन्ततः ।
हंसारूढं लिखेत्क्वापि क्वचिच्च कमलासनम् ॥
स्रष्टारं सर्वलोकानां ब्रह्माणं परिकल्पयेत् ।
शिल्परत्ने २५ पटले

५ ब्रह्माणं कारयेद्विद्वान् देवं सौम्यं चतुर्मुखं ।
बद्धपद्मासनं तुष्टं तथा कृष्णाजिनाम्बरम् ॥
जटाधरं चतुर्बाहुं सप्तहंसरथस्थितम् ।
वामे न्यस्ते तरकरं तस्यैकं दोर्युगे भवेत् ॥
एतस्मिन् दक्षिणेपाणावक्षमाला तथा शुभा ।
कमंडलुं द्वितीये च सर्वाभरणधारिणम् ॥
सर्वलक्षणयुक्तस्य शान्तिरूपस्य पार्थिवः ।
पद्मपत्रदलाभासं ध्यानसंमिलितेक्षणम् ॥
अर्चायां कारयेद्देवं चित्रे वा वस्तुकर्मणि । विष्णुपुराणे

આદિત્યપુરાણમાં તેની ટુંક નોંધ લેતાં પદ્મપત્રાસનસ્થ, ચતુર્મુખવાળા અને જેના વામ ઉત્સંગે સાવિત્રી બેઠેલાં છે તેવા બ્રહ્મા બનાવવાનું સૂચવાયું છે.[૬]

અગ્નિપુરાણ તેવું જ વર્ણન આપતાં કહે છે કે બ્રહ્માને ચાર હાથ, મોટું પેટ, માથે મોટી જટા, તેમના જમણા હાથોમાં અક્ષમાલા અને સ્રુવ તથા ડાબા હાથોમાં કમંડલુ અને આજ્યસ્થાલી હોય છે.[૭]

માનસાર તેમનું વર્ણન નોંધતાં અ. ૫૦માં જણાવે છે કે બ્રહ્માને ચાર હાથ અને ચાર મુખ, માથે જટામુકુટ ધારણ કરેલો, બે હાથમાં અભય અને વરદ મુદ્રાઓ અગર બે હાથમાં કુંડિકાં અને અક્ષમાળા તથા બાકીના બેમાં સ્રુક્ અને સ્રુવ પકડેલા હોય છે. તેમના શરીર ઉપર વિવિધ અલંકારો જોવામાં આવે છે. ગળામાં કૃષ્ણાજિન અને ઉત્તરીય ધારણ કરે છે. તેમનો વર્ણ સુવર્ણ જેવો, પાસે બે શક્તિઓ સાવિત્રી અને સરસ્વતી બન્ને બાજુએ ઉભી હોય છે.

સકલ લોકના સ્રષ્ટા બ્રહ્મા મનાય છે. પણ દેવોના શિલ્પી તરીકે વિશ્વકર્માની ગણના કરવામાં આવી છે. વિશ્વકર્મા બ્રહ્માના પુત્ર હોવાનું પુરાણો કહે છે. બ્રહ્મા અને વિશ્વકર્માના સ્વરૂપમાં નજીવો ફેરફાર જોવામાં આવે છે. રૂપમંડન વિશ્વકર્માના મૂર્તિવિધાનની આલોચના કરતાં જણાવે છે કે વિશ્વકર્માને ચાર હાથ, જમણા હાથોમાં અક્ષમાલા તથા પુસ્તક અને ડાબા હાથોમાં ગજ તથા કમંડળ ધારણ કરેલાં હોય છે. બ્રહ્માની માફક તેમનું વાહન પણ હંસ છે.[૮] આથી જોઈ શકાય છે કે વિશ્વકર્માના મૂર્તિવિધાનમાં ચારને બદલે એક મુખ અને આયુધમાં ગજ એટલી જ ખાસ વિશિષ્ટતા છે, બાકી બધું સ્વરૂપ બ્રહ્માને અનુરૂપ છે.

'સમરાંગણ સૂત્રધાર'ના કર્તા ભોજદેવ, બ્રહ્માનું વર્ણન આપતાં કહે છે કે બ્રહ્માનું શરીર સ્થૂલ, શ્વેતપુષ્પ અને વસ્ત્રોથી વેષ્ટિત, કૃષ્ણાજિન અને ઉત્તરીય ધારણ કરેલું બનાવવું. તેમના ડાબા હાથોમાં દંડ અને કમંડળ તથા જમણા હાથોમાં અક્ષસૂત્ર અને મુંજીમેખલા હોય છે. આવી મૂર્તિ જગકલ્યાણકારક હોવાનું એ ગ્રંથકાર માને છે.[૯]

---

૬ पद्मपत्रासनस्थस्य ब्रह्मा कार्यश्चतुर्मुखः ।
सावित्री तस्य कर्तव्या वामोत्संगगता तथा ॥
आदित्यपुराणे

७ चतुर्मुखश्चतुर्बाहुर्बृहज्जठरमण्डल :
लम्बकूर्चो जटायुक्तो...............॥
दक्षिणे चाक्षसूत्रञ्च स्रुवं वामे तु कुण्डिकाम् । अग्निपुराण

८ विश्वकर्मा चतुर्बाहुरक्षमालां च पुस्तकम् ।
कबां कमण्डलुं धत्ते त्रिनेत्रो हंसवाहनः ॥१०॥ रूपमंडन द्वितीयअधिकार.

९ स्थूलांगः श्वेतपुष्पश्च श्वेतवेष्टनवेष्टितः ।
कृष्णाजिनोत्तरीयश्च श्वेतवासाश्चतुर्मुखः ॥ ३ ॥
दण्डः कमण्डलुश्चास्य कर्तव्यो वामहस्तयोः ।
अक्षसूत्रधरस्त(द्वन् )मौञ्ज्या मेखलया वृतः ॥ ४ ॥
कार्यो वर्धयमानस्तु जगद्दक्षिणपाणिना ।
एवं कृतेतु लोके(शे) क्षेमं भवति सर्वतः ॥ ५ ॥
समराङ्गणसूत्रधार. अ. ॥ ७७ ॥

આમ જૂદા જૂદા ગ્રન્થકારોએ બ્રહ્માનું મૂર્તિવિધાન વિવિધ પદ્ધતિએ આલેખ્યું છે. છતાં ચાર મુખ, ચાર હાથ, અને પદ્માસન કે હંસારૂઢ પ્રતિમા બનાવવા માટે દરેક ગ્રન્થકાર સહમત છે. તેમની મૂર્તિ ઉભી કે બેઠી બનાવવાનો સ્પષ્ટ નિર્દેશ કોઈ શાસ્ત્રકારે કર્યો નથી. આથી બંને પ્રકારની મૂર્તિઓ બનાવવાનો આશય સૂચવાતો હોવાનું જણાય છે. કારણ કે ગ્રન્થમાં નોંધેલ વર્ણનો બંને પ્રકારને લાગુ પડે છે. આ બધા ગ્રન્થોનાં વર્ણનોમાં ખાસ વિશિષ્ટતા આયુધાદિમાં જણાય છે, જેના ઉપરથી નીચે પ્રમાણે આયુધાદિ ધારણ કરતી, બ્રહ્માની મૂર્તિઓ બનાવવામાં આવતી હતી, એવો આશય નીકળે છે.

(૧) रूपमंडन

| दक्षिण | वाम |
|---|---|
| स्रुची | पुस्तक |
| जपमाला | कमंडल |

(૨) मत्स्यपुराण

| दक्षिण | वाम |
|---|---|
| स्रुक् | दंड |
| स्रुव | कमंडलु |

(૩) शिल्परत्न

| दक्षिण | वाम |
|---|---|
| वरदमुद्रा | स्रुची |
| स्रुव | कमंडल |

(૪) विष्णुपुराण

| दक्षिण | वाम |
|---|---|
| स्रुक् (?) | स्रुव (?) |
| अक्षमाला | कमंडलु |

(૫) अग्निपुराण

| दक्षिण | वाम |
|---|---|
| स्रुव | आज्यस्थाली |
| अक्षमाला | कमंडल |

(૬) समरांगणसूत्रधार

| दक्षिण | वाम |
|---|---|
| स्रुक्षि | दंड |
| अक्षसूत्र | कमंडल |

આ સિવાય આગમોમાંથી બ્રહ્માનાં આયુધાદિમાં કેટલોક ફેરફાર જોવામાં આવે છે. પરંતુ તેવી મૂર્તિઓ ખાસ દક્ષિણ હિન્દમાં બનાવવામાં આવતી હતી, કારણ આગમોનો વધુ પ્રચાર દક્ષિણમાં છે. આથી તેવાં વર્ણનોને અહીં સ્થાન આપવું ઇષ્ટ લાગતું નથી.

બ્રહ્માનું સાધારણ સ્વરૂપ, શરીરનો રંગ શ્વેત અથવા ઘટ પીળા રંગનો, આંખોનો વર્ણ રાતો-પીળો, માથે જટામુકુટ, શરીર ઉપર વિવિધ આભૂષણો, શ્વેતવસ્ત્રો, ગળામાં શ્વેત પુષ્પોની માળા, કેડે કટિસૂત્ર, ઉપવીત માફક મૃગચર્મની મેખલા અને કાનમાં રત્નકુંડળો હોય છે.

## ગુજરાતમાં પ્રચલિત મૂર્તિઓ

ગુજરાતમાં બ્રહ્માની મૂર્તિઓ અનેક ઠેકાણે જોવામાં આવે છે. જો કે અન્ય પ્રાંતો કરતાં ગુજરાતમાં મૂર્તિઓ પ્રાંતિયતાના કારણે કેટલોક ફેર હોય છે, છતાં સામાન્ય રીતે કંઇ ખાસ વિશિષ્ટતા જોવામાં આવતી નથી. ફક્ત આયુધો અને અલંકારો પૂરતી જ વિવિધતા તેમાં જણાય છે. બ્રહ્માની ઉભી, બેઠી, હંસારૂઢ થએલી, સાવિત્રી સાથે ધ્યાનસ્થ, વગેરે અનેક પ્રકારની મૂર્તિઓ ગુજરાતમાંથી મળી આવે છે. જો કે ગુજરાતમાં બ્રહ્માનાં સ્વતંત્ર મંદિરો ગણ્યાંગાંઠ્યાં છે, છતાં મંદિરોના પરિવારદેવોમાં, દેવમંદિરોને ફરતી વેદીમાં, કેટલીક વૈષ્ણવ અને શિવમૂર્તિઓની બાજુમાં તથા સાવિત્રી સાથે યુગલ સ્વરૂપમાં આવી મૂર્તિઓ વધુ મળે છે. ઈડર સંસ્થાનમાં આવેલ પ્રખ્યાત ખેડ ગામના મંદિરમાં બ્રહ્માજીની ઉભી મૂર્તિ છે, જેને ચાર મુખ, ચાર હાથ, વગેરે જોવામાં આવે છે. આ મૂર્તિ પ્રાક્કાલીન હોવાનું મનાય છે. બ્રહ્માજીની

સુંદર ઉભી મૂર્તિ દેલમાલના બ્રહ્માજીના મંદિરમાં જોવામાં આવે છે. આ મૂર્તિ આશરે ચાર ફૂટ ઉંચી, સફેદ આરસની છે. તેને ચાર મોઢાં અને ચાર હાથ છે, જેમાંથી ત્રણ દિશામાં ત્રણ મોંઢાં જોવામાં આવે છે, જ્યારે ચોથું પાછળનું મુખ જોઇ શકાતું નથી. તેના જમણા હાથોમાં રૂદ્રાક્ષમાલા અને સ્રુવ છે, જ્યારે ડાબા હાથોમાં કમંડલ તથા પુસ્તક લીધું છે, માથે જટામુકુટ અને શરીર ઉપર પુષ્કળ અલંકારો ધારણ કર્યાં છે. ગુજરાતમાંથી મળતી બ્રહ્માની પ્રતિમાઓમાં ખાસ કરીને લાંબી દાઢી જોવામાં આવે છે. આ મૂર્તિમાં પણ તે પ્રમાણે લાંબી દાઢી છે. તેમના પગ આગળ બન્ને બાજુ ઋષિઓ છે. આ સિવાય પગ પાસે બંને બાજુ તેમની પત્નીઓ સાવિત્રી તથા સરસ્વતીની નાની નાની મૂર્તિઓ છે. ડાબા પગ પાસે તેમના વાહન હંસને કોતર્યો છે. શિરોભાગની પાછળ પ્રભામંડળ બનાવ્યું છે. મોડામાં મોડી આ મૂર્તિ બારમા કે તેરમા સૈકાની હોવાનું જણાય છે. રૂપમંડનમાં નિર્દિષ્ટ કર્યા પ્રમાણે આ મૂર્તિનાં આયુધો જણાય છે.

આવી અનેક મૂર્તિઓ જૂદાં જૂદાં સ્થળોએથી ઉપલબ્ધ થાય છે. પાટણ સિંધવાઇ માતા પાસે સિદ્ધેશ્વર મહાદેવના મંદિરની ઉત્તરે આવેલ શિવમંદિરના ખાળ ઉપર દેલમાલના જેવી જ સુંદર મૂર્તિ છે. જો કે તેના ચારે હાથો કોઇ ધર્માંધ મનુષ્યના હાથે નાશ પામ્યા છે, છતાં તેનું ભાસ્કર્ય અને કલાસૌષ્ઠવ તેમાંથી સ્વતઃ પ્રકાશે છે. આવી બીજી બે મૂર્તિઓ પાટણ સાલવીવાડાના ત્રણ શેરીયામાં આવેલ ગણપતિના મંદિરમાં છે, જે ઉપર્યુક્ત મૂર્તિને સર્વાંશે અનુરૂપ છે. આ ઉપરાંત પાટણના પાનશ્યામજીના મંદિરમાં, કાલિકા માતાજીના મંદિરમાં, વડનગર હાટકેશ્વર મહાદેવના મંદિરની વેદીમાં, સિદ્ધપુર બાવાજીની વાડીમાં આવેલ સિદ્ધનાથ મહાદેવના પગથિયાની જમણી બાજુમાં, મહેસાણા તાલુકાના મોટીદાઉ ગામમાં આવેલ શ્યામરતુમના દહેરાની વેદીમાં તથા આ જ તાલુકાના ભેસાણા ગામમાં (આ મૂર્તિ હમણાં વડોદરા મ્યુઝિયમમાં આર્કીઓલોજીકલ ખાતા તરફથી મોકલવામાં આવી છે.) આવી મૂર્તિઓ જોવામાં આવે છે. પાટણથી ચૌદ માઇલ દૂર વાયવ્યમાં આવેલ, થરા સ્ટેટના કસરા ગામમાં બ્રહ્માનાં પ્રાચીન મંદિરના ભગ્નાવશેષો છે. ત્યાં આ સિવાય શિવ અને વિષ્ણુનાં મંદિરો પણ તેની નજદીકમાં છે. આજે તો તેના અવશેષો જ જોવામાં આવે છે. આથી પ્રાચીન કાળમાં બ્રહ્માનાં મંદિરો ગુજરાતમાં હતાં, તેનો સ્પષ્ટ પુરાવો મળી આવે છે. તેમાં પણ આગળ જણાવ્યા પ્રમાણે બ્રહ્માની ઉભી મૂર્તિ હોવાનું શ્રી જેમ્સ બર્જેસે નોંધ્યું છે.

શ્રી. ડો. ગોપીનાથ રાવે હિન્દુ મૂર્તિવિજ્ઞાનમાં થાણા ડીસ્ટ્રીકટના સોપારાની બ્રહ્માની મૂર્તિનું એક ચિત્ર આપ્યું છે,[૧૦] જે ઘણેક અંશે ગુજરાતમાંથી મળતી મૂર્તિઓને અનુરૂપ છે, પરન્તુ તેમના હાથમાં લીધેલાં ઉપકરણોમાં કેટલોક તફાવત જોવામાં આવે છે. તે મૂર્તિના જમણા હાથોમાં કમળ અને સ્રુક્ છે, જ્યારે ડાબા હાથોમાં કૂર્ચ અને કમંડળ છે. આથી ગુજરાત અને દક્ષિણના મૂર્તિવિધાનમાં પ્રાંતિયતાના કારણે કેટલોક તફાવત રહેતો હતો, એમ જણાયું. સિંધ મ્યુઝીઅમમાં બ્રહ્માની મૂર્તિને ફક્ત બે જ હાથ છે.[૧૧] ગુજરાતમાં આવી બે હાથવાળી બ્રહ્માની મૂર્તિઓ જોવામાં આવતી નથી.

બ્રહ્માની બેઠી મૂર્તિઓ, ઉભી પ્રતિમાઓના મુકાબલે ક્વચિત્ જોવામાં આવે છે.

---

૧૦ See Hindu Iconography vol. II Part II Plate No. 145.

૧૧ Ibiod " " " " " 149.

વડનગરના પ્રાચીન કીર્તિસ્તંભના શિરોભાગ ઉપર બ્રહ્માની બેઠી મૂર્તિ છે. તેમાં એક સાદા આસન ઉપર બ્રહ્મા જમણો પગ વાળી બેઠા છે, જ્યારે તેમનો ડાબો પગ નીચે લટકતો રહેલો છે. તેમને ચાર મુખ અને ચાર હાથ છે. પાસે હંસ કોતર્યો છે. બ્રહ્માજીની બેઠી મૂર્તિ સુપ્રસિદ્ધ પુષ્કર તીર્થમાં આવેલ બ્રહ્માજીના મંદિરમાં છે, જે પદ્માસન ઉપર હોઈ તેને ચાર હાથ અને ચાર મુખ છે. આવી જ બેઠી મૂર્તિ પાટણના ગુણવંતા હનુમાન પાસે મહાદેવના મંદિરમાં છે. તેમાં બ્રહ્મા કમળ ઉપર બેઠેલા હોઈ, તેમના પગ પાસે હંસ છે. બ્રહ્માને ચાર હાથ છે. તેના જમણા હાથોમાં કમળ અને અક્ષસૂત્ર તથા ડાબા હાથોમાં પુસ્તક અને કમંડળ છે. ઘણી ખરી બ્રહ્માની મૂર્તિઓમાં સ્રુવ અને અક્ષમાલા જોવામાં આવે છે, જ્યારે આ મૂર્તિમાં અક્ષમાલા તથા કમળ છે. આથી ગુજરાતમાંથી મોટા બ્રહ્માની કમળહસ્ત મૂર્તિઓ પણ બનાવવાનો પ્રચાર હોવાનું જણાય છે.

બ્રહ્મા–સાવિત્રીની યુગલ મૂર્તિઓ ગુજરાતમાંથી મોટા પ્રમાણમાં જડે છે. વડનગરમાં શર્મિષ્ટા સરોવરના તટ ઉપર બ્રહ્માસાવિત્રીનું સ્વતંત્ર મંદિર હતું. ચંદ્રાવતીના ખંડેરમાં શ્રી. જેમ્સ બર્જેસે બ્રહ્માસાવિત્રીની મોટા કદની મૂર્તિ જોઇ હોવાનું નોંધ્યું છે[૧૨] તેમાં બ્રહ્મા હંસ ઉપર જમણો પગ વાળી બેઠેલા છે, જ્યારે તેમનો ડાબો પગ સહેજ લટકતો રહેલો છે. ડાબા પગ ઉપર સાવિત્રી બેઠેલાં છે. બ્રહ્માને ચાર મુખ અને ચાર હાથ હોઈ, જમણા હાથોમાં સ્રુવ અને વરદમુદ્રા છે, જ્યારે ડાબા હાથોમાં એકમાં પુસ્તક અને બીજો સાવિત્રીના ખભા ઉપર મૂકયો છે. સાવિત્રીના એક હાથમાં કમળ અને બીજો હાથ બ્રહ્માને આલિંગન આપતો તેમના ગળામાં ભેરવેલો માલમ પડે છે. બ્રહ્માને લાંબી દાઢી છે.

આવી પુષ્કળ મૂર્તિઓ મારા જોવામાં આવી છે. સિદ્ધપુરના નિલકંઠ મહાદેવમાં દક્ષિણ બાજુની ભીંતે આવી એક મૂર્તિ સ્થાપન કરેલી છે. આ સિવાય પાટણ અંબાજી માતાના મંદિરમાં, વૈજનાથ મહાદેવના મંદિરમાં, તથા હરસિદ્ધિના મંદિરમાં આવી મૂર્તિઓ જોવામાં આવે છે. હમણાં થોડાક વખત ઉપર અમદાવાદ પાસે પ્રાચીન કર્ણાવતીમાં આશા ભીલનો ટેકરો ખોદતાં કેટલીક મૂર્તિઓ નીકળી છે, જેમાં આવી બ્રહ્માસાવિત્રીની પણ મૂર્તિ મળી આવી છે. આથી ગુજરાતમાં આવી યુગલ મૂર્તિઓનો પ્રચાર વધુ ફેલાયો હોવાનું જણાય છે.

કેટલીક વિષ્ણુ અને શિવની મૂર્તિઓની બાજુમાં બ્રહ્માની બેઠી મૂર્તિઓ પદ્માસનવાળી, ધ્યાનસ્થ સ્વરૂપમાં જોવામાં આવે છે. પરંતુ કોઈ ઠેકાણે તેમની ઉભી મૂર્તિ જોવામાં આવી નથી. પાટણ ગોવર્દ્ધનનાથજીની મૂર્તિની પીઠિકામાં બ્રહ્માની ઉભી મૂર્તિ સ્તુતિ કરતી કોતરી છે. તેમાં બ્રહ્માના એક હાથમાં સ્રુવ અને બીજા હાથમાં પુસ્તક છે, જ્યારે બાકીના બે હાથો વડે નમસ્કાર કરી સ્તુતિ કરતા હોય તેમ દર્શાવવા પ્રયત્ન કર્યો છે. આવી મૂર્તિઓ ક્વચિત્ ઠેકાણે જણાય છે.

આ સિવાય ગુજરાતના એક છેડાથી બીજા છેડા સુધી પરિભ્રમણ કરી, પૂરતું સંશોધન કરવામાં આવે તો, ગુજરાતનાં પ્રાચીન મંદિરો, અને ખંડેરોમાંથી બ્રહ્માની આવી વધુ પ્રમાણમાં મૂર્તિઓ ઉપલબ્ધ થવા સંભવ છે. તે માટે સંશોધક દૃષ્ટિ અને વિવિધ સ્થળોએ પરિભ્રમણની અતિ આવશ્યકતા છે. આથી બ્રહ્માની પૂજાનો પ્રચાર ગુજરાતમાં હતો, એમ સંગીન રીતે પૂરવાર થાય છે. પરન્તુ તે પ્રવાહ કયારથી તૂટી ગયો, તે સંબંધી કાંઈ પણ માહિતી

---

૧૨ Architectural Antiquities of Northern Gujarat. Page 97.

ઉપલબ્ધ થતી નથી. બ્રહ્મા, સાવિત્રીના શાપથી અપૂજ્ય ગણાયા હોવાની આખ્યાયિકા પદ્મ પુરાણ ઉત્તર ખંડમાંથી મળી આવે છે. જ્યારે બ્રહ્માજીએ પુષ્કરરાજમાં યજ્ઞ કર્યો ત્યારે કેટલાંક કારણથી સાવિત્રી રીસાઇ પાસેના પર્વત ઉપર ચાલ્યાં ગયાં હતાં. આથી ઋષિઓએ સરસ્વતીને બેસાડી યજ્ઞ કર્યો. આ હકીકત સાવિત્રીના જાણવામાં આવતાં તેમણે બ્રહ્માને શાપ આપ્યો કે તમો આજથી અપૂજ્ય ગણાશો. તમારૂં યજનયાજન કોઇને પણ ફલદાયી થશે નહીં. એ સમયથી બ્રહ્મા અપૂજ્ય ગણાયા. પરંતુ આ આખ્યાયિકા પુરાણમાં હોવા છતાં ગુજરાતમાં તે પરંપરા કેવી રીતે પ્રવેશ પામી, અને પાછળથી કેવા કારણથી તે પ્રવાહ તૂટયો તે જાણવાને કંઈ પણ કારણ મળી આવતું નથી. અનુમાનથી લાગે છે કે ત્રિમૂર્તિનો પ્રચાર થતાં તેમનું યજનયાજન શરૂ થયેલું હશે, પરંતુ વિષ્ણુ અને શિવની માફક તેમનો કોઇ સ્વતંત્ર સંપ્રદાય નહીં હોવાથી પાછળથી તે પરંપરા લુપ્ત પામી, જ્યારે વૈષ્ણવ અને શૈવ સંપ્રદાયવાદીઓએ પોતપોતાની પરંપરાને જાળવી રાખી, સમયે સમયે તેમાં યોગ્ય સુધારા વધારા કરી, તેનો વધુ પ્રચાર ફેલાવ્યો.

### બ્રહ્માયતન અને પરિવારદેવો

બ્રહ્માયતન અને તેના પરિવારદેવોની યથાસ્થિત સમાલોચના રૂપમંડન સિવાય બીજા કોઇ ગ્રંથમાંથી મળતી નથી. શિલ્પના ગ્રંથોમાં બ્રહ્માને માટે કેવા પ્રાસાદો કરવા તેની નોંધ આપી છે,[13] પરંતુ તેના પરિવારદેવો કયા કયા છે અને તેઓને કેવી રીતે સ્થાપન કરવા, તે માટે કાંઈ પણ નિર્દેશ કરવામાં આવ્યો હોવાનું જણાયું નથી. રૂપમંડનમાં તેની વિસ્તૃત નોંધ લેતાં બ્રહ્માના પરિવારદેવોમાં ગણેશ, માતૃકાઓ, ઇંદ્ર, જલશાયી, (વિષ્ણુ) પાર્વતી, રુદ્ર, નવગ્રહ, લક્ષ્મી અને ધરણીધર વગેરે ગણાવ્યા છે. આ દેવોને કયે કયે સ્થળોએ સ્થાપન કરવા તેની સમાલોચના કરતાં પૂર્વમાં ધરણીધર, અગ્નિમાં ગણેશ, દક્ષિણે માતૃકાઓ, નૈઋત્યે ઇંદ્ર, પશ્ચિમે જલશાયી, વાયવ્યે પાર્વતી તથા રૂદ્ર, ઉત્તરે ગ્રહો, અને ઈશાનમાં લક્ષ્મી દેવી–એમ પરિવારદેવો સ્થાપન કરવા જણાવાયું છે.[14] દરેક દેવને સ્વતત્ર પરિવારદેવો હોય છે. પરિવારદેવો સિવાય એકલી પ્રતિમાની સ્થાપના કરવાનો શાસ્ત્રકારોએ નિષેધ કર્યો છે. આથી મૂર્તિવિજ્ઞાનના શિલ્પિઓએ તે વસ્તુની પણ સપ્રમાણ નોંધ લઈ જે તે મૂર્તિને લગતી પૂરતી હકીકત રજુ કરી છે.

### પ્રતિહારો

પરિવારદેવોની માફક દરેક દેવને પ્રતિહારો પણ સ્વતંત્ર હોય છે. સાધારણ રીતે દરેક દેવને આઠ પ્રતિહારો હોવાનું મનાય છે. બ્રહ્માના આઠે પ્રતિહારોની નોધ લેતાં રૂપમંડનકાર

---

૧૩ मेरुमन्दरकैलासो हसाख्यो भद्र एव च ।
उत्तङ्गो मिश्रकश्चैव तथा मालाधरोष्टमः ॥ ९ ॥
इत्यष्टौ ब्रह्मणः प्रोक्ताः प्रासादाः पुरमध्यगाः । समरांगण सूत्रधार अ. ५८

૧૪ आग्नेयां तु गणेशः स्यात् मातृस्थानं च दक्षिणे ।
नैऋत्यां तु सहस्राक्षं वारुण्यां जलशायिनं ॥ ११ ॥
वायव्ये पार्वतीरुद्रो ग्रहांश्चैवोत्तरे न्यसेत् ।
ईशान्यां कमलादेवो प्राच्यां तु धरणीधरः ॥ १२ ॥
रूपमंडन, द्वितीय अधिकार.

તેમનાં સત્ય, સદ્ધર્મ, પ્રીયોદ્‌ભવ, યજ્ઞ, વિજય, યજ્ઞભદ્ર, સાર્વકામિક, અને વિભવ, વગેરે નામો જણાવે છે. એ બધા પ્રતિહારો પુરૂષાકાર, ગંભીર મુખમુદ્રાવાળા, કૂર્ચાસન ઉપર ઉભેલા અને મુકુટ ધારણ કરેલા બનાવવા.[૧૫] પરંતુ દરેકનાં આયુધાદિમાં કેટલીક વિવિધતા ગ્રંથકારે નોંધી છે.[૧૬] એ સહુ સરળતાથી ધ્યાનમાં આવી શકે તેટલા માટે નીચે કોષ્ટકમાં જમણા, ડાબા હાથોમાંનાં આયુધાદિની ક્રમવાર યાદી તેના નામ સાથે આપવામાં આવી છે.

| नं. | नाम | वाम | | दक्षिण | |
|---|---|---|---|---|---|
| | | १ | २ | १ | २ |
| १ | सत्य | पद्म | स्रुक | पुस्तक | दंड |
| २ | सद्धर्म | पुस्तक | दंड | पद्म | स्रुक |
| ३ | प्रियोद्भव | अक्षमाला | पद्म | पुस्तक | दंड |
| ४ | यज्ञ | दंड | पुस्तक | स्रुक | फलक |
| ५ | विजय | अक्षसूत्र | गदा | खेट | दंड |
| ६ | यज्ञभद्र | ,, | दंड | ,, | गदा |
| ७ | सर्वकामिक | ,, | पाश | अंकुश | दंड |
| ८ | विभव | दंड | अंकुश | पाश | पद्म |

આ બધા દ્વારપાળો અનુક્રમે પૂર્વાદિ દિશાઓમાં બબ્બે બબ્બે મૂકવા. આથી બ્રહ્માયતનોને ચારે દિશાઓમાં દ્વારો કરવામાં આવતાં હતાં, એમ જરૂર લાગે છે. આ બધા ઉપરથી સ્પષ્ટ જણાય છે કે મૂર્તિવિજ્ઞાનના શિલ્પિઓને મૂર્તિઓ સિવાય ધર્મશાસ્ત્રોનો પણ ઊંડો અભ્યાસ હતો, જેના કારણે પરિવાર અને પ્રતિહારોની સૂક્ષ્મ બાબતો પણ તેઓએ ચર્ચ્યા વગર જતી કરી નથી.

## બ્રહ્માણી યાને સાવિત્રી

બ્રહ્માણી યાને સાવિત્રી એ બ્રહ્માની પત્ની છે. સપ્ત માતૃકાઓમાં પણ તેની ગણના કરવામાં આવે છે. સાવિત્રીનું સામાન્ય સ્વરૂપ ચાર મોંઢાં, ચાર હાથ; દરેકમાં અનુક્રમે અક્ષસૂત્ર, પુસ્તક, કમળ અને કમંડલુ ધારણ કરેલાં એવું શ્રૌત્રીય પત્ની જેવું હોવાનું રૂપમંડનમાં જણાવાયું

---

१५ ब्रह्मणोष्टौ प्रतिहारान् कथयिष्याम्यनुक्रमात् ।
पुरुषाकारगंभीरा सकूर्चा मुकुटोज्ज्वलाः ॥ १३ ॥

१६ पद्मस्रुक् पुस्तकं दण्डं सत्या वामेऽथ दक्षिणे ।
सव्यापसव्यकरके शेषं प्राग्वत्सधर्मकः ॥ १४ ॥
अक्षं पद्मागमौ दंडं करैर्धत्ते प्रियोद्भवः ।
दण्डागमस्रुकफलके यज्ञः स्याद् सर्वकामदः ॥ १५ ॥
अक्षसूत्रं गदां खेटं दंडैर्विजयनामकः ।
अधोहस्ताप्रसव्येन खेटके यज्ञभद्रकः ॥ १६ ॥
अक्षः पाशांकुशौ दण्डो भवेत्सात्सर्वकामिकः ।
दण्डांकुशपाशपद्मैर्विभवः सर्वशांतिदः ॥१७॥ रूपमंडन द्वितीय अधिकार

છે.[૧૭] તેમની પાસે ધ્યાનસ્થ, મોટી જટાવાળા, શાન્ત અને કમંડળ તથા અક્ષસૂત્ર ધારણ કરેલા ઋષિઓ હોય છે.[૧૮] આવી મૂર્તિઓ ગુજરાતમાં કેટલાંક સ્થળોએથી મળી આવે છે. બ્રહ્માણીનાં કેટલાંક સ્વતંત્ર મંદિરો પણ આજે જોવામાં આવે છે. મહેસાણા તાલુકાના ભૂતાપાલડી ગામમાં બ્રહ્માણીનું પ્રાચીન મંદિર છે, જે બારમા કે તેરમા સૈકા જેટલું પ્રાચીન હોવાનું મનાય છે બીજું બ્રહ્માણીનું મંદિર સિદ્ધપુર તાલુકાના કાંબવી ગામ પાસે છે. તે મંદિર પણ પ્રાચીન કાળનું હતું; હમણાં થોડાંક વર્ષો ઉપર તે જીર્ણ થઈ જવાથી કાંબવીના ગામ લોકોએ તે જ મદિરના પ્રાચીન પથ્થરોનો ઉપયોગ કરી, પ્રાચીન નમૂના પ્રમાણે તેનો જીર્ણોદ્ધાર કરાવ્યો છે. આ સિવાય પણ બીજાં અનેક ગામડાંઓમાં બ્રહ્માણીનાં નાનાં મોટાં મંદિરો મળી આવે છે. આથી બ્રહ્માણીનો પ્રચાર ગુજરાતમાં ફેલાયો હોવાનું જણાય છે. પાટણ વાઘવાણી માતાના મંદિરની ભીતરમાં સાવિત્રીની મૂર્તિ છે, જેને ફક્ત એક જ મુખ અને પાસે હંસ છે, જ્યારે બ્રહ્માણીને મૂર્તિશાસ્ત્ર પ્રમાણે ચાર મુખો હોવાં જોઈએ. બ્રહ્માણીની મૂર્તિઓ ઉપર્યુક્ત મંદિરો સિવાય મેસાણા તાલુકાના મોટીદાઉ ગામમાં અને પાટણ દીશાવાળની ખડકીના સપ્ત માતૃકાઓના મંદિરમાં જોવામાં આવે છે. આ સિવાય કેટલેક ઠેકાણે સપ્ત માતૃકાઓમાં પણ દૃગ્ગોચર થાય છે, જ્યારે સાવિત્રીનાં સ્વતંત્ર મંદિરો હોવાનું જણાયું નથી. જો કે બ્રહ્માણી અને સાવિત્રી બન્ને એક જ છે, છતાં સાવિત્રીનો પ્રચાર માલમ પડતો નથી.

## ઉપસંહાર

આ આખાયે નિબંધ ઉપરથી એટલો નીચોડ નીકળી શકે છે કે, બ્રહ્માનો પ્રચાર ભારતીય અન્ય પ્રાંતો કરતાં ગુજરાતમાં વધુ વિકાસ પામ્યો હતો. એટલું જ નહીં પણ પ્રાચીન કાળમાં ગુજરાતના એક છેડાથી બીજા છેડા સુધી, તે પ્રવાહ વિશિષ્ટ સ્વરૂપમાં ફેલાયો હોઈ, ગુજરાતે મૂર્તિવિજ્ઞાનમાં પણ પોતાની સ્વતંત્ર પરંપરા ઉભી કરી હતી, એમ આપણા પ્રાચીન અવશેષો અને ગ્રંથસ્થ પ્રમાણો વડે સિદ્ધ થાય છે. આ નિબંધમાં તેની યથાલભ્ય સાધનો વડે યત્કિંચિત્ પર્યાલોચના કરવા પ્રયત્ન થયો છે, જે વડે મૂર્તિવિધાનમાં રહેલી ગુજરાતની વિશિષ્ટતા દર્શાવવાનો હેતુ ફલિત થશે, એમ માનું છું.

---

૧૭ अक्षसूत्रं पुस्तकं च धत्ते पद्मं कमंडलुं ।
चतुर्मुखा तु सावित्री श्रोत्रियाणां ग्रहेहिता ॥ ८ ॥

૧૮ जटिलाः श्मश्रुला शान्तिः आसीना ध्यानतत्पराः ।
कमंडल्वक्षसूत्राभ्यां संयुता ऋषयः स्मृताः ॥९॥ रूपमंडन द्वितीय अधिकार

# દેવમન્દિરોમાં ભોગાસનોનાં શિલ્પ

ભોગીલાલ જયચંદ સાંડેસરા

હિન્દુસ્તાનના જે પ્રદેશોમાં પ્રાચીન કાળનાં દેવાલયો ખંડિત અથવા અખંડિત સ્વરૂપમાં જળવાઇ રહ્યાં છે તે પ્રદેશોનું પરિભ્રમણ કરનારને આપણી શિલ્પકલા અને સ્થાપત્ય કયી કોટિની ઉચ્ચતાએ પહોંચ્યાં હતાં એની ઝાંખી થાય છે. હિન્દની શિલ્પકલાનો ઉદ્દેશ વિવિધ આકૃતિઓ કે પ્રતિકૃતિઓને કલામય રીતે કેવળ દશ્યમાન બનાવવાનો નથી, પણ વિશ્વવ્યાપી આત્માના એકત્વનું દર્શન કરાવવાનો છે, એવું એ વિષયના તજ્જ્ઞોનું એક સામાન્ય વિધાન છે. પ્રાચીન શિલ્પકલાની પાછળ લોકોપકારકતાનો એક હેતુ જાણ્યે–અજાણ્યે પણ કાર્ય કરી રહ્યો હતો એ જણાઈ આવે છે. અત્યંત સૂક્ષ્મ કોતરણી અને એ સૂક્ષ્મતામાં પણ સળંગસૂત્રતાની સફળ રીતે પરોવણી એ તે કલાની એક વિશિષ્ટતા છે.

એક સામાન્ય કથન તરીકે, એ પ્રાચીન મન્દિરોની શિલ્પકલા અનેક રીતે દર્શનીય હોય છે. માત્ર દેશી નહીં, પણ વિદેશી ગુણગ્રાહકોએ પણ તેની જે પ્રશંસા કરી છે તે એ પ્રાક્કાલીન સિદ્ધિઓ માટે વાજબીપણે ગર્વ લઈ શકાય એવી છે. પરન્તુ એવાં મન્દિરોમાં પણ આપણી સ્થાપિત થઈ ચૂકેલી ધર્મભાવના અને નીતિભાવનાને વિઘાતક લાગતી એવી શિલ્પાકૃતિઓ ઘણી વાર જોવામાં આવે છે. આવી શિલ્પાકૃતિઓ તે કામશાસ્ત્રોક્ત ભોગાસનોની પ્રતિમાઓ. આજે પણ કલાકોવિદોમાં કેવળ નગ્ન શિલ્પાકૃતિનું પ્રદર્શન લગભગ સર્વસંમત ગણાય છે, પરન્તુ આવાં આસનોની પ્રતિમાઓ તૈયાર કરવાનો તો વિચાર પણ કોઇ ભાગ્યે જ કરે. આમ છતાં આશ્ચર્યની વાત એ છે કે જે દેશના ધર્મપ્રવર્તકોએ કામેચ્છાની ભયંકરતા અને સંસાર-ત્યાગના કલ્યાણપથનો ઉપદેશ ખૂબ જ ભારપૂર્વક કર્યો છે તે દેશનાં દેવમન્દિરોમાં આવાં શિલ્પો મળે છે.

## સર્વ પ્રાન્તો અને ધર્મોનાં મન્દિરો

ભોગાસનોનાં શિલ્પો હિન્દના કોઈ એક પ્રાન્તનાં કે કોઈ એક ધર્મનાં મન્દિરોમાં જ મળે છે એવું નથી. પ્રાયઃ સર્વ પ્રાન્તો અને સર્વ ધર્મનાં મન્દિરોમાં તેમનું અસ્તિત્વ છે. પર્વતો કોરીને બનાવેલાં એલોરાનાં સુરમન્દિરો, જગન્નાથપુરીનું પ્રસિદ્ધ મન્દિર, પુરી પાસે ભુવનેશ્વરનાં અનેક મન્દિરો, પુરીથી ઈશાન ખૂણે ચોવીસ માઈલ દૂર આવેલું કોણાર્કનું ભારત-પ્રસિદ્ધ સૂર્યમન્દિર, બુંદેલખંડમાં ખજરાહો ગામમાં સંખ્યાબંધ શૈવ વૈષ્ણવ અને જૈન મન્દિરો, વિઝાગાપટ્ટમનાં કેટલાંક મન્દિરો, કોયલી પર્વતમાં આવેલું હરસિદ્ધ માતાનું મન્દિર, સતારા અને પંઢરપુર વચ્ચે આવેલું કોટેશ્વરનું મન્દિર, બંગાલનાં કેટલાંક વૈષ્ણવ મન્દિરો, નેપાળમાં પશુપતિનાથનું મંદિર, મારવાડમાં રાણકપુરના પ્રસિદ્ધ જૈન મન્દિરની પાસેના જૂના મન્દિરનું ખંડેર તથા બીજાં કેટલાંક દેવાલયો, ગૂજરાતમાં આબુ ઉપર અચલેશ્વરની પાસે આવેલાં જૈન મન્દિરો, વસ્તુપાલ—તેજપાલે બંધાવેલ લૂણવસહી, વડનગરમાં

હાટકેશ્વરનું પ્રસિદ્ધ મન્દિર, દ્વારકામાં દ્વારકાધીશના મન્દિરની બાજુએ જ આવેલું ત્રિકમજીનું મન્દિર[1] તથા સમુદ્રકિનારે આવેલું રુક્મિણીનું મન્દિર, દ્વારકાથી ત્રણેક માઈલ દૂર આવેલા વસઇ ગામમાં લગભગ દસમી સદી જેટલાં પ્રાચીન મન્દિરોનાં અવશેષો છે તે પૈકીનું એક અવશેષ, પ્રભાસપાટણમાં સૂર્યમન્દિરનું ખંડેર, મહેસાણા પ્રાંતના મોટપ ગામમાં અગિયારમી સદી જેટલું પ્રાચીન એક મન્દિરનું ખંડેર, નુગોર ગામમાં સૂર્યમન્દિરનું ખંડેર, પાટણ પાસેના ભૂતિયાવાસણા ગામમાં મહાદેવનું મન્દિર, સિદ્ધપુર પાસેના કાંબળી ગામમાં બ્રહ્માણી માતાનું મન્દિર, ખેરાળુ પાસેના મન્દ્રોપુર ગામમાં વાવ પાસેનું શિવમન્દિર, મોઢેરાનું ભારતપ્રસિદ્ધ સૂર્યમન્દિર, તારંગાના ડુંગર ઉપરનું અજિતનાથનું વિખ્યાત જૈન મન્દિર[2]—ઇત્યાદિ સ્થળોએ ભોગાસનોનાં શિલ્પો મળે છે. કોઇ કોઇ મન્દિરોમાં આવી આકૃતિઓ માત્ર એક કે બે હોય છે, જ્યારે બીજાં કેટલાંકમાં એક સાથે સેંકડોની સંખ્યામાં આવાં શિલ્પો દેખાય છે. કોણાર્ક, પુરી અને મોઢેરાનાં મન્દિરોમાં આ શિલ્પોની સંખ્યા એટલી મોટી છે કે જોવા જનારનું ધ્યાન સૌથી પહેલું એ તરફ જ દોરાય છે. જેમાં મુખ્ય પ્રતિમા વિરાજે છે તે ગર્ભગૃહની બહાર નૃત્યમંડપ અથવા સભામંડપમાં તેમ જ મન્દિરની બહારની બાજુની દિવાલો ઉપર જ આવાં શિલ્પો હોય છે. મોટે ભાગે આવી પ્રતિમાઓ ખૂણા ઉપર નજરે પડે છે, પરન્તુ મન્દિરની બહારની દિવાલ પર કોતરવામાં આવેલા 'નરથર'—જેમાં સમસ્ત લોકલીલાનું નાનકડી શિલ્પાકૃતિઓમાં ચિત્રણ હોય છે તે-માં પણ તે હોય છે.

ધાર્મિક સ્થાનોમાં આવાં શિલ્પો પહેલી નજરે અસંગત લાગતાં હોઈને અનેક વિદ્વાનોએ તેમની સૂચકતા વિષે વિવિધ તર્કો કર્યા છે, તેમ જ અજ્ઞાન લોકમાનસે પણ નગ્ન આકૃતિઓના નિરૂપણથી ચમકીને તેની કપોલકલ્પિત સમજૂતીઓ આપવાના પ્રયાસો કર્યા છે.[3] આ પ્રકારની જે સમજૂતીઓ બહાર આવી છે તેનું અહીં અનુક્રમે પરીક્ષણ કરીએ.

## અવ્યાપ્તિવાળી કે અસંગત સમજૂતીઓનો નિરાસ

(૧) સૂર્યનાં મન્દિરોમાં ભોગાસનોનાં શિલ્પની બહુલતા જોઈને જાણીતા કલાકોવિદ ડૉ. કુમારસ્વામીએ તેમાં સૂર્યની જીવનશક્તિ આપનાર દેવતા તરીકેની શક્તિનું નિરૂપણ થયું

---

૧. ઓખામંડળનાં પ્રાચીન અવશેષોના ઊંડા અભ્યાસી શ્રી. કલ્યાણરાય જોષી આ ત્રિકમજીનું મન્દિર જેમાં અત્યારે વૈષ્ણવ પ્રતિમા છે તે મૂળ સૂર્યનું મન્દિર હશે એમ માને છે. 'ત્રિકમ' શબ્દ સૂર્યવાચક त्रिविक्रम પરથી આવેલો છે, તે જોતાં આ અનુમાન વાસ્તવિક લાગે છે. આ મન્દિર મૂળ ત્રિવિક્રમાદિત્ય નામના સૂર્યનું હોય એમ બને.

૨. આ ઉપરાંત પણ બીજાં અનેક વણનોંધાયેલાં મન્દિરો હશે, જેમાં આ પ્રકારનાં શિલ્પો હશે. ગયા વર્ષે જ અમદાવાદ મ્યુનિસિપાલીટીએ કોચરબ ગામ પાસેના ટેકરા રસ્તો બનાવવા માટે ખોદાવ્યા હતા, તેમાંથી બીજાં અવશેષો સાથે આસનના શિલ્પવાળો એક પત્થર પણ મળી આવ્યો હતો, તે કોઇ પ્રાચીન મન્દિરનો હશે. મન્દિર સ્માર્ત હતું એમ આજુબાજુની બીજી મૂર્તિઓ ઉપરથી માનવા કારણ છે,

૩. પરન્તુ સ્વ. રાખાલદાસ બેનરજી જેવા વિદ્વાને "The presence of indecent figures on religious edifices is still a puzzle" ( vide Histery of Orissa, Vol. II, pp. 400 ) એમ લખીને આ બધી સમજૂતીઓ સંપૂર્ણ રીતે સન્તોષકારક નહી હોવાનો પર્યાયે સ્વીકાર કર્યો છે.

હોવાની કલ્પના કરી છે.[૪] પરંતુ જૈન, શૈવ તેમ જ વૈષ્ણવ મન્દિરોમાં પણ, આપણે આગળ જોઈ ગયા તેમ, આસનોનાં શિલ્પ છે, તે ધ્યાનમાં લેતાં આ સમજૂતી પૂરતી વ્યાપક નથી એ માલુમ પડશે. વળી કાઠિયાવાડમાં થાનમાં તથા પોરબંદર પાસેના શ્રીનગરમાં પ્રાચીન સૂર્યમન્દિરો છે, પણ તેમાં આવાં શિલ્પ મુદ્દલ નથી, એમ તે મન્દિરોનું અવલોકન કરનાર શ્રી. ભગવાનલાલ માંકડ મને તા. ૨૪–૮–'૩૯ના પત્રમાં લખી જણાવે છે. એટલે જીવનશક્તિદાતા સૂર્યનો મહિમા આ પ્રકારનાં શિલ્પોમાં પ્રતિબિંબિત કરવામાં આવ્યો હોવાની કલ્પના વાસ્તવિક લાગતી નથી.

(૨) ભોગાસનોનાં શિલ્પ ગભારાની બહાર સભામંડપમાં તેમ જ બહારની બાજુએ દિવાલો ઉપર જ હોય છે. આ ઉપરથી એમ માનવામાં આવે છે કે દર્શને આવનારાઓનાં ચિત્ત આવાં શિલ્પ જોઈને ચલાયમાન ન થાય તો જ તેમને દેવદર્શનનો અધિકાર પ્રાપ્ત થાય છે, અર્થાત् विकारहेतौ सति विक्रियन्ते येषाम्न चेतांसि त एव धीराः। એ પ્રકારનું પરીક્ષણ આ શિલ્પોદ્વારા થઈ જાય છે.[૫] પરન્તુ આ તો એક લૌકિક માન્યતા લાગે છે. અશ્લીલ ગણાતાં શિલ્પની મૂળભૂત સૂચકતા ઉપર તેથી કંઈ પ્રકાશ પડતો નથી.

(૩) એવી પણ એક માન્યતા છે કે જે પ્રાસાદ અગર મન્દિરમાં અશ્લીલ શિલ્પ હોય તેના ઉપર વીજળી પડતી નથી તેમ જ તેને દૃષ્ટિદોષ લાગતો નથી.[૬] આ મત પણ

---

૪. કોણાર્કના સૂર્યમન્દિરમાં ભોગાસનોની બહુલતા વિષે લખતાં તેઓ જણાવે છે: "The temple was dedicated to the Sun, and closely connected with the cults of Vishnu......Much of the sculpture may be described as a detailed illustration of the Kāma Shāstra. This rich external decoration reflects the life of the world and the energizing power of the Sun"—Introduction to Indian Art, pp. 86–87.

૫. "They say it is to ward off evil spirits and protect structure against lightning, cyclone or dire visitations of nature. A pilgrim whose mind does not become affected at the sight of these obscene figures is spiritually fitted to enter into the sanctum and see the image of the deity"—Mon Mohan Gangooly: Orissa and Her Remains, pp. 227—28.

૬. આ સંબંધમાં મુનિ જયન્તવિજયજીકૃત "આબુ"ની પ્રસ્તાવના (પૃ. ૨૬–૨૭)નું નીચેનું અવતરણ તપાસો—

"દેલવાડાનાં આ મન્દિરોમાં એકાદબે સ્થળે સ્ત્રી અથવા પુરુષની સાવ નગ્ન મૂર્તિઓ પણ કોતરેલી જણાય છે. આવી મૂર્તિઓ જોતાં કેટલાક એવી કલ્પના કરે છે કે બૌદ્ધ, શાક્ત, કૌલ અને વામમાર્ગી વગેરે મતોની જેમ જૈન મતમાં પણ કોઇ વાર તાન્ત્રિક વિધાનો વધારે પ્રચાર હશે.

"પરન્તુ એ કલ્પના બીલકુલ અસ્થાને છે. અમે આ વિષય ઉપર લાંબા વખત સુધી ચીવટપૂર્વક તપાસ કરી છે. તેને પરિણામે કેટલાક શિલ્પશાસ્ત્રના પાકા અનુભવીઓથી એમ જણાયું છે કે શિલ્પશાસ્ત્રનો એવો નિયમ છે કે આવાં મોટાં મન્દિરોમાં એકાદ નગ્ન મૂર્તિ અવશ્ય બતાવવામા આવે છે. તેમ કરવાથી એ મન્દિર ઉપર વીજળી નથી પડતી. આ કારણથી માલીકની દૃષ્ટિ ચોરાવીને પણ કારીગરો એકાદ પૂતળી સાવ નગ્ન જરૂર મૂકે છે.

"શિલ્પશાસ્ત્રનો આવો નિયમ હોય કે ન હોય અથવા તેમ કરવાથી વીજળીથી બચાવ થતો હોય કે ન હોય, પરન્તુ પરંપરાથી આવી શ્રદ્ધા ચાલતી હોય એ બનવા જોગ છે.

અશ્લીલ શિલ્પની મૂળ સૂચકતા નહીં સમજવાને કારણે યેનકેન પ્રકારેણ તેનું ઔચિત્ય ઘટાવવાના લોકમાનસના વહેમી પ્રયત્નમાંથી ઉદ્ભવેલો છે. શિલ્પના કોઇપણ ગ્રંથમાં તેનો ઉલ્લેખ નથી. એક જ મન્દિરમાંનાં કુડીબંધ શિલ્પો પાછળ માત્ર આટલો અને આવો ઉદ્દેશ હોય એમ માનવું જ મુશ્કેલ છે. જો એમ જ હોત તો અનિષ્ટ ટાળવા માટે માત્ર એક શિલ્પ બસ હતું. અલબત, પાછળથી આ વહેમ દૃઢમૂલ બની ગયેલો તેની ના નહીં. કેટલેક સ્થળે દેવમન્દિર સિવાયની બીજી જાહેર જગાઓએ પણ આવું એકાદ શિલ્પ ગોઠવી દેવામાં આવે છે. ઉદાહરણ તરીકે, વડનગર અને મહેસાણામાં ચબુતરા ઉપર, વઢવાણસીટીમાં શિયાણીની પોળના તોરણ ઉપર તથા પાટણમાં કાળકા માતાના મન્દિરમાંની વાવમાં આવું એકેક શિલ્પ છે. સ્વ. રાખાલદાસ બેનરજી નોંધે છે કે બંગાળી વૈષ્ણવોના લાકડાના અને ધાતુના બનાવેલા રથો ઉપર સુશોભન માટે આવી કોતરણી હજી પણ કરવામાં આવે છે. મુર્શીદાબાદ જીલ્લામાં કુંજઘાટના જમીનદારોના રથો ઉપર નાનપણમાં આવું શિલ્પ જોયાનું તેઓ જણાવે છે.[૭] અત્યારે પણ કેટલાક જૂની પદ્ધતિના કારીગરો મકાનના રક્ષણ માટે કોઇ ખૂણાપડતા સ્થળે આવી એકાદ મૂર્તિ ગોઠવી દેવાનું ઇષ્ટ માને છે.

(૪) જે મન્દિરોમાં અશ્લીલ શિલ્પાકૃતિઓ મળે છે તે મૂળ શાક્ત સંપ્રદાયનાં હોવાની માન્યતા એક જાણીતા વિદ્વાને વાતચીતમાં જણાવેલી.[૮] પરન્તુ આ લેખના ત્રીજા પેરેગ્રાફમાં જે મન્દિરોની નોંધ છે તે સર્વ અગાઉ શાક્ત સંપ્રદાયનાં હતાં એમ કોઈપણ કહી શકે તેમ નથી, એટલે આ મતની અશાસ્ત્રીયતા સ્વતઃસિદ્ધ છે.

(૫) બીજી એક લૌકિક માન્યતા વિષે એક મિત્રે પત્રદ્વારા જાણ કરેલી. તે માન્યતા એવી છે કે જ્યારે લોકો જૈન અને બૌદ્ધ ધર્મના વર્ચસ્વ નીચે આવીને સંસારવિરક્ત બનતા હતા ત્યારે તેમને પાછા સંસાર તરફ ખેંચવા માટે શૈવ અને વૈષ્ણવ આચાર્યોએ મન્દિરોમાં ભોગાસનોનાં શિલ્પોને સ્થાન આપવાનો ઉપદેશ કરેલો હશે. આ માન્યતા પણ અજ્ઞાન છતાં ફળદ્રૂપ એવા બહુજનસમાજના માનસની પેદાશ છે, એટલે એ વિષે વિશેષ કંઈ લખવાની જરૂર રહેતી નથી. એ માન્યતાને વાસ્તવિક ગણીએ તોયે જૈન મન્દિરોમાં પણ ભોગાસનોનાં શિલ્પ મળે છે તેનો ખુલાસો કયી રીતે મેળવી શકાય?

(૬) આવાં શિલ્પોની અશ્લીલતાથી ચોંકીને કેટલાકો એવું ભૂલભરેલું વિધાન બાંધી દે છે કે એ કાળે આપણા દેશના લોકોનું નૈતિક ધોરણ શિથિલ હતું—તે ઐતિહાસિક

---

"બીજી એ પણ કલ્પના કરી શકાય છે કે કોઇ દૃષ્ટિવિકારી મનુષ્ય મન્દિરમાં જાય તો તેના દૃષ્ટિદોષથી મન્દિરને નુકસાન થાય, આવા પ્રકારનો વહેમ પ્રચલિત હોય, વહેમ ટાળવાને માટે એકાદ નગ્ન મૂર્તિ મન્દિરમાં કોઇ સ્થળે લગાવી દેવામાં કે કોતરવામાં આવતી હોય, અર્થાત્ કોઇ પરધર્મઅસહિષ્ણુ–ઇર્ષ્યાળુ ઇર્ષ્યાથી મન્દિરને જોતાં આકરી તીવ્ર દૃષ્ટિ ફેંકે, એનાથી મન્દિરને નુકસાન થવા સંભવ રહે, પરન્તુ પેલી નગ્ન મૂર્તિને દેખતાં પેલી ઇર્ષ્યાજન્ય ક્રૂર દૃષ્ટિ બદલાઈ જાય, અને બીજા બધા વિચારો મૂકી તે એને જોવામાં લીન બની જાય, એટલે એની ક્રૂર ભાવનાવાળી દૃષ્ટિની અસર મન્દિર ઉપર ન રહે. આવું પણ કંઇક કારણ હોય."

૭. History of Orissa, Vol. II, pp. 401

૮. આ મતના લેખિત ઉલ્લેખ માટે ટિ. ૬ માં આપેલા અવતરણનો પહેલો પેરેગ્રાફ જુઓ.

બુદ્ધિની પ્રતારણા સમાન છે.[૯] એક મિત્રે પણ આ સંબંધમાં આવી જ શંકા વ્યક્ત કરેલી. પરન્તુ નૈતિક ધોરણની વાત કરનારે એ સમજવું જોઇએ કે કાગડા તો દરેક યુગમાં કાળા ને કાળા જ રહ્યા છે, એટલે આવાં શિલ્પો જોઇને પ્રાચીન ભારતના લોકો ઉપર નૈતિક શિથિલતાનો આરોપ મૂકવો તે કરતાં ઔચિત્યભાવના, રસવૃત્તિ અને ધાર્મિક માન્યતાઓનાં અત્યાર કરતાં જુદાં જ ધોરણો એ કાળમાં કલ્પવાં એ શું ઉચિત નથી?

(૭) આ ઉપરાંત, જૂદાં જૂદાં દેવમન્દિરોમાંનાં શિલ્પોના વિષયમાં કેટલીક સ્થાનિક માન્યતાઓ પણ છે. બુંદેલખંડમાં ખજરાહો ગામનાં મન્દિરોમાં ભોગાસનોનાં શિલ્પો છે એ સંબંધી સ્થાનિક લોકોક્તિ એવી છે કે હેમવતી નામે એક સ્ત્રીએ ચદ્રમા સાથે કંઇક દુર્વર્તન કર્યું હતું, પણ તેના પ્રાયશ્ચિત્તરૂપે પાછળથી તેણે એક યજ્ઞ કર્યો અને પોતાનાં દુષ્કર્મોનું જગતમાં પ્રદર્શન કરાવનારી પ્રતિમાઓ દેવાલયોમાં બનાવરાવી.[૧૦] જગન્નાથના સુપ્રસિદ્ધ મન્દિરમાં અશ્લીલ પ્રતિમાઓ જોઈને યાત્રી કંઈ કંઈ તર્કો કરવા લાગે છે ત્યાં તેને કહેવામાં આવે છે કે આ ચિત્રો કલિયુગમાં થતા વ્યવહારનું દર્શન કરાવવા માટે દોરવામાં આવ્યાં છે અથવા કોઇ સ્ત્રીને નગ્નાવસ્થામાં જોઈ હોય તો આ શિલ્પોના દર્શનથી તેનું પ્રાયશ્ચિત્ત થઈ જાય છે. કેટલાક એવો પણ ખુલાસો આપે છે કે આ સંસારમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થો વાંછનીય છે. રામેશ્વર ધર્મને માટે, દ્વારકા અર્થને માટે, જગન્નાથ કામને માટે અને બદરિકાશ્રમ મોક્ષને માટે આરાધના કરવાનું ધામ છે. બીજા કેટલાકના મત મુજબ, આ પ્રકારનાં શિલ્પો વામમાર્ગના અવશેષરૂપ છે.[૧૧] પરન્તુ આ બધી માન્યતાઓમાં કંઈ તથ્ય માલુમ પડતું નથી, કેમકે અન્યત્ર તે ઘટાવી શકાય તેમ નથી.

## શિલ્પશાસ્ત્ર અને લોકલીલા

તો હવે પ્રશ્ન એ છે કે ભોગાસનોના શિલ્પની ખરેખરી સૂચકતા શી હોઇ શકે? આશ્ચર્યની વાત છે કે લગભગ બધા જ વિદ્વાનોએ આ વિષયને જોયો—ન જોયો કરીને પાછો અંધકારમાં હડસેલી લીધો છે, પણ તેથી ઉલટું શંકાનું સમાધાન થવાને બદલે, આગળ બતાવ્યું તેમ, આપણી સંસ્કૃતિ અને કલા વિષે ભળતીજ માન્યતાઓના ઉદ્‌ભવને એક પ્રકારે વેગ મળે છે.[૧૨] આવાં શિલ્પોના સંબંધમાં શિલ્પશાસ્ત્રના મૂળ ગ્રન્થોમાં કંઈ વિધાન છે ખરાં કે નહીં, તે જોવાની તસ્દી તો કોઇએ લીધી જ નથી. એ ગ્રન્થો તપાસતાં જે કંઇ ઉલ્લેખો મળ્યા છે તે ઉપરથી પ્રસ્તુત શિલ્પોની સૂચકતા શી હોઈ શકે તે સમજાવવાનો

---

૯. "..........The sight of such figures representing various scenes of voluptuousness is puzzling and nauseating. One is at a loss to understand why they have a place at all within the sacred enclosure. Not being able to account for this anomaly, one is surely to be led to the pitfall of an erroneous conclusion that the artist who designed these ornaments to decorate the outer walls of a temple must have belonged to a race most morally depraved and vicious......"—Orissa and Her Remains, pp. 228.

૧૦. નાગરી પ્રચારિણી પત્રિકા, વર્ષ ૪૩, પૃ. ૧૮૦-૮૧.

૧૧. નાગરી પ્રચારણી પત્રિકા, વર્ષ ૪૩, પૃ. ૧૮૧.

૧૨. આવીજ રીતે અત્યારે કેટલાંક મન્દિરોમાંનાં આ પ્રકારનાં શિલ્પો ઉપર ડામર ચોપડવામાં આવે છે, પણ એથી તો લોકોનું ધ્યાન એ તરફ વિશેષ ખેંચાય છે!

મારો ઇરાદો છે. આ સંબંધમાં નિર્ણય પર આવતાં પહેલાં શિલ્પગ્રન્થોમાંના ઉલ્લેખોને યોગ્ય અનુક્રમમાં આપણે તપાસી જોઈએ.

હિન્દી કલાનો ઉદ્દેશ વ્યક્તિગત સૌન્દર્ય બતાવવા કરતાં વિશ્વવ્યાપી આત્માનાં વિવિધ સ્વરૂપોનું દર્શન કરાવવાનો વિશેષ અંશે છે, તે આપણે આ લેખના આરંભમાં જોઇ ગયા. વિશ્વવ્યાપી આત્માનાં વિવિધ સ્વરૂપોનું દર્શન લોકલીલા દર્શાવવાથી–જગતના સર્વ વ્યાપારોનું નિરૂપણ કરવાથી થઈ શકે. આવું નિરૂપણ કરવાનું સ્પષ્ટ વિધાન શિલ્પશાસ્ત્રના ગ્રન્થોમાં છે.

વિષ્ણુધર્મોત્તરપુરાણનો તૃતીય ખંડ એ શિલ્પશાસ્ત્ર અને ચિત્રકલાના પ્રાપ્ય ગ્રન્થો પૈકી સૌથી પ્રાચીન છે.[૧૩] એના જે અધ્યાયોમાં ચિત્રકલાનું નિરૂપણ કરવામાં આવ્યું છે તે 'ચિત્રસૂત્ર'ના નામથી ઓળખાય છે. વિષ્ણુધર્મોત્તરના ત્રીજા ખંડના ૪૩ મા અધ્યાયમાં ચિત્રની અંદર દેવ, નૃપ, ઋષિ, ગાન્ધર્વ, દૈત્ય, દાનવાદિનાં ચિત્રો દોરવાનું વિધાન કરતાં પુરાણકાર લખે છેઃ—

× × ×

नानासत्त्वमुखाः कार्या देवतानां तथा गणाः ।
नानावेशा महाराज नानायुधधरास्तथा ॥
नानाक्रीडाप्रसक्ताश्च नानाकर्मकरास्तथा ।
एकरूपास्तु कर्तव्या वैष्णवानान्तथा गणाः ॥
तत्रापि तेषां कर्तव्या भेदाश्चत्वार एव च ।
वासुदेवसमाः कार्या वासुदेवगणाः शुभाः ॥
संकर्षणेन सदृशास्तद्गणाश्च तथा स्मृताः ।
प्रद्युम्नेनानिरुद्धेन तद्गणाः सदृशास्तथा ॥
तत्प्रभावाः स्मृताः सर्वे तदायुधधरास्तथा ।
नीलोत्पलदलश्यामाश्चन्द्रशुभ्रास्तथैव च ॥
तथा मरकताकाराः सिन्दूरसदृशप्रभाः ।
रूचकस्य तु मानेन वेश्याः कार्यास्तथा स्त्रियः ॥
वेश्यानामुद्धतं वेशं कार्यं शृङ्गारसंमतम् ।
मालव्यामानतः कार्या लज्जावत्यः कुलस्त्रियः ॥
मात्युन्नतेन वेशेन सालङ्कारास्तथैव च ।
दैत्यदानवयक्षाणां राक्षसानां तथैव च ॥
रूपवत्यस्तथा कार्याः पत्न्यो मनुजसत्तम ।

---

૧૩. વિષ્ણુધર્મોત્તરપુરાણ એ વિષ્ણુપુરાણના પરિશિષ્ટ રૂપે છે. તેનો સમય વહેલામાં વહેલો ઇસવી સનની પાંચમી સદી સુધી લઇ જઇ શકાય. પરન્તુ એમાંનું ચિત્રસૂત્ર ઇસવી સનની સાતમી સદીમાં—અજન્તાની ચિત્રકલાના કાળમાજ–રચાયું હોવાનું પ્રસ્તુત તૃતીય ખંડના અંગ્રેજી અનુવાદક મીસ સ્ટેલા ક્રામરીશ માને છે (Vishnudharmottar, Part III, Translation : Introduction, pp. 4). ચિત્રસૂત્રના કેટલાક ભાગનો ગૂજરાતી અનુવાદ ગત 'પુરાતત્ત્વ' ત્રૈમાસિકના ચોથા પુસ્તકમાં શ્રી. રસિકલાલ છોટાલાલ પરિખ તથા શ્રી. રામનારાયણ પાઠકે આપ્યો હતો.

मातरः स्वेन रूपेण तथा कार्या नराधिप ॥
पिशाचानां च पत्न्योऽपि कार्यास्तद्रूपसंयुताः ।
विभर्तृकास्तु कर्तव्यास्त्रियः पलितसंयुताः ॥
शुक्लवस्त्रपरिधानाः सर्वालंकारवर्जिताः ।
कुब्जा वामनिका वृद्धा तथा रूपवती भवेत् ॥

× × ×

—વિષ્ણુધર્મોત્તર, તૃતીય ખંડ, અધ્યાય ૪૩, શ્લોક ૧૮–૨૮

એજ અધ્યાયમાં આગળ દેશવિશેષ, આસન, શયન, યાન, વેશ, સરિતા, સાગર, શૈલ, શિખર, દ્વિપ, ભૂમંડલ, શંખ, પદ્મ, નિધિ, ચન્દ્ર, નક્ષત્ર, રાત્રિ ઈત્યાદિનું ચિત્રમાં કેમ આલેખન કરવું એ બતાવેલ છે; તથા નગરના આલેખનનો પ્રકાર દર્શાવતાં પુરાણકાર લખે છે—

सचन्द्रग्रहनक्षत्रां तथा दर्शितलौकिकाम् ।
आसन्नतस्करां रात्रिं दर्शयेत् सुप्तमानवाम् ॥
प्राग्रात्रे दर्शयेत् तत्र तथा चैवाभिसारिकाम् ।
सारुणो म्लानदीपश्च प्रत्यूषो रतकुक्कुटः ॥

× × ×

प्रहृष्टनरनारीकं वसन्तं च प्रदर्शयेत् ।
क्लान्तैः कार्यः नरैर्ग्रीष्मं मृगैश्छायागतैस्तथा ॥

× × ×

रसभावाश्च कर्तव्या यथापूर्वमुदाहृताः ।
यथायोगं तु युञ्जीत नृत्ताभिहितमत्र च ॥

× × ×

इति विलक्षणबुद्धिविकल्पितैः करणकान्तिविलासरसादिभिः ।
लिखितमीक्षणलोचनमादराद्भवति चित्रमभीप्सितकामदम् ॥

—વિષ્ણુધર્મોત્તર, તૃતીય ખંડ, અધ્યાય ૪૩, શ્લોક ૬૮–૮૪

ચિત્રમાં લોકલીલાનું દર્શન કરાવવાનું જ પુરાણકારનું વિધાન છે, એ સ્પષ્ટ છે. શિલ્પશાસ્ત્રના બીજા એક માન્ય ગ્રન્થ 'શિલ્પરત્ન'માં[૧૪] પણ આ જ આશયનું કથન છે—

एवं सर्वं विमानानि गोपुरादीनि वा पुनः ।
मनोहरतरं कुर्यान्नानाचित्रैर्विचित्रितम् ॥
जङ्गमा वा स्थावरा वा ये सन्ति भुवनत्रये ।
तत्तत्स्वभावस्तेषां करणं चित्रमुच्यते ॥

—શિલ્પરત્ન, અધ્યાય ૪૬, શ્લોક ૧–૨

---

૧૪. 'શિલ્પરત્ન' ત્રિવેન્દ્રમ સંસ્કૃત સિરીઝમાં પ્રસિદ્ધ થયેલ છે. તેના કર્તાનું નામ શ્રીકુમાર છે. આ ગ્રન્થ દક્ષિણ હિન્દુસ્તાનમાં સોળમા સૈકામાં રચાયેલ છે. (જુઓ ટી. ગણપતિશાસ્ત્રીની પ્રસ્તાવના, પૃ. ૨).

મારો ઇરાદો છે. આ સંબંધમાં નિર્ણય પર આવતાં પહેલાં શિલ્પગ્રન્થોમાંના ઉલ્લેખોને યોગ્ય અનુક્રમમાં આપણે તપાસી જોઈએ.

હિન્દી કલાનો ઉદ્દેશ વ્યક્તિગત સૌન્દર્ય બતાવવા કરતાં વિશ્વવ્યાપી આત્માનાં વિવિધ સ્વરૂપોનું દર્શન કરાવવાનો વિશેષ અંશે છે, તે આપણે આ લેખના આરંભમાં જોઇ ગયા. વિશ્વવ્યાપી આત્માનાં વિવિધ સ્વરૂપોનું દર્શન લોકલીલા દર્શાવવાથી–જગતના સર્વે વ્યાપારોનું નિરૂપણ કરવાથી થઈ શકે. આવું નિરૂપણ કરવાનું સ્પષ્ટ વિધાન શિલ્પશાસ્ત્રના ગ્રન્થોમાં છે.

વિષ્ણુધર્મોત્તરપુરાણનો તૃતીય ખંડ એ શિલ્પશાસ્ત્ર અને ચિત્રકલાના પ્રાપ્ય ગ્રન્થો પૈકી સૌથી પ્રાચીન છે.[13] એના જે અધ્યાયોમાં ચિત્રકલાનું નિરૂપણ કરવામાં આવ્યું છે તે 'ચિત્રસૂત્ર'ના નામથી ઓળખાય છે. વિષ્ણુધર્મોત્તરના ત્રીજા ખંડના ૪૩ મા અધ્યાયમાં ચિત્રની અંદર દેવ, નૃપ, ઋષિ, ગાન્ધર્વ, દૈત્ય, દાનવાદિનાં ચિત્રો દોરવાનું વિધાન કરતાં પુરાણકાર લખે છેઃ—

× × ×

नानासत्वमुखाः कार्या देवतानां तथा गणाः ।
नानावेशा महाराज नानायुधधरास्तथा ॥
नानाक्रीडाप्रसक्ताश्च नानाकर्मकरास्तथा ।
एकरूपास्तु कर्तव्या वैष्णवानान्तथा गणाः ॥
तत्रापि तेषां कर्तव्या भेदाश्चत्वार एव च ।
वासुदेवसमाः कार्या वासुदेवगणाः शुभाः ॥
संकर्षणेन सदृशास्तद्गणाश्च तथा स्मृताः ।
प्रद्युम्नेनानिरुद्धेन तद्गणाः सदृशास्तथा ॥
तत्प्रभावाः स्मृताः सर्वे तदायुधधरास्तथा ।
नीलोत्पलदलश्यामाश्चन्द्रशुभ्रास्तथैव च ॥
तथा मरकताकाराः सिन्दूरसदृशप्रभाः ।
रूचकस्य तु मानेन वेश्याः कार्यास्तथा स्त्रियः ॥
वेश्यानामुद्धतं वेशं कार्यं शृङ्गारसंमतम् ।
मालव्यामानतः कार्या लज्जावत्यः कुलस्त्रियः ॥
नात्युन्नतेन वेशेन सालङ्कारास्तथैव च ।
दैत्यदानवयक्षाणां राक्षसानां तथैव च ॥
रूपवत्यस्तथा कार्याः पत्न्यो मनुजसत्तम ।

---

૧૩. વિષ્ણુધર્મોત્તરપુરાણ એ વિષ્ણુપુરાણના પરિશિષ્ટ રૂપે છે. તેનો સમય વહેલામાં વહેલો ઇસવી સનની પાંચમી સદી સુધી લઇ જઇ શકાય. પરન્તુ એમાંનું ચિત્રસૂત્ર ઇસવી સનની સાતમી સદીમાં—અજન્તાની ચિત્રકલાના કાળમાજ–રચાયું હોવાનું પ્રસ્તુત તૃતીય ખંડના અંગ્રેજી અનુવાદક મીસ સ્ટેલા ક્રામરીશ માને છે (Vishnudharmottar, Part III, Translation : Introduction, pp. 4). ચિત્રસૂત્રના કેટલાક ભાગનો ગૂજરાતી અનુવાદ ગત 'પુરાતત્ત્વ' ત્રૈમાસિકના ચોથા પુસ્તકમાં શ્રી. રસિકલાલ છોટાલાલ પરિખ તથા શ્રી. રામનારાયણ પાઠકે આપ્યો હતો.

कूटकोष्ठादियुक्तं वा हीनं वा मुखमण्डपे ।
**त्रिवर्गसहितं** वापि तोरणाद्यैर्विचित्रितम् ॥
एकानेकतलं वापि कर्तव्यं मुखमण्डपम् ।

× × ×

—શિલ્પરત્ન, અધ્યાય ૩૯, શ્લોક ૧૧–૧૩

**पुरुषार्थयुतं** एवं कर्णमानमुदीरितम् ।
त्रिचतुश्पञ्चषट्सप्तचाष्टनाडयकनाडिका ॥
एकं तु भारयुक्तं स्यात् क्षुद्रे तु द्वयमेव वा ।
मुखे पृष्ठे नाचविम्बं कुर्यादुक्तं विशालधीः ॥

—રથશાસ્ત્ર

चित्राभासं पुनस्तेषामेकमार्गं समाश्रयेत् ।
वहिरन्तश्च सर्वेषां यत्र युञ्जीत सर्वतः ॥
**सुमङ्गलकथोपेतं** मन्त्रमूर्त्यादिसंयुतम् ।

× × ×

—શિલ્પરત્ન, અધ્યાય ૪૬, શ્લોક ૮–૯

दक्षिणेन गणेशानं उत्तरे नृत्तरूपिणम् ।
क्षेत्रेशं चैव चेशानां द्वारे तद् द्वारपालकम् ॥
**ईशावतारक्रीडादिकथारूपाणि** चैव हि ।
मूलभित्तौ च परितो विन्यसेदुक्तलक्षणम् ॥

—શિલ્પરત્નાકર

देवानां च द्विजानां च वासयोग्यं सनातनम् ।
बहिरन्तश्च सर्वेषां छत्रं युञ्जीत बुद्धिमान् ॥
**सुमङ्गलकथोपेतं श्रद्धानृत्तक्रियान्वितम्** ।

—મયમત

કેટલાંક મન્દિરોનાં શિલ્પમાં તો ચારે પુરુષાર્થોનું આલેખન ખૂબ જ વ્યવસ્થિત રીતે થયેલું હોય છે. એમાં મન્દિરના રથના ચાર ભાગ પાડેલા હોય છે. તેમાં સૌથી નીચે પોતાની હજાર ફેણાઓ ઉપર સમગ્ર પૃથ્વીના ભારને વહન કરતા આદિશેષનું આલેખન હોય છે. અહીં આદિશેષ એ ધર્મપુરુષાર્થના પ્રતીક તરીકે રજુ થાય છે. તેની ઉપર લગ્નવિધિ અથવા પ્રાચીન કાળના રાજાઓના સંગ્રામો અને વિગ્રહોનું આલેખન હોય છે, તે અર્થપુરુષાર્થની ભાવના રજુ કરે છે. તેની ઉપરના ત્રીજા ભાગમાં કામશાસ્ત્રોક્ત આસનો, નૃત્ય અને વિલાસ-ચેષ્ટાઓનું આલેખન હોય છે, તે કામપુરુષાર્થની ભાવનાને વ્યક્ત કરે છે. અને સૌથી ઉપર ઋષિઓ, સિદ્ધો અને યોગીઓની પ્રતિમાઓ હોય છે, તે સર્વોચ્ચ પુરુષાર્થ મોક્ષની ભાવનાને મૂર્તિમંત કરે છે.[૧૬] અલબત, આવો ક્રમ બધાં મન્દિરોનાં શિલ્પોમાં જળવાયેલો નથી, છતાં

---

૧૬. Dr. R. Shama shastry: Significance of Temple Architecture ( Proceedings and transactions of the seventh All India Oriental Confernce, Baroda, 1933, pp. 781 ).

હવે, ચિત્રમાં–શિલ્પમાં લોકલીલાનું નિરૂપણ થાય કયી રીતે? એનો ખુલાસો પણ શિલ્પના ગ્રન્થોમાંથી મળી રહે છે.

## શિલ્પમાં ધર્માદિ પુરુષાર્થોનું ક્રમબદ્ધ આલેખન

લોકમાત્રની પ્રવૃત્તિ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થના કોઇ ને કોઈ પ્રકારે સેવનમાં હોય છે; અને મનુષ્યમાત્રની પ્રવૃત્તિનો સમાવેશ એ ચાર પુરુષાર્થના ચોકઠામાં થવો જોઇએ, એવી આપણી પરંપરાગત માન્યતા છે. એમાં પહેલા ત્રણ પુરુષાર્થોનું સેવન ચરમ પુરુષાર્થ જે મોક્ષ છે તેની પ્રાપ્તિ અર્થે છે, અને મોક્ષની પ્રાપ્તિમાં સહાયભૂત થાય તેટલે જ અંશે ધર્માદિ ત્રિવર્ગની ઇષ્ટતા મનાતી.

त्यागाय संभृतार्थानां सत्याय मितभाषिणाम् ।
यशसे विजिगीषूणां प्रजायै गृहमेधिनाम् ॥
शैशवेऽभ्यस्तविद्यानां यौवने विषयैषिणाम् ।
वार्द्धके मुनिवृत्तीनां योगेनान्ते तनुत्यजाम् ॥

એવા રઘુના આદર્શ વંશજોનો કાવ્યમય ઇતિહાસ મહાકવિ કાલિદાસ વર્ણવે છે, પણ જીવનના સર્વ અનુભવો માણીને અંતે યોગથી તનુનો ત્યાગ કરવાનો આદર્શ તો સર્વે સંસ્કારી ભારતવાસીઓનો હતો. જીવનનાં સર્વ અંગોમાં સ્પષ્ટતા અને વિશદતા એ પ્રાચીન ભારતની સંસ્કારિતાનું એક વિશિષ્ટ અંગ છે. કામશાસ્ત્રના સંસ્કૃત ગ્રન્થોમાં પણ જે નિર્દંભ સ્પષ્ટતા છે તે આનો જ્વલંત પૂરાવો છે. કામ એ પણ એક પુરુષાર્થ છે, અને આપણા પરંપરાગત આદર્શ અનુસાર ચરમ પુરુષાર્થ મોક્ષની પ્રાપ્તિના પ્રયત્નમાં તેનું ચોક્કસ સ્થાન છે, તો તેનું યથાર્થ નિરૂપણ કરવામાં સંકોચ શા માટે? એ પ્રકારની માન્યતા પ્રાચીનોની હતી. સૃષ્ટિક્રમનો જરાયે હલકો ખ્યાલ પ્રાચીનોએ બાંધ્યો નથી તેમ જ બાંધેલા ખ્યાલને વ્યક્ત કરવામાં નિરર્થક દાંભિક ચોખલિયાપણાને જરાયે સ્થાન આપ્યું નથી. ભગવાન્ શ્રીકૃષ્ણ ગીતામાં કહે છે કે धर्माऽविरुद्धः कामोऽस्मि । અર્થાત્ ધર્મથી અવિરુદ્ધ એવો કામ હું છું. કામશાસ્ત્રનો એક લેખક જણાવે છે કે सत्वोपकारपरमा हि ममाग्रपूजा । અર્થાત્ મારી પ્રવૃત્તિ પ્રાણીમાત્રના હિત માટે છે; અને તેથી જ બીજો એક લેખક કહે છે કે बुधैर्विधेया न कुदृष्टिरस्मिन् । અર્થાત આવા હિત વિષય પ્રત્યે સુજ્ઞોએ કુદૃષ્ટિ રાખવી નહીં. વ્યવહાર ગમે તે હો, પણ આદર્શ આવો હતો, એટલે ધર્મ કામ ઇત્યાદિ પુરુષાર્થોનું આલેખન દેવમન્દિરોમાં કરવું એવું વિધાન શિલ્પશાસ્ત્રના ગ્રન્થોમાં છે; અને પરિણામે જે આસનોનું વર્ણન કામશાસ્ત્રના ગ્રન્થોમાં છે તે જ આસનો કામપુરુષાર્થના નિરૂપણ દાખલ દેવમન્દિરોમાં બનાવવામાં આવે તો તેમાં કંઈ આશ્ચર્ય જેવું નથી.[૧૫]

આ દૃષ્ટિએ, ધર્માદિ પુરુપાર્થોનું આલેખન ક્યાં અને કેમ કરવું એ દર્શાવતાં, શિલ્પશાસ્ત્રનાં નીચેનાં કથનો તપાસવા જેવાં છે—

प्रासादभित्तिविस्तारतुल्य वार्धत्रिपादकम् ।
अन्तरालस्य भित्तेस्तु व्यासं स्यान्मण्डपे तथा ॥

---

૧૫. આ સમગ્ર વિષયકથન સાથે સરખાવો નીચેનો શ્લોકઃ—

धर्मार्थकामाः सममेव सेव्या यो ह्येकसक्तः स नरो जघन्यः ।
द्वयोस्तु दाक्ष्यं प्रवदन्ति मध्यं स उत्तमो यो निरतस्त्रिवर्गे ॥

राजवेश्मनि नो कार्या राज्ञां वासगृहेषु ते ।
सभावेश्मसु कर्तव्या राज्ञां सर्वरसा गृहे ॥
वर्जयित्वा सभां राज्ञो देववेश्म तथैव च ।
युद्धश्मशानकरुणामृतदुःखार्तकुत्सितान् ॥
अमङ्गल्यांश्च न लिखेत्कदाचिदपि वेश्मसु ।
निधिशृङ्गान्नृपान् राजन्निधिहस्तान्मतांगजान् ॥

—વિષ્ણુધર્મોત્તર, તૃતીય ખંડ, અધ્યાય ૪૩, શ્લોક ૧-૧૫

रसानामस्य (?थ) वक्ष्यामो दृष्टीनां (चेह ?) लक्षणम् ।
तदायत्ता यतश्चित्रे भावव्यक्तिः प्रजायते ॥
शृङ्गारहास्यकरुणारौद्रप्रेयोभयानकाः ।
वीर (प्रत्यक्षासो ?) च बीभत्साद्भुतस्तथा ॥
इत्येते चित्रसंयोगे रसाः प्रोक्ताः सलक्षणाः ।
मानुषाणि पुरस्कृत्य सर्वसत्वेषु योजयेत् ॥

—સમરાંગણ સૂત્રધાર, અધ્યાય ૮૨, શ્લોક ૧-૩

વળી કેટલાક ગ્રન્થોમાં એવું વિધાન છે કે નગ્ન આકૃતિઓ ગૃહસ્થોનાં ઘરમાં ન બનાવવી. આ ઉપરથી પર્યાયે એવું ફલિત થાય છે કે દેવમન્દિરોમાં તે બનાવવાનું વિહિત હતું. જુઓ—

× × ×

संग्रामं मरणं दुःखं देवासुरकथास्वपि ॥
**नग्नं तपस्विलीलां च न कुर्यान्मानुषालये ।**
भित्यादौ तत्र लेख्यं स्याच्चित्रं चित्रतराकृतिः ॥

—શિલ્પરત્ન, અધ્યાય ૪૬, શ્લોક ૯-૧૦

**गृहे न** रामायणभारताहवं
चित्रं कृपाणाहवमिन्द्रजालकम् ।
शिलोच्चयारण्यमयं सदासुरं
भीष्मं कृताक्रन्दनरं त्वनम्बरम् ॥
वराहशार्दूलशिवाप्रदाकवो
गृध्राभिधोलूककपोतवायसाः ।
सश्येनगोधादिवकादिपत्रिणो
विचित्रिता नो शरणे शुभावहाः ॥

—વાસ્તુરત્નાકર, ગૃહોપકરણપ્રકરણ, શ્લોક ૭૭-૭૮

## ઐતિહાસિક દૃષ્ટિબિન્દુની આવશ્યકતા

આ પ્રમાણે આપણે જોયું કે ભોગાસનોનાં શિલ્પો શાસ્ત્રવિહિત છે. અગાઉ દર્શાવ્યું છે તેમ, મન્દિરનાં શિલ્પમાં સમગ્ર લોકલીલા નિરૂપવાનો પ્રાચીનોનો ઉદ્દેશ હતો. જીવનની વિવિધ પ્રવૃત્તિઓનું આલેખન એ શિલ્પમાં કરીને ગર્ભદ્વારમાં વિરાજેલા દેવને સમર્પવામાં

દેવમન્દિરોમાં ભોગાસનોનાં શિલ્પો યોજવામાં કયી ભાવના કામ કરી રહી હતી, એ તો તે અચ્છી રીતે બતાવી જાય છે.

## શૃંગારાદિ નવ રસ અને દેવમન્દિરોનાં શિલ્પ

શૃંગારહાસ્યાદિ નવરસોમાં પણ લોકપ્રવૃત્તિ મૂર્તિમંત થાય છે. એટલે શિલ્પના ગ્રન્થોમાં નવરસના નિરૂપણને પણ સ્થાન આપવામાં આવેલું છે અને કયા રસોનું આલેખન કયાં કરવું એ વિષે નિયમો રચેલા છે. એમાં દેવમન્દિરોમાં સર્વે રસોનું આલેખન કરવું એમ બતાવેલું છે, એ ઉપરથી સમસ્ત લોકલીલાને દેવમન્દિરોમાં આલેખવાની ભાવના કામ કરી રહી હતી, એમ આ લેખમાં અગાઉ જણાવેલું છે, તે કથનને પુષ્ટિ મળે છે.[17] જુઓ—

मार्कण्डेय उवाच ।
शृङ्गारहास्यकरुणवीररौद्रभयानकाः ।
बीभत्साद्भुतशान्ताश्च नव चित्ररसाः स्मृताः ॥
तत्र यत्कान्तिलावण्यलेखामाधुर्यसुन्दरम् ।
विदग्धवेशाभरणं शृङ्गारे तु रसे भवेत् ॥

× × ×

शृङ्गारहास्यशान्त्याख्या लेखनीया गृहेषु ते ॥
परशेषा न कर्तव्याः कदाचिदपि कस्यचित् ।
**देववेश्मनि कर्तव्याः रसाः सर्वे नृपालये ॥**

---

૧૭. અહીં એક અનુવાદાત્મક મુદ્દો નોંધવાનું મન થાય છેઃ પ્રાચીન કાળનાં મંદિરો એ અત્યારની જેમ રૂઢિજડ ધાર્મિક સ્થાનો નહોતાં. સમસ્ત લોકસમાજની વિવિધ પ્રવૃત્તિઓનાં મહત્ત્વનાં–અને કદાચ એકલાં જ–એવાં એ કેન્દ્રસ્થાનો હતાં. ઇતિહાસના આરંભકાળમાં નજર કરીએ તો પુસ્તકાલય, અજાયબઘર અને દવાખાનું એ ત્રણેનું કામ કરવાને મથન કરતાં મંદિરો નજરે પડશે. પરન્તુ ઇતિહાસ ઠરીને ઠામ થયો ત્યાર પછીયે મંદિરોનું લોકજીવનમાં જેવું તેવું સ્થાન નહોતું. દોડધામવિહોણા એ યુગમાં મંદિર આનંદવિનોદની મુખ્ય જગા હતી. ત્યાં ગર્ભદ્વારમાં વિરાજેલા દેવને પ્રસન્ન કરવાને બહાને દેવદાસીઓ અને નર્તિકાઓ ભક્તસમૂહને રિઝવતી, મંદિરમાં નાટક ભજવાતાં અને ભવાઇઓ થતી, મેળા ભરાતા અને યાત્રામહોત્સવો ઉજવાતા, દેવદેવીઓની વર્ષગાંઠ એક પ્રકારની પર્વણી બની રહેતી, નવપરિણીતોને દેવની અમીદષ્ટિ યાચવા જવું પડતું. દેવમન્દિર એ પ્રેમીઓનું સંકેતસ્થાન પણ હતું. કેટલાયે તારામૈત્રકો ત્યાં રચાયાં હશે એવું અનુમાન કરવાને પ્રાચીન સાહિત્ય આપણને પ્રેરે છે. માત્ર આટલું જ નહિ, શાસ્ત્રચર્ચાઓ પણ, રાજદરબારોની જેમ, મન્દિરોમાં થતી, યજ્ઞયાગાદિ, હરિકીર્તન અને પૂજાઓ આમવર્ગને આકર્ષતાં, દેશપરદેશના સમાચારો ત્યાંથી બધે ફેલાતા, દક્ષિણ હિન્દમાં તો મોટાં બજારો પણ મન્દિરના પટાંગણમાં જ હોય છે, અને સ્થળેસ્થળે નજરે પડતી પુષ્કરિણીઓ અને ગરુડસ્તંભો ભાવિકોના સંતાપ હરે છે. આમ સમસ્ત લોકલીલાના–શૃંગારાદિ નવે રસોના આલેખન માટે પ્રાચીન કાળનું મન્દિર એ સૌથી સમુચિત સ્થાન હતું. અને એ આલેખન સામાન્ય રીતે એટલું આહ્લાદક હોય છે કે એકાદ જૂના મન્દિરનું વેરાન વચ્ચે ઉભેલું ખંડેર પણ તેની વિવિધપ્રવૃત્તિ-ગૂંથી શિલ્પસમૃદ્ધિદ્વારા એકલતા અને અવસાદના–એ સ્થળે લગભગ અનિવાર્ય ગણાય એવા–અનુભવમાંથી આપણને ઉગારી લે છે. પ્રાચીન કાળના મન્દિરમાંની લાક્ષણિક પ્રવૃત્તિઓની કવિત્વમય ઝાંખી કરવા ઈચ્છનારે આચાર્ય હેમચંદ્રના શિષ્ય રામચન્દ્રનું 'કુમારવિહારપ્રશસ્તિ' કાવ્ય વાંચવા જેવું છે.

# ગૌર્જર અને નાગર અપભ્રંશ

લે. શ્રી. કેશવરામ કા. શાસ્ત્રી

સરસ્વતીકંઠાભરણકાર ભોજદેવના શબ્દમાં આપણને એક નીચેની સુપ્રસિદ્ધ પંક્તિ પ્રાપ્ત થાય છે:

अपभ्रंशेन तुष्यन्ति स्वेन नान्येन गुर्जराः ॥[1]

"ગુર્જર લોકો પોતાના અપભ્રંશથી પ્રસન્ન રહે છે; બીજા અપભ્રંશથી નહિ."

૧૧ મી સદીનો ભોજદેવ આ પ્રમાણે ગુર્જરોના પોતાના અપભ્રંશની વાત કરી, આપણી સમક્ષ તે સમયના એક અપભ્રંશપ્રકારને રજૂ કરવાનો પ્રયત્ન કરતો હોય તેમ નથી લાગતું?

પણ આ બધી ઉપાધિ શા માટે જોઇયે? ૧૫ મી કે ૧૭ મી સદીનો માર્કંડેય આવી માથાકૂટમાં પડવા નિષેધ કરે છે. તે જણાવે છે કે—

नागरो व्राचडश्चोपनागरश्चेति ते त्रयः।
अपभ्रंशाः परे सूक्ष्मभेदत्वान्न पृथङ्मताः ॥[2]

"આમ નાગર, વ્રાચડ અને ઉપનાગર, એ ત્રણ અપભ્રંશ-પ્રકાર પ્રધાન છે. બાકીના અપભ્રંશોમાં તો સૂક્ષ્મ ભેદ જ મળે છે, એટલે એને જુદા ગણવાની કોઈ આવશ્યકતા નથી રહેતી."

માર્કંડેય આમ પ્રધાન ત્રણ અપભ્રંશોને સ્વીકારી, બીજાઓને તેની અંદર સમાવી લે છે. એ બીજા અંદર સમાવવા જેવા થઇ બધા કેટલા છે, એ તેણે પ્રસ્તાવનામાં આપ્યું છે; એ શ્લોકો ન ઉતારતાં એ અપભ્રંશો જ અત્ર ગણાવું છું:

૧. વ્રાચડ, ૨. લાટ, ૩. વૈદર્ભ, ૪. ઉપનાગર, ૫. **નાગર**, ૬. બાર્બર, ૭. આવન્ત્ય, ૮. પાંચાલ, ૯. ટાક્ક, ૧૦. માલવ, ૧૧. કૈકય, ૧૨. ગૌડ, ૧૩. આઢ્ર, ૧૪. વૈવ, ૧૫. પાશ્ચાત્ત્ય, ૧૬. પાંડ્ય, ૧૭. કૌન્તલ, ૧૮. સૈંહલ, ૧૯. કાલિંગ્ય, ૨૦. પ્રાચ્ય, ૨૧. કાર્ણાટ, ૨૨. કાંચ્ય, ૨૩. દ્રાવિડ, ૨૪. **ગૌર્જર**, ૨૫. આભીર, ૨૬. મધ્યદેશીય, અને ૨૭. વૈતાલ.[3]

આ ૨૭ ભેદો છે. આ બધાય "सूक्ष्मभेदव्यवस्थिताः" છે. આ ૨૭ ભેદમાંથી પ્રધાન ભેદ ગાળી કાઢી, માર્કંડેયે નાગર, ઉપનાગર અને વ્રાચડ એ ત્રણ અપભ્રંશોનું વ્યાકરણ પોતાના "પ્રાકૃતસર્વસ્વ" નામક વ્યાકરણમાં પ્રધાનતયા બાંધ્યું છે. એને મતે એ ત્રણે ભેદો નીચે મુજબ છે:

**નાગરઃ नागरं तु महाराष्ट्रीशौरसेन्योः प्रतिष्ठितम्।**[4]

આ નાગરના વિષયમાં ત્યાં તેણે જણાવ્યું છે કે, अथापभ्रंशभाषासु मूलत्वेन

---

૧ સરસ્વતીકંઠાભરણ, (નિ. સા. આવૃત્તિ) પૃ. ૧૪૨

૨ પ્રાકૃતસર્વસ્વ (વિઝાગાપટ્ટમ્ આવૃત્તિ), પૃ. ૩

૩ એજન, પૃ. ૨

૪ એજન, પૃ. ૧૧૨

આવેલું હોય છે. જીવનની પ્રત્યેક પ્રવૃત્તિમાં એક યા બીજી રીતે પરમાત્માની ઇચ્છા વા શક્તિ કાર્ય કરી રહેલી હોય છે; એટલે શિલ્પમાં જીવનના કોઈ એક પાસાનું આલેખન કરવાનું બાકી રાખવું તે સર્વસંચાલક પરમાત્માની શક્તિનો અંશતઃ અસ્વીકાર કરવા બરાબર ગણાય. આથી જ હિન્દી શિલ્પકલા દેવમન્દિરોમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ પુરુષાર્થોનું નિરૂપણ કરવા છતાં, એમાંના પ્રત્યેકના નિરૂપણને ગૌણતા અર્પીને, તે દ્વારા વિશ્વની વિવિધતામાં એકતાનું દર્શન કરાવે છે તથા હિન્દીકલાનું મૂળભૂત ગુરુસૂત્ર કયું છે, તે પ્રત્યક્ષ કરી બતાવે છે. આજે જે શિલ્પોને બદલાયેલી રસવૃત્તિ કે ઔચિત્યભાવનાને કારણે હીન અને અધમ માનવામાં આવે છે તે એક કાળે તો ભારતીય સંસ્કૃતિના અંતિમ આદર્શ સાથે સુસંગત એવી એક જીવનદૃષ્ટિમાંથી ઉદ્ભવેલાં હતાં. એના ઉદ્ભવનાં કારણો કોઈ ઉટંગ વહેમોમાં શોધવાની જરૂર નથી તેમ જે કાળમાં એ શિલ્પો બન્યાં તે કાળ ઉપર નૈતિક શિથિલતાનો આરોપ મૂકવાની પણ આવશ્યકતા નથી, કેમકે એનું મૂળ શુદ્ધ આર્ય જીવનદૃષ્ટિમાં છે. અલબત, આજે એ પ્રકારનાં શિલ્પો ઘણાકને આપણી કલા ઉપર ચોંટેલા એક કલંક સમાં લાગે છે એમાં કંઈ આશ્ચર્ય નથી. પરન્તુ એ સજ્જનોએ આ વસ્તુનું જરા સાપેક્ષ દૃષ્ટિએ અવલોકન કરવું જોઇએ. હા, આ પ્રકારનાં શિલ્પો આજે કોઈ બનાવે તો તેને એક મોટું અનિષ્ટ જ લેખવું જોઇએ, પણ ભૂતકાળના જુદા વાતાવરણમાં એ જો બન્યાં છે તો પૂર્વગ્રહરહિત દૃષ્ટિએ એનું ખરૂં અર્થદર્શન કરવું અને કરાવવું એ પ્રત્યેક પુરાવિદ અને કલારસિકની ફરજ છે. કલાની અને રસિકતાની ભાવનાઓ યુગેયુગે બદલાતી આવી છે અને તેમાંયે પાશ્ચાત્ય સંપર્કને કારણે છેલ્લા થોડાક દસકાઓમાં આપણી રસવૃત્તિમાં જબ્બર ફેરફારો થયા છે, એ કોઇએ પણ સ્વીકારવું જ પડશે. અને છતાંયે પ્રાચીન વસ્તુઓને પણ આપણે અર્વાચીન કાટલાંથી તોળવાને તૈયાર થઈશું તો પરિણામે કલાના વિવેચનને નામે એક પ્રકારની સંકરતા જ ઊભી થશે. એક જ ઉદાહરણ તરીકે, કવિકુલગુરુ કાલિદાસનાં કેટલાંક પદ્યોને ગૂજરાતી ગદ્યમાં ઉતારતાં સંસ્કૃત સાહિત્યના ગમે તેવા પ્રેમીને પણ સંકોચ થશે અને સંસ્કૃતમાં શિષ્ટમાન્ય એવાં બીજાં અનેક કાવ્યોને ગૂજરાતી ગદ્યમાં તો શું, પદ્યમાં ઉતારતાંયે વિચાર થઈ પડશે, તેથી એ કૃતિઓને આપણે અધમ ગણીશું ખરા ? વસ્તુતઃ નહીં જ. પ્રાચીન શિલ્પકલાનું ઐતિહાસિક અવલોકન પણ આમ સાપેક્ષ દૃષ્ટિએ જ થવું જોઇએ. ભોગાસનોનાં શિલ્પો હિન્દના સર્વ પ્રાન્તોમાં અને સર્વ ધર્મોનાં મન્દિરોમાં મળે છે, એટલે ઉટંગ કલ્પનાઓ સાથે તેનો ઉદ્ભવ ભેળવી દેવાથી નહીં ચાલે. સમગ્ર શિલ્પકલાની સાથે તેનો ઉદ્ભવ પણ આર્ય જીવનદૃષ્ટિમાં ખોળવો જોઇએ; નૈતિક શિથિલતાના આક્ષેપનો વગર જોયે સ્વીકાર કરી લેવો એ તો સારીયે આર્ય સંસ્કૃતિની હીનતાનો સ્વીકાર કરવા બરાબર છે. આથી જ, આ વિષયનો ઐતિહાસિક દૃષ્ટિબિન્દુએ સાંગોપાંગ વિચાર કરવાનું વીનવતાં 'નાગરસર્વસ્વમ્'ના કર્તાના શબ્દોમાં જ હું કહીશ કે बुधैर्विभाव्या न कुदृष्टिरस्मिन् ।*

* આ લેખ તૈયાર કરવામાં કીમતી સહાય આપવા બદલ શ્રી. રસિકલાલ છોટાલાલ પરિખ, શ્રી. મણિલાલ મૂળચંદ મિસ્ત્રી, શ્રી. કનૈયાલાલ દવે તથા શ્રી. પીતાંબરદાસ ગૂર્જર એ સ્નેહીઓનો હું આભાર માનું છું.

# ગૌર્જર અને નાગર અપભ્રંશ

લે. શ્રી. કેશવરામ કા. શાસ્ત્રી

સરસ્વતીકંઠાભરણકાર ભોજદેવના શબ્દમાં આપણને એક નીચેની સુપ્રસિદ્ધ પંક્તિ પ્રાપ્ત થાય છેઃ

अपभ्रंशेन तुष्यन्ति स्वेन नान्येन गुर्जराः ॥[1]

" ગુર્જર લોકો પોતાના અપભ્રંશથી પ્રસન્ન રહે છે; બીજા અપભ્રંશથી નહિ."

૧૧ મી સદીનો ભોજદેવ આ પ્રમાણે ગુર્જરોના પોતાના અપભ્રંશની વાત કરી, આપણી સમક્ષ તે સમયના એક અપભ્રંશપ્રકારને રજૂ કરવાનો પ્રયત્ન કરતો હોય તેમ નથી લાગતું?

પણ આ બધી ઉપાધિ શા માટે જોઇયે? ૧૫ મી કે ૧૭ મી સદીનો માર્કંડેય આવી માથાકૂટમાં પડવા નિષેધ કરે છે. તે જણાવે છે કે—

नागरो व्राचडश्चोपनागरश्चेति ते त्रयः ।
अपभ्रंशाः परे सूक्ष्मभेदत्वान्न पृथङ्मताः ॥[2]

" આમ નાગર, વ્રાચડ અને ઉપનાગર, એ ત્રણ અપભ્રંશ-પ્રકાર પ્રધાન છે. બાકીના અપભ્રંશોમાં તો સૂક્ષ્મ ભેદ જ મળે છે, એટલે એને જુદા ગણવાની કોઈ આવશ્યકતા નથી રહેતી."

માર્કંડેય આમ પ્રધાન ત્રણ અપભ્રંશોને સ્વીકારી, બીજાઓને તેની અંદર સમાવી લે છે. એ બીજા અંદર સમાવવા જેવા થઇ બધા કેટલા છે, એ તેણે પ્રસ્તાવનામાં આપ્યું છે; એ શ્લોકો ન ઉતારતાં એ અપભ્રંશો જ અત્ર ગણાવું છું:

૧. વ્રાચડ, ૨. લાટ, ૩. વૈદર્ભ, ૪. ઉપનાગર, ૫. **નાગર**, ૬. બાર્બર, ૭. આવન્ત્ય, ૮. પાંચાલ, ૯. ટાક્ક, ૧૦. માલવ, ૧૧. કૈકય, ૧૨. ગૌડ, ૧૩. આૈઢ્ર, ૧૪. વૈવ, ૧૫. પાશ્ચાત્ત્ય, ૧૬. પાંડ્ય, ૧૭. કૌન્તલ, ૧૮. સૈંહલ, ૧૯. કાલિંગ્ય, ૨૦. પ્રાચ્ય, ૨૧. કાર્ણાટ, ૨૨. કાંચ્ય, ૨૩. દ્રાવિડ, ૨૪. **ગૌર્જર**, ૨૫. આભીર, ૨૬. મધ્યદેશીય, અને ૨૭. વૈતાલ.[3]

આ ૨૭ ભેદો છે. આ બધાય " सूक्ष्मभेदव्यवस्थिताः " છે. આ ૨૭ ભેદમાંથી પ્રધાન ભેદ ગાળી કાઢી, માર્કંડેયે નાગર, ઉપનાગર અને વ્રાચડ એ ત્રણ અપભ્રંશોનું વ્યાકરણ પોતાના " પ્રાકૃતસર્વસ્વ " નામક વ્યાકરણમાં પ્રધાનતયા બાંધ્યું છે. એને મતે એ ત્રણે ભેદો નીચે મુજબ છેઃ

**નાગરઃ नागरं तु महाराष्ट्रीशौरसेन्योः प्रतिष्ठितम् ।**[4]

આ નાગરના વિષયમાં ત્યાં તેણે જણાવ્યું છે કે, अथापभ्रंशभाषासु मूलत्वेन

---

૧ સરસ્વતીકંઠાભરણ, ( નિ. સા. આવૃત્તિ ) પૃ. ૧૪૨

૨ પ્રાકૃતસર્વસ્વ ( વિઝાગાપટ્ટમ્ આવૃત્તિ ), પૃ. ૩

૩ એજન, પૃ. ૨

૪ એજન, પૃ. ૧૧૨

प्रथमं नागरमाह–આમ બધા અપભ્રંશોનું મૂળ રૂપ "નાગર" હોવાથી તે અપભ્રંશ પ્રથમ કહેવામાં આવ્યો છે. ઉપરના સૂત્રમાં "મહારાષ્ટ્રી પ્રાકૃત" અને "શૌરસેની" માંથી "નાગર અપભ્રંશ" નીકળવાનું તે સ્વીકારે છે.

**વ્રાચડઃ व्राचडो नागरात्सिध्येत्।** सिन्धुदेशोद्भवो **व्राचडो**ऽपभ्रंशः। अस्य च यत्र विशेषलक्षणं नास्ति तन्नागराद् ज्ञेयम्॥[5]

"નાગર અપભ્રંશ"માંથી "વ્રાચડ" સિદ્ધ થાય છે. આ સિંધ દેશમાં ઉત્પન્ન થયેલો છે, "વ્રાચડ"ની વિશેષતા બાદ કરતાં બાકીનું "નાગર"માંથી જાણી લેવું.

**ઉપનાગરઃ अनयोर्यत्र साङ्कर्यं तद्दिष्टमुपनागरम्।**[6]

"નાગર" અને "વ્રાચડ"નું જે ભાષામાં સાંકર્ય છે, તે "ઉપનાગર" છે.

બીજા અપભ્રંશોનો આ ત્રણેમાં અંતર્ભાવ તેને ઇષ્ટ છે. अन्येषामपभ्रंशानामेष्वेवान्तर्भावः। तथा हि तत्रैव॥ એ કહી માર્કંડેયે બીજા ભેદોની વિશિષ્ટ લાક્ષણિકતા નિર્દેશતાં જે કહ્યું છે, તે વિસ્તારભયે ગુજરાતીમાં જ અત્ર આપું છું:

**ટાક્ક**: ટક્કભાષા, નાગર અપભ્રંશ અને ઉપનાગરમાંથી;
**માલવી** : જેમાં તુ ખૂબ આવતો હોય તે;
**પાંચાલી** : જેમાં वा અને डी ખૂબ આવે તે;
**વૈદર્ભી** : જેમાં उल्ल આવ્યાં કરે તે;
**લાટી** : જેમાં સંબોધનો જ આવ્યા કરે તે;
**ઔઢ્રી** : જેમાં ઈકાર અને ઊકાર આવ્યા કરે તે;
**કૈકયી** : જેમાં વીપ્સા નિર્દિષ્ટ હોય તે;
**ગૌડી** : જેમાં ખૂબ સમાસાંત પદો યોજાયાં હોય તે;
**કૌન્તલી** : જેમાં ઢકાર ખૂબ આવ્યા કરે તે;
**પાંડ્યા** : જેમાં ખૂબ एकार આવ્યા કરે તે;
**સૈંહિલી** : "युक्ताढ्या"(?) (લક્ષણ સમઝાતું નથી);
**કાલિંગી** : જેમાં हिं જોડાયેલો હોય તે;
**પ્રાચ્યા** : પ્રાચ્યદેશની ભાષાના પ્રયોગો જેમાં બહુ છે તે;
**આભિરી** : जट्ट(भट्ट) વગેરે જેમાં ખૂબ આવ્યા કરે તે;
**કાર્ણાટી** : જેમાં વર્ણોનો વિપર્યય થયા કરે તે;
**મધ્યદેશીયા** : મધ્યદેશની ભાષાના પ્રયોગો જેમાં ખૂબ છે તે;
**ગૌર્જરી** : સંસ્કૃત ભાષાના પ્રયોગોથી ભરપૂર;
(ટાક્ક ભાષાના સંસ્કારો પણ તેમાં આવે છે.)
**પાશ્ચાત્યા** : જેમાં ર, ત(લ), અને હનો વ્યત્યય છે તે;
**દ્રાવિડી** : જેમાં રકારનો વ્યત્યય છે તે;
**વૈતાલિકી** : જેમાં ઢકાર બહુ આવે છે તે;
**કાંચી** : જેમાં ए અને ओ ખૂબ આવ્યા કરે છે તે.

---

૫ એજન, પૃ. ૧૨૧ ૬ એજન, પૃ. ૧૨૨

માર્કંડેયે લક્ષણો આપીને તો કમાલ જ કરી નાંખેલ છે. આવો જ સૂક્ષ્મભેદ હોય તો ખરેખર જુદાં નામો આપવાની જરૂર જ રહેતી નથી. પણ એથી આગળ વધી આપણે આ. હેમચંદ્રનું વ્યાકરણ જોઈયે તો આ બધાં નામો આપવાની પણ કાંઈ જરૂર ન હોય; કેમકે એમણે "અપભ્રંશ" સિવાય બીજું કોઈ નામ જ ઇષ્ટ માન્યું નથી; જેવું કે તેણે પ્રધાન પ્રાકૃતને માટે પણ જુદું નામ ઇષ્ટ માન્યું નથી. આમ હોય તો એક જ તડાકે નિર્ણય આપવાનું સરલ થઇ પડે કે "મહારાષ્ટ્રી પ્રાકૃત"નું નામ આ. હેમચંદ્રે નહિ આપ્યું હોવાથી એ નામધારી કદી કોઈ પ્રાકૃત હતું જ નહિ; તે જ રીતે "અપભ્રંશ"નું વિશિષ્ટ નામ આ. હેમચંદ્રે નહિ આપ્યું હોવાથી "ગૌર્જર" કે "નાગર" કે "ઉપનાગર" કે "વ્રાચડ" કે "ટાક્ક" એ વગેરે નામો ધરાવતા અપભ્રંશો કદી કોઈ હતા જ નહિ. પરંતુ એમ નથી જ, એ આજે તદ્દન સર્વસ્વીકૃત વાત છે. તે જ રીતે "અપભ્રંશ"ના તેને દેશ પરત્વે સ્વીકારાયેલા મૂર્તિભેદના અસ્તિત્વના વિષયમાં પણ કોઈથી કાંઈ શંકા ઉઠાવી શકાય તેમ નથી. અને ખુદ આ. હેમચંદ્રને પણ તેવો કોઈ વિશિષ્ટ અપભ્રંશ "મહારાષ્ટ્રી પ્રાકૃત"ની જેમ જ હૃદયમાં ઇષ્ટ હશે, તેમ સ્વીકારવામાં હૃદયને સંકોચ નથી અનુભવવો પડતો. માત્ર એ અપભ્રંશ કયો હશે, એ જ નિર્ણીત કરવાનું તેના સમર્થકોને શિર રહે છે.

આપણે ઉપર જોયું છે કે ભોજદેવે "ગૌર્જર અપભ્રંશ" જરૂર ઇચ્છ્યો છે. બેશક જે પ્રસંગમાં આ વિધાન ભોજદેવે કર્યું છે, તે તેનાથી કાંઈક ટકોર પડતું થઈ ગયું છે, એ આખો પ્રસંગ અહીં આપવાથી સમઝી શકાશે:

> नात्यन्तं संस्कृतेनैव नात्यन्तं देशभाषया ।
> कथागोष्ठीषु कथयँल्लोके बहुमतो भवेत् ॥
> शृण्वन्ति लटभं लाटाः प्राकृतं संस्कृतद्विषः ।
> अपभ्रंशेन तुष्यन्ति स्वेन नान्येन गुर्जराः ॥

ભોજદેવ એમ કહેવા ચાહે છે કે પ્રસંગ પડતે બધી ભાષાનો પ્રયોગ કરવો. છતાં લાટવાસીઓ એવા છે કે એઓને સંસ્કૃત દીઠું ગમતું નથી; તેઓને તો સુંદર પ્રાકૃત જ ગમે છે; જ્યારે ગુર્જરદેશવાસીઓ એવા છે કે પોતાનો જ અપભ્રંશ પસંદ કરે છે; તેઓને સંસ્કૃત વગેરેનું તો ઠીક પણ બીજા અપભ્રંશનું યે મોં ગમતું નથી.

આ ગુર્જરદેશવાસીઓ કોણ અને તેઓનો અપભ્રંશ કયો? એ "ગૌર્જર" ન હોય તો બીજો કયો હોઈ શકે?

ભાષા અને વિભાષા ગણાવતાં માર્કંડેયે એક "ટાક્કી" નામક વિભાષા ગણાવી છે; જેમાંથી "ટાક્ક" અપભ્રંશ નીકળી આવવાનું માર્કંડેયના ઉપર આવતા એક વિધાનના અનુવાદમાં આપણે જોયું છે. માર્કંડેયે એનું પ્રસંગપ્રાપ્ત વ્યાકરણ આપ્યું છે.[૭] તે જણાવે છે કે—

> **टाक्की** स्यात्संस्कृतं शौरसेनी चान्योन्यमिश्रिते ।

શૌરસેની અને સંસ્કૃત ભાષાનું પરસ્પર મિશ્રણ થતાં **ટાક્કી** વિભાષા થાય છે. પણ માર્કંડેય આગળ ચાલતાં જણાવે છે કે—

> हरिश्चन्द्रस्त्विमां भाषामपभ्रंश इतीच्छति ।

---

૭ પ્રાકૃતસર્વસ્વ, પૃ. ૧૧૦-૧૧

હરિશ્ચંદ્ર (?) નામનો કોઈ વૈયાકરણ આ "ટાક્કી" વિભાષાને "અપભ્રંશ" કહે છે. આ હરિશ્ચંદ્ર કોણ હશે વારુ ? એ કોણ હશે એ નક્કી કરિયે તે પૂર્વે મને લાગે છે કે ટાક્કી–પ્રક્રિયા માર્કંડેયે જે આપી છે, તે જરા જોઈ જઇયે તો ઠીક થઈ પડશે:

૧. **उत्स्यात्पदान्ते बहुलम्**–પદને અંતે ઉકાર થાય; જેમકે—"राउ असमसमरैकमल्लु मअणमणोहरदेहसोहु सकलशस्त्रास्त्रविद्याप्रवीणु". વગેરે. મૂળમાં "બહુલ" કહ્યું છે એટલે ઉકાર વિનાનાં રૂપ પણ થાય: भणइ, वाणि, कविराअ.

૨. **ए च टः** । તૃતીયા વિભક્તિના એકવચનમાં ए પ્રત્યય થાય: खग्गे पहरसि અને વિકલ્પ હોવાથી खग्गेण पहरसि ।

૩. **हं हुमौ भ्यसः** । પંચમી વિભક્તિના બહુવચનમાં हं અને हुं એ બેઉ પ્રત્યય થાય: रुक्खहं पडिदु, घरहुं चलिदु; વિકલ્પ હોવાથી रुक्खाहितो, घरेसुंतो ।

૪. **आमो वा** । ષષ્ઠી બહુવચનમાં हं અને हु વિકલ્પે થાય: बम्हणहं धणु । बम्हणहुं । बम्हणाणं ।

૫. **हं किमादेः स्यात्प्राग्दीर्घश्च विधीयते** । किम् વગેરે સર્વનામોને ષષ્ઠી બહુવચનમાં हं થાય: काहं, जाहं, ताहं, एदाहं, इमाहं; વિકલ્પ હોવાથી काणं, जाणं વગેરે પણ થાય.

૬. **त्वमित्यर्थे तुज्झ भवेत्** । त्वम्‌ના અર્થમાં तुज्झ થાય: तुज्झ सर्वविद्याप्रवीणु ।

૭. **अहमर्थेऽम्मिहुंममाः** । अहम्‌ના અર્થમાં अम्मि, हुं અને मम થાય: अम्मि पण्डिदु, એ પ્રમાણે हुं કે मम पण्डिदु ।

૮. **ममेत्यर्थे महुं च स्यात्** । मम એ અર્થમાં महुं થાય: महु घरु सुन्दरु વગેરે. વિકલ્પે मम પણ ખરું.

૯. **यथा जिध, तथा तिध** । यथाનું जिध અને तथाનું तिध થાય; जिध भणसि કે जहा भणसि; तिध કે तहा ॥[૮]

ટાક્કીનાં આ લક્ષણોમાં અને ઉદાહરણોમાં શૌરસેનીનાં લક્ષણો દેખાય છે. त નો द, थ નો ध એ બંને શૌરસેનીના વૈકલ્પિક ફેરફારો આમાં પણ વિકલ્પે છે. ઉપર ટાક્કીનાં વિશિષ્ટ લક્ષણોમાંનાં तुज्झ, अम्मि, हुं, मम એ સિવાયનાં બધાં જ આ. હેમચંદ્રના અપભ્રંશમાં એના એ સ્વરૂપમાં, અથવા हं, हुं[૯] ના વિષયમાં સંકોચ કે વિકાસ, એટલા જ ભેદે એક સરખાં છે. જો આમ હોય તો હરિશ્ચન્દ્રે (?) આને અપભ્રંશ કહ્યો છે, એ ગેરવ્યાજબી નહિ જ ગણાય. અને આમ જ હોવાથી માર્કંડેય જે "હરિશ્ચંદ્ર" નામ આપે છે, તેને બદલે મૂળમાં ત્યાં "હેમચંદ્ર" નામ હોવું જોઈયે, એમ મને લાગે છે.

ટાક્કીમાં સંસ્કૃત તત્સમ શબ્દો વિપુલ પ્રમાણમાં પ્રયોજાયેલ છે. એ ઉપરથી માર્કંડેય જે "ટાક્ક" અપભ્રંશ ઊતરી આવ્યો ગણે છે; તેમાં પણ સંસ્કૃત શબ્દોની વિપુલતા તેને ઇષ્ટ છે, તે ઉપર એક સ્થળે જોયું છે. તેના મૂળ શબ્દો આ છે:

---

૮ પ્રાકૃતસર્વસ્વ, પૃ. ૧૧૦–૧૧

૯ भ्यसो हुं । હૈ. ૮–૪–૩૩૭. પંચમી બહુવચનમાં અકારાંત નામોને हुं પ્રત્યય થાય, અને आमो हं । હૈ. ૮–૪–૩૩૯. ષષ્ઠી બહુવચનમાં અકારાંતને हं થાય, પણ हुं चेदुदस्याम् । હૈ.૮–૪–૩૪૦. इ–ઉકારાંત નામોને ષષ્ઠી બહુવચનમાં हुं થાય. અને ङसि–भ्यस्–ङीनां हे–हुं हयः । હૈ. ૮–૪–૩૪૧. એ પ્રમાણે इ–ઉકારાંતને પંચમી બહુવચનમાં हुं પણ થાય. काहं વગેરે આ. હેમચંદ્રમાં નથી.



સર લલ્લુભાઈ શામળદાસ

ટ્રસ્ટી : સને ૧૯૦૩ થી ૧૯૩૫

વ્યવસ્થાપક મંડળના સભ્ય : સને ૧૯૦૩ થી ૧૯૧૯

संस्कृताढचा च गौर्जरी । चकारात् पूर्वोक्तटक्कभाषाग्रहणम् । એટલે કે ગૌર્જર અપભ્રંશ સંસ્કૃત ભાષાથી ભરપૂર છે; તેમ ટક્ક ભાષાથી પણ ભરપૂર છે. ટક્ક ભાષા એટલે ઉપર બતાવ્યું તેમ સંસ્કૃત અને શૌરસેનીનું મિશ્રણ.

હવે આપણે ' નાગર " અપભ્રંશ તપાસિયે: એક લક્ષણ ઉપર આપ્યું તેમ મહારાષ્ટ્રી-શૌરસેનીમાં તે પ્રતિષ્ઠિત છે. આ અપભ્રંશ પ્રધાન ( standard ) અપભ્રંશ તરીકે માર્કંડેયને સ્વીકાર્ય છે. " નાગર " અપભ્રંશની પ્રક્રિયા એણે વિસ્તારથી આપી છે.

અત્યારે લગભગ એ સામાન્ય મંતવ્ય થઈ પડ્યું છે કે આ. હેમચંદ્રનો અપભ્રંશ એ " નાગર " અપભ્રંશ છે. ડૉ. જેકોબી, પીશલ, સર જ્યોર્જ ગ્રિઅર્સન, ડૉ. સુનીતિકુમાર ચેટરજી, ડૉ. ગુણે વગેરે આ. હેમચંદ્રના અપભ્રંશને " શૌરસેન " અપભ્રંશ કહેવા લલચાય છે, તે માર્કંડેયે આપેલા " નાગર " અપભ્રંશના લક્ષણને કારણે છે. આ. હેમચંદ્રનું એક એવું વિધાન મળે છે કે प्रायोग्रहणाद्यस्यापभ्रंशे विशेषो वक्ष्यते तस्यापि क्वचित्प्राकृतवत् शौरसेनी-वच्च कार्यं भवति ॥ ( હૈ. ૮–૪–૩૩૦ ની વૃત્તિમાં. ) એટલે કે અપભ્રંશમાં જે કાંઈ વિશેષતા તેની હોય, તેને સ્થળે પણ પ્રાકૃત અને શૌરસેની જેવું કાર્ય વિકલ્પે થાય. અને આપણે જોઈયે છિયે કે ખુદ આ. હેમચંદ્રે આપેલાં ઉદાહરણોમા અને લક્ષણોમાં નીચેના શૌરસેની જેવા પ્રયોગો વિકલ્પે મળે છે:

૧. त–थ નો વૈકલ્પિક द–ध, જેમાં थ નો ध તો શૌરસેનીમાં પણ વિકલ્પે જ થાય છે;
૨. ભવિષ્યકાળમાં स પ્રત્યય; અને
૩. સંબંધક ભૂતકૃદંતનો પ્રાકૃતોત્થ इय પ્રત્યય.

એ સિવાય णं < સં. ननु તો માગધીમાં પણ છે; એ અપભ્રંશમાંય છે. અને આ. હેમચંદ્ર કૃત્રિમ " અપભ્રંશ " ન આપતાં તત્કાલીન સ્વકીય સ્વાભાવિક અપભ્રંશ આપે છે: જેમાં શૌરસેની તત્ત્વો જે ઉપરનાં વૈકલ્પિક છે, તે સિવાયનાં નથી દેખાતાં. દેખાય છે, તે પણ અત્યંત થોડા પ્રમાણમાં; જ્યારે જો " નાગર " અપભ્રંશનાં માર્કંડેયે જે અવતરણો આપ્યાં છે, તે જોઈયે તો, જેમ ટાક્કીના વિષયમાં જોયું કે पड्दिु < સં. पतितम्, चलिदु < સં. चलितम् , पण्डिदु < સં. पण्डितः વગેરે પ્રયુક્ત મળે છે, તે પ્રમાણે સાથોસાથ શૌરસેનીને અનુકૂળ कदु < સં. कृतम्, •ठिदु < સં. स्थितम्, पडिदु < સં. पतितम् અને ક્રિયાપદોમાં हसिहिदि, होइहिदि < સં. भविष्यति વગેરે રૂપો કોઈ જાતના ભેદભાવ વિના પ્રયોજ્યાં છે–આપ્યાં છે.

આ. હેમચંદ્રને અનુસરીને–એમ કહી શકિયે કે પોતે અપભ્રંશનું વ્યાકરણ દેવા ચાહે છે, એમ માનીને માર્કંડેયે " નાગર " અપભ્રંશની પ્રક્રિયા આપી છે. આ બે વચ્ચે કાંઈ ભેદ પ્રાપ્ત થાય છે કે નહિ એ જોયા પછી જ બંનેના અપભ્રંશ એક છે કે જુદા, જુદા હોય તો આ. હેમચંદ્રના અપભ્રંશને આપણે કયું નામ આપવું, એનો નિર્ણય બાંધી શકિયે. એક વસ્તુ આ પૂર્વે અહીં સ્પષ્ટ સ્વરૂપે સ્વીકારવી જોઈયે કે ધનપાલ, જોઈંદુ, પુષ્પદંત, કનકામર એ વગેરે નવમા–દશમા શતકના કવિઓનાં કાવ્યોમાં જે અપભ્રંશ મળે છે, તે પ્રાયઃ

શુદ્ધ, મહારાષ્ટ્રી પ્રાકૃતાનુસારી અપભ્રંશ છે; આ. હેમચંદ્રનો અપભ્રંશ અનેક વૈકલ્પિક રૂપોથી જુદો પડે છે; એ વસ્તુનો અહીં વિસ્તાર કરવો અનાવશ્યક એ માટે છે કે આ પૂર્વે શ્રી. એ. એન. ઉપાધ્યાયે જોઇંદુના "પરમાત્મપ્રકાશ"ની અંગ્રેજી પ્રસ્તાવનામાં વિશદતાથી એ બતાવી આપ્યું છે. એ વિદ્વાનના પ્રયત્નની આ સ્થળે માનસહિત નોંધ લેવી ઘટે છે. એટલે જ હવે આ. હેમચંદ્ર અને માર્કંડેયના અપભ્રંશમાંનો ભેદ કાંઈ પ્રાપ્ય હોય તો તે આપવાનો એક અલ્પ પ્રયત્ન અત્રે કરવામાં આવે છે. વધુ વિસ્તાર ન થાય, એ માટે અહીં બંને વૈયાકરણોએ સ્વીકારેલાં રૂપાખ્યાનો જ રજૂ કરું છું; જેથી કંટાળાભરેલું ન લાગતાં રૂપાખ્યાનોમાંથી જ ભેદને પકડી શકવામાં સુવિધા થઈ પડશે.

**—: નામ :—**

અકારાંત નરજાતિ: **પુરિસ** < સં. પુરુષ

| વિભક્તિ | આ. હેમચંદ્ર એ. વ. | બ. વ. | માર્કંડેય એ. વ. | બ. વ. |
|---|---|---|---|---|
| ૧લી–૨ જી | પુરિસ–સા–સુ[૧૦]–સો | પુરિસ–સા–સુ | પુરિસ–સા–સુ[૧૦]–સો, પુરિસઉ–હુ–હો | પુરિસહે–હો |
| ૩ જી | પુરિસે–સેં–સેણ–સિણ | પુરિસહિં–સેહિં | પુરિસએં, પુરિસેં | પુરિસહિ |
| ૪થી–૬ ઠ્ઠી | પુરિસ, પુરિસસુ–સ્સુ–હો | પુરિસ, પુરિસહં | [ પુરિસહ ][૧૧] | પુરિસણં |
| ૫ મી | પુરિસહે–હુ | પુરિસહું | પુરિસહે–હો | પુરિસહં–હું |
| ૭ મી | પુરિસે–સિ | પુરિસહિ | પુરિસ–એ–હિ, પુરિસે | પુરિસહિ |
| સંબો૦ | પુરિસ–સા–સુ–સો | પુરિસ–સો, પુરિસહો | પુરિસ–સા–સુ–સો, પુરિસઉ–હુ–હો | પુરિસહો |

અકારાંત નાન્યતરજાતિ: **વણ** < સં. વન

| વિભક્તિ | આ. હેમચંદ્ર એ. વ. | બ. વ. | માર્કંડેય એ. વ. | બ. વ. |
|---|---|---|---|---|
| ૧લી–બીજી | વણ–ણા–ણુ | વણઇં, વણાઇં | વણ–ણા, વણઉ–હુ–હો | વણઇં, વણાઇં, વણહો |
| | બાકી ઉપર પ્રમાણે | | બાકી ઉપર પ્રમાણે | |

---

૧૦ સ્વાર્થે કઃ લાગી પ્રત્યય જુદા રહે તેવાં સ્વરાદિ પ્રત્યયો પરત્વે જુદી જુદી વિભક્તિમાં રૂપો વિકલ્પે થાય; આવા કમાં **મઅણઉ** ઉપરાંત **મઅણઇ** રૂપ પણ માર્કંડેય ઇચ્છે છે (પૃ. ૧૧૨). એ પ્રમાણે હ્રસ્વના દીર્ઘ અને દીર્ઘના હ્રસ્વ મૂળ નામના અંત્ય સ્વરના વ્યંજનાદિ પ્રત્યય પૂર્વે થાય; એ રૂપો ગૌરવ થઇ પડે એ ભયે બધાં સંગ્રહ્યાં નથી.

૧૧ માર્કંડેયનાં છઠ્ઠી વિભક્તિનાં સૂત્ર ગૂમ થયાં છે. બ. વ. નું માત્ર "ણં" મળે છે. ક્મિ્નાં રૂપ આગળ આપતાં હો–હ–સુ એ.વ.માં અને હં હું બ. વ.માં મળે છે.

ઇકારાંત નરજાતિઃ **અગ્ગિ** < સં. अग्नि

| | | | | |
|---|---|---|---|---|
| ૧લી–૨જી | અગ્ગિ–ગ્ગી[૧૨] | અગ્ગિ–ગ્ગી | અગ્ગિ–ગ્ગી, અગ્ગિઉ–હુ–હો | અગ્ગિહે–હો |
| ૩ જી | અગ્ગિએં–ગ્ગિણ, અગ્ગિં | અગ્ગિહિં | અગ્ગિએ–એં–એણ | અગ્ગિહિં–એહિં |
| ૪થી–૬ઠ્ઠી | અગ્ગિ | અગ્ગિ, અગ્ગિહિં–હું | [ અગ્ગિહ ] | અગ્ગિણં |
| ૫ મી | અગ્ગિહે | અગ્ગિહું | અગ્ગિહે–હો | અગ્ગિહં–હું |
| ૭ મી | અગ્ગિહિ | અગ્ગિહિં | અગ્ગિએ–હિં | અગ્ગિહિં |
| સંબો૦ | અગ્ગિ–ગ્ગી | અગ્ગિ–ગ્ગી, અગ્ગિહો | અગ્ગિ–ગ્ગી, અગ્ગિઉ–હુ–હો | અગ્ગિહો |

ઉકારાંત નરજાતિ ઉપર પ્રમાણે — ઉકારાંત નરજાતિ ઉપર પ્રમાણે

ઇકારાંત નાન્યતરજાતિઃ **દહિ** < સં. दधि

| | | | | |
|---|---|---|---|---|
| ૧લી–૨જી | દહિ–હી | દહિ–હી, દહિઇં, દહીઇં | દહિ–હી, દહિઉ–હુ–હો | દહિઇં, દહીઇં, દહિહો |

બાકીનાં ઉપર પ્રમાણે — બાકીનાં ઉપર પ્રમાણે

ઉકારાંત નાન્યતર જાતિનાં ઉપર પ્રમાણે

આકારાંત નારીજાતિઃ **સાલા** < સં. शाला

| | | | | |
|---|---|---|---|---|
| ૧લી–૨જી | સાલ–લા | સાલાઉ–ઓ | સાલ–લા–લુ, સાલાઉ–હુ–હો | સાલાહે–હો–ઉ |
| ૩ જી | સાલએ | સાલહિં | સાલાએ–એં | સાલાએ–એહિં |
| ૪થી–૬ઠ્ઠી | સાલહે | સાલહુ | [ સાલાહ ] | સાલાણં |
| ૫ મી | ,, | ,, | સાલાહે–હો | સાલાહ–હું |
| ૭ મી | સાલહિ | સાલહિં | સાલાએ–હિં | સાલાહિ |
| સંબો૦ | સાલ–લા | સાલ–લા, સાલહો–લાહો | સાલ–લા–લુ, સાલાઉ–હુ–હો–હે | સાલાહે–હો–ઉ |

ઇ–ઈ–ઉ–ઊકારાંત નારીજાતિનાં ઉપર પ્રમાણે — ઇ–ઈ–ઉ–ઊકારાંત નારીજાતિનાં ઉપર પ્રમાણે

---

૧૨ આ દીર્ઘતા પ્રાકૃતમાં પણ છે. એ ખાસ ધ્યાનમાં રાખવાનું કે પ્રાકૃત ભાષાનાં બધાં રૂપો વિકલ્પે અપભ્રંશમાં પ્રયોજાય છે. બહુ વિસ્તાર ન થઇ પડે એટલે મોટા ભાગના તેવાં વૈકલ્પિક રૂપો આ રૂપાખ્યાનમાં જતાં કર્યાં છે.

## —: સર્વનામ :—

| વિભક્તિ | આ. હેમચંદ્ર | | માર્કંડેય | |
|---|---|---|---|---|
| | એ. વ. | બ. વ. | એ. વ. | બ. વ. |
| **युष्मद्** | | | | |
| ૧ લી | તુહું | તુમ્હે, તુમ્હઇં | તુહં | તુમ્હે, તુમ્હઇં |
| ૨ જી | પઇં; તઇં | ,, ,, | તઈં | તુમ્હઇં |
| ૩ જી | ,, ,, | તુમ્હેહિં | ,, | ,, |
| ૪થી-પમી-૬ઠ્ઠી | તઉ,તુજ્ઝ,તુધ્ર[૧] | તુમ્હહં[૧૩] | તુહ,તુજ્ઝ,તુમ્હ,તુબ્ભ | તુમ્હહ-હિં[૧૪] |
| ૭ મી | પઇં, તઇં | તુમ્હાસુ | તઇં | તુમ્હસું, તુમ્હાસું |
| **अस्मद्** | | | | |
| ૧ લી | હઉં | અમ્હે, અમ્હઇં | હમુ | અમ્હે, અમ્હઇં |
| ૨ જી | મઇં | ,, ,, | મઈં | અમ્હઇં |
| ૩ જી | ,, | અમ્હેહિ | ,, | અમ્હઇં-હિં,અમો,અમ્હેહિં અમ્હાહં |
| ૪થી-પમી-૬ઠ્ઠી | મહુ,મજ્ઝુ | અમ્હહં | મુજ્ઝુ, મહું, મહ | અમ્હહ-હિં |
| ૭ મી | મઇં | અમ્હાસુ | મઇં | અમ્હસું, અમ્હાસું |

અકારાંત સર્વનામોને પાંચમી વિભક્તિના એકવચનમાં "સવ્વહાં", "જહાં" "તહાં", "કહાં" વગેરે રૂપો થાય; જેમાં "કહાં"ને સ્થાને "કિહે" પણ થાય.

સપ્તમીના એકવચનમાં "સવ્વહિં," "જહિં," "તહિં," "કહિં."

પંચમી-ષષ્ઠી વિભક્તિમાં યદ્, તદ્ ને કિમ્‌ને "જાસુ," "તાસુ," "કાસુ" રૂપ પણ ચાલુ રૂપ ઉપરાંત થાય. પણ નારી જાતિમાં ત્યાં "જહે," "તહે," "કહે" એવાં રૂપો પણ ચાલુ રૂપ ઉપરાંત થાય.

યદ્, તદ્ ને ૧ લી-૨ જી વિભક્તિમાં અનુક્રમે વિકલ્પે "ધ્રુ-ત્રં" રૂપ થાય; બાકી જુ-જો, સુ-સો.

एतद्‌ની "એહ" પ્રકૃતિ, इदम्‌ની "આય" પ્રકૃતિ થાય છે; જ્યારે સર્વની "સાહ" અને કિમ્‌નું "કાઇં-કવણ" થાય છે.

માર્કંડેયને મતે કિમ્, યદ્ અને તદ્‌નાં પ્રાકૃત જેવાં રૂપો ૧ લી-૨ જી અને ૭ મી વિભક્તિમાં થાય. છઠ્ઠી વિભક્તિ એકવચનમાં "કસ્ટ," "જસ્ટ," "તસ્ટ" એવાં રૂપો થાય. તે ન થાય ત્યારે પ્રત્યય 'હ' પૂર્વે વિકલ્પે દીર્ઘ થાય: "કાહો," "કાહ," "કાસ," "કાહં," "કાહું" વગેરે.

યદ્-તદ્‌નાં બીજી વિભક્તિ એકવચનમાં "જત્તિં", "તત્તિં" રૂપ થાય; જ્યારે પાંચમી અને સાતમીના એક વચનમાં "જત્થ", "તત્થ" થાય.

इदम् શબ્દને નાન્યતર ઉપરાંત નર-જાતિમાં પણ ૧ લી-૨ જી એકવચનમાં 'ઇમુ' રૂપ થાય. એ પ્રમાણે अदस्‌નું "અમુ" બધાં રૂપોમાં પ્રકૃતિરૂપ થાય, અને પછી ઉકારાંત નામોની માફક રૂપાખ્યાન થાય.

યદ્-તદ્-एतद्‌ના ૧લી એકવચનમાં "જે" "સે", "એસ" એવાં રૂપો અનુક્રમે થાય.

ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે કે માર્કંડેયમાં કેટલાક વિકલ્પો "ધ્રું-ત્રં" "કાઇં-કવણ" વગેરે દેખા નથી દેતા.

---

૧૩ "તહાર, તમ્હાર, મહાર, અમ્હાર" વગેરે રૂપો પણ પ્રચલિત છે.

૧૪ આ બહુવચનનાં રૂપો માર્કંડેય બીજાને મતે આપે છે.

| આ. હેમચંદ્ર | | —: ક્રિયાપદ :— | માર્કંડેય | |
|---|---|---|---|---|
| | | **વર્તમાનકાળ—કર્તરિ** | | |
| પુરુષ | એ. વ. | બ. વ. | એ. વ. | બ. વ. |
| ૧ લો | કરઉં[૧૫] | કરહું | ... | કરહું |
| ૨ જો | કરહિ | કરહુ | ... | ... |
| ૩ જો | (કરઇ,કરેઇ) | કરહિં | કરઇ (કરેઇ) | ... |
| | | **વર્તમાનકાળ કર્મણિ** | | |
| ૧ લો | કરિજ્જઉં, કિજ્જઉં૧૬ | કરિજ્જહું, કિજ્જહું | "કરિજ્જઇ" વગેરે રૂપો | |
| ૨ જો | કરિજ્જહિ, કિજ્જહિ | કરિજ્જહુ, કિજ્જહુ | માર્કંડેયે અવતરણોમાં | |
| ૩ જો | કરિજ્જઇ, કિજ્જઇ | કરિજ્જહિં, કિજ્જહિં | લીધેલાં છે. | |
| | | **આજ્ઞાર્થ-કર્તરિ** | | |
| ૨ જો | કરિ, કરુ, કરે, (કરહિ) | કરહુ | ... | ... |
| ૩ જો | (કરઉ) | ... | કરઉ, કરદુ એકવચનમાં મળે છે. | |
| | | **ભવિષ્યકાળ-કર્તરિ** | | |
| ૧ લો | કરિસઉં, કરિહઉં | કરિસહું, કરિહહું | | |
| ૨ જો | કરિસહિ, કરિહહિ | કરિસહુ, કરિહહુ | | |
| ૩ જો | કરિસઇ, કરિહઇ | કરિસહિં, કરિહહિં | | |

માર્કંડેયે 'ઇહિ' અને "ઇસ" એ નિશાનીઓ નિર્દેશી છે. "કરિહિસિ, હસિહિદિ, હોઇહિદિ, હસીસસિ એવાં રૂપો આપ્યાં છે. પ્રાકૃતરૂપો પણ વિકલ્પે ખરાં.

આ. હેમચંદ્રે ક્રિયેનાં વૈકલ્પિક રૂપમાં કીજી આપ્યું છે.

માર્કંડેયે "કૃ=કરવું"નું ભવિષ્યકાળ ૧લા પુરુષ બહુવચનમાં ચોક્કસ "કામહું" રૂપ સ્વીકાર્યું છે. વર્તમાનકૃદંત, પરોક્ષ ભૂતકાળ અને ભવિષ્યકાળના અર્થમાં એક "હોન્તો" રૂપ પણ પ્રયોજવામાં આવ્યું છે.

| આ. હેમચંદ્ર | —: કૃદંતના પ્રત્યયો :— | માર્કંડેય |
|---|---|---|
| વર્તમાન કૃદંત | : "અન્ત" | ... |
| ભૂત ,, | : "અ", "ઇય", ("દિણ્ણ" અનિયમિત) | (શૌરસેની જેવો) "દ", "ઇઅ" |
| વિધ્યર્થ ,, | : "ઇએવ્વઉં", "એવ્વઉં", "એવા" | ... |
| હેત્વર્થ ,, | : "એવં", અણ", "અણહં", "અણહિં" "એપ્પિ", "એવિ", "એવિણુ" | ... |
| સંબંધકભૂત,, | : "ઇ", "ઇઉ", "ઇવિ" "અવિ", "એપ્પિ", "એપ્પિણુ", "એવિ", "એવિણુ" | ... |
| કર્તૃવાચક ,, | "અણઅ" ("મારણઉ" રૂપ વગેરે) | ... |

૧૫ પ્રાકૃત રૂપો ઉપરાંત ત્રીજા પુરુષમાં "કરદિ," આજ્ઞાર્થમાં "કરદુ," "જાદુ," તેમ સર્વત્ર પ્રાકૃત વૈકલ્પિક રૂપો ખરાં જ.

માર્કંડેયે ધાતુના કેટલાક જુદા આદેશ સ્વીકાર્યા છે:

| ધાતુ | માર્કંડેય | આ. હેમચંદ્ર |
|---|---|---|
| दृश् | પુમ્મ–દેક્ખ | પ્રસ્સ–દેક્ખ |
| | પ્રેરકમાં દાક્ખવ | ... |
| आ+चक्ष् | ચક્ખ | ... |
| स्था | થક્ક | ચિટ્ઠ |
| ग्रह् | ગુણ્હ | ગૃણ્હ |
| व्रज् | વઞ્ઞ | વુઞ |
| प्र+विश् | પસવ (વિકલ્પે "પઇસ") | વઇસ |
| छुप् | છવ | છુપ્પ |
| आश्लिष् | આરુણ્ણ | ... |
| मुञ्च् | મુક્ક, મુઅ, મુલ્લ | મેલ્લ |
| तिम्–स्तिम् | તિઅ (વિકલ્પે) | ... |
| | બાકી તિમ્મઇ–થિમ્મઇ | |
| स्थाप् | ઠવ, થક્કવ | ... |
| आ+नी | આણાવ | ... |

આ. હેમચંદ્રના અપભ્રંશમાં મહારાષ્ટ્રી પ્રાકૃતાનુસારી અસર ઉપરાંત નીચેની વિશેષતા આપણને મળે છે:

૧. ઋકાર સાચવી રાખતાં વૈકલ્પિક રૂપો;
૨. क–ख–त–थ–प–फने સ્થાને ग–घ–द–ध–ब–भ થયા હોય તેવાં વૈકલ્પિક રૂપો;
૩. સંયુક્તાક્ષરના બીજા વર્ણ તરીકે રકારનું વૈકલ્પિક રહેવાપણું તેમ જ ક્યાં ન હોય તેવા રકારનું ઉમેરાવું; અને
૪. વર્તમાન ૧લા પુરુષ બહુવચનમાં हु–हुंનો પ્રયોગ.

આ ચારે વસ્તુઓ આપણને માર્કંડેયના "નાગર અપભ્રંશ"માં મળે છે. આમાંના બીજા વિધાનમાં માર્કંડેય प–फના ब–भવાળી પ્રક્રિયા નોંધતો નથી; પણ એ ચલાવી શકાય, એમ છે. આ ચારે વસ્તુ આમ સામાન્ય હોવાથી, અને મહારાષ્ટ્રી પ્રાકૃતાનુસારી અપભ્રંશમાં તે નહિ હોવાથી આ. હેમચંદ્રના અપભ્રંશને માર્કંડેયનો અપભ્રંશ નિકટ થતો લાગે છે; પણ બીજી બાજૂ ઉપર જે રૂપાખ્યાનો આપ્યાં છે, તેમાં જે અનેક વધુ રૂપો અને અનેક જુદાં જ રૂપો માર્કંડેય આપે છે, એ સાથે પ્રત્યયોને પ્રાય: બધી જાતનાં, બધાં અંગનાં રૂપોમાં મોટેભાગે સામાન્ય રીતે સ્વીકારે છે, એ જોતાં એ કોઈ ભિન્ન પ્રાંતનો જ અપભ્રંશ છે; એમ નથી જણાતું? ખુદ "પ્રાકૃતસર્વસ્વ"માં જે અવતરણો આપવામાં આવ્યાં છે, તે જોવાથી પણ એ વસ્તુ ખ્યાલમાં આવી શકશે: એને અવતરણો લેવાને માટે મુખ્યત્વે "પ્રાકૃતપિંગલ" મળ્યું છે. બધાં મળી "નાગર અપભ્રંશ"ની પ્રક્રિયામાં પાંચ અવતરણ છે, તેમાંના ત્રણ "પ્રાકૃતપિંગલ"નાં છે. "પ્રાકૃતપિંગલ"ની ભાષા "અવહટ્ટ" છે, જેને આપણે સાદું "ચારણી અપભ્રંશ" નામ આપી શકિયે. જુઓ નીચેનું અવતરણ :

गज्जउ मेह कि अम्बर सामर
फुल्लउ णीव कि भम्मउ भस्सर ।
एक्कलि जीअ पराहिण अम्हह
कीलउ पाउस कीलउ वम्हह ॥ प्रा. पि २–१३६ ॥
[ છાયા : गर्जतु मेघः किं अम्बरं श्यामलं
फुल्लतु नीपः किं भ्रमतु भ्रमरः ।
एकः जीवः पराधीनः अस्माकं
क्रीडतु प्रावृट् क्रीडतु मन्मथः ॥ ]

**सामर** અને **भस्सर** રૂપમાંનું પ્રથમનું અપરિચિતરૂપ છે, જ્યારે બીજામાં વ્યંજનની દ્વિરુક્તિ "ચારણી" પદ્ધતિની છે. આમાં અકારાંત નામોમાં ઉકારનાં દર્શન જ નથી થતાં; એટલે એક તો એ મોડાનો અપભ્રંશ છે, બીજા દેશનો છે, એમાં તો શંકા જ નથી, એ સર્વ-સ્વીકૃત વસ્તુ છે, અને તેમાં અપભ્રંશના સંસ્કારો જાળવી રાખવાનો, વ્યંજનોને દ્વિત્વ આપી, કૃત્રિમ પ્રયત્ન કરવામાં આવ્યો છે; આ ઉપરાંત અનેક ભિન્ન રૂપો ભિન્ન પ્રક્રિયાથી સિદ્ધ થતાં આપવામાં આવ્યાં છે, એ માર્કંડેયથી પણ જાણિયે છિયે; એટલે "પ્રાકૃતપિંગળ" અને તેનો ઉપજીવ્ય માર્કંડેય બંને પોતાના દેશના અપભ્રંશને ખ્યાલમાં લઇ ભાષા સાધે છે, ત્યાં આ. હેમચંદ્રના વિશિષ્ટ અપભ્રંશનાં બધાં લક્ષણો ન જાળવી શકે, તે સ્પષ્ટ છે. પણ તેથી આપણને જે ભેદ મળે છે, તે એ કે એ એક પ્રાંતિક ભેદ જ છે; એ એટલું જ સ્પષ્ટ છે. આમ આપણે જોઇયે તો ત્રણ અપભ્રંશ આપણી સમક્ષ આવવાના : ૧. જોઇંદુ વગેરેનો શુદ્ધ મહારાષ્ટ્રી પ્રાકૃતાનુસારી અપભ્રંશ, ૨. આ. હેમચંદ્રનો અપભ્રંશ અને ૩. માર્કંડેયનો "નાગર" અપભ્રંશ.

હવે એ પ્રશ્ન ઊભો થાય કે આ. હેમચંદ્રનો અપભ્રંશ કયો? નથી એ શુદ્ધ મહારાષ્ટ્રી પ્રાકૃતાનુસારી અપભ્રંશ, નથી એ શુદ્ધ શૌરસેની પ્રાકૃતાનુસારી અપભ્રંશ અને નથી એ "નાગર" અપભ્રંશ. એ ત્રણેનાં લક્ષણો આ. હેમચંદ્ર ન સ્વીકારતાં કેટલીક પ્રક્રિયા નવીન આપે છે; સમાન હોય તો પુષ્કળ વિકલ્પ જુએ છે. જો એમના અપભ્રંશને કોઈ નામ આપી શકાય તો તે એમના પ્રિય દેશનું જ: "ગૌર્જર." માર્કંડેય संस्कृताढ्या गौर्जरी કહે છે; અને ગુર્જર દેશમાં એ બનતું આવ્યું છે કે સંસ્કૃત શબ્દોને ઉત્તરોત્તર વધુ અપનાવવામાં આવ્યા છે. પ્રાકૃત વ્યાકરણને અંતે આ. હેમચંદ્ર એ જ વલણે બધી પ્રાકૃત ભાષાઓમાં शेषं संस्कृतवत्सिद्धम् (૮–૪–૪૪૮) સ્વીકારે છે. આ. હેમચંદ્રથી માંડી છેક આજની "ગૂજરાતી" સુધીમાં એ જ વલણ સ્વીકારાયું છેઃ ભ્રષ્ટ રૂપો ધીમેધીમે ઘસાઈ છૂટી ગયાં છે અને તેનું સ્થાન ઘણગણું સંસ્કૃત શબ્દોએ લઇ લીધું છે. અને ભોજદેવ ૯૦૦ વર્ષ ઉપર ગુર્જર દેશના અપભ્રંશનું સ્વતંત્ર અસ્તિત્વ સ્વીકારે છે, તો પછી પક્કા 'ગૂજરાતી" આ. હેમચંદ્રનો અપભ્રંશ બીજો કયો હોઈ શકે? આમ આ. હેમચંદ્રનો અપભ્રંશ એ "ગૌર્જર" અપભ્રંશ એના શુદ્ધ સ્વરૂપમાં છે. હરિભદ્રસૂરિના "નેમીનાથચરિઉ"ની ભાષા એ "ગૌર્જર અપભ્રંશ" અને ધનપાલની "ભવિસ્સત્તકહા"ની ભાષા "ઉત્તરનો અપભ્રંશ" છે, એમ સ્વીકારી, ડો. જેકોબીએ આ. હેમચંદ્રના અપભ્રંશને "નાગર" અપભ્રંશ કહ્યો છે, એવો ડો. ગુન્નર જે અભિપ્રાય વ્યક્ત

કરે છે,[17] એ સદ્ધર નથી એમ કહેવામાં જરા પણ તેથી સાહસ નથી. હરિભદ્રસૂરિએ "નેમીનાથચરિઉ"માં પ્રાકૃતમય સમાસબહુલ કૃત્રિમ ભાષા સ્વીકારી છે, એ સાથે એ નિયમિત સ્વરૂપની છે; એની સાથે આ. હેમચંદ્રની ઘરગથુ લોકભોગ્ય ભાષામાંનાં રૂપો ન મળવાથી એ જુદી જ ભાષા છે યા જુદો પ્રાંતીય ભેદ છે, એવો મત ઉચ્ચારવો, એ મને તો વધુ સાહસ જણાય છે. આ આખી પ્રક્રિયાનો તપાસ બીજે પ્રસંગે વિસ્તારથી કરવાનો નિર્ધાર કર્યો હોવાથી, આ. હેમચંદ્રનો અપભ્રંશ, માર્કંડેય જેને "નાગર" નામ આપે છે, તે નથી, પણ પોતાના દેશનો પ્રાંતીય ભેદ "ગૌર્જર અપભ્રંશ" છે, જેમાં "ટાક્કી" વિભાષાની અસર હોય એમ જણાય છે. માર્કંડેયના "નાગર અપભ્રંશ" કરતાં ટાક્કી વિભાષા "ગૌર્જર અપભ્રંશ"ને એટલે કે માર્કંડેય જ જેને "ગૌર્જરી" કહે છે, તેને વધુ મળતી છે, એ તદ્દન સ્પષ્ટ છે. આ "ટાક્કી" વિભાષા એ "શૌરસેન અપભ્રંશ" હોવાની પૂરતી સંભાવના છે, જેનાં રૂપો "ગૌર્જર અપભ્રંશ"માં અનુગત થવાને કારણે "ગૌર્જર અપભ્રંશ"માં કેટલાંક "શૌરસેની"નાં રૂપો વિકલ્પે આછાં વપરાયેલાં મળી આવે છે; પણ મુખ્ય બંધારણ તો "મહારાષ્ટ્રી" પ્રાકૃતાનુસારી જ છે; એટલે જ તેને "શૌરસેન અપભ્રંશ" કહી શકાય તેમ નથી; અને ભોજદેવ સ્વતંત્ર અસ્તિત્વ સ્વીકારતો હોવાથી, બીજો કોઈ અપભ્રંશ એ નથી જ, એટલું જ બતાવી, વાચકોને વધુ કંટાળો ન આવે એ માટે, આ નાના લેખની સમાપ્તિ કરું છું.[18]

---

૧૭ Introduction to Prakrit: પૃ. ૭૮–૭૯

૧૮ પાટણમાં ઊજવાયેલા "**હેમ-સારસ્વતસત્ર**"માં લેખક તરફથી આ વિષય ઉપર કહેવામાં આવ્યું હતું, તેનો આ વ્યવસ્થિત વિસ્તાર છે.

# 'ચરોતર' શબ્દની વ્યુત્પત્તિ :

[ નવો પ્રકાશ ]

પ્રો. મંજુલાલ ર. મજમુદાર,
એમ. એ., એલએલ બી.

## મધ્ય ગુજરાતમાંનું ચરોતર

**સા**બરમતી અને મહી નદીની વચમાં આવેલા, કુદરતી વિભાગને 'મધ્ય ગુજરાત' કહેવામાં આવે છે. તેમાં ખેડા જીલ્લો, ખંભાતનું રાજ્ય અને મહીકાંઠા તથા રેવાકાંઠા એજન્સિઓના અમુક ભાગનો સમાવેશ થાય છે. આ મધ્ય ગુજરાતમાંથી ખેડા જીલ્લામાંનો મોટો ભાગ તથા પેટલાદ મળીને, અમુક તાલુકાઓથી થતો પ્રદેશ 'ચરોતર' તરીકે પ્રસિદ્ધ છે. લૌકિક તેમ જ સરકારી રીતે* મહી અને વાત્રક નદીના વચલા પ્રદેશને 'ચરોતર' તરીકે ઓળખાવાય છે.

## ચરોતરની ફળદ્રૂપ ભૂમિ

આખો ખેડા જીલ્લો એક સપાટ ફલદ્રૂપ પ્રદેશ છે; અને તેમાં તેના મધ્ય ભાગમાં આવેલું ચરોતર 'સુંદર ભૂમિ' કહેવાય છે;× કારણ કે તેની રસાળ જમીનમાંથી મનમાન્યા પાક ઊતરી શકે છે. આજીવિકાનાં સાધનો આવા ભાગમાં સુલભ હોવાથી આખા ગુજરાતમાં ધાડામાં ધાડી વસ્તી પણ ચરોતરમાં છે.

## કવિતામાં ચરોતર

નવલરામે 'ગુજરાતના પ્રવાસની ગરબી'માં આ પ્રદેશની લાક્ષણિકતાને કંઈક ઊડતી નજરે ટપકાવી લીધી છે: તેમાંથી ધાડા કસવાળી જમીનની ફળદ્રૂપતા અહીં પ્રસ્તુત છે:

" આપે જણાય છે આવ્યું **ચરોતર**; બોલી ને બુદ્ધિ જ્યાં જાડી રે:—
જાડી, પણ ધાડી, કસવાળી, ધંધે કોસરે હદ વાળી:
—રમિયે ગુજરાતે "

વળી લોકસાહિત્યમાં જુદા જુદા પ્રદેશની ગુણવિશિષ્ટતા બતાવતા દૂહા મળી આવે છે: તેમાં 'ચરોતર' માટેના દૂહામાં, ત્યાંની પાકસંપત્તિ, વૃક્ષરાજિ (તરુ), તમાકુ અને તુવેર (તૂર)—એનો ઉલ્લેખ છે:—

" **ચરોતર**ની ચાર દિશ, તરુ તમાકુ ને તૂર,
નર નારી દોનું ભલાં, નીતરે નવલાં નૂર. "+

---

* " The **Charotar** tract comprises the country between the Mahi and the Vātrak rivers; that is the Borsad, Ānand, Naḍiād, Mehmadābād, and Mātar subdivisions of Kaira, and Petlād subdivision of the Gāekwār's territories. Charotar is generally derived from '**charo**'—grass-land. "

—Bom. Gaz. Vol. IX Part 1 ( 1901 ), pp. 155, footnote.

× " The charotar or goodly land is a fertile tract in the centre of the destrict of Kaira, where the charotari dialect is spoken. "

—Linguistic Survey of India, Vol. IX Part II, pp. 394

+ મારા મિત્ર, ગઢવી મેરુભાએ આ દૂહો મને મેળવી આપ્યો છે, તેની સાભાર નોંધ હું અહીં લઉં છું.

### નાટકમાં 'ચારુતર'

'પ્રાચીન કાવ્યમાલા'માં પ્રકટ થયેલાં, પ્રેમાનંદ કવિનાં ત્રણ નાટકોમાંથી 'રોષદર્શિકા-સત્યભામાખ્યાન'(પૃ. ૮૨)માં તથા 'તપત્યાખ્યાન'(છેલ્લા શ્લોક)માં ચરોતરનો 'ચારુતર' તરીકે ઉલ્લેખ થયેલો છે: ભરતવાક્ય તરીકેનો 'તપત્યાખ્યાન'માંનો શ્લોક નીચે ઊતાર્યો છે:—

"જેવો આ ગુજરાત દેશ સહુમાં શ્રેષ્ઠત્વ પામી રહ્યો,
તે મધ્યે અતિશ્રેષ્ઠ **ચારુતર** છે; પ્રહ્લે ન જાયે કહ્યો:
તેવા દેશની જે ગિરા ગુણવતી નામે રહી ગુર્જરી,"—વગેરે.

### 'ચરોતર' શબ્દની વ્યુત્પત્તિ

લગભગ ૧૮૯૭માં પ્રકટ થયેલાં, 'કવિ પ્રેમાનંદનાં નાટકો'માં આવેલો 'ચારુતર' બોલ, ચરોતર માટેનો શુદ્ધ શબ્દ છે, એમ જયારથી તેના ટિપ્પણમાં બતાવવામાં આવ્યું ત્યારથી આ શબ્દે ગુજરાતી વિદ્વાનોનું ઠીક ઠીક ધ્યાન ખેંચ્યું છે. ૧૯૦૫માં શ્રી. કેશવલાલ ધ્રુવે 'પ્રેમાનંદના જીવનના પાંચ પ્રસ્તાવ' (પૃ. ૨૩) નામના લેખમાં, આ શબ્દની વ્યુત્પત્તિની અયથાર્થતા સૂચવી હતી. 'ચરોતરમાં મોટે ભાગે 'ચર'–'ગોચર' જમીન છે, માટે 'ચરોતર'–એવા ગેઝેટિયરમાં સૂચવેલી વ્યુત્પત્તિને કાલ્પનિક ગણી, તેમણે છોડી દીધી હતી; અને 'લિંગ્વિસ્ટિક સર્વે'માં સૂચિત 'કણબીની રમણીય ભૂમિ'વાળો અર્થ પણ 'ચારુતર'ને આધારે લખાયાનું તેમને લાગ્યું હતું: તોપણ તે તર્ક તેમને સંભવિત જણાયો હતો ખરો.

### 'ચરોતર' શબ્દની વ્યુત્પત્તિનું અન્વેષણ : (૧૯૦૯)

તે પછી, એટલે નાટકો છપાયા પછી બાર વર્ષે, રાજકોટમાં મળેલી (સને ૧૯૦૯) ત્રીજી સાહિત્યપરિષદપ્રસંગે શ્રી. નરસિંહરાવે નાટકોના કર્તૃત્વ સંબંધી વાદ ઊભો કર્યો; અને શેક્સપીયરનાં નાટકો સંબંધી વાદને યાદ આપે એવો જબરો પૂર્વપક્ષ રજૂ કર્યો. છપાયેલાં ત્રણે નાટકો પ્રેમાનંદનાં નથી, તેના પુરાવામાં એમણે એક કારણ એવું આપ્યું છે કે:

(૧) નાટકમાં ચરોતરનાં વખાણ છે, તથા કેટલાક ભાષાપ્રયોગો ચરોતરી બોલીના છે, તેથી લેખક કોઈક ચરોતરી હોવો જોઈએ; અને

(૨) 'ચારુતર' શબ્દ આધુનિક અને ખોટા કૃત્રિમ પ્રયોગનો હોવા છતાં તેમાં વપરાયો છે; અને આધુનિક સંસ્કૃતમય શૈલીની ઝાંખી પણ 'ચારુતર' શબ્દ ઉપરથી થાય છે; તથા

(૩) પ્રેમાનંદ કવિના જન્મવાળા વડોદરાનો સમાવેશ ચરોતરની હદમાં કરવામાં આવે છે, તે પણ યોગ્ય નથી.

### શ્રી. નરસિંહરાવનો પૂર્વપક્ષ

આવાં આવાં કારણોને નિમિત્તે 'ચરોતર'ને તેમણે તેમની ચર્ચામાં સંભાર્યું છે.* એ લખે છે: "હેની(ચરોતરની) વ્યુત્પત્તિ હજુ સુધી કોઈ ને જડી નથી. હેની કૃત્રિમ વ્યુત્પત્તિ 'ચારુત્તર' અને 'ચારુતર'–એમ મરહુમ મનઃસુખરામ સૂર્યરામે તથા જાણ્યામાં ગોવર્ધનભાઈએ આજથી (૧૯૦૯થી) કેટલાંક વર્ષો ઉપર પહેલ પ્રથમ ઉપસ્થિત કરી હતી. ત્હેની કૃત્રિમતા જ હેના ખરાપણા વિરુદ્ધ જતી હતી, તે વાત જુદી છે...ચરોતરમાં ગોચર ભૂમિ વિશેષ છે, એ

---

* જુઓ 'કવિ પ્રેમાનંદનાં નાટકો'નો લેખ, ત્રીજી સાહિત્યપરિષદ, અહેવાલ તથા નિબંધસંગ્રહ: (૧૯૦૯) પૃ.૧૯ : (क)–૧–(ख)

વસ્તુસ્થિતિ પણ નથી. ચરોતર જેવી ફૂલવતી ભૂમિમાંનો બાગાયત વગેરે ખેતીનો ભરાવ એટલો છે કે પડતર જમીન ગોચરની પ્રધાનભાગે હોય, એમ બને જ નહીં.

"તે ઉપરાંત આ વ્યુત્પત્તિની કૃત્રિમતા સ્વતઃસિદ્ધ છે: રા. કેશવલાલે પણ માત્ર તર્કલીલાનો જ આશ્રય કર્યો લાગે છે: તે પોતાના ગર્ભિત સ્વીકારથી જણાઈ આવે છે: વખતે પોતાના તર્ક માટે મુંબઈ ગેઝેટિયરમાં સૂચવાયલી વ્યુત્પત્તિ ઉપર આશ્રય રાખ્યો હશે: એ ગ્રંથમાં ચરો=ગોચર જમીન–એ ઉપરથી વ્યુત્પત્તિ સાધારણ રીતે મનાય છે, એમ કહ્યું છે; પરંતુ એ ઉપર લખનારને શ્રદ્ધા હોય એમ જણાતું નથી. તેમ જ ચરોતર–Kunbis' pleasant land–કણબીની રમણીય ભૂમિ–એમ પણ અર્થ તે જ ઠેકાણે બતાવ્યો છે. તેમાં 'રમણીય' શબ્દ 'ચારુતર'વાળી વ્યુત્પત્તિ સાંભળી હોઈને મૂક્યો હશે, એમ કલ્પના થાય છે. ૧૯૦૧માં પ્રકટ થયેલા ગેઝેટિયરના લખનારાઓને 'ચારુતર' તેમ જ 'ચરો'વાળી વ્યુત્પત્તિ આધુનિક કલ્પનામાંથી જ મળેલી જણાય છે."

## શ્રીઅંબાઈદાસ પટેલનો પહેલો ઉત્તરપક્ષ : (૧૯૧૨)

નરસિંહરાવના પૂર્વપક્ષને ઉત્તર આપવાનો પહેલો પ્રયત્ન શ્રી. અંબાઈદાસ કાળિદાસ પટેલે વડોદરામાં ૧૯૧૨માં મળેલી ચોથી ગુજરાતી સાહિત્યપરિષદપ્રસંગે કર્યો હતો: ચરોતરવાળા મુદ્દાના સંબંધમાં તેમનો ઉત્તર આ પ્રકારનો હતો:

"ગુજરાતને જો હિન્દુસ્તાનના બગીચાની ઉપમા આપવામાં આવતી હોય તો તેનું કારણ એ છે કે ચરોતરનાં લીલાંછમ ખેતરો, ફળાઉ ઝાડોની વાડીઓ અને ઘટાદાર આંબાવાડીઆંને લીધે આસપાસનો પ્રદેશ પ્રવાસીને રમણીય બાગ જેવો દેખાય છે. ચરોતરની જમીનની ફળદ્રૂપતા અને તેની લાંબા વખતથી કરવામાં આવતી પ્રશંસા તરફ લક્ષ આપતાં 'ચારુતર' એ વ્યુત્પત્તિ કૃત્રિમ લાગતી નથી. 'તર' શબ્દ હજુ પણ જમીનના સંબંધમાં વપરાય છે; અને અમુક જમીનનું તર (તળ ?) સારું છે અથવા અમુક જમીન 'તર'–કસવાળી છે, એમ કહેવાય છે. ચરોતરમાં એક કહેવત છે કે 'ચરોતર ચડવે ઊણો': તેથી તે ચડવા પાણીથી ઊણો થઈ જાય, તો ચરુ જેટલા પાણીથી તર થઈ જાય–માટે તેને 'ચરુતર'–'ચારુતર' કહે છે. વળી મહી તથા વાત્રકનાં કોતરોને લીધે જમીનમાં ખાડાટેકરા થઈ જવાથી 'ચડ–ઉતર–ચડોતર'–'ચિડોતર'–એમ પણ કદાચ થયાનું સંભવી શકે છે.

"'ચારુતર' વ્યુત્પત્તિ કૃત્રિમ માનીએ તોપણ સહેજે સ્ફુરી આવે તેવી છે; અને આવી વ્યુત્પત્તિ કરવાનો પ્રચાર આધુનિક તો નથી જ. પ્રાચીન કવિઓ પણ આવી કૃત્રિમ વ્યુત્પત્તિ કરતા: વડોદરા માટે વટપત્તન, ડભોઈ માટે દર્ભાવતી, ચાણોદ માટે ચંડીપુર, ઉમરેઠ માટે ઉમરાપુર, સુરત માટે સૂર્યપુર વગેરે."×

પ્રાચીન કાવ્યમાલાના–અને તેથી નાટકોના પણ–પ્રતિષ્ઠિત ટીકાકાર ‡શ્રી. છોટાલાલ નરભેરામ ભટ્ટે એક પચ્ચીશી પછી પોતાના મૂલ પક્ષનું સમર્થન કરતાં લખ્યું છે કે:—

---

× ચોથી ગુજરાતી સાહિત્યપરિષદ અહેવાલ તથા નિબંધસંગ્રહ, (૧૯૧૨) પૃ. ૨૦૭

‡ રા. મગનભાઈ કાંટાવાળાના, "પ્રેમાનંદનાં જ નાટકો" (૧૯૨૪) નામના પુસ્તકના રા. છોટાલાલ ન. ભટ્ટે લખેલા ઉપોદ્‌ઘાતમાંથી પૃ. ૧૪–૧૫

**શ્રી. છોટાલાલ નરભેરામ ભટ્ટનો ઉત્તરપક્ષ : (૧૯૨૪)**

"ચરોતર શબ્દનું મૂળ શોધવા જતાં પ્રથમ જ 'ચારુતર' શબ્દની સ્ફુરણા સ્વાભાવિક રીતે થાય છે. (કેમકે એ શબ્દ એને બહુ મળતો આવે છે); અને એ પ્રમાણે કવિ પ્રેમાનંદને, શાસ્ત્રી વ્રજલાલને, સાક્ષરવર્ય મનઃસુખરામને અથવા રા. બાળાશંકર કંથારિયાને એવી સ્ફુરણા થાય તો તેમાં કાંઈ આશ્ચર્ય નથી.

"જ્યારે મેં એક સંસ્કૃત लेखपद्धतिના પુસ્તકમાં પાટણ તરફ વપરાયેલો 'ચિડોતર' શબ્દ જોયો, ત્યારે મને લાગેલું કે કદાચ 'ચરોતર' શબ્દનો એ ચિડોતર' શબ્દ સાથે કંઈ સંબંધ હોય, એમ છતાં એ 'ચિડોત્તર'નો શુદ્ધ સંસ્કૃત શબ્દ અથવા મૂળ શબ્દ હું શોધી શક્યો નથી.

"એ જ પ્રમાણે 'ચરોતર' શબ્દ જેટલા પ્રદેશને લાગુ પડે છે તે પ્રદેશ તો આપણે જાણીએ છીએ; પણ શા માટે તેને ચરોતર કહે છે તે આપણે નક્કી કરી શક્યા નથી. 'ચરોતર ચૈડવે ઊણું'–એ કહેવત ઉપરથી એમ કલ્પના કરીએ કે તે ચૈડવા પાણીથી તર થતું નથી, પણ ચરુ જેટલું પાણી હોય તો તર થાય; માટે તેને 'ચરુતર' કહેવુ રાસ્ત છે.

"એના કરતાં એ પ્રદેશની સુંદરતા તરફ દૃષ્ટિ કરીને એને 'ચારુતર' કહેવામાં લાઘવ છે; પહેલી કલ્પનામાં ગૌરવદોષ છે. આગગાડીમાં બેસીને જનારને વિશ્વામિત્રીથી તે વાત્રક સુધીનો બન્ને બાજુનો પ્રદેશ ઝાડપાનથી ભરપૂર, અને નાના પ્રકારનાં તૂલથી ઊભરાતો જોઇને એવી કલ્પના થાય કે આગગાડી જાણે એક બાગની વચ્ચેથી પોતાનો રસ્તો કાપી રહી છે; તો તેમાં અતિશયોક્તિ જેવું ભાસશે નહીં. આવા પ્રદેશને 'ચારુતર' કહેવો, એ જ વધારે બંધબેસતું લાગે છે.

"જમીનની જાતના વર્ગીકરણ સાથે મેળ બેસાડવા જઇએ તો 'કાહાનમ'–कृष्णम्–કાળી જમીનવાળો પ્રદેશ એમ સ્પષ્ટ જણાય છે. 'વાકળ'નું મૂળ તેટલું હૃદયંગમ નથી; એમ છતાં ધારો કે ગોરમટી અને રેતી વગેરેથી મિશ્ર (વ્યાકુલ અથવા વિકીર્ણ) પ્રદેશ તે 'વાકળ': (જો એ શબ્દ શુદ્ધ સંસ્કૃતનો અપભ્રંશ હોય તો જ આવી કલ્પના કરવાની રહે છે); અને એ જ રીતે 'ચરોતર'ને પણ મૂલ સંસ્કૃત શબ્દનો અપભ્રંશ માનીએ તો 'ચારુતર'–એ હરકોઇને બંધબેસતું લાગે.

"પછી પંડિતોની કલ્પનાને કાંઈ હદ નથી. भविष्योत्तरपुराणમાં કેટલાક એવા શબ્દો જોવામાં આવે છે કે મૂળમાં અંગ્રેજી જેવા પરભાષાના શબ્દોને તેને કાંઇક મળતા ઉચ્ચારના સંસ્કૃત શબ્દો બનાવી દીધા છે. જેમકે 'વિક્ટોરિયા' માટે विकठा, 'મોર્લે'ને मूर, એડવર્ડને वार्डिलः એ જ રીતે ચરોતર, વાકળ વગેરે શબ્દો મૂળમાં સંસ્કૃત ન હોય, તથાપિ કવિઓ તથા પંડિતો તેમને તેવા બનાવી દે, તેમાં આશ્ચર્ય જેવું નથી. સર્વથા ચરોતરને 'ચારુતર' લખવા ઉપરથી તે આધુનિક કલ્પના છે, એમ તો નહીં જ કહેવાય. કાંઈ નહીં તો શબ્દોને મળતો ઉચ્ચારનાં અને અર્થને સ્પષ્ટ કરનારાં શુદ્ધ સંસ્કૃત નામો લખવાનો સંપ્રદાય જૂના કાળથી છે. આ માટે પ્રાચીન 'लेखपद्धति'ના નમૂના જેમાં આપેલા છે તે સંસ્કૃત પુસ્તક જોવાની હું ભલામણ કરું છું."

'રા. ज्ञ.' એમ. એ. તથા 'રા. K'–એવા નામથી 'વસંત' તથા 'બુદ્ધિપ્રકાશ'માં રા. મટુભાઇ કાંટાવાળાએ રા. નરસિંહરાવના પૂર્વપક્ષને તોડવા લેખમાળા લખી હતી; તેનો ભેગો સંગ્રહ

'પ્રેમાનંદનાં જ નાટકો' (૧૯૨૪) નામથી છાપ્યો હતો, તેમાં ચરોતર સંબંધી નવી હકીકત નીચે પ્રમાણે આપેલી છે:—

**શ્રી. મટુભાઈ કાંટાવાળાનો ઉત્તરપક્ષ : (૧૯૧૨–૧૯૨૪)**

"ગુજરાતના રાજકીય વિભાગો જે હાલ 'પ્રચરિત' છે, તે સિવાય તેના પ્રાચીન વિભાગો પણ વપરાશમાં છે; અને તે જમીનનાં લક્ષણ અને અન્ય કારણોથી પડેલા જણાય છે: જેમકે લાટય, કાનમ, ચરોતર, દશકોશી, ચુંવાળ, વઢીઆર, ભાલ, વાગડ, ઝાલાવાડ, સોરઠ, વગેરે. આવા વિભાગોની પરિસીમા અથવા વ્યાખ્યાઓ સ્થૂલ હોય છે. નર્મદાની દક્ષિણ તરફનો પ્રદેશ તે લાટ, નર્મદા અને મહી વચ્ચેનો ભાગ તે કાનમ, મહી અને વાત્રક વચ્ચેનો ભાગ તે ચરોતર: વાકળ (વેકુર–રેતી ઉપરથી–રેતાળ)× એ કાનમ અને ચરોતરની સંયોગી કડી જેવો છે. વીસાવાકળ એટલે વાકળનાં ૧૨૦ ગામ હશે. વાકળ અને ચરોતરની જમીન એકસરખી એટલે રેતી અને ગોરમટીના મિશ્રણથી થયેલી બેસર છે. આવી બેસર જમીન નદીઓની કૃતિથી તેમના મુખ આગળ બહુધા હોય છે. બેસર જમીનમાં બધું પાકી શકે છે; તેથી વાકળની ગણના ચરોતરમાં થાય છે; અને વડોદરા એ વાકળનું તેમજ ચરોતરનું નાકું છે.

"મનઃસુખરામ, ગોવર્ધનરામ તથા બાલાશંકરે 'ચરોતર' શબ્દની નામશુદ્ધિ કરી, એમ નરસિંહરાવ કહે છે; પરંતુ શાસ્ત્રી વ્રજલાલ કાલિદાસે પચાસ વર્ષ પહેલાં તે શબ્દ યોજ્યો હતો. એટલે ચરોતરના પુરાણીઓ તથા શાસ્ત્રીઓ તેને 'ચારુતર' કહે છે તે તેની ચઢીઆતી ભૂમિને લીધે જ."

**'કાન્હડદે પ્રબંધ'માંનું 'ચિડોત્તર' : (૧૯૧૬–૧૯૨૬)**

ઉપર નોંધેલી 'ચરોતર'ની ચર્ચા ચાલતી હતી; દરમ્યાન એક નવો શબ્દ ચર્ચા માટે દાખલ થયો. ૧૯૧૬માં બેરિસ્ટર દેરાસરીએ સંપાદન કરેલા સં. ૧૫૧૨માં રચાયેલા "કાન્હડદે પ્રબંધ'ના પહેલા ખંડમાં ૫૮મી તથા ૫૯મી કડીમાં ચિડોત્તર' એવો બોલ જોવામાં આવ્યો:

"ભાગા દેશ કાહાનમ **ચિડોત્તર**, બાવનની ખેડ હારિ

. . . . . .

ચડયા કટક ડંડાહિ **ચિડોત્તર**, ધાણધાર ધન્ધોલિ."

આ ઐતિહાસિક કાવ્યની બે આવૃત્તિઓ પ્રકટ થઈ છે. તેમાં 'ચિડોત્તર'નો અર્થ 'ડંઢાવ્ય અને ધાણધારની વચ્ચેનો પ્રદેશ' (ટીકા પૃ૪ ૧૩૧–૩૨, આવૃત્તિ ૨જી, ૧૯૨૬) એમ આપ્યો છે: 'ડંઢાવ્ય' (ડંડાહિ) એટલે ઊંઝા, ડાંગરવા અને સિદ્ધપુરનો પ્રદેશ; અને 'ધાણધાર' એટલે પાલણપુરની આજુબાજુનો પ્રદેશ. એટલે 'ચિડોત્તર' એ ગુજરાતની ઉત્તરનો કોઈ ભૂમિપ્રદેશ છે, એમ તેમાં કહેલું છે.

પરંતુ વિચારવા જેવું છે કે 'ચિડોત્તર' પદ જે બે ભિન્ન કડીઓમાં વપરાયું છે તે એ એક જ પ્રદેશ વિવક્ષિત નથી; પરંતુ તે જુદા જુદા ભાગને ઉદ્દેશીને છે: ૫૮મી કડીમાં કાહાનમ સાથેનું 'ચિડોત્તર' તે મધ્ય ગુજરાતમાંનું 'ચરોતર, છે; અને ૫૯મી કડીમાંનું 'ચિડોત્તર'–એ ઉત્તર ગુજરાત સાથે સંબંધ ધરાવે છે. 'બાવનની ખેડ હારિ'–બાવન ગામ-

× 'વાકળ' બોલ સં. वालुका ઉપરથી વર્ણવ્યત્યય થઇ वाकुला; અને તે ઉપરથી 'વાકળ' થયું હોય એમ લાગે છે. ઉપર શ્રી. છોટાલાલ ન ભટ્ટે व्याकुल કે विकीर्ण ઉપરથી તેને વ્યુત્પન્ન કરવાની સૂચના કરી છે: તે કરતાં આ કલ્પનામાં મને વિચારવા જેવી જણાય છે. —મં.

(ખેડ, સં. खेटकः સરખાવો 'ઉજ્જડ ખેડાં ફરી વસે, નિર્ધનિયાં ધની હોય')ની હાર, ટપ્પોઃ એ બાવન ગામનો ટપ્પો કયો ? તે નક્કી કરવાનું રહે છે. વિનયચંદ્રની काव्यशिक्षामां કવિઓ માટે દેશવિદેશના વિજ્ઞાનની અગત્ય બતાવીને જે રાજકરણી વિભાગો અથવા લૌકિક દેશ-વિભાગનો વિષય ગણાવ્યો છે ત્યાં અમુક સંખ્યાનાં ગામડાંનો સમૂહ અને તેનું પ્રધાન–મુખ્ય નગર–એ પ્રમાણે વીગત આપેલી છે; ત્યાં 'हर्षपुरादि द्विपञ्चाशत्।' આપ્યું છે; આ 'हर्षपुर' તે ખેડા જિલ્લામાં આવેલું ડાકોર પાસેનું હરસોલ ગામ છે; ત્યાંથી પ્રાચીન તામ્રપત્રો પણ મળી આવ્યાં હતાં, જે એના ગ્રામસમૂહનું મુખ્ય ગામ હોવા તરીકેની તેની મહત્તા સૂચવે છે. ઉપર ઊતારેલી આખી પંક્તિમાં કાહાનમ, ચિડોત્તર અને બાવન ગામનો ટપ્પો–એ બધો ભાગ એકબીજાને લાગીને જ છે; અને તેથી જ પદ્મનાભ કવિએ તેને એક પંક્તિમાં સાથે વર્ણવ્યો છે.

### 'ચિડોત્તર' સંખ્યાવાચક સાધારણ બોલ તરીકે

હવે 'ચિડોત્તર' પદ સમજાવવાનું રહે છેઃ ઉપર અવતારેલી काव्यशिक्षामांથી તેનો ખુલાસો મળી રહે છે. 'पेटलादप्रभृति चतुरुत्तरशतम्।' એટલે પેટલાદ જેમાં મુખ્ય છે એવાં એકસો અને ચાર ગામનો સમૂહ. चतुरुत्तरशतम् એ સામાસિક પદમાંથી છેવટનો બોલ शतम् લોપાતાં, **चतुरुत्तर** બાકી રહે છે. હૈમ પ્રાકૃત વ્યાકરણના અધ્યાય ૮, સૂત્ર–પ્રમાણે तनो લોપ થતાં **चउरुत्तर**, અને તે ઉપરથી બનેલા ચિરોત્તર, ચિડોત્તર, ચારોત્તર, ચારોતેર–એવા એવા શબ્દો મળી આવે છે; તેથી 'ચિડોત્તર' પદ કેવલ સંખ્યાવાચક સાધારણ બોલ છે; એટલે ઉત્તર ગુજરાતમાં કોક એવો એકસો ને ચાર ગામનો ગ્રામસમૂહ હોય તેનો ઉલ્લેખ એ હોય એમાં કશું અસંભવિત નથી.

### સોળમા સૈકાના બે દસ્તાવેજોમાંથી 'ચિડોત્તર' અને 'ચિરોત્તર'

'જે સૈકામાં કાન્હડદે પ્રબંધ' રચાયો છે તે જ સૈકામાં, થોડાં વર્ષો પછી થયેલા મિલકત સંબંધી બે લેખી વ્યવહારમાં 'ચિરોત્તર' અને 'ચિડોત્તર'–એમ બે શબ્દો મળી આવે છે, જે સંખ્યાવાચક છે; અને તેથી काव्यशिक्षामां આપેલા ભૂમિવિભાગદર્શક સંસ્કૃત શબ્દને દેશીભાષાના સમયમાં તે લાવી મૂકે છે; અને તેના અર્થનું સમર્થન કરે છે.

×સંવત ૧૫૯૯ના ગ્રહણકલેખ(ધરેણે આપ્યાના લેખ)માં અમદાવાદમાં હાજાપટેલની પોળમાં ઘર ધરેણે આપ્યું તેના દસ્તાવેજમાં 'ચિડોત્તર' શબ્દ અમુક રકમ ઉપર ચાર–चतुरुत्तर–એ અર્થમાં વપરાયો છેઃ—

"यत् राज्यनाणके टंका ८००४ अंके आठसहिस्र **चिडोत्तर**, बद्धत्रिः सुपरीक्षित एक मुष्टयानि दत्तानि...जां लगइ टका आठसहिस्र **चिडोत्तर** आपइ तिव्हारइं छूटइ तां लगइ भाई ३ पदमा रंगा उदयकरण वसइ वासइ...।"

સંવત ૧૫૮૩ના બહાદુરશાહ સુલતાનના વખતના અમદાવાદના વેચાણખતમાં 'ચિરોત્તર' શબ્દ પણ ઉપરના અર્થમાં જ વપરાયો છેઃ—

"आपणी भूमि साह सामलना पाडा मध्ये हूती ते भूमि राज्यटंका ८०४ आंक आठसइ **चिरोत्तर** माटइं वेचाती परीख...नइ आपीं सही।"

× સ્વર્ગસ્થ દી. બા. કેશવલાલ ધ્રુવના લેખસંગ્રહ ભેગી, આ બે દસ્તાવેજોની નકલ મળી આવી છે. તેનો ઉપયોગ, તેમના ચિરંજીવી ભાઈ બચુભાઈ (વિલોચન) ધ્રુવના સૌજન્યથી, આ લેખને અંગે હું કરી શકયો છું. **મ**.

### લેખપદ્ધતિમાંનો चतुरुत्तर શબ્દ : (૧૯૨૫)

તેરમા શતકમાં ગુજરાતમાં લખાયેલી लेखपंचाशिका અથવા लेखपद्धति (પ્રસિદ્ધ ગાયકવાડ ઑરિયન્ટલ સિરિઝ, અંક ૧૯ : ૧૯૨૫) નામે ગ્રંથમાં એક લેખના નમૂનામાં "खेटकाधार-मण्डलान्तश्चतुरुत्तर चतुरासिकायां अद्येह पेटलाउदे..." એ પ્રમાણે સ્થલનો ઉલ્લેખ કરેલો છે. ત્યાં 'ખેટકમંડલ' એટલે ખેડા જીલ્લામાં આવેલા એવા ચરોતર તથા ચોરાસીનો ઉલ્લેખ છે, એમ માનવામાં હરકત જણાતી નથી; વળી પેટલાદ(પેટલાઉદ્ર)નું નામ આપવાથી હકીકત નિઃસંદેહ બની જાય છે. અહીં જે 'चतुरासिका'નો ઉલ્લેખ છે તે કયો પ્રદેશ તેની ચોક્કસ માહિતી काव्यशिक्षाના અવતરણમાંથી મળી રહે છે.+ दर्भावतीप्रभृति चतुरशीति–એટલે ડભોઈ જેમાં મુખ્ય છે, એવાં ચોરાશી ગામનો જથ્થો અહીં વિવક્ષિત છે.

### વિનયચંદ્રની काव्यशिक्षा માંથી મહત્ત્વનો ઉલ્લેખ : चतुरुत्तरशतम् બોલ :

તેરમા સૈકાથી આધુનિક નહીં, એવા काव्यशिक्षाનામક ગ્રંથની અપૂર્ણ તાડપત્ર ઉપરની પોથી પાટણના ભંડારમાં છે. તેના રચનાર વિનયચંદ્ર ગુજરાતી છે. કવિ થનારે અથવા કાવ્ય રચનારે કેટકેટલા વિષયોનું સામાન્ય જ્ઞાન મેળવવું જોઈએ, તે તેનો વિષય છે. સ્વર્ગસ્થ પંડિત ચીમનલાલ દલાલે આ ગ્રંથનું અસ્તિત્વ પહેલવહેલું જાહેર કર્યું હતું; અને રાજશેખરની काव्यमीमांसाની પોતાની આવૃત્તિના ટિપ્પણમાં તેનો ઉલ્લેખ કર્યો હતો.

પ્રસ્તુત ખંડ નીચે પ્રમાણે છે :×

"पत्तनादि द्वादशकम् । मातरादिश्चतुर्विंशतिः । वडू इत्यादि षट्त्रिंशत् । भालिज्जादि चत्वारिंशत् । हर्षपुरादिद्विपञ्चाशत् । श्रीनारप्रभृति षट्पञ्चाशत् । जम्बूसरप्रभृति षष्ठीः । दर्भावती प्रभृति चतुरशीतिः । पेटलापद्रप्रभृति चतुरुत्तरशतम् । षदिशलप्रभृति दशोत्तरशतम् । धवल्लकप्रभृति पञ्चशतानि ।..."

### સંખ્યાવાચક શબ્દ ઉપરથી 'ચરોતર'

ઉપરના ઉલ્લેખો ઉપરથી જોઈ શકાશે કે જમીનની જાત ઉપરથી નહીં, પણ રાજકીય વ્યવસ્થાના પ્રદેશ માટેના ભાગ ઉપરથી 'ચરોતર' નામ પડયું છે. તેથી 'ચરો+તર', 'ચરુ+તર' તથા 'ચારુતર' અને 'ચડ+ઉતર' (ચડોતર)–એ બધા શબ્દો કૃત્રિમ રીતે બનાવી લેવા પડે છે; તેમ કરવા માટે બીજી કાંઇ હાનિ નથી; પરંતુ તેને માટે કલ્પના, અર્થસામ્ય, વિચારસામ્ય કે ઉચ્ચારસામ્ય સિવાય બીજો આધાર જણાતો નથી. તેથી, પેટલાદપ્રમુખ એકસો ને ચાર ગામડાંના સમૂહવાળા વિશિષ્ટ ભાગને મધ્ય ગુજરાતમાં આવેલા ખેડા જીલ્લામાંનું "ચરોતર" માનવું, એ ઐતિહાસિક દૃષ્ટિએ સર્વથા ગ્રાહ્ય જણાય છે.

---

+ Vide "Notes" on this by Sjt. G. K. Shrigondekar, M. A. the editor: pp. 107 :

"चतुरुत्तर is modern चरोतर, a portion of Gujarat north of Baroda. This portion formerly contained one hundred and four villages. चतुरासिका is modern चोरासी which is east of Baroda, having eighty-four villages. Singular number shows that both these portions might have then formed one district or Taluka."

× આ ઉલ્લેખનો પહેલો ઉપયોગ "Antiquities of Gujarat : A tri-Lingual Inscription on a step-well in Petlād (Central Gujarat)" નામે "Bombay University Journal" ના મે ૧૯૩૭ના અંકમાં પ્રકટ થયેલા મારા લેખમાં કર્યો હતો.

# પીર સાહેબ શાહ કાયમદીન ચીશ્તી

[ ગુજરાતી કવિતા ]

લે. રા. રા. અરદેશર ફરામજી ખબરદાર : કવિ

"મેં તો જોયું ઝલમલ નૂરને, નિરંજનલાલ!
મેં તો ચીન્યું અનહદ તૂરને, નિરંજનલાલ!
એક અગમ આકાશ મેદાનમાં નિરંજનલાલ!
અમે રહીએ એના ધ્યાનમાં, નિરંજનલાલ!

એક અગમ અગોચર વસ્ત છે, નિરંજનલાલ!
મારું મનડું તે પર મસ્ત છે, નિરંજનલાલ!
અમે હદ બેહદ મેલી ગયા, નિરંજનલાલ!
અમે અનહદના વાસી થયા, નિરંજનલાલ!

મેં પીધો પ્રેમ-પિયાલો, નિરંજનલાલ!
તે પીધાથી થયો અજવાળો, નિરંજનલાલ!

* * *

મુજપણું વીસરી ગયું, નિરંજનલાલ!
જે હતું તે થઈને રહ્યું. નિરંજનલાલ!"

હદબેહદ અને અગમ-અગોચર પર લખાયેલી, "ઊભા રહો તો કહું વાતડી, બિહારીલાલ!" એ ઢાળની ઉપલી સુંદર ગરબી કોઈ જૂના હિન્દુ ભક્તકવિની હોય, એમ તે વાંચતાં આપણને સહજ નથી લાગતું? હિન્દુસ્થાનના કવિઓ ગમે તે નાતજાતના કે ધર્મના હોય, પણ તે સૌની કવિતાવાણીમાં જાણે એક જ દોરો ગૂંથાયેલો હોય, તેમ સ્પષ્ટ જણાય છે. આખરે તો પરમાત્મા પ્રભુ એક જ છે, અને ભક્તહૃદયો અનેક હોવા છતાં પણ એક જ છે. ભક્તિનો તાર મુખમાંથી નહીં, પણ માનવહૃદયના ઊંડા ઊંડાણમાંથી જ ફૂટે છે, અને એને જ્યારે છેડો ત્યારે તે પોતાના પરમહૃદય પ્રભુનો એક જ સૂર કાઢે છે.

## મુસલમાનો અને તેમની ભાષાનો સંપર્ક

આપણાં પ્રાચીન ગુજરાતી કાવ્યોના સદ્જ્ઞાતા, સદ્ગત સાક્ષર કેશવલાલ હ. ધ્રુવ ગુજરાતી ભાષાનાં મંડાણ દસમી સદીથી માંડે છે, પણ ગુજરાતીનું ઉઘડતું સ્વરૂપ તો પંદરમી સદીથી જ સ્પષ્ટ થતું ગયું. ગુજરાતમાં એ કાળે કાંઈ માત્ર હિન્દુઓની જ વસ્તી નહોતી. સાતમી સદીમાં ઈરાનથી પારસીઓ આવીને ગુજરાતમાં વસ્યા ને ઠરીઠામ થયા, તે અગાઉ પણ ગુજરાતનાં બંદરો સાથે અરબસ્તાન વગેરે બીજા દેશોનો વ્યાપારી સંબંધ ગુજરાત સાથે બંધાયેલો હતો, અને તેમની ભાષામાંના ઘણા શબ્દો તે વેળાની પ્રાકૃત ભાષામાં ભેળાતા ગયા હતા. ત્યારપછી મુસલમાનો પણ ગુજરાતમાં આવ્યા, વિજેતા બન્યા,

અને ગુજરાતની ભૂમિ પર રાજ્ય પણ કરવા લાગ્યા. તેમની સાથે ફારસી, અરબ્બી ને તુરકી ભાષાઓના શબ્દો પણ રોજના વ્યવહારની ચીજોને લગતા, ગુજરાતની તે વેળાની અપભ્રંશ ભાષામાં ઘુસતા ગયા. મુસલમાનોનું રાજ્ય ગુજરાતમાં ફેલાવા માંડયું, તેની સાથે તેમના ધર્મનો પ્રચાર પણ ગુજરાતની હિન્દુ વસ્તીમાં ધીમે ધીમે થવા માંડયો.

## સંત, ઓલિયા ભક્તો, અને ભજનો

નરસિંહ, મીરાં, ભાલણ, જેવા આપણી આધુનિક ગુજરાતીના પાયા નાંખનાર કવિઓ જ્યારે ગુજરાતના લોકહૃદયને પોતાની કવિતાવાણીથી મુગ્ધ કરતા હતા અને રાજકીય અંધાધુંધીમાં પણ ભક્તિરસ રેલાવતા રહ્યા હતા, ત્યારે તે જ અરસામાં મુસમમાન ઑલિયા પીર સદરૂદીન સાહેબ હિન્દુ મુસલમાનનાં હૃદયો જોડવા પ્રયત્ન કરી રહ્યા હતા, અને તેમણે પવિત્ર કુરાનની વાણીનો બોધ હિન્દુ વેદાન્તની ઢબે ગુજરાતી ભજનોમાં ઉતાર્યો હતો. તેમનાં ઘણાં ભજનો ઈસ્માયલી ખોજા સમાજમાં હજુ સુધી ગવાય છે. ત્યાર પછી એવા બીજા ઘણા મુસ્લિમ ઓલિયા ભક્તો થઈ ગયા છે, તેમાં સૌથી જાણીતા ઉમર બાવાનાં અને અનવર સાહેબનાં ભજનો તો ઘણાં જાણીતાં છે, તેમ જ વેદાન્તવિદ્યાના તોરથી જ તે રચાયેલાં હોવાથી હિન્દુ ભક્તજનો પણ તે હોંશથી ગાય છે. તેમની ભાષા પણ શુદ્ધ ગુજરાતી જ છે.

## પીર સાહેબ શાહ કાયમદીનની પ્રસિદ્ધિ

આપણા આ લેખના વિષયમાં પીર સાહેબ શાહ કાયમદીન ચીશ્તી પણ ગુજરાતના હિન્દુ મુસ્લિમ ભક્તોમાં ઘણા જાણીતા અને માનીતા હતા. તેઓ સુફીવાદના ઑલિયા હતા અને તેમાં પારંગત હતા. તેમણે પવિત્ર કુરાનનું આંતરિક ભેદી જ્ઞાન સંપાદન કરીને યોગ સાધ્યો હતો, અને તેમને " નૂર "નાં દર્શન થયાં હતાં. ઈરાકથી સાત દિવસના રસ્તા પર હેરાત નદી પાસે ચીશ્ત નામે શહેર આવેલું છે. તેમાં ચાર મોટા બુઝર્ગ ખ્વાજાઓ થઈ ગયા છે. એ ચીશ્તી ખ્વાજાઓની ઓલાદમાં બાવા ફરીદ સાહેબ નામે એક પરહેજગાર પીર ઉતરી આવ્યા હતા. તેઓ હિન્દુસ્થાનના બાદશાહો સાથે સંબંધ ધરાવતા હતા અને હિન્દમાં જ વસતા હતા. તેમનું લગ્ન દીલ્હીના સુલતાન શમ્સુદ્દીન અલ્તમશના પુત્ર સુલતાન ગ્યાસુદ્દીનની પુત્રી સાથે થયું હતું. એટલે પોતે શાહી ખાનદાનના હતા અને શાહી ખાનદાન સાથે તેમણે પાછો લગ્નસંબંધ બાંધ્યો હતો.

## તેમના પૂર્વજો અને શાહી ઓલાદ

એ બાવા ફરીદ સાહેબની ઓલાદના વંશજો ત્રણસેં વર્ષ બાદ ગુજરાતમાં પાટણમાં આવીને વસ્યા હતા, અને ત્યાંથી પછી કડી ગામમાં આવીને વસ્યા. એ પવિત્ર પુરુષોની ઓલાદમાં શાહ કાયમદિન બાવા નામના પીર સાહેબ થઈ ગયા છે. એઓ મોટા દરજ્જાના મહાત્મા હતા. એમના પિતાનું નામ હજરત બદરૂદ્દીન સાહેબ હતું. શાહ કાયમદિન બાવા સાહેબનો જન્મ કડી ગામમાં થયો હતો. હજરત બદરૂદ્દીન સાહેબ ખુદાના પક્કા ઑલિયા હતા, અને કાયમદિન બાવા સાહેબને બચપણથી જ તેમની તરફથી ન્યામત મળી ચૂકી હતી, એટલે તેઓ નિત્યસિદ્ધ થયા હતા.

## તેમનું જીવન અને સિદ્ધિ

આઠમે વરસે તો કાયમદ્દિન બાવા સાહેબને આખું પવિત્ર કુરાને શરીફ મોંઢે થઈ ગયું હતું. પછીથી તેમણે ફારસી, અરબી, સંસ્કૃત અને ગુજરાતીનું સારૂં જ્ઞાન સંપાદન કીધું હતું.

સુફીની તરીકતોમાં અને ઈશ્વરીગાનમાં પારંગત થયા પછી કાયમદ્દિન બાવા સાહેબ પીરપદ પર આવ્યા. લોકવાયકા પ્રમાણે એમણે ઘણી સિદ્ધિ મેળવી હતી, અને એમને હાથે અનેક ચમત્કારો થયા હતા. કહેવાય છે કે એક વેળા હિન્દુ લોકોનો સંઘ કાશીની જાત્રા કરવા જતો હતો, તે વેળા પીર સાહેબ સામે મળ્યા. એમણે તેમને પૂછ્યું કે ક્યાં જાઓ છો? ઉત્તર મળ્યો કે કાશી. પીર સાહેબે તેમને કહ્યું કે તમને અહીં બેઠાં બેઠાં કાશીનાં દર્શન થાય તો કેમ? આમ કહીને સંઘમાંના જે લોક આગળ હતા તેમને છેક પાસે બોલાવીને અંગરખાની બાંય તેમની આંખ આગળ ધરીને કહ્યું કે અંદર બાંયમાં જુઓ. જેવું તેમણે બાંયમાં જોયું તેવું તેમને ત્યાં કાશી દેખાયું. સંઘના બીજા માણસોએ પણ એક પછી એક આવીને બાંયમાં કાશીનાં દર્શન કીધાં ને મહા આશ્ચર્ય સાથે તેઓ કૃતાર્થ થયા. તે વેળાથી તેઓ પીર સાહેબને પોતાના ગુરુ લેખે માનવા લાગ્યા આવા ચમત્કારોની તો ઘણી ઘણી વાતો છે.

## તેમની કિતાબો

પીર સાહેબે બે કિતાબો લખેલી છે. તેમાંની એક મુખ્યનું નામ "નૂરે રોશન" છે. એ ઘણી જ સાદી ઉર્દુ ભાષામાં પદ્યમાં લખાયેલી છે. બલ્કે ઉર્દુ–હિન્દી ગુજરાતીનો તેમાં ભેળ છે. એ પુસ્તક ખરા બ્રહ્મજ્ઞાનથી ભરપૂર છે. વેદાન્તના પારિભાષિક શબ્દોને કુરાનના તેવા જ શબ્દોની સાથે ઘટાવીને તેમાં હિન્દુ ને મુસ્લિમ પરાજ્ઞાનની એકતા ચાતુર્યથી બતાવેલી છે. પીર સાહેબને મન બધા એક જ હતા. આ લેખ ઉપલા પુસ્તક ઉપરથી જ લખવામાં આવ્યો છે. એમનું બીજું પુસ્તક "દિલે રોશન" નામે હતું. પણ તે હાલ ઉપલબ્ધ નથી. આ "નૂરે રોશન" કિતાબ પીર સાહેબને હાથે હીજરી સન ૧૧૬૯ માં એટલે ઈસ્વી સન ૧૭૫૦ માં લખાઈને પૂરી થઈ હતી. એટલે આજે એને લગભગ ૧૯૦ વર્ષ થવા આવ્યાં છે. પીર સાહેબના જન્મને તો ૨૫૦ વર્ષ થવા આવ્યાં છે.

## તેમના સર્વ કોમના ચેલાઓ

પીર સાહેબ કાયમદ્દિન બાવાના હિન્દુ, મુસલમાન અનેક જાતજાતના ચેલાઓ હતા. પીર સાહેબને મન તો બધા એક હતા. એમણે કોઇની પણ સાથે મુસલમાન–ગેરમુસલમાન તરીકેનો કશો પણ ભેદ રાખ્યો નહોતો. મુસલમાનોને પવિત્ર કુરાને શરીફ મારફતે ધર્મનું ને યોગસાધનાનું જ્ઞાન આપતા હતા, અને ગેરમુસલમાનોને સૌ સૌના ધર્મ પ્રમાણે એ જ યોગસાધનાની તેમની પરિભાષામાં સમજ આપતા હતા. એમના ઉર્દુ કાવ્યગ્રન્થમાં તો વેદના દેવો, વેદાન્તનાં તત્ત્વો, નાડીચક્રો, યોગનું રહસ્ય, વગેરેની સાપેક્ષ તુલનાબદ્ધ સમજ આપેલી છે, જે જોતાં બંને ધર્મોનાં પ્રભુયોગનાં રહસ્યો માત્ર નામફેર સાથે એક જ છે, એમ તેમાં દર્શાવેલું છે. બીજું તો પીરસાહેબની યોગસિદ્ધિ ચમત્કારી હતી, અને એ શક્તિથી તેઓ કોઇને પણ તુરત મુગ્ધ કરી શકતા હતા, અને પોતાના ચેલાઓને માત્ર શાબ્દિક વિધિથી

નહીં, પણ તેઓની પોતાની અંતરચક્ષુ ઉઘાડીને, અનુભવસિદ્ધ જ્ઞાન આપીને તેઓ તેમને પ્રભુપંથે સીધા હાર પાડતા હતા. એમ કહે છે કે એમની ખિદમતમાં હિન્દુ–મુસલમાન મળીને બસો ભક્ત રહેતા હતા. એમાંથી એમણે એકાવન શિષ્યોને મહાપદે પહોંચાડયા હતા. એ બધા ભક્તોમાં ઈબરાહિમ ભગત અગર અબરામ બાવા પ્રથમ સ્થાન ભોગવતા હતા. અસલ ખંભાતના અને પાછળથી ભરૂચ આવી રહેલા, અને પીર સાહેબની મહેરથી આત્મ-દર્શન પામેલા, પુંજા બાવા સાહેબ પણ એમના જાણીતા ભક્ત હતા. નીરાંતપંથના સ્થાપક કરજણ તાલુકાવાળા નીરાંત ભગત પણ પીર સાહેબના મુરીદ અમન સાહેબના ચેલા હતા. એ જ કરજણ તાલુકાના પાછીયાપરાના રહેવાસી જીવન મસ્તાન નામના હિન્દુ પાટીદાર પણ પીરસાહેબના જ સેવક હતા, અને તેમનાં ભજનો પણ આજે ગુજરાતમાં ગવાય છે.

એ જીવન મસ્તાનની પિતરાણુ બહેન રતનબાઈ ભક્તાણી પણ પીરસાહેબની જ ચેલી હતી. એ જ રતનબાઈનાં કેટલાંક ભજનો ભૂતપૂર્વ "સાહિત્ય" માસિકના ઈ. સ. ૧૯૨૨ના અંકોમાં પ્રગટ થયેલાં છે. એ જીવન મસ્તાનની અને રતનબાઇ ભક્તાણીની કબરો તેમની ગુરૂભક્તિથી પ્રકટેલી અંતિમ ઇચ્છા મુજબ પીર સાહેબની દરગાહમાં જવાની સીડીનાં પગથિયાં આગળ કરવામાં આવેલી છે.

પીર સાહેબનો દેહ નંદરબાર તરફના ધોકડા ગામે હીજરી સન ૧૧૮૭માં એટલે ઈ. સ. ૧૭૬૮માં પડયો હતો. ત્યાંથી એમનો દેહ એમની ઇચ્છા મુજબ મહી નદીને કાંઠે આવેલા એકલબારા ગામમાં લઇ જઇને દફનાવાયો હતો અને ત્યાં એમની દરગાહ સ્થપાઈ હતી. આજ સુધી એ દરગાહનાં હિન્દુ મુસલમાનો ભાવથી દર્શન કરે છે અને પીર સાહેબમાં ઘણી શ્રદ્ધા રાખે છે. કાયમદીન બાવા સાહેબના ભાઈ માંગરોળની ગાદીના સ્થાપક પીર મોટામીયાં સાહેબના પિતા થતા હતા.

### માંસાહારની પરહેજી

પીર સાહેબ કાયમદીને પોતાની આખી ઉમ્મરમાં કદિ પણ માંસાહાર કીધો નહોતો, જેને લીધે જ હિન્દુઓમાં એમની પવિત્રતાની ઊંચી છાપ પડી હતી. એમના ગુજરી જવા પછી પણ જ્યાં એમનો રોજો શરીફ છે ત્યાં તેની આસપાસના મોટા મેદાનમાં પણ કોઈ માંસ લઇ જતું નથી કે ખાઈ શકતું નથી, એવો એમનો પ્રતાપ એમના મુસલમાન ભક્તો પર પણ છે.

### તેમની સરળ–સરસ કવિતાઓ

પીર સાહેબ કાયમદીને ગ્રન્થનાં સેંકડો પૃષ્ટ ભરાય એટલી કવિતા સરળ ઉર્દુમાં અને ગુજરાતીમાં લખેલી છે. એમનાં બાહુ ભજનોમાં–ઉર્દુમાં તેમ જ ગુજરાતીમાં–સાચી કવિતા ડોકિયાં કરે છે. જેવાં ભજનો સૂરદાસનાં, કબીર સાહેબનાં અને આપણા બીજા ભક્તોનાં છે તેવાં જ એમનાં પણ છે. નાતજાત અને બાહ્યધર્મથી ઉપર ગયેલા પવિત્ર આત્માઓને મનુષ્યદેહમાં અવતરેલા આત્માના ઉદ્ધારની જ પરવા હોય છે. તેમની દિવ્ય આંખને હિન્દુ, મુસલમાન કે અન્યધર્મી જનો માત્ર એક મનુષ્ય તરીકે જ દેખાય છે. તેથી જ આજે પણ હિન્દુ સંન્યાસી અને યોગીઓના ચેલાઓમાં હિન્દુ, પારસી, મુસલમાન, ખ્રિસ્તી, વગેરે અનેક ધર્મવાળા હોય છે, તેમ જ મુસલમાન પીર સાહેબોના પણ અનેક ધર્મ પાળતા ચેલાઓ જોવામાં આવે છે. ધર્મના સામાન્ય જ્ઞાનથી પર જ્ઞાન જે પરાવિદ્યા તરીકે ગણાય છે, તે

તેના શુદ્ધ રૂપમાં બધા ધર્મનાં સ્થૂળ રૂપોથી પર છે. ખરા જિજ્ઞાસુ અને મુમુક્ષુ જીવો એ પરાવિદ્યામાં પારંગત થયેલા પવિત્ર આત્માઓનો સત્સંગ ચાહે છે, અને તેમના બોધથી તેમજ તેમની દોરવણીથી પોતાના આત્માનું કલ્યાણ સાધે છે.

## 'નૂરે રોશન'ની રોશનીનો પરિચય

પીરસાહેબનો "નૂરે રોશન" ગ્રંથ તેમની ગાદીના એક આગેવાન મુસલમાન ભક્તે આજથી પિસ્તાલીશેક વર્ષ પર લાહોર જઈને ત્યાંના ઉર્દુ પ્રેસમાં છપાવ્યો હતો. એ "નૂરે રોશન"ની કેટલીક હાથપ્રતો પીર સાહેબના ભક્તો પાસે છે. એ પ્રતો પરથી પાઠ શુદ્ધ કરીને, તેમ જ બ્રહ્મજ્ઞાન ઉપરનાં હિન્દુ તેમ જ અન્ય ધર્મીઓનાં પવિત્ર પુસ્તકોમાંથી અવતરણો ટાંકીને તેમ જ પીરસાહેબના વક્તવ્યને અનુમોદન આપતા બીજા વિષયો ઉમેરીને એક ગ્રન્થ ગુજરાતી ભાષામાં અને ગુજરાતી લિપિમાં સુરતના વકીલ મી. રતનશાહ કોયાજીએ પ્રકટ કરેલો છે. તે ગ્રન્થ મારા જોવામાં આવ્યાથી અને તેમાં આવેલી પીર સાહેબની ગુજરાતી કવિતાઓથી પ્રસન્ન થઈને આ લેખ લખવાની મને પ્રેરણા થઈ છે. ઉર્દુ ન જાણનાર ગુજરાતી ઈસમ પણ એ પીર સાહેબની ઘણી જ સરળ ઉર્દુ બોલી શકે તેમ છે. ગુજરાતના ગામડિયા જનોને પણ પ્રભુજ્ઞાનનો રસ ચખાડવા પીર સાહેબ ઉત્સુક હતા, એટલે તેમણે સાહિત્યની નજરે પોતાનાં ભજનોની કે પોતાના દૈવી બોધની યોજના કરેલી નથી. તેમ છતાં તેમની ગુજરાતી ગરબીઓમાં અને ભજનોમાં ભક્તિરસ બહુ સારી રીતે વહે છે. એમાંનાં કેટલાંક ગુજરાતી ભજનો હું નીચે આપું છું. તે પરથી વાંચક જોઈ શકશે કે એ મુસલમાન પીર સાહેબ કાયમદીન બાવાની ગુજરાતી વાણી કેવી મધુર, સરળ અને સચોટ છે, અને એ ભજનોમાંની કવિતા પણ કેવી હૃદયસ્પર્શી ને પ્રાસાદિક છે.

ગુર્જરવાણી દેવીની પૂજા હિન્દુ ધર્મીઓ ઉપરાંત એ પાણીને ધાવતા અને પોતાની જિહ્વાએ ધારતા અન્યધર્મીઓ–પારસી, મુસલમાન, ખ્રિસ્તી આદિ અનેક ભકતો–એ કીધી છે, અને હજી કરે છે. જેમનો હિન્દુ ધર્મ નહીં હોય એવા અન્યધર્મી ગુર્જરવાણી ભક્તોની સાહિત્ય-કૃતિઓને પોતાનાં ત્રાજવામાં ધડો કરીને જોખતા કેટલાક હિન્દુ વિદ્વાનોનાં સાંકડાં હૃદયોનો કડવો અનુભવ મને પોતાને થએલો છે. પણ એ વિદ્વાનો ભૂલી જાય છે કે પૂજ્ય દેવ–દેવીની આંખમાં તો ભક્તોનાં ટીલાંટપકાં, પહેરવેશ, રુપરંગ, જાતિ, ધર્મ કે એવી કશી વસ્તુ વસતી નથી, પણ ભક્તોનો શુદ્ધ પ્રેમ જ તેની કીંમત અંકાવે છે. ખરા ભક્તહૃદયને તો પ્રભુની માધુરી ગમે ત્યાંથી વહે પણ તે વહાલી, પવિત્ર અને મોંઘી છે.

ચાલો. આપણે કાયમદીન બાવા સાહેબની વાણીની પણ થોડીક માધુરી અહીં ચાખી લઈએ.

### ૧. આગમના બાર મહિના

(ગરબો)

ચરણે સતગુરને રમિયે, ઝીણા થઈ સુરશદને નમિયે,
ત્યારે તો અલખ ધણીને નમિયે..............(ટેક)
સુરતા સુનમાંહીં લાગી, કે વાંસળી અગનમાં વાગી,
ખુમારી પ્રેમ તણી જાગી............ચરણે સતગુરને૦

સર્વે સુરતા જઇ લાગી, મેં તો મન મમતા ત્યાગી,
પિયુજીસે રંગ કેસરી બાંધી........ચરણે સતગુરૂને૦

કારતકે કાયામાં જાગી, શબ્દ અગમ જાય લાગી,
કે ત્યાં નહીં વેદ કિતાબ કાજી.....ચરણે૦

માગસરે મન મારૂં મોહ્યું, દર્શન નૂર તણું જોયું.
કે મેં તો આપપણું ખોયું........ચરણે૦

પોષે પિંડ મારૂં ખોયું, મન તો સતગુરૂસે મોહ્યું,
કે મેં તો અરસ કુરસ જોયું........ચરણે૦

માહે મહાસુનમાં ફોડી, સુરતા સાહેબશું જોડી,
કે શુદ્ધ મેં તો દેહી તણી છોડી.....ચરણે૦

ફાગણે બ્રહ્મ થયો પ્રકાશ, લાગી મને અંતરઘટમાં આશ,
કે ઘટમાં પોતે થયા પ્રકાશ.....ચરણે૦

ચઈતરે ચરણ જઈ લાગી, ધુન મારી સાહેબશું વાગી,
કે ભ્રાન્તિ મન તણી ભાગી.....ચરણે૦

વૈશાખે મન સુનમાં મોહ્યું, કે દર્શન નૂર તણું જોયું,
કે તે તો સાહેબશું મોહ્યું.....ચરણે૦

જેઠે જગતમાં જાગી, તાળી આભમંડળ લાગી,
ચિત્તમાં ચેતન થઇ જાગી.....ચરણે૦

અષાઢે અલેક રહ્યો ભરપૂર, હું તો જઇ ઉભી હજૂર,
કે વાજાં વાગે અનહદ તૂર.....ચરણે૦

ભાદરવે વરભંડને ફોડી, સુરતા ગઈ વૈકુંઠ છોડી,
દરસ મેં તો જીવતાં જોડી.....ચરણે૦

ગરબો અગમ તણો કીધો, ભેદ શાહ **કાયમદીને** લીધો,
આસો મહીને હરિરસ પીધો.....ચરણે૦

## ૨. અનહદ નૂર

(રાગ ધનાશ્રી)

મેં તો જોયું અનહદ નૂર, શું કરૂં હદને રે ?—(ટેક)

એક અગમના બાગમાં રે અજબ તેજ ગુલઝાર;
તે તો મારે નેણે મેં પરગટ દીઠું, દર્શન નૂર દિદાર—શું કરૂં૦

ઝરમર ઝરમર નૂર વરસે રે, ત્યાં છે સુરતનો વાસ;
મનડું મારૂં મગન થયું છે. મટી રે તૃષ્ણા ને આશ—શું કરૂં૦

મહાસુનના મહેલમાં મેદાન ચીન્યું, જ્યાં રે ઝલકે નિશાન;
નૂર નૂરનો પાર નહીં રે, ત્યાં છે નિરંતર ધ્યાન—શું કરૂં.

પીર **કાયમદીન** સોહી ઘર ચીના, જ્યાં નહીં પાપ ને પૂન,
અરસપરસ બે એકરંગ થયા, ત્યારે કોણ કરે રે ભજન ?—શું કરૂં.

## ૩. ન્યારો ભેદ

( રાગ ધનાશ્રી )

મારો ન્યારો છે તે ભેદ, ન જાણે સૌ કોઇ અલ્લાહ! (ટેક)

જ્યાં રે પવન સંચરે નહીં રે, ત્યાં છે નૂર અપાર;
પ્રેમ પિયાલો પીતાં ભૂલ્યા, જોવો નૂર દિદાર.—ન જાણે૦

અગમ આકાશમાં નૂર તૂર છે, તેશું લાગે પ્રીત;
સુરત પગથિયે સીડી ચઢિયે, તો લીધો અગમગઢ જિત—ન જાણે૦

ન જાણે કોઇ જોગી સંન્યાસી, ના જાણે સંસાર;
જાણે કોઈ વિરલો ભેદુ, આશક મસ્ત દિદાર.—ન જાણે૦

ના જાણે કોઇ તપસી તપિયો, જાણે નહીં કોઈ સિદ્ધ
જાણે કોઈ સતગુરૂનો બાળક, ચીન્યું હોય અનહદ.—ન જાણે૦

શાહ **કાયમદીન** અનહદવાસી, લોક રહે હદમાંય;
તે શું જાણે ઉદ્બુદ ભેદો, દેશી હોય તે પાય !—ન જાણે૦

## ૪. દીનદયાળનાં દર્શન

( રાગ ધનાશ્રી )

મેં તો જોયો દીનદયાળ, લીધો ફકીરી હાલ રે અલ્લાહ !—
બાહેર તો ઝરબફત પહેરે, માંહીં હાલ ફકીરી,
લોક તો બાહેરનું જોઈ ભૂલ્યા, કહે છે એ તો અમીરી.-લીધો૦

લોક તો બાહેરને માને છે, માંહીં તો ના જાણે નાહીં;
ખાક લગાડી ભગવાં પહેરે, તેને ફકીર કેરાઈ.-લીધો૦

ગગનગુફામાં સુરત નિરખી નૂર તૂર રણકાર;
માંહેલા મર્મને કોઈ ન જાણે, ભૂલે છે જોઈને બહાર.-લીધો૦

બાહેરના ભેખનું કામ નથી રે, માંહી રાખોને ધ્યાન;
અરસ ડુંગરે ચઢીને નિરખો નૂર તણું રે નિશાન.—લીધો૦

શાહ **કાયમદીન** માંહીં મગન છે, અગમ અગોચર દેશ;
માંહેનું નૂર મેલી બાહેર શું કરૂં રે, શું કરવા રાખું ભેશ ?—લીધો૦

## ૫. સવળો ભાસ

( રાગ ધનાશ્રી )

મારે મન તો સવળું ભાસે, લોક અવળું વિચારે;
આપે હિન્દુ, આપે મુસલમિન, દુઈ કોનામાં પાડે ?—ટેક

ઘાટ તો એ બીજો ઘડયો, જીવ ઇસ્મ રૂપી લોકો;
એમાં તો કાંઈ વિગત નથી, કહો ચાવલ કે ચોખો!—મારે૰

પહેલાં તો સાંઈ આપે હતા, પછીથી હઝરત કીધા;
આપસમાંથી સૌ ઉપજ કરી લે, નામ બીજાં રે દીધાં!—મારે૰

લોકોનું જો કીધું કરૂં તો, મારૂં કારજ બગાડે;
હિન્દુ મુસલમિન એ અળગા નિરખે, સાહેબથી વિઘ્ન પાડે.—મારે૰

શાહ **કાયમદીન**ને મન પિયુ એક છે, રે દુઈ દુનિયાને મારો!
મારે તો સાહેબ થકી કાજ છે, લોક મન માને તે વિચારો!—મારે૰

## ૬. સમરથ સ્વામી

( રાગ ધનાશ્રી )

બાઈ! મારે પિયર ન સૂઝે સાચું રે, હું તો લોકો થકી નહીં લાજું રે.—

બાઈ! મારો ધણી એવો રૂડો રે, તેણે ખાંતે પહેરાવ્યો ચૂડો રે,
એ તો સોળસો જણીએ વર પૂરો રે.—બાઈ૰

બાઈ! મારે એવો સમરથ સ્વામી રે, તેની પહેરી મેં કલ્લાં ને કામી (કાંબી) રે,
એવું જગ જાણે તો એ વર પામી રે.—બાઈ૰

શાહ **કાયમદીન**ને મન વર ભાવે રે, દિનદિન પ્રીત અધિક તેની થાવે રે,
પીયુ બીન બીજો કોઈ ચિત્ત ન આવે રે.—બાઈ૰

## ૭. મીઠા સાહેબનું આગમન

( રાગ મલ્લાર )

જેને ઘેર આયો મીઠો સાહેબો તે છાનો કેમ રહેશે?
આભ જ ફાટયો ચોમેર, થીંગડાં કહાં કહાં દેશે?—ટેક

ચાંદ તો ઊગે પૂનમ રાતનો, વાદળથી કેટલો છૂપાય?
સહેજે તે આવ્યો સાહેબો, વાંકો કેમ દેખાય?—જેને૰

સમુદ્ર ઉભર્યો જ્ઞાનનો, પાણી જળથળ થાય;
ડુંગર પર્વત લઈ પાળ કરે, તોયે બંધ ન કરાય.—જેને૰

જેની જેશું પ્રીત રે, તે કેમ કરીને મેલે?
જેને સાહેબથી નેહ સાચો, તે પ્રેમખેલ ખેલે.—જેને૰

પ્રીતડી તે લાગી પ્રેમની, મેલી લોકની લાજ;
શાહ **કાયમદીન**ને પિયુ મળ્યા, થયું સુખનું રાજ.—જેને૰

## ૮. સુરીજનનો નેહ

( રાગ મેવાડો )

સુરીજન સાથે નેહ મને લાગ્યો, દુરીજન લોક કરે મારી હસી;
કહે લોકોને તે કેમ મેલશે, જે જેને મનમાં વસી.

ગગનગુફામાં રહી સુરીજન સેવિયે, બીજું કાંઇ ભાવે નાહીં;
ભીતરની વેદના છે રે વેરાગની, તે શું જાણે લોક ભાઈ રે ?

ઘર તજી રહ્યા ભેખ પર જેને લોક કહે પૂરા ભગત;
ભીતરથી તો અંધારૂં ભીત, મન માંહીંથી ના ગઈ જગત.

જગતમાં રહી અણછતો રહે, કરે નહીં જરા પાખંડ;
પોતાના ઘરમાં છાનું કરે સ્મરણ સાંઇનું અખંડ.

ઉપર રૂડો રહે, માંહીં કાચો નપાટ લોક કહે પાકો સહીઃ
ભૂખાને ભરિયો કહે તેની ભૂખ તો ભાગે નહીં.

અખંડ સાંઈથી લેહ લાગી રહી, વિસરૂં નહિ ઘડી એક;
**કાયમદીન** ચીશ્તી અગમ ગઢ ચઢી જઇ જોવો અલેક !

## ૯. વિવાહ

વિવાહ માંડયો રે સ્વામી અલખ શું સતગુરૂ દીન દયાળ રે.
ગ્નાત તણો ગોળ વહેંચિયો ચેતન વહેવાઈએ સાર રે,
સુરત કન્યાને પહેરાવિયો પ્રેમ તણો રે ગળે હાર રે.

જાપ અજંપા કુટુંબ મળ્યું સહુ, સખી મંગળ ગાય રે,
લહે રૂપૈયા રે વધામણ થયાં, તે તરવેણી ઘરમાંય રે.

બોલી તે માતા વેરાગવરની, શામળો ને મન વેવાણ રે,
પાંચ પચીશ તારા કુટુંબી કાલ ઉઠી કરશે બાઝાતાણ રે.

સગાંસગાંમાં વેર દેવાડે દૂતી માયા તે સમસ રે,
ઇનું કહ્યું જો તું નહીં કરે, રહેશે તારે સગાઇમાં રકારે.

ખોઈ ખુદીને બોલડા બોલજો, મુખમાં છે મોંહકાણ રે,
જેવી હેતે સગાઇ કરી, તેવું હેત રાખજો વેવાણ રે.

અંગે જરીયાન સર્વે સજ્યાં, પહેરી તે સત તણી સાડી રે,
મહાસુનમાં રે માંડવે ઊભા તે વર લઇ હાથ ઝાલી રે.

અગમ અગોચર ચૅારી રચી, ફેરાફેરી બેઉ મળી કીધી રે,
હાથ ઝાલી રે ભેટ સતગુરૂ સ્વામીએ અલખને દીધી રે.

સ્વામીજીને ત્યાં નોબત બાજે, ગેબી અનહદ અપાર રે;
ઝલમલ ઝલમલ દેખિયું દર્શન વરજીનું મેં સાર રે.

**કાયમદીન** ચીશ્તી એ વિવાહને સમજી જે કોઇ ગાશે રે,
અમરપદને સાસરે સત કહું તે જન જાશે રે !

---

# વલભીના મૈત્રક રાજાઓ

શ્રી. ધનપ્રસાદ ચંદ્રાલાલ મુનશી

ગુજરાતના[1] સ્વતંત્ર ઇતિહાસનું પાનું મહાક્ષત્રપ નહપાનના શાસનકાળથી શરૂ થયું કહેવાય. એ સમય ઇશુની પૂર્વેનું પહેલું સૈકું હતું. એ પછી શક-ક્ષત્રપ ચષ્ટન-વંશના રાજાઓએ લગભગ બે શતક ગુજરાતનું આધિપત્ય ભોગવ્યું. ત્યાર પછી સૌરાષ્ટ્રના શાસક પાસેથી બીજા ચંદ્રગુપ્ત-વિક્રમાદિત્યે ગુર્જરદેશ છીનવી લીધો. જગજૂના સૌરાષ્ટ્ર, આનર્ત અને લાટ ગુજરાતના[2] પ્રાંતિય વિભાગ ગુપ્ત મહારાજ્યનાં અંગ બન્યા. મૌર્ય, શુંગ અને ગુપ્તકાળમાં ગુજરાતનું કારભારૂં તેઓના પ્રાંતિય સૂબા કે કુમાર ચલાવતા. ગુપ્તસમ્રાટ વિક્રમાદિત્યની ત્રીજી પેઢીએ સ્કન્દગુપ્ત થયો. આ ગુપ્તસમ્રાટના શાસનકાળમાં વળા-વલભી-માં સેનાપતિ ભટ્ટાર્કે પોતાનું રાજ્ય સ્થાપ્યું. સેનાપતિ ભટ્ટાર્ક મૈત્રક વંશનો હતો.

**વલભી**

કાઠિયાવાડમાં ભાવનગરની વાયવ્યમાં ખંભાતના અખાતથી પશ્ચિમ કિનારા ઉપર અને જૈનોના પવિત્ર ધામ શત્રુંજયથી ૨૫ માઈલ ઉત્તરમાં વળા નામનું બંદર, એ જ જૂના કાળનું વલભી છે. તામ્રપત્રોમાં અને જૈન અને બૌદ્ધોના સાહિત્યમાં સંસ્કૃત ‘વલભી,’ પ્રાકૃત ‘વલહી’ નામ ઉપલબ્ધ થાય છે.

વલભીની પ્રાચીનતા જાણવાનાં આપણી પાસે સપ્રમાણ સાધન નથી. ભાવનગરના માજી નાયબ દીવાન વિજયશંકર ગૌરીશંકરને[3] બૌદ્ધસૂચક ‘મૃત્તિકા મહોરો’ (seals) અને અડધા રૂપિયા જેટલા પાષાણ જેવા અવશેષો મળ્યા હતા. તે ઉપરથી તેઓશ્રીએ વલભીનું અસ્તિત્વ ઇસવી સનના પહેલા-બીજા સૈકામાં મૂક્યું છે. ટૉડ સાહેબે ‘રાજસ્થાનના ઇતિહાસમાં[4] અયોધ્યાના કનકસેન નામના (ઈ. સ. ૨૦૦) રાજાની ચોથી પેઢીએ વિજયસિંહ થયો. તેણે વલભી વસાવ્યાની ભાટોની આખ્યાયિકામાંથી નોંધ લીધી છે. પ્રબન્ધચિન્તામણિમાં વિપ્રની બાળ વિધવાની કથા છે.[5] ગેઝીટિયરમાં કનકસેન તે કુશાનવંશી કનિષ્ક હોવાનું જણાવાયું છે.[6] પ્રભાવકચરિત્રમાં વિજયસિંહનો પ્રબન્ધ છે. મુનિશ્રી કલ્યાણવિજયજીએ પ્રભાવકચરિત્રના દરેક પ્રબન્ધની પર્યાલોચના આંકી છે. તેઓના અભિપ્રાય પ્રમાણે સિદ્ધ મહાત્મા વિજયસિંહ સૂરિ ભરૂચ નગરના આર્ય ખપટના વંશના હતા. (આર્ય ખપટનો સ્વર્ગવાસ વીરનિર્વાણ ૪૮૪-ઈ. સ. પૂર્વે ૪૨.) વિજયસિંહપ્રબન્ધમાં વલભીભંગનો ઉલ્લેખ છે. આ પ્રબન્ધની સમાલોચના કરતાં મુનિશ્રી લખે છે કે ‘વીરસંવત ૮૪૫માં વલભીનો

---

૧. આ લેખ મુંબઇ ગેઝીટિયરમાંના ‘વલભી’ પ્રકરણની પૂર્તિ રૂપે છે.

૨. ‘વર્તમાન ગુજરાતે ગુજરાત નામ ક્યારે ધારણ કર્યું’, જુઓ આ લેખકનો નિબંધ, અગિયારસું ગુજરાતી સાહિત્યપરિષદસંમેલન, પૃ. ૨૦૬થી આગાડી.

૩. ये धर्महेतुप्रभवाः । મું. ગે. પુ. ૧, ભાગ ૧, પૃ. ૭૮. માટીની મહોરમાં.

૪. કરનલ ટૉડે પ્રણીત ‘રાજસ્થાનનો ઇતિહાસ’ ગ્રંથ ૧ ગુજરાતી અનુવાદ, સસ્તું સાહિત્યકાર્યાલય.

૫. શ્રી ફા. ગુ. સભાએ પ્રકાશિત પ્રબંધચિંતામણિનો ગુજરાતી અનુવાદ, શા. દુ. કે. શાસ્ત્રી, પ્રકાશ પાંચમો પૃ. ૨૨૩.

૬. મુ. ગે. પૃ. ૪૬૨ નોંધ ૩ અને પૃ. ૪૬૪.

તુરકોએ ભંગ કર્યો. પરંપરાગત "અઢહિ પણ યાલ વલહિખઓ" આ ગાથામાં પણ વલભીનો ભંગ વી. સં. ૮૪૫ માં જણાવાયો છે. પણ આધુનિક વિદ્વાનો આ વર્ષ વીરસંવતનું નહીં, પણ વિક્રમસંવતનું જણાવે છે. મુનિશ્રી વલભીભંગનો સંવત તે વીરસંવત હોવાનું નિશ્ચિત માને છે; અને તુરૂષ્કકૃત નહીં, પણ ટોડ સાહેબે સૂચવેલા રાજા કનકસેનને હાથે ભંગ થયાનો ઉલ્લેખ કર્યો છે. વિષ્ણુ, બ્રહ્માંડ અને વાયુ, એ પુરાણોમાં કનકસેનની હકીકત પ્રાપ્ત થાય છે. તેમાં કનકને 'ત્રૈરાજ્ય અને મુષિક,' 'સ્ત્રીરાષ્ટ્ર અને ભોજક,' 'સ્ત્રીરાષ્ટ્ર અને ભક્ષ્યક'નો ભોક્તા જણાવ્યો છે. તે 'ત્રૈરાજ્ય અને સ્ત્રીરાષ્ટ્ર' એ કામરૂપ દેશાનાં નામ નહીં, પણ સૌરાષ્ટ્રનાં અપભ્રષ્ટ રૂપ પામેલાં નામ છે. અને 'ભોજક' તથા 'મુષિક' જનપદ, એ વડનગર અને એની આસપાસના પ્રદેશ માટે વપરાયેલ પ્રાચીન નામો હશે. કનકસેને એ જ પ્રદેશો જિતીને ત્યાં શહેર વસાવ્યાં હતાં. આ વિજેતા કનકસેન મૂળે ગુપ્તોનો સેનાપતિ હશે, પણ પાછળથી આવાં મહાન પરાક્રમોના બદલામાં એને પોતાના સ્વામિ તરફથી વિજિત પ્રદેશો ભોગવટામાં મળ્યા હશે. વીક્રમસંવત ૫૯૩ સુધી એના વંશજો 'સેનાપતિ' અને 'મહા સામન્ત' નાં બિરૂદ ધારણ કરતા હતા.[૭]

આ સમાલોચનામાં મુનિશ્રીએ કનકસેન વિષે જે મંતવ્ય રજુ કર્યું છે તેમાં, અને સ્વ. પંડિત જયસ્વાલ 'હિન્દનો ઇતિહાસ'[૮] ઈ. સ. ૧૫૦ થી ૩૫૦ સુધીનો આલેખતાં તેમાં સમુદ્રગુપ્તના દિગ્વિજય ઉપર જે સ્પષ્ટીકરણ કર્યું છે તેમાં કનકસેન વિષે જૂદી જ ભૂમિકા દૃષ્ટિગત થાય છે. મુનિ કલ્યાણવિજયે પુરાણોમાંથી જે ટિપ્પણો આપ્યાં છે તે જ અનુસાર ટિપ્પણો પં. જયસ્વાલના ઇતિહાસમાં પણ ટાંકેલાં મળે છે; પણ તેમાં, કનકસેનનું સમીકરણ નિરાળું કરેલું છે. તેઓ જણાવે છે કે કંગન = કનક, એ વંશસૂચક નામ નથી, પણ વ્યક્તિનું નામ છે. આ કનક કોણ હતો કે જેના આધિપત્ય તળે ત્રણ મુષિક, ભોજક અને ત્રૈરાજ્ય[૯] હતાં. આ ત્રૈરાજ્યના પ્રશ્નનો ઉકેલ તેઓ આ પ્રમાણે કરે છે. એ તામીલ પ્રદેશમાંના વિસ્તારમાં આવેલા દેશોનાં નામો છે. દક્ષિણમાં પલ્લવસત્તા તૂટયા પછી કદમ્બકુળનો ઉદય થયો. બ્રાહ્મણ સેનાપતિ મયૂરશર્મન પલ્લવનો માંડલિક અને સેનાપતિ હતો. ગુપ્તસમ્રાટ સમુદ્રગુપ્તે દક્ષિણની સવારીમાં કાંચીના પલ્લવોને હરાવ્યા. આ તકનો લાભ લઇને મયૂરશર્મન માંડલિકના વાધા ત્યજી સ્વતંત્ર થયો. એનો પુત્ર કંગવર્મન હતો. એનો લેખ તલગુન્ડામાંથી મળ્યો છે [E. I, Vol. 8 P. 35]. કંગવર્મન્ પરાક્રમી અને વીર હતો. વાકાટક પૃથ્વીસેને (ઈ. સ. ૩૪૮-૩૭૫) તેને હરાવ્યો. સ્વાભિમાની કંગવર્મને ગાદીત્યાગ કર્યો.[૧૦] પુરાણોમાં જે કનકનો ઉલ્લેખ છે તે આ રાજપુરૂષનો છે. તામિલ કંગનું સંસ્કૃત પર્યાય કનક થાય છે. એથી માની શકાય છે કે મુનિ કલ્યાણવિજયજીએ કલ્પેલો કનક તે કદમ્બકુળનો કંગવર્મન્ હરે છે. ટોડ સાહેબે ભાટોની વહીવંચીમાંથી કનકસેનની આખ્યાયિકા આપી છે તે ભાટોની

---

૭. પ્રભાવકચરિત્ર લેખ નં. ૬ 'વિજયસિંહ સૂરિ'પ્રબન્ધ પૃ. ૩૮-૩૯. 'પ્રબન્ધપર્યાલોચન' લેખક મુનિ કલ્યાણવિજયજી, ભાવનગર આત્માનંદસભા તરફથી પ્રકટ થયેલો ગ્રંથ.

૮. History of India C, 150 A. D. to 350 A. D, Naga-Vakataka Imperial Period by K. P. Jayaswal, No. 127-128, p. 129.

૯. મુષિક=દક્ષિણ હૈદરાબાદમાં મુષિ નદી ઉપરનું મથક. ભોજક=દક્ષિણ મરાઠા રાજ્ય: ત્રૈરાજ્ય=દક્ષિણનાં ત્રણ રાજ્યનો ઝુમખો. History of India, K. P. Jayaswal. See also Fleet, J. R. A. S. 1905, p. 293. ચોલ, પાંડ્ય અને કેરલ धरणीधरत्रय ।

૧૦. Kadama Kula by Moraes.

મૌખિક કહાણીમાં પરિણમે છે. મુનિ કલ્યાણવિજયે ઇતિહાસની સાંધેલી સાંકળ પણ ભ્રમરૂપ લાગે છે. વલભી અને કનકની હકીકત સપ્રમાણ વગર કથાના રૂપાન્તરમાં જ ગણી શકાય.

જે. પ્રઝીલાસ્ક 'અશ્વબલ્હ અને ભારતવર્ષના રાજાઓ' નામના લેખમાં વલભીનગરના નામનું સ્પષ્ટીકરણ અને ઉત્પત્તિ આ પ્રમાણે જણાવે છેઃ 'બૌદ્ધ સાહિત્યમાં 'વલ્લભ' એ સૂર્યનો અશ્વ એ અર્થ થાય છે. વલભીના રાજાઓ આદિત્યભક્ત હતા. એ ઉપરથી 'સૂર્યના અશ્વનું નગર–વલ્લભ' એ વલભી નગર કહેવાયું.'[૧૧]

પેરીપ્લસે સાગરસફર ગ્રન્થમાં (ઇ. સ. ૮૦) અને ટોલેમીએ પોતાની ભૂગોળમાં (ઈ. સ. ૧૫૦) સૌરાષ્ટ્રનાં સાગરકાંઠાનાં બંદરોની નામાવલિ આપેલી છે, જેમાં વલભી બંદરનો ઉલ્લેખ નથી. આ ઉપરથી વલભીપુરની પ્રસિદ્ધિ સેનાપતિ ભટ્ટાર્કના શાસનકાળથી શરૂ થઈ, એમ કહી શકાય.[૧૨]

ઇશુના સાતમા શતકમાં ભારતવર્ષમાં ચીની પ્રવાસી હ્યુએનસંગ આવ્યો હતો. તે ઈ. સ. ૬૪૦ માં વલભીમાં આવ્યો હતો. એ યાત્રાળુના પ્રવાસના સી–યૂ–કી નામના ગ્રન્થમાં વલભીનું વર્ણન નીચે પ્રમાણે મળે છેઃ

'વલભી દેશનો વિસ્તાર (ફલપી=વલભી) ૬૦૦૦, લી (૧૨૦૦ માઇલ) નો છે. અને તેની રાજધાનીનો ઘેરાવો (વલભીપુરનો) ૩૦ લી (૬ માઇલ) ઉપરાંત છે. અહીંની નીપજ, આબોહવા અને પ્રજાના આચારવિચાર માલવ દેશને મળતાં છે. અહીંઆં બૌદ્ધ વિહારો સૌથી વધારે છે અને તેમાં હીનયાન[૧૩] સમ્મતીય માર્ગના ૬૦૦૦ થી વધુ શ્રમણો વસે છે. દેવમંદિરો સેંકડોની સંખ્યામાં છે અને ભિન્ન ભિન્ન ધર્મના અનુયાયીઓ બહોળા પ્રમાણમાં વસે છે.

'રાજકર્તા ક્ષત્રિય કુળનો છે. માલવના શીલાદિત્યનો તે ભત્રીજો હતો. કાન્યકુબ્જના હાલના શીલાદિત્ય રાજાનો તે જમાઈ થાય છે. તેનું નામ ધ્રુવપટુ (Tu-lo-ho-po-tu= ધ્રુવસેન) છે.'

'રાજધાનીથી અતિ દૂર નહીં (એવે સ્થળે એક મહાન વિહાર છે, જેની રચના 'આચારે' કરી છે. (Arhat Achara–o–chelo) તેમાં પુસ (=બોધિસત્ત્વ) ગુણમતિ અને સ્થિરમતિ (Kien–hune) આચાર્યોએ નિવાસ કર્યો હતો. અને અતિમાન ગ્રન્થો રચ્યા હતા.[૧૪]'

---

૧૧. 'The Horse Balaba and the Indian Kings,' by J. Przylask Indian Historical Quarterly, Vol. XIII No. 2 June 1937 p. 218–219.

૧૨. 'ગુજરાતના પ્રાચીન કિનારાની ભૂગોળ,' આ લેખકનો નિબંધ, બારમું ગુજરાતી સાહિત્ય-પરિષદસંમેલન.

૧૩. સામાન્ય રીતે હાલના બૌદ્ધોના બે વિભાગ પડે છેઃ ઉત્તરના બૌદ્ધો અને દક્ષિણના બૌદ્ધો. સિલોન, બ્રહ્મદેશ, સિયામ અને કમ્બોડીયાના દક્ષિણના બૌદ્ધો હીનયાન પંથના, અને ઉત્તરના મહાયાન પંથના કહેવાય છે. "પુરાતત્ત્વ" પુ. ૧, પૃ. ૨૪૪.

૧૪. અહિંઆં જે હકીકત રજુ કરી છે તે "પુરાતત્ત્વ ભાગ" ૧માં 'તળાજાના પ્રાચીન વિહાર' નામના લેખમાથી મુખ્યત્વે લીધી છે. એ ઉપરાન્ત ઇત્સીંગ અને હ્યુએનસંગના હિંદી પુસ્તકોના અનુવાદમાથી હકીકત મેળવી છે. A Record of the Buddhist Religion as practised in India, etc. by I. Tsing.

વલભીનાં વીશેક દાનપત્રો બૌદ્ધ વિહારોને દાન આપ્યાની નોંધનાં મળે છે. ચીની યાત્રાળુ 'રાજધાનીથી અતિ દૂર નહીં...' નું વર્ણન આપે છે, તે તળાજાની ગુફાઓ (ભાવનગરથી ત્રીશ માઇલ દૂર છે તે) જે હાલ વિદ્યમાન છે તેનો ઉલ્લેખ છે, એમ સમકાલીન શોધખોળને પરિણામે નિર્ણીત થયું છે.[૧૪અ]

ધરસેન બીજાના ગુપ્ત સંવત ૨૬૯ ચૈત્ર વદી ૩ ઇ. સ. ૫૮૮ માં 'वलभ्यां आचार्य भदन्त स्थिरमतिकारित श्री बप्पादीय विहारे भगवतां बुद्धानां । (ગુ. ઐ. લેખો પુ. ૧), એ, તળાજાવિહારમાં 'બોધિસત્ત્વ' ગુણમતિ અને સ્થિરમતિ આચાર્યો નિવાસ કરતા હતા, તેનો ઉલ્લેખ છે. બૌદ્ધ સાહિત્યથી જાણવા મળે છે કે ગુણમતિ અને સ્થિરમતિ નામે એક કરતાં વધુ આચાર્યો થયા છે [ડો. ટાકાકુસુ અને વૉટર્સની નોંધ]. એ હ્યુએનસંગે નિર્દેશેલા-આ બન્ને આચાર્યોએ નાલંદ વિદ્યાપીઠમાં પણ વિહાર કરેલો અને ગ્રન્થો રચેલા, એમ બીજા ચીનાઇ યાત્રાળુ ઇત્સીંગના લેખથી જાણવા મળે છે.

ઈ. સ. ૬૭૧–૬૯૫માં ઇત્સીંગ નામના બીજા એક ચીનાઈ મુસાફરે હિન્દની યાત્રા કરી હતી. પણ વલભી પ્રદેશમાં તે આવ્યો હોય, એમ જણાતું નથી. પણ વલભીના પ્રદેશમાં એક મોટી વિદ્યાપીઠ હતી, તેનો આવો ઉલ્લેખ તેના ગ્રંથમાં મળે છેઃ "એ રીતે ગુરૂ સમીપ ભણુતા અને બીજાને ભણાવતા. તે ઘણું ખરૂં મધ્ય હિન્દમાં '**નાલન્દ**' વિહારના વિદ્યાપીઠમાં અથવા પશ્ચિમ હિન્દના **વલભીના** વિદ્યાપીઠમાં બેથી ત્રણ વર્ષ પૂરાં કરે છે."...[૧૪व]

વલ્લભીના રાજાઓ વૈષ્ણવ, શૈવ અને સૂર્યપૂજક હતા, છતાં બધા ધર્મો ઉપર સહિષ્ણુતા રાખતા હતા, એમ તેઓનાં દાનપત્રોથી જણાય છે. ગુહસેનના સં. ૨૪૮ ના દાનપત્રમાં આવો ઉલ્લેખ છેઃ 'भटार्क विहार प्रत्यासन्न मिम्मापाद कारिताभ्यन्तरिका विहारे'। ભટ્ટાર્કના સમયથી બૌદ્ધ વિહારોનું અને બૌદ્ધોનું પ્રાબલ્ય હતું, એમ આ લેખથી જણાય છે. ગુહસેનના દાનપત્રમાં પ્રથમ તે પરમમાહેશ્વરનું બિરૂદ ધારણ કરતો મળે છે (સં. ૨૪૦–૧ સુધી). એ પછી સં. ૨૪૬–ઈ. સ. ૫૬૫માંના તામ્રપત્રમાં परमोपासकः महाराजा श्रीगुहसेन મળે છે એ જોતાં તે બૌદ્ધધર્મી થયો હોય, એમ જણાય છે. ભટ્ટાર્કની પૌત્રી દુદ્દા બુદ્ધ–ઉપાસિકા હતી અને તેણે વિહાર બંધાવ્યો હતો, એમ તેના મામા ધ્રુવસેન પહેલાના દાનપત્રથી જાણવા મળે છે. આ વિહારમાં બૌદ્ધ ધર્મના ગ્રંથોનું પુસ્તકાલય પણ હતું.[૧૪क]

અશોકના સમયથી બૌદ્ધ ધર્મ ગુજરાતને આંગણે પ્રસરી ચૂકયો હતો, એમ જૂનાગઢના ગિરનારના લેખથી ફલે છે. તલાજાનો બૌદ્ધવિહાર ઇશુની પહેલી બીજી સદીમાં બંધાયો હતો. વલભીનાં તામ્રપત્રોમાં બૌદ્ધ વિહારમાં નિવાસ કરતાં ભિક્ષુભિક્ષુણીઓનાં દરેક સુખસગવડ, દવા અને પુસ્તકોના નિભાવ અર્થે જમીન વગેરેનાં દાન કર્યાના ઉલ્લેખ મળે છે. તળાજા વગેરે વિહારો બૌદ્ધ ધર્મના લોકોની તીર્થભૂમિ અને મોટાં ધાર્મિક કેન્દ્રસ્થાન હતાં. ભગવાન ગૌતમ બુદ્ધનો આદેશ ગુજરાતના ગામેગામ આ કેન્દ્રસ્થાનેથી ભિખ્ખુઓ ફેલાવતા હતા. અત્યારે એ ભૂમિ જૈનધર્મનો આદેશ આપતી અને જૈન દેરાસરોથી વિભૂષિત છે.

જૈન ગ્રન્થોમાં પણ વલભીની મહત્તા ઉલ્લેખાઇ છે. તેઓની વિહારભૂમિ અને તીર્થસ્થાન તરીકે આ નગરની ગણત્રીના ઉલ્લેખો તેમાં મળે છે. જિનપ્રભસૂરિના 'વિવિધતીર્થ કલ્પ'માં (તેરમું સૈકું) અને તપગચ્છ પટ્ટાવલીમાં વલભીની વિશિષ્ટતા વર્ણવાઈ છે.

---

૧૪ व. "પુરાતત્ત્વ" પુ. ૧ 'તલાજાનો પ્રાચીન વિહાર.'

૧૪ क. શ્રી. ફા. ગુ. સભાએ પ્રકાશિત, ગુજરાતના ઐતિહાસિક લેખો : ભા. ૧, વલભીના લેખો.



ધ ઑન. મિ૰ જસ્ટિસ સર લલ્લુભાઈ આશારામ શાહ

એમ. એ, એલએલ. બી.

ટ્રસ્ટી અને પ્રમુખ: સને ૧૯૧૬થી ૧૯૨૬

જૈન સાહિત્યથી ફલે છે કે ભગવાન મહાવીરના નિર્વાણ પછી એક હજાર વર્ષમાં ત્રણ વાચના થઈ. તેમાં શાસ્ત્રના મૂળપાઠ વ્યવસ્થિત કરાયા અને તેને મૌખિકમાં પુનઃ સંગ્રહ થયો અથવા લેખનમાં મૂકાયા. એ ત્રણ પાટલિપુત્રી, માથુરી અને વાલભી. આ વિષે વાચક નાગાર્જુનનો ઉલ્લેખ મળે છે. આ વાચના, મહાવીરના નિર્વાણ પછી ૯૮૦–૯૯૩ ના વર્ષમાં મહાન પરિષદના રૂપમાં વલભીમાં મળી હતી. આ, વાલભી વાચના નામે પ્રસિદ્ધ છે. પરમ ભાગવત ધ્રુવસેનના આશ્રય નીચે આ પરિષદ મળી હતી, એમ જૈનગ્રન્થોથી જાણી શકાય છે. આ વાચનાનું વિસ્તૃત નિરૂપણ 'વીર નિર્વાણ ઔર જૈન કાલગણના'માં મુનિશ્રી કલ્યાણવિજયજીએ સરસ કર્યું છે.[૧૫] એ પરિષદનાં સો એક વર્ષ પછી દેવર્દ્ધિગણિની પ્રમુખતા નીચે વલભી શ્રમણસંઘ એકઠા થયા હતા, પણ તે સમયમાં વાચના થઈ નહોતી, પણ પૂર્વોક્ત માથુરી અને વાલભી વાચનાગત સિદ્ધાન્તોનો સમન્વય કરીને એ સિદ્ધાન્તો લખાયા હતા. મુનિશ્રી કલ્યાણવિજય દેવર્દ્ધિગણિએ પુસ્તકલેખન કર્યું, એમ વિગતે લખે છે. વાલભી વાચનાનો સમય વિ. નિ. ૯૮૦–૯૯૩–ઈ. સ. ૪૫૪–૪૫૭ નો આવે છે, અથવા કહેવાય છે. પરમ ભાગવત મહા સામન્ત મહારાજ ધ્રુવસેન પહેલાનાં તામ્રપત્રો ગુપ્ત સં. ૨૦૬–ઈ. સ. ૫૨૫ નાં મળ્યાં છે. એટલે આચાર્ય નાગાર્જુનના અધ્યક્ષપણા નીચે જે પરિષદ મળી તેનો નિર્દેશ ધ્રુવસેન પહેલાના સમયગ્રંથોમાં આલેખાયો છે, પણ ખરી રીતે જોતાં અને ઇતિહાસનો સમન્વય કરતાં દેવર્દ્ધિગણિના પ્રમુખપણા હેઠે જે સિદ્ધાન્તો લખાયા તેનો લેખનસમય મૈત્રક ધ્રુવસેન પહેલાંનો શાસનકાળ હોવાનું યોગ્ય અને બંધબેસતું લાગે છે. ૧૬

વલભી વંશના મૈત્રક રાજાઓનાં તામ્રશાસનો જે તે વંશના સાધન રૂપ ઉપલબ્ધ થયાં છે, તેમાં જૈન ધર્મના કાર્ય પરત્વે અપાયલું એક પણ દાનપત્ર મળ્યું નથી, અથવા મળતું નથી. જૈનેતર સાહિત્યમાં ચીની પ્રવાસી હ્યુએનસંગની નોંધમાં બૌદ્ધવિહારો ઉપરાંત દેવમંદિરો સેંકડોની સંખ્યામાં હતાં, એવો ઉલ્લેખ છે. પ્રવાસી બૌદ્ધધર્મી હતો, એટલે તેણે બુદ્ધ ભગવાનના મઠોનું મહત્વ ઠીક આપ્યું છે. બાકી બીજા ધર્મોની હકીકત લખી નથી. બાકી વલભીપુર જૈનધર્મનું કેન્દ્ર અને તીર્થસ્થાન હતું, એવી જૈન સાહિત્ય ખાત્રી આપે છે.[૧૬]

---

૧૫. 'વીર નિર્વાણ ઔર જૈન કાલગણના' મુનિ કલ્યાણવિજયજી. 'દેવર્દ્ધિગણિકા પુસ્તક-લેખન' પૃ૪ ૧૧૨ ને અગાડી.

૧૬. Dhruvasena I Maitraka, King of Valabhi was reigning A. D. 526–540. Barnett, op. cit. p. 50. "Now as the King Dhruvasena I of Valabhi is supposed to have succeeded to the throne in A. D. 526. Charpentier ઉત્તરાધ્યાનસૂત્ર Int. p. 16. This date of the learned scholar is based on the date of Mahavir's Nirvana in 467 B. C. and on 993 A. V. as the date of the redection of the Jaina canon. The other date for the reduction of the canon is A. D. 980, and the counting upon this, the date of the council comes to C. A. D. 514, cf. Jacobi Kalpa-Sutra, Int. p. 15. Farquhar Religious Literature of India, p. 163. The difference between these two dates is based on this ground, that in 980 A. V. The Jaina canon was put in a definite form and in 993 A. V. Kalpa-Sutra was read before the Sangha under the patronage of Dhruvasena I in Anandapura. नवशताशीतितमवर्षेकल्पस्य पुस्तके लिखनं, नव शतत्रि नवतितमवर्षे च कल्पस्य पर्षद्वाचनेति—Kalpa-Sutra Subodhika. Tika Sut. 148, p. 126, for the two dates of 980 A. V. and 993 A. V. See also Jacobi's S. B. E. to xxii p. 270. ઉત્તર હિંદુસ્તાનમાં જૈન ધર્મ, પૃ. ૧૯૪.

વલભીપુરના મૈત્રક રાજવંશના ઇતિહાસની સાધનસામગ્રી લગભગ સીત્તેર ઉપરાંત મળેલાં તામ્રપત્રોથી જાણવા મળે છે. દાનપત્રોના દોહનમાંથી રાજવંશાવલી ઘટાવી શકાય છે. શાસનપત્રની ભાષા સંસ્કૃત છે. પતરાંની બાંધણીની મહોરમાં નંદીનું ચિહ્ન છે અને બાજુમાં ભટક, ભટ્ટારક, ભટ્ટાર્ક નામ છે. પતરાંમાં ઐતિહાસિક હકીકત કંઇક ઓછી મળે છે, પણ તેમાંથી રાજાઓની રૂપરેખા દોરી શકાય છે. તામ્રપત્રો બે, દેવીનાં મંદિરને; એક શિવાલયના મંદિરને; એક ઘટ ઉપરનો લેખ; એક શિલાલેખ; વીશ બૌદ્ધવિહારમાં વસતા ભિખ્ખુભિખ્ખુણીના નિભાવ અર્થે, અને બાકીનાં બ્રાહ્મણોને જમીન કૂવા વગેરે દાનને લગતાં છે. વીશ જેટલાં દાન વિજયછાવણીમાંથી અપાયાં છે, બાકીનાં વલભીમાંથી અપાયાં છે. પહેલું દાનપત્ર દેવીના મંદિરને સંવત ૧૮૩=ઇ. સ. ૫૦૨નું વલભીના રાજવંશસંસ્થાપક ભટ્ટાર્કના બીજા પુત્ર દ્રોણસિંહનું મળ્યું છે. મૈત્રકવંશી ભટ્ટાર્ક પરમ માહેશ્વર–પૂરો શૈવભક્ત હતો; તેમ જ તેનો પુત્ર ધ્રુવસેન પહેલો પરમ ભાગવત વૈષ્ણવ, તેનો ભાઇ ધરપટ્ટ આદિત્યભક્ત, ગુહસેન પરમોપાસક બૌદ્ધધર્મી હતો. બાકીના રાજાઓ શૈવપોસક હતા. દાનપત્રોથી ફળે છે કે વલભીદેશના રાજેન્દ્રો શૈવધર્મી હતા, પણ તે બધા ધર્મો ઉપર સહિષ્ણુતા રાખતા હતા. ભટ્ટાર્કની પૌત્રી બૌદ્ધ ઉપાસિકા હતી, પણ તેની મા ભટ્ટાર્કની પુત્રીનું સગપણ ઇતિહાસમાં જડતું નથી. એ કાળે માળવામાં બાલાદિત્ય બીજો બૌદ્ધધર્મી હતો. એણે નાલંદમાં વિહાર બંધાવ્યો હતો. (E, I. xx 37 Nalanda Inscription Verse 6) વખતે ગુપ્ત રાજ્યની તે રાજ્ઞી હોય.

**મૈત્રક શબ્દ કુળવાચક કે દુશ્મનવાચક ?**

આ પ્રશ્ન, વલભીના રાજાઓનાં તામ્રપત્રો શરૂઆતમાં મળ્યાં ત્યારે, ઉપસ્થિત થયો હતો. લગભગ બધાં તામ્રપત્રોમાં આ પ્રમાણે શરૂઆત થયેલી મળે છેઃ ' ओँ स्वस्ति वलभीतः प्रसभ प्रणत मित्राणां मैत्रकाणाम तुलवल सपत्न (કે सपन्न) मण्डलाभोग संसक्त संप्रहार शतब्ध प्रतापः ॥ મંડલિક,[17] અને ફીલહોર્ન[18] જેવા વિદ્વાનોએ આનો અર્થ આ પ્રમાણે કર્યો છેઃ ' પોતાના શત્રુઓને જેણે બળથી તાબે કર્યા હતા તે **મૈત્રકોના** અતુલબલસંપન્ન અને મોટા સૈન્ય ઉપર સેંકડો પ્રહારો કરીને વિજય મેળવનાર." ગેઝીટિયરમાં પંડિત ભગવાનલાલ ઇન્દ્રજીએ આ મંતવ્યનો આધાર સ્વીકારી, 'વલભીના રાજવંશસ્થાપક ભટ્ટાર્કના શત્રુ મૈત્રકજાતિના જે જૂના કાળના હૂણો હતા,' એવો ઉલ્લેખ કર્યો છે. પુરાતત્ત્વવિદ હુલ્શે[19] ગણેશગઢનાં પતરાંની પ્રતિકૃતિઓ વાંચીને વલભીના રાજાઓ **મૈત્રકકુળના** હતા, એમ નક્કી કર્યું છે. વિદ્વાનોએ આ અભિપ્રાય માન્ય રાખ્યો છે. વલભીપુરનો સેનાપતિ ભટ્ટાર્ક અને તેના વંશજો–મૈત્રકકુળના હતા.

---

૧૭. જર્નલ ઓફ બોમ્બે બ્રાંચ રોયલ એશિયાટિક સોસાયટી, પુ. ૧૧ (જૂની સીરીઝ), પૃ. ૩૪૬.

૧૮. Indian Antiquary, 1885, p, 327.

૧૯. પહેલી પંક્તિમાં मैत्रकाणाम्–अतुल बले–सपन्न એમ વાચી શકાય છે. પહેલાં પ્રસિદ્ધ થયેલા લેખોમાં પણ આ જ પાઠ છે. પણ એ લેખોના પ્રસિદ્ધ કર્તાઓએ 'સપત્ન' વાંચેલું છે. કારણ કે વલભીના પછીના લેખોમાં આવતું 'સપત્ન' તેમના ધ્યાનમાં હતું. પ્રથમના બધા લેખોમા 'સપત્ન 'જ આવે છે. સપત્ન પાઠ કબુલ કરીએ તો ' મૈત્રકાણામ્ ' શબ્દનો પછીના સમાસ સાથે બેસાડી શકાતો નથી. અને તેને અભવત્ ક્રિયાપદ જે આપ્યું નથી, પણ વાક્યની પૂર્તિ માટે આપણે આપવું પડે તે સાથે જોડવો પડે. मैत्रकाणाम् એટલે ( मैत्रकेपु ) भट्टार्कोऽभवत् એ પ્રમાણે આ ભાગનો અર્થ કરીએ અથવા मैत्रकाणाम पछी वंश ઉમેરીએ તો પણ એટલું તો જણાઇ આવે છે કે વલભીના રાજાઓનો **પૂર્વજ ભટ્ટાર્ક પોતે મૈત્રકવંશનો હતો.**

## મૈત્રક જાતિ કોણ ?

વલભીના નરેન્દ્રા કયી જાતિના હતા, એ વિષે ઘણું કહેવાયું છે. પં. ભગવાનલાલ ઇન્દ્રજીએ, સૂર્યવાચક મિત્ર શબ્દથી મૈત્રક શબ્દ નીકળ્યો છે અને જૂના કાળના હૂણો તે અરડામાં અત્યારે વસે છે તે મિહીર–મેર, અને ગુર્જરજાતિ જોડેનો મેળ બેસાડી, ઉલ્લેખ કર્યો છે.[૨૦] ડા. દેવદત્ત ભાંડારકરે મૈત્રકને લગભગ ગુર્જરજાતિના કહ્યા છે.[૨૧] ફ્લીટે તેઓને આભીર જાતિમાં ગણ્યા છે.[૨૨] ઇતિહાસકાર સ્મિથ અને ઉપર જણાવેલા અન્ય વિદ્વાનોએ વલભીના રાજાઓને વિદેશી કહ્યા છે.[૨૩]

નિરંજન રેય "વલભીના મૈત્રક"નામના લેખમાં લખે છે કે મૈત્રકોની ગણત્રી ક્ષત્રિયમાં થઈ છે, એ વાત ખરી, પણ ઇશુના પાંચમા સૈકામાં હૂણોનાં ટોળાં ભારતમાં ઉતરી આવ્યાં, એ સમયે મૈત્રકો ભારતની ભૂમિપટ ઉપર દેખા દે છે. હૂણો સૂર્યપૂજક હતા, એ ઉપરથી વલભીના મૈત્રકો હૂણોના સાથસંબંધી કહી શકાય.[૨૪]

રા. દુર્ગાશંકર શાસ્ત્રીના કહેવા પ્રમાણે મિત્ર નામના એક રાજવંશનું રાજ્ય ઇ. સ. બીજાથી ચોથા શતકમાં મથુરાની આસપાસના પ્રદેશમાં હોવાનું સિક્કાના પુરાવાઓથી જણાય છે. વલભીના રાજાઓનું મૂળ આ મિત્રવંશના રાજાઓ હોવાનો સંભવ દેખીતો છે.[૨૫]

જગન્નાથ નામના લેખકે મૈત્રક વિષે સુંદર નિબંધ લખ્યો છે. તેમાં તેઓ મૈત્રકનો અર્થ બૌદ્ધ સાહિત્યના આધારે "બુદ્ધદેવના મંદિરનો પૂજારી થાય છે," એમ જણાવે છે. (પ્રો. વિલિયમ મોનિયરના સં. કોશ પ્રમાણે). મૈત્રકોને પરદેશી લેખી, તે મિહીર અને સૂર્યપૂજક એમ વિદ્વાનોએ જે ઠરાવ્યું છે, પણ મિહીર અને મિત્ર, એ બન્નેનો અર્થ સૂર્ય થાય છે, એ ખરૂં, પરંતુ એ ઉપરથી વલભીના મૈત્રકોને પરદેશી અથવા સૂર્યોપાસક હતા, એ કેમ માની શકાય, તે સમજાતું નથી. વલભીપુરના એકવીશ રાજા થયા, તેમાં આદિરાજા ભટ્ટાર્કનો ન્હાનો પુત્ર ધરપટ્ટ આદિત્યભક્ત હતો, તે સિવાયના બધા રાજા પરમમાહેશ્વર શૈવભક્ત હતા. ધરપટ્ટ કૈં આદિરાજા નહોતો. એ ઉપરથી મિહીર અને સૂર્યપૂજક, એ 'માન્યતા' ભૂલભરેલી લાગે છે. મૈત્રક શબ્દનો અર્થ શ્રેષ્ઠ પુરૂષની પ્રશંસા કરનાર જેવો થાય છે, એ જોતાં મૈત્રકો ગુપ્ત રાજ્યના ભાટ હોય, એમ જગન્નાથ માને છે.[૨૬]

મૈત્રક રાજવંશ વિષે વિદ્વાનોની માન્યતાની પરંપરા ઉપર પ્રમાણે ચાલી આવે છે. વર્તમાનમાં સ્વ. પંડિત જયસ્વાલે ઇશુના આઠમા સૈકામાં પૂર્વહિન્દમાં–ગૌડમાં ગોપાળ થયો ત્યાં સુધીનો સપ્રમાણ ઇતિહાસ 'મંજુશ્રી–મૂલકલ્પ'નામનો જે એક ગ્રંથ પ્રકટ કર્યો છે તેમાં મળે છે. આ ગ્રંથ બારમા શતકમાં ટિબેટમાં હિન્દુ પંડિત કુમારકલેશ અને શાક્ય–

---

૨૦. મું. ગે. પુ. ૧ ભાગ ૧ પૃ. ૮૬.

૨૧. J. R. A. S. of Bengal N. S Vol. 5, No. 6, p. 185 & 1909 p. 183.

૨૨. I. A. 1886 p. 36. Corpus Insc. Ind. III p, 13.

૨૩, Early History of India, 3rd Edi. p. 314 by V. Smith.

૨૪. 'The Maitrakas of Valabbi' by Niranjan Ray, Indian Historical Quarterly 1928 p 457 ff.

૨૫. વલભીના રાજાઓ મેર હતા? ગુર્જર હતા? હૂણ હતા? કે નાગર? લે. રા. રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી. ફા. ગુ. સ. "ત્રૈમાસિક" પુ. ૧ અંક ૨. પૃ. ૧૭૦ અગાડી.

૨૬. Early History of the Maitrakas of Valabhi by JaganaNath. Indian Culture April 1939, p. 407 414.

બ્લો-શ્રોશના સહકારથી લખાયેલો હતો. બન્ને જૂની પ્રતોના આધારે એ મૂળ ગ્રંથ અને તેનો અંગ્રેજી અનુવાદ, પર્યાલોચના સાથે 'ભારતના સામ્રાજ્યનો ઈતિહાસ'[૨૭]નામે ગ્રંથમાં પં. જયસ્વાલે પ્રસિદ્ધ કરેલ છે. આ ગ્રંથમાં વલભી રાજાઓનો ઈતિહાસ છે. તેમાં મૈત્રકો યાદવ-વારવસા યાદવ વંશના હતા, એવી હકીકત મળે છે. બૌદ્ધધર્મ ગ્રંથમાંથી એના મૂળ શ્લોકઃ (Yadava Republic) અહીં ઉતાર્યા છે:—

" तेषां च पूर्वजा वंशाः शीलाद्योपरते तदा ।
भविता भूपतयः सर्वे अम्भोजे तीरपर्पगाः ॥६०५॥
नृपः इन्द्रो सूचन्द्रश्च धनुः केतुस्तथैव च ।
पुष्य नामा ततः प्रोक्ता वारवत्यां पुरोद्भव: ॥६०६॥
वलभ्यां पुरिमागम्य आद्यमस्यानुपूर्वका ।
प्रभनामा सहस्राणि विष्णुनामा तथैव च ॥६०७॥
अनन्ता नृपतयो प्रोक्ता यादवानां कुलोद्भवाः ।
तेषां पश्चिमो राजा विष्णुनामा भविष्यति ॥६०८॥
ऋषिशापाभिभूतस्तु स पौरजनबान्धवः ।
अस्तंगते नृपो धीमां उदके प्लाविता पुरी ॥६०९॥
द्वारवत्या तदा तस्य महोदधिसमाश्रिता ।"

[અનુવાદ] "પશ્ચિમ હિન્દમાં-લાડમાં(લાટમાં=દક્ષિણ ગુજરાતમાં) બીજા રાજાઓ થશે. તે તાજ વગરના અને પ્રજાના સેવક હશે. (ટિ. સં. will be crownless headless =murdhanta). તેઓ **શીલ** (શીલાદિત્ય) પછી શાસન કરશે. તેઓ અચ્છા ખલાસી હોવાથી સાગર ખેડીને સુરદેશ સુધી સફરો કરશે (T. Sura Assyria S. going to Persia-Parshagah) (605). વારવતીમાં ઈન્દ્ર, સૂચંદ્ર, ધનુ, કેતુ નામધારી થશે. તેઓનું બિરૂદ **પુષ્ય** હશે. વલભીને હસ્તગત કરીને મુખ્ય રાજા અને તેના વારસો પ્રભ અને વિષ્ણુ નામ ધારણ કરી શાસન કરશે. આ રાજાઓ **યાદવ** હશે (606-608). આ વંશનો છેલ્લો પુરૂષ વિષ્ણુ થશે, ઋષિના શ્રાપથી આખા નગરમાં જળપ્રલય થશે તેમાં તે અને તેની પ્રજા સાગરના નીરમાં ઘસડાઈ જશે. વારવત્યા T. S. દ્વારવત્યા અદૃશ્ય થઈ દરિયામાં ડૂબી જશે."[૨૭અ]

'મંજુશ્રી મૂલકલ્પમાં' ભગવાન બુદ્ધ પૂર્વના રાજાઓની વંશાવલીમાં રૂષિના શ્રાપથી यादवा वारवत्याश्च रिविशापास्तसिन्नातदा । અસ્ત પામેલા યાદવો તે વારવત્યા યાદવા કહેવાતા, એવો ઉલ્લેખ છે.[૮] વારવતીના વારવત્યા યાદવોનો અસુરિસ્તાનમાંના પૈકુલી શાશેનિયન શિલાલેખમાં નિર્દેશ છે. આ લેખ ઇ. સ. ૨૯૩-૨૯૪ વર્ષનો છે અને તે ભારતના અને ગુજરાતના ઈતિહાસ ઉપર સુંદર પ્રકાશ પાડે છે.[૨૮અ]

---

૨૭. An Imperial History of India in a Sanskrit Text [ C. 700 B. C.— C. 770 A. D. ] with a special commentary on Later Gupta Period by K. P. Jayaswal.

૨૭ अ. मंजुश्रीमूलकल्पे पृ. ४४. & Provincial History p. 25.

૨૮. મંજુશ્રી-મૂલકલ્પ સં. પૃ. ૨૪.

૨૮ अ. Paikuli Sassanian Inscription 293-294 A. D. Appendix E. J. B. O. R. S. xix.

આ શિલાલેખમાં સિરાઝના શાશેનિયન રાજા વરહન ત્રીજા અને તેના વડા કાકા નરસેહ વચ્ચે યુદ્ધ થયું હતું તેની હકીકત છે. વરહનની મદદે સૌરાષ્ટ્રનો બાગદત્ત, વારવતીનો મિત્ર–અલ–સેન, આભીર અને અવન્તીનાથ ઈરાનની ભૂમિ ઉપર પોતાનાં સૈન્ય સાથે હાજર હોવાનો ઉલ્લેખ છે. પુરાણનું અનુસંધાન કરતાં આ બધા આર્યાવર્તના હિન્દુ રાજાઓ હતા, એમ જણાય છે.[૨૯]

પારસિક બોરશ પીસીન (Boraspicin) શબ્દ એ વારવતી નગરસૂચક છે અને તે વલભીની નજીક હતું. વારવતીનો શાસક મિત્ર–અલ–સેન હતો, એવો ઉલ્લેખ છે. વિદ્વાનો સેનને સૌરાષ્ટ્રનો શક રાજા હોવાનું જણાવે છે. તેઓના મત પ્રમાણે આ સમયે ચષ્ટન- વંશના મહાક્ષત્રપ ભર્તૃદામાના ઇ. સ. ૨૮૯થી ૨૯૫ના સિક્કા મળ્યા છે તેથી તે રાજ કરતો હતો; અને ત્યાર પછી ક્ષત્રપ વિશ્વસેન, ઇ. સ. ૨૯૪–૩૦૪ના સિક્કા મળ્યા છે તે ઉપરથી જણાય છે. પૈકુલી નામાવલીમાં કોઇ પણ મહાક્ષત્રપનું નામ નથી; તેથી તેઓના તરફથી કુશાન શાહે પ્રતિનિધિત્વ સાચવ્યું હોવું જોઈએ, એમ માનવાને કારણ મળે છે. પણ પુરાણો પ્રમાણે તેમ જ *મંજુશ્રી મૂલકલ્પ પ્રમાણે પુષ્ય નામધારી રાજાઓ હતા અને* તેઓ પુષ્યમિત્ર, પટુમિત્ર અને પદ્મમિત્ર; તેઓ માળવામાં શાસક હતા. આ પુષ્યમિત્રનો દોર સૌરાષ્ટ્ર સુધી હતો. મિત્ર અલસેન તે પુષ્યમિત્રવંશનો વારવતીનો હતો અને તે ઇરાનના રણક્ષેત્ર ઉપર ગયેલો હતો. પુષ્યમિત્રનો ઇતિહાસ આગળ આપણે જોઈશું.[૩૦]

વલભી રાજાઓની વંશાવલીમાં શીલાદિત્ય નામનો સાતમો રાજા થયો હતો, એમ તેનાં તામ્રપત્રો સંવત ૨૮૬–૨૯૦=ઇ. સ. ૬૦૫–૬૦૯–૧૦ સુધીનાં મળ્યાં છે, તેથી જાણી શકાય છે. શીલાદિત્યનું અપર નામ ધર્માદિત્ય હતું. મંજુશ્રી મૂલ કલ્પનો **શીલ** તે આ **શિલાદિત્યસૂચક** છે. એ પછી વારવતીમાં વારવત્યા યાદવો શાસન કરશે, એવો ઉલ્લેખ છે. વારવત્યા યાદવ અને શીલ= શીલાદિત્ય એક જ કુળની શાખાના હતા, એમ એ ગ્રંથથી ફલિત થાય છે. પં. જયસ્વાલ આલેખે છે કે સાતમા શતકમાં વારવતીમાં વારવત્યા યાદવોનું શાસન થયું અને એ જ શતકના અંતકાલે વારવતી–દ્વારાવતીનગર જળપ્રલયમાં અદશ્ય થઈ ગયું.

ઇતિહાસની જૂની પૂર્વપરાની માન્યતા, મંજુશ્રી મૂલકલ્પની કથાથી એ ભૂમિકાનો કોયડો નવીન દષ્ટિબિન્દુ રજુ કરે છે. ઇતિહાસનું પાસું બદલાય છે. વલભીનો મૈત્રકવંશ યાદવકુળનો અથવા ઋષિના શ્રાપથી ઓળખાતા વારવત્યા યાદવકુળનો હતો, મૈત્રક શીલાદિત્યના પૂર્વજના કુટુંબીજન હતા, એમ બૌદ્ધ સાહિત્યથી જાણવા મળે છે. મથુરામાંથી યાદવો કુશસ્થલી–દ્વારકા આવ્યા, એમ ઇતિહાસ અને પુરાણોથી જાણવા મળે છે. યાદવો આર્ય મહાજન હતા.

---

૨૮. એજન, Avandik(a)n Xvat (anya). The Lord of Avanti : Bagdat the lord of Zuradian=સૌરાષ્ટ્ર : Mitr-AL-asen the lord of the Boraspicen=વારવતીનો મિત્ર અલ સેન. The King of Abhira=Abiran SAH (Fr) પૃ. ૨૩૫.

૨૯. The independent Indian sovereigns mentioned in the list were Hindu rulers who at the time existed according to the Puranic data, in Avanti, Abhira, and Surashtra, probably forming a confederacy.

૩૦. Mitr AL-Sen may be a leader of the 'Three Mitra' Republics (Pushyamitra, Patumitra and Padmamitra) and Boraspicin is probably from Varavaate capital of the Varvatyas Yadavas who were near Valabhi and whose rulers have the title of Pushpa ..according to M. M. K. History of India by K. P. Jayasval p. 238.

ભાગવત પુરાણમાં સૌરાષ્ટ્ર, અવન્તી અને આભીર જનપદનો ઉલ્લેખ છે. વાયુપુરાણમાં સૌરાષ્ટ્ર અને અવન્તીમાં આભીર ગણનું રાજ્ય હતું, એવો ઉલ્લેખ છે. આ પુરાણોની કથનીના અનુસંધાનમાં વાકાટક ઇતિહાસની રૂપરેખામાં પશ્ચિમ માળવામાં ત્રિ–મિત્રરાજ્ય–પુષ્યમિત્ર, પટુમિત્ર અને પદ્મમિત્ર–નું શાસન હતું, એમ ખબર પડે છે. મંજુશ્રી મૂલકલ્પમાં ઇન્દ્રધનુ વગેરે પુષ્યના બિરૂદધારી રાજા થશે, એવું આલેખન છે. તે આ પુષ્યમિત્ર, વગેરે ન્હાના પણ સ્વતંત્ર 'રાજન્ય'નો ઉલ્લેખ મળે છે, અને તેઓ વાકાટકની સત્તા તળે રાજ્ય કરતા હતા.

કુશાન સમ્રાટ્ કનિષ્કના વંશના વસુદેવ(ઇ. સ. ૧૭૬)ના સમયમાં નાગવંશી ભારશિવના વંશનો ઉદય થયો (ઇ. સ. ૧૭૦થી ૩૧૫). નાગવંશનો સેનાપતિ વિન્ધ્યાશક્તિ હતો. એણે ભારશિવના મૃત્યુ પછી (ઇ. સ. ૨૭૦) સ્વતંત્રતા જાહેર કરી. વિન્ધ્યાશક્તિનો પુત્ર પ્રવરસેન ભારતવર્ષનો સમ્રાટ્ થયો, (ઇ. સ. ૨૮૪–૩૪૪). કુશાનસત્તાના અંતકાલથી ગુપ્તસામ્રાજ્યના ઉદય વચ્ચે હિન્દના ઇતિહાસનો અંધેરપીછોડો મનાતો હતો, પણ પંડિત જયસ્વાલે 'હિન્દનો ઇતિહાસ' ઇ. સ. ૧૫૦–૩૫૦નો પ્રસિદ્ધ કરી, ભારતવર્ષના ઇતિહાસને નવું ઓજસ્ આપ્યું છે.[૩૧]

ભારશિવ અને વાકાટક શૈવધર્મી હતા. નાગવંશનું ચિહ્ન નંદી હતું. કુશાનોની સત્તાએ એક સદી બૌદ્ધધર્મનું પ્રાબલ્ય રાજાની વ્યક્તિમાં અને પ્રજાના જીવનમાં ઓતપ્રોત કર્યું હતું. આર્યધર્મની જ્યોતની દીવડી એ કાળે જ્વાલામુખિની માફક શાન્ત પડી હતી. શૈવધર્મી નાગવંશના રાજાઓના રાજચક્રે આર્યોએ આર્યધર્મની જ્યોત પ્રકટાવી. બૌદ્ધધર્મ પ્રજાના આચરણમાંથી ભિખ્ખુઓના વિહારજીવનમાં જ સંબોધાતો રહ્યો. બન્ને સામ્રાજ્યના રાજેન્દ્રોએ નવ આર્યવર્ત રચ્યું.

વિન્ધ્યાશક્તિનો પુત્ર પ્રવરસેન ભારતનો સમ્રાટ્ થયો. એનું રાજતંત્ર સમૂહતંત્રી હતું. એના એક રાજકુમારની સત્તાનું કેન્દ્ર મહિષ=મહિષ્મતિ,[૩૨] મેકલ, કોશલ અને વિદુરા (વરાડમાં) હતું. પૂર્વકાળથી માળવા–પૂર્વ અને પશ્ચિમ માળવા–ના બે વિભાગે જાણીતું છે. પૂર્વ માળવામાં તાજધારી રાજા હતા; પશ્ચિમ માળવામાં ત્રિપુરી રાજ્યનો ઝુમખો પુષ્યમિત્ર,[૩૩] પટુમિત્ર અને પદ્મમિત્રનો હતો. આ મિત્રરાજ્યનો રાજકાલ પુરાણોમાં ત્રીશ વર્ષનો આલેખાયો છે. પુરાણ અને ઇતિહાસની સંકલના કરતાં જણાય છે કે ગુજરાત અને સૌરાષ્ટ્રમાં આભીર, પશ્ચિમ માળવામાં પુષ્યમિત્ર વગેરે અને વારવતીમાં વારવત્યા યાદવોનો નિવાસ હતો. તેઓ ગુજરાત, પશ્ચિમ માળવા અને વારવતીના રાજન્યના સાખસંબંધી થતા હતા. કેટલીક વખતે તેઓનું રાજકીય વ્યક્તિત્વ નિરાળું તો કેટલીક વખતે એકત્ર હશે. આગળ જોઇશું તે પ્રમાણે ગુપ્તસમ્રાટ્ કુમારગુપ્તના કાળમાં પુષ્યમિત્રોએ ગર્વથી મહારાજ્ય સામે બળવો જગાડયો હતો. પણ રાજકુમાર સ્કન્દગુપ્તે તેને પરાક્રમથી શમાવ્યો હતો. આ જ્વાલામાંથી રાષ્ટ્રિય મિત્રતાનો જન્મ થયો. સ્કન્દગુપ્તે મિત્ર–મૈત્રક નખીરાને સેનાપતિ નિમ્યો. મંજુશ્રી મૂલકલ્પમાં શીલ–શીલાદિત્યના પૂર્વજ વારવત્યા યાદવ હતા, એવો ઉલ્લેખ છે. એથી ફલે છે કે મિત્ર અને યાદવો સ્વજાતિગ્રંથીએ અને કૌટુંબિક વહેવારમાં જોડાયા હોય, એમ મંજુશ્રી મૂલકલ્પમાંના ઉલ્લેખથી

---

૩૧. History of India, C. 150 A. D. to 350 A. D. Naga-Vakataka Imperial Period by K. P, Jayaswal.

૩૨. નર્મદાતટનો પ્રદેશ : બ્રિટિશ નિમાડ (નિમાર) ડીસ્ટ્રીક્ટ અને ઇન્દોર રાજ્યના નિમાડ જીલ્લાનો મધ્યપ્રદેશ. મહિષ તે રેવાતટે હતું, તેનું મહિષ્મતિ પાટનગર હતું.

૩૩. પુષ્યમિત્ર=પ્રમુખ=રાજન્ય which is the technical term for a type of republican president : See Jayaswal Hindu Polity Vol. I, part I, p. 40.

જાણી શકાય છે. ઇતિહાસની સાંકળી આ પ્રમાણે ગુંથી શકાય છે. પૂર્વાપરની વલભીના મૈત્રક વિદેશી, સૂર્યોપાસક ગુર્જર, વગેરે હોવાની જૂની માન્યતાનો ચીલો આ વાકાટક ઇતિહાસ, પુરાણ અને મંજુશ્રી મૂલકલ્પથી અદૃશ્ય થાય છે.

મુંબઈ ગેઝીટિયરમાં કર્નલ વોટસન સાહેબને એક મહોર (seal) મળ્યાનો ઉલ્લેખ છે. તેમાં પ્રપિતા અને પૌત્રનાં નામ મહારાજ અહીરવર્મન અને પુષ્પન ઉપલબ્ધ થયાં હતાં. પુષ્પનના પિતાનું નામ મહોરમાંથી જતું રહ્યું છે. આ આભીર અથવા પુષ્યમિત્ર 'રાજન્ય'ની મહોર હોય, એમ લાગે છે.[૩૪]

સેનાપતિ ભટ્ટાર્ક પૂર્વેના ગુજરાતના સંક્ષિપ્ત ઇતિહાસનું આલેખન આ પ્રમાણે મળે છે. જૈન સાહિત્યથી ફળે છે કે લાટના પાટનગર ભરૂચમાં બલમિત્ર–ભાનુમિત્ર શાસન કરતો હતો.[૩૫] (ઇ. સ. પૂર્વે ૧૨૫–૧૧૫) એ પછી શકલોક આવ્યા.

શકલોક ઉજ્જનના રાજા ગર્દભિલ્લના સમયમાં આચાર્ય કાલકસૂરિ જોડે ભારતમાં આવ્યા. સિન્ધુને ઓવારે ઉતરી, શકથાણું જમાવી, સૌરાષ્ટ્રના સાગરતટે આવ્યા અને ત્યાં રાજ્ય સ્થાપ્યું. એ પછી તેમણે ઉજ્જન સર કર્યું. આ એકાણુ શક માંડલિક શાખામાંથી ભૂમક, નહપાન અને ચષ્ટનવંશ ઉદ્દભવ્યા. રૂદ્રદામાના પુત્ર રૂદ્રસિંહ (ઇ. સ. ૧૮૧–૧૮૮) પાસેથી આભીર ઈશ્વરસેને[૩૫અ] ગુજરાતનું રાજ્ય છીનવી લીધું. પણ ઈશ્વરસેનના અવસાન પછી રૂદ્રસિંહે સૌરાષ્ટ્રમાં મહાક્ષત્રપી પુનઃ સ્થાપી.

વાકાટક વિન્ધ્યાશક્તિના પુત્ર પ્રવરસેને ચષ્ટનવંશના ભર્તૃદામાને હરાવી, સૌરાષ્ટ્ર ખાલસા કર્યું. પૈકુલીલેખમાં સૌરાષ્ટ્રના સત્તાધીશ બાગદત્તનું નામ મળે છે. એ જોતાં ભર્તૃદામાને અથવા તેના પુત્ર વીરસેનને કચ્છ–સિન્ધમાં પોતાની સત્તા ખસેડવી પડી. એ સમયથી વાકાટકનો પ્રતિનિધિ મહારાજ બાગદત્ત સૌરાષ્ટ્રમાં રાજ કરતો હતો. પશ્ચિમ માળવામાં મિત્ર–અલ–સેનનું શાસન હતું. સમુદ્રગુપ્તે વાકાટકને હરાવી, ગુપ્તરાજ્યનો માંડલિક બનાવ્યો. ટૂંક વખત વાકાટકનો સૂર્ય અસ્તાચળે ગયો. સમુદ્રગુપ્તના પુત્ર ચંદ્રગુપ્તે ગુજરાત જિત્યું. ગુજરાત ગુપ્તમહારાજ્યનું અંગ બન્યું (ઇ. સ. ૩૮૦–૪૧૩).

ગુપ્તસમ્રાટ્ ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય પછી અનુક્રમે કુમારગુપ્ત (ઇ. સ. ૪૧૩–૪૫૫) અને તેનો પુત્ર સ્કન્દગુપ્ત (ઇ. સ. ૪૫૫–૪૬૭–૪૬૯) પાટલિપુત્રની ગાદીએ આવ્યા. સ્કન્દગુપ્તથી તેના પૌત્ર બુદ્ધગુપ્ત સુધી ગુપ્તમહારાજ્યનાં ગૌરવ, કીર્તિ અને કારકીર્દી અખંડિત હતાં ઇ. સ. ૫૦૦ સુધી.

સ્કન્દગુપ્તનો ઇતિહાસ શિલાલેખ, સિક્કા અને તામ્રપત્રોથી જાણવા મળે છે. અન્ય સંસ્કૃત સાહિત્યનો ફાળો પણ ઐતિહાસિક સાધનોમાં સમાવેશ પામે છે. એ લેખોની

---

૩૪. મું. ગે. પુ. ૧. ભાગ ૧ નોંધ ૧ પૃ. ૭૮.

૩૫. 'વીરનિર્વાણ સંવત ઔર જૈનકાલગણના,' મુનિશ્રી કલ્યાણવિજયઃ "મગધ પર અબિતક પુષ્યમિત્ર (શુંગ) કાહી અમલ થા ઔ સભવત હૈ ઉસકી જિંદગી કા યહ અંતિમ વર્ષ થા. ઠીક ઇસી અર્સે મે લાટ દેશ કી રાજધાની ભરૂકચ્છ (ભરૌચ) મે બલમિત્ર–ભાનુમિત્ર કા રાજ્યાભિષેક હુઆ."

૩૫અ. જુઓ 'સુરાષ્ટ્ર–ક્ષત્રપ ઇતિહાસ કી પુનઃ પરીક્ષા' નાગરીપ્રચારિણી પત્રિકા ભા. ૧૮ અંક ૧ લેખક શ્રી. જયચન્દ્ર વિદ્યાલંકાર. 'મહાક્ષત્રપ રૂદ્રદામા સૂરિ વિજયેન્દ્ર કી પુસ્તિકા.' J. B. O. R. S. XIX પૈકુલી લેખ.

પૂર્તિમાં મહાયાનપંથના 'ચંદ્રગર્ભપરીપ્રીછ્યી' સૂત્રમાં બુસ્ટૉને[૩૬] એ યુગ બારીકાઈથી આલેખ્યો છે. આ બૌદ્ધસૂત્રમાં હૂણોના આક્રમણની સવિસ્તર હકીકત મળે છે.

ચંદ્રગર્ભસૂત્ર પ્રમાણે મહેન્દ્રસેન કુમારગુપ્તના શાસનકાળમાં ત્રણ પરદેશી સત્તા યવન, પહલ્વીક અને શકુનાતું[૩૭] સયુંક્ત સૈન્ય લઇને ગુપ્તમહારાજ્ય ઉપર ચઢી આવ્યો હતો. તેઓએ ગાંધાર જિતી લીધું, ત્યારપછી ગંગાનો ઉત્તરપ્રદેશ સર કર્યો, અને મગધની સરહદે આવ્યા. રાજકુમાર સ્કન્દે પિતા મહેન્દ્રની આજ્ઞા મેળવી, તેઓને સંગ્રામમાં હરાવ્યા. મહેન્દ્રે વાનપ્રસ્થ લઈ, બારવર્ષના રાજકુમારને મગધની ગાદી આપી, એમ બૌદ્ધગ્રંથમાં છે.

આ હકીકતના તથ્યની ભિટારીલેખ સાક્ષી પૂરે છે. આ લેખમાં હૂણોના આક્રમણ ઉપરાંત પુષ્યમિત્રોના બળવાની હકીકત પણ છે. પુષ્યમિત્રોનો બળવો કુમારગુપ્તના શાસનકાળમાં થયો હતો. પશ્ચિમ માળવાના પુષ્યમિત્રો સત્તાના લોભે મદાન્ધ બન્યા હતા. તેઓએ સામ્રાજ્ય સામું માથું ઉચક્યું. સ્કન્દગુપ્તે તેઓનો ગર્વ તોડયો અને ગુપ્તરાજ્યની રાજ્યલક્ષ્મી અને પ્રતિષ્ઠા પુનઃ સજીવન કરી, ઇ. સ. ૪૫૫ની આસપાસ.[૩૮] એ સમયે હૂણો જોડે લડતા સ્કન્દગુપ્તના બાહુબળથી પૃથ્વી કાંપી ઉઠતી હતી,[૩૯] એમ પણ ભિટારીલેખમાં છે.

કુમારગુપ્તના શાસનસમયે વાકાટક નરેંદ્રસેન (ઇ. સ. ૪૩૫–૪૭૦) સમકાલીન રાજ્ય કરતો હતો. એ કુમારગુપ્તનો ભાણેજ થતો હતો. એની સત્તા કોશલ (અયોધ્યા) મેકલ અને માળવામાં હતી. કુમારગુપ્તના રાજ્યકાળનો પાછલો ભાગ ભારે અશાન્તિ અને આપત્તિનો હતો. પુષ્પમિત્રોનું બંડ મહાભયંકર હતું. આ ઉથલપાથલનો લાભ લઇને વાકાટકના વરાડ અને ખાનદેશની પશ્ચિમ સરહદે ત્રૈકુટવંશનો ઉદ્‌ભવ થયો. ત્રૈકુટ દહ્રસેને અશ્વમેધ કર્યો, સિક્કા પાડ્યા અને મહરાજપદ ધારણ કરી, અપરાન્તનો સ્વામી થયો.[૪૦] ચેદી સં. ૨૦૭=ઈ. સ. ૪૫૬: પુષ્યમિત્રોનો ગર્વ તૂટયા પછી, વાકાટક નરેન્દ્રસેને મહારાજ[૪૧] દહ્રસેનને વાકાટકનું સ્વામિત્વ સ્વીકારવાની ફરજ પાડી.

ત્રૈકુટ દહ્રસેન પછી તેના પુત્ર વ્યાઘ્રસેનનું તામ્રપત્ર સુરતથી મળ્યું છે. ચે. સં. ૨૪૧= ઈ. સ. ૪૯૦–૯૧.[૪૨] એના રાજ્યની સરહદમાં અપરાન્તનો અને (પોતે) મેળવેલા અથવા વારસામાં પ્રાપ્ત કરેલા અન્ય સમૃદ્ધ દેશોનો તે ધણી હતો, એમ સુરતલેખમાં છે.[૪૨] એથી ફળે છે કે

---

૩૬. Imperial History of India, by Jayaswal, p 36.

૩૭. યવન=યોના, હુના, હૂણ : પહલ્વીક=શાશેનિયન અધિકારી વર્ગ અને શકુના તે કુશાન સત્તા. ઇતિહાસથી જાણવા મળે છે કે હૂણોએ પ્રથમ આ બન્ને સત્તા જોડે સંગ્રામ ખેલ્યો હતો. I. H. I. p. 36.

૩૮. समुदित बलकोपान्पुष्यमित्रँाश्च जित्वा क्षितिपचरणपीठेस्थापितो वामपादः (કૉર્પસ ઇન્સ્ક્રીપશન ઇન્ડીકેરમ્ પુ. ૩, પૃ. ૫૨.

૩૯. हूणैर्य्यस्य समागतस्य समरे दोर्भ्यो धरा कम्पिता । એજન પૃ. ૫૨.

૪૦. પારડીલેખ : ગુજરાતના ઐતિહાસિક લેખો : ભાગ ૧ ત્રૈકુટ વંશના લેખો. Dharasena Traikuta was in Aparanta between the Tapti, Western Khandesh-Kanerl and the sea (above Bombay). History of India, p. 102. કાલિદાસના રઘુવંશમાં Canto IV, શ્લોક ૫૮–૫૯માં આવતો ત્રિકૂટ પર્વત, તે ઉપરથી ત્રૈકુટવંશ નામ પડયું લાગે છે. રઘુવંશ ઉપર મલ્લિનાથે લખેલ વૈજયન્તિ પ્રમાણે અપરાન્તનું મુખ્ય સ્થલ શૂર્પારક=સોપારા જણાય છે.

૪૧. 'Maharaja' denoted a feudatory position at this time.

૪૨. ગુ. ઐ. લેખો નં. ૧૪ ભાગ ૧.

એની સત્તા એના પિતા દહ્સેને મેળવેલી ભૂમિ ઉપર જ હતી. ત્રૈકુટની સત્તા વાકાટક નરેન્દ્રસેનના પૌત્ર હરિસેને પૂરી કરી, એમ હરિસેનના મંત્રી હસ્તીભોજના અજન્ટાલેખથી ફલે છે.[૪૩] હરિસેને કુન્તલ, અવન્તી, કલિંગ, કોશલ, ત્રૈકુટ, લાટ અને આન્ધ્ર જિતી લીધા હતા. આ યુગ સ્કન્દગુપ્તના પૌત્ર બુદ્ધગુપ્તના મરણનો સમય લાગે છે. ત્રૈકુટોનો દોર તાપી નદી સુધીનો હતો. વાકાટક સામ્રાજ્યની કીર્તિ દક્ષિણના ચૌલુક્ય પુલુકેશી પહેલાએ પૂર્ણ કરી.

સ્કન્દગુપ્તના સમયનો શિલાલેખ જૂનાગઢની ગિરનાર ટેકરી ઉપર ગુ. સં. ૧૩૮=ઈ. સ. ૪૫૭-૫૮નો છે. એ લેખમાં જણાવેલું છે કે સ્કન્દગુપ્તને સૌરાષ્ટ્રનું શાસનસૂત્ર ચલાવવાનું કાર્ય મુશ્કેલ થઇ પડયું હતું; એ પ્રદેશનું શાસન મહારાજ્યની પ્રણાલિકા પ્રમાણે ગતિમાન રાખવા પ્રાંતિય સૂબાની નિમણૂંક કરવાને તે ભારે કાળજી કર્યા કરતો હતો, એ કારણે પૂરો વિચાર કરીને સ્કન્દે પરાક્રમી મુત્સદી પર્ણદત્તને સૌરાષ્ટ્રનું કારભારૂં સોંપ્યું. ત્યાર પછી પર્ણદત્તે તેના પુત્ર ચક્રપાલિતને એ દેશનું રાજકીય અને રાષ્ટ્રિય સૂત્રસંચાલન સોંપ્યું હતું.[૪૪]

ઐતિહાસિક માન્યતા પ્રમાણે સ્કન્દગુપ્તને સૌરાષ્ટ્રના શાસનની ચિન્તા હૂણોનાં આક્રમણોને અંગે હતી, એમ સામાન્ય રીતે માનવામાં આવતું હતું, પણ ભિટારીલેખથી જાણવા મળે છે કે પુષ્યમિત્રોનું બળવાનું આક્રમણ સંગીન હતું. પશ્ચિમ માળવાના મિત્રો, ગુજરાતના આભીરો અને વારવતીના વારવત્યા યાદવો સખાસંબંધી હતા. પુષ્યમિત્રોના બંડની પ્રજ્જ્વલિત ભઠ્ઠીનો તાપ ગુજરાત અને સૌરાષ્ટ્ર સુધી પ્રસર્યો હોવો જોઈએ. ગુપ્ત રાજા સ્કન્દને સૌરાષ્ટ્રની સત્તાની ચિન્તા આ કારણે હોય, એમ દેખીતું લાગે છે. મહત્વાકાંક્ષી પુષ્યમિત્રોનો ગર્વ મહારાજાધિરાજ સ્કન્દગુપ્તે તોડયો. એ પછી રાજકીય મૈત્રી સાધવા ગુપ્તસમ્રાટ્ સ્કન્દગુપ્તે મૈત્રક કુળના પરાક્રમી પુરૂષને સેનાપતિપદની નવાજેશ કરી. આ રાજપુરૂષ વલભી વંશનો સંસ્થાપક મૈત્રક (મિત્ર) ભટ્ટાર્ક હતો, એમ માનવાને કારણ મળે છે.

વલભીના પ્રત્યેક તામ્રપત્રમાં સેનાપતિ ભટ્ટાર્ક વિષે આ પ્રમાણે આદિચરણ મળે છેઃ "બળથી શત્રુઓને નમાવનાર, મૈત્રકોના અતુલ બળવાન મહાન સૈન્યો સાથે અનેક યુદ્ધોમાં યશ પ્રાપ્ત કરનાર અને પ્રતાપથી વશ કરેલા અને દાન, માન અને સરળતાથી પ્રાપ્ત કરેલા અનુરાગથી અનુરૂક્ત મૌલભૂત અને શ્રેણીના બળથી રાજ્યશ્રી પ્રાપ્ત કરનાર, પરમ માહેશ્વર. **શ્રી સેનાપતિ ભટ્ટાર્ક હતો.**"[૪૫]

શિલાલેખો અને ચંદ્રગર્ભસૂત્ર, વગેરેમાંની ઐતિહાસિક ઘટના જોતાં સ્કન્દગુપ્ત-ક્રમાદિત્યને હૂણો સામે અનેક સંગ્રામ ખેલવા પડયા હતા. મૈત્રકોના તામ્રપત્રના આદિચરણની, "મૈત્રકોનાં અતુલ બળવાન મહાન સૈન્યો સાથે અનેક યુદ્ધોમાં યશ પ્રાપ્ત કરનાર," આ કંડિકા એમ સૂચવે છે કે મૈત્રક સેનાપતિ ભટ્ટાર્ક સ્કન્દગુપ્ત જોડે પ્રત્યેક યુદ્ધમાં હાજર હોવો જોઇએ. સેનાપતિએ પોતાનાં પરાક્રમ અને વીરતાથી સમ્રાટ્ના તરફથી રાજ્યશ્રીની પદવી પ્રાપ્ત કરી હતી. ગુ. સં. ૧૩૮=ઈ. સ. ૪૫૭-૪૫૮ પછી પર્ણદત્ત તેમ જ તેના પુત્ર ચક્રપાલિતનો

---

૪૩. Ajanta Inscription, No. 3, Buhler in Cave Temple No. XVI. A. S. W. I. IV, p. 124.

૪૪. ગુજરાતના ઐતિહાસિક લેખો, 'સ્કન્દગુપ્તનો જૂનાગઢલેખ'

૪૫. એજન. વલભીનાં તામ્રપત્રો.

ઇતિહાસ મળતો નથી. એથી ફળે છે કે ચક્રપાલિતના શાસનકાળમાં અથવા તે પછી સૌરાષ્ટ્રની સત્તા સેનાપતિ ભટ્ટાર્કને સ્કન્દે સોંપી હોય, ઈ. સ. ૪૬૨–૬૩.

ભટ્ટાર્કનો એક પણ લેખ મળ્યો નથી. એના પુત્ર દ્રોણસિંહનો લેખ સં. ૧૮૩=ઈ. સ. ૫૦૨–૦૩નો મળ્યો છે. વંશાવલીમાં દ્રોણસિંહ પહેલાં તેના ભાઈ ધરસેન અને તેની પૂર્વે સેનાપતિ ભટ્ટાર્કનું નામ છે. પિતાપુત્ર ભટ્ટાર્ક અને ધરસેનનો વીશ વીશ વર્ષનો રાજકાલ ગણતાં સેનાપતિનું સૌરાષ્ટ્રનું આધિપત્ય ઇ. સ. ૪૬૨–૬૩ આવે છે. સ્કન્દગુપ્તનું મૃત્યુ ઇ. સ. ૪૬૭, અથવા ૪૬૯માં થયાનું ઇતિહાસકારોએ નક્કી કર્યું છે. સ્કન્દગુપ્ત–ક્રમાદિત્યના જીવનકાળમાં જ ભટ્ટાર્કનો શાસનસમય શરૂ થયાનું મળે છે. એથી જણાય છે કે સેનાપતિ ભટ્ટાર્કનાં પરાક્રમ અને યશના બદલામાં જ સૌરાષ્ટ્રનો અધિકાર તેને બક્ષીસ મળ્યો હતો. તામ્રપત્રોમાં ભટ્ટાર્ક અને તેના પુત્ર ધરસેનનું સેનાપતિનું બિરૂદ કાયમનું મળે છે. બુદ્ધગુપ્તના મૃત્યુ સુધી વલભીના રાજેન્દ્રોએ ગુપ્તમહારાજ્યનું મૈત્રીપણું કાયમ રાખ્યું. સામ્રાજ્યનું બળ અને છત્ર સેનાપતિ પોતાનું ગણતો હતો. સેનાપતિ ભટ્ટાર્ક અને તેનો પુત્ર ધરસેન ગુપ્તમહારાજ્યના સેનાપતિ હતા; પણ તેઓની મહત્તા, રાજ્યચક્ર અને ગૌરવનું કેન્દ્ર સૌરાષ્ટ્ર–વલભી હતું.

હવે એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે જૂના કાળથી સૌરાષ્ટ્રની રાજધાનીનું નગર હતું ગિરિનગર. તો સેનાપતિ ભટ્ટાર્કે વલભી નગરને મહત્વ આપવાનું કોઈ ખાસ કારણ હોવું જ જોઇએ. ઇતિહાસ અને સાહિત્યમાં ગિરનારની મહત્તા જાણ્યામાં છે. અશોક, રૂદ્રદામા અને સ્કન્દગુપ્તના ગિરનારલેખમાં અતિવૃષ્ટિને લઇને સુદર્શન તળાવના બંધ તૂટયાની નોંધ મળે છે. પ્રજાજનોની હેરાનગતિ કલ્પવી, આ કાલે મુશ્કેલ છે. આવા સંજોગોને લઈ ને ભટ્ટાર્કે સુરક્ષિત, સાગરતટની ભૂમિ શોધી, વલભી—પાટનગર આ કારણે જ સ્થાપ્યું હોય, એમ માનવાને કારણ મળે છે.

## વલભીના રાજાઓ

વલભીની જાહોજલાલી અત્યારે તો વળા અને તેની આસપાસની સપાટ નિર્જન ભૂમિના ભસ્મીભૂત સ્થળમાં, તેની કીર્તિ અને ગૌરવ, ઐતિહાસિક કારકીર્દી અને સંસ્કૃતિ વલભીનાં ખંડિયેરોના ગર્ભમાં દટાયેલી પડી છે; એ અઢી સૈકાની વીરોની ભવ્યતા, શિવલિંગો અને પાષણના પોઠિયા, બૌદ્ધવિહારો અને ભિખ્ખુઓના સાહિત્યભંડારો, દેવદેવીઓનાં દેવાલયો અને રાજારાણીના મહાલયો, જૈનોની 'વાલભી' વાચનાના અપાસરાઓ અહિઆંના ભૂગર્ભમાંના થરોમાં જામેલાં પડયાં છે. વલભી નગરના સેનાપતિ ભટ્ટાર્ક અને તેના વારસદાર વંશજોની પ્રભુતાનો રસમય ઇતિહાસ માત્ર તામ્રપત્રો જ બોલે છે.

વલભી રાજ્યનો વિસ્તાર અને નગરનો ઘેરાવો ચીની પ્રવાસી હુએન સંગના ગ્રંથમાં નોંધેલો છે. તામ્રપત્રો ઉકેલતાં વલભી રાજ્યની સરહદમાં સૌરાષ્ટ્ર (કાઠિયાવાડ), ખેડાથી વડોદરા સુધી, અને પશ્ચિમ માળવા સુધી પથરાયેલી હતી. એક સમયે તો ધરસેન ચોથાનું—રાજછત્ર પૂર્વ હિન્દમાં માધવગુપ્તે સ્વીકાર્યું હતું. વલભીનો દોર પૂર્વહિન્દ—ગૌડદેશ સુધીનો હતો.

વલભીનાં તામ્રપત્રોનાં સંવત ગુપ્ત સંવતના છે. આ સંવત વિષે કેટલાક વિદ્વાનોમાં

મતભેદ છે, પણ એ પ્રશ્નનું નિરાકરણ હજી થયું નથી.[૪૬] માનવાને કારણ મળે છે કે ભટ્ટાર્ક ગુપ્ત મહારાજ્યનો સેનાપતિ હતો, એ જોતાં તામ્રપત્રોના સંવત ગુપ્ત સંવતના છે.

**રાજપુરૂષો**

**ભટ્ટાર્ક:** ઈ. સ. ૪૬૨-૪૮૩ ? આ રાજાનો એકે લેખ મળ્યો નથી. એના યશની કીર્તિ ચિરંજીવી રાખવા એના વંશજોએ તેઓના પ્રત્યેક તામ્રપત્રમાંના પહેલા ચરણમાં એનું નામ અને પરાક્રમ નોંધ્યાં છે. ભટ્ટાર્ક પરમમાહેશ્વર=શૈવભક્ત હતો. મૈત્રક રાજાઓનું રાજચિહ્ન નંદીનું હતું.

**ધરસેન:** ભટ્ટાર્કનો પુત્ર: ઈ. સ. ૪૮૩-૫૦૦ ની આસપાસ. આ રાજાનું એક પણ શાસનપત્ર મળ્યું નથી.

**દ્રોણાસહ:** ઇ. સ. ૫૦૦-૫૨૪ ? શૈવભક્ત, સદાચારી ને ધાર્મિક હતો. આ રાજાનું એક પતરૂં સં. ૧૮૩ = ઈ. સ. ૫૦૨ નું દેવીના મંદિરના દાનનું મળ્યું છે. એના ભાઈ પરમ ભાગવત ધ્રુવસેનનાં તામ્રપત્રોમાં 'એનો રાજ્યાભિષેક અખિલ ભૂમંડળના પરમ સ્વામિને હસ્તે થયેલો', એવો ઉલ્લેખ છે.[૪૭]

સમકાલીન ઇતિહાસ તપાસતાં એ સમયે બે પરાક્રમી રાજ્યો શાસન કરતાં હતાં. મગધમાં સ્કન્દગુપ્તનો પૌત્ર બુદ્ધગુપ્ત ઇ. સ. ૪૭૬-૪૯૮ અથવા ૫૦૦ સુધી, અને વાકાટક હરિસેન ઈ. સ. ૪૯૦-૫૨૦માં શાસન કરતા હતા. બુદ્ધગુપ્તના સમયના એરણલેખમાં ગુ. સં. ૧૬૫=૪૮૪-૫થી ફળે છે કે એના રાજ્યની સરહદમાં ઉત્તરબંગાળ, સારનાથ, જમના અને નર્મદા નદીનો મધ્યપ્રદેશ હતો. શુરિમચંદ્ર જમના અને નર્મદાના પ્રદેશનો શાસક હતો.[૪૮]

વાકાટક નરેન્દ્રસેનનો પૌત્ર હરિસેન ઘણો પરાક્રમી રાજા થયો. એમ તેના મંત્રી હસ્તીભોજના અજન્ટાલેખથી ફળે છે. એ કુન્તલ, અવન્તી, કલિંગ, કોશલ. ત્રૈકુટ, લાટ, આન્ધ્ર જિતી ચક્રવર્તીપદ પામ્યો હતો. ત્રૈકુટના મહારાજ વ્યાઘ્રસેનનો લેખ ચે. સં. ૨૪૧ =ઇ. સ. ૪૯૦=૪૯૧નો સુરતથી મળ્યો છે. એ પછી હરિસેને ત્રૈકુટ વ્યાઘ્રસેનની સત્તા સમાપ્ત કરી હતી. મંજુશ્રી મૂલ કલ્પ ગ્રંથમાં પંડિત જયસ્વાલ બુદ્ધગુપ્તનું શાસન ઇ. સ. ૪૯૮માં પૂર્ણ થયું એમ માને છે. ઇતિહાસકાર સ્મિથ બુદ્ધગુપ્તના રાજ્યની પૂર્ણાહુતિ ઇ. સ. ૫૦૦ની આંકે છે. દ્રોણસિંહનો લેખ સં. ૧૮૩-ઇ. સ. ૫૦૨નો છે. એ વર્ષમાં અથવા ઇ. સ. ૫૦૦ ની આસપાસ તે ગાદીએ આવ્યો હોવો જોઇએ. આ દોહનમાંથી તારવણી કરતાં 'અખિલ ભૂમંડલનો સ્વામિ' હરિસેન હોય, એમ જણાય છે. અને વાકાટક હરિસેનને હાથે દ્રોણસિંહનો રાજ્યાભિષેક થયો હોય એમ લાગે છે.

**પરમભાગવત ધ્રુવસેન પહેલો:** ઇ. સ. ૫૨૫-૫૪૫. આ રાજાનાં સોળ તામ્રપત્રો મળ્યાં છે. એ પૂરો વૈષ્ણવધર્મી હતો. ઇ. સ. ૫૨૯(સં. ૨૧૦)માં તેનું બિરૂદ 'મહાસામન્ત મહારાજ,' ઇ. સ. ૫૩૫(સં. ૨૧૬)માં 'મહાસામન્ત', મહાપ્રતિહાર, મહાદણ્ડનાયક, મહાકાર્તાકૃતિક મહારાજ' મળે છે. ઇ. સ. ૫૨૭માં બુદ્ધગુપ્તના પુત્ર ભાનુગુપ્ત-બાલાદિત્ય

---

૪૬. શ્રી. ફા. ગુ. 'ત્રૈમાસિક.'

૪૭. अखिलभुवनमण्डलाभोग स्वामिना परमस्वामिना स्वयमुपहित्तराज्याभिषेकमहाविश्राणनावपुत-राजश्रीः परममाहेश्वरो महाराजद्रोणसिंहः ।

૪૮. C. I. I. Vol. III : અને પ્રાચીન ભારત કે રાજવંશ વિશ્વેશ્વરનાથ રેઉ કૃત.

બીજાએ હૂણ સરદાર તોરમાણ શાહના પુત્ર મિહીરને હરાવ્યો અને માળવાની ગાદી ફરી મેળવી. એને હૂણોને હાથે ઘણુંજ વેઠવું પડયું હતું; ઇ. સ. ૫૦૦-૫૨૭. એ જ સમયે થાણેશ્વરમાં[૪૯] વર્ધનવંશના (આત્મવંશ સ્થાપક) યશોવર્ધન-વિષ્ણુવર્ધનનો ઉદય થયો (મંદસોર લેખ). હૂણ મિહીર કોલનો પરાભવ કરવામાં એનો પણ હાથ હતો. બાલાદિત્ય નાલંદમાં બૌદ્ધ ભિખ્ખુ થયો. યશોવર્ધને પોતાના પરાક્રમે હિન્દના અનેક રાજાઓને હરાવ્યા. છટ્ઠા સૈકાની પહેલી પચીશીમાં વિષ્ણુવર્ધન ભારતવર્ષનો મહા પરાક્રમી સમ્રાટ કહેવાયો હતો. તે આર્યાવર્તનો ચક્રવર્તી બન્યો હતો. એના સમયમાં ધ્રુવસેનને મહાપ્રતિહાર, મહાદણ્ડનાયક, વગેરે બિરૂદ પ્રાપ્ત થયાં હતાં. યશોવર્ધન-વિષ્ણુવર્ધન-ના રાજછત્રતળે વલભી રાજતંત્ર હોય, એમ જણાય છે.

ગારૂલક વંશનાં તામ્રપત્રો મળ્યાં છે. આ ગારૂલકો વલભી રાજાઓના સામન્તો અગર ખંડીઆ રાજાઓ હતા. ફન્કપ્રસ્રવણ નામનું ગામ આ સામન્તોની રાજધાની હોવાનું જણાય છે. તામ્રપત્રોમાં આ પ્રમાણે વંશાવળી મળે છે: મહારાજ શૂર → સેનાપતિ વરાહદાસ (પહેલો) → મહારાજ શૂર (બીજો) → શ્રીમહાસામન્ત વરાહદાસ (બીજો) → સામન્ત મહારાજ સિંહાદિત્ય. ગારૂલક મહારાજ વરાહદાસનો લેખ સં. ૨૩૦=ઇ. સં. ૫૪૯નો મળ્યો છે.[૫૦] એ લેખમાં મહારાજ ધ્રુવસેન બાબત ઉલ્લેખ છે. એથી ફલે છે કે વરાહદાસ ધ્રુવસેન પહેલાનો સમકાલીન અને તેનો સેનાપતિ હતો.

ગારૂલક વરાહદાસ બીજાએ દ્વારકાના રાજા ઉપર વિજય મેળવ્યાનો ઉલ્લેખ તામ્રપત્રમાં છે. વૈષ્ણવ ધ્રુવસેન વિષે ગારૂલકના પાલીતાણાલેખમાં "નિજભૂજના પરાક્રમથી શત્રુઓના માતંગોની સેનાનો તે એક વિજયી હતો," એવો ઉલ્લેખ છે.

**ધ્રુવસેન**નો છેલ્લો લેખ સં. ૨૨૬નો મળ્યો છે. એના **ભાઈ ધરપટ્ટ**નો એક પણ લેખ મળ્યો નથી. આ રાજા આદિત્યભક્ત હતો. આ રાજાનું નામ એના પૌત્ર ધરસેનનાં તામ્રપત્રોમાં છે. એના પુત્ર ગુહસેનનાં તામ્રપત્રો મળ્યાં છે, તેમાં ધરપટ્ટનું નામ નથી.

**ગુહસેન:** ઇ. સ. ૫૫૯થી ૫૬૭. સૂર્યભક્ત ધરપટ્ટનો પુત્ર. એના પાંચ લેખ મળ્યા છે. ગુહસેન પોતાની ઉમરના પાછલા કાળમાં 'પરમોપાસક' બૌદ્ધધર્મી થયો હતો. ધરસેન રજાના બનાવટી તામ્રપત્રમાં (શં. સં. ૪૦૦ I. A. Vol. 10) તે 'સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ એ ત્રણ ભાષામાં પ્રબન્ધ રચનામાં આધક નિપુણ હતો' એવો ઉલ્લેખ છે.[૫૧] એના વળાના

---

૪૯. Imperial History of India, p. 29 & 40. 'God Sthanu the presiding deity of Thanesvara (Sthanuisvara) was the only God to whom their ancestors Vishnuvardhana-Yashodharman bent his head (G. I. 146). The family was thus connected with Thanesvara from the time of the first founder. (હર્ષવર્ધનપ્રકરણમાંથી).

૫૦. એપીગ્રાફીઆ ઇન્ડીકા પુ. ૧૧. પા. ૧૬ અને 'બુદ્ધિપ્રકાશ,' વર્ષ ૮૨ : જુલાઈ—સપ્ટેમ્બર સને ૧૯૩૫. અં. ૩, પૃ. ૨૮૨-૨૮૩.

૫૧. A Treatise of પ્રાકૃત meters by H. D. Velinkar, M. A. Annals of the Bhandarkar Oriental Research Society એમાં તેઓ લખે છે કે પ્રાકૃત ભાષા કયારે શરૂ થઇ તે ચોક્કસ કહી શકાતું નથી, પણ તે છઠ્ઠા શતકના ઉતરાર્ધમાં થઈ હોવી જોઇએ. કારણ પ્રાકૃતમાં ગુહસેન પ્રવીણ હતો.

તામ્રપત્રમાં તે વિદ્વાન હતો, એમ મળે છે. ગુહસેનનો એક લેખ માટીના ઘટ ઉપરનો ૨૪૭ [૨૦૦-૪૦-૭=૨૪૭] 'શ્રીગુહસેન: ઘટા'નો મળ્યો છે. એ કાળે મૌખરી સર્વવર્મન ઉત્તરાપથ અને દક્ષિણાપથનો સ્વામિ હતો. હર્ષના પિતા પ્રભાકરવર્ધનનો પિતામહ રાજ્યવર્ધન પ્રથમ થાણેશ્વરમાં મૌખરીનો મંત્રી હતો; ઇ. સ. ૫૫૪-૫૭૦. મૌખરી સર્વવર્મનનો અધિકાર વલભી ઉપર હતો.

**ધરસેન રજો:** ઈ. સ. ૫૭૧-૫૮૯. મહાસામન્ત મહારાજ ગુહસેનનો પુત્ર થતો હતો. આ રાજાનાં તેર તામ્રપત્રો મળ્યાં છે. તેમાં એક તામ્રપત્ર શક સ. ૪૦૦નું બનાવટી મનાય છે. એના શાસનસમયે મૌખરી અવન્તિવર્મન રાજ કરતો હતો (Coins 570 A. D.). થાણેશ્વરમાં પ્રભાકરવર્ધનના પિતા આદિત્યવર્ધને મૌખરીનું આધિપત્ય સ્વીકારી, માંડલિકપદ ધારણ કર્યું હતું. માળવાના મહાસેન ગુપ્તની બેન મહાસેન ગુપ્તા આદિત્યવર્ધનવેરે પરણી હતી. માળવા અને થાણેશ્વર લગ્નગ્રંથીથી અને રાજ્યમૈત્રીએ સંધાયેલાં હતાં.[૫૨]

માળવાના મહાસેન ગુપ્ત ઉપર કલચુરી શંકરગણ સવારી લઈ આવ્યો. દક્ષિણમાં=ત્રિપુરમાં કૃષ્ણરાજના પુત્ર શંકરગણનું શાસન હતું. મંજુશ્રી મૂલકલ્પમાં શંકર અને તેના પુત્ર બુદ્ધનાં બિરૂદ વ્યાઘ્ર અને સિંહ હતાં, એમ મળે છે.[૫૩] શંકરગણે મહાસેન ગુપ્તને સંગ્રામમાં હરાવી મારી નાંખ્યો; શંકરગણ માળવાનો સત્તાધીશ થયો; ઇ. સ. ૫૯૫[૫૪] દક્ષિણના ચૌલુક્ય પુલકેશી બીજાના કાકા મંગલેશના નેરૂરદાનપત્રમાં શંકરગણનો ઉલ્લેખ છે [ I. A. VII p. 161, Kielhorn List. No. 6 ].

શંકરગણની સત્તા લાટમાં હતી. એનો પ્રતિનિધિ ભિલ્લપતિ નિરહુલ્લક લાટમાં રાજ્ય કરતો હતો. રજપૂતાનાના પશ્ચિમ પ્રદેશમાં જોધપુરની દક્ષિણ-પશ્ચિમે પરાક્રમી ગુર્જરરાજાનું રાજ્ય હતું. એના વંશના દદ્દ પહેલાએ ભિલ્લપતિને હરાવી, ભરૂચમાં ગુર્જરરાજ્ય સ્થાપ્યું.[૫૫] વલભી અને ભરૂચના ગુર્જરરાજાઓ મૈત્રીથી સંકળાયેલા હતા; કોઈક વખતે સંગ્રામમાં ઉતર્યા હતા.

**શીલાદિત્ય-અપરનામ ધર્માદિત્ય:** ઇ. સ. ૬૦૫-૬૦૯. ધરસેનનો પુત્ર; એ કવિ હતો, અને બૌદ્ધધર્મ તરફ એનું વલણ વિશેષ હતું. મંજુશ્રી મૂલકલ્પમાં પશ્ચિમહિન્દના વલભીવંશ વાસ્તે આ પ્રમાણે ઉલ્લેખ છે:

"'લાડ દેશ'માં-જેની સરહદના વિસ્તારમાં ઉજ્જન, પશ્ચિમદેશ અને સાગરકાંઠાનો સમાવેશ થતો હતો-વલભીમાં ધર્મરાજ હશે. ત્યાં '**શીલ**' બૌદ્ધધર્મી રાજા થશે. તે દેદીપ્યમાન બૌદ્ધવિહાર બંધાવશે અને ભગવાન બુદ્ધદેવની પ્રતિમાનું સ્થાપન કરી, ભિખ્ખુઓને દરેક સગવડ પૂરી પાડશે. તે લાડ દેશના ધરના વંશમાં થશે અને એનો રાજકાલ ત્રીશ વર્ષનો હશે. એના પછી ચપલ રાજ કરશે. તેની મુદત અઢી વર્ષ અને એક પખવાડીયું હશે. આ રાજાનું

---

૫૨. Malva in the 6th & 7th century by Dhirendra Chandra Ganguli, J. B. O. R. S. XIX p. 399.

૫૩. મંજુશ્રી મૂલકલ્પ. શ્લોક ૬૨૫-૬૨૬. Imperial History of India p. 30.

૫૪. J. B. O. R. S. XIX ધીરેન્દ્રચંદ્રનો માળવા લેખ.

૫૫. નાગકુલની સંતતિ જડમૂળથી ઉખેડી નાંખનાર: वैनतेयइवाक्रुष्टशत्रुनागकुलसंततिस्तपस्थित— ગુ. ઐ. લેખ. દદ્દ ૨ જાનો કાવીલેખ.

મૃત્યુ તેના સૈનિકના હાથે થશે. ત્યારપછી તેનો અનુજ[56] ધ્રુવ રાજપાટે આવશે, જે લાટ-દેશનો રાજા થશે. તે માંડલિક, નિર્બળ અને છીછરા સ્વભાવનો હશે."[57]

ધર=તે શીલનો પિતા ધરસેન, જે તેના સં. ૨૫૨થી ૨૭૦=ઇ. સ. ૫૭૧થી ૫૮૯નાં તામ્રપત્રોથી જાણવા મળે છે. તે પછી શીલ=તે શીલાદિત્ય, જેનું અપનામ ધર્માદિત્ય હતું. એ વારવત્યા યાદવકુળનો હતો, એ આપણે જોયું છે. એનાં ઉપલબ્ધ નવ તામ્રશાસનોમાંથી ચાર બૌદ્ધધર્મને લગતાં, એક શિવાલયના અંગનું, અને ચાર બ્રાહ્મણોને દાનનાં મળ્યાં છે. સં. ૨૮૬ =ઈ. સ. ૬૦૫માંના લેખમાં 'અપ્રતિબંધ (સહિષ્ણુતા) શાસનથી ઉર્જ્વલ કીર્તિવાળી થયેલી શ્રીના ઉપભોગથી **ધર્માદિત્ય** ઉપનામ મેળવનાર,' તે અધિકારીઓને જાહેર કરે છે કે 'પોતેથી બંધાવેલા વિહારમાં વસતા, ચાર દિશાઓમાંથી આવતા, ભિક્ષુસંઘને' એવો ઉલ્લેખ છે. એનો રાજ્યવિસ્તાર ઉજ્જનથી ખેડા સુધીનો હતો. તે પરમમાહેશ્વર હતો, એમ શાસનમાં છે; પણ સં. ૨૮૬ વિગેરે લેખથી ફળે છે કે તે બૌદ્ધધર્મનો રાગી હતો.

ચંપલ તે=**ખરગ્રહ**: એનું તામ્રપત્ર સં. ૨૯૭=૬૧૬નું મળ્યું છે (કૌમુદી જાન્યુઆરી ૧૯૩૬). એની કારકીર્દિ નામ પ્રમાણે જ લાગે છે. એનો રાજકાલ ટૂંકો લખ્યો છે. એ પછી ધ્રુવસેન હર્ષવર્ધનનો જમાઈ–જે નિર્બળ હતો, એવો ઉલ્લેખ કર્યો છે. હુએનસંગની નોંધમાં પણ ધ્રુવસેનને (ધ્રુવપટ્ટુ=To-lo-ho-po-tu) નિર્બળ અને છીછરા સ્વભાવનો લખ્યો છે. લેખોથી ફળે છે કે તે મહાપરાક્રમી પણ કરૂણ–કોમળ હૃદયવાળો હતો, એથી અને બુદ્ધધર્મ ઉપર તેને અનુરાગ નહીં હોય તેથી બૌદ્ધ લેખકોએ નિર્બળ કલ્પ્યો લાગે છે. બાકી ધ્રુવસેન વિદ્વાન અને વ્યાકરણમાં નિપુણ હતો.

ચીની યાત્રાળુ હુએનસંગ વલભીનગરમાં આવ્યો ત્યારે તેણે ધ્રુવસેન (ધ્રુવપટ્ટુ) વિષે લખ્યું છે કે "તે ક્ષત્રિય હતો અને **માળવાના શીલાદિત્યનો ભત્રીજો** થતો હતો અને કનોજના શીલાદિત્યનો જમાઈ થતો હતો." વલભીના મૈત્રકોની વંશાવળી જોતાં જણાય છે કે શીલાદિત્ય અને ખરગ્રહ બન્ને ભાઈ થતા હતા. ખરગ્રહનો પુત્ર ધ્રુવસેન–બાલાદિત્ય હતો, અને તે શીલાદિત્ય–ધર્માદિત્યનો ભત્રીજો થતો હતો. ધીરેન્દ્રચંદ્ર ગંગુલીના 'માળવા છઠ્ઠી–સાતમી સદીમાં'ના લેખ પ્રમાણે કલચુરી શંકરગણે માળવાના મહાસેન ગુપ્તને હરાવી મારી નાંખ્યો ત્યારથી માળવા કલચુરીને હસ્તગત થયું. ઇ. સ. ૬૦૨માં દક્ષિણના ચૌલુક્ય મંગળેશે શંકરગણના પુત્ર બુદ્ધ ગુપ્તને હરાવ્યો. એ પછી માળવા વલભીના મૈત્રકના હાથમાં ગયું હોવું જોઇએ.[58] શીલા-

---

૫૬. અનુજ=is to be taken in original sense 'born after', a younger cadet and not younger brother : I. H. I. p. 24.

૫૭. એજન, પૃ. ૨૪ :

पश्चादेशपर्यन्त उज्जयन्यामतः परे ।
समुद्रतीरपर्यन्तं लाडानां जनपदे तथा ॥ ५८६ ॥
शीलाह्वो नाम नृपतिः बुद्धानां शासने रतः ।
पुरोबलभ्यसम्प्राप्तो धर्मराजा भविष्यति ॥ ५८७ ॥ ઇત્યાદિ : મ. મૂ.

૫૮. Kalchuris seem to be outsted from Malva by the Maitrakas of Valabhi some time before 629 A. D. : Malvas in 6th & 7th cent, A. D. D. E. Ganguli J. B. O. R. S. XIX, p. 399 ff.

દિત્યનું તામ્રપત્ર ઈ. સ. ૬૦૫(સં. ૨૮૬)નું મળ્યું છે. ઐતિહાસિક વિદ્વાનોએ ચીની પ્રવાસીએ જણાવેલો માળવાનો શીલાદિત્ય કોણ હતો, એ વિષયમાં અનેક કલ્પનાઓ કરી છે. (Hoernle J. R. A. S. 1905 to 22). હવે બૌદ્ધસાહિત્યથી ફળે છે કે આ માળવાનો શીલાદિત્ય વલભીના મૈત્રકવંશનો હતો; અને તે શીલાદિત્ય–ધર્માદિત્ય હતો.[૫૯]

**ધરસેન ૩જો :** ખરગ્રહ પછી તેનો પુત્ર સં. ૩૦૪માં ગાદીએ આવ્યો (ઇ. સ. ૬૨૩). એ પછી **ધ્રુવસેન રજો** બાલાદિત્ય સં. ૩૧૦–૩૨૧=ઇ. સ. ૬૧૯–૬૪૦ વલભીની ગાદીએ આવ્યો. એનાં સાત તામ્રપત્રો મળ્યાં છે. આ સમયે કાન્યકુબ્જ–કનોજમાં સમ્રાટ્ હર્ષવર્ધન પરાક્રમે ભારતવર્ષનું ચક્રવર્તી શાસન કરતો હતો. ઐહોલલેખ પ્રમાણે[૬૦] ચૌલુક્ય પુલકેશી બીજાની છત્રછાયા તળે લાટ, માલવ વગેરે દેશો હતા. લાટ અને વલભી પુલકેશીના પક્ષમાં હતા. હર્ષ નેપાલના વિગ્રહમાં જોડાયો હતો. એ કાલે ધ્રુવસેને લડાઈ જગાવી, પણ હર્ષદેવ નેપાળથી પાછો ફર્યો અને વલભી ઉપર સવારી લઈ આવ્યો. વલભીનાથ ધ્રુવસેન જળમાર્ગે ભરૂચ નાઠો. એ સમયે ભરૂચમાં ગુર્જર દદ્ બીજો રાજ કરતો હતો. સામંત બીજા દદ્ પ્રશાન્તરાગે તેને સંઘર્યો,[૬૧] અને હર્ષદેવ અને ધ્રુવસેન વચ્ચે સલાહ કરાવી આપી. હર્ષવર્ધને પોતાની પુત્રી વલભીના મૈત્રક ધ્રુવસેન બાલાદિત્યને આપી, અને કાયમની મૈત્રી સાંધી.

દક્ષિણાપથમાં બાદામીમાં ચૌલુક્ય પુલકેશીએ પોતાની સત્તા જમાવી હતી. તે પછી તેના પૌત્ર પુલકેશી બીજાએ લાટ, માળવા, વગેરે જિતી લીધાં હતાં. વલભી અને ભરૂચમાં ચૌલુક્યોની સત્તા હતી.

પુલકેશી બીજાના વારસ નવસારીમાં શાસન કરતા હતા, એમ એ પ્રદેશના લેખોથી જણાય છે. ખેડા સુધી તેઓનો દોર હતો, એવી ચે. સં. ૪૨૧, ૪૪૩, ૪૯૦ અને શક સં. ૬૫૩ના લેખ સાક્ષી પૂરે છે (ઇ. સ. ૬૭૧, ૬૯૨, ૭૪૦ અને ૭૩૧).

**ધરસેન ૪ થો :** ઇ. સ. ૬૪૧–૬૪૯ : ધ્રુવસેન બીજાનો પુત્ર. એનાં ચાર તામ્રપત્રો મળ્યાં છે. સં. ૩૨૨ અને સં. ૩૨૬માંના (ઇ. સ. ૬૪૧–૬૪૫). તામ્રશાસનમાં એનું બીરૂદ પરમમાહેશ્વર સામન્તનું મળે છે. એ પછીના સં. ૩૩૦=સને ૬૪૯માંના તામ્રપત્રમાં ધરસેનનું બિરૂદ પરમમાહેશ્વર, પરમભટ્ટારક, મહારાજાધિરાજ, પરમેશ્વર, ચક્રવર્તી મળે છે. ઇતિહાસના સાધને વલભીનો રાજેન્દ્ર ચક્રવર્તી કેમ કહેવાયો હતો એ જાણવા મળતું નથી, પણ બૌદ્ધ ગ્રંથથી એ હકીકત જાણવા મળે છે.

મંજુશ્રી મૂલકલ્પમાં આ પ્રમાણે ગાથા છે: "રાજ્યવર્ધન (હર્ષવર્ધનનો ભાઈ) એક વર્ષ શાસન કરશે. તે પછી તેનો વારસદાર ક્ષત્રિય, બૌદ્ધધર્મનો રાગી ધ(=ધરસેન ૪થો)થશે અને

---

૫૯. The dynastic description and the extent of the territories of Siladitya given here settles the controversy stated by Hoernle. (J. R. A. S. 1909,) He was a king of the territory from Ujjain in E. Malva upto the west country on the sea i. e. કચ્છ, which was the limit of the west country according to the Puranic Geography. I. A. 1933. I. H. I. p. 25.

૬૦. રવિકીર્તિકૃત ઐહોલપ્રશસ્તિ, શ્લોક ૨૨ : प्रतापोपनता यस्य लाटमालवगुर्जराः...॥

૬૧. તેના પર પરમેશ્વર શ્રીહર્ષદેવથી પરાજય પામેલા, વલભીનાથનાં રક્ષણથી પ્રાપ્ત કરેલા, શ્વેત વાદળ જેવા ઝઝુમતા યશનું છત્ર હતું. નવસારી લેખ. ગુ. ઐ. લેખ પૃ. ૪૫.

મૃત્યુ તેના સૈનિકના હાથે થશે. ત્યારપછી તેનો અનુજ[૫૬] ધ્રુવ રાજપાટે આવશે, જે લાટ-દેશનો રાજા થશે. તે માંડલિક, નિર્બળ અને છીછરા સ્વભાવનો હશે."[૫૭]

ધર=તે શીલનો પિતા ધરસેન, જે તેના સં. ૨૫૨થી ૨૭૦=ઇ. સ. ૫૭૧થી ૫૮૯નાં તામ્રપત્રોથી જાણવા મળે છે. તે પછી શીલ=તે શીલાદિત્ય, જેનું અપનામ ધર્માદિત્ય હતું. એ વાસ્વત્યા યાદવકુળનો હતો, એ આપણે જોયું છે. એનાં ઉપલબ્ધ નવ તામ્રશાસનોમાંથી ચાર બૌદ્ધધર્મને લગતાં, એક શિવાલયના અંગનું, અને ચાર બ્રાહ્મણોને દાનનાં મળ્યાં છે. સં. ૨૮૬ =ઇ. સ. ૬૦૫માંના લેખમાં 'અપ્રતિબંધ (સહિષ્ણુતા) શાસનથી ઉર્જ્વલ કીર્તિવાળી થયેલી શ્રીના ઉપભોગથી **ધર્માદિત્ય** ઉપનામ મેળવનાર,' તે અધિકારીઓને જાહેર કરે છે કે 'પોતેથી બંધાવેલા વિહારમાં વસતા, ચાર દિશાઓમાંથી આવતા, ભિક્ષુસંઘને' એવો ઉલ્લેખ છે. એનો રાજ્યવિસ્તાર ઉજ્જનથી ખેડા સુધીનો હતો. તે પરમમાહેશ્વર હતો, એમ શાસનમાં છે; પણ સં. ૨૮૬ વિગેરે લેખથી ફળે છે કે તે બૌદ્ધધર્મનો રાગી હતો.

ચંપલ તે=**ખરગ્રહ**: એનું તામ્રપત્ર સં. ૨૯૭=૬૧૬નું મળ્યું છે (કૌમુદી જાન્યુઆરી ૧૯૩૬). એની કારકીર્દિ નામ પ્રમાણે જ લાગે છે. એનો રાજકાલ ટૂંકો લખ્યો છે. એ પછી ધ્રુવસેન હર્ષવર્ધનનો જમાઈ–જે નિર્બળ હતો, એવો ઉલ્લેખ કર્યો છે. હ્યુએનસંગની નોંધમાં પણ ધ્રુવસેનને (ધ્રુવપટુ=To-lo-ho-po-tu) નિર્બળ અને છીછરા સ્વભાવનો લખ્યો છે. લેખોથી ફળે છે કે તે મહાપરાક્રમી પણ કરૂણ–કોમળ હૃદયવાળો હતો, એથી અને બુદ્ધધર્મ ઉપર તેને અનુરાગ નહીં હોય તેથી બૌદ્ધ લેખકોએ નિર્બળ કલ્પ્યો લાગે છે. બાકી ધ્રુવસેન વિદ્વાન અને બ્યાકરણમાં નિપુણ હતો.

ચીની યાત્રાળુ હ્યુએનસંગ વલભીનગરમાં આવ્યો ત્યારે તેણે ધ્રુવસેન (ધ્રુવપટુ) વિષે લખ્યું છે કે "તે ક્ષત્રિય હતો અને **માળવાના શીલાદિત્યનો ભત્રીજો** થતો હતો અને કનોજના શીલાદિત્યનો જમાઈ થતો હતો." વલભીના મૈત્રકોની વંશાવળી જોતાં જણાય છે કે શીલાદિત્ય અને ખરગ્રહ બન્ને ભાઈ થતા હતા. ખરગ્રહનો પુત્ર ધ્રુવસેન–બાલાદિત્ય હતો, અને તે શીલાદિત્ય–ધર્માદિત્યનો ભત્રીજો થતો હતો. ધીરેન્દ્રચંદ્ર ગંગુલીના 'માળવા છઠ્ઠી–સાતમી સદીમાં'ના લેખ પ્રમાણે કલચુરી શંકરગણે માળવાના મહાસેન ગુપ્તને હરાવી મારી નાંખ્યો ત્યારથી માળવા કલચુરીને હસ્તગત થયું. ઇ. સ. ૬૦૨માં દક્ષિણના ચૌલુક્ય મંગળેશે શંકરગણના પુત્ર બુદ્ધ ગુપ્તને હરાવ્યો. એ પછી માળવા વલભીના મૈત્રકના હાથમાં ગયું હોવું જોઇએ.[૫૮] શીલા-

---

૫૬. અનુજ=is to be taken in original sense 'born after', a younger cadet and not younger brother : I. H. I. p. 24.

૫૭. એજન, પૃ. ૨૪ :

पश्चादेशपर्यन्त उज्ञयन्यामतः परे ।
समुद्रतीरपर्यन्तं लाडानां जनपदे तथा ॥ ५८६ ॥
शीलाह्वो नाम नृपतिः बुद्धानां शासने रतः ।
पुरोबलभ्यसम्प्राप्तो धर्मराजा भविष्यति ॥ ५८७ ॥ ઇત્યાદિ : મ. મૂ.

૫૮. Kalchuris seem to be outsted from Malva by the Maitrakas of Valabhi some time before 629 A. D. : Malvas in 6th & 7th cent, A. D. D. E. Ganguli J. B. O. R. S. XIX, p. 399 ff.

**શીલાદિત્ય પાંચમો:** સં. ૪૦૩=ઇ. સ.૭૨૨. **શીલાદિત્ય છઠ્ઠો** સં ૪૪૧=ઇ. સ ૭૬૦ અને **શીલાદિત્ય સાતમો** સં. ૪૪૭=ઈ. સ. ૭૬૬–૬૭ અનુક્રમે ગાદીએ આવ્યા. શીલાદિત્ય ત્રીજાથી શીલાદિત્ય સાતમા સુધી પિતાપુત્ર વંશપરંપરા ગાદી ઉપર આવ્યા હતા. બધા શીલાદિત્યોનું બિરૂદ ( ૩–૭ ) પરમમાહેશ્વર, પરમભટ્ટારક, મહારાજાધિરાજ, પરમેશ્વર મળે છે. સાતમા શીલાદિત્ય પછી વલભીનું રાજ્ય પૂર્ણ થયું.

ઇસવી સનની સાતમી શતાબ્દીમાં ભારતવર્ષમાં બે સીતારા ચમકતા હતા. ઉત્તરાપથમાં હર્ષવર્ધન અને દક્ષિણાપથમાં પુલકેશી બીજો. વલભીના મૈત્રક અને ભરૂચના ગુર્જર દદ્દ તેઓના રાજછત્ર તળે પરાક્રમે શાસન કરતા હતા. ચૌલુક્ય પુલકેશી બીજાએ ગુજરાત–લાટ પરાક્રમે જિત્યું હતું. એણે તાપી નદીની ઉપરવટે નવસારીમાં એના ભાઈ જયસિંહને સૂબો નિમ્યો હતો. એના પુત્રો શ્રયાશ્રય શીલાદિત્ય અને જનાશ્રય–પુલકેશી લાટ દેશના શાસક હતા. ચે. સં. ૪૨૧, ચેદી. સં. ૪૪૩=ઈ. સ. ૬૭૦,–૬૯૨ ચેદી. સ. ૪૯૦=ઇ સ. ૭૪૦, (ગુ. એ. લેખો). ઈ. સ. ૬૪૨–૪૩માં પુલકેશી–બીજો–મરણ પામ્યો. ઉત્તરાપથના સામ્રાજ્યનો ધણી હર્ષવર્ધન ઈ. ૬૪૭માં મરણ પામ્યો. સામ્રાજ્યની સત્તા એના પુત્રીના પુત્ર ધરસેન ૪થાના હાથમાં ગઈ. વલભીની ગણના સામ્રાજ્યમાં થઇ, પણ આ સમૃદ્ધિ ટૂંકી નીવડી. સાતમા સૈકાની છેલ્લી પચ્ચીશીમાં માલખેડમાં રાષ્ટ્રકૂટ સત્તા પગભર થઈ. તેઓએ ચૌલુકયોની સત્તાનો નાશ કર્યો. પણ વલભીનું રાજચક્ર ગતિમાન રહ્યું. ભરૂચની ગુર્જર સત્તા રાષ્ટ્રકૂટોએ પૂરી કરી. ઈ. સ. ૭૩૬–૪૦; અણુહિલ પાટણમાં ચાવડા સત્તાનો ઉદય થયો. વિ. સં. ૮૦૨. લગભગ ૭ સાત સૈકા પર્યંત ગુજરાતનું ગૌરવ અને કીર્તિ આ નગરે અખંડિત રાખી. ભિન્નમાલના પ્રતિહાર નાગભટ અને રાષ્ટ્રકૂટો આર્યાવર્તના સામ્રાજ્યના હરીફ હતા. બન્નેની કીર્તિ ઇતિહાસે સાચવી છે. એ કાલે વલભી વિનાશને પંથે હતું. વલભી બંદરની જહોજલાલી ખૂટી, એ અરસામાં ખંભાત બંદરનો ઉદ્ભવ થયો. (ઇ. સ. આઠમું શતક).

## વલભીનો નાશ

આર્યાવર્તનો સૂર્ય વર્ધમાન, ચૌલુકયો, રાષ્ટ્રકૂટો અને પ્રતિહારોથી પ્રકાશી રહ્યો હતો, એ સમયમાં આરબ મુસલમાનોના હૂમલા શરૂ થઈ ચૂકયા હતા. હી. સ. ૧૫=ઈ. સ, ૬૩૬/૩૭માં પહેલો હૂમલો થયો. ભરૂચમાં ગુર્જર દદ્દ બીજાનો અમલ હતો. હકમ બિન અબુઆસ સકફીએ એક સૈન્ય દરિયાવાટે ભરૂચ બંદરે મોકલ્યું હતું. તે વિજય મેળવી પાછું ગયું: ઇ. સ. ૭૧૩–૧૪માં વલભીના શીલાદિત્ય પાંચમાના સમયમાં સરદાર મુહમદ બિન કાસીમ સૌરાષ્ટ્રમાં ઉતરી આવ્યો હતો. ઇ. સ. ૭૫૯માં ખલિફા અલ મનસુરે હાશમ બિન અમરૂ તઘલબીને સિંધ રવાના કર્યો. તેણે ઇ. સ. ૭૬૦ માં અમરૂ બિન જમાલને નૌકાસૈન્ય આપી, **વલભી ઉપર મોકલ્યો હતો. શીલાદિત્ય** છઠ્ઠો વલભીનો શાસક હતો [ સં. ૪૪૧ કાર્તિક સુદ ૫=ઈ. સ. ૭૬૦–૬૧. તામ્રલેખ–ગુ. ઐ. લેખો નં. ૯૫ ]: શીલાદિત્ય અને અમરૂ બિન જમાલ વચ્ચે સંગ્રામ થયો. સરદાર જમાલ જિત્યો, વલભી લૂંટયું અને વિજય વરી, પાછો વળ્યો.

પંડિત ભગવાનલાલ ઇન્દ્રજીએ ગુજરાતના ઇતિહાસમાં વલભીનો વિનાશ આ કાળે થયો, એમ ઉલ્લેખ કર્યો છે. પણ વલભીના છેલ્લા શીલાદિત્ય સાતમાના સં. ૪૪૭ જયેષ્ઠ સુદ ૫( ઈ. સ. ૭૬૬–૬૭)ના અલીણાના લેખથી ફલે છે કે અમરૂ બિન જમાલના હૂમલા પછી

તે ત્રણ વર્ષ શાસન કરશે. સર્વભૂમિનો ભોક્તા અને બધા શત્રુ ઉપર વિજય મેળવશે. એનું સૈન્ય હાથી, અશ્વ અને રથનું હશે; **નૌકાસૈન્ય પણ હશે.**"[૬૨]

હર્ષવર્ધને ધ્રુવસેન રાજાને પોતાની પુત્રી પરણાવી હતી. રાજ્યવર્ધન અને હર્ષવર્ધન સગા ભાઈ થતા હતા. તેઓને સંતતિ નહોતી. ધરસેન ૪થો ધ્રુવસેનનો પુત્ર થતો હતો, એથી તેને વલભી અને મગધ–કનોજનો વારસદાર કહ્યો છે.

વલભીના રાજેન્દ્ર પાસે નૌકાસૈન્ય હતું, એ હકીકત નવી પ્રાપ્ત થાય છે.

સં. ૩૨૬=ઈ. સ. ૬૪૫નાં બે તામ્રશાસનોમાં ધરસેને ભરૂચની વિજય છાવણીમાંથી આપ્યાનો ઉલ્લેખ છે. દૂતક તરીકે राजदुहितृ भूपा=રાજપુત્રી ભૂપા હતી. આથી જણાય છે કે વલભી રાજ્યમાં સ્ત્રીઓ પણ રાજ્યાધિકાર ભોગવતી હતી.

પંડિત જયસ્વાલ જણાવે છે કે [૬૩]વલભીનાથ ધરસેને પોતાના મંત્રીઓને પૂર્વહિન્દમાં માધવગુપ્ત અથવા આદિત્યસેનના દરબારમાં મોકલ્યા હતા. માધવગુપ્ત અને આદિત્યસેન (ઇ. સ. ૬૫૦–૬૮૦) ગુપ્તોની અવાન્તર શાખાના હતા; તેઓ મગધમાં શાસન કરતા હતા. તેઓએ વલભીનું સ્વામિત્વ સ્વીકાર્યું હતું. વલભીનો મૈત્રક સાર્વભૌમ સત્તાધીશ હતો. પૂર્વહિન્દ, માળવા, સૌરાષ્ટ્ર ગુજરાત તેના રાજછત્ર તળે હતાં. તે ચક્રવર્તી મહારાજાધિરાજ હતો. સં. ૩૩૦= ઇ. સ. ૬૪૯નું તામ્રશાસન એજ સાક્ષી પૂરે છે.

ભટ્ટીકવિ ધરસેનના સમયમાં થયો હતો. काव्यं रचितं मया वलभ्यां श्रीधरसेननरेन्द्रपाठित्याम् ॥

ધરસેન ચોથા પછી તામ્રપત્રમાં **ડેર ભટ્ટ**નું નામ મળે છે. તે વલભીમાં શાસન કરતો નહોતો, એમ તામ્રપત્રના ઉલ્લેખથી ફળે છે. "મેઘ વડે શ્યામ થયેલાં શિખરોરૂપી ડીંટીઓવાળાં સહ્ય અને વિન્ધ્યરૂપી રૂચિર સ્તનયુગવાળી પૃથ્વીનો જે પતિ હતો." એથી જણાય છે કે તે ભરૂચની પેલી પાર વિન્ધ્યાના પ્રદેશમાં શાસન કરતો હોવો જોઈએ. ડેરભટ્ટ શીલાદિત્ય–ધર્માદિત્ય પ્રથમનો પુત્ર હતો.

ધરસેન (૪) પછી ડેરભટ્ટનો પુત્ર **ધ્રુવસેન ત્રીજો** વલભીનો શાસક થયો. એનાં બે પતરાં મળ્યાં છે. સં. ૩૩૨–૩૩૪ ઇ. સ. ૬૫૧–૬૫૩. ધ્રુવસેન પછી મૈત્રકવંશનો **ખરગ્રહ બીજો** ગાદીએ આવ્યો. એ ધ્રુવસેન ત્રીજાનો સીધો વારસદાર નહોતો, પણ મૈત્રકકુળનો હતો. (तस्याग्रजो परमहीपति) એનું સં. ૩૩૭=ઇ. સ. ૬૫૬નું દાનપત્ર મળ્યું છે. દૂતક '**પ્રમાતૃશ્રી**' નામ છે. કોઈ કૌટુંબિક સ્ત્રી અધિકારી લાગે છે; એનું અપરનામ ધર્માદિત્ય હતું.

ખરગ્રહ પછી તામ્રપત્રમાં **શ્રી શીલાદિત્ય બીજો** નામ મળે છે. એ વલભીના રાજસિંહાસને બેઠો હોય, એમ જણાતું નથી; એ પણ ડેરભટ્ટ જ્યાં શાસક હતો તે વિન્ધ્યાના કોઇ પ્રદેશનો રાજા હોય તેમ જણાય છે. ખરગ્રહ પછી **શીલાદિત્ય ત્રીજો** વલભીની રાજગાદીએ આવ્યો. એનાં દશ તામ્રપત્રો મળ્યાં છે; સં. ૩૪૨–૩૬૫=ઇ. સ. ૬૬૧–૬૮૪. ત્યાર પછી **શીલાદિત્ય ચોથો** સં. ૩૭૫=૩૮૭=ઇ. સ. ૬૯૪–૭૦૬–૦૭ (પાંચ તામ્રપત્રો,)

---

૬૨. तस्याप्यनुजो धकाराख्यः क्षत्रियो धर्मवत्सलः ।
भविता तत्र देशेऽस्मि सार्वभूमिकभूपतिः ॥ ૮૪૮ ॥
हस्त्यश्वरथयानानि नौयानानि समन्ततः ।
जेता रिपूणां सर्वेषां समरे प्रत्युपस्थिताम् ॥ ૮૪૯ ॥ મ. મૂ.

૬૩. Imperial History of India, p. 66.

**શીલાદિત્ય પાંચમો:** સં. ૪૦૩=ઇ. સ.૭૨૨. **શીલાદિત્ય છઠ્ઠો** સં ૪૪૧=ઇ. સ ૭૬૦ અને **શીલાદિત્ય સાતમો** સં. ૪૪૭=ઈ. સ. ૭૬૬–૬૭ અનુક્રમે ગાદીએ આવ્યા. શીલાદિત્ય ત્રીજાથી શીલાદિત્ય સાતમા સુધી પિતાપુત્ર વંશપરંપરા ગાદી ઉપર આવ્યા હતા. બધા શીલાદિત્યોનું બિરૂદ ( ૩–૭ ) પરમમાહેશ્વર, પરમભટ્ટારક, મહારાજાધિરાજ, પરમેશ્વર મળે છે. સાતમા શીલાદિત્ય પછી વલભીનું રાજ્ય પૂર્ણ થયું.

ઇસવી સનની સાતમી શતાબ્દીમાં ભારતવર્ષમાં એ સીતારા ચમકતા હતા. ઉત્તરાપથમાં હર્ષવર્ધન અને દક્ષિણાપથમાં પુલકેશી બીજો. વલભીના મૈત્રક અને ભરૂચના ગુર્જર દદ્દ તેઓના રાજછત્ર તળે પરાક્રમે શાસન કરતા હતા. ચૌલુક્ય પુલકેશી બીજાએ ગુજરાત–લાટ પરાક્રમે જિત્યું હતું. એણે તાપી નદીની ઉપરવટે નવસારીમાં એના ભાઈ જયસિંહને સૂબો નિમ્યો હતો. એના પુત્રો શ્રયાશ્રય શીલાદિત્ય અને જનાશ્રય–પુલકેશી લાટ દેશના શાસક હતા. ચે. સં. ૪૨૧, ચેદી. સં. ૪૪૩=ઈ. સ. ૬૭૦,–૬૯૨ ચેદી. સ. ૪૯૦=ઇ સ. ૭૪૦, (ગુ. એ. લેખો). ઈ. સ. ૬૪૨–૪૩માં પુલકેશી–બીજો–મરણ પામ્યો. ઉત્તરાપથના સામ્રાજ્યનો ધણી હર્ષવર્ધન ઈ. ૬૪૭માં મરણ પામ્યો. સામ્રાજ્યની સત્તા એના પુત્રીના પુત્ર ધ્રુવસેન ૪થાના હાથમાં ગઈ. વલભીની ગણના સામ્રાજ્યમાં થઇ, પણ આ સમૃદ્ધિ ટૂંકી નીવડી. સાતમા સૈકાની છેલ્લી પચ્ચીશીમાં માલખેડમાં રાષ્ટ્રકૂટ સત્તા પગભર થઈ. તેઓએ ચૌલુક્યોની સત્તાનો નાશ કર્યો. પણ વલભીનું રાજચક્ર ગતિમાન રહ્યું. ભરૂચની ગુર્જર સત્તા રાષ્ટ્રકૂટોએ પૂરી કરી. ઈ. સ. ૭૩૬–૪૦; અણહિલ પાટણમાં ચાવડા સત્તાનો ઉદય થયો. વિ. સં. ૮૦૨. લગભગ ૭ સાત સૈકા પર્યંત ગુજરાતનું ગૌરવ અને કીર્તિ આ નગરે અખંડિત રાખી. ભિન્નમાલના પ્રતિહાર નાગભટ અને રાષ્ટ્રકૂટો આર્યાવર્તના સામ્રાજ્યના હરીફ હતા. બન્નેની કીર્તિ ઇતિહાસે સાચવી છે. એ કાલે વલભી વિનાશને પંથે હતું. વલભી બંદરની જહોજલાલી બૂડી, એ અરસામાં ખંભાત બંદરનો ઉદ્ભવ થયો. (ઇ. સ. આઠમું શતક).

**વલભીનો નાશ**

આર્યાવર્તનો સૂર્ય વર્ધમાન, ચૌલુક્યો, રાષ્ટ્રકૂટો અને પ્રતિહારોથી પ્રકાશી રહ્યો હતો, એ સમયમાં આરબ મુસલમાનોના હૂમલા શરૂ થઈ ચૂક્યા હતા. હી. સ. ૧૫=ઈ. સ, ૬૩૬|૩૭માં પહેલો હૂમલો થયો. ભરૂચમાં ગુર્જર દદ્દ બીજાનો અમલ હતો. હકમ બિન અબુઆસ સફરીએ એક સૈન્ય દરિયાવાટે ભરૂચ બંદરે મોકલ્યું હતું. તે વિજય મેળવી પાછું ગયું: ઇ. સ. ૭૧૩–૧૪માં વલભીના શીલાદિત્ય પાંચમાના સમયમાં સરદાર મુહમદ બિન કાસીમ સૌરાષ્ટ્રમાં ઉતરી આવ્યો હતો. ઇ. સ. ૭૫૯માં ખલિફા અલ મનસુરે હાશમ બિન અમરૂ તઘલબીને સિંધ રવાના કર્યો. તેણે ઇ. સ. ૭૬૦ માં અમરૂ બિન જમાલને નૌકાસૈન્ય આપી, **વલભી ઉપર મોકલ્યો હતો. શીલાદિત્ય** છઠ્ઠો વલભીનો શાસક હતો [ સં. ૪૪૧ કાર્તિક સુદ ૫=ઈ. સ. ૭૬૦–૬૧. તામ્રલેખ–ગુ. ઐ. લેખો નં. ૯૫ ]: શીલાદિત્ય અને અમરૂ બિન જમાલ વચ્ચે સંગ્રામ થયો. સરદાર જમાલ જિત્યો, વલભી લૂંટ્યું અને વિજય વરી, પાછો વળ્યો.

પંડિત ભગવાનલાલ ઇન્દ્રજીએ ગુજરાતના ઇતિહાસમાં વલભીનો વિનાશ આ કાળે થયો, એમ ઉલ્લેખ કર્યો છે. પણ વલભીના છેલ્લા શીલાદિત્ય સાતમાના સં. ૪૪૭ જ્યેષ્ઠ સુદ ૫( ઈ. સ. ૭૬૬–૬૭)ના અલીણાના લેખથી જણાય છે કે અમરૂ બિન જમાલના હૂમલા પછી

વલભીનું શાસન પ્રગતિમાન હતું, એટલે વલભીભંગ એ કાલમાં થયો, એમ સ્વીકારી શકાય તેમ નથી. હી. સ. ૧૫૯=ઇ. સ. ૭૭૬ ખલિફા અલ મહેદીએ અબ્દુલ મલિક બિન શિહબ અલ મુસમઈની સરદારી હેઠળ એક સૈન્ય દરિયામાર્ગે હિન્દ મોકલ્યું હતું. બળવાન સૈન્ય સાથે રબીઅ બિન સબીહ હતા.[૬૪] આ સૈન્ય બરબદ–વલભી આગળ અટક્યું. તેઓએ શહેરનો કબજો લીધો. ટૂંક મુદ્દત શહેરમાં પોતાની હકુમત જારી રાખી, રોગ વગેરે બિમારીના કારણે તેઓએ વલભી નગર છોડયું, અને છેવટે હિન્દનો કિનારો છોડી ચાલ્યા ગયા.

આરબ મુસલમાનોના હુમલાની તવારીખ રા. મુહમ્મદ ઉમર–કોકિલની–'૧૧ મી સદી પૂર્વેનો ગુજરાત મુસ્લિમ સંબંધ' નામની પુસ્તિકામાંથી લીધી છે.[૬૫] આ હુમલા પરત્વે રા. કોકિલ આ પ્રમાણે સ્પષ્ટીકરણ કરે છે: " આ યુદ્ધ ૭મા શીલાદિત્ય સાથે થયું હતું. એને વલભીના વિનાશનું કારણ લેખી શકાય. આ હુમલાથી મૈત્રક વંશની સમાપ્તિ થઈ હશે. પરન્તુ અરબોએ વલભીપુરનો વિનાશ કર્યો, એવું તો સાબીત થતું નથી. વલભીપુરના વિનાશનું કારણ ચાવડાઓ હોવા જોઇએ, જેઓ તે સમયે લૂંટારા જેવા હતા, અને જેઓએ આ તકનો લાભ લઇ, અણહિલવાડ પાટણ વસાવવાને વલભીપુરનો વિનાશ કર્યો હશે. કારણ એ સમય સુધીના નોંધાયેલા હુમલાઓમાં કયાંય પણ અરબોના હાથે એ શહેરના વિનાશનો ઉલ્લેખ નથી." ( રા. કોકિલની પુસ્તિકા. પૃ. ૧૬ )

તેઓ વધુમાં લખે છે કે "ઇ. સ. ૬૩૬ થી ૧૦૦૦ સુધીના હુમલાઓ એક વંટોળીયાની માફક આવ્યા અને ગયા. × × × આ હુમલાઓ ગુજરાતના ઇતિહાસમાં કોઇ ખાસ વિશેષતા ધરાવતા નથી. પણ એક ઐતિહાસિક સાધનસામગ્રી વાસ્તે મૂલ્યવાન ગણાય."

સાતમા શિલાદિત્યના સમયમાં વલભી વિનાશને પંથે હતું, એ કલ્પી શકાય છે; પણ તેનું ચોક્કસ કારણ મળવું મુશ્કેલ છે. રા. રા. કોકિલના જણાવવા પ્રમાણે નોંધાયેલા હુમલાઓ પરત્વે કયાંય પણ અરબોને હાથે શહેરના વિનાશનો ઉલ્લેખ નથી. તેઓ વલભી વિનાશનું કારણ ચાવડાઓને શિર ઢોળે છે. ઐતિહાસિક સંકલના કરતાં એ કારણ હોય. પણ મારું માનવું છે કે એ સમયે ભિન્નમાલમાં પ્રતિહાર નાગભટનું શાસન ગુજરાતમાં હતું ( જુઓ નાગવલોકના સામન્ત ભર્તૃવૃદ્ધનું દાનપત્ર સં. ૮૧૨ ઇ: સ. ૭૪૪–૪૫ ).[૬૬] રાષ્ટ્રકૂટોનો પ્રતિનિધિ કક્ક લાટમાં–નવસારીમાં ઇ. સ. ૬૭૯ ( આમોલી–છારોલી લેખ ઇ. સ. ૬૭૯–૮૦ )[૬૭] શાસન કરતો હતો,–એ પછી રાષ્ટ્રકૂટ શાખા કૈંક સમય સુધી પાછી પડી હતી. ગોવિન્દના સમયમાં તે સત્તા પુનઃ પ્રગતિમાન થઇ. રાષ્ટ્રકૂટો આર્યાવર્તના સામ્રાજ્ય સારૂં ઘૂમતા હતા. ચાવડાઓની રીતસરની વંશાવળી સિવાય તેઓની સમૃદ્ધિના ઇતિહાસનું પાનું કોરૂં છે. એથી કહી શકાય છે કે કયાં તો પ્રતિહારોને હાથે અથવા રાષ્ટ્રકૂટોને હાથે વલભીનો વિનાશ થયો

૬૪. તેઓ વિખ્યાત તબે તાબઇ અબુલકર રબીઅ બિન સબીહ સઅદી અલબસરી હતા; જેઓ ઇસ્લામમા સૌથી પ્રથમ પયગમ્બર વાણી (હદીસ)ના પુસ્તક રૂપે સંગ્રહ કરતા હતા; જેઓ આ જ ભૂમિમાં દફનાયા હતા. (નોંધ ૧૪). જુઓ રા. કોકિલની પુસ્તિકા, શ્રી. ફા. ગુ. સભાએ પ્રકટ કરી છે તે.

૬૫. આ પ્રસ્તુત લેખ પ્રથમ શ્રી. ફા. ગુ. સભા "ત્રૈમાસિક" વર્ષ ૩ અંક ૧–૨ના વધારા રૂપે છપાયા છે.

૬૬. ગુજરાતી સાહિત્યપરિષદગ્રંથ, અધિવેશન પાંચમું, ઇતિહાસ વિભાગ

૬૭. વિભાગ ગુ. ઐ. લેખો. પુ. ૨ રાષ્ટ્રકૂટના દાનપત્રો.

હોય. રા. દુ. કે. શાસ્ત્રી ચાવડાઓનું રાજતંત્ર એક ઠાકોરના અમલ જેવું માને છે. આ સંકલના જોતાં સાતમા શીલાદિત્ય પછી વલભીની જાહોજલાલી પૂર્ણ થઇ. સૌરાષ્ટ્રમાં મેર, અને રા' ગુહિલ, તથા રા' નવઘણ વંશનાં રાજ્યો સૌરાષ્ટ્રની ભૂમિમાં અહીં તહીં દેખાવા માંડયાં હતાં. પ્રજાજનો વલભીના વિનાશના કારણે અન્ય ભૂમિના રહેવાસી બન્યા. વલભીનો આત્મા–બૌદ્ધ, જૈન અને હિન્દુ નાગરિકોની ભૂમિ અત્યારે વળાથી કંઇક દૂરના સપાટ પ્રદેશના ભૂગર્ભમાં શાન્ત નિસ્તેજ–પૂર્વની કીર્તિ વદતી પડી છે.

**સિક્કા**

વલભીના મૈત્રક રાજાઓના સિક્કાનું પ્રકરણ નિરાશાજનક છે. વલભીના રાજાઓના સિક્કા ગુપ્ત રાજ્યના સિક્કાના જ વિકૃત રૂપમાં જ નજરે પડે છે. ચાંદી અને તાંબાના સિક્કા મળ્યા છે. એક તરફ રાજાની મુખાકૃતિ અને અવળી બાજુએ શૈવધર્મ-સૂચક ત્રિશૂળ નજરે પડે છે. કનિંઘામ સાહેબે વલભીના સિક્કાનું વાંચન વાંચવા પ્રયાસ કર્યો હતો. તેઓના શ્રમથી સિક્કાનું વાચન આ પ્રમાણે છે: 'महा राज्ञो महाक्षत्रप परम सामंत महा श्री भट्टारकसः' અગર 'राज्ञो महा क्षत्रप परमादित्य राज्ञो सामंत महा श्रीभट्टारकसः ।' પ્રીન્સ ઓફ વેલ્સ મ્યુઝીયમના માજી ક્યુરેટર આચાર્ય ગિરજાશંકરભાઇએ પણ વલભીના સિક્કા સારૂં અથાગ પ્રયત્ન કર્યો છે. તેમ જ બીજા સિક્કાવિશારદોએ પણ પ્રયત્ન કર્યો છે. પરંતુ તેનું પરિણામ નિર્ણયાત્મક આવ્યું નથી. રા. ગિરજાશંકર આચાર્યે મુંબઇ હીસ્ટોરીકલ કોંગ્રેસમાં આ વિષયનો નિબંધ લખ્યો છે, તેમ જ વર્તમાનમાં ઉદયપુરના રા. અંતાણીના ચાંદીના સિક્કા ઉપર પણ લેખ લખ્યો છે.[૬૬] વિક્ટોરિયા અને આલબર્ટ મ્યુઝીયમના ક્યુરેટર રા. ઉપાધ્યાય પાસે વલભીના સિક્કા છે, એમ તેઓશ્રીના મારા ઉપરના પત્રથી જાણી શકાય છે: તેઓ ભાઇ આ વિષયમાં કંઇક વિશેષ પ્રકાશ પાડશે, એવી આશા રાખી શકાય. અત્યારે તો આ વિષય અધૂરો છે.

---

૬૬. 'Ragno Maha Ksatrap (Dhara) nu obyatu (ku) Samara Saha Shree Sarva Bhattaraksa 'Saya' : (અંતાણીનો સિક્કો) This is the coin of the illustrious Saiva Bhattaraka *who meditated on the feet of king Maha–Kstrapa...and* who was his associate in the battle-field : Journal of Royal Asiatic Society Bengal Vol. III 1937, p. 100. N. Supplement No. XLVII.

**બીબ્લીઓગ્રાફી**: ૧. Bombay Gazetteer Vol I. Part I. ૨. પ્રબન્ધચિન્તામણિ, રા. દુ. કે. શાસ્ત્રી. ૩. રાજસ્થાનનો ઇતિહાસ ભાગ ૧. સસ્તું સાહિત્ય. ૪. અગિયારમું અને બારમું સાહિત્યપરિષદ સંમેલન ગ્રંથ રા. ધ. ચં. મુનશીના લેખ. ૫. પ્રભાવક ચરિત્ર. History of India C. 150 A. D. to 350 A. D. Naga-Vataka Imperial Period by K. P. Jayasval. ૬. Indian Historical Quarterly. ૭. પુરાતત્ત્વ પુસ્તક ૧ અને ૪. ૮. ગુજરાતના ઐતિહાસિક લેખો પુસ્તક ૧–૨. ૯. વીર નિર્વાણ ઔર જૈન કાલગણના. મુ. કલ્યાણવિજય. ૧૦. ઉત્તર હિંદુસ્તાનમાં જૈનધર્મ દલાલકૃત. ૧૧. Early. ૧૨. History of India by V. Smith. 3rd Edi. ફા. ગુ. ત્રૈમાસિક ૧૩. Indian Culture 1939. ૧૪. Imperial History of India in Sanskrit Text C. *700* B. C. to *770* A. D. with Special Commentary on later Gupta period by K. P. Jayasval. ૧૫ J. B. O. R. S. Vol. XIX. ૧૬. પ્રાચીન ભારત કે રાજવંશ, વિ. રેઉકૃત. ૧૭. ચિં. વૈદનો ઇતિહાસ. બુદ્ધિપ્રકાશ. ૧૮. Annals of Bhandarkar O. R. I. Society Malva by D. Ganguli. ૧૯. ૧૧મી સદી પૂર્વેનો ગુજરાત —મુસ્લિમ સંબંધ. મુ ઉ. કાદિસ. ૨૦. J. of. R. A. S. of Bengel J. of R. A. S. of Bombay'

# વલભીવંશની વંશાવલી

(અહિંઆં જે સન વર્ષ આપ્યા છે તે, જે રાજાનાં તામ્રપત્રો ઉપલબ્ધ છે તેમાંનાં વર્ષ છે; આ રાજકાલનાં વર્ષ નથી.)

પરમમાહેશ્વર સેનાપતિ

ભટ્ટાર્ક

૧




ગુહસેન (પુત્ર)
ઇ.સ. ૫૫૯-૫૬૦
(પરમોપાસક બૌદ્ધધર્મી)

ધરસેન ૨જો (પુત્ર)
ઇ.સ. ૫૭૧-૫૮૯

શીલાદિત્ય ૧લો (પુત્ર)
અપરનામ ધર્માદિત્ય
ઇ.સ. ૬૦૫-૬૦૯

ખરગ્રહ ૧લો (અનુજ કૌટુંબી)
ઇ.સ. ૬૧૬

ધરસેન ૩જો (પુત્ર)
ઇ.સ. ૬૨૩

ધ્રુવસેન ૨જો (પુત્ર)બાલાદિત્ય
ઇ. સ. ૬૨૯-૬૪૦
(હર્ષનો જમાઇ)

ચક્રવર્તી ધરસેન ૪થો (પુત્ર)
ઇ.સ. ૬૪૧-૬૪૯

ડેરભટ્ટ (પુત્ર)

ધ્રુવસેન ૩જો (પુત્ર)
ઇ.સ. ૬૫૧-૬૫૩

ખરગ્રહ ૨જો
ધર્માદિત્ય કૌટુંબી

શીલાદિત્ય ૨જો કૌટુંબી

શીલાદિત્ય ૩જો (પુત્ર)
ઇ.સ. ૬૬૧-૬૮૪

શીલાદિત્ય ૪થો (પુત્ર)
ઇ.સ. ૬૯૪-૭૦૭

શીલાદિત્ય ૫મો (પુત્ર) ઇ.સ. ૭૨૨

શીલાદિત્ય ૬ઠ્ઠો (પુત્ર) ઇ.સ. ૭૬૦

શીલાદિત્ય ૭મો (પુત્ર) ઇ.સ. ૭૬૬-૬૭

# શયખ ફરીદ મુસવી ઉર્ફે સૈયદ મુર્તુઝાખાં બુખારી

[ જહાંગીરના સમયનો પંચહઝારી મનસબદાર ]

શ્રી. ઇમ્રામુદ્દીન સદરૂદ્દીન દરગાહવાલા

મુગલ શહેનશાહોના દરબાર રાજદક્ષ પુરૂષો, લશ્કરી નિષ્ણાતો, વિદ્યાભ્યાસંગી અને પ્રજાપાલક કર્મચારીઓથી વિભૂષિત હતા. માત્ર તેઓના પાટનગરમાં જ એવા રાજ-કર્મચારીઓ મવજૂદ રહેતા નહોતા, બલ્કે તેઓના સુબાઓ(પ્રાન્તો)માં પણ એવા જ અનુભવી, યુદ્ધકુશળ, દક્ષ અને દિલસોજ અમલદારો નીમવાની મુગલ શહેનશાહો કાળજી બતાવતા હતા.

પ્રાન્તો અને પરગણાંઓમાં, સૂબાઓ અને નાઝિમો(વ્યવસ્થાપકો)ની નીમણુંકો અને ફેરબદલીઓના પ્રસંગે, મુગલ શહેનશાહો, દીર્ઘદષ્ટિથી કામ લેતા; અને નવી નીમણુંક વખતે એ વાતનો ખાસ ખિયાલ રાખવામાં આવતો, કે એ જગ્યાએ એવા અમલદારની નીમણુંક થઈ ન જાય, કે જે હકીકતમાં પ્રજાપાલકને બદલે પ્રજાપીડક પુરવાર થાય. તેથી પ્રાન્તોની સૂબાગીરી ઉપર એવા જ શખ્સોની નીમણુંક થતી, કે જે ઉપર્યુક્ત ગુણો ધરાવવા ઉપરાંત સહૃદયી જન પણ હોય.

મુગલ શાહો કેવળ ઉત્સાહના જ આવેશમાં, અથવા વધુ પડતી મહેરબાની દાખવવા ખાતર ગમે તે શખ્સને મનસબ અને વેતનમાં બઢતી આપી દેતા નહોતા, બલ્કે એવા શખ્સમાં કાબિલિય્યતનાં જવહરો જોતા, ત્યારે જ તેને મોટા અને જવાબદારીભર્યા ઓહ્દાનું પ્રદાન કરતા હતા; જેથી રાજવહિવટમાં કોઇ ફિતુર ઉપસ્થિત ન થાય, અને રાંક પ્રજા એવા અમલદારની કનડગતોથી ન પીડાય. અલબત્ત, શહેનશાહ જહાંગીરના યુગમાં નૂરજહાં બેગમના કારણે તેના અંગત જનો પ્રત્યે વધુ પડતી મહેરબાનીઓ દાખવવામાં આવ્યાનું જણાય છે, પરંતુ તેવા શખ્સો કિંવા અમલદારો તરફથી પ્રજાને કનડવામાં આવ્યાનું દેખાતું નથી, ઉલટું, જ્યારે જ્યારે મુગલશાહોના કાને પ્રજાશોષક અમલદારો કે સૂબાઓની કનડગતો અને અત્યાચારોની વાત અથડાઈ છે, ત્યારે ત્યારે પ્રજાવત્સલ મુગલ શહેનશાહોએ તેને અંગે કાળજીભરી તપાસ કરી છે અને ગુન્હેગારો સામે ઘટતાં પગલાં લીધાનું અને શિક્ષા કર્યાનું ફલિત થાય છે. અકબરથી લઈ અવરંગઝેબ સુધીના શહેનશાહોની નીતિ, એ જ રહ્યાનું ઇતિહાસો કહે છે:

શહેનશાહ જહાંગીરના એવા જ એક મનસબદાર અને સૂબા વિષે ઉપલબ્ધ થતી કેટલીક રસિક વિગતો આ નાનકડા નિબંધમાં એ જ દષ્ટિએ રજૂ કરવામાં આવી છે. એ અમલદાર અને મનસબદારનું નામ "ઇકબાલનામહ જહાંગીરી"માં શયખ ફરીદ લખવામાં આવ્યું છે, અને તે મુસવી સાદાતો(સૈયદો)માંથી હોવાનું જણાવ્યું છે. પાછળથી શહેનશાહ જહાંગીરે એને મુર્તુઝાખાંનો ખિતાબ આપ્યો હતો.[1]

## બુખારી સૈયદકુળના વંશજ

હકીકત એવી છે, કે શયખ ફરીદ અહમદાબાદના બુખારી સૈયદકુળનો એક વંશજ હતો, અને કિશોરાવસ્થાથી જ શહેનશાહ અકબરના દરબારમાં હતો, જ્યાં તે નાના ઓહ્દાથી

૧. ઇકબાલનામહ જહાંગીર ( ઉર્દૂ ભાષાન્તર ) પૃષ્ઠ ૨ તથા ૧૨.

પોતાની ફર્જો ચીવટાઈ અને કાળજીથી બજાવતાં બજાવતાં ઉત્તરોત્તર ઉન્નતિ અને પ્રગતિ કરતો ગયો હતો, અને બખ્શીના ઓહ્દા સુધી પહોંચ્યો હતો. અકબરના સમયમાં એ જો કે બખ્શીના ઓહ્દાપર હતો, પરંતુ વીઝારત( પ્રધાન મંડળ )માં નાણાં ખાતામાં કામ કરતો હતો અને એણે અનેક વર્ષો લગી શાહી નવકરોના વેતન ચૂકવનારી કચેરીમાં રહીને, એણે કામગીરી ખંતપૂર્વક બજાવી હતી.[2]

**મૂર્તઝાખાનની પદવી અને જહાંગીરની મહેરબાની**

અકબરના પછી જહાંગીર તખ્તનશીન થતાં જ શયખ ફરીદની ઝાતથી એવી સેવાઓ ઝાહિર થઈ, જે જહાંગીરની હકુમતની દઢતાનું કારણ બની, અને જેણે જહાંગીરના ડોલતા સિંહાસનને સ્થિર કરવામાં મહત્વનો ભાગ ભજવ્યો.

શહેનશાહ જહાંગીર તખ્તારૂઢ થયો તેના પહેલે જ વર્ષે શાહઝાદો ખુસરૂ બાદશાહી સંપાદન કરવાના દુષ્ટ ઇરાદે, જહાંગીરની ખીદમતમાંથી ફરાર થઈ ગયો હતો, ત્યારે શયખ ફરીદ મીર બખ્શીની ફર્જો બજાવતો હોવાનું મા'લૂમ પડે છે. આ વેળા મંત્રણાને અંતે શહેનશાહ જહાંગીરે પંડે ફરાર થયલા શાહઝાદાની પૂંઠ પકડવાનો નિશ્ચય કર્યો અને પ્રથમ અન્ય ઉમરાવો અને મનસબદારોની જોડે, શયખ ફરીદને એક જબ્બર સેના સહિત આગળ રવાના થવાની આજ્ઞા ફરમાવી, અને તે પછી તેણે પોતે પણ એક મઝબુત સૈન્ય સહિત અકબરાબાદથી કૂચ કરી.[3]

બ્યાસ નદીને સામે પાર, શયખ ફરીદની સેના અને શાહઝાદા ખુસરૂના તરફદારોની સેના વચ્ચે યુદ્ધ થયું. બન્ને પક્ષના અનેક માણસો માર્યા ગયા, પરંતુ ખુસરૂનો પરાજય થયો, અને તેને મયદાન છોડીને નાસી જવું પડયું. આ દરમિયાન શયખ ફરીદની પ્રગતિને સહન નહીં કરી શકનારા કેટલાક અદેખાઓએ શહેનશાહ જહાંગીરને ભંભેરવામાં મણા રાખી ન હતી, અને તેમણે બાદશાહના દિમાગ ઉપર એવું ઠસાવવાની કોશિશ કરી હતી, કે શયખ ફરીદ જાણી જોઇને શાહઝાદા ખુસરૂને આગળ ને આગળ જવા દે છે, અને ગીરફતાર કરવામાં ગફલત કરે છે. આ પ્રકારની શિકાયતોથી જહાંગીર ગુસ્સે થયો હતો, અને શયખ ફરીદ ઉપર કડક આજ્ઞાઓ સાદર કરી હતી. પરંતુ દક્ષ, રાજનીતિજ્ઞ શયખ ફરીદ અદેખાઓની એ ચાલોમાં ફસાય એવો કયાં હતો? તે તો કાળજી, ખંત, ચીવટાઈ અને શુદ્ધતા સહિત પોતને સોંપેલી ફર્જ બજાવવામાં એકાગ્ર રહ્યો અને શહેનશાહ જહાંગીરને યોગ્ય ઉત્તરો વાળતો જતો હતો.[4]

ખુસરૂ જોડેના આ યુદ્ધમાં શયખ ફરીદના લશ્કરીઓના હાથમાં શાહઝાદા ખુસરૂનો મૂલ્યવાન જવાહિરોથી ભરેલો એક સંદુકચો આવ્યો, કે જે શયખ ફરીદે શહેનશાહની સેવામાં રવાના કરી, ખુસરૂ જોડેના યુદ્ધમાં પોતાને ફતેહ મળ્યાની વધાઈ મોકલી. જહાંગીર વિજયના સમાચાર સાંભળી, તે તરફ તત્કાળ રવાના થયો, અને રાત્રીના બે ત્રણ પ્રહર વીત્યા હશે, કે શયખ ફરીદના પડાવ આગળ આવી પહોંચ્યો. બાદશાહના આગમનના સમાચાર સાંભળી, શયખ ફરીદ પોતાના તંબુમાંથી તરત બહાર નીકળ્યો અને કદમબોશી લાવી, કૃતાર્થ થયો. જહાંગીર પોતાના અશ્વ ઉપરથી ઉતરીને શયખ ફરીદને ભેટી પડયો, અને એવી કૃપા અને સૌજન્યથી વર્ત્યો, કે શયખની કલ્પનામાં યે તે નહોતાં. જહાંગીરે શેખ

---

૨. ઈકબાલનામહ જહાંગીર પૃષ્ઠ ૨.

૩. એજન પૃષ્ઠ ૭.

૪. એજન પૃષ્ઠ ૮.

રાત્રી શયખ ફરીદના જ તંબુમાં ગાળી, અને બીજે દિવસે લાહોર પ્રતિ રવાના થયો.[૫] તે પછી ખુસરૂ ગીરફતાર થયો, અને તેના તમામ સહકારીઓ તેમના કેજે પહોંચ્યા.

ભેસરૂનો પ્રદેશ શયખ ફરીદે આ દરમિયાન જ ફતહ કર્યો હતો, તેમાં શયખ ફરીદની ઇચ્છાનુસાર બાદશાહ જહાંગીરે એક પરગણું વસાવ્યું અને તેનું નામ ફતહાબાદ પાડયું. શહેનશાહ જહાંગીરે એ પરગણું એને ઇનાયત કરી, મુર્તુઝાખાંનો ખિતાબ પ્રદાન કર્યો.[૬]

**ગુજરાતનો સૂબો**

એ જ વર્ષે એટલે કે ઈ. સ. ૧૬૦૬(હિ. સ. ૧૦૧૫)માં શહેનશાહ જહાંગીરે સૈયદ મુર્તુઝાખાં બુખારી(ભૂતપૂર્વનો શયખ ફરીદ )ની ગુજરાતના સૂબા તરીકે નિમણૂંક કરી. તે પછીનાં વર્ષે સૈયદ મુર્તુઝાખાં બુખારીએ ગુજરાત ખાતેથી બદખ્શાનના લાલ(અર્થાત્ માણેક)ની એક મૂલ્યવાન અંગુઠી શહેનશાહ જહાંગીરની સેવામાં પેશકશ તરીકે મોકલી, જેની વિશેષતા એ હતી, કે વીટી, નંગ અને તેનાં ખાનાંઓ માણેકના એક જ કટકામાંથી કોરી કાઢેલાં હતાં.[૭]

એ માણેક ભારે પાણીદાર અને નયનરંજક હતું. એનું વઝન એક મીસ્કાલ (અર્થાત્ સાડી ચાર માશા) અને પંદર ધુમચીનું હતું.[૮] મીરઝા મુહમ્મદ ઉર્ફે મોઅતેમદખાં બખ્શી "ઇકબાલનામહ જહાંગીરી"માં જણાવે છે કે "વાસ્તવમાં હમણાં લગી આવો તુહફો (ભેટ) જોવામાં આવ્યો નહોતો. એક બીજું કુતબી રંગનું માણેક ૭ પહેલદાર, વઝનમાં બે મીસ્કાલ પંદર ધુમચીનું ઘણું જ ઉમદા અને નયનરજક એની જોડે જ હતું. એમાંથી પ્રત્યેકની કિંમત પચ્ચીસ હઝાર રૂપીયા આંકવામાં આવી."[૯]

સૈયદ મુર્તુઝાખાં બુખારીને ઇમારતો બંધાવવાનો અને તેને રક્ષિત રાખવાનો શવક પણ હતો. એ સંબંધી વિશેષ હકીકત હવે પછી લખવામાં આવી છે; પરંતુ એણે ગુજરાતની સૂબાગીરી દરમિયાન હિ. સ. ૧૦૧૮ની સાલમાં કડીનો પ્રાચીન કિલ્લો જર્જરિત દશામાં આવી ગયો હોવાથી તેની મરમ્મત કરાવી હતી.[૧૦]

સૈયદ મુર્તુઝાખાન બુખારીની સૂબાગીરીના ગુજરાતમાં જે મહત્વની ઘટવા બની હતી, તેની નોંધ અહીં લઇ લેવી વાજબી થઈ પડશે:

હકીકત એવી છે, કે સૈયદ મુર્તુઝાખાં બુખારીના સમયમાં ગુજરાતની વ્યવસ્થા અને શાન્તિમાં કેટલાક બદમાશો, બંડખોરો અને ઝમીનદારોએ વિક્ષેપ પાડયો હતો. એ કારણે શહેનશાહ જહાંગીરે રાજા ટોડરમલના દિકરા રાય ગોપીનાથની સરદારી હેઠળ પોતાની એક લશ્કરી ટુકડીને ગુજરાત ખાતે રવાના કરી હતી, જેમાં જોધપુરના રાજા સૂરસિંગ સમી, જહાંગીરની કેટલીક વિશ્વાસુ અને માનીતી વ્યક્તિઓ પણ હતી.[૧૧] રાય ગોપીનાથ પોતાની ટુકડી સહિત માળવાના રસ્તે સુરત આવી પહોંચ્યો હતો, અને સુરત પરગણાના ઝમીનદાર કનેથી પેશકશ વસૂલ કરીન વડોદરે ગયો હતો.[૧૨]

---

૫. ઇકબાલનામહ જહાગીર પૃષ્ઠ ૯–૧૦.

૬. એજન પૃષ્ઠ ૧૨.

૭. મિરાતે અહમદી ( હિ. સ. ૧૩૦૭ : મુંબઈ : લિથોગ્રાફ ફારસી આવૃત્તિ ) ભાગ ૧ લો, પૃષ્ઠ ૧૯૭

૮. કર્નલ વોટ્સન વગેરેએ એવું અનુમાન કર્યું છે, કે આ ભેટના પ્રતાપે એને ગુજરાતી સૂબેદારી મળી હતી. પરંતુ તે ગલત છે.

૯. ઇકબાલનામહ જહાંગીર પૃષ્ઠ ૨૨.

૧૦. મિરાતે મુહમ્મદી પૃષ્ઠ ૧૬૦.

૧૧. મિરાતે મુહમ્મદી પૃષ્ઠ ૧૬૦,

૧૨. એજન પૃષ્ઠ ૧૬૦,

કેમકે વડોદરાની સરહદમાં પીપલીઆરના ઝમીનદાર કલ્યાણ બારૈયાએ પણ માથું ઉચકયું હતું. તેની જોડે રાય ગોપીનાથની સેનાનો મુકાબલો થયો. કલ્યાણ બારૈયાની કુમકે આવેલા કોળીઓએ દક્ષતાપૂર્વક શાહી સેનાનો મુકાબલો કર્યો; ભારે કાપાકાપી થઈ, જેમાં અનેક બહાદુર રાજપૂત સેપાહો ઉપરાંત રાજા સૂરસિંગ પણ માર્યો ગયો, અને તેનાં ડંકા-નિશાન શત્રુઓએ કબ્જે કરી લીધાં. આ જોઈ રાય ગોપીનાથે બાકીની સેના સહિત અહમદાબાદ ખાતે ચાલ્યા જવામાં સલામતી જોઇ. અહમદાબાદ પહોંચીને રાય ગોપીનાથે ટૂંક મુદતમાં સંગીન તૈયારીઓ કરી લીધી; અને પૂરતા બળ સહિત તે પુનઃ વડોદરા પ્રતિ રવાના થયો, અને બંડખોરોની પૂંઠ પકડી, જિત મેળવતો મેળવતો છેક માંડુગઢ સુધી પહોંચી ગયો, અને માથું ઉંચકનાર ઝમીનદારોને ગીરફતાર કરી, પાટણ ખાતે લઈ આવ્યો. અહીં આવીને તેણે કાકરેજના કોળીઓના નેતાને પણ પકડવામાં સફળતા મેળવી, અને પીપલી-આર તથા માંડુના ઝમીનદારો સહિત એને પણ બેડીઓ ચઢાવી, પોતાની જોડે શાહી દરબારમાં લઇ ગયો, જયાં જહાંગીરની આજ્ઞાનુસાર એ લોકોને ઘણા સમય લગી ગ્વાલિયરના કિલ્લામાં કયદ રાખવામાં આવ્યા અને પાછળથી પુનઃ શિર નહીં ઉંચકવાની શર્તે, રાજ્યે ઝામીન અને દંડ લઇ મુક્ત કર્યા. [૧૩]

હિ. સ. ૧૦૧૮માં આ ઘટના બન્યા પછી જહાંગીરે તુરત જ સૈયદ મુર્તુઝાખાં બુખારીને પોતાની ખિદમતમાં બોલાવી લીધો, કેમકે સૈયદ મુર્તુઝાખાંના ભાઇઓની બદસલૂકી અને અયોગ્ય વર્તનના કારણે ઉપર્યુક્ત ઘટના બની જવાની જહાંગીરને ખબર મળી હતી, તેથી સૈયદ મુર્તુઝાખાં બુખારીને પોતાની તહેનાતમાં બોલાવી લેવાનું અને તેની જગ્યાએ ગુજરાતના સૂબા તરીકે ખાન અઅઝમ મીરઝા કોકાને મુકરર કરવાનું જહાંગીરને વાજબી લાગ્યું હતું. [૧૪]

## પંચ હજારી મનસબદારી

ત્યાર પછી, થોડા વખત બાદ જહાંગીરે સૈયદ મુર્તુઝાખાંને પંચ હઝારી ઝાત મનસબ પ્રદાન કરી, પાંચ હઝાર સ્વારો અંગે વેતનમાં એક જાગીર અર્પણ કરી, [૧૫] અને પાછળથી થોડા વખત બાદ એને પંજાબનો સૂબો અને જાગીરદાર બનાવ્યો, જે મુગલ સલ્તનતનાં સમસ્ત પરગણાંઓમાં સહુથી મોટા ગણાતા પ્રાન્તો પૈકીનો એક પ્રાન્ત હતો. [૧૬]
(હિ. સ. ૧૦૨૦)

## એની દાનશીલતા

સૈયદ મુર્તુઝાખાં બુખારીની ઉદારતા અને ગરીબપરવરીની ઘણી હકીકતો ગુજરાતના ઇતિહાસ "મિરાતે મુહમ્મદી"માં નોંધાયેલી છે. એની સખાવતની એક કથા એવી છે, કે એના દ્વારપરથી ગરીબોને દરરોઝ રોકડ નાણું અને કપડાં વહેંચવામાં આવતાં હતાં. એક દિવસે એક શખ્સ દિવસમાં સાત વાર આવીને દાન લઇ ગયો, અને જ્યારે તે આઠમી વાર લેવા આવ્યો ત્યારે આઠમી વાર પણ આપીને એણે તેને કહ્યું કે કોઇને કહેતો મા, નહીંતર તારી કનેથી છીનવી લેશે.

એની દાનશીલતાની એક બીજી કથા એવી છે, કે એણે એક વાર અહમદાબાદમાં

૧૩. મિરાતે અહમદી (ફારસી) ભાગ. ૧ પૃષ્ઠ ૧૯૮ તથા મિરાતે મુહમ્મદી પૃષ્ઠ ૧૬૦–૧૬૧.
૧૪. ઇકબાલનામહ જહાંગીરી પૃષ્ઠ ૨૫.
૧૫. એજન પૃષ્ઠ ૨૭.
૧૬. એજન પૃષ્ઠ ૩૦, ૩૧, ૩૭.

વસતા તમામ સૈયદોનાં ફરઝન્દોનાં લગ્નખર્ચ પોતાના ખાનગી ખઝાનામાંથી ચુકવ્યાં હતાં, ઉપરાંત જેટલી સ્ત્રીઓ ગર્ભવતી હતી, તેમના હીસ્સા જૂદા આપ્યા હતા, જેથી પ્રસૂતિ બાદ તે એમાંથી ખર્ચ કરે.

એ પોતાના ચાકરો અને દાસો ઉપર પણ ભારે માયાળુ અને મહેરબાન હોવાનું જણાય છે, કેમકે એના ચાકરોમાંથી કોઈ વ્યક્તિ મરી જતી તો તેની સંતતિના ઉછેર અને શિક્ષણની ચિન્તા એને રહેતી હતી. વળી એ દર વર્ષે પોતાના ચાકરોને એક જોડ પોશાક પણ આપતો હતો, તેમ જ પોતાના પ્યાદાઓ તથા હલાલખોરો (ભંગીઓ)ને પણ એકેક કામળી વ્હેંચતો હતો.[૧૭]

એની ઉદાર દિલીની ત્રીજી કથા એવી છે, કે એના દાસો પૈકીનો શેરખાન નામનો એક દાસ એની રઝા લઈ, ગુજરાતથી પોતાને વતન ગયો, અને ૭ વર્ષના લાંબા ગાળા પછી સૈયદ મુર્તુઝાખાં બુખારી જ્યારે કાંગડા ખાતે હતો, ત્યારે એની સેવામાં ઉપસ્થિત થયો. એણે પોતાના બખ્શી દ્વારકાદાસને હુકમ આપ્યો કે એને ખર્ચો આપો. તેણે, એ દાસ લાંબા અરસાથી ચાલ્યો ગયો હોવાના કારણે, આપવાની આનાકાની કરી. આથી સૈયદ મુર્તુઝાખાં ભારે ક્રોધે ભરાયો અને બખ્શીને જણાવ્યું. કે એ તો આપણો જૂનો દાસ છે, એને પૂરો પગાર મળવો જોઇએ. બખ્શીએ સાત હઝાર રૂપિયા ગણી આપ્યા.[૧૮]

સંગીતકારો, કલાવન્તો અને ભાટોનો પણ એ ભારે કદ્રદાન હતો. વળી એણે એના કેટલાક સ્નેહીઓને તો વાર્ષિક એક લાખ રૂપૈયાનો વઝીફો બાંધી આપ્યો હતો.[૧૯]

**પાયગા**

સૈયદ મુર્તુઝાખાંની એક જંગી પાયગા પણ હતી, જ્યાં હંમેશાં ત્રણ હઝાર સ્વારો મવજૂદ રહેતા હતા.[૨૦]

**લંગરખાનું**

એનું ભોજનાલય પણ વિશાળ હતું, જેમાં બન્ને ટંકે એક હઝાર માણસોની રસોઈ તૈયાર થતી હતી.[૨૧]

**ઇમારત–શવક**

સૈયદ મુર્તુઝાખાં બુખારીને ઈમારત બનાવવાનો શવક હતો. કડીના પ્રાચીન કિલ્લાનો જીર્ણોદ્ધાર કરાવ્યા ઉપરાંત, એણે અહમદાબાદમાં ત્રણ દરવાઝા નઝદિક બુખારા નામક મોહોલ્લો વસાવ્યો હતો અને ત્યાં કેટલીક સુંદર ઇમારતો પણ બંધાવી હતી. વળી અહમદાબાદ ખાતે શાહ વજિહુદ્દીન અલવી(ર.)નો મકબરો અને મસ્જિદ પણ સૈયદ મુર્તુઝાખાં બુખારીએ બંધાવ્યાં હતાં.[૨૨]

**મુસાફરખાનહ**

વળી એણે અનેક સરાઓ અને મુસાફરખાનહ બંધાવ્યાં હતાં; અને યાત્રાળુઓ તથા પ્રવાસીઓના આરામનો ખિયાલ રાખ્યો હતો. પણ એ મુસાફરખાનહ અને સરાઓ ક્યાં

૧૭. મિરાતે મુહમ્મદી પૃષ્ઠ ૧૬૧.

૧૮. એજન પૃષ્ઠ ૧૬૧–૧૬૨.

૧૯. મિરાતે મુહમ્મદી પૃષ્ઠ ૧૬૧.

૨૦. એજન પૃષ્ઠ ૧૬૧.

૨૧. એજન પૃષ્ઠ. ૧૬૧

૨૨. એજન પૃષ્ઠ ૧૬૨.

પહેલાં એ કુટુંબ સમૃદ્ધિવાન્ હશે, એમ જણાય છે. પરન્તુ ઉદયન માથા ઉપર ઘીનું કુલ્લું મૂકીને ફરતો હતો એમ કહેલું છે. તેથી તે નિર્ધન અવસ્થામાં આવી ગયો હશે અને એ કારણને લઈને જ તે મારવાડમાંથી ગુજરાતમાં આવી વસ્યો હશે. તે ગુજરાતમાં આવીને કેવી રીતે ધનવાન્ થયો, એ સંબંધી ઘણી દન્તકથાઓ પ્રબન્ધોમાં આવેલી છે. પરન્તુ તેમાં ઐતિહાસિક સત્ય બહુ ઓછું છે તેમાંથી એટલી જ હકીકત તારવી શકાય છે કે તે મારવાડમાંથી વખાનો માર્યો આવ્યો હતો અને તેણે વેપારમાં અને રાજસેવામાં દ્રવ્ય સંપાદન કર્યું હતું.

**મંત્રીપદ**

પરન્તુ એ પ્રશ્ન થાય છે કે ઉદયન ગુજરાતમાં આવ્યો ક્યારે અને તે સિદ્ધરાજના પિતા કર્ણનો મંત્રી હતો કે કેમ? કારણ કે પ્ર. ચિ માં લખ્યું છે કે તે કર્ણાવતીમાં આવીને વસ્યો હતો.[2] કર્ણાવતી કર્ણનાં છેલ્લાં વર્ષોમાં વસાવવામાં આવી હતી અને ત્યાં આવીને રહ્યા પછી તેને પૈસો, પ્રતિષ્ઠા અને મંત્રીપદ મેળવતાં ઘણાં વર્ષ ગયાં હોવાં જોઈએ, તો તે સિદ્ધરાજના સમયમાં જ મંત્રી થયો હોવો જોઈએ. પરન્તુ પુરાતનપ્રબંધમાં તે આશાપલ્લીમાં આવીને વસ્યાનું જણાવેલું છે અને તેણે સં. ૧૧૫૪માં શ્રીહેમચંદ્રાચાર્યનો દીક્ષામહોત્સવ પ્રતિષ્ઠિત જૈન આગેવાન તરીકે ઉજવ્યો હતો; એ જોતાં ઉદયન કર્ણાવતી વસ્યા પહેલાં આશાવલ્લીમાં આવીને વસ્યો હોવો જોઈએ અને તે કર્ણનો મંત્રી બન્યો હોય તો તે અસંભવિત નથી.

શ્રીહેમચંદ્રાચાર્યજીનો પ્રતિષ્ઠામહોત્સવ ઉદયને કર્ણાવતીમાં કર્યો કે ખંભાતમાં તે એક પ્રશ્ન છે. બધા પ્રબંધોમાં કર્ણાવતીનું નામ છે, જ્યારે પ્રભાવકચરિતમાં ખંભાતનું નામ આવેલું છે.[3] ખંભાતનો અધિકાર ઉદયનને સિદ્ધરાજના વખતમાં સોંપાયો હોવાનો સંભવ છે. કારણ કે કર્ણાવતીમાં સારી પેઠે સમૃદ્ધિ મેળવ્યા પછી, તેણે ખંભાતમાં વેપાર ખેડવા માંડયો હશે, એમ જણાય છે. આથી શ્રીહેમચંદ્રાચાર્યનો દીક્ષામહોત્સવ કર્ણાવતીમાં ઉદયને ઉજવ્યો હશે.

ઉદયન સંબંધી બીજો ઐતિહાસિક પ્રસંગ કુમારપાલને આશ્રય આપ્યા સંબંધી છે. તે વખતે સિદ્ધરાજનો ખંભાતનો અધિકારી ઉદયન હોવાનું જણાય છે. સિદ્ધરાજની બીકથી કુમારપાલ છૂપાઈને ગામેગામ ભટકતો ભટકતો ખંભાતમાં આવ્યો, ત્યારે શ્રીહેમચંદ્રાચાર્યના કહેવાથી ઉદયને તેને આશ્રય આપ્યો હતો. આ બનાવ સિદ્ધરાજના માલવવિગ્રહ પછી સં. ૧૧૯૩ પછી બન્યો હોવો જોઇએ. સિદ્ધરાજને વૃદ્ધાવસ્થામાં પુત્ર થવાની આશા ન રહી, ત્યારે તેને પોતાના દૌહિત્ર સોમેશ્વર ચૌહાણને પોતાના પછી ગુજરાતનો રાજા બનાવવાનો મનસૂબો કર્યો હતો.[4] અને તેથી કુમારપાલનો કાંટો કાઢી નાંખવાને તેની પાછળ મારાઓ મોકલ્યા હતા.

---

૨ શ્રી ફા. ગુ. સભાએ પ્રકાશિત, અને શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીએ સંપાદિત આવૃત્તિ પૃ. ૯૦

૩ तमादाय स्तंभतीर्थे जग्मुः श्रीपार्श्वमंदिरे । श्लो० २२.

× × ×

श्रीमानुदयनस्तस्य दीक्षोत्सवमकारयत् । ,, ३४ —श्री हे० प्र०

૪ उत्पत्स्यते कंचन कार्यशेषं निर्मातुकामस्तनयोऽस्य रामः ।

सांवत्सरैत्युदितानुभावः मातामहस्तं स्वपुरं निनाय ॥ पृथ्वीराजविजयकाव्य–सर्ग. ६

## સૌરાષ્ટ્રનું યુદ્ધ અને ઉદયનનું મૃત્યુ

ઉદયનના જીવનનો છેલ્લો પ્રસંગ સૌરાષ્ટ્રના એક રાજા ઉપરની ચઢાઈનો છે. प्र. च. માં આ રાજાને નવઘન કહ્યો છે, તે વાત બરાબર નથી.[5] કારણ કે જો તેમ હોય તો આ પ્રસંગ સં. ૧૧૭૦ પહેલાં થએલો ગણાય, કેમકે નવઘનના પુત્ર ખેંગારને સિદ્ધરાજે એ વર્ષમાં હરાવી, તેનું રાજ્ય લેઈ લીધું હતું. આ યુદ્ધમાં ઘાયલ થવાથી ઉદયન મરણ પામ્યો હતો, એ હકીકત સત્ય છે. અને તેથી ઉદયનનું મૃત્યુ સં. ૧૧૭૦માં સંભવે. પરન્તુ તે સં. ૧૧૯૩-૯૪ સુધી હયાત હતો, એમ આપણે જોયું છે અને તે કુમારપાલ ગાદીએ આવ્યો તે વખતે જીવતો હતો, એવા પણ બધા પ્રબંધોમાં ઉલ્લેખો છે. વળી આ યુદ્ધ કુમારપાલના રાજ્યના આરંભમાં જ થયાનું સંભવે છે. ઉદયનની અંતકાળની ઇચ્છા અનુસાર તેના પુત્ર વાગ્ભટે શત્રુંજયમાં આદિનાથના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો અને તેની પ્રતિષ્ઠા સં. ૧૨૧૧ માં થયાના ઉલ્લેખો મળે છે. વળી प्र.च.માં જણાવેલું છે કે કુમારપાલે અર્ણોરાજ ઉપર ચઢાઇ કરી, ત્યારે વાગ્ભટે આ વાતની યાદ કુમારપાલને દેવડાવી હતી. આ યુદ્ધ સં. ૧૨૦૭માં થયાનું કુમારપાલના ચિત્તોડના શિલાલેખથી નિશ્ચિત છે. આથી ઉદયનનું મરણ સં. ૧૨૦૫ પહેલાં થયું હોવું જોઇએ, એમાં શંકાને અવકાશ નથી.

આ યુદ્ધ કયા રાજાની સાથે થયું હતું, તે સંબંધી પ્રબંધો એકમત નથી. प्र.च.માં નવઘનનું આપેલું નામ તો યથાર્થ નથી જ, એ આપણે ઉપર જોયું. प्र.चिं.માં 'સુંવર' નામ આપેલું છે, कुमारपाल प्रबन्धमां 'સમર' નામ છે, कु.च.માં 'સુંસર' નામ છે. મેર લોકોમાં ચાચર નામો હોવાથી મુંબઈ ગેઝેટીઅરમાં એને મેર જાતિનો ધારવામાં આવ્યો છે, પણ હું એને સુમરા જાતિનો સમજું છું. पु. प्र. માં તેનું નામ સાંગણ અને તે ડોડીઆક લખેલું છે, એ વધારે સંભવિત છે.[6] તેનું નામ સાંગણ અને તે ડોડીઆ રજપૂત જાતિનો હોવાનું એ ઉપરથી જણાય છે. વળી તે કયા ગામનો હતો તેનો ઉલ્લેખ કોઈ સ્થળે નથી, પણ ઉક્ત पु.प्र.માં છે. તેમાં તેનું ગામ મેલગપુર આવ્યું છે, તે હાલનું માંગરોળ સંભવે છે.

આ યુદ્ધનું કારણ કોઇ સ્થળે જણાવેલું નથી. માત્ર कु.च.માં લખ્યું છે કે એ રાજાએ જીભના સ્વાદને વશ થઇને એક બકરાનો વધ કર્યો હતો, તેને લેઇને કુમારપાલે તેના ઉપર સૈન્ય મોકલ્યું હતું.[7] પરન્તુ એવા નજીવા કારણસર યુદ્ધ થાય, એ વાત માનવા જેવી નથી. અને તે સમયે તો કુમારપાલે જૈન ધર્મનો સ્વીકાર કર્યો નહોતો અને અમારી ( અહિંસા ) પણ પ્રવર્તાવી નહોતી. પરન્તુ ઉદયન મંત્રી વૃદ્ધ વયે યુદ્ધમાં ઉતર્યો, એ ઉપરથી એ ચઢાઈનું કારણ કંઈક ધાર્મિક હોવું જોઇએ, એમ મારૂં અનુમાન છે. શ્રીહેમચંદ્રાચાર્યના દીક્ષાના વખતે

---

५ तद्देशाधीश्वरं विग्रहीतुं नवघनाभिधम् । —४३०-हे० प्र०

× × × ×

तदा मज्जनकस्तत्र श्रीमानुदयनाधिपः —४३१- ,,

६ उदयनेन खङ्गारो जितः । पश्चान्मेलगपुरे साङ्गाणडोडीआकेन सह युद्धं जातम् । घाताः लग्नाः ।—पृ. ३२

७ अत्रान्तरे सुंसरनामधेयः सौराष्ट्रदेशाधिपतिस्तरस्वी ।
दुष्टः सुगुप्तं सुरपत्तनेशो जघान जिह्वावशगोऽजमेकम् ॥ २ ॥
तन्निग्रहार्थं गुरुविग्रहेण प्रैषीत्स राजोदयनं ससैन्यम् ॥ ६ ॥ सर्ग–६

સં. ૧૧૫૪માં ઉદયન કર્ણાવતીનો પ્રતિષ્ઠિત આગેવાન વેપારી હતો, એ જોતાં સં. ૧૨૦૫ બારસેં પાંચમાં તે એંશી વર્ષનો હશે, એમાં શંકાને સ્થાન નથી. એક પ્રબંધમાં તો તેને સો વર્ષની ઉમરનો કહ્યો છે.[૮] તે વાત પણ અસંભવિત નથી. રાજા ઉપર ચઢાઇ કરવા જતાં ઉદયન શત્રુંજય ઉપર જાય છે, એ હકીકત ઉપરથી જણાય છે કે તે રાજાએ શત્રુંજય ઉપર કદાચ હુમલો કર્યો હશે. આ યુદ્ધમાં ઉદયને રાજાને મારી નાંખી, તેના પુત્રને ગાદીએ બેસાડ્યો હતો, એમ કુ.પ્ર. તથા કુ.ચ.માં ઉલ્લેખો છે, પણ પ્ર.ચિં.માં લખ્યું છે કે ગુજરાતનું સૈન્ય હાર્યું હતું. એ વાત વધારે સંભવિત છે. પરન્તુ બધા પ્રબન્ધો એકમત છે કે આ યુદ્ધમાં ઉદયન સખત ઘાયલ થયો હતો અને એને પરિણામે છાવણીમાં જ મૃત્યુ પામ્યો હતો.

## મહામાત્યો હતો?

ઉદયન મંત્રી કુમારપાલનો મહામાત્ય હતો કે કેમ, એ પ્રશ્ન પણ વિચારણીય છે. પ્ર.ચિં.માં લખ્યું છે કે કુમારપાલે તેના પુત્ર વાગ્ભટને મહામાત્ય બનાવ્યો હતો. પરન્તુ જયસિંહસૂરિના કુ.ચ.માં લખ્યું છે કે કુમારપાલે વાગ્ભટને અમાત્ય બનાવ્યો હતો અને ઉદયનને મંત્રીપુંગવ (મહામંત્રી=મહામાત્ય) બનાવ્યો હતો.[૯] કુમારપાલપ્રબન્ધમાં તો મહામાત્યપદ ઉદયનને આપ્યાનો સ્પષ્ટ ઉલ્લેખ છે.[૧૦] પરન્તુ શિલાલેખોના ઉલ્લેખો આ વાતને નિર્મૂળ સાબીત કરે છે. સં. ૧૨૦૧ના ગાળાના લેખમાં, ૧૨૦૯ના કેરાડૂના લેખમાં અને સં. ૧૨૧૬ના બાલીના લેખમાં કુમારપાલનો મહામાત્ય મહાદેવ હોવાનું જણાવેલું છે. આ ઉપરથી જણાય છે કે સિદ્ધરાજના સમયમાં જે નાગર મહાદેવ માળવાનો દંડનાયક હતો, તે કુમારપાલનો મહામાત્ય બન્યો હતો અને વધુ નહીં તો સં. ૧૨૧૬ સુધી તો એ અધિકાર ઉપર ચાલુ રહ્યો હતો. એટલે ઉદયન તો મહામાત્ય સંભવી શકતો જ નથી. વાગ્ભટ મહામાત્ય થયો હોય તો સં. ૧૨૧૫ પછી જ હોય. તેથી પ્રબન્ધકારો એમ લખે છે કે ઉદયને કરેલા ઉપકારના સ્મરણમાં કુમારપાળે તેને અને તેના પુત્રને મહામાત્યપદ આપ્યું, એ વાત યથાર્થ નથી. ઉદયને કર્ણાવતીમાં ચોવીશ તીર્થંકરોની પ્રતિમાઓવાળો ઉદયનવિહાર બંધાવ્યો હતો, એમ પ્ર.ચિં.માં નોંધ છે.[૧૧] ઝીંઝુવાડાના પ્રાચીન કીલ્લાના કેટલાક ભાગમાં મહં૦ શ્રી ઉદલ એમ અક્ષરો છે, એ ઉપરથી રાસમાળાના ભાષાન્તરકારનું માનવું છે કે એ કીલ્લો તેની અધ્યક્ષતા નીચે બંધાયો હશે.[૧૨] પરન્તુ એટલા અક્ષરો એવું અનુમાન ખેંચવાને માટે પૂરતા નથી. વળી એમાં ઉદયનને બદલે ઉદલ નામ છે. પુ.પ્ર.ના દેવાચાર્ય પ્રબન્ધમાં લખ્યું છે કે ધોળકામાં ઉદા શેઠે સીમન્ધર સ્વામીનો પ્રાસાદ કરાવ્યો હતો, જેને ઉદાવસહિ નામ આપવામાં આવ્યું હતું.[૧૩]

---

૮ शतं समा मे समभूक्तिलायुर्विद्युल्लतालोलमपि प्रभूतम् ।
शिष्टानि कृत्यानि कृतानि तानि श्रीजैनधर्मे गदितानि यानि ॥ २३ ॥ कु.च. ७.६

૯ निजोपकारकं कृत्वोदयनं मंत्रीपुंगवम् ।
अमात्यं तत्सुतं चक्रे वाग्भटं प्रमोद्धटम् ॥ ४७६ ॥ स० ३

૧૦ राजनीतिविदा राज्ञेन पूर्वोपकारकर्त्रे उदयनाय महामात्यपदं दत्तम् ।—पृ. ३४.

૧૧ શ્રી ફા. ગુ. સભાએ પ્રકાશિત અને દુ.શાસ્ત્રીએ સંપાદિત આવૃત્તિ, પૃ. ૯૧.

૧૨ આવૃત્તિ બીજી, પૃ. ૩૭૯.

૧૩ अन्यदा धवलक्के विहारे गताः । तत्र उदाश्रेष्ठिना श्रीसमन्धरप्रासादोऽकारि × × × उदावसहीति नाम जज्ञे ।—

પરન્તુ પ્ર.ચ.ના દેવસૂરિપ્રબન્ધમાં લખ્યું છે કે આ પ્રાસાદ બંધાવનાર ઉદય એ ગામનો જ આગેવાન શેઠીઓ હતો.[૧૪] આથી ધોળકાનો ઉદય અને કર્ણાવતીનો ઉદયન એક હશે કે કેમ, તે નક્કી કરવું મુશ્કેલ છે. કર્ણાવતીના ઉદયનનું સાસરૂં ધોળકામાં હતું, તેથી તેણે પોતાની પત્નીના કહેવાથી ધોળકામાં મંદિર બંધાવ્યું હોય તો તે પણ સંભવિત છે.

**પત્નીઓ અને પુત્રો**

ઉદયનને બે પત્નીઓ હતી. પહેલી પત્ની ધોળકાના ઠક્કુર સામ્બની સુહાદેવી નામની પુત્રી હતી. પુ.પ્ર.માં લખ્યું છે કે તે મારવાડથી આવ્યો ત્યારે પોતાની પત્ની અને બે પુત્રો બાહડ અને ચાહડને સાથે લેઇને આવ્યો હતો. પરન્તુ આ વિષે શંકા રહે છે. ધોળકાનો વણિક મારવાડમાં રહેતા નિર્ધન મનુષ્યને પોતાની પુત્રી આપવા જાય, એ માની શકાતું નથી. મારૂં અનુમાન તો એમ છે કે ઉદયન ગુજરાતમાં આવીને ધનવાન થયો હશે, ત્યાર પછી કર્ણાવતી નજીકના ધોળકાના વણિકે તેને કન્યા આપી હશે. આ પત્નીથી તેને બાહડ અને ચાહડ નામના પુત્રો થયા હતા. પ્રથમ પત્નીના મરણ પછી તેણે સીત્તેર વર્ષની ઉમ્મરે વાયડ ગામના કોઇ વણિકની મોટી ઉમ્મરની કન્યા સાથે લગ્ન કર્યું હતું, એમ પુ.પ્ર.માં ઉલ્લેખ છે. પણ આ પત્નીનું તેમાં નામ આપ્યું નથી; પણ પ્ર.કો.માં કુમારપાલના યાત્રાસંઘનું જે વર્ણન કર્યું છે તેમાં લખ્યું છે કે એ સંઘમાં આંબડની માતા 'માઉ' પણ ગઇ હતી. એથી ઉદયનની આ બીજી પત્નીનું નામ 'માઉ' હશે, એમ સમજાય છે. આ પત્નીથી તેને આંબડ અને સોલાક નામના બે પુત્રો થયા હતા

**વાગ્ભટ**

ઉદયનના ચાર પુત્રોમાં મંત્રી વાગ્ભટ (બાહડ) સૌથી મોટો હતો. તે કુમારપાલનો મહામાત્ય હતો, એમ પ્ર. ચિં.માં લખ્યું છે, પરન્તુ તેને માટે પુરાવો મળતો નથી. તે કુમારપાલનો એક મંત્રી હતો અને તેના તાબામાં સોરઠનો પ્રાંત હતો, એટલી વાત નક્કી છે.[૧૫] તેના પિતાની ઇચ્છા અનુસાર તેણે શત્રુંજય ઉપર ઋષભનાથના લાકડાના મંદિરને બદલે પત્થરનું મંદિર તેણે બંધાવ્યું હતું. તેણે શત્રુંજયની તળેટીમાં બાહડપુર નામનું નગર વસાવ્યું હતું અને ત્યાં કુમારપાલના પિતાના નામથી ત્રિભુવનવિહાર નામનું મંદિર બંધાવ્યું હતું. આ બાહડપુર હાલમાં તો નથી, પણ તેની નિશાનીઓ પાલિતાણાની નજીકમાં જોવામાં આવે છે, એવો મુંબઇ ગેઝેટીઅરમાં ઉલ્લેખ છે. પ્ર. ચ.માં લખ્યું છે કે તેણે પાટણમાં અજિતસ્વામીનું મંદિર બંધાવ્યું

---

૧૪ अन्यदा गुर्वनुज्ञाताः श्रीमन्तो देवसूरयः ।
विहारमादधुः पूज्याः पुरे धवलकाभिधे ॥ ४८ ॥
उदयो नाम तत्रास्ति विदितो धार्मिकाग्रणीः ।
श्रीमत्सीमंधरस्वामिबिंबं सैष व्यधापयत् ॥ ४९॥— પૃ. ૨૮૦

૧૫ ઐતિહાસિક કાવ્યો અને પ્રબન્ધોમાં રાજ્યાધિકારીઓની પદવીઓ સ્પષ્ટ રીતે સમજાતી નથી. પરન્તુ મારા સમજવામાં આ પ્રમાણે આવે છે: (૧) મહામાત્ય એટલે મુખ્ય પ્રધાન, જેનું નામ દાનના લેખોમા ખાસ આવતું. (૨) સાન્ધિવિગ્રહક એટલે યુદ્ધખાતાનો પ્રધાન. (૩) કોશાગારિક એટલે ખજાનચી. (૪) મંત્રી—એક પ્રધાન, જેના તાબામા એક પ્રાંતનું દફ્તર રહેતું. તેને સામાન્ય રીતે રાજધાનીમા રહેવાનું હતું. (૫) અધિકૃત-પ્રાંતનો અધિકારી-સૂબો એને અધિકારના સ્થળે રહેવાનુ હતુ. (૬) દંડનાયક અથવા દંડાધિપતિ એટલે નવો જિતાએલો મુલક રાજાને પાછો આપી, તેને માંડલિક બનાવે, ત્યારે તેના ઉપર દેખરેખ રાખવાને જે અધિકારી નીમવામાં આવે તે; હાલના રેસીડન્ટ કે પોલીટીકલ એજન્ટ જેવો.

હતું, જે વાગ્ભટવિહાર નામથી પ્રસિદ્ધ હતું.[16] વાગ્ભટ સંસ્કૃતનો પંડિત હતો. તેણે વાગ્ભટાલંકાર નામનો ગ્રંથ લખ્યો હતો. આ ગ્રંથમાં અનેક શ્લોકોમાં તેણે સિદ્ધરાજની પ્રશંસા કરી છે, પણ એકે શ્લોકમાં કુમારપાલના નામનો ઉલ્લેખ કર્યો નથી અને એક શ્લોકમાં વાગ્ભટના પિતાનું નામ સોમ લખ્યું છે. તે ઉપરથી એ ગ્રંથ આ ઉદયનપુત્ર વાગ્ભટની કૃતિ નથી, એમ ઘણા માને છે. પરન્તુ હું તો એને તેની જ કૃતિ ધારૂં છું. આ ગ્રંથ સિદ્ધરાજના રાજ્યકાળમાં રચાયો હોય તો તેમાં કુમારપાલના નામનો ઉલ્લેખ ન હોય તે સ્પષ્ટ છે. જે શ્લોકમાં તેણે પોતાના પિતાના નામનો ઉલ્લેખ કરેલો છે, તે શ્લોક આ પ્રમાણે છે:—

बम्भडसुत्तिसंपुडमुक्किअ मणिणो पहासमूहव्व ।
सिरि बाहडत्ति तणओ वुहो तस्स सोमस्स ॥ ૪-૨૪૮

[ बह्मांडशुक्तिसंपुटमौक्तिकमणेः प्रभासमूह इव
श्रीवाहड इति तनय आसीद्‌बुधस्तस्य सोमस्य ]

આમાં તેણે વાગ્ભટને બ્રહ્માંડરૂપી છીપના મોતીના પ્રકાશના સમૂહ જેવો, સોમનો પુત્ર બુધ જણાવેલો છે. આમાં બુધ ઉપર જેમ શ્લેષ છે [બુધ=(૧) પંડિત, (૨) એકગ્રહ], તેમ સોમ ઉપર પણ શ્લેષ છે, એમ હું ધારૂં છું [સોમ=(૧) ચંદ્ર-બુધનો પિતા અને (૨) ઉદયન-વાગ્ભટનો પિતા]. આ ગ્રંથના મંગળાચરણમાં તીર્થંકરની સ્તુતિ છે, તેથી ગ્રંથકર્તા જૈન છે, એમાં તો સંદેહ નથી. આથી [17]વાગ્ભટાલંકારનો કર્તા ઉદયનપુત્ર વાહડ હતો, એમ હું માનું છું.

વાહડ નિઃસંતાન મરણ પામ્યો હતો, એમ જણાય છે. કારણ કે પ્રબંધોમાં એવો ઉલ્લેખ છે કે નવા બંધાતા મંદિરની ભીંતોમાં ફાટો પડવા માંડી હતી. તેનું કારણ શિલ્પીઓને પૂછતાં એવું જણાયું હતું કે મંદિરની આસપાસના પ્રદક્ષિણામાર્ગનો પવન બહાર નહીં નીકળી શકતો હોવાથી એ ફાટો પડે છે. એ માર્ગ પૂરી નાંખવાથી મંદિરને નુકસાન નહીં થાય, પરન્તુ એ માર્ગ પૂરાવનારનો નિર્વંશ જશે. બાહડે તેની દરકાર નહીં કરતાં એ માર્ગ પૂરાવી નાંખ્યો હતો.

**આબંડ**

ઉદયનનો ત્રીજો પુત્ર આંબડ (આમ્રભટ) પણ કુમારપાલનો મંત્રી હતો અને તેની પાસે

---

૧૬ बाग्भटस्य विहारं स ददर्शे दृग्सायणम् ॥५६८॥
तत्र प्रविश्य श्रीमन्तमजितस्वामिनं नृपः ।
अर्चयन्सुरभिद्रव्यैरत्यासन्नोपकारिणम् ॥५६९॥ हे० प्र० ३३१

૧૭ આ ગ્રંથમાંથી બીજેથી ન મળે તેવી ઐતિહાસિક માહીતી મળે છે. સિદ્ધરાજના ધ્વજનું ચિહ્ન કૂકડાનું હતું, તેનો ઉલ્લેખ આમાં જ છે:—

आः स्यन्दनध्वजधृतोद्धुरताम्रचूडः श्रीकर्णदेवसूनुरयं रणाग्रे । ૪-૮૧

વળી સિદ્ધરાજે માળવા ઉપર ચઢાઈ કરી, ત્યારે શિપ્રા નદી ઉપર બાબરાએ (બર્બરકે) પત્થરનો પૂલ બાંધ્યો હતો, એ નીચેના શ્લોકમાં જણાવ્યું છે:—

दर्पोत्पाटिततुङ्गपर्वतशतप्रावप्रपाताहति-
क्रूराक्रन्ददतुच्छकच्छपकुलकेङ्कारघोरीकृतः ।
विश्वं वर्वरबध्यमानपयसः शिप्रापगायाः स्फुर-
न्नाकामात्ययमक्रमेण बहुलः कल्लोलकोलाहलः ॥ ૪-૧૬૨

સિદ્ધરાજના રાજહસ્તિનું નામ 'શ્રીકલશ' હતું. —૪-૨૩૨



શ્રીયુત તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠી

બી. એ., જે. પી.

ટ્રસ્ટી અને માનદ મંત્રી: સને ૧૯૦૮ થી ૧૯૨૨

માનદ કોષાધ્યક્ષ: સને ૧૯૦૮ થી ૧૯૧૬

લાટમંડળનો અધિકાર હતો. ઉદયને મરતી વખતે તેને દંડનાયકની પદવી મળે, એવી ઇચ્છા દર્શાવી હતી. તે બીજી પત્નીનો પુત્ર હોવાથી તેના ઉપર ઉદયનની સવિશેષ પ્રીતિ હશે, એમ જણાય છે. તેણે પિતાની ઇચ્છા અનુસાર ભરૂચમાં શકુનિકાવિહારનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો, અને તેને ઉદયનચૈત્ય નામ આપ્યું હતું, એવો પ્રબંધોમાં ઉલ્લેખ છે. તેને કુમારપાલે કોંકણના મલ્લિકાર્જુન સામે લઢવા મોકલ્યો હતો. પ્રબન્ધોમાં એવો ઉલ્લેખ છે કે મલ્લિકાર્જુન સામે જવા કોઈ તૈયાર થયું નહીં, ત્યારે એ કામ કરવાનું બીડું આંબડે ઝડપ્યું હતું. પણ હું ધારું છું કે તે લાટનો મંત્રી હતો, તેથી લાટની સરહદ ઉપર આવેલા કોંકણ ઉપર આક્રમણ કરવાની તેને આજ્ઞા થઈ હશે. પહેલી લઢાઈમાં તો આંબડ હારીને પાછો આવ્યો હતો, પરન્તુ બીજી વખતે તેણે મલ્લિકાર્જુનને હરાવીને મારી નાંખ્યો હતો અને ત્યાંથી અઢળક લૂંટનો માલ લાવ્યો હતો. પ્રબન્ધકારો આ વિજયનો યશ તેને એકલાને આપે છે, જો કે શ્રીહેમચંદ્રાચાર્યે તો પ્રાકૃત દ્વયાશ્રયમાં આંબડનું નામ સુદ્ધાં જણાવ્યું નથી. આ યુદ્ધમાં યશના ભાગીદાર બીજા પણ હતા, એ વાત અન્ય સાધનોથી જણાય છે. પ્ર. ચિ.માં જણાવેલું છે કે આંબડને બલવાન્ સામંતોની સાથે બીજી વાર કુમારપાલે મોકલ્યો હતો. આબુ ઉપરની સોમેશ્વરે લખેલી પ્રશસ્તિમાં લખ્યું છે કે પરમાર ધારાવર્ષે કોંકણના રાજાની સ્ત્રીઓની આંખ્યોમાંથી આંસું વહેવડાવ્યાં હતાં.[૧૮] પૃથ્વીરાજવિજયકાવ્યમાં લખ્યું છે કે સોમેશ્વર ચૌહાણે (સિદ્ધરાજનો દૌહિત્ર) હનુમાનની માફક એક હાથી ઉપરથી કૂદીને બીજા હાથી ઉપર જઈ કુંજરેન્દ્ર(કોંકણેન્દ્ર)ને તેની જ કટારથી માર્યો હતો.[૧૯] આ જિતથી કુમારપાલે આંબડને 'રાજપિતામહ'નું બિરૂદ આપ્યું હતું. આ બિરૂદ મૂળ મલ્લિકાર્જુને ધારણ કર્યું હતું. આ બિરૂદ યથાર્થ જણાતું નથી, પ્ર. ચ.માં જણાવેલું 'રાજસંહાર'નું બિરૂદ વધારે યોગ્ય જણાય છે.[૨૦] પુ પ્ર.માં 'રાયબિહાર' બિરૂદ છે.

આ વીર યોદ્ધાનું મૃત્યુ પણ તેની વીરતાને છાજે તેવી રીતે થયું હતું. કુમારપાલની પછી ગાદીએ આવનાર તેનો ભત્રીજો અજયપાલ જૈન ધર્મનો વિરોધી હતો. આંબડે તેને તાબે નહીં થતાં બંડ ઉઠાવ્યું હતું અને પોતાના મુઠ્ઠીભર સૈનિકોની સાથે રાજસેનાની સામે લઢતાં લઢતાં તે વીરગતિને પામ્યો હતો. તે જેવો શૂરવીર હતો તેવો ઉદાર અને સાહસિક પણ હતો. શકુનિકાવિહારની પ્રતિષ્ઠા વખતે તેણે યાચકોને અઢળક દ્રવ્ય આપ્યું હતું, તે એટલે સુધી કે તે પોતાનું માથું પણ આપી દેશે, એમ કુમારપાલને લાગવાથી આરતિ જલદી જલદી

---

૧૮ શત્રુશ્રેણીગલવિદલનોન્નિદ્રનિસ્ત્રિંશધારો
ધારાવર્ષઃ સમજનિ સુતસ્તસ્ય વિશ્વપ્રશસ્યઃ ।
ક્રોધાક્રાન્તપ્રધનવસુધાનિશ્ચલે યત્ર જાતા
શ્ચોતન્નેત્રોત્પલજલકણાઃ કૌંકણાધીશપત્ન્યઃ ॥૩૬॥

૧૯ હનુમાનિવ શૈલતઃ સ શૈલં
દ્વિરદેન્દ્રાદ્ દ્વિરન્દ્રમુત્પતિષ્ણુઃ ।
છુરિકામપહૃત્ય કુંજરેન્દ્રં
ગમયામાસ કબન્ધતાં તયૈવ ॥ સ૦ ૫

૨૦ ભુંક્તે દેશાનિમાન્ સ્વામિપ્રસાદાન્નિજવિક્રમાત્ ।
રાજસંહાર ઇત્યુગ્રં સાન્વર્થં વિરુદં વહન્ ॥ હે. સૂ. પ્ર. શ્લો૦ ૭૨૬

મળતી નથી, પ્ર.ચિં.માં લખ્યું છે કે ચાહડને સિદ્ધરાજે પોતાનો પુત્ર (ગાદીવારસ) ઠરાવ્યો હતો અને મંત્રીઓએ તેને રાજ્ય ન આપ્યું તેથી તે અજમેરના ચૌહાણરાજા અર્ણોરાજ–સિદ્ધરાજના જમાઈ–પાસે ગયો હતો અને તેને કુમારપાલની સામે યુદ્ધ કરવાને પ્રેર્યો હતો. પરન્તુ ઉક્ત ગ્રંથના રાજઘરટ્ટ પ્રબન્ધમાં ઉલ્લેખ છે કે તે વણિક્પુત્ર નહીં, પરન્તુ રાજપુત્ર હતો. પ્ર. કો.માં તેને સ્પષ્ટ રીતે માલવાનો રાજકુમાર જણાવેલો છે, જોકે હું તો તેને અર્ણોરાજનો પુત્ર અને સિદ્ધરાજનો દૌહિત્ર સામેશ્વર સમજું છું[૨૪] ગમે તેમ હોય પણ પ્રબન્ધોમાં જે ચાહડ વિષે ઉલ્લેખો મળે છે, તે ચાહડ ઉદયનનો પુત્ર નહીં, પણ કોઈ રાજકુમાર હતો, એ વાત નિર્વિવાદ છે. પ્ર. ચિં. માં ચાહડને રાજઘરટ્ટ કહ્યો છે, તે ચાહડ સમજવો તે કળાતું નથી. વળી એ પદવીનો અર્થ પણ સમજાતો નથી. ઘરટ્ટ એ જો કૂવાના રેંટનું સંસ્કૃત કરેલું રૂપ હોય તો, એનો અર્થ રાજ્યકોશાધિકારી ઘટાવી શકાય. ચાહડ અને સોલાક કુમારપાલના રાજ્યમાં મોટા અધિકાર ઉપર હશે એમાં શંકા નથી. છતાં પણ જૈન પ્રબન્ધકારોએ તેમનાં રાજકીય કે ધાર્મિક કાર્યોનો ઉલ્લેખ કેમ કર્યો નહીં હોય? તેનું કારણ હું તો એમ સમજું છું કે તેઓ જૈનધર્મના અનુયાયી નહીં હોય. સોલાકને 'સત્રાગાર'નું બિરૂદ હતું, એમ પ્ર. ચિં. લખે છે. એનો સ્વાભાવિક અર્થ કરીએ તો યજ્ઞોનું નિવાસસ્થાન થાય અથવા તો કુમારપાળની યજ્ઞશાળાનો અધિકારી 'સત્રાગારિક' પણ તે હોઈ શકે. આમ હોય તો તે જૈનધર્મી ન જ હોય, એ સ્પષ્ટ છે. ચાહડ પણ જૈન નહોતો, એ સંબંધી એક પુરાવો મળી આવ્યો છે. માળવામાં આવેલા ઉદયપુરના શિવમંદિરમાં એક લેખ છે, તેમાં ચાહડે ઉદલેશ્વરના મંદિરને અર્ધું ગામ આપ્યાનો ઉલ્લેખ છે.[૨૫] આ લેખ સં. ૧૨૨૨નો છે, એટલે કુમારપાલના સમયનો જ છે. તેમાં ચાહડની બીજી ઓળખાણ આપી નથી, પરન્તુ તેમાં પોતાને 'ઠક્કુર' જણાવેલો છે. 'ઠક્કુર' અટક વણિકોમાં પ્રચલિત હતી, તેથી એ રાજકુમાર ચાહડ હોઈ શકે નહી વસ્તુપાલના વંશજો પણ ઠક્કુર કહેવાતા. ચાહડના પોતાના પુત્ર પદ્મસિંહે બનાવગાવેલી, એક જૈન પ્રતિમાના લેખમાં પણ 'ઠ૦ ચાહડ' લખેલું છે.[૨૬] આથી માળવ[illegible] વાળો ચાહડ તે ઉદયનપુત્ર ચાહડ હું માનું છું તે કુમારપાલનો [illegible] રવું ખોટું નથી. તેના બીજા બે ભાઈઓ સોરઠ અને લાટના [illegible] છીએ. વળી આ દાન અક્ષયતૃતીયાના પર્વ ઉપર આપેલું છે, [illegible] જૈન ન હોતો, પણ માહેશ્વરી (મેશરી) હતો. પ્રાચીન

ઉતરાવી, ક્રિયા ત્વરાથી પૂર્ણ કરાવી હતી. તેની સાહસિકતાના પણ એક બે પ્રસંગો નોંધાયા છે. મલ્લિકાર્જુન સામે જવાની કોઈ સામંતે હામ ન ભીડી ત્યારે તેણે તે કામનું બીડું ઝડપ્યું હતું, એવી આખ્યાયિકા નોંધાઈ છે. શકુનિકાવિહારના પાયા ખોદતાં ભેખડો તૂટી પડવા લાગી, ત્યારે કોઇએ કહ્યું કે તેમાં બત્રીસ લક્ષણો હોમાય તો ભેખડો તૂટતી અટકે. તે સાંભળતાંવેંત જ તેણે સહકુટુંબ તેમાં ઝંપલાવ્યું હતું. એ પોતે તો બચી ગયો, તોપણ તેનું કુટુંબ કદાચ નાશ પામ્યું હશે, કારણ કે એના કોઈ સંતાનનો પ્રબન્ધોમાં ઉલ્લેખ મળતો નથી. એવી આખ્યાયિકા નોંધાઈ છે કે ઉક્ત મંદિર બંધાવતાં તેને કોઈ વંતરી વળગી હતી, અને તેથી તે મરવાની અણી ઉપર હતો, પરન્તુ શ્રી હેમચંદ્રાચાર્યે એક જ રાતમાં ત્યાં પહોંચી જઇ, મંત્રશક્તિથી તેને બચાવ્યો હતો. આ આખ્યાયિકામાં ઐતિહાસિક અંશ એટલો હોવાનો સંભવ છે કે ઉક્ત સાહસના પરિણામે તેને જીવલેણ માંદગી લાગુ પડી હશે અને તેમાંથી શ્રી હેમચંદ્રાચાર્યે ઔષધોપચારથી તેની જીંદગી બચાવી હશે.

ગિરનાર ઉપર ચઢવાનાં પગથીઆં આંબડે બંધાવ્યાં હતાં, એવા કેટલાક પ્રબન્ધોમાં ઉલ્લેખો જોવામાં આવે છે. પરન્તુ એ પગથીઆં ઉપર કોતરાએલા બે લેખ એ ઉલ્લેખોને ખોટા પાડે છે.[21] તે પગથીઆં બંધાવનારનું નામ આંબડ નહીં, પણ આંબાક છે, અને તેને રાણિગનો પુત્ર કહેલો છે. વળી 'રેવંતગિરિ રાસ'માં લખ્યું છે કે તેના ભાઇ ધવલે એ રસ્તે એક પરબ (પ્રપા) બંધાવી હતી.[22] આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે આ આંબાક આપણા આંબડથી ભિન્ન વ્યક્તિ છે. પ્રબન્ધોમાં લખ્યું છે કે કુમારપાલના આદેશથી આ કાર્ય વાગ્ભટે આંબાકને સોંપ્યું હતું. કોઇ સ્થળે લખ્યું છે કે આંબાકને સોરઠનો અધિપતિ નીમવામાં આવ્યો હતો. એ બે ટૂંકા લેખથી એ પણ સૂચિત થાય છે કે એ કાર્ય તેણે પોતાના ખર્ચે નહીં, પણ રાજ્યખર્ચે કરાવ્યું હશે.[23] તે કાર્યમાં ત્રેસઠ લાખ રૂપીઆનું ખર્ચ થયું હતું, એવા ઉલ્લેખો છે. આ આંકડો અતિશયોક્તિભરેલો નથી, કારણ કે કેટલાંક વર્ષો ઉપર તે માર્ગની દુરસ્તી થઈ ત્યારે તેમાં પણ બે-ત્રણ લાખનું ખર્ચ થયું હતું. દુરસ્તીમાં આટલું ખર્ચ થયું તો ગ્રેનાઇટના પહાડમાં છ-સાત હજાર પગથીઆં કોરી કાઢવામાં એટલું ખર્ચ જરૂર થયું હશે.

### ચાહડ અને સોલાક

ઉદયનના બાકીના બે પુત્રો ચાહડ અને સોલાક સંબંધી જૈન પ્રબન્ધોમાં વિગતો

---

૨૧ संवत् १२२२ श्रीमालज्ञातीय महं० श्रीराणिगसुत महं० श्रीआंबाकेन पद्या कारिता ।
स. १२२३ महं० श्रीराणिगसुत [महं] श्रीआंबाकेन पद्या कारिता ।

૨૨ पाज सुविसाल तिणि नठिय,
अंतरे धवल परव भराविया ।
धनु सु धवल भाउ पाग पयासिय,
बार विसोत्तर वरसे जसुजसिदिसि वासिय ।

૨૩ જો આંબાકે પોતાના ખર્ચે તે પગથીઆ કરાવ્યાં હોત તો તે બે ટૂંકા લેખોને બદલે મોટી પ્રશસ્તિ રચાવત. કુમારપાલપ્રતિબોધમાં તો સ્પષ્ટ લખ્યું છે કે કુમારપાળે તેને એ કાર્ય માટે સોરઠનો અધિપતિ નીમ્યો હતો. पद्यां कारयितुं नृपः श्रीराणिगस्यांबं सुराष्ट्राधिपतिं व्यधात् । એટલે એ કામ રાજ્યના ખર્ચે થએલું, એમાં શંકા નથી.

મળતી નથી, પ્ર.ચિ.માં લખ્યું છે કે ચાહડને સિદ્ધરાજે પોતાનો પુત્ર (ગાદીવારસ) ઠરાવ્યો હતો અને મંત્રીઓએ તેને રાજ્ય ન આપ્યું તેથી તે અજમેરના ચૌહાણરાજા અર્ણોરાજ-સિદ્ધરાજના જમાઈ-પાસે ગયો હતો અને તેને કુમારપાલની સામે યુદ્ધ કરવાને પ્રેર્યો હતો. પરન્તુ ઉક્ત ગ્રંથના રાજઘરટ્ટ પ્રબન્ધમાં ઉલ્લેખ છે કે તે વણિકપુત્ર નહીં, પરન્તુ રાજપુત્ર હતો. પ્ર. કો.માં તેને સ્પષ્ટ રીતે માલવાનો રાજકુમાર જણાવેલો છે, જોકે હું તો તેને અર્ણોરાજનો પુત્ર અને સિદ્ધરાજનો દૌહિત્ર સામેશ્વર સમજું છું[૨૪] ગમે તેમ હોય પણ પ્રબન્ધોમાં જે ચાહડ વિષે ઉલ્લેખો મળે છે, તે ચાહડ ઉદયનનો પુત્ર નહીં, પણ કોઈ રાજકુમાર હતો, એ વાત નિર્વિવાદ છે. પ્ર. ચિ. માં ચાહડને રાજઘરટ્ટ કહ્યો છે, તે ચાહડ સમજવો તે કળાતું નથી. વળી એ પદવીનો અર્થ પણ સમજાતો નથી. ઘરટ્ટ એ જો કૂવાના રેંટનું સંસ્કૃત કરેલું રૂપ હોય તો, એનો અર્થ રાજ્યકોશાધિકારી ઘટાવી શકાય. ચાહડ અને સોલાક કુમારપાલના રાજ્યમાં મોટા અધિકાર ઉપર હશે એમાં શંકા નથી. છતાં પણ જૈન પ્રબન્ધકારોએ તેમનાં રાજકીય કે ધાર્મિક કાર્યોનો ઉલ્લેખ કેમ કર્યો નહીં હોય? તેનું કારણ હું તો એમ સમજું છું કે તેઓ જૈનધર્મના અનુયાયી નહીં હોય. સોલાકને 'સૂત્રાગાર'નું બિરૂદ હતું, એમ પ્ર. ચિ. લખે છે. એનો સ્વાભાવિક અર્થ કરીએ તો યજ્ઞોનું નિવાસસ્થાન થાય અથવા તો કુમારપાળની યજ્ઞશાળાનો અધિકારી 'સત્રાગારિક' પણ તે હોઈ શકે. આમ હોય તો તે જૈનધર્મી ન જ હોય, એ સ્પષ્ટ છે. ચાહડ પણ જૈન નહોતો, એ સંબંધી એક પુરાવો મળી આવ્યો છે. માળવામાં આવેલા ઉદયપુરના શિવમંદિરમાં એક લેખ છે, તેમાં ચાહડે ઉદલેશ્વરના મંદિરને અર્ધું ગામ આપ્યાનો ઉલ્લેખ છે.[૨૫] આ લેખ સં. ૧૨૨૨નો છે, એટલે કુમારપાલના સમયનો જ છે. તેમાં ચાહડની બીજી ઓળખાણ આપી નથી, પરન્તુ તેમાં પોતાને 'ઠક્કુર' જણાવેલો છે. 'ઠક્કુર' અટક વણિકોમાં પ્રચલિત હતી, તેથી એ રાજકુમાર ચાહડ હોઈ શકે નહો વસ્તુપાલના વંશજો પણ ઠક્કુર કહેવાતા. ચાહડના પોતાના પુત્ર પદ્મસિંહે બનાવરાવેલી, એક જૈન પ્રતિમાના લેખમાં પણ 'ઠ૦ ચાહડ' લખેલું છે.[૨૬] આથી માળવાના લેખવાળો ચાહડ તે ઉદયનપુત્ર ચાહડ હું માનું છું તે કુમારપાલનો માળવાનો મંત્રી હશે, એમ ધારવું ખોટું નથી. તેના બીજા બે ભાઈઓ સોરઠ અને લાટના મંત્રી હતા તે આપણે જાણીએ છીએ. વળી આ દાન અક્ષયતૃતીયાના પર્વ ઉપર આપેલું છે, તેથી પણ જણાય છે કે ચાહડ જૈન ન હોતો, પણ માહેશ્વરી (મેશરી) હતો. પ્રાચીન

---

૨૪ જુઓ શ્રી ફાર્બસ ગુજરાતી સભા "ત્રૈમાસિક," પુ. ૩, અં. ૧-૪

૨૫ આ આખો લેખ નીચે પ્રમાણે છે:—

१ ॐ संवत् १२२२ वर्षे वैशाख सुदि ३ सोमेऽद्येह उद—
२ यपुरे अक्षयतृतीया पर्वणि अर्वांही [ग]-पा [ल]-[पुण्य ?]-स् [(सौ)]—
३ [चधर्म्मा] य ठा. श्री चाहडेन उदकपूर्वकं आचन्द्रकालि—
४ कं भृंगारी चतु[:]षष्ठी सांगवट्टा ग्रामार्धं प्रदत्तं ॥
५ यो न पालयति स महापंचपापभागी भवतु ॥

૨૬ જુઓ શ્રીજિનવિજયજીએ સંપાદિત પ્રાચીન જૈન લેખસંગ્રહ ભા. ૨, લેખ નં. ૫૩, પૃ. ૭૧. આ લેખમાં चाहडने સ્થળે वाहड છપાયું છે, પણ તેમાં જણાવેલા પુત્રોનાં નામ ઉપરથી જણાય છે કે चाहड નામ યથાર્થ છે. એમાં જણાવેલા પુત્રો ચાહડના હતા, એ અન્ય લેખોથી સિદ્ધ થાય છે.

ઉતરાવી, ક્રિયા ત્વરાથી પૂર્ણ કરાવી હતી. તેની સાહસિકતાના પણ એક બે પ્રસંગો નોંધાયા છે. મલ્લિકાર્જુન સામે જવાની કોઈ સામંતે હામ ન ભીડી ત્યારે તેણે તે કામનું બીડું ઝડપ્યું હતું, એવી આખ્યાયિકા નોંધાઈ છે. શકુનિકાવિહારના પાયા ખોદતાં ભેખડો તૂટી પડવા લાગી, ત્યારે કોઇએ કહ્યું કે તેમાં બત્રીસ લક્ષણો હોમાય તો ભેખડો તૂટતી અટકે. તે સાંભળતાં-વેંત જ તેણે સહકુટુંબ તેમાં ઝંપલાવ્યું હતું. એ પોતે તો બચી ગયો, તોપણ તેનું કુટુંબ કદાચ નાશ પામ્યું હશે, કારણ કે એના કોઈ સંતાનનો પ્રબન્ધોમાં ઉલ્લેખ મળતો નથી. એવી આખ્યાયિકા નોંધાઈ છે કે ઉક્ત મંદિર બંધાવતાં તેને કોઈ વંતરી વળગી હતી, અને તેથી તે મરવાની અણી ઉપર હતો, પરન્તુ શ્રી હેમચંદ્રાચાર્યે એક જ રાતમાં ત્યાં પહોંચી જઇ, મંત્રશક્તિથી તેને બચાવ્યો હતો. આ આખ્યાયિકામાં ઐતિહાસિક અંશ એટલો હોવાનો સંભવ છે કે ઉક્ત સાહસના પરિણામે તેને જીવલેણ માંદગી લાગુ પડી હશે અને તેમાંથી શ્રી હેમ-ચંદ્રાચાર્યે ઔષધોપચારથી તેની જીંદગી બચાવી હશે.

ગિરનાર ઉપર ચઢવાનાં પગથીઆં આંબડે બંધાવ્યાં હતાં, એવા કેટલાક પ્રબન્ધોમાં ઉલ્લેખો જોવામાં આવે છે. પરન્તુ એ પગથીઆં ઉપર કોતરાએલા બે લેખ એ ઉલ્લેખોને ખોટા પાડે છે.[21] તે પગથીઆં બંધાવનારનું નામ આંબડ નહીં, પણ આંબાક છે, અને તેને રાણિગનો પુત્ર કહેલો છે. વળી રેવંતગિરિ રાસમાં લખ્યું છે કે તેના ભાઇ ધવલે એ રસ્તે એક પરબ (પ્રપા) બંધાવી હતી.[22] આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે આ આંબાક આપણા આંબડથી ભિન્ન વ્યક્તિ છે. પ્રબન્ધોમાં લખ્યું છે કે કુમારપાલના આદેશથી આ કાર્ય વાગ્ભટે આંબાકને સોંપ્યું હતું. કોઇ સ્થળે લખ્યું છે કે આંબાકને સોરઠનો અધિપતિ નીમવામાં આવ્યો હતો. એ બે ટૂંકા લેખથી એ પણ સૂચિત થાય છે કે એ કાર્ય તેણે પોતાના ખર્ચે નહીં, પણ રાજ્યખર્ચે કરાવ્યું હશે.[23] તે કાર્યમાં ત્રેસઠ લાખ રૂપીઆનું ખર્ચ થયું હતું, એવા ઉલ્લેખો છે. આ આંકડો અતિશયોક્તિભરેલો નથી, કારણ કે કેટલાંક વર્ષો ઉપર તે માર્ગની દુરસ્તી થઈ ત્યારે તેમાં પણ બે-ત્રણ લાખનું ખર્ચ થયું હતું. દુરસ્તીમાં આટલું ખર્ચ થયું તો ગ્રેનાઇટના પહાડમાં છ-સાત હજાર પગથીઆં કોરી કાઢવામાં એટલું ખર્ચ જરૂર થયું હશે.

### ચાહડ અને સોલાક

ઉદયનના બાકીના બે પુત્રો ચાહડ અને સોલાક સંબંધી જૈન પ્રબન્ધોમાં વિગતો

---

૨૧ सवत् १२२२ श्रीमालज्ञातीय महं० श्रीराणिगसुत महं० श्रीआंवाकेन पद्या कारिता ।
स. १२२३ महं० श्रीराणिगसुत [मह] श्रीआंवाकेन पद्या कारिता ।

૨૨ पाज सुविसाल तिणि नठिय,
अंतरे धवल परव भराविया ।
धनु सु धवय भाउ पाग पयासिय,
वार विसोत्तर वरसे जसुजसिदिसि वासिय ।

૨૩ જો આંબાકે પોતાના ખર્ચે તે પગથીઆં કરાવ્યાં હોત તો તે બે ટૂંકા લેખોને બદલે મોટી પ્રશસ્તિ રચાવત. કુમારપાલપ્રતિબોધમાં તો સ્પષ્ટ લખ્યું છે કે કુમારપાળે તેને એ કામ માટે સોરઠ-નો અધિપતિ નીમ્યો હતો. पद्यां कारयितुं नृपः श्रीराणिगस्यात्मजं सुराष्ट्राधिपतिं व्यधात् । એટલે એ કામ રાજ્યના ખર્ચે થએલું, એમાં શંકા નથી.

મળતી નથી, પ્ર.ચિં.માં લખ્યું છે કે ચાહડને સિદ્ધરાજે પોતાનો પુત્ર (ગાદીવારસ) ઠરાવ્યો હતો અને મંત્રીઓએ તેને રાજ્ય ન આપ્યું તેથી તે અજમેરના ચૌહાણરાજા અર્ણોરાજ—સિદ્ધરાજના જમાઈ—પાસે ગયો હતો. અને તેને કુમારપાલની સામે યુદ્ધ કરવાને પ્રેર્યો હતો. પરન્તુ ઉક્ત ગ્રંથના રાજઘરટ્ટ પ્રબન્ધમાં ઉલ્લેખ છે કે તે વણિક્પુત્ર નહીં, પરન્તુ રાજપુત્ર હતો. પ્ર. કો.માં તેને સ્પષ્ટ રીતે માલવાનો રાજકુમાર જણાવેલો છે, જોકે હું તો તેને અર્ણોરાજનો પુત્ર અને સિદ્ધરાજનો દૌહિત્ર સામેશ્વર સમજું છું[૨૪] ગમે તેમ હોય પણ પ્રબન્ધોમાં જે ચાહડ વિષે ઉલ્લેખો મળે છે, તે ચાહડ ઉદયનનો પુત્ર નહીં, પણ કોઈ રાજકુમાર હતો, એ વાત નિર્વિવાદ છે. પ્ર. ચિં. માં ચાહડને રાજઘરટ્ટ કહ્યો છે, તે ચાહડ સમજવો તે કળાતું નથી. વળી એ પદવીનો અર્થ પણ સમજાતો નથી. ઘરટ્ટ એ જો કૂવાના રેંટનું સંસ્કૃત કરેલું રૂપ હોય તો, એનો અર્થ રાજ્યકોશાધિકારી ઘટાવી શકાય. ચાહડ અને સોલાક કુમારપાલના રાજ્યમાં મોટા અધિકાર ઉપર હશે એમાં શંકા નથી. છતાં પણ જૈન પ્રબન્ધકારોએ તેમનાં રાજકીય કે ધાર્મિક કાર્યોનો ઉલ્લેખ કેમ કર્યો નહીં હોય? તેનું કારણ હું તો એમ સમજું છું કે તેઓ જૈનધર્મના અનુયાયી નહીં હોય. સોલાકને 'સૂત્રાગાર'નું બિરૂદ હતું, એમ પ્ર. ચિં. લખે છે. એનો સ્વાભાવિક અર્થ કરીએ તો યજ્ઞોનું નિવાસસ્થાન થાય અથવા તો કુમારપાળની યજ્ઞશાળાનો અધિકારી 'સત્રાગારિક' પણ તે હોઈ શકે. આમ હોય તો તે જૈનધર્મી ન જ હોય, એ સ્પષ્ટ છે. ચાહડ પણ જૈન નહોતો, એ સંબંધી એક પુરાવો મળી આવ્યો છે. માળવામાં આવેલા ઉદયપુરના શિવમંદિરમાં એક લેખ છે, તેમાં ચાહડે ઉદલેશ્વરના મંદિરને અર્ધું ગામ આપ્યાનો ઉલ્લેખ છે.[૨૫] આ લેખ સં. ૧૨૨૨નો છે, એટલે કુમારપાલના સમયનો જ છે. તેમાં ચાહડની બીજી ઓળખાણ આપી નથી, પરન્તુ તેમાં પોતાને 'ઠક્કુર' જણાવેલો છે. 'ઠક્કુર' અટક વણિકોમાં પ્રચલિત હતી, તેથી એ રાજકુમાર ચાહડ હોઈ શકે નહી વસ્તુપાલના વંશજો પણ ઠક્કુર કહેવાતા. ચાહડના પોતાના પુત્ર પદ્મસિંહે બનાવરાવેલી, એક જૈન પ્રતિમાના લેખમાં પણ 'ઠ૦ ચાહડ' લખેલું છે.[૨૬] આથી માળવાના લેખવાળો ચાહડ તે ઉદયનપુત્ર ચાહડ હું માનું છું તે કુમારપાલનો માળવાનો મંત્રી હશે, એમ ધારવું ખોટું નથી. તેના બીજા બે ભાઈઓ સોરઠ અને લાટના મંત્રી હતા તે આપણે જાણીએ છીએ. વળી આ દાન અક્ષયતૃતીયાના પર્વ ઉપર આપેલું છે, તેથી પણ જણાય છે કે ચાહડ જૈન ન હોતો, પણ માહેશ્વરી (મેશરી) હતો. પ્રાચીન

---

૨૪ જુઓ શ્રી ફાર્બસ ગુજરાતી સભા "ત્રૈમાસિક," પુ. ૩, અં. ૧–૪

૨૫ આ આખો લેખ નીચે પ્રમાણે છે:—

૧ ॐ संवत् १२२२ वर्षे वैशाख सुदि ३ सोमेऽद्येह उद—
२ यपुरे अक्षयतृतीया पर्वणि अर्वांही [ग]–पा [लि]–[पुण्य ?]–स [(सों)]—
३ [चधर्म्मा] य ठा. श्री चाहडेन उदकपूर्वकं आचन्द्रकालि—
४ कं भृंगारी चतु[:]पष्टौ सांगवट्टा ग्रामार्धं प्रदत्तं ॥
५ यो न पालयति स महापंचपापभागी भवतु ॥

૨૬ જુઓ શ્રીજિનવિજયજીએ સંપાદિત પ્રાચીન જૈન લેખસંગ્રહ ભા. ૨, લેખ નં. ૫૩, પૃ. ૭૧. આ લેખમાં चाहड ને સ્થળે वाहड છપાયું છે, પણ તેમાં જણાવેલા પુત્રોનાં નામ ઉપરથી જણાય છે કે चाहड નામ યથાર્થ છે. એમાં જણાવેલા પુત્રો ચાહડના હતા, એ અન્ય લેખોથી સિદ્ધ થાય છે.

ઉતરાવી, ક્રિયા ત્વરાથી પૂર્ણ કરાવી હતી. તેની સાહસિકતાના પણ એક બે પ્રસંગો નોંધાયા છે. મલ્લિકાર્જુન સામે જવાની કોઈ સામંતે હામ ન ભીડી ત્યારે તેણે તે કામનું બીડું ઝડપ્યું હતું, એવી આખ્યાયિકા નોંધાઈ છે. શકુનિકાવિહારના પાયા ખોદતાં ભેખડો તૂટી પડવા લાગી, ત્યારે કોઈએ કહ્યું કે તેમાં બત્રીસ લક્ષણો હોમાય તો ભેખડો તૂટતી અટકે. તે સાંભળતાંવેંત જ તેણે સહકુટુંબ તેમાં ઝંપલાવ્યું હતું. એ પોતે તો બચી ગયો, તોપણ તેનું કુટુંબ કદાચ નાશ પામ્યું હશે, કારણ કે એના કોઈ સંતાનનો પ્રબન્ધોમાં ઉલ્લેખ મળતો નથી. એવી આખ્યાયિકા નોંધાઈ છે કે ઉક્ત મંદિર બંધાવતાં તેને કોઈ વંતરી વળગી હતી, અને તેથી તે મરવાની અણી ઉપર હતો, પરન્તુ શ્રી હેમચંદ્રાચાર્યે એક જ રાતમાં ત્યાં પહોંચી જઇ, મંત્રશક્તિથી તેને બચાવ્યો હતો. આ આખ્યાયિકામાં ઐતિહાસિક અંશ એટલો હોવાનો સંભવ છે કે ઉક્ત સાહસના પરિણામે તેને જીવલેણ માંદગી લાગુ પડી હશે અને તેમાંથી શ્રી હેમચંદ્રાચાર્યે ઔષધોપચારથી તેની જીંદગી બચાવી હશે.

ગિરનાર ઉપર ચઢવાનાં પગથીઆં આંબડે બંધાવ્યાં હતાં, એવા કેટલાક પ્રબન્ધોમાં ઉલ્લેખો જોવામાં આવે છે. પરન્તુ એ પગથીઆં ઉપર કોતરાએલા બે લેખ એ ઉલ્લેખોને ખોટા પાડે છે.[21] તે પગથીઆં બંધાવનારનું નામ આંબડ નહીં, પણ આંબાક છે, અને તેને રાણિગનો પુત્ર કહેલો છે. વળી રેવંતગિરિ રાસમાં લખ્યું છે કે તેના ભાઇ ધવલે એ રસ્તે એક પરબ (પ્રપા) બંધાવી હતી.[22] આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે આ આંબાક આપણા આંબડથી ભિન્ન વ્યક્તિ છે. પ્રબન્ધોમાં લખ્યું છે કે કુમારપાલના આદેશથી આ કાર્ય વાગ્ભટે આંબાકને સોંપ્યું હતું. કોઇ સ્થળે લખ્યું છે કે આંબાકને સોરઠનો અધિપતિ નીમવામાં આવ્યો હતો. એ બે ટૂંકા લેખથી એ પણ સૂચિત થાય છે કે એ કાર્ય તેણે પોતાના ખર્ચે નહીં, પણ રાજ્યખર્ચે કરાવ્યું હશે.[23] તે કાર્યમાં ત્રેસઠ લાખ રૂપીઆનું ખર્ચ થયું હતું, એવા ઉલ્લેખો છે. આ આંકડો અતિશયોક્તિભરેલો નથી, કારણ કે કેટલાંક વર્ષો ઉપર તે માર્ગની દુરસ્તી થઈ ત્યારે તેમાં પણ બે-ત્રણ લાખનું ખર્ચ થયું હતું. દુરસ્તીમાં આટલું ખર્ચ થયું તો ગ્રેનાઇટના પહાડમાં છ-સાત હજાર પગથીઆં કોરી કાઢવામાં એટલું ખર્ચ જરૂર થયું હશે.

### ચાહડ અને સોલાક

ઉદયનના બાકીના બે પુત્રો ચાહડ અને સોલાક સબંધી જૈન પ્રબન્ધોમાં વિગતો

---

२१ संवत् १२२२ श्रीमालज्ञातीय महं० श्रीराणिगसुत महं० श्रीआंबाकेन पद्या कारिता ।
स. १२२३ महं० श्रीराणिगसुत [महं] श्रीआंबाकेन पद्या कारिता ।

२२ पाज सुविसाल तिणि नठिय,
अंतरे धवल परव भराविया ।
धनु सु धवब भाउ पाग पयासिय,
बार विसोत्तर वरसे जसुजसिदिसि वासिय ।

૨૩ જો આંબાકે પોતાના ખર્ચે તે પગથીઆ કરાવ્યાં હોત તો તે બે ટૂંકા લેખોને બદલે મોટી પ્રશસ્તિ રચાવત. कुमारपालप्रतिबोधमां તો સ્પષ્ટ લખ્યું છે કે કુમારપાળે તેને એ કામ માટે સોરઠનો અધિપતિ નીમ્યો હતો. पद्यां कारयितुं नृपः श्रीराणिगस्यात्मजं सुराष्ट्राधिपतिं व्यधात् । એટલે એ કામ રાજ્યના ખર્ચે થએલું, એમાં શંકા નથી.

મળતી નથી, પ્ર.ચિ.માં લખ્યું છે કે ચાહડને સિદ્ધરાજે પોતાનો પુત્ર (ગાદીવારસ) ઠરાવ્યો હતો અને મંત્રીઓએ તેને રાજ્ય ન આપ્યું તેથી તે અજમેરના ચૌહાણરાજા અર્ણોરાજ—સિદ્ધરાજના જમાઈ—પાસે ગયો હતો અને તેને કુમારપાલની સામે યુદ્ધ કરવાને પ્રેર્યો હતો. પરન્તુ ઉક્ત ગ્રંથના રાજઘરટ્ટ પ્રબન્ધમાં ઉલ્લેખ છે કે તે વણિકપુત્ર નહીં, પરન્તુ રાજપુત્ર હતો. પ્ર. કો.માં તેને સ્પષ્ટ રીતે માલવાનો રાજકુમાર જણાવેલો છે, જોકે હું તો તેને અર્ણોરાજનો પુત્ર અને સિદ્ધરાજનો દૌહિત્ર સામેશ્વર સમજું છું[૨૪] ગમે તેમ હોય પણ પ્રબન્ધોમાં જે ચાહડ વિષે ઉલ્લેખો મળે છે, તે ચાહડ ઉદયનનો પુત્ર નહીં, પણ કોઈ રાજકુમાર હતો, એ વાત નિર્વિવાદ છે. પ્ર. ચિ. માં ચાહડને રાજઘરટ્ટ કહ્યો છે, તે ચાહડ સમજવો તે કળાતું નથી. વળી એ પદવીનો અર્થ પણ સમજાતો નથી. ઘરટ્ટ એ જો કૂવાના રેંટનું સંસ્કૃત કરેલું રૂપ હોય તો, એનો અર્થ રાજ્યકોશાધિકારી ઘટાવી શકાય. ચાહડ અને સોલાક કુમારપાલના રાજ્યમાં મોટા અધિકાર ઉપર હશે એમાં શંકા નથી. છતાં પણ જૈન પ્રબન્ધકારોએ તેમનાં રાજકીય કે ધાર્મિક કાર્યોનો ઉલ્લેખ કેમ કર્યો નહીં હોય? તેનું કારણ હું તો એમ સમજું છું કે તેઓ જૈનધર્મના અનુયાયી નહીં હોય. સોલાકને 'સત્રાગાર'નું બિરૂદ હતું, એમ પ્ર. ચિં. લખે છે. એનો સ્વાભાવિક અર્થ કરીએ તો યજ્ઞોનું નિવાસસ્થાન થાય અથવા તો કુમારપાળની યજ્ઞશાળાનો અધિકારી 'સત્રાગારિક' પણ તે હોઈ શકે. આમ હોય તો તે જૈનધર્મી ન જ હોય, એ સ્પષ્ટ છે. ચાહડ પણ જૈન નહોતો, એ સંબંધી એક પુરાવો મળી આવ્યો છે. માળવામાં આવેલા ઉદયપુરના શિવમંદિરમાં એક લેખ છે, તેમાં ચાહડે ઉદલેશ્વરના મંદિરને અર્ધું ગામ આપ્યાનો ઉલ્લેખ છે.[૨૫] આ લેખ સં. ૧૨૨૨નો છે, એટલે કુમારપાલના સમયનો જ છે. તેમાં ચાહડની બીજી ઓળખાણ આપી નથી, પરન્તુ તેમાં પોતાને 'ઠક્કુર' જણાવેલો છે. 'ઠક્કુર' અટક વણિકોમાં પ્રચલિત હતી, તેથી એ રાજકુમાર ચાહડ હોઈ શકે નહીં વસ્તુપાલના વંશજો પણ ઠક્કુર કહેવાતા. ચાહડના પોતાના પુત્ર પદ્મસિંહે બનાવરાવેલી, એક જૈન પ્રતિમાના લેખમાં પણ 'ઠ૦ ચાહડ' લખેલું છે.[૨૬] આથી માળવાના લેખવાળો ચાહડ તે ઉદયનપુત્ર ચાહડ હું માનું છું. તે કુમારપાલનો માળવાનો મંત્રી હશે, એમ ધારવું ખોટું નથી. તેના બીજા બે ભાઈઓ સોરઠ અને લાટના મંત્રી હતા તે આપણે જાણીએ છીએ. વળી આ દાન અક્ષયતૃતીયાના પર્વ ઉપર આપેલું છે, તેથી પણ જણાય છે કે ચાહડ જૈન ન હોતો, પણ માહેશ્વરી (મેશરી) હતો. પ્રાચીન

---

૨૪ જુઓ શ્રી ફાર્બસ ગુજરાતી સભા "ત્રૈમાસિક," પુ. ૩, અં. ૧–૪

૨૫ આ આખો લેખ નીચે પ્રમાણે છે:—

१ ॐ संवत् १२२२ वर्षे वैशाख सुदि ३ सोमेऽद्येह उद—

२ यपुरे अक्षयतृतीया पर्वणि अर्वाही [ग]–पा [ल]–[पुण्य ?]–स [(सौ)]—

३ [चधर्म्मा] य ठा. श्री चाहडेन उदकपूर्वकं आचन्द्रकालि—

४ कं भृंगारी चतु[:]षष्ठी सांगवटा ग्रामार्धं प्रदत्तं ॥

५ यो न पालयति स महापंचपापभागी भवतु ॥

૨૬ જુઓ શ્રીજિનવિજયજીએ સંપાદિત પ્રાચીન જૈન લેખસંગ્રહ ભા. ૨, લેખ નં. ૫૩, પૃ. ૭૧. આ લેખમાં चाहड નેસ્થળે वाहड છપાયું છે, પણ તેમાં જણાવેલા પુત્રોનાં નામ ઉપરથી જણાય છે કે चाहड નામ યથાર્થ છે. એમાં જણાવેલા પુત્રો ચાહડના હતા, એ અન્ય લેખોથી સિદ્ધ થાય છે.

સમયમાં આ પ્રમાણે એક જ કુટુંબની જૂદી જૂદી વ્યક્તિઓ જૂદા જૂદા ધર્મ પાળી શકતી. હેમચંદ્રાચાર્યનાં માતા જૈન હતાં, જ્યારે તેમના પિતા જૈનેતર હતા. પુરા. પ્ર માં લખ્યું છે કે શેઠ આભડ વસાહના પાંચ પુત્રોમાંથી ત્રણ જૈન હતા અને બે માહેશ્વરી (મેશરી) હતા.[૨૭]

## ચાહડના વંશજો

સોલાકના વંશજોમાંથી કોઈનું નામ મળી આવ્યું નથી. પરન્તુ ચાહડના વંશજોનો કેટલોક ઇતિહાસ મળે છે. હાથીપગલે જવાના રસ્તા ઉપરના ગિરનારના લેખમાં[૨૮] તેમનાં નામ આ પ્રમાણે આપ્યાં છેઃ-(૧) કુમારસિંહ, (૨) જગત્સિંહ, (૩) પદ્મસિંહ, (૫) જયન્તસિંહ, (૬) ધીણિગ, અને (૭) લેખ તૂટેલો હોવાથી સાતમાનું નામ લુપ્ત થયું છે. આમાંથી પહેલા અને ચોથા વિષે હકીકત મળે છે. આ લેખમાં કુમારસિંહને કુમારપાલનો કોષ્ઠાગારિક (કોઠારી) કહ્યો છે. જેસલમીરના ગ્રંથભંડારની પૃથ્વીચન્દ્રચરિત્રની પુષ્પિકામાં એવો ઉલ્લેખ છે કે સં. ૧૨૨૫માં કુમારસિંહ કુમારપાલનો મહામાત્ય હતો.[૨૯] તે ખરેખર મહામાત્ય થયો હતો કે કોષ્ઠાગારિક જ હતો, એ નક્કી કરવું મુશ્કેલ છે, છતાં એટલું સ્પષ્ટ છે કે તે કુમારપાલના મંત્રીમંડળમાં હતો.

ગિરનારના લેખમાં પદ્મસિંહને ચાર પુત્રો અને બે પુત્રીઓ હોવાનું લખ્યું છે, જેમનાં નામ આ પ્રમાણે છેઃ પુત્રો-(૧) મહણસિંહ, (૨) સામતસિંહ, (૩) સલક્ષસિંહ અને (૪) તેજસિંહ; તથા પુત્રીઓ-(૧) સૂમલા અને (૨) અનુપમા. પોરબંદર રાજ્યમાં કાંટેલા ગામના મહાકાલેશ્વરના મંદિરમાં સં. ૧૩૨૦ની સાલનો એક શિલાલેખ છે.[૩૦] આ લેખમાં ચોથા ભાઈ તેજસિંહનું નામ નથી, તેથી કદાચ તે આ લેખ વખતે હયાત નહીં હોય. વળી, આ લેખમાં બિબીદેવી છે, તેથી એમ લાગે છે કે તેને બે સ્ત્રીઓ હશે.

## સલક્ષસિંહ

[૩૧]કાંટેલાના લેખમાં જણાવ્યું છે કે વીસલદેવ વાઘેલાના વખતમાં સલક્ષસિંહ પ્રથમ સોરઠનો અધિકારી (સૂબો) હતો અને પછીથી લાટનો અધિકારી થયો હતો અને નર્મદાને તીરે મરણ પામ્યો હતો. તેના કલ્યાણને માટે સામંતસિંહે સલક્ષનારાયણ નામે વિષ્ણુની પ્રતિમા સ્થાપી હતી અને કદાચ એ નામનું મંદિર પણ બનાવ્યું હશે.

---

૨૭ જુઓ વસાહ आभडप्रबन्ध–पुत्राणां मध्ये द्वौ माहिश्वरिणौ त्रयः श्रावकाः सञ्जाताः । પૃ. ૩૩.

૨૮ પ્રાચીન જૈન લેખસંગ્રહ ભા. ૨, પૃ. ૯૪.

૨૯ Catalogue of Manuscripts at Jesalmir, p. 17

૩૦ 'બુદ્ધિપ્રકાશ' જાન્યુઆરી. ૧૯૧૫-શ્રી. ત. મ. ત્રિપાઠીએ સંપાદિત;

૩૧ श्रीवीसलमहीपालः श्रीसलक्षकरांवुजम् ।
चक्रे सौराष्ट्रकरणस्वर्णमुद्रांशुभासुरम् ॥ ७ ॥
स लाटदेशाधिकृतः प्रभोस्तस्यैव शासनात् ।
दधौ दिव्यां तनुं रेवात्यक्तभूतमयाकृतिः ॥ ८ ॥
श्रेयसे प्रेयसस्तस्य भ्रातुः सामन्तमन्त्रिणा ।
सलक्षनारायण इत्यस्थापि प्रतिमा हरेः ॥ ९ ॥

## સામંતસિંહ

સામંતસિંહ વીસલદેવ અને અર્જુનદેવ બન્ને રાજાઓના સમયમાં સોરઠનો અધિકારી હતો. તેણે દ્વારકા જવાના રસ્તા ઉપર પોતાની માતાના કલ્યાણને માટે રેવતીકુંડનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો અને તેની આસપાસ ગણેશ, ક્ષેત્રપાલ તથા સૂર્યની અને ચંડિકાપ્રમુખ દેવીઓની, તેમ જ શંકર અને જલશાયી વિષ્ણુની મૂર્તિઓની સ્થાપના કરી હતી. વળી ત્યાં એક નવું મંદિર બંધાવ્યું હતું, જેમાં બલદેવ અને રેવતીની મૂર્તિઓ પધરાવી હતી. તે ઉપરાંત તે સ્થળે રેંટથી પાણી ખેંચાય તેવો કૂવો અને અવાડો ગાયોને પાણી પીવાને બંધાવ્યો હતો.[32]

આ લેખ ઉપરથી જણાય છે કે સલક્ષસિંહ અને સામંતસિંહ બન્ને માહેશ્વરી હતા, જોકે તેમનો પિતા પદ્મસિંહ જૈન હતો, કારણકે આ લેખમાં લખ્યું છે કે સામંતસિંહે ગિરનાર ઉપર એક મોટું મંદિર બંધાવ્યું હતું અને તેમાં પાર્શ્વનાથની પ્રતિમા સ્થાપી હતી.[33] આ લેખમાં તો પિતાના શ્રેયને માટે બંધાવ્યાનું લખ્યું નથી, પણ પ્રતિમા ઉપર સં. ૧૩૦૫નો લેખ છે, એમાં લખ્યું છે કે પદ્મસિંહના પુત્રો સલક્ષ અને સામંતે પોતાનાં માતાપિતાના કલ્યાણને માટે એ પ્રતિમા સ્થાપી હતી. હાથીપગલાના લેખમાં પણ તેણે જૈનધર્મનાં કેટલાંક કાર્યો કરવાનું જણાવેલું છે. આથી પદ્મસિંહને હું જૈન ધારું છું. ઉક્ત પ્રતિમાના લેખમાં જે માતાનું સૂચન છે તે બિંબીદેવી હશે અને તે પણ જૈન હોવી જોઇએ, જ્યારે કાંટેલાના લેખમાં રેવતી તીર્થનો જીર્ણોદ્ધાર જે માતાના કલ્યાણ માટે કરવાનું જણાવેલું છે, તે પૃથિમદેવી હોવી જોઇએ અને તે માહેશ્વરી હશે, એમ અનુમાન કરીએ તો તે ખોટું નથી. સામંતસિંહ અને સલક્ષસિંહ રાજ્યના મોટા અધિકારીઓ હોવા છતાં તેમનો ઉલ્લેખ જૈન પ્રબન્ધોમાં મળતો નથી, એ-વાત પણ તેઓ જૈનેતર હોવાનું સૂચવે છે. પ્રતિમાના લેખમાં પૃથિમદેવીના પુત્રો સલક્ષ અને પદ્મ જણાવેલા છે, તેથી મહણ બિંબીદેવીનો પુત્ર હશે અને તે જૈન હશે, એમ હું ધારું છું.[34]

---

૩૨ યથા વીસલભૂપાલઃ સુરાષ્ટ્રાધિપતિં વ્યધાત્ ।
सामंतसिंहसचिवं तथैवार्जुनभूपतिः ॥ ११ ॥
स जातु जलधेस्तीरे पथि द्वारवतीपतेः ।
शुश्राव रेवतीकुंडमिदं कालेन जर्जरम् ॥ १२ ॥
अत एतन्महातीर्थं जननीश्रेयसेऽमुना ।
नवैरुपलसोपानैः सूरवापीसमं कृतः ॥ १४ ॥
गणेशक्षेत्रपालार्क चण्डिकामातृभिः समं ।
कारितौ कृतिना चेह महेशजलशायिनौ ॥ १५ ॥
किं चात्र सच्चरित्रेण रेवतीबलदेवयोः ।
अकारि कूपकोप्यस्मिन्नरघट्टमनोहरः ।
धयंति धेनवो यत्र निपानेषु सुधासखम् ॥ १७ ॥

૩૩ रैवताचलचूले श्रीनेमिनिलयाग्रतः ।
प्रांशु प्रासादमस्यापि बिंबं पार्श्वजिनेशितुः ॥ २० ॥

૩૪ આ લેખની પ્રશસ્તિ મોક્ષાર્કના પુત્ર હરિહરે લખી છે. પ્રબન્ધકોશના હરિહર પ્રબન્ધવાળો પંડિત હરિહર તે હોવાનો સંભવ છે. આ હરિહર વિશલદેવની સભાનો પંડિત હતો.

મંત્રી ઉદયનના વંશનો આટલો ઇતિહાસ મળે છે. તે ઉપરથી તેનું વંશવૃક્ષ નીચે પ્રમાણે ગોઠવી શકાય:—



# બર્બરક : એક મીમાંસા

શ્રી. શંકરલાલ ગં. શાસ્ત્રી
એમ. એ., એલએલ. બી.

બર્બરક ઉપરથી વ્યુત્પન્ન થયેલાં 'બાબરો' શબ્દ વિદ્વાનોને જેટલો જાણીતો છે, તેટલો જ પ્રાકૃત જનોનેય માનીતો છે. કવિઓએ, લેખકોએ ને દંતકથાઓએ તેને કલ્પનાથી રંગ્યો છે; અને તેને ભૂત કે રાક્ષસ રૂપે ઓળખાવ્યો છે. તેનાં હેરતભર્યા પરાક્રમો અને તેનાં ભયાનક વર્ણનો આશ્ચર્યકારક તેમ જ રસપ્રદ નિવડ્યાં છે. આપણા અર્વાચીન સાહિત્યમાં યે નવલરામે "વીરમતી" નામે નાટકમાં તથા નંદશંકરે "કરણઘેલો" નામની નવલકથામાં બાબરાને એક અમાનુષ સત્ત્વ તરીકે, બલ્કે ભૂતપિશાચના આગેવાન તરીકે જ આલેખ્યો છે. "રાજાધિરાજ" માં શ્રી. મુનશીએ બાબરાને બીહામણા સત્ત્વ તરીકે, અર્થાત્ અસ્પષ્ટ કે અર્ધસ્પષ્ટ માનવી પ્રાણીરૂપે ઓળખાવ્યો છે. લોકસંઘે પણ 'બાબરા'ની સાથે 'ભૂત' શબ્દ જોડી દઈ, બાબરાના ભૂતસ્વરૂપને સુદૃઢ કર્યું છે; અને 'બાબરાભૂત' નો આ શબ્દપ્રયોગ આપણી ભાષામાં આમ ખૂબ વ્યાપક અને સબળ રીતે એક કહેતી તરીકે પ્રચાર પામ્યો છે.

**'બર્બરક' એટલે કોણ ?**

સામાન્ય લોકમાનસે પરંપરાથી બાબરા સાથે અનેક વિચારો સાંકળી દીધા છે; અને તેને ભૂત વિના અન્યથા ઓળખવા આજે પણ તે ભાગ્યે જ તૈયાર થાય. પ્રાય: 'બર્બરક', 'બાબરો' કે 'બાબરીઆ' જેવા શબ્દોથી વ્યવહારમાં ભૂત, પ્રેત કે રાક્ષસનો જ અર્થ અભિપ્રેત છે. આમ દંતકથાઓએ 'બર્બરક' શબ્દ ઉપર વહેમ અને કલ્પનાનાં એવાં તો પ્રબળ પડ ઉપર પડ ચઢાવ્યાં છે કે જેથી 'બર્બરક'ને તેના ખરા સ્વરૂપમાં ઓળખવા માટે ઘણા સાવધાન અને શ્રમભર્યા પ્રયત્નોની જરૂર છે.

વસ્તુત: તો 'બર્બરક' એ કોઈ અમાનુષ કે અપાર્થિવ પ્રાણી ન હતો; પણ માનવ દેહધારી જ કોઈ વ્યક્તિ કે જાતિનું નામ છે. આ જાતિનો આગેવાન જ્યારે પોતાનાં પરાક્રમ કે વર્ચસ્‌થી ખૂબ પ્રતિષ્ઠા પામતો ત્યારે લોકસમૂહ તેને તેના જાતિવાચક શબ્દ 'બર્બરક'થી જ વિશેષ ઓળખતો. એ લોકો અનાર્યોનો જ એક વર્ગ હશે, એમ પણ માનવાને કારણ મળે છે. તેઓ ખૂબ પરાક્રમ કરતા, કરામત દાખવતા, ને કાર્યકુશળતા ધરાવતા, યુદ્ધના તેઓ શોખીન હતા; શસ્ત્રવિદ્યામાં નિપુણ હતા; શત્રુવધમાં નિર્દય હતા; અને રંજાડ તેમને પ્રિય હતી. આર્યો તેમનાથી કોઇ કોઈ વખત તો ખૂબ ત્રાસી ગયા હશે, અને તેમનો સ્હેલાઇથી સામનો કરી શકયા નહીં હોય. આવાં જ કારણોને લીધે આ બર્બરકોને આર્યોએ ખૂબ વગોવ્યા, જંગલી ગણ્યા, ને તેમને ભૂત કે રાક્ષસ તરીકે ઓળખાવ્યા. તો આ ઉપરથી આપણને સ્હેજે પ્રશ્ન થાય છે કે આ બર્બરકો મૂળ કોણ હશે ? પ્રથમ તેઓ ક્યાં વસતા ? ક્યાં ક્યાં તેમણે દેશાન્તર કર્યા ? હાલ તેઓ ક્યાં વસે છે ? અને તેમની આધુનિક સ્થિતિ ને વિશિષ્ટતાઓ શી છે ?

'બર્બરક' શબ્દના આપ્ટેના શબ્દકોષમાં આપેલા નીચેના બે અર્થ ખાસ નોંધપાત્ર છે: (૧) અનાર્ય, અને (૨) જંગલી–અસંસ્કારી. 'बवयोर्नभेद:' ('બ–વ'માં કાંઈ ભેદ નથી) એ ન્યાયે સંસ્કૃત ભાષામાં 'વર્વર' નામે એક બીજો શબ્દ પણ હસ્તી ધરાવે છે. આપ્ટેના શબ્દકોષ 'વર્વર' શબ્દનો અર્થ 'બર્બર'ના જેવો જ આપ્યા પછી નીચેના અર્થ પણ વધારામાં આપે છે:–

(૧) પંક્તિ–બહાર (Outcast), (૨) વાંકડિઆ વાળ, (૩) પ્રલાપ કરનાર મૂર્ખ, (૪) હથિયારોનો ખડખડાટ. સાચે જ આ અર્થો 'બર્બર' કે 'વર્વર'ની જ વિશિષ્ટતાઓ જણાવતા હોય તેમ લાગે છે. આ બધા અર્થોનું સમગ્ર રીતે જો સ્પષ્ટીકરણ કરીએ તો એમ કહી શકાય કે બર્બરો અનાર્ય હશે, અસંસ્કારી–આર્યસંસ્કારથી વિહીન–હશે, તેથી આર્યોની પંક્તિબહાર ગણાયા હશે, તેઓ મોટા વાંકડિઆં ઝુલફાં રાખતા હશે, તેમની ભાષા અશિષ્ટ કે ગ્રામ્ય હશે, અને આર્યોએ તેથી તેમને પ્રલાપ કરનાર મૂર્ખ માન્યા હશે, વળી આયુધોના ખડખડાટમાં તેઓ ખૂબ નિપુણ હશે.

અંગ્રેજી ભાષાનો 'Barbarian' શબ્દ આ 'બર્બરક' સાથે ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ સરખાવવા જેવો છે. અંગ્રેજી શબ્દ મૂળે તો ગ્રીક શબ્દ 'Barbaros' (અર્થાત્ Foreign પરદેશી) ઉપરથી ઉતરી આવ્યો છે. જગતમાં જ્યાં જ્યાં આક્રમણશીલ જાતિએ પરતંત્ર પ્રજા ઉપર સત્તા સ્થાપી, પોતાને સંસ્કારી મનાવી હોય છે, ત્યાં ત્યાં તેઓ જિતેલા દેશના પોતાને વતની માની, ત્યાંની મૂળ પરાજિત જાતિને બીનવતની કે પરદેશી ઠરાવે ને અસંસ્કારી મનાવે છે. ન્યૂઝીલાંડ, ઑસ્ટ્રેલિઆ, અને એબિસિનીઆ, આનાં સમુચિત ઉદાહરણો છે. ગ્રીક શબ્દનો મૂળ અર્થ ધ્યાનમાં લેતાં 'Barbarian' શબ્દનો અર્થ 'બીન–ગ્રીક' પણ થાય છે; કારણ કે આ 'બાર્બેરિઅન્' ભાષા ને રિવાજ પરત્વે ગ્રીક લોકોથી જૂદા પડી જતા. આમ અંગ્રેજી શબ્દ 'બાર્બેરિઅન'માં પણ 'પરદેશી', 'અસંસ્કારી', 'જંગલી' જેવા વિવિધ ભાવોનો પણ સમાવેશ થાય છે. 'બાર્બેરિઅન' અને 'બર્બરક' વચ્ચેના સામ્ય ઉપરથી એમ પણ તર્ક થઈ શકે કે અંગ્રેજી શબ્દ ઇન્ડો–યૂરોપિયન સમય જેટલો પ્રાચીન છે; અને આર્યો જૂદા પડી, હિન્દમાં આવ્યા ત્યારે 'બર્બરક' કે એવો કોઈ શબ્દ તેમના મૂળ રહેઠાણથી પોતાની સાથે જ લેતા આવ્યા હશે; અને અહીં આવ્યા પછી હિન્દના મૂળ અનાર્યોની એક જાતિ માટે આ શબ્દ તેમણે વાપર્યો હોય, એમ સંભવિત લાગે છે.

## પ્રાચીનતા

'બર્બરક' શબ્દની પ્રાચીનતા સંસ્કૃત સાહિત્ય ઉપરથી પણ સિદ્ધ થાય તેમ છે. 'રામાયણ' અને 'મહાભારત'માં 'બર્બર' કે 'બર્બરક' શબ્દના અસંદિગ્ધ ઉલ્લેખો મળી આવે છે. 'મૃચ્છકટિક' નામે સંસ્કૃત નાટકમાં તેના કર્તાએ દ્રાવિડ, ચોલ, ચીન, બર્બર, ખેર, ખાન, વગેરેને મ્લેચ્છ જાતિમાં ગણાવ્યા છે. (જુઓ અંક–૬, શ્લોક ૨૦ અને ૨૧ વચ્ચેનો ગદ્યભાગ). આ નાટકના કર્તાનો મોડામાં મોડો સમય સ્વીકારીએ તો પણ તેને ઇસ્વી પાંચમા–છઠ્ઠા સૈકામાં મૂકવો પડે તેમ છે. આમ 'બર્બરક'નો મ્લેચ્છ જાતિ તરીકે ઉલ્લેખ સંસ્કૃત શિષ્ટ સાહિત્યમાં ઇસવી પાંચમા–છઠ્ઠા સૈકા સમયમાં મળી આવે છે. આવા મ્લેચ્છો આગળ ઉપર સમય, સંસ્કાર કે પરાક્રમના બળે શુદ્ધિ પામી, આર્યો ગણાયા હશે. આથી ઉલટું યવનો, કિરાતો, પૌણ્ડ્રો અને ચીન, વગેરે લોકો ક્રિયાલોપથી શૂદ્રત્વ પામ્યાના પણ પુરાવા મનુસ્મૃતિમાં (અધ્યાય ૧૦, ૪૪) મળી આવે છે.

## સિદ્ધરાજ અને બર્બરકો

આ પછી લગભગ છએક શતકો વળાવીને આપણે જયદેવ સોલંકીના (રાજ્યકાળ ઇ. સ. ૧૦૯૪થી ૧૧૪૩) સમયમાં આવીએ. આ વિખ્યાત રાજવીના સમયના અને તે પછીના ઘણા લેખકોએ પોતાની કૃતિઓમાં બર્બરકનો રાક્ષસ કે ભૂતનાયક તરીકે ઉલ્લેખ કર્યો છે, એટલું જ નહીં, પણ તેનાં ઘણાં અતિશયોક્તિભર્યાં વર્ણનો પણ આવ્યાં છે. જયદેવના સમકાલીન આચાર્ય હેમચંદ્રે દ્વ્યાશ્રય કાવ્યના બારમા સર્ગમાં બર્બરોને ઋષિપીડક અને માંસભક્ષક તરીકે ગણાવ્યા છે. જયદેવે બર્બરકોના આગેવાનને હાથોહાથના યુદ્ધમાં હરાવ્યો, અને સનજડ બાંધી લીધો. બર્બરકની પત્નીએ પછી પોતાના પતિને છોડવવા આ વિજેતા રાજાને વિનંતિ કરી; અને પતિ તરફથી જયદેવની સેવા કરવાની જામીનગીરી આપી. બર્બરકે પછી રાજાને માણિક્ય વગેરેને ભેટ આપી પ્રસન્ન કર્યો, ને તેની સેવા સ્વીકારી. દ્વ્યાશ્રયનું આ વર્ણન અલ્પ અંશે આલંકારિક છે, છતાં તેમાં બર્બરકનું વ્યક્તિત્વ તરી આવે છે; કારણ કે તે રાક્ષસ કે નિશાચર તરીકે આલેખાયો છે,-છતાં તેનો દેહ માનવજેવો જ હાડચામનો છે, તેને પત્ની પણ છે, સિદ્ધરાજ તેની સાથે હાથોહાથ લઢે છે, અને અંતે પરાભવ પામેલો બર્બરક રાજાને રત્નોની ભેટ આપી રીઝવે છે.

આ ઉપરથી એટલું તો સ્પષ્ટ જણાય છે કે ત્યારની આર્યપ્રજાને અપ્રિય થઈ પડે તેવાં સંસ્કારઘાતક દુષ્કૃત્યો આ બર્બરકો આચરતા, ને તેથી જ તેઓ રાક્ષસ તરીકે વગોવાતા. સિદ્ધરાજના સમયમાં તો તેઓ પાટણની અને સિદ્ધપુરની છેક નજીક આવીને સંસ્કારરક્ષક ઋષિઓને યજ્ઞક્રિયા વખતે રંજાડતા. હેમાચાર્યના દ્વ્યાશ્રયમાં બર્બરકોનું વર્ણન આલંકારિક તો છે જ, પણ તે એટલી હદ સુધી નથી પહોંચ્યું કે જેથી બર્બરકનું મૂળ સ્વરૂપ છેક બદલાઈ જાય ને વિસારે પડે. ભૂતપ્રેતના અપાર્થિવ, બલ્કે અમાનુષ તત્ત્વોનો તેમાં ઉલ્લેખ વિરલ છે. દ્વ્યાશ્રય કાવ્ય સિદ્ધરાજના અંતસમયમાં કે તેના મરણ પછી થોડાં જ વર્ષોમાં રચાયું છે, ને તેથી સિદ્ધરાજના સમયનું તે છેક નજીક હોવાથી કાલ્પનિક કરતાં વધુ વાસ્તવદર્શી છે. પણ એક સૈકાની અંદર તો બર્બરકવિજય એ સિદ્ધરાજનું એવું તો અતુલ ને અદ્‌ભુત પરાક્રમ મનાયું કે આ રાજાનો મહિમા વધારવા લોકકથાએ ને કવિકલ્પનાએ બર્બરકને વિકૃત સ્વરૂપ આપ્યું, ને તેને ભૂતપિશાચની કોટિમાં મૂકી દીધો. 'બર્બરક' એવો એકવચનનો પ્રયોગ યોગ્ય રીતે જાતિ પરત્વે, પણ વાચકે પૂર્વાપર સંબંધ પ્રમાણે ઘટાવી લેવો, એમ આ લેખ પરત્વે મારી વિનંતિ છે.

ઇ. સ. ૧૨૨૪ના અરસામાં રચાયેલું 'कीर्तिकौमुदी' કહે છે કે સિદ્ધરાજે શ્મશાનમાં શબ ઉપર સવાર થઈ, ભૂતના રાજા બર્બરકને બાંધ્યો, ને તેથી તે સિદ્ધરાજ કહેવાયો.[1] આ જ અરસામાં રચાયેલું सुकृत-कीर्तिकल्लोलिनिમાં[2] 'બર્બરકદૈત્ય'ને હરાવ્યાનો ઉલ્લેખ છે. આ જ સમયનું वसन्तविलास (૨, ૨૩) પણ જણાવે છે કે વિક્રમે જેમ વૈતાલને વશ કર્યો તેમ આ રાજાએ બર્બરકને વશ કર્યો. અર્થાત્ સમય જતાં કવિઓએ ને લોકવાણીએ

---

૧. श्मशाने यातुधानेन्द्रं बद्ध्वा बर्बरकाभिधम् ।
सिद्धराजेति राजेन्दुर्यो जज्ञे राजराजिषु ॥ સર્ગ, ૨-૩૮ (कीर्तिकौमुदी)

૨. येन बर्बरदैत्येन्द्रः पुरीपरिसरे हतः । શ્લો. ૫૪

બર્બરકને માનવયોનિનો મટાડી, ભૂતપિશાચની કોટિમાં મૂકયો! અને સિદ્ધરાજનો મહિમા તેથી ખૂબ વૃદ્ધિ પામતો ગયો.

તો કયાં વિશિષ્ટ કારણોએ બર્બરકને આમ વિકૃત ને અમાનુષ બનાવી દીધો? બર્બરકવિજેતા જયદેવને વધુ કીર્તિવંતો કરવા કવિઓએ ને ભોળા લોકોએ બર્બરકને ભૂત ઠરાવ્યો, તે તો ઉપર કહ્યું છે જ. પણ આ તો એક સામાન્ય કારણ જ ગણી શકાય. આ વિના બીજાં કેટલાંક વિશિષ્ટ કારણોએ પણ બર્બરકને વિકૃત બનાવી ભૂતપિશાચના વર્ગમાં મૂકયો.

બર્બરકો એવા તો યુદ્ધકુશળ ને શસ્ત્રનિપુણ હતા કે તેમનાં પરાક્રમો પ્રાકૃતજનને અસામાન્ય, આશ્ચર્યકારક અને જાદૂઈ લાગતાં. વળી સિદ્ધરાજના સમયમાં શાક્તોનો પણ પ્રભાવ હતો જ. લોકો ત્યારે તંત્ર-મંત્રવિદ્યામાં ખૂબ વિશ્વાસ ધરાવતા, ને ભયના માર્યા ભૂતપિશાચની લાક્ષણિક શક્તિઓને કબૂલ રાખતા. જનસમૂહે તેથી બર્બરકનાં પરાક્રમોને જાદૂઈ શક્તિઓ-સિદ્ધિઓ માની, અને તેથી આ હેરતભર્યાં પરાક્રમો છેક લોકોત્તર લેખાયાં.

**'બર્બરકજિષ્ણુ' અને 'સિદ્ધરાજ'-પદ**

ઇતિહાસમાં જયદેવનાં 'બર્બરકજિષ્ણુ' ને 'સિદ્ધરાજ', એવાં બે બિરુદો મળી આવે છે; ને આ હકીકત વિષે જરાયે શંકાને સ્થાન નથી. બર્બરક સિદ્ધિઓનો જ્ઞાતા ગણાયો, ને તેથી તેને જિતનાર રાજા પણ તેવો જ સિદ્ધિ-સંપન્ન મનાયો અને 'સિદ્ધરાજ' કહેવાયો તો તેમાં શું આશ્ચર્ય! આ બંને સંજ્ઞાઓ બે જૂદી જૂદી વિગતોને સ્પર્શે છે; બલ્કે 'બર્બરકજિષ્ણુ'નું બિરુદ બર્બરકવિજયને નિર્દેશે છે, તો 'સિદ્ધરાજ'ની સંજ્ઞા આનૃણ્ય-પ્રસંગની 'સ્વર્ણસિદ્ધિ' ને સૂચવે છે, એમ શ્રી. રામલાલ ચુનીલાલ મોદી દ્વયાશ્રય[3] ના આધારે માને છે.[4] તે જ લેખમાં તેમણે રાજકવિ શ્રીપાલનું એક અવતરણ[5] પણ આ મતના સમર્થનમાં ટાંકયું છે. પણ મારો નમ્ર મત એ છે કે આ બંને બિરુદો 'બર્બરકવિજય' માંથી જ ઉદ્ભવ્યાં છે. એક એ વિજયનો પ્રત્યક્ષ ઉલ્લેખ કરે છે, તો બીજું એ વિજયનું પરોક્ષ પરિણામ જ સૂચવે છે.

'બર્બરકજિષ્ણુ' પદ તો અર્થ પરત્વે સ્પષ્ટ છે; અને 'સિદ્ધરાજ' પદ પણ જયદેવને બર્બરકવિજયને લીધે જ મળ્યું છે, એમ લાગે છે. શ્રી. રામલાલ મોદી જણાવે છે કે જયદેવે 'સિદ્ધરસ'થી કે 'સ્વર્ણસિદ્ધિ'થી જગતને અનૃણ કર્યું ને તેથી તે 'સિદ્ધરાજ' કહેવાયો. તેમણે જે પ્રમાણો આપ્યાં છે તે જયદેવના લગભગ સમકાલીન કવિઓનાં જ છે. પણ આ પ્રમાણો સંપૂર્ણ પ્રતીતિજનક નથી, કારણ કે તેમાં 'સિદ્ધ' કે 'સિદ્ધિ' શબ્દનો અર્થ તેઓ વધુ સ્પષ્ટ કરી શકયા નથી. 'સ્વર્ણસિદ્ધિ' ને તેઓ પોતે 'સોનાના કીમીયા' તરીકે સમજાવે છે, તે યથાર્થ છે. આમાં પણ રસશાસ્ત્રના (Chemistry) વિશિષ્ટ જ્ઞાનનું સૂચન છે, એમ કહી શકાય. આવા કીમીયાને કરામતને-સામાન્ય જનસમૂહ જાદૂઇ માને, ને તેને સિદ્ધિ-પ્રયોગ તરીકે ઓળખે, એ સર્વથા સંભવિત છે. આવા હેરતભર્યા ને જાદૂઈ જણાતા પ્રયોગો મૂળ બર્બરક કરતો હોય, ને વિજેતા જયદેવના ભૃત્ય તરીકે તે પ્રયોગોનો જશ તેના રાજા

---

૩. દ્વયાશ્રય, સર્ગ ૧૫, ૫૦

૪. "પ્રજાબંધુ"-"ગુજરાત સમાચાર" દીપોત્સવી અંક સં. ૧૯૯૪-પૃ. ૧૦

૫. સદર-દીપોત્સવી અંક, પૃ. ૧૦૫

જયદેવને જ મળતો હોય, અથવા તો બર્બરક જે સિદ્ધિઓ જાણતો હોય તે બધી જયદેવે તેની પાસેથી જાણી લીધી હોય. આમ પરોક્ષ રીતે જયદેવની સિદ્ધિપ્રાપ્તિનું કારણ બર્બરક કે બર્બરકવિજય જ ગણાય. અથવા તો સમયના વહેના સાથે બર્બરકને જ્યારે ઉત્તરકાલીન કવિઓએ ભૂતપ્રેતની કોટિમાં મૂક્યો, ત્યારે તે સ્હેજે તેનો વિજેતા જયદેવ પણ પ્રથમથી જ સિદ્ધિ–સંપન્ન મનાયો હોય; અને તેણે બર્બરકને હરાવ્યો, તેથી રાજાની આ સિદ્ધિઓ વિશિષ્ટ ગણાઈ; ને રાજા પોતે આ પ્રસંગથી ખાસ 'સિદ્ધરાજ' કહેવાયો.

પૂર્વે કહ્યું તેમ 'બર્બરક–વિજય'ના પ્રસંગ પછી તરત જ જયદેવે બર્બરક પાસેથી તેની સિદ્ધિઓ જાણી લીધી હોય, ને તેથી જ તે 'સિદ્ધરાજ' કહેવાયો હોય, તે જ વધારે ઉચિત ને સયુક્તિક છે. તો એ પ્રશ્ન સ્હેજે ઉપસ્થિત થાય છે કે બર્બરકો આવી સિદ્ધિઓ-વિશિષ્ટ કે લોકોત્તર શક્તિઓ ધરાવતા હતા ખરા ?

પ્રસ્તુત પ્રશ્ન ઉપર આવતા પહેલાં આપણે 'સિદ્ધરાજ' શબ્દના અર્થ તપાસીએ: 'સિદ્ધ' શબ્દના બે અર્થ સંભવિત છે: (૧) જાદૂઈ શક્તિથી જિતાયેલો; (૨) અલૌકિક શક્તિઓ અર્થાત્ સિદ્ધિઓ ધરાવનાર. પ્રથમ અર્થ લેતાં 'સિદ્ધરાજ' શબ્દનો ષષ્ઠી તત્પુરુષ સમાસનો આશ્રય લેઇ સિદ્ધોનો–સિદ્ધ બર્બરકોનો રાજા–ઉપરી (યૌગિક અર્થ રાજ્ ઉપરથી પ્રભાવ પાડનાર) એવો અર્થ થાય. 'સિદ્ધ'નો બીજો અર્થ લેતાં 'સિદ્ધરાજ' શબ્દનો અર્થ કર્મધારય સમાસની મદદથી 'સિદ્ધ–સિદ્ધિસંપન્ન–રાજા' એમ થાય છે. અને રાજા આ સિદ્ધિ આખરે તો બર્બરક પાસેથી જ શિખ્યો હોવો જોઈએ આમ 'સિદ્ધરાજ' શબ્દ કોઈ પણ રીતે સિદ્ધિઓનો જ સૂચક છે, અને આ સિદ્ધિઓ મૂળે બર્બરકે જ રાજાને શિખવાડી હોય, તેવો પાકો સંભવ છે. આ ચર્ચાને અનુલક્ષીને જ હવે આપણે બર્બરકની વિશિષ્ટ સિદ્ધિઓ શી હતી તે પ્રશ્નને નિરૂપીએ. શ્રી. રામલાલે 'સિદ્ધ' કે 'સિદ્ધિ' શબ્દનો જોઇએ તેવો સ્પષ્ટ અર્થ તેમના લેખમાં કર્યો નથી.

## બર્બરકોની વિશિષ્ટ સિદ્ધિઓ

બર્બરક લોકોની અને તેમના આગેવાનની વિશિષ્ટ સિદ્ધિઓ–શક્તિઓ નીચે પ્રમાણે સપ્રમાણ ગણાવી શકાય; અને તે શક્તિઓ અપૂર્વ નહીં તો છેવટે અતિ સામાન્ય હતી તેથી જ જનતાએ તેમને સિદ્ધિતુલ્ય માની; બલ્કે જાદૂઈ ધારી.

(૧) બર્બરકો યંત્રવિદ્યામાં નિષ્ણાત હતા. દ્વ્યાશ્રય કાવ્ય બારમા સર્ગમાં કહે છે કે બર્બરકે પત્થરો ને વૃક્ષોનો વરસાદ વરસાવ્યો. આ કાર્ય શિલાયંત્રથી શક્ય છે. પ્રાચીન સમયમાં હિન્દુસ્થાનમાં તેમ જ મિસર, ઈરાન વગેરે દેશોમાં આવાં યંત્રો યુદ્ધમાં વપરાતાં હતાં જ. કૌટિલ્ય અર્થશાસ્ત્ર (અધિ. ૨, પ્રક. ૧૮) આવા પત્થર વરસાવનાર યંત્રને 'સર્વતોભદ્ર' કહે છે. અને આ યંત્રને આધુનિક Machine-guns સાથે સરખાવી શકાય. બર્બરકો આવું કોઇ યંત્ર જાણતા હશે, ને તેનો ઉપયોગ લોકોએ ખૂબ ચમત્કારિક ને જાદૂઇ માન્યો હશે.

(૨) વળી બર્બરકો ઊંચે ઉડવાની–ઉત્પતન કરવાની શક્તિ પણ ધરાવતા હતા. સુકૃતસંકીર્તન[૬] પણ કહે છે કે બર્બરક ખેચર હતો. પ્રબંધચિંતામણિ[૭]માં પણ સિદ્ધરાજના

૬. यः संचरन् बर्बरखेचरस्य स्कन्धाधिरूढो स्वर्चांचकार । શ્લોક ૩૨

૭. જુઓ. પ્રબંધ ચિંતામણિ, પૃ. ૧૫૬–૭ (ગુજરાતી આવૃત્તિ–દુ. કે. શાસ્ત્રીએ સંપાદિત કરેલી, અને શ્રી. ફા. ગુ. સભાએ છપાવેલી.)

ચમત્કારનું જે વર્ણન કોલ્હાપુર પરત્વે આપ્યું છે તેમાં પણ બર્બરકે ફૂદકો મારવાની સારી ટેવ પાડી હતી, ને તે ઉડી શકતો હતો તેવો સ્પષ્ટ ઉલ્લેખ છે. દંતકથા પણ કહે છે કે હરપાળે બાબરાની મદદથી રાતોરાત બે હજાર ગામો ઉપર તોરણ બાંધ્યાં. બર્બરકની ઉત્પનશક્તિને જ આ આભારી છે. આમ આ હકીકત વાયુયાનનું સૂચન કરે છે, અને બર્બરક તેનું જ્ઞાન ધરાવતો હોવાથી લોકો તેને સિદ્ધિસંપન્ન માને, એ સંભવિત છે.

(૩) વિશેષમાં બર્બરકો શિલ્પવિદ્યામાં પ્રવીણ હતા. માળવાની ચઢાઈ વખતે લશ્કરને નદી પાર ઉતારવા સિદ્ધરાજે બર્બરકો પાસે પૂલ બંધાવ્યો, એવો વાગ્ભટાલંકારમાં ઉલ્લેખ[૮] મળી આવે છે. વળી જેઠવાની જાહોજલાલીસમયે બર્બરકો પાસે તેમના રાજા શીલકુમારે આશરે ઇસ્વી ૯-૧૦મા સૈકામાં ધુમલીનો કિલ્લો બંધાવ્યો, એમ ભગવાનલાલ સંપત્તિરામકૃત 'સૌરાષ્ટ્ર દેશનો ઇતિહાસ' અને 'બોમ્બે ગેઝેટિયર' ઉપરથી જણાય છે.

બર્બરકો આમ યંત્રવિદ્યામાં, વાયુયાનવિદ્યામાં ને શિલ્પવિદ્યામાં ખાસ નૈપુણ્ય ધરાવતા હતા. સિદ્ધરાજે તેમના સરદારને હરાવ્યો, ત્યારે તેની પાસેથી રાજાએ આ બધી વિદ્યાઓ ખાસ જાણી લીધી હોય, ને તેથી જ 'કીર્તિકૌમુદી'કારે 'બર્બરક'ને હરાવનાર રાજાને સિદ્ધરાજ કહ્યો. વળી कुमारपालप्रबंध[૯] તથા ઇ. સ. ૧૩૬૬માં રચાયેલું कुमारपालचरित[૧૦] પણ આ બે મતને ટેકો આપે છે. વિશેષમાં બર્બરક રાજાની નોકરીમાં રહ્યો ત્યારથી જે આવાં આશ્ચર્યકારક પરાક્રમો કરતો, તેનો યશ પણ આ રાજાને જ મળતો. અને તેથી ઉત્તરકાલીન કવિઓએ સકારણ જ જયદેવને 'બર્બરકવિજય' ઉપરથી તેનું 'સિદ્ધરાજ' બિરુદ ઘટાવ્યું હોય, એ ખૂબ સંભવિત છે. મહાભારતમાં એક સ્થળે બર્બરોને કિરાત અને સિદ્ધો વચ્ચે ગણાવવામાં આવ્યો છે એવો વિલ્સનનો ટાંકેલો ઉલ્લેખ બોમ્બે ગેઝેટિયરમાં (વૉ. ૧, ભા. ૧, પૃ. ૧૭૪-૫) મળી આવે છે. કિરાત ને સિદ્ધો વચ્ચે બર્બરકોની આવી ગણના આટલા પ્રાચીન સમયમાં બર્બરકોના અપાર્થિવ સ્વરૂપનો ને અસામાન્ય શક્તિઓનો ઈસારો કરે છે.

**બર્બરકો ક્યાંથી આવ્યા ?**

તો આ બર્બરકો ક્યાંથી આવ્યા હશે ? આફ્રિકા જેવા પર ખંડમાંથી તેઓ આવેલા એમ માનવા કરતાં તેમને આ દેશના જ મૂળ અનાર્યોમાં તેમની ગણના કરવી તે વધુ યોગ્ય છે. ઈ. સ. ૧૫૦ માં થઈ ગયેલા ટોલેમી સિંધુ નદી ઉપર આવેલા બર્બરી નામે એક શહેરનો નિર્દેશ કરે છે;[૧૧] અને ઇ. સ. ૨૪૭ માં પેરિપ્લસ સિન્ધુ નદી ઉપર 'બર્બેરિકાન' નામે એક વેપાર-મથકનો ઉલ્લેખ કરે છે.[૧૨] આ ઉપરથી કહી શકાય કે ઘણુંખરૂં આ બર્બરકો વાયવ્ય (સરહદ) પ્રાંત તરફ પ્રથમ વસતા હશે, અને આર્યોના આક્રમણને લીધે ધીમે ધીમે ભારતવર્ષમાં પૂર્વ અને પશ્ચિમમાં પણ દૂર દૂર ગયા હશે. મહાભારતના સભાપર્વમાં (અ-૩૦, ૧૪) ભીમે કરેલા પ્રાચી દિગ્વિજયમાં બર્બરકોને જિત્યાનો

---

૮. જુઓ દુર્ગાશંકર શાસ્ત્રીકૃત ગુજરાતનો મધ્યકાલીન રાજપુત ઇતિહાસ; ભા. ૧, અનુપૂર્તિ, પૃ. ૧૩

૯. सिद्धो बर्बरकश्चास्य सिद्धराजस्ततोऽभवत् ॥ શ્લોક ૨૫; कु. प्र.

૧૦. भुजौजसा पराजित्य दुष्टं बर्बरकं सुरं ।
यः सिद्धचक्रवर्तीति नामान्यमान्यमानशे ॥ જયસિંહસૂરિકૃત કુમારપાલચરિત (સર્ગ ૧, ૪૪)

૧૧-૧૨. જુઓ બોમ્બે ગેઝેટિયર, વૉ. ૧, ભા. ૧, પૃ. ૧૭૪-૫; ફુટનોટ.

ઉલ્લેખ છે. આ જ પર્વના ૩૨ મા અધ્યાયમાં (શ્લોક ૧૭) જણાવ્યું છે કે નકુળે પ્રતીચી• વિજયમાં બર્બરકોને વશ કર્યા. મહાભારતનો મોડામાં મોડો સમય ઈસ્વી ચોથો સૈકો મૂકીએ તો આમ ચોથા સૈકામાં બર્બરકો હિન્દુસ્થાનમાં પૂર્વ–પશ્ચિમ દિશામાં ફેલાયા હતા, એમ નિઃશંક કહી શકાય. વળી આ જ સભાપર્વમાં (અ. ૫૧, ૨૩) જણાવ્યું છે કે પાંડવોના યજ્ઞસદનમાં અનેક લોકો અને રાજાઓ ભેટ આપીને પ્રવેશ પામ્યા, ત્યારે ચીન, શક, બર્બર, વગેરેને તેમની નાલાયકાતને કારણે–બલ્કે અનાર્યતાને લીધે–દ્વાર આગળ જ રોકી રાખવામાં આવ્યા. અર્થાત્ આ સમયમાં હજુ બર્બરકોને શુદ્ધિ વડે આર્યો તરીકે અપનાવવામાં આવ્યા ન હતા, તેમ જણાય છે.

## આર્યેતર તરીકે ગણના

ઇસ્વી પાંચમા–છઠ્ઠા સૈકામાં થયેલા 'મચ્છકટિક'ના કર્તા પણ બર્બરકોનો મ્લેચ્છો તરીકે ઉલ્લેખ કરે છે; ને તેનો ચોક્કસ ઉલ્લેખ પૂર્વે આપેલો જ છે. ઇસ્વી બારમા સૈકામાં દ્વયાશ્રયકારે તો એમને–આ જ બર્બરકોને માંસાહારી, નિશાચર અને યજ્ઞક્રિયાનો–આર્ય સંસ્કાર-ક્રિયાનો ભંગ કરનાર રાક્ષસો તરીકે આલેખ્યા છે. વળી જૂનાગઢના સં. ૧૫૦૭ના રા'માંડલિકના રાજ્યાભિષેકવખતના શિલાલેખમાં[૧૩] પણ બર્બરકોનો માંસાહારી, ખાંટ, મ્લેચ્છ, વગેરે લોકો ભેગો ઉલ્લેખ મળી આવે છે. અર્થાત્ ઇ. સ. ૧૪૫૧ના અરસામાં મંડલિકના રાજ્યમાં જૂનાગઢ રાજ્યની સરહદમાં જ છૂટાછવાયા બર્બરો વસતા, ને તેઓ માંસભક્ષણ કરતા. ખાંટ ને મ્લેચ્છ લોકો ભેગો તેમનો પ્રસ્તુત ઉલ્લેખ સૂચવે છે કે આ સમયમાં પણ તેઓ આર્યત્વ પામ્યા નહીં હોય, અને આર્યેતર–બલ્કે અનાર્ય–વર્ણોમાં જ તેમની ગણત્રી થતી હશે.

પ્રસ્તુત શિલાલેખ ઉપરથી એમ પણ સાબીત થાય છે કે ઇસ્વી પંદરમા સૈકામાં બર્બરકો કાઠિયાવાડમાં મળી આવતા. ઇસ્વી બારમા સૈકામાં તેઓએ ઉત્તરગુજરાતમાં સિદ્ધરાજના શાસનકાળમાં રંજાડ કર્યાનો ઉલ્લેખ દ્વયાશ્રયમાં છે જ. આ ઉપરથી કહી શકાય કે તેઓ ઇસ્વી તેરમા–ચૌદમા સૈકામાં કાઠિયાવાડમાં આવ્યા હશે.

## કાઠીયાવાડમાં ક્યાંથી અને ક્યારે વસવાટ ?

પ્રથમ તેઓ ઉત્તરગુજરાતમાંથી સિદ્ધરાજના મરણબાદ તેરમા સૈકામાં થાન આવ્યા, ને ત્યાંથી ઝાલાઓએ તેમને કાઢી મૂકવાથી તેઓ બગસરા, અમરેલી, કુંડલા, વગેરે સ્થળોએ ગયા; અને આખરે વળા રજપૂતોને હાંકી કાઢીને તેઓ બાબરીઆવાડમાં સ્થિર વસ્યા હોવા જોઇએ. પૂર્વે ધુમલીનો કિલ્લો શીલકુમારે ઇસ્વી ૯ કે ૧૦મા સૈકામાં બર્બરકો પાસે બંધાવ્યો, એવો ઉલ્લેખ મેં પૂર્વે કર્યો છે તે નીચે પ્રમાણે ઘટાવી શકાય. વખાના માર્યા કે બીજાં કારણોને લીધે શિલ્પનિષ્ણાત બર્બરકો ત્યારે કાઠિયાવાડમાં ધંધાદારી તરીકે ધુમલીનો કિલ્લો બાંધવા આવ્યા હશે, પણ પછી તેઓ ગુજરાતમાં પાછા ફર્યા હશે. જો ઇસ્વી દશમા તેરમા સૈકા સુધીના સમયમાં બર્બરકોનાં રંજાડકૃત્યો પરત્વે–કારણ કે રંજાડમાં તેઓ શૂરાપૂરા હતા; ને આ રીતે ઢાંકયા રહે તેમ નહોતા–કાઠિયાવાડમાંથી કોઈ ઉલ્લેખ મળી આવે તો જ

૧૩. જુઓ જૂનાગઢ આર્કિઓલોજીક સોસાયટીનું વાર્ષિક ૧, પ્રો. એન. બી. પુરોહિતનો લેખ:– "बाबर खांट तुरक एहे याहडे जीव कोइ न विणासइं... ।"

બર્બરકો કાયમી વસવાટ અર્થે કાઠિયાવાડમાં ઇસ્વી તેરમા સૈકાથી યે વહેલા આવ્યા એમ કહી શકાય, પણ તેવા પુરાવાને અભાવે હાલ તો આપણે એમ જ માનીશું કે બર્બરો ઇસ્વી તેરમા સૈકામાં વહેલામાં વહેલા કાઠિયાવાડમાં વસવાટના હેતુથી આવ્યા હોવા જોઇએ.

ત્યારપછીનાં પાંચ છ સૈકાંઓ સુધીનો બર્બરકોનો ઇતિહાસ સંશોધનનો વધુ પ્રકાશ ન મળે ત્યાં સુધી અજ્ઞાત જ રહે છે. ઇ. સ. ૧૭૯૨માં જૂનાગઢના દિવાન પ્રભાશંકરે તેમની સ્વતંત્રતા છિનવી લીધી, છતાં બર્બરકો હજુ શાન્ત પ્રજાજનો તરીકે સ્થિર થયા જ નહોતા. તેઓ લૂંટફાટ કરતા, માટીનાં ઝુંપડાંમાં રહેતા, હિંસા ને લૂંટ ઉપર જીવતા, અને બહારવટી-આઓને આશ્રય આપતા. ઇ. સ. ૧૮૬૪માં રીતસર બાબરીઆવાડને મહાલ તરીકે જૂનાગઢ રાજ્યમાં ભેળવી દેવામાં આવ્યો. આ સમય પછી પણ તેઓએ પોતાની જૂની ટેવો છેક છોડી દીધી નહોતી. હાલ પણ તેઓ તેમની પ્રાચીન આબરૂ અંશતઃ સાચવી રહ્યા છે, છતાં એકંદરે તો આજે તેઓ વધુ શાન્ત અને ઓછા હિંસક છે, એમ કહી શકાય.

સિદ્ધરાજના સમયમાં બર્બરકવિજય મેળવ્યા પછી તેને રાજાએ બીજા રજપૂતોની માફક પોતાની નોકરીમાં રાખ્યો હતો. આવા પ્રસંગોથી બર્બરકોનું ભયંકર સ્વરૂપ અનાર્યત્વ ને જાહેર નિંદા ઓસરતાં ગયાં; અને ધીમે ધીમે તેઓ શુદ્ધ થઈ આર્યો તરીકે ઓળખાવા લાગ્યા. કાઠીઓ પણ મૂળ તો અનાર્ય–આર્યેતર જ હતા, પણ આજે તેઓ આર્યો–હિન્દુઓ જ ગણાય છે. બર્બરકો–બાબરીઆઓ પણ કાળક્રમે ઉત્તરોત્તર શુદ્ધ ગણાયા અને આર્ય લેખાયા. વસ્તુતઃ તો બર્બરકો માનવદેહધારી વ્યક્તિઓ જ છે, ને તેમનાં ક્રૂર, ભયંકર, આશ્ચર્યજનક તથા આર્યત્વવિરોધી કુકર્મો ને પરાક્રમોને લીધે જ તેઓ રાક્ષસ કે ભૂત–પિશાચ તરીકે નિરૂપાયા. હાલ તેઓ મુખ્યત્વે જૂનાગઢ રાજ્યમાં દક્ષિણ દિશાએ બાબરીઆવાડ નામે મહાલમાં રહે છે. આ મહાલનું નામ બર્બરકો ઉપરથી જ તેમના વસવાટને કારણે પડેલું છે. તેમાં ૫૧ ગામ છે, ને તેની વસ્તી લગભગ વીસ–એકવીસ હજારની છે. આજે તો કાઠીઓની માફક કેટલાક બાબરીઆ ગરાસીઆ અને ભાયાતો તરીકે ઉચ્ચ સ્થાન ભોગવે છે.

બાબરીઆ, આહીર ને રબારીઓ મૂળ સોરઠના વતની લાગે છે. ખાસ કરીને બાબરીઆ તો આહીરો અને કાઠીઓને ભેગા સાંકળી લેનાર એક અંકોડા સમાન છે; કારણ કે તેઓ પોતાની દીકરીઓ કાઠીઓને આપે છે; અને આહીરોની કન્યાઓ સ્વીકારે છે. ગમે તેટલી સ્ત્રીઓ પરણવાનો બાબરીયાઓમાં રિવાજ છે.

**પેટા જાતિઓ**

એકંદરે બાબરીઆની ૭૨ પેટાજાતિઓ છે, પણ મુખ્ય તો તેમાં ત્રણ જ છે: કોટિલા, ઢાંકડા ને વરુ. 'વર્વરક' સાથે સામ્ય ધરાવતો વરુ શબ્દ તેના મૂળ શબ્દનો જ લઘુ કે સંક્ષિપ્ત પ્રયોગ હોઈ શકે. આ ત્રણ મુખ્ય પેટા–જાતિઓનો ઇતિહાસ બર્બરકોની આર્યો તરીકેની શુદ્ધિ ઉપર રમુજી પ્રકાશ નાંખે છે; કારણ કે આ દરેક પેટાજાતિ કોઈ આર્યને, કે આર્યવીર કે આર્યદેવને જ મૂળપુરુષ તરીકે ગણાવે છે. આ ઉપરથી જણાય છે કે બાબરીઆ જેમ જેમ શુદ્ધિ પામી, આર્યો તરીકે સ્થિર સ્થાન પામતા ગયા, તેમ ઉત્તરોત્તર તેમનો કુળમહિમા વધારવા અનેકવિધ દંતકથાઓ ને પૌરાણિક વાર્તાઓ અસ્તિત્વમાં આવી. જેમકે કોટિલા જાતિનો મૂળ પુરુષ શિહોરનો ત્રિક્રમ નામે જૈન બ્રાહ્મણ મનાય છે; ઢાંકડાઓનો ઇતિહાસ

તેમના આદિપુરુષ પાંડવો સુધી પહોંચી જાય છે; અને વરુઓ–જેઠવાઓના પુરોગામી અને પૂર્વજો મનાય છે, તથા આ જેઠવાઓ પોતાને હનૂમાનના વંશજો તરીકે ઓળખાવે છે. આ બધી વાર્તાઓ બર્બરોને અને તેમની પેટાજાતિઓને આર્ય તરીકે ખૂબ પ્રાચીન અને પવિત્ર ઠરાવવાના હેતુથી જ રચાઈ હશે, તેમ લાગે છે.

બાબરીઆ માટે ગાત્રાદ, ખોડીઆર, ચાવન્દ તથા ભૂતભવાની કુળદેવી છે; ને ગિર મહાલમાં આવેલા તુલસીશ્યામ મંદિરના અધિષ્ઠાતા શ્યામજી તેમના ઈષ્ટદેવ છે. તેમની શુભ અશુભ ધાર્મિક ક્રિયાઓ બહુધા આહીરો અને કાઠીઓને જ મળતી આવે છે.

બાબરીઆને ભૂલથી કોઈ ભીલ, કે કોળી માને છે, અથવા તો કોઈ તેમને કાઠીઓ ધારે છે. પણ આ મત ભ્રમભરેલો છે જ. કાઠીઓ જેવો જ દરબારી માનમરતબો અને કાઠીઓના રિવાજો સાથેનું સામ્ય–આ બે તત્ત્વોએ જ બર્બરકોને કાઠીઓ તરીકે માનવામાં મદદ કરી હશે.

આમ ઉત્તરોત્તર દેશના વિવિધ ભાગોમાં ભ્રમણ કરતાં બર્બરકો–બાબરીઆઓ આજે મુખ્યત્વે બાબરીઆવાડ નામે મહાલમાં સ્થિર થયા છે. મૂળે તેઓ વાયવ્ય પ્રાંત તરફથી દેશના બીજા ભાગમાં ફેલાયા; અને ઉત્તરોત્તર ગુજરાત–કાઠિયાવાડમાં આવ્યા તે આપણે જોયું. આમ તેઓ આ દેશના જ મૂળ અનાર્યો છે, એવી માન્યતાને પુરાવાની પુષ્ટિ મળે છે. છતાં આ બર્બરકો પ્રાગૈતિહાસિક સમયમાં (pre-historical times) કદાચ બીજા કોઈ ખંડમાંથી હિન્દુસ્થાનમાં આવી વસ્યા હોય, તે પણ સંભવિત છે. ગાઢ અભ્યાસ ને સાધનો જ આ પ્રશ્ન ઉપર વધુ પ્રકાશ પાડી શકે.

અંતમાં 'બર્બરકો'એ અગાઉ યંત્ર, શસ્ત્રાસ્ત્ર ને શિલ્પવિદ્યામાં વિશિષ્ટ ફાળો આપ્યો છે, અને તેમનાં અપ્રિયકર પરાક્રમોથી તેમણે 'બાબરા ભૂત'ના શબ્દપ્રયોગને ખૂબ પ્રચલિત કરી, ભાષામાં અમર કર્યો છે. હજુ તેમના વિષે કેટલાક પ્રશ્નો છણવા બાકી રહે છે જ. કોઈ વિદ્વાન વાચક આ લેખ વાંચી, આ દિશામાં વધુ સંશોધન કરવા પ્રેરાશે તો આ લેખનો લેખક એથી ખૂબ સંતોષ અને કૃતકૃત્યતા અનુભવશે.

# મૂળરાજના પૂર્વજોનું રાજ્ય ક્યાં હતું?

શ્રી. માણેકલાલ ચદુલાલ દવે
સભ્ય, શ્રી. ફા. ગુ. સભા

ગુજરાતના ચૌલુક્ય રાજા મૂળરાજ દેવના પૂર્વજો સંબંધી અન્યત્ર વિચાર કર્યો છે.[1] અહીં આ લેખ દ્વારા મૂળરાજને અણહિલપુર પાટણનું રાજ્ય કેવી રીતે મળ્યું, તથા મૂળરાજ અને તેના પૂર્વજોનું રાજ્ય અણહિલપુર પાટણ પહેલાં ક્યાં હતું. ? વગેરે સંબંધી વિચાર કરવાનો મનોરથ સેવ્યો છે. પણ તે પહેલાં અહીં આ જ લેખમાં એક વાતનો ઉલ્લેખ કરવો આવશ્યક છે. પ્ર. ચિં. માં મેરુતુંગે "મૂળરાજ મામાનો વધ કરી, અણહિલપુર પાટણનું રાજ્ય્ બથાવી પડયો હતો," એવી મતલબની વિસ્તૃત દંતકથા નોંધી છે.[2] પણ એ દંતકથા સાચી હોય, એમ લાગતું નથી. કારણ કે એ દંતકથાને કોઈ સમકાલીન ઉત્કીર્ણ લેખનો સીધો કે આડકતરો પુરાવો મળતો નથી. તેમ પ્રબંધચિંતામણિ પહેલાં લખાએલ જૂના દ્વયાશ્રય ગ્રંથમાં પણ એ દંતકથાનું કશું સૂચન નથી. મૂળરાજ પોતે પોતાના વિ. સં. ૧૦૪૩ ના માઘ વદી ૧૫[અમાવાસ્યા]ના એક તામ્રલેખમાં અણહિલપુર પાટણના રાજ્યનો આસપાસનો પ્રદેશ જે તે કાળે સરસ્વતમંડળ નામથી પ્રસિદ્ધ હતો તે જિતી લીધો હોવાનું સ્પષ્ટ સૂચન કરે છે.[3] આ સરસ્વતમંડળનો પ્રદેશ વનરાજ ચાવડાએ વિ. સં. ૮૦૨માં અણહિલપુર પાટણની સ્થાપના કરી, ત્યારથી જ ચાવડાઓના તાબામાં હતો, એમ કુમારપાલ રાજાની વિ. સં. ૧૨૦૮ ની "વડનગર પ્રાકારપ્રશસ્તિથી સમજાય છે. એમાં પણ મૂળરાજે તે [સારસ્વતમંડળ] પ્રદેશ સ્વપરાક્રમથી જિતી લીધો હોવાનું ગર્ભિત સૂચન છે. **चश्चापोत्कट-राजराज्यकमलास्वच्छदबन्दीकृतां।** એટલે પાટણના "ચાવડા રાજાઓની રાજલક્ષ્મીને પોતાની દાસી બનાવી."[4] એમાં ક્યાંઇયે મૂળરાજે મામાને માર્યાનું કે મૂળરાજ ચાવડાઓનો ભાણેજ હોવાનું સૂચન સરખું યે કરેલું જણાતું નથી. જો એ કાળે પ્ર. ચિં.માંની ઉપર જોઈ ગયા તે દંતકથા પ્રચલિત હોત, તો ઉક્ત શિલાલેખમાં કિંવા મૂળરાજના પોતાના લેખમાં એ વાતનો ઉલ્લેખ અવશ્ય હોત.

ટૂંકામાં એટલું જ કે મૂળરાજે કોઈ ચાવડા પાસેથી અણહિલપુર પાટણનું રાજ્ય પડાવી લીધું, એટલી જ પ્ર. ચિ. માંની વિસ્તૃત દંતકથામાંથી ઐતિહાસિક હકીકત નીકળે છે. શ્રીયુત દુર્ગાશંકર શાસ્ત્રી કહે છે "ચાવડાઓ દારૂડીઆ હોવાથી સહેલાઇથી હારી ગયા હશે. બાકી મૂળરાજનું મોસાળ ચૌલુક્ય જેવા જ ઉંચા કુળમાં હશે, પણ એ ચોક્કસ જાણવાનું કાંઈ સાધન નથી અને એની ખબર ન હોવાથી જ પાછળથી ચાવડાનો ભાણેજ મૂળરાજ હોવાની માન્યતા ચાલી હશે,"[5] એ હકીકતને પણ સંભવિત માનવામાં વાંધો નથી.

---

૧. જુઓ શ્રી ફા. ગુ. સભા "ત્રૈમાસિક" વર્ષ ૪ અંક ૧ પાન ૪૯ ઉપર મારો "મૂળરાજના પૂર્વજો સંબંધી વિચાર" એ નામનો લેખ.

૨. શ્રી. ફા. ગુ. સભાએ છાપેલી, પ્ર. ચિં. ગુ. ભા. દુ. કે. શાસ્ત્રી, પાન ૩૦ તથા ૪૨—૪૩.

૩. निजभूजोपार्जित सारस्वतमंडलः । ગુજરાતના ઐ. ઉત્કીર્ણ લેખો ભા. રજો લેખાંકઃ ૧૩૭

૪. જુઓ પ્રાચીન લેખમાલા ભા. ૧. લેખાંક ૪૫ શ્લોક ૫. ગુ. ઐ. ઉ. લેખો ભા. ૨ જો, લેખો ક. ૧૪૭.

૫. જુઓ ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ, પાન ૧૪૦-૪૧.

હવે મૂળરાજ અણહિલપુર પાટણમાં ક્યાંથી આવ્યો, એ વિષે વિચાર કરીએ. મૂળરાજ પોતે પોતાના ઉપર જોઈ ગયા તે વિ. સં. ૧૦૪૩ ના તામ્રલેખમાં એના પિતા રાજિને 'મહારાજાધિરાજ' તરીકે સંબોધે છે.[૬] એ જોતાં રાજિ કોઈ મોટા રાજ્યનો રાજા હોવો જોઈએ, એમ અનુમાન જાય છે. પણ કયા રાજ્યનો તે રાજા હતો, એ વિષે ઉત્કીર્ણ લેખોમાંથી કશી વિગત મળતી નથી. પ્રબંધોમાં રાજિને કાન્યકુબ્જમાં કલ્યાણકટક[૭] નગરમાં રાજ્ય કરતા ભૂયદેવ[૮] [ભૂવડ] રાજાના વંશમાં મુંજાલનો પુત્ર કહ્યો છે. અને વિદ્વાન ડોક્ટર બુલ્હર મહાશયે રાજિનું ઉત્તરમાં લગભગ કનોજમાં રાજ્ય હશે. એવો આધાર વગરનો તર્ક કર્યો છે. અને પંડિત ભગવાનલાલે એ તર્કને સંભવિત માન્યો છે.[૯] પણ રાજિનું રાજ્ય કનોજમાં હોવાનો સંભવ થોડો છે. જો કે તેનું રાજ્ય ઉત્તરમાં ક્યાંક હશે અને મૂળરાજ ઉત્તર તરફથી જ આવ્યો હશે, એમ માનવાને બીજાં પણ ઘણાં કારણો છે. એક તો મૂળરાજને દક્ષિણના ચાલુક્ય રાજાઓ સાથે શત્રુતા હતી. બીજું ગાદી પર બેઠા પછી ચાલુક્ય રાજા તૈલપના લાટના સામંત બારપે એના પર ચઢાઈ કરી હતી. ત્રીજું મૂળરાજે રુદ્રમહાલયની પ્રતિષ્ઠાર્થે ઉત્તર તરફના બ્રાહ્મણોને બોલાવી, તેમને ગામો અને જમીનો દાન કર્યાં હતાં.[૧૦] એ બધું મૂળરાજ ઉત્તરમાંથી જ આવ્યો હોવાનું સિદ્ધ કરે છે. જો તે દક્ષિણમાંથી આવ્યો હોત તો ગુજરાત તૈલિંગણ અને કર્ણાટકી બ્રાહ્મણોથી ભરપૂર હોત. પણ તે પ્રમાણે બન્યું નથી.

ઉત્તરમાં આ વખતે કનોજનું મહારાજ્ય હસ્તિમાં હતું, અને કનોજનો તે વખતનો રાજા પ્રતિહાર વંશનો હતો. ત્યારે મૂળરાજ અને તેનો પિતા રાજિ ચૌલુક્ય વંશના છે, એ નિઃસંદેહ છે. એટલે રાજિનું રાજ્ય કનોજમાં હતું, એ તો બિલકુલ સંભવિત નથી. કદાચ ભિન્નમાલ અને તેની આસપાસના પ્રદેશ ઉપર રાજ કે રાજિનું રાજ્ય હોય તો એ બનવાજોગ ખરું. પણ એમ માનતાં પહેલાં અહીં એ સમયની ઐતિહાસિક પરિસ્થિતિનો થોડો વિચાર કરવો પડશે.

મૂળરાજ ગાદી ઉપર બેઠો એ વખતે અણહિલપુર પાટણની આસપાસનો પ્રદેશ ગુજરાત કહેવાતો નહોતો. મૂળરાજ પોતે એ પ્રદેશને પોતાના ઉપર ઉલ્લિખિત વિ સં. ૧૦૪૩ ના તામ્રલેખમાં સારસ્વતમંડળ કહે છે.[૧૧] અને એ રીતે મૂળરાજ સારસ્વતમંડળનો રાજા હોવા છતાં પડોશી રાજાઓ મૂળરાજને પોતાના લેખોમાં ગૂર્જરેશ્વર તરીકે સંબોધે છે.[૧૨] એ જોતાં મૂળરાજના પિતા રાજિનું રાજ્ય ભિન્નમાલ અને અને તેની આસપાસના

---

૬. જુઓ શ્રી. ફા. ગુ. સભાએ છાપેલા, ગુજરાતના ઐ. ઉત્કીર્ણ લેખો ભાગ ૨ જો લેખાંક ૧૩૭.

૭. આ કલ્યાણકટક નગર વિષેની ચર્ચા માટે જુઓ. જ. બો. બ્રે. રો. એ. સો. ગ્રંથ ૨૧ પૃ. ૪૨૮-૫૨ શ્રીયુત ભાંડારકરનો "ગૂર્જરો" વિષેનો નિબંધ. ગુજરાત શાળાપત્ર પુ. અંક માં શ્રીયુત ભાંડારકરના ગૂર્જરો વિષેના નિબંધનો સારાંશ.

૮. આ ભૂયદેવ કે ભૂવડ-ભૂલટ સોલંકી [ચૌલુક્ય] વંશનો નહીં, પણ ગૂર્જરવંશનો રાજા હોવો જોઈએ [જુઓ શ્રી ફા. ગુ. સભા "ત્રૈમાસિક" વર્ષ ૪ અંક ૧ માં "શું ભૂવડ સોલંકી વંશનો હતો ?" એ નામનો મારો લેખ પા. ૧૦૨]

૯. જુઓ બો. ગે. ગ્રંથ ૧ ભાગ ૧ પૃ. ૧૫૬

૧૦. જુઓ શ્રી ફા. ગુ. સભાનું "ત્રૈમાસિક" વર્ષ ૩ અંક ૧ પાન ૬૩ ઉપર "ગુજરાતના ઈતિહાસમાં ઔદિચ્ય બ્રાહ્મણને સ્થાન" એ નામનો મારો લેખ.

૧૧. જુઓ ટિપ્પણ ૩

૧૨. જુઓ રાષ્ટ્રકૂટ રાજા ધવલનો હસ્તિકુંડીનો વિ. સં. ૧૦૫૩ નો લેખ શ્લોક ૧૦ [પ્રાચીન જૈન લેખ સંગ્રહ લેખાંક ૩૧૮ તથા પા. ૨૦૧]

પ્રાચીન ગુર્જરત્રા કે ગૂર્જર દેશમાં હોય તો એમાં આશ્ચર્ય જેવું કશું નથી. કારણ કે વિ. સં. ૬૦૦ ની આસપાસમાં ભિન્નમાલ અને તેની આસપાસના પ્રદેશમાં ગૂર્જરોનું રાજ્ય થવાથી એ પ્રદેશને ગૂર્જરત્રા કે ગૂર્જર દેશ જેવું નામ મળ્યું, એ ઇતિહાસપ્રસિદ્ધ બીના છે.[૧૩] પાછળથી આ ગૂર્જરોનું રાજ્ય કનોજમાં થવાથી એ ગૂર્જર પ્રતિહારવંશના નામથી ઓળખાવા લાગ્યા, એ પણ નક્કી છે.[૧૪] કનોજમાં આ વખતે મહીપાલ નામનો પ્રતિહાર વંશનો રાજા રાજ્ય કરતો હતો [વિ. સં ૯૬૬ થી ૯૮૬], એવો પણ પુરાવો છે.[૧૫] એટલે મહીપાલના સામંત કે મહાસામંત તરીકે મૂળરાજનો પિતા રાજિ પ્રાચીન ગૂર્જર દેશનો રાજા હોવો જોઇએ, એમ અત્યારે તો એ સમયની ઐતિહાસિક પરિસ્થિતિ જોતાં લગભગ ચોક્કસ ઠરે છે. આ ગૂર્જરદેશની રાજધાની ભિન્નમાલમાં હતી, એટલે મૂળરાજ ભિન્નમાલથી જ આવ્યો, એમ માનવું અસંભવિત નથી.

મૂળરાજ અણહિલપુર પાટણનો રાજા થયા છતાં પડોશી રાજાઓ મૂળરાજને ગુર્જરેશ્વર કહે છે, એના જવાબમાં એ જ કે મૂળરાજ પ્રાચીન ગુર્જર દેશનો રાજા હતો. ગુજરાતના ઇતિહાસમાં આ રીતે બન્યું હોવાના બીજા પણ દાખલાઓ છે. કાન્યકુબ્જ[ કનોજ ]ના રાજાઓના પૂર્વજો મૂળ ગૂર્જરદેશના રાજા હોવાથી કાન્યકુબ્જના રાજા થયા પછી પણ તેઓને તેના રાષ્ટ્રકૂટશત્રુઓ ગૂર્જર કે ગૂર્જરેશ્વર કહે છે.[૧૬] અને કાલંજર હાથમાંથી ગયા છતાં ચેદીના રાજાનો વંશજ કલ્યાણનો રાજા થયા પછી પણ પોતાને કાલંજરપુરવરાધીશ્વર કહે છે.[૧૭] એટલે મૂળરાજને પણ મૂળ સ્થાન છોડવા પછી પડોશી રાજાઓ ગૂર્જરેશ્વર તરીકે સંબોધે છે. એ વાતનો અહીં પૂરો ખુલાસો થઇ જાય છે. છતાં મૂળરાજે ભિન્નમાલ શા માટે છોડયું, એ તો અનિશ્ચિત જ છે.[૧૮] એના સમર્થનમાં ટાંકવા યોગ્ય કોઇ પુરાવો મળ્યો નથી. પણ એટલું તો ચોક્કસ છે કે તેણે પોતાના બાહુબળથી અણહિલપુર પાટણનું રાજ્ય મેળવ્યું, અને ચાવડાઓને હાંકી કાઢયા. તથા પોતાનો વિ. સં. ૯૯૮ માં રાજ્યાભિષેક કર્યો.

---

૧૩. બો. ગે. ગ્રંથ ૧ ભાગ ૧ પા. ૪૬૭.

૧૪. જુઓ નાગરિપ્રચારિણી પત્રિકા ભા. ૮ અંક ૩ પાન ૩૨૦ ઉપર "પ્રાચીન ગૂર્જર દેશ ઔર ઉસ પર કન્નોજકા રાજાઓકા અધિકાર" એ નામનો પંડિત ગૌ. હી. ઓઝાનો લેખ.

૧૫. જુઓ "રાજપુતાનેકા ઇતિહાસ ખંડ ૧ પાન ૧૬૭.

૧૬. શ્રીયુત દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીનો વડોદરામાં ભરાયેલ સાતમી પ્રાચ્યવિદ્યા પરિષદના ગુજરાતી વિભાગ માટે સ્વીકારાયેલો અને 'કૌમુદી' પુ. ૯ ના, જાન્યુઆરી, માર્ચ અને મે ૧૯૩૪ ના અંકોમાં પ્રકટ થયેલો "પ્રાચીન ગૂર્જર દેશ અને પ્રાચીન ગૂર્જર જાતિ" એ વિષેનો મનનીય લેખ.

૧૭. શ્રીયુત દેવદત્ત રામકૃષ્ણ ભાંડારકરનો "દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ," ગુ. વ. સો.નું ગુજરાતી ભાષાંતર પાન ૧૫૩.

૧૮. પ્રબંધોમાં મૂળરાજનો પિતા રાજિ અણહિલપુર પાટણમાં યાત્રીના વેશે આવ્યો હોવાનું કહ્યું છે. [ જુઓ પ્ર. ચિં. ગુ. ભા. દુ. કે. શાસ્ત્રી પાન ૪૨–૪૩ ] ત્યારે આ લેખમાં મૂળરાજ ભિન્નમાલથી અણહિલપુર પાટણ આવ્યો હોવાનો મત પ્રદર્શિત કર્યો છે. તે કદાચ કોઇને અસંગત લાગશે. પણ એ સમયની ઐતિહાસિક પરિસ્થિતિની વિચારણા કરતાં મૂળરાજ ભિન્નમાલથી જ આવ્યો, અને અણહિલપુર પાટણ પહેલાં મૂળરાજનું એના પૂર્વજોનું રાજ્ય ભિન્નમાલમાં હતું, વગેરે માનવા તરફ વધારે વલણ રહેશે, એમ અત્યારે તો લાગે છે. અને તદ્ વિરુદ્ધ જ્યાં સુધી કોઇ સ્વતંત્ર ઐ. ઉત્કીર્ણ લેખનો આધાર મળે નહીં ત્યાંસુધી મૂળરાજનું અને એના પૂર્વજોનું રાજ્ય ભિન્નમાલમાં હતું, એમ માનવું અસંભવિત નથી.

# ગુજરાતનું પુરાતની શહેર ડભોઈ

[ ગુજરાતનો જૂનો સરહદી કસ્બો ]

શ્રી. મગનલાલ દલપતરામ પંડયા

ડભોઈ, એ ગુજરાતમાં આવેલો એક પ્રાચીન કસ્બો છે, અને તે વડોદરા શહેરની અગ્નિકોણે વીશ માઈલને અંતરે આવેલો છે. વિશ્વામિત્રીથી શરૂ થતી એક સાંકડા માપની આગગાડીથી તે રાજ્યધાની સાથે જોડાયલો છે ઉત્તર ગુજરાતનાં જૂનાં શહેરોથી નર્મદા નદીના કાંઠા પર દક્ષિણે દશ માઈલને છેટે આવેલું ચાણોદ, જે યાત્રાનું તીર્થ છે ત્યાં જતાં રસ્તામાં આવે છે. ડભોઈ એવી જગ્યાએ આવેલું હોવાથી યાત્રાળુઓ ચાણોદ જતાં આવતાં અત્રે મુકામ કરતા. ઘણા જૂના વખતથી આ કસબો ઘણો જાણીતો છે. ત્યાં દુર્ગા દેવીનું એકરૂપ[૧] અને દેવી માતાઓમાંની એક જે કાલિકા, અને જેનો શિવજી સાથે ગાઢ સંબંધ છે તેના દહેરાની લાંબી મુદત ઉપર સ્થાપના કરવામાં આવી હતી. કાલિ દેવીની મેલી ક્રિયાઓ પણ વિધિપૂર્વક ત્યાં કરવામાં આવતી હતી. એ ગુજરાતનો સરહદી કસ્બો હતો. ઈશાન દિશાથી દક્ષિણ દિશા તરફ તેની આસપાસ સર્વ બાજુ પર આવેલી, લૂંટફાટ કરનારી પહાડી જાતોની સામે રક્ષણ કરવા એને સોલંકી રાજાઓએ ડભોઇનો કોટકિલ્લો બાંધી, મજબૂત કીધું. વળી ત્યાં રક્ષણ માટે લશ્કર રાખવામાં આવ્યું. ઇસવીસન પછીના છઠ્ઠા સૈકામાં જણાયલા ખગોળવિદ્યા સંબંધી પાંચ મુખ્ય ગ્રંથમાંનો એક જે રોમક સિદ્ધાન્ત નામનો ગ્રથ હતો, તેમાં આ કસ્બાને દર્ભ ઉપરથી[૨] "દર્ભાવતી" એવું સંસ્કૃત નામ આપેલું છે. લેખો અને પ્રાચીન જૈન કાળવૃતાન્તો ઉપરથી નિકળતા ગુજરાતના જૂના ઇતિહાસના સંબંધમાં ડભોઈ સંબંધી બીજા ઇસારા ઘણા થોડા મળે છે. તેમ છતાં પણ વિદ્વાનવર્ગ જૈન વૃત્તાન્તોનું સંશોધન કરી, ઇતિહાસ રૂપે છપાવે તો તેમાંથી ડભોઇના તેમ જ અખિલ ગુજરાતના ઇતિહાસ સંબંધી વિશેષ સાધન મળી આવવાનો સંભવ છે.

## સને ૯૪૧ થી ૧૦૨૪ સુધીના બનાવો

ચૌડા અથવા ચાપોત્કટ રાજાઓ જેમણે આઠમાથી દશમા સૈકાની અધવચ સુધી ગુજરાતમાં રાજ ચલાવ્યું હતું, તેમની સત્તા દક્ષિણમાં છેક ડભોઈ સુધી પહોંચેલી, એ

---

૧. શિવનો પુત્ર અને યુદ્ધ કરનાર દેવસુંદ અથવા કાર્તિકેયની સાથે આ માતાઓનાં નામ ઘણું ખરૂં આપવામાં આવે છે. શરૂઆતમાં તેની સંખ્યા સાત હતી, પણ વધારતાં વધારતાં તેની સંખ્યા આઠ, નવ ને છેક સોળ સુધી થઈ.

૨. દર્ભાવતી, પારાસપુલી, ભૃગુકચ્છ (ભરૂચ). એવા ભાગોની લીટીમાં એ નામ દર્શાવેલું છે. રોમક સિદ્ધાન્ત આશરે ઈ. સ. ૫૦૫ માં લખાયલો છે, એમ મરહુમ ડૉ. ભાઉ દાજી માનતા હતા, પણ રોમક સિદ્ધાન્તના નામનો શ્રી. શેણેએ લખેલો અને છઠ્ઠા સૈકામાં વરાહમિહિરે જેમાંથી ઉતારો આપેલો તે ગ્રંથ અને હાલમાં જે ગ્રંથ જોવામાં આવે છે તે, એક જ ગ્રંથ હોય, એમ માનવામાં મોટી શંકા છે. (જુઓ કર્ન બ્રુહ. સંહિ. પ્રસ્તાવના પાનાં ૪૩ થી ૫૦)

શકમંદ છે. ઘણું કરીને રાઠોડ અથવા રાષ્ટ્રકૂટના રાજાઓ જેમના તાબામાં ગુજરાતનો દક્ષિણ ભાગ હતો તેમના રાજ્યમાં ડભોઈ તે સમયે આવેલું હતું. તેમ છતાં પણ ઇસવીસન ૯૦૧ માં ચૌલુક્ય અથવા સોલંકી વંશના સ્થાપનાર અને કનોજના રાજા ભૂવનાદિત્યના પૌત્ર મૂળરાજે, ચૌડાઓને ખસેડી, પોતે રાજ્ય કબજે લીધું. તેણે પોતાના રાજ્યનો વધારો નર્મદાની દક્ષિણે કોકણ સુધી કીધો. તેની આસપાસ શત્રુઓ વિંટળાઈ વળેલા હતા, તોપણ સને ૯૯૬ માં તે પોતાના પુત્ર ચામુંડ માટે વારસામાં મોટું રાજ્ય મૂકી ગયો. ચામુંડના પુત્ર અને વારસ વલ્લભરાજ, સરહદી કિલ્લો આ વખતે ડભોઇ હતો, તેથી તે રસ્તે થઇને સને ૧૦૦૯ માં માળવા ઉપર હુમલો કરતાં સૈયડથી મરણ પામ્યો, એવું જણાવવામાં આવે છે. તેના ભાઈ દુર્લભરાજે અણહિલપુરમાં ૧૦૦૯ થી ૧૦૨૧ સુધી રાજ્ય કીધું. તે અરસામાં તેણે દહેરાં અને તળાવો બંધાવ્યાં. દુર્લભરાજ સલાહશાન્તિ ચાહનારો રાજા હતો. તેનો ભત્રીજો પહેલો ભીમદેવ સમર્થ અને શૂરવીર હતો. પરંતુ ગુજરાતના સોરઠ દ્વીપકલ્પના દક્ષિણ કિનારા પર આવેલા સોમનાથના પ્રખ્યાત દહેરાની દોલતની વાતો સાંભળી, સને ૧૦૨૪ માં મહમદ ગિજનીએ પોતાનું અફઘાન ઘોડેસવારનું મ્હોટું લશ્કર લાવીને તેના પર હુમલો કીધો, તે વખતે ભીમદેવને ભયંકર સૈન્યબળ સાથે બાથ ભીડવી પડી હતી.

### મહમદ ગિજનીની ચઢાઈ

પહાડ ઉપરથી પડતી બરફની મોટી ભેખડની માફક મોદીખાનાથી લાદેલી ઊંટની એક મોટી હાર, અને રાજીખુશીથી લશ્કરમાંનાં નોકરી કરનારા માણસો ઉપરાંત ત્રીશહજાર ઘોડેસવાર સહિત તે અણહિલ્લવાડ ઉપર ઉતરી પડયો, અને તેના ઉપર છાપો મારી, પોતાના કબજામાં લીધું. જુવાન રાજાને પાટનગર છોડી ન્હાસવું પડયું, અને ઘણું કરીને કચ્છ ગયો. આમ છતાં પણ ટૂંક મુદતમાં પોતાનું લશ્કર તેણે ભેગું કીધું અને મુસલમાન લશ્કર ઉપર એવો તો આબાદ હુમલો કીધો કે લશ્કરની સહીસલામતી જોખમમાં આવી પડી. સને ૧૦૨૫ના ફેબ્રુઆરી માસમાં મહમદે સોમનાથ લીધું અને કહે છે કે તેની અંદર રહેલા ૫૦,૦૦૦ પચાસહજાર કરતાં વધારે માણસોને કંઈ પણ દયા વગર કત્લેઆમ કરી નાંખ્યા. ઇબ્ન અસિરના લખેલા અહેવાલ મુજબ વીસલાખ કરતાં વધારે દીનારની કિમ્મતની મોટી લૂંટ તે લઈ ગયો હતો. ભીમદેવના ઉપર ફરીથી હુમલો થયો હતો, અને તેને પોતાના કિલ્લામાંથી કાઢી મૂક્યો હતો. આ કિલ્લો ઘણું કરીને મિયાનીથી થોડાક માઇલને અંતરે સોરઠ કિનારા પર આવેલા ગાંધવી આગળનો હતો. મહમદના ગયા પછી તે પોતાની રાજધાનીમાં પુનઃ આવ્યો, અને તેણે સને ૧૦૬૩ સુધી રાજ્ય કીધું. આ અરસામાં પોતાની પડોશના રજપૂતાના અને માળવાના રાજાઓ સાથે તેણે ઘણીક વાર યુદ્ધ કીધાં. તેનો પુત્ર કર્ણ જેણે ત્રૈલોક્યમલ્લ એવું માનસૂચક નામ ધારણ કીધું હતું; તેણે ૧૦૯૩ સુધી એટલે ૩૦ વર્ષ રાજ્ય કીધું, જે સમયમાં રાજ્યના જૂદા જૂદા ભાગમાંથી પ્રજાઐક્ય થયું હતું, અને મોટી મોટી સાર્વજનિક ઇમારતો બંધાઈ હતી.

### જયસિંહની પચાસ વર્ષના અમલમાં ગુજરાતી ધાટી પર બંધાયલી ઈમારતો

પરન્તુ એના વંશમાં મોટામાં મોટો તેનો પુત્ર જયસિંહ હતો. લગભગ પચાસ વર્ષની લાંબી કારકીર્દિમાં તેણે પોતાના રાજ્યનો વિસ્તાર માળવા સુધી, પૂર્વમાં બુરાનપુર સુધી, મુંબઇની દક્ષિણ કિનારાના ભાગ તરફ, અને ઉત્તરમાં આબુ ઉપર, અને રજપૂતાનાના ઘણાક

ભાગમાં ફેલાવ્યો હતો. મકાન બાંધવામાં તે બધા કરતાં આગળ પડતો હતો. પશ્ચિમ હિન્દુસ્થાનમાં બાંધણીની ધાટી હાલમાં ઘણી જ પ્રચલિત છે અને તેના કેટલાક અતિ વખણાયલા નમૂના ઉપરથી જે ધાટીને કેટલીક વાર જૈન અથવા ગુજરાતી ધાટી કહેવામાં આવે છે તે એના જ સમયમાં ઘણે ભાગે વિસ્તાર પામી હતી. તેમ છતાં પણ તે બ્રાહ્મણી ધાટીના કરતાં જૈન ધાટીને કોઈ પણ રીતે વધારે મળતી આવતી નહોતી. જૈન લોકોની વસ્તિને લીધે અને ૧૧ મા સૈકાથી આબુ ઉપર, અને ગુજરાતમાં બીજી જગ્યાઓએ તેમણે દહેરાંઓ બંધાવ્યાં, તે ઉપરથી જાણે તે અમુક પંથની બાંધણીની ધાટી હોય એમ ધારી, તે ધાટીને જૈન ધાટી એવું મિથ્યા નામ અપાયલું જણાય છે. ખરૂં જોતાં તે અમુક પ્રદેશની અને ઘણે ભાગે અમુક કાળની ધાટી છે. કેમકે સિદ્ધપુર, સોમનાથ અને અંબરનાથ[3]ના બ્રાહ્મણોએ બાંધેલાં દહેરાં, અને આબુ પર્વત ઉપર તથા ભદ્રેશ્વરમાં જૈન લોકોએ બાંધેલાં દહેરાંની ધાટી એક જ છે. અમદાવાદ, ચાંપાનેર, ધોળકા, અને ગુજરાતનાં બીજાં શહેરોમાં જે ઈમારતો કેટલીક મુદત પછી બંધાઈ છે, ને મુસલમાન લોકોને કામમાં આવે તેવી રીતના ફેરફાર સાથે મુખ્યત્વે કરીને આ જ ધાટી ઉપર બંધાયલી છે. આ ધાટી કંઈક દક્ષિણમાં વિસ્તાર પામેલી ચૌલુક્ય ધાટી જેવી છે. પણ દશમા અને તે પછીનાં સૈકાંઓમાં રજપૂતાનાનાં રજપૂત રાજ્યોમાં અને દક્ષિણમાં આ ધાટી વપરાયલી છે.

જયસિંહે જે ઘણાં ભવ્ય મકાનો બાંધેલાં છે, તેમાં ઝીંઝુવાડ અને ડભોઈના ઉત્તમ દરવાજા, અને કોટ કિલ્લા છે.[4] ઝીંઝુવાડનો કિલ્લો કચ્છના નારણ સરોવર પાસે ગુજરાતના વાયવ્ય ભાગમાં આવેલો છે. તેના ઉપર હુમલા થયા પછી મરામત ઘણી થોડી થઈ, તો પણ તેના દરવાજાઓના જે ભાગો હાલમાં સલામત રહ્યા છે તેની બાંધણી ને ધાટીમાં અને વધારે સારી રીતે સચવાયલા ડભોઈના દરવાજાની બાંધણી અને ધાટીમાં કંઈ તફાવત નથી. જયસિહના સમયમાં ડભોઈ એક ઉપયોગી કિલ્લો હતો. અને પડોશમાંનો ચાંપાનેરનો કિલ્લો, અથવા વધારે ફેરના અચળગઢ અને ચંદ્રાવતીના કિલ્લાનું જેણે રક્ષણ કીધું હતું, તેવો રાજા આ જગ્યામાં રક્ષણનાં કામો કરવામાં બેદરકાર રહે, એવો એ નહોતો. એણે દરવાજા બંધાવ્યા, તેમ જ શિવ વૈજનાથનું દહેરૂં પણ બંધાવ્યું, અને એ બધાં પાછળથી કેટલીક મુદતે પૂરાં થયાં અથવા મરામત થઈ છે.

## કુમારપાળ, મૂળરાજ, અને ભીમદેવ બીજાના રાજ્યઅમલ

સને ૧૧૪૩ માં જયસિંહ મરણ પામ્યો અને એની ગાદી તેના ભત્રીજાના દીકરા કુમારપાળને મળી. કુમારપાળે ઘણા ઠાઠમાઠથી ત્રીશ વર્ષ રાજ્ય કર્યું, અને તે અરસામાં પણ ઘણાં યાદગીરીનાં કામો કર્યાં. ખાસ કરીને પોતાની પાછલી વયમાં તે જૈન લોકો ઉપર ઘણી કૃપા દર્શાવતો હતો, અથવા ઘણું કરીને તેણે તેમનો પંથ સ્વીકાર્યો હતો. તેનો ભત્રીજો

---

૩. જી. આઇ. પી. રેલવેના કલ્યાણ જંકશનની દક્ષિણે ત્રણ માઈલ પર અંબરનાથ આવેલું છે. ભદ્રેશ્વર કચ્છમાં અગ્નિકોણમાં છે.

૪. ઝીંઝુવાડ અથવા ઝંઝુવાડ ૪,૦૦૦ વસ્તીનું ગામ છે. અને જે ૨૩° ૨૧' ઉ. અક્ષાંશ ૭૧° ૪૨' પૂ. રેખાંશમાં આવેલું છે. ડભોઈ ૨૨° ૧૮' ઉ. અક્ષાશ, ૭૩° ૨૦' પૂ. રેખાંશમા છે; એકબીજાથી આશરે ૧૫૦ મૈલને અંતરે બે ગામ આવેલાં છે.

અને વારસ અજયપાળ ( સને ૧૦૭૩-૭૬ ) શિવભક્ત હતો. તેનું ખૂન થયું હતું. કદાચ જૈન લોકોની ખટપટે તેનો એવો અંત આવ્યો હશે. તેના નાના પુત્ર મૂળરાજ બીજાએ બે વર્ષ રાજ્ય ચલાવ્યું, ત્યારબાદ બીજો છોકરો ( અથવા ભત્રીજો ) ભીમદેવ બીજો ગાદીએ આવ્યો. સને ૧૧૭૮ થી ૧૨૪૧ સૂધીની લાંબી મુદતના રાજ્યમાં મુસલમાનોના એક પછી એક હુમલાઓ થયા, તેની સામે પોતાનાથી બન્યું તેટલું રક્ષણ કર્યું. પણ માંહોમાંહેની મૂર્ખાઇ ભરેલી લડાઈઓ, તથા દ્વેષને લીધે, હિન્દુ રાજાઓનું નિરનિરાળું જોર નબળું પડી ગયું. તેથી જ સામાન્ય શત્રુની સામે ડહાપણભરેલો એકસંપ થઈ શકયો નહીં, અને કુતબુદ્દિન ઐબકે મેળવેલી જિતોમાં વધારો કરવામાં, અને ગુજરાત સંપૂર્ણ તાબે કરવામાં દિલ્હીના સુલતાનો આ વખતે ફક્ત મોગલ લોકોના હુમલાની ધાસ્તીને લીધે જ અટકયા હતા.

## વીરધવળના પુત્ર વિસળદેવનું રાજ્ય

ભીમદેવ બીજાની પછી તેનો છોકરો ત્રિભુવનપાળ ગાદીએ આવ્યો. તેણે ફક્ત એકાદ બે વર્ષ રાજ્ય કર્યું, તેમાં પણ ઘણું કરીને થોડા જ ભાગ ઉપર તેની સત્તા ચાલી હતી. એની સાથે સને ૧૨૪૪માં સોલંકી વંશનો છેડો આવ્યો. ધોળકાનો વાઘેલાનો સરદાર વીરધવળ જેનો પિતા લવણપ્રસાદ ભીમદેવનો પ્રધાન હતો, અને જે થોડીક મુદત સુધીનો ભીમદેવનો યુવરાજ હતો, તેણે ૧૨૨૦ પછી પોતાની સ્વતંત્રતા સ્થાપન કરવાનો યત્ન કરવા માંડયો, પરંતુ તે પોતાના પિતાની પહેલાં જ ૧૨૩૯માં જ ગુજરી ગયો. કુમારપાળની માસી તરફથી, અમે ચૌલુક્ય વંશમાં ઉતરી આવ્યા છીએ એવું તેના કુટુંબના માણસો જણાવતા હતા, અને આ વખતે વીરધવળના પુત્ર વીસળદેવે ગાદીનો કબજો લીધો, અને સને ૧૨૪૪ થી ૧૨૬૧ સૂધી રાજ્ય કીધું. એનો જન્મ ડભોઇમાં થયેલો કહેવાય છે. ગાદીએ બેઠા પછી તેણે ત્યાં આગળ એક યજ્ઞ કીધો હતો. તે ગુજરાતને પોતાના એકલાના તાબામાં લાવ્યો, અને દેવગીરી, માળવા, અને મેવાડના પડોશી રાજાઓની સામે તે ફત્તેહમંદ રીતે તેનું રક્ષણ કરી શકયો હતો. તેણે ડભોઈના કોટકિલ્લા મરામત કરાવી સમા કરાવ્યા.

## વસ્તુપાળ તેજપાળ

બે ધનાઢય ભાઈઓ વસ્તુપાળ અને તેજપાળ, જેઓ તેમના કાળમાં દહેરાં બંધાવનારા તરીકે પ્રખ્યાતિ પામ્યા હતા, અને જેમાંનો એક વસ્તુપાળ, વીરધવળનો મંત્રી હતો, તેને વીસળદેવે અને તેના પિતાએ મુરબ્બી તરીકે આશ્રય આપ્યો હતો. તે બે ભાઇઓએ તે બન્ને રાજાઓને ઘણી મદદ કરી હતી. ગિરનાર ઉપરનું તેમનું દહેરૂં જે ૧૨૩૧ માં પૂરૂં થયું હતું તેના ઉપરના જૂદા જૂદા લેખોમાં એવું દર્શાવેલું છે કે, તે દહેરૂં બાંધવા પહેલાં વસ્તુપાળે ધોળકા, ખંભાત, દર્ભાવતી ( ડભોઈ ), ભરૂચ, અણહિલપુર, વગેરે ગુજરાતના ઘણાં મુખ્ય શહેરોમાંનાં દહેરાં બંધાવ્યાં હતાં, અને મરામત કરાવી હતી. વળી વિસલદેવ ડભોઇને કોટકિલ્લાથી મજબૂત કરતો હતો, તે વખતે રાજકીય પ્રકરણોને લીધે કાલિકા માતાના જૂના દહેરાની મરામત કરવાની અથવા તે ફરીથી ઉત્તમ કોતરકામ સાથે બંધાવવાની તેને તેના સુજ્ઞ મંત્રીએ સલાહ આપી હતી. એ પ્રમાણે કરીને પોતાની પ્રજામાંથી બ્રાહ્મણવર્ગની પ્રીતિ સંપાદન કરવાની, તેમ જ બહારના દુશ્મનની સામે તેના રક્ષણનાં સાધન તૈયાર કરવાની, પોતાને જરૂર છે એવું તેને મનમાં લાગ્યું હોવું જોઈએ.

## વીરધવળના રાજ્યમાં તેજપાળે બંધાવેલો કોટ

સં. ૧૩૬૫(સને ૧૩૦૮)માં લખાયલા વસ્તુપાળચરિત્ર ઉપરથી ડભોઈ અથવા તેમાં લખેલા દર્ભાવતી સંબંધી નીચેની હકીકત મળે છે:

ગોધરાના સામંત ગુગલે એ વીરધવળ તરફ પહેરવાને માટે સ્ત્રીનાં વસ્ત્ર મોકલી, જે અપમાન કરેલું તેને માટે તેના ઉપર વીરધવળે ચઢાઈ કીધી, તેના હેવાલના સંબંધમાં, ડભોઈના કોટ અને દહેરાંને લગતી હકીકત આપેલી છે. ગોધરાના સરદારને હરાવી તથા તેને કેદી તરીકે પકડીને તેજપાળ દર્ભાવતી ગયો. આ સમયે ત્યાંના લોકોને લૂંટફાટ કરનારી ટોળીઓ જે તેમના ઉપર વખતોવખત અચાનક હુમલાઓ કરતી હતી તેમની સતત ધાસ્તિ લાગતી હતી, અને ગામમાં વેપારરોજગાર બધો બંધ પડી ગયા જેવો હતો. આ ધાડ પાડનારાઓ અને લૂંટફાટ કરનારાઓ જેની સાથે ગુગળ સામેલ થયો હતો, તેમને દબાવી દેવામાં રાજા પોતે આ વખતે ઘણો ભારે પ્રયાસ કરતો હતો. આવા લોકોની સામે બચાવ કરવાના હેતુથી તેજપાળે આ જગ્યાએ કોટ બંધાવવાનો એકદમ હુકમ આપ્યો. કિલ્લામાં તેણે મૂળરાજ અને તેની પછીના અણહિલ્લવાડના રાજાઓની મૂર્તિઓ બેસડાવી. પાર્શ્વનાથનું એક દહેરૂં તેણે બંધાવ્યું, અને તેમાં પોતાના પિતાની તથા પૂર્વજોની મૂર્તિઓ મૂકાવી. તેની આસપાસ તેણે એકસો સીત્તર ન્હાની દહેરીઓ બંધાવી, અને તે બધાની અગાડી એક હાથી બેસડાવ્યો. આ હાથી ઉપર પોતાની માતુશ્રી કુમારદેવીની પ્રતિમા, હાથમાં માળા આપી બેસાડી. વૈજનાથના દહેરાની તેણે મરામત કરાવી, અને તેની અગાડી તેણે એક જૈન દહેરૂં બંધાવ્યું, અને તેની સામે રાજારાણીનું, પોતાના ભાઈ વસ્તુપાળનું, અને પોતાનું એટલાં પૂતળાં મૂકાવ્યાં. વળી એમ પણ જણાવવામાં આવે છે કે ઉત્તર અને પૂર્વના દરવાજામાં, તેણે લેખો કોતરાવ્યા હતા, અને તેમાં વીસલદેવના રાજ્યમાં બનેલા બનાવોનું વર્ણન કીધું હતું. તેણે સ્વયંવર નામની વાવ ખોદાવી અને વૈજનાથના દહેરાની અગાડી કીર્તિ-સ્તંભ અથવા તોરણ બંધાવ્યું. ત્યાર પછી વસ્તુપાળની હકીકત આવે છે. તેમાં જણાવ્યું છે કે દહેરાંની અગાડી બે ગાળાનો એક વૃષમંડપ બંધાવ્યો. ગુગળનાં મોકલેલાં સ્ત્રીના વસ્ત્રો તેને જ પહેરવાં પડયાં.

નર્મદાતટ ઉપર આવેલા ચાણોદ ગામમાં તેજપાળે સંગમ ઉપર એક દહેરૂં બંધાવ્યું, અને તેનું નામ તેણે વીરધવલેશ્વર પાડયું. વળી એક ધર્મશાળા, તેમ જ ચાણોદ પાસે કુમ્ભેશ્વર આગળ પાંચ મઠ તેણે બંધાવ્યા. અહીંથી ઉપડીને તે પાવાગઢ ગયો. ત્યાં સર્વભદ્રનું દહેરૂં બંધાવી, બે માસ સુધી રહ્યો. આ અરસામાં તે ભાગોમાં ઉપદ્રવ કરનારા લૂંટારાઓનો અને ધાડ પાડનારાઓનો તેણે સંહાર વાળ્યો. તે હસ્તલિખિત ગ્રંથમાં વળી દર્શાવાયું છે કે, લુચ્ચા અને દુર્જન લોકોને ચેતવણી આપવાના હેતુથી, હાથી ઉપર લાકડાનું પીંજરૂં ગોઠવી તેમાં ગુગળને બેસાડી, તેને આ બધો વખત સાથે ને સાથે ફેરવ્યો હતો, ત્યાર પછી તે ગુગળને પોતાની રાજધાની, જે તે વખતે ધોળકામાં હતી ત્યાં લઈ ગયો, અને અપમાન આપવાના હેતુથી ગોધરેથી જે સ્ત્રીનાં વસ્ત્ર તેણે રાજાને માટે મોકલ્યાં હતાં તે વસ્ત્ર અહીં આગળ તેને પહેરવાની ફરજ પાડવામાં આવી હતી.

હીરા ભાગોળ(દરવાજા)ની બે બાજુએ આરસની તખ્તીઓ છે. તેમાંની એક લાંબા કાળને લીધે તથા ભાંગફોડને લીધે તદ્દન ઘસાઈ ગઈ છે, પરંતુ બીજીમાં હજી તેની મતલબ

સમજી શકાય તેવો કેટલોક ભાગ રહ્યો છે. એમાં મિતિ સં. ૧૩૧૧ (સને ૧૨૫૪-૫૫) આપેલી છે. વૈજનાથના દહેરા સંબંધી ઉપર જણાવેલી હકીકતોને આથી પુષ્ટિ મળે છે.

## ગુજરાતમાં અહમદશાહી વંશની સ્થાપના

વીસળદેવના પુત્ર અર્જુનદેવ (૧૨૬૧-૧૨૭૪), અને પૌત્ર સારંગદેવ (૧૨૭૪-૧૨૯૬), એ એના સંબંધમાં હજી સુધી આપણને પૂરી હકીકત મળી શકી નથી. ત્રાસ અને આફત નજદીક આવતાં જતાં હતાં, અને સારંગદેવનો પુત્ર કર્ણ બીજો અણહિલવાડની ગાદી ઉપર બેઠો. નહીં બેઠો, એટલામાં તો અલાઉદ્દીન ખીલજીએ પોતાના કાકા સુલતાન જલાલુદ્દીન ફિરોઝશાહને, નીચ યુક્તિથી મારી નાંખી, ગુજરાત લૂંટવાને એક લશ્કર મોકલ્યું. એના હુકમ પ્રમાણે અમલ થયો અને દારૂગોળા, તરવાર અને લૂંટનો ત્રાસ અણહિલવાડ, સિદ્ધપુર, સોમનાથ, ખંભાત અને બીજાં શહેરોમાં પસરી રહ્યો, અને આખા દેશમાં સઘળાં સુંદર દહેરાંઓ જાણી જોઈને ભાંગી તોડી નાંખવામાં આવ્યાં. ચઢાઈ પર ચઢાઈ થવાથી દેશ આખો તાબે થઈ ગયો, અને પાયમાલ થયો. મુસલમાન સૂબાઓ ઘણી વાર બદલાતા હતા, તેઓ લોકોને લૂંટતા હતા, અને પોતાના જ તાબાના નોકરો પણ તેમની સામે બંડ ઉઠાવે એવાં કૃત્યો કરતા. આ પ્રમાણે થવાથી એક સૈકા કરતાં વધારે મુદ્દત સુધી દેશમાં અંધાધુંધી રહી. ઝાફર અથવા મુજફ્ફરખાન જે આ સૂબાઓમાં છેલ્લો થઈ ગયો તેણે સને ૧૩૯૮માં તૈમુરલંગના હુમલાનો, અને તેને લીધે દિલ્હીમાં થયેલા તુફાનનો લાભ લઈ સ્વતંત્ર રાજકર્તા તરીકે પોતાનો અમલ બેસાડયો, અને ગુજરાતમાં અહમદશાહી વંશની સ્થાપના કરી. આ વંશે થોડીક જ મુદ્દત પછી અમદાવાદને પોતાની રાજધાનીનું નગર બનાવ્યું. સને ૧૫૭૨માં અકબરે છેલ્લા રાજાને તાબે કર્યો ત્યાંસુધી આ કુટુંબના વંશજોએ ગુજરાતમાં રાજ્ય કર્યું. આ વંશના અમલમાં હિન્દુઓની ધર્મની લાગણી માટે કંઈ માન રાખવામાં આવ્યું નહોતું, અને નવાં બંધાયાં તેના કરતાં વધારે દહેરાં તોડી પાડવામાં આવ્યાં હતાં. વળી જ્યારે કોઈ જગ્યાએ મસ્જિદ બાંધવામાં આવતી, ત્યારે આસપાસના હિન્દુ અને જૈન દહેરાંઓના સામાનનો ઘણે ભાગે ઉપયોગ કરવામાં આવતો હતો.

## મરાઠાના હુમલા, ત્ર્યંબકરાવ દાભાડે, અને દામાજીની લઢાઈ

એ પછી દિલ્હીના શહેનશાહો તરફથી જે સૂબેદારો કે સૂબાઓ નિમાતા, તેઓ પણ ચૌદમા સૈકામાં થતું તેમ ઘણી વખત બદલાતા હતા. તેમના વખતમાં દેશ વધારે નિર્ધન બન્યો. સને ૧૭૦૫ માં મરાઠાઓએ દેશ ઉપર હુમલો કીધો, અને મુસલમાનોને બે વાર હરાવ્યા, પણ તેમને મળી તેટલી લૂંટ લઈને તેઓ પાછા ગયા હતા. સને ૧૭૦૭માં તેઓએ બીજી વખત હુમલો કીધો, અને રૂપિયા બે લાખ, અને દશ હજારની ખંડણી તેમને આપવામાં આવી ત્યારે જ તેઓ પાછા ગયા. સને ૧૭૧૧માં ત્રીજા હુમલા વખતે અંકલેશ્વર આગળ તેમણે હાર ખાધી. પણ સને ૧૭૧૯ માં પીલાજી ગાયકવાડે શહેનશાહી લશ્કરને ખેદાનમેદાન કરી નાંખ્યું, અને સોનગઢમાં પોતે સ્થાપી મુકામ નાંખ્યો. સને ૧૭૨૩ માં તેણે સૂરતની આસપાસના પ્રદેશોમાં ફરીવળી તે ભાગ જિતી લીધો. મોમિનખાનને તેણે હરાવ્યો, અને ગુજરાતના સત્તાવાળા પાસેથી નિયમિત ખંડણી લેવાનું ઠરાવ્યું. બે વર્ષ પછી તેના લશ્કરના ઉપરી સેનાપતિ ત્ર્યબકરાવ દાભાડેએ ડભોઇને પોતાનું મુખ્ય સ્થાનક કર્યું. ગુજરાતના બીજા ભાગ સાથે ડભોઈ આ વખતે તેરમા સૈકાના છેવટના ભાગથી

મુસલમાનના તાબામાં હતું. લડાઈઓ અને તેનાથી થતી હારને લીધે તેને ન્હાસવું પડયું હતું, અને પેશ્વાના માણસ ઉદાજી પવારે આવી, પાછો તે જ જગ્યાનો કબજો લીધો. પરંતુ સને ૧૭૨૭માં પીલાજીએ તે જગ્યા પાછી લીધી અને પોતાના છોકરા દામાજીને ત્યાં હમ્મેશને માટે રાખ્યો. સને ૧૭૩૨ માં એના પિતાનું ખૂન થયું, અને એના કુટુંબના હાથમાંથી થોડા વખત વડોદરા ગયું હતું, તે વખતે પણ તે પોતાની ડભોઈની જગ્યા સાચવી રાખી શકયો હતો. દામાજી તરત જ બહાર નિકળી પડયો હતો, અને હિમ્મતથી પોતાના શત્રુની સામે થઈ, તેણે ઘણો મ્હોટો પ્રદેશ જિતી લીધો, તેમ જ પોતાના વંશની સ્થાપના કીધી. અદ્યાપિ આ વંશના તાબામાં તેનો ઘણો ભાગ રહેલો છે. પણ ગુજરાતમાં શાન્તિ થઈ નહીં. ગાયકવાડને પેશ્વા નિરતર સતાવતા હતા. સને ૧૭૭૫માં રઘુનાથરાવ પેશ્વા અને ગોવિન્દરાવ ગાયકવાડને મદદ કરવા સારૂ તેના ભાઈ ફતેસિંહની સામે, એક નાના લશ્કર સાથે કર્નલ કીટીંજને મોકલવામાં આવ્યો હતો. ડભોઈમાં આશ્રય લેવા બ્રિટિશ લશ્કર જતું હતું. તે વખતે રસ્તામાં નર્મદા આગળ જૂન માસમાં તે વરસાદથી હેરાન થયું હતું. જેમ્સ ફાર્બસ જે લશ્કરની સાથે હતો તે ડભોઈ કસબાનું આ પ્રમાણે વર્ણન કરે છેઃ[૫]

### ડભોઈ માટે ફાર્બસનું વર્ણન

"તેના કોટ, કિલ્લા, દરવાજા, અને દહેરાનાં જે ખંડીએરો રહ્યાં છે તે ઉપરથી તે ઘણાં ભવ્ય હશે, એવું જણાય છે. હીરા ભાગોળ નામના પૂર્વ દરવાજા આગળનું દહેરૂં જે અથાગ મહેનત અને ખર્ચનું કામ છે, તે તૈયાર કરવાને સારૂં ઘણાં જ વર્ષો સુધી ઘણા કારીગરો રોકાયલા હોવા જોઇએ. આ કસબો લગભગ ચોખૂણો છે, અને એનો ઘેરાવો બે માઈલથી વધારે છે. કોટના જે ભાગો આખા રહેલા છે તે મોટા ઘડેલા પથરાના બનાવેલા છે, અને અંદરના ભાગની સ્તંભાવલિ, એક સુંદર અને ઉપયોગી નમૂનો છે. કોટની અંદરના ભાગમાં એક મોટું તળાવ છે. અને તેની આસપાસ મજબૂત ચણતરકામ છે, તથા હિન્દુઓનાં દહેરાં, દેવડી (સમાધ), અને વૃક્ષોની ઘટાઓ જે આ સુંદર તળાવના કાંઠા ઉપર આવી રહ્યાં છે, ત્યાંથી છેક પરથાર સુધી પહોંચતાં ચાર બાજુએ પગથીઆં છે.

"હાલમાં અહિં મુખ્ય વસ્તી હિન્દુઓની છે. ગૌમાંસ ન ખાવાની શરતે થોડાંક મુસલમાન કુટુંબોને એમાં વસવાની પરવાનગી આપેલી છે. પૂનાના પ્રધાનમંડળે નીમેલો પંડિત અથવા સૂબો રાઘોબાને શરણે ગયો, અને અમે ત્યાં પહોંચ્યા, એટલે તેને મરાઠા રાજ્યના પેશ્વા તરીકે સ્વીકાર્યો. રાઘોબાએ તરત જ લોકો ઉપર ત્રણ લાખ રૂપિયા લેવાનો કર ઠોકી બેસાડયો. આવી મોટી રકમ તે આપવાને નારાજ હતા, તેમ જ ઘણે ભાગે તેમની શક્તિ પણ નહોતી; કેમકે ડભોઈ અને તેની આસપાસનાં ગામોમાં કેટલાંક રૂનાં કારખાનાં ચાલે છે, તો પણ તેના લોકો ગરીબ છે.

"દરબારનું મકાન અને કેટલાંક ઘરો સારાં બાંધેલાં હતાં, અને મહોલ્લાઓ પહોળા, અને હવાવાળા હતા. કોટની અંદર કેટલાંક વીઘાં જમીન ખેડાયલી હતી, અને તેમાં અનાજ શાકભાજી પુષ્કળ થતાં હતાં. શહેરની વસ્તી આસરે ૪૦,૦૦૦ ની હતી, અને તેમાં લગભગ તેટલા જ વાંદરા હતા. આવા વાંદરાઓ ઘરનાં છાપરાં ઉપર, અથવા તો મોર, ખિસકોલી, અને હારિત(એક જાતનાં લીલાં કબૂતર)ની સાથે આંબાઆંબલીની છાયામાં આનંદમાં

૫ ફાર્બસનું "ઓરીએન્ટલ મેમ્વોર્સ" પ્રકરણ ૧૫મું, આવૃત્તિ બીજી.

રહેતાં હતાં. આ સઘળાં પ્રાણીઓ જંગલમાં રહેતાં હોય તેમ અહિં નિરાંતે રહે છે, અને હિન્દુઓ તેમને જરાએ હેરાન કરતા નથી. ઉપર જણાવેલું સુંદર તળાવ જે કમલિની અને બીજી જળવનસ્પતિ અને જળમાં ઉગતા છોડવાઓથી શોભાયમાન થયું હતું. તે પાણકોળી, બતક, સારસ, અને બીજાં અનેક તરેહનાં પ્રાણીઓથી સજીવન જેવું જણાય છે."

## ફાર્બસની ડભોઈને છેલ્લી સલામ

ચોમાસું પૂરૂં થતાં પહેલાં બ્રિટિશ લશ્કર ડભોઈથી પાછું ગયું, અને ત્યારપછી પેશ્વાનાં ૨,૦૦૦ લશ્કરી માણસોએ તેનું રક્ષણ કીધું. સને ૧૭૭૯માં મરાઠાઓ સાથે બીજી વાર લઢાઈ થઇ ત્યારે કર્નલ ગોદાર્ડે ડભોઇ તરફ તાકીદે કૂચ કરી, અને તેને કબજે લીધું, જે વખતે તેને આસપાસના પ્રદેશ સાથે સૂબા (કલેકટર) મિ. ફાર્બસની હકુમત નીચે મૂકયું. તેના આવ્યા પછી તરત જ સિંધીઆએ, તેના ઉપર હુમલો કરવાની ધમકી આપી. પરંતુ તેની સામે એવી હિમ્મત બતાવવામાં આવી હતી કે તે ત્યાંથી અગાડી ચાલ્યો ગયો. ફાર્બસ કહે છે કે આ બનાવ બન્યા પછી તેણે ડભોઇનો કોટ, અને તેનાં સાર્વજનિક મકાનો ઘણી સારી રીતે સુધરાવ્યાં. ત્યાંના લોકોને તેમ જ તે જગ્યાને તે ચાહતો હતો, તેમ જ તેના ત્રણ વર્ષના અમલથી અને બ્રિટિશ રાજ્યને લીધે મળેલી સહીસલામતીથી તેઓ ખુશી થયા હતા. પરંતુ સને ૧૭૮૩માં ભરૂચ, ડભોઈ, સિનોર, અને બીજા પ્રાંતો મરાઠાઓને પાછા આપવામાં આવ્યા, અને તેથી તે ડભોઈ છોડીને ગયો. એના જવાથી સઘળી વર્ણના લોકો ઘણા દિલગીર થયા. ડભોઈ છોડતી વખતે તેણે પોતાની લાગણી એક અંગ્રેજી શીઘ્ર કવિતાની ૧૨૦ લીટીમાં દર્શાવી છે. એના શરૂઆતના ભાગનો ભાવાર્થ નીચે પ્રમાણે છેઃ—

"ડભોઇ! ડભોઇ! તને છેલ્લી સલામ! તમે જૂના મિનારાઓ! તમો શાન્ત સરોવરો! તમો પૂજ્ય ગણાયલી કુંજો! તમને મારી છેલ્લી સલામ! છેલ્લી સલામ! જ્યાં ગૂઢ વિદ્યામાં કુશળ એવા ઉદ્યોગી બ્રાહ્મણો અવતારો, વૈદ્યો, અને મનુના કાયદાનું સૂક્ષ્મ દૃષ્ટિથી શોધન કરે છે, જ્યાં પવિત્ર પૂજારીઓ વિષ્ણુના મંદિરમાં પૂજા કરે છે, અને અકરૂણ શિવ પવિત્ર પૂજા માગી લે છે" ઇત્યાદિ, ઇત્યાદિ.

## કસ્બાના દરવાજા ચાર

આ કસ્બાને ચાર બાજુ છે, તે સમચોરસ કહી શકાય નહીં; કેમકે એક તરફની બે બાજુની લંબાઈ ફક્ત આઠ આઠસો વાર છે, અને બાકીની બેની લંબાઈ એક એક હજાર છે, અને તે બે મળે છે ત્યાં આગળ સાંકડો ખૂણો થાય છે. દરેક બાજુના મધ્ય ભાગમાં બબ્બે દરવાજા હતા. બહારનો દરવાજો અંદરના દરવાજાને કાટખૂણે હતો, અને તે બેની વચ્ચે એક ખુલ્લું ચોરસ ચોગાન હતું. આ બેના અંદરના દરવાજા ઉપર ઘણું ઉત્તમ પ્રકારનું કોતરકામ હતું. પૂર્વ તરફનો હીરા ભાગોળનો દરવાજો, ઉત્તર તરફના ચાંપાનેરી અથવા મોરી (મહુડી) ભાગોળ, પશ્ચિમ તરફનો વડોદરી ભાગોળ અને દક્ષિણ તરફનો નાંદોદી અથવા ચાંદોદી ભાગોળ, એવાં તેના ચારે દરવાજાનાં નામ છે. જૂદી જૂદી લઢાઇઓથી, તેમ જ મૂર્તિનું ખંડન કરનારા મુસલમાનોને હાથે તે બધા દરવાજાઓને એટલું નુકશાન થયું છે કે, તેમના મૂળ દેખાવનો જે ભપકો તે નાશ પામ્યો છે. પણ મુસલમાની મહેરાબી કમાનો મૂકી, તેના કેટલાક ભાગની મરામત કરવામાં આવી છે. બધામાં ઓછું નુકસાન પશ્ચિમમાં આવેલી વડોદરી ભાગોળને લાગ્યું છે, અને તેથી તે હજી બધા કરતાં વધારે ભવ્ય

અને અસરકારક દેખાય છે. સારી સ્થિતિમાં રહેલા દરવાજાઓમાં તેનાથી ઉતરતો નાંદોદી ભાગોળનો દરવાજો છે.

## હીરા ભાગોળનો દરવાજો

વધારેમાં વધારે નુકસાન પૂર્વ તરફના હીરા ભાગોળના દરવાજાને થયું છે. "હીરો" ગુજરાતીમાં એક જ જવાહીરનું નામ છે, તેથી જેમ્સ ફાર્બસ સાહેબે તે દરવાજાને "હીરાનો દરવાજો" એવું ઇંગ્રેજીમાં નામ આપ્યું છે. એ દરવાજો લગભગ ફરીથી બાંધવામાં આવ્યો છે, પણ તેના જે ભાંગેલાતૂટેલા ભાગો રહ્યા છે તે ઉપરથી એવું જણાય છે કે બીજા બધા દરવાજા કરતાં તે કદાચ નાનો હશે, તોપણ તેનું કોતરકામ વધારે ભવ્ય હોવું જોઇએ. દરવાજો લગભગ ૩૭ ફીટ લાંબો છે, અને થાંભલાની હાર વચ્ચેનો ખુલ્લો રસ્તો ૧૨ ફીટ પહોળો હતો. આ થાંભલાઓ અસલ તો દરેક બાજુએ ૭ ૭ હતા, અને દરેકના છેડા ઉપર તેમાંના ત્રણ ત્રણ હતા. આ છેડાના થાંભલાઓ ઉપર ભપકાબંધ સરાવાળા ફાંસલા હતા, અને તેના ઉપર છાપરૂં આવેલું હતું. મધ્ય સ્થંભો આસરે "હા" સાડા નવ ફીટને છેટે હતો, અને તેથી દરેક બાજુ પર આવેલા, વ્યવહારના ભાગના ત્રીજા સ્થંભની પછવાડે રાખેલા મજબૂત દ્વારને, બાજુની દિવાલ તરફ ઉઘાડવાને જગા મળતી હતી. આ દરવાજાની દરેક બાજુ, આગલા મૂળના થાંભલા કાઢી નાંખવામાં આવ્યા છે, અને અગાડી મુસલમાની કમાન મૂકેલી છે. આ કમાનની બાજુઓ સાથે હાલમાં બારણાં બેસાડેલાં છે. અગાડીનો બધો ભાગ મુસલમાનોએ ફરીથી બાંધેલો છે. આમાં જૂનો સામાન વપરાયો છે, જેમાં જૂના પટાના થરના કેટલાક ભાગ, છતો, અને મુસાલમાની ઢબીની કમાનની ઉપર ગોઠવેલી ઝરૂખાવાળી બારીઓ છે. આ બારી અંદરના ઝૂકતા ટેકાઓની ઉંચાઈ સુધી પહોંચતી નથી.

અંદરની બાજુ એટલું બધું નુકસાન કરવામાં આવ્યું નથી. તેમ છતાં પણ મધ્યભાગ ઘણોખરો ફરીથી બાંધવામાં આવ્યો છે, અને ચોકીપહેરાને માટે, તથા રક્ષણનું સાધન તૈયાર રાખવા સારૂ, ઉપર એક ઓરડા સાથે કમાન વાળી, નીચે રસ્તો બનાવવામાં આવ્યો છે. અહીંની બાજુઓ ઘણે ભાગે મૂળ બાંધણીને લગતી હોય તેમ જણાય છે, અને તે દરેકમાં અગાડી પડતો તથા ઉત્તમ કોતરકામવાળો ઝરૂખો આવેલો છે. અંદરના ભાગમાં આવેલી આમાંની એક બાજુ તદ્દન ફરીથી બાંધેલી છે, પરંતુ ઉત્તર તરફની બીજી બાજુમાં કંઇ ફેરફાર કરવામાં આવ્યો નથી. ઉત્તર તરફના બે ઝરૂખા પણ હજી રહ્યા છે. દરવાજાના તળમાં બે ગોખલાઓ છે, અને તેમાં લેખો છે, તે વંચાઈ શકાય તેવા નથી. આ ગોખલાઓની આસપાસ, દિવાલોની હાથણી તરીકે, ચણતરકામ કરેલું છે.

મૂળ ઝૂકાવને ટેકો આપવા થાંભલાવાળી લણી ઉંચાઈ ઉપરથી, એવું અનુમાન થાય છે કે હીરા ભાગોળનો દરવાજો બીજા બધા કરતાં ઘણો ઉંચો હોવો જોઇએ. અને ઉત્તરની હરોળનો જે ભાગ એમનો એમ રહ્યો છે, તે ઉપરથી વિચાર કરતાં એમ લાગે છે કે બીજા કરતાં તેમાંનું કામ દરેક બાબતમાં સુંદર હશે. ચારે બાજુમાં ઝરૂખાવાળી બારીઓ સાથે હરોળોમાં ઓરડાઓ હતા, એવું પણ જણાય છે.

## કાલિકા માતાનું દહેરૂં

આ દરવાજાનું અને પાસ કાલિકા માતાનું દહેરૂં, જે તેની નજદીકમાં જ અને ઉત્તર તરફ આવેલું છે, તેનાં ચિત્રો તથા ફોટોગ્રાફિક દેખાવો પરથી દેખાશે કે, ઝંઝુવાડા અને

ઝૂમલી જેવા બધા જૂના હિન્દુઓના દરવાજાની માફક આ દરવાજાની અંદર દાખલ થવાની દરેક બાજુએ છ છ થાંભલા હતા. અહીંઆંના થાંભલા આસરે ૧૭ ફીટ ઉચા હતા, અને તેના ઉપર કોઇ ખરાં અથવા કલ્પિત પ્રાણી દર્શાવનારા કોતરકામવાળા ફાંસલા સહિતનું આસરે ૭ ફીટ ઉંચું ઉપરનું શરૂ હતું, સ્તંભોની કુંભીઓ બહુ સરસ ઘડાયલી હતી અને થાંભલાની ઉપરનો દશ ફીટ જેટલો ભાગ ઘણો ઉત્તમ કોતરેલો હતો. આમાંથી ફાંસલાઓ અથવા ઝુકાવ કાઢેલા હતા, અને તે દરેક આસરે બે ફીટને દશ ઈંચ ઉચા હતા, તથા ૧ ફુટ ૭ ઈંચ અંદરની બાજુએ ઝૂકતા હતા. દરેક બાજુએ એકના ઉપર એક આવેલા આમાંના ત્રણ ફાંસલાથી ખુલ્લો ભાગ, આસરે ૯॥ સાડાનવ ફીટ જેટલો સાંકડો થઈ ગયેલો છે, અને ફક્ત ૪ ફીટથી સહેજ વધારે એટલી સાંકડી જગ્યા, ત્યાં આગળ ડાટણાથી જોડવાની રહે છે. આ ઝૂકતા સઘળા ભાગોમાં તખ્તીઓ અને પૌરાણિક મૂર્તિઓ કોતરેલી હતી. ફક્ત અગાડી આવેલો જ નહીં, પણ અંદર પડતા બધા ફાંસલાઓમાં પણ આવા જ પ્રકારનું કોતરકામ હતું.

### સોમેશ્વર દેવ

કસબા તરફની અંદરની દિવાલોમાંનો દરેક ગોખલો ૩ ફીટ ચોરસ, એવો આરસનો એક ચોરસો હતો, અને તેમાં વિસલદેવના દરબારના કવિ સોમેશ્વરે લખેલી, એક લાંબી પ્રશસ્તિ કોતરેલી હતી.

ઉપર જણાવેલો ઘણો મોટો સંસ્કૃત પદ્યમાં લખેલો લેખ વીએનાના વિદ્વાન પ્રોફેસર ડા. જી. બુલર. L. L. D.; C. I. E. એ સમજાવેલો છે.

( ડા. બુલરવાળો ) એ લેખ ધોળકાના રાણકોના પ્રખ્યાત પુરોહિત, સોમેશ્વર દેવ, જેણે પોતાના શિષ્ય અને ધણી વીરધવળ તથા પોતાના મિત્ર નામાંકિત જૈન પ્રધાન વસ્તુપાળના માનમાં "કીર્તિ કૌમુદી" લખી હતી તેણે રચેલો છે.

વીરધવળની પછી તેની ગાદીએ તેનો બીજો પુત્ર વીસળદેવ બેઠો, અને વિક્રમ સંવત્ ૧૩૦૦ અથવા ૧૩૦૨ માં તેણે પોતાની સત્તા આખા ગુજરાતમાં વધારી.

ચૌલુક્યોની વ્યાઘ્રપલ્લવીય અથવા વાઘેલા શાખાનો મૂળ પુરૂષ ધવળ હતો.

### લવણપ્રસાદ પર તુરકોની ત્રણ વાર ચઢાઈ

તુરૂષ્કોના રાજા સાથે લવણપ્રસાદને ત્રણ વાર લડાઈ થતી હતી.

૧. સને ૧૧૭૮ માં શાહબુદ્દિન ઘોરીની નિષ્ફળ ગયેલી ચઢાઈ

૨. સને ૧૧૯૪ માં કુતબુદ્દિનની પહેલી ચઢાઈ, જે વખતે અણહિલવાડને લૂંટવામાં આવ્યું.

૩. સને ૧૧૯૬ માં કુતબુદ્દિનની બીજી ચઢાઇ જે પહેલવહેલી નિષ્ફળ ગયેલી. પણ આખરે જેનું પરિણામ એવું આવ્યું કે ગુજરાત થોડા કાળ માટે જિતાયું, અને મુસલમાન લશ્કરે અણહિલ્લવાડનો કબજો લીધો.

વિક્રમ સંવત્ ૧૨૭૬ માં અથવા સને ૧૨૨૦ માં મુખ્ય પ્રધાનની જગ્યાએ[૬] વસ્તુપાળની નિમણુંક થઈ. વિક્રમ સંવત્ ૧૨૮૮ માં તહનામું થયું છે.

---

૬. વીરધવલના પ્રધાન વસ્તુપાળ અને તેજપાળ જે ન્યાતના હતા તે ન્યાત હાલમાં પોરવાલ ( પોરવાડ )ના નામથી ઓળખાય છે. પોરવાડ વાણીઆ ઉત્તર ગુજરાત અને રજપૂતાનામાં જાણીતા છે.



દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી,

એમ. એ., એલએલ. બી.

ટ્રસ્ટી અને પ્રમુખ : સને ૧૯૨૬થી અદ્યપર્યંત

વ્યવસ્થાપક મંડળીના સભ્યઃ સને ૧૯૧૬ થી અદ્યપર્યંત

અંદરના દરવાજા કરતાં બહારના દરવાજાઓમાં ઘણું ઓછું કોતરકામ હતું, ઘણા જૂના વખતમાં બેશક, ઘેરાઓથી તેમને ઘણું નુકસાન લાગ્યું હતું. ઉત્તર પૂર્વ અને દક્ષિણ તરફ હજી તે દરવાજા છે. પરંતુ આગગાડીના રેલવે સ્ટેશન પાસે આવેલો પશ્ચિમ તરફનો દરવાજો તોડી પાડવામાં આવ્યો હતો, અને તેમાંના સામાનનો ઉપયોગ બીજે ઠેકાણે કરવામાં આવ્યો હતો.

આ હીરા ભાગોળની જમણી બાજુએ કાલિકા માતાનું દહેરૂં છે. આની દિવાલો પર દરવાજાના જેવું જ ઉત્તમ કોતરકામ છે. આ જગ્યાએ હાલના દહેરાં કરતાં એક ઘણું જૂનું દહેરૂં હશે, પણ તેનાં સઘળાં ચિહ્ન નવું દહેરૂ બાંધવાથી જતાં રહ્યાં છે. વીસલદેવ, જે પોતે આપેલા બક્ષિસપટામાં પોતાને "અભિનવ સિદ્ધરાજ" નું નામ આપે છે, અને જેનો અહિં જન્મ થયો હતો, તેણે તે દહેરૂં, ઘણું કરીને દરવાજાની બીજી બાજુ તરફના દહેરાની સાથે, સંવત્ ૧૨૫૫માં બંધાવ્યુ હતું. જેમ્સ ફાર્બસ સાહેબ એની ઉત્પત્તિ સંબંધી નીચેની દંતકથા આપે છે, જેમાં સિદ્ધરાજનું નામ બદલી વીરધવળનું નામ મૂકીએ તો તે કહેવાનો કયો હેતુ હતો, તે ઘણું કરીને આપણે બતાવી શકશું. તે કહે છે કેઃ—

### કાલિકા માતાની ઉત્પત્તિ વિષે ફાર્બસ

"મારે જણાવવું જોઇએ કે ભાટો અને ચારણો જેઓને જ માત્ર ગુજરાતના ઇતિહાસના જાણકાર તરીકે ગણી શકાય, તેઓ આ કીમતી અને ભપકાદાર નાના દરવાજા તથા એ કસબાનાં બીજા ભવ્ય મકાનો બંધાવવાનાં કારણોમાં, નીચેની હકીકત જણાવે છેઃ—તેમની દંતકથાઓમાં એવું વર્ણન આવે છે કે ઘણાંક સૈકાં અગાઉ સિદ્ધરાજ જયસિંહ (જયનો સિંહ) નામનો એક હિન્દુ રાજા, પાટણમાં રાજ્ય કરતો હતો. પૂર્વ દેશવાસી રાજાઓના ચાલુ રિવાજ પ્રમાણે, આ રાજાને સાત રાણી હતી. અને તેણે અનેક ગણિકાઓ રાખી હતી. આ બધીમાં પહેલું પદ ધરાવનારી, અને બધા કરતાં વધારે માનીતીનું નામ રત્નાલી "રત્નનું તેજ" હતી.

### રત્નનું તેજ રત્નાલી

"સર્વોત્તમ ગુણ અને અનુપમ કાન્તિમાં, તેમ જ દરેક પ્રકારના ચાતુર્યમાં, રણવાસની બધી સ્ત્રીઓ કરતાં તે શ્રેષ્ઠ હતી, તેથી તે બાબત દર્શાવવાને માટે આવું ઉપનામ તેને આપવામાં આવ્યું હતું. આ પ્રમાણે હોવાથી જો કે તેને એક પણ છોકરૂં થયું નહોતું, અને બીજી રાણીઓમાંની ઘણીકોને કુંવરો થયા હતા, તો પણ રાજા આગળ તેનું માન વધારે હતું. પૂર્વના દેશોના રણવાસમાં એકાંતવાસમાં રહેલી સ્ત્રીઓમાં, ચાલતાં કાવતરાં અને દ્વેષની હકીકત જાણીતી છે. પાટણમાં આવાં કાવતરાં વધારે જોરમાં ચાલતાં હતાં, અને ત્યાંની સઘળી સ્ત્રીઓ રત્નાલીની અદેખાઈ કરતી હતી, અને રાજાનું માન પોતાની માનીતી ઉપરથી ઉતરી જાય તેને માટે દરેક પ્રકારના પ્રયત્ન તેમના તરફથી થતા હતા. પરંતુ તે પણ સગર્ભા થઈ છે એવું જ્યારે તેમણે જાણ્યું ત્યારે તેમની ઇર્ષાનો અગ્નિ હદમાં રહ્યો નહીં. હિન્દુઓની વહેમથી ભરેલી રૂઢી પ્રમાણે કુંવરનો જન્મ થતો અટકાવવાને, તેમણે મંત્ર અને દોરાચિઠ્ઠીનો ઉપયોગ કરવા માંડ્યો, અને તે માનીતી રાણી પણ બીજીઓના જેવી જ વહેમી, અને ભોળી હોવાથી, તેણે ધાર્યું કે તેના યંત્રમંત્રની અસર થઈ છે, અને તેથી તે રાજમહેલમાં રહેશે ત્યાં સુધી તેનો બાળક જન્મ ધરી શકશે નહીં.

"આવા વિચાર મનમાં દૃઢ બેસી જવાથી નર્મદા નદીને તીરે કોઈ પ્રખ્યાત દહેરા આગળ યજ્ઞ કરવાને સારૂ તે એક મ્હોટા રસાલા સહિત નિકળી પડી, અને લાંબી મુસાફરી કરી, સંધ્યાકાળ પછી રાતને વખતે, નદીથી આશરે દસ માઈલ છેટે, એક પવિત્ર વૃક્ષની ઘટા, અને તળાવ આગળ, કે જ્યાં હાલમાં ડભોઈ છે તે જગ્યાએ આવી પહોંચી. આ જગ્યાએ રાણીએ પોતાના શિબિર તણાવ્યા, અને સવારના પહોરમાં મુસાફરી પૂરી કરવાનો વિચાર રાખ્યો. આ વૃક્ષની ઘટામાં એક ગોંસાઇ રહેતો હતો. એણે સંસારનો ત્યાગ કીધો હતો, અને એકાંતવાસમાં રહી, યોગસાધનામાં પોતાનું આયુષ્ય નિર્ગમન કરતો હતો. રત્નાવલી આવ્યાની ખબર સાંભળી, તેણે તેની પાસે જવાની વરદી કહાવી સાધુ પુરૂષોને આ પ્રમાણે મળવાની કવચિત જ ના પાડવામાં આવે છે. તે ગોસાંઇએ રાણીને જણાવ્યું કે આ ઘટાવાળો ભાગ પવિત્ર છે, અને થોડા દિવસમાં આ જગ્યાએ તને પુત્રનો પ્રસવ થશે, માટે તારે આ જગ્યા છોડીને અગાડી જવું નહીં. રાણીએ તેની આજ્ઞા માની અને પોતાના બાળકનો જન્મ થતાં સુધી રાણી તે મુકામ પર રહી. આ બાળકનું નામ તે ગુસાંઇની ઇચ્છાનુસાર વીસળદેવ અથવા "વીસ માસનું બાળક" એવું પાડયું.

**વીસળદેવના જન્મની વધાઈ**

"આ વધાઇની ખબર રાજાને તરત પહોંચાડવામાં આવી, અને ન્હાના વીસલદેવને પાટવી કુંવર ઠરાવ્યો, તથા તેની માતુશ્રીને જે જગ્યાએ પોતાને આશીર્વાદ મળેલો તે ઘણી જ પસંદ પડી છે, તેમ જ રણવાસની સ્ત્રીઓ સાથે સહવાસ કરી રહેવામાં તેને ધાસ્તી લાગે છે, એવું જણાયાથી તે તળાવ વિશાળ બનાવવાનો, ત્યાંનાં વૃક્ષોની ઘટાનો ભાગ વધારવાનો, અને એક મજબૂત કોટથી ઘેરાએલું, તથા દરેક પ્રકારની કીમતી અને કોતર કામથી સુશોભિત થાય, એવું એક શહેર બાંધવાનો રાજાએ હુકમ કરી દીધો. તે પ્રખ્યાત શહેર બાંધવાને ઘણા જ નામાંકિત શિલ્પીઓને રોકવામાં આવ્યા હતા, અને તેમના ઉપર દેખરેખ રાખવાને સારૂં તેમના કરતાં વધારે હુશિઆર અને બુદ્ધિશાળી એવા એક માણસને નીમવામાં આવ્યો, જે માણસ તે મોટા કામની શરૂઆતથી તે ૩૨ વર્ષે તે પૂરૂં થયું ત્યાંસુધી જીવ્યો હતો.

**ડભોઈ નામ કેમ પડયું**

"આ કામ પૂરૂં થયું તે વખતે વીસલદેવ પાટણની ગાદીએ પિતાની જગ્યાએ બેઠો હતો, પણ ઘણે ભાગે તે પોતાની જન્મભૂમિમાં રહેતો હતો. અહીંઆં કામ કરનારા કારીગરોને રજા આપતી વખતે તેણે તેમને યોગ્ય ઇનામો આપ્યાં. પરંતુ જે માણસની કાર્યકુશળ રસજ્ઞતાને લીધે આવું અસાધારણ સૌન્દર્ય થયું હતું, તેને વધારે સારો અને પૂર્ણ બદલો આપી ઈનામ માગવાનું તેણે કહ્યું. તે શિલ્પીએ વિનયપૂર્વક ઉત્તર આપ્યો કે રાજાની કૃપા હોવાથી, હું પૂર્ણ સંતોષ માનું છું, અને તેથી મારે કંઈ પૈસા કે રત્નની જરૂર નથી, પણ આ જગ્યાને હજી કંઈ અમુક નામ આપવામાં આવ્યું નથી, તેથી મારા પોતાના નામ ઉપરથી તેનું નામ ડભોઈ રાખવા મ્હારી વિનંતિ છે. તેની આ વિનતિ તુર્ત સ્વીકારવામાં આવી, અને સહેજ ફરક સાથે તેનું નામ અદ્યાપિ તે ચાલે છે"

શિલ્પીના ઇનામના સંબંધમાં તદ્દન જૂદી જ એક દંતકથા ચાલે છે, ડભોઇમાં બાંધ્યું હતું, તેવું દહેરૂ અગર દરવાજો બીજા કોઇને માટે તે બાંધે નહીં, એવી ઇર્ષાથી રાજાએ

તેને કાલિકા માતાના દહેરાની નીચે પૂરાવી દીધો હતો, એવું કહેવાય છે. તેમ છતાં પણ તેની સ્ત્રીએ ખોરાક પહોંચાડવાની, અને છ વર્ષ સુધી તેને જીવતો રાખવાની યુક્તિ કીધી. એક વખત રાજાને તેનું કામ પડયું, તેથી તેની ખોટ જણાયાથી તે દિલગીર થયો. આ ઉપરથી રાજાના હુકમ પ્રમાણે કામ કરવાને સારૂં ભોંયરાંમાંથી તેને બહાર કાઢવામાં આવ્યો, અને રાજા આગળ રજુ કરેવામાં આવ્યો હતો.

કાલિકા માતાના દહેરામાં જોકે ફેરફાર થયેલો છે, તેને કદરૂપું બનાવી દીધું છે, અને ગાબડગુબડ દુરસ્ત કરેલી છે, તો પણ તે બહુ જ આશ્ચર્ય ઉત્પન્ન કરે એવું છે. તે છે તો ન્હાનું, તેનો મુખ્ય મંડપ બધું મળીને આશરે ૨૫ ફીટ માત્ર છે, અને બહાર પડતા ઝરૂખા સાથે લેતાં, તેની કુલ લંબાઈ માત્ર આથી બમણી છે. પરંતુ તેના બહારના આખા ભાગ ઉપર એટલા તરેહવાર ઘાટ ઘડેલા છે, અને ન્હાનાંમોટાં કોતરકામથી તેને એટલું બધું સુશોભિત કરેલું છે, કે ગુજરાતમાં તેરમા સૈકામાં ચાલતી બેશક વીસલદેવના નામની વ્યુત્પત્તિ, અને ડભોઈના નામનું મૂળ, એ બે તદ્દન કલ્પિત છે. તેરમા સૈકાની ઘણી લાંબી મુદ્દત પહેલાં એ શહેર જણાયલું હતું.

ચાલતી ઉત્તમ ધાટીનો તે સર્વોત્કૃષ્ટ નમુનો થયો છે, અને તેટલા માટે તે સંપૂર્ણ લક્ષ ખેંચવાને, તથા તે વિષયનું અધ્યયન કરવાને પાત્ર થયું છે. એને ત્રણ માળ છે, માતાનું સ્થાનક પહેલા માળ ઉપર છે, અને મંડપના બારણાની સામે આસરે ૧૬ વાર દૂર, શહેરની દિવાલના અંદરના ભાગ તરફ આવેલી અગાશીમાં, જ્યાંથી જવાય છે તે ઉત્તર તરફ આવેલાં પગથીઆં પર ચઢીને, તે સ્થાનક આગળ દાખલ થવાય છે. આ પ્રમાણે હોવાથી દહેરાનું પશ્ચિમ દર્શન શહેરની અંદર આવેલું છે, અને પૂર્વ દર્શન હીરા ભાગોળનો દરવાજો, અને તેની બહારનો, અને રક્ષણકર્ત્તા દરવાજો, એ બેની વચ્ચે આવેલા ચોરસ ચોગાનમાં પડે છે. દહેરાંની આ પૂર્વ બાજૂએ, જ્યાં માતાનું સ્થાનક છે, ત્યાં કોઇ પણ પ્રકારનું બારણું, બારીઓ અથવા કોઇ પણ જાતનાં બાકાં રાખવામાં આવ્યા નહોતાં.

### કાલિકાની મૂર્તિ

માતાના સ્થાનકના ઓરડામાં ભીંતો અને જમીન પર સફેત આરસ જડેલો છે, અને અંદરના છેડા તરફ આરસની જ એક નીચી બેઠક બાંધેલી છે. આના ઉપર આશરે બે ફૂટ ઉચી, અને ચુંદડી ઓરાડેલી, તથા આભૂષણથી શણગારેલી, એવી કાલિકા માતાની ઉભી મૂર્તિ છે. તે મૂર્તિને કિનારીવાળી રાતી રેશમી ચૂંદડી અને તેવી જ કિનારીવાળી લીલી રેશમી ચોળી પહેરાવી છે, નાકે વાળી, હાથમાં બંગડીઓ અને કોટમાં હાર તેણે પહેરેલાં છે. આ મૂર્તિની ભૂજાઓ તેના વસ્ત્રથી ઢંકાયલી છે. પરંતુ પીઠ તરફ જ્યાં હાથનો ભાગ આવે છે, ત્યાં, અને જાણે તેથી જ પકડેલાં હોય, એમ તેનાં હંમેશનાં ચિહ્નો વસ્ત્રને વળગાડેલાં છે. આ ચિહ્નોમાં–ઉપલા જમણા હાથમાં એક રૂપાની તલવાર, ડાબા ઉપલા હાથમાં રૂપાની ઢાલ, જમણા નીચલા હાથમાં એકમાળા, અને ડાબા નીચલા હાથમાં એક શંખ, એ પ્રમાણે છે. ત્યાંનો પૂજારી જણાવે છે કે વસ્ત્રની પછવાડે ડાબા ઉપલા હાથમાં એક ત્રિશળ છે. આ સ્થાનકવાળા ઓરડાના બારણાની સામે પડદાઓ બાંધેલા છે. ઉત્તર તરફના મુખ્ય પ્રવેશ માર્ગના દરવાજા ઉપરના પથ્થર પર, શ્રીગણેશની મૂર્તિ છે. દામાજી ગાયકવાડના સમયનો થોડાક વર્ષ ઉપરનો, સફેત આરસપર લખેલો એક લેખ દહેરાપર જડેલો છે. માતાજીના સ્થાનક સિવાય દહેરાંની અંદરના ભાગમાં જાણવા સરખું કંઈ નથી. ભીંત અને છત સાદી

કરાવ્યું, અને પછી અપમાન સહિત તેને ગામ બહાર કાઢી મૂક્યો. આ પ્રમાણે બેઆબરૂ થયેલો. અને લોહીથી નીંગળતો તે મુસાફરખાનામાં પોતાની મા પાસે જેમ તેમ કરતાં પહોંચ્યો, અને તરત જ ત્યાં મરણ પામ્યો.

"આ પરદેશીઓ આબરૂદાર મુસલમાન ગૃહસ્થ હતા, અને હિન્દુસ્તાનના અંદરના ભાગમાંથી રાતા સમુદ્ર તરફ જવાને, વહાણમાં બેસવા સારૂં તેઓ સૂરત જતા હતા. મામા ડોકરીએ શોકના પહેલા આવેશમાં હજ કરવાનું કોરે મૂકી દીધું, અને વેર લેવાનું પણ લીધું. તે તરત જ પોતાને દેશ પાછી ગઇ, અને પોતાના કુટુંબને મળેલા અપમાન, અને તેમના પ્રત્યે થયેલી ક્રૂરતાની દાદ આપવા તેણે પોતાના બાદશાહને વિનતિ કીધી. પોતાના વજીરના સેનાપતિપદે ડભોઇ તરફ કૂચ કરવાને, એક મ્હોટા લશ્કરને તેણે તુર્ત હુકમ કીધો. આ ઘેરો ઘણાં વર્ષ સુધી ચાલુ રહ્યો. આખર અંદરના લશ્કરને બહારની મદદ મળવાની કંઈ આશા ન હોવાથી, તેમ જ તે કસબામાં દુષ્કાળ પડયો, તેથી તેણે અચાનક ધસારો કીધો, અને તે ઘણા ઝનુનથી લડયું. પછી એક ભયંકર કતલ ચાલી, પણ ઘેરો ઘાલનારાઓએ આખર જિત મેળવી. અગાડી પડતા હિન્દુઓ દૂરના દેશોમાં ન્હાસી ગયા, અને મુસલમાનો તેમાં દાખલ થયા. ત્યાંનાં બાંધકામોની મજબૂતી જોઇને વજીરે તે તોડી પાડવાનો નિશ્ચય કીધો. કિલ્લાની ત્રણ બાજુઓ એકદમ જમીનદોસ્ત કરવામાં આવી, પશ્ચિમ બાજુના ભાગની શોભા અને સૌંદર્ય, તેમ જ ચાર બેવડા દરવાજાનું ભવ્યપણું, એ બધાને લીધે તેમના આવેશમાંથી તેટલાનું રક્ષણ થયું હતું. અસલના હિન્દુઓની શિલ્પકામમાં રસજ્ઞતા કેવી હતી તેના ઉમદા, અને સ્મરણ રહે તેવા નમુના તરીકે તે અદ્યાપિ પર્યન્ત હયાતીમાં રહેલા છે.

"ડભોઇનો આવી રીતે નાશ કીધા પછી મુસલમાનો પોતાને દેશ પાછા ગયા, અને કેટલાંક વર્ષ સુધી તો કસબો ઉજ્જડ સ્થિતિમાં રહ્યો. મામા ડોકરી કે, જે સ્ત્રીની ખાતિર ચઢાઈ કરવામાં આવી તે ડભોઇ ઉપર ચઢી આવેલા લશ્કર સાથે આવી હતી, અને ઘેરો ઘાલેલો તે અરસામાં તે મરી જવાથી, પવિત્ર ગણાઈ, અને પૂજ્ય મનાઈ, અને હીરા ભાગોળના દરવાજા નજદીક તેને દાટવામાં આવી હતી. આ જગ્યાએ તેની કબર અદ્યાપિ રહેલી છે. એ કબર પૂજ્ય ગણાવવાના હેતુથી આ વાર્તા તદ્દન બનાવટી જોડી કાઢેલી છે, એ કહેવાની ભાગ્યે જરૂર છે."

મામા ડોકરીની કબર પૂર્વ તરફ કસ્બાની બહાર આવેલી છે, અને તેનું મકાન ઘણું સારૂં અને ન્હાનું છે. તેની પાસે ઘણા ઘસાયલા બાંકોરાવાળો એક ઉભો પથરો દાટેલો છે.

હાલમાં દેશાવર જવાને માટે આગબોટમાં બેસવા સારૂં મુંબઇ જવું પડે છે, તેમ એ સમયમાં વિલાયત વગેરે જગ્યાએ જવા, વહાણ સૂરતના બંદરમાં આવતાં હતાં.

દિવ્યથી પરીક્ષા ( કસોટી ) કરવાના કામમાં આ પથરો વપરાતો હતો. આરોપીઓ જો પોતાનું શરીર તેના બાકોરામાં થઇને કાઢવા શક્તિમાન થાય, તો તેમનું નિર્દોષપણું નિશ્ચિત થતું હતું. પણ તેમ જો ન થતું, તો તે ગુન્હેગાર ગણાતા હતા. પરંતુ તેઓ કહે છે તે પ્રમાણે, તેમના નિર્દોષપણાને લીધે, તેમનું શરીર તેમાંથી નિકળી શકે, તેટલા માટે ન સમજાય તેવી રીતે સંકોચાઇ જતું હોય તો કોણ જાણે; બાકી કોઈ પણ જાડા માણસને આ પ્રમાણે કરવું તદ્દન અશક્ય છે. બાંકોરાની ધાર સાફ અને લીસી થયેલી છે, તે ઉપરથી ઘણા અભાગીયા માણસોએ, ભારે મહેનત કીધી હશે, એવું સિદ્ધ થાય છે.[1]

[1] "ડભોઈનાં પુરાતન કામો" એ ગ્રંથના આધારે અહીં લીધો છે.

# ગુજરાતી વહાણખેડની સમાલોચના

શ્રી. હરિલાલ રંગીલદાસ માંકડ

[1]ખુશ્કી ને તરીનો વેપાર રાષ્ટ્રનું સ્વયંભૂ અંગ છે. પુરાતત્ત્વવિદોએ હવે તો એ પુરવાર કરી દીધું છે કે હિન્દની સંસ્કૃતિ સૌથી જૂની છે; તો પછી આવાં સંસ્કૃત રાષ્ટ્રનું આ અંગ ખૂબ ફૂલ્યુંફાલ્યું હોવું જ જોઈએ, એ પણ એટલું જ નિર્વિવાદ છે. વહાણખેડના ઉત્કર્ષ માટે જળમાર્ગની પરંપરા જરૂરની છે, વહાણવટાંના ઉત્કર્ષ માટે સ્થળમાર્ગની પરંપરા જરૂરની છે, અને જળમાર્ગ ને સ્થળમાર્ગનું અખંડ વહન બંનેને માટે આવશ્યક છે.

આ વસ્તુસ્થિતિ સારા ય ભારતવર્ષમાં ફક્ત આપણા પ્રાન્તમાં જ પ્રાપ્ત થાય છે. જળમાર્ગની સરસતા માટે સલામત બંદરની જરૂર છે, ને સારા બંદર માટે દરિયાકિનારો ખંડિત હોય, એ જરૂરનું છે. જોશું તો જણાશે કે આખા હિન્દી કિનારા ઉપર ફક્ત બે જ અખાત છે—કચ્છનો ને ખંભાતનો. વળી આખા હિન્દી કિનારે ખંભાતના અખાતની જ નદીઓ એવી છે કે જ્યાં નદીઓ મુખ આગળ ફંટાઈ જવાને બદલે એક જ વહનથી નાળરૂપે દરિયામાં પોતાનાં પાણી ઠાલવે છે. આમ હોઈ અનાદિકાળથી સમસ્ત હિન્દનાં મુખ્ય ને સારામાં સારાં બંદરો આ પ્રદેશમાં પ્રખ્યાતી મેળવતાં રહ્યાં છે. કચ્છના લખપત બંદરથી માંડીને ગુજરાતના સોપારા બંદર સુધીના ભાગમાં આજ લગી કંઈક બંદરોએ ચઢતીપડતી જોઈ છે. ટૂંકામાં કહીએ તો ભરૂચ, ખંભાત, સૂરત ને મુંબઈનો ઇતિહાસ લખીએ, એટલે હિન્દી વહાણવટાનો ને હિન્દી સંસ્કૃતિનો ઇતિહાસ લખાયો, એમ કહીએ તો તે જરાય અતિશયોક્તિ ન કહેવાય.

આમ ભૌગોલિક દૃષ્ટિએ આ પ્રદેશ જેવો અગત્યનો ભાગ આખા હિન્દી કિનારે જડે એમ નથી. ઋગ્વેદમાં કાઠિયાવાડને ઉદ્ધ્વજ[2] કહેલ છે. એનો અર્થ પાણીથી ઘેરાયેલ એટલે કે બેટ થાય છે. અત્યારે કચ્છ–કાઠિયાવાડ ખંડભૂમિ સાથે પૂર્વ તરફ લગભગ સાવ જોડાઇ ગયેલ છે, જે નળકાંઠાના નામથી ઓળખાય છે. આમ બનવાથી ઉલટો ફાયદો થયો છે ને હિન્દની સમૃદ્ધિને ખુશ્કી રસ્તે કાઠિયાવાડમાં આવવાનો માર્ગ સરળ થઈ પડ્યો છે. આ પ્રદેશની પ્રાકૃતિક રચના ઉપર વિચાર કરવાથી આ બિના એકદમ આંખ આગળ તરી આવશે.

ભારતવર્ષના પશ્ચિમતમ તીર પ્રાન્તે બિરાજતા શ્રીદ્વારકાધીશનાં 'જગતદેરા' નામથી

---

૧. આ સમાલોચના કરવામાં મુખ્ય આધાર નીચેના ત્રણ લેખોનો લીધો છે :

ક. 'ગુજરાતનું વહાણવટું' શ્રી. રત્નમણિરાવ ભીમરાવ.

ખ. 'વહાણની પરિભાષા' : શ્રી. હ. રં. માંકડ.

ગ. 'પચ્છમ કંઠાળનાં પ્રાચીન વહાણો' : સુકાની : કુમાર અંક ૧૪૧.

૨. Indian Antiquary, Oct. 1930.

વિખ્યાત થયેલા મંદિરના કળશશિખર ઉપર ઊભો રહી, કોઈ મનુષ્ય વિરાટ દૃષ્ટિ ફેંકે તો તેને લાગે કે પોતે કોઈ અલૌકિક સંગમતીર્થે ઊભો છે. ઇશાનમાં અરવલ્લીની હારમાળા, પશ્ચિમમાં સાતપૂડા ને વિન્ધ્યાચળની ગિરિમાળાઓ, અગ્નિમાં સહ્યાદ્રિના ઘાટ, એ બધાં સોરઠની ગરવી ગિરે સંગમમાં પરિણમતાં સન્મુખ ધસ્યાં આવે છે. ખરેખર, સૌરાષ્ટ્ર ત્રિભેટાનો જ પ્રદેશ છે અને ભૌગોલિક દૃષ્ટિએ ત્રિવેણીસંગમે તીર્થરાજ જેટલું જ અગત્યનું એનું માહાત્મ્ય છે. આ પ્રકારની પ્રાકૃતિક રચનાના પરિણામ રૂપે અરવલ્લીની પશ્ચિમેથી સિન્ધુ પ્રદેશ, અરવલ્લી ને સાતપૂડાની વચ્ચેથી બ્રહ્મક્ષેત્રમાં કુરુક્ષેત્ર સુધીનો પ્રદેશ, વિન્ધ્યાચળ ને સહ્યાદ્રિ વચ્ચેનો જનસ્થાનનો પ્રદેશ, અને સહ્યાદ્રિ ને સમુદ્ર વચ્ચેનો કંઠાળનો પ્રદેશ, એ સર્વ પ્રદેશોમાંથી ધોરી માર્ગો સૌરાષ્ટ્રમાં આવવા લાગ્યા ને હિન્દી મહાસાગરને હિન્દી વસ્તુભંડારથી ભરેલાં વહાણો વડે શોભાવવા લાગ્યા.

કાળની ગતિ ન્યારી છે. અત્યારે પણ ધોરી માર્ગો તો એના એ જ છે, પણ દેશકાળ પરત્વે જુદી રીતે વપરાય છે: એક રેલગાડી કાંઠે થઈને મુંબઈ, બીજી વચમાં થઈને નાગપૂર, ત્રીજી સામી બાજુએ થઈને દિલ્હી, અને ચોથી બીજે કાંઠે થઈને કરાંચી જાય છે. કચ્છમાંથી રેલગાડી કાઢીને જૂનો રસ્તો નવી ઢબે પાછો પુનર્જીવિત કરવાનો પ્રયાસ ઘણા વખતથી થઈ રહ્યો છે.

આમ ભૂમાર્ગ ને જળમાર્ગના સંગમસમો સૌરાષ્ટ્ર સમસ્ત ભારતવર્ષનું પ્રભુદત્ત બારું છે.

સ્થળ ને જળ એમ બંને તરફ આવા સરસ ધોરી માર્ગો હોઈ ભારતના લોકો મૂળથી જ પશ્ચિમ તરફ થઈને જબરા પ્રવાસો[1] ખેડતા આવ્યા છે. વેદકાળમાં જ વહાણખેડ સારી ને વ્યવસ્થિત હોય એમ માનવાને કારણ છે. તુગ્રીય ભૂજ્યુ જ્યારે દરિયામાં પોતાનાં વહાણ સાથે ડૂબતો હતો ત્યારે અશ્વિનીકુમારોએ એને બચાવ્યો હતો, એવી વાત વેદમાં છે. આ ઉપરથી એમ માની શકાય કે કુમારોને આ પ્રકારની દરિયાઈ મદદ કરવા માટે નિર્માણ કરવામાં આવ્યા હતા. આ વહાણ[2] છ સઢવાળું ને સો હલેસાંવાળું હતું; તેથી સમજી શકાય છે કે તે સમયમાં મોટાં વહાણો વડે વહાણખેડ થતી હતી પુરાણો વાંચવાથી ખાત્રી થાય છે કે પૃથ્વીની ભૂગોળનું આપણું જ્ઞાન આજના જેટલું જ સંપૂર્ણ[3] હતું. સાંપ્રત કાળની શોધખોળના પરિશ્રમે કરી, આપણે જાણતા થયા છીએ કે યુનાઇટેડ સ્ટેટ્સના ઓહીઓમાં[4], મેક્સિકોની પૂર્વના યુકાટાનમાં અને દક્ષિણ અમેરિકાની પશ્ચિમનાં પેરુમાં હિન્દી સંસ્કૃતિનાં લગભગ નિર્ણયાત્મક અવશેષો ખણી કાઢવામાં આવ્યાં છે. એટલું જ નહીં પણ ઑસ્ટ્રેલિઆ[5]ના

---

૧. ગુજરાતનું વહાણવટું ૫–૮.

૨. ઋગ્વેદ, ૧–૧૧૬, ૩–૫.

૩. 'Saptadvipā Pṛithivi' by H. R. Mankad: AGORI, April 1937.

'Patala the Hindu Antepodes' by H. R. Mankad: Poona Orientalist, July 1937.

'Jambu The Asia Major' by H. R. Mankad: Journal of the Gujarat Research Society, Oct. 1939.

૪. નાગરિક : ૬–૧–૮૯.

૫. Romava of the World, Vol. II, p. 17.

વતનીઓની ભાષા આપણી ભાષાઓને મળતી પુરવાર થઈ છે અને ન્યુઝીલેન્ડ[૧]ના વતનીઓ અસલ પંજાબથી ત્યાં ગયા હતા, એવી હકીકત બહાર આવી છે. જાવા[૨] ને લંકામાં ગુજરાતી રાજકુમારોએ રાજ્ય સ્થાપ્યાં હતાં, એ વાત સિદ્ધ થઇ છે. અરબસ્તાન[૩] ને ઇજીપ્તમાં પણ આપણી વસ્તીને લગતા ઘણા અવશેષો મળી આવ્યા છે અને એ જ પ્રમાણે ચીન[૪] ને જાપાન સુધીની આવજા પણ જાણીતી છે. વળી ઈશુ પૂર્વે[૫] અને પછી હિન્દના વહાણખેડુઓ ટ્યૂટન ને ગૉથ જર્મનીના કિનારા સુધી પહોંચ્યા હતા.

ઠેઠ પ્રાગૈતિહાસિક સમયમાં પણ હિન્દનું નાક ગુજરાત જ હતું. શ્રી. હ્યુએટ કહે છે કે હિન્દના પશ્ચિમ કિનારાની એટલે હાલના ગુજરાતની વેપારી પ્રવૃત્તિ ઇ. પૂ. ૩,૦૦૦ વર્ષથી ય જૂની છે, એમ[૬] ઇજિપ્તની કબરોમાંથી નિકળેલી સિંધુ નામની મલમલ ને ગુજરાતની ગળી ઉપરથી સિદ્ધ થાય છે. ઇતિહાસના પિતા હેરોડોટસ ને અન્ય યુરોપીઓએ ગુજરાતનાં બંદરોના તથા કપાસના કરેલા ઉલ્લેખો આપણાં વહાણવટાંના વિસ્તારની સાબિતી આપે છે. રોમન સામ્રાજ્યના સમયમાં તો આપણું વહાણવટું એટલું બધું જોરદાર થયું હતું કે એલ્ડર પ્લીનીને[૭] સેનેટમાં ફરિયાદ કરવી પડી હતી કે રોમના ઘણા પૈસા હિન્દ ખાઈ જાય છે!

બૌદ્ધ[૮] જાતકોમાં ભરૂચનો ઉલ્લેખ છે. પેરિપ્લસના લખવા પ્રમાણે કાબુલ, ઉજ્જણ, દખ્ખણ, પાટલીપુત્ર, એમ ચારે કોરથી માલ ભરૂચ બંદરે આવતો ને ત્યાંથી દેશાવર ચઢતો. ગુજરાતના રજપૂત રાજાઓમાં સોલંકીનો સમય સુવર્ણયુગ સમો હતો. ખંભાતની ખરેખરી જાહોજલાલી દશમી સદીથી શરુ થાય છે. ખંભાતનું નામ પરદેશમાં એટલું તો મશહૂર હતું કે પાછળથી સુલ્તાન બહાદુરના વખતમાં એ 'ખંભાતના રાજા' તરીકે ઓળખાતો. સોળમી સદીમાં ઇલિઝાબેથે અકબર ઉપર પત્ર લખેલો એમાં એને ખંભાતનો શહેનશાહ કહેલો છે. પાછળથી મોગલાઈમાં સુરત બંદરે ચોરાશી બંદરનો વાવટો ફરકતો તે વખતે સર ટૉમ્સ રો વગેરે મુસાફરો સુરત આવેલા. આ સાંકળની વર્તમાન કડી સમું મુંબઇ બંદર તો ક્યારનુંયે નામના મેળવી ચૂક્યું છે, ને 'ઉર્બ્ઝ પ્રીમા ઇન ઇન્ડિસ'નું બિરુદ સુવર્ણકળશ સમું ચમકારા કરી રહ્યું છે.

આવી સાહસિક પ્રજા ને તેમાં પણ આ બાબતનો રસ ચાખેલ પ્રજા એકલો વેપાર કરી બેસી ન જ રહે; બીજા દેશમાં વસી, ત્યાંની સર્વ સામગ્રી જાણી લેવાને ઇંતેજાર બને, એ દેખીતું છે. પરિણામે ત્યાંય કાયમનો વસવાટ થાય, ને બન્યું પણ તેમ જ છે.

[૯]અજીશકે કરેલી નોંધ ઉપરથી ઇસ્વીસન ૬૦૩માં (જાવા સંવત પર૫) ગુજરાતથી એક રાજકુંવર પોતાના રાજ્યના નાશની ભવિષ્યવાણીથી ચેતીને અનુયાયીઓ સાથે જાવે

---

૧. નવચેતન, ફેબ્રુ. ૧૯૩૦.

૨. ગુજરાતનું વહાણવટું.

૩. Rigvedic Indian by A. C. Das, p. 184.

૪. Indian Shipping by R. K. Mukerji, p. 166, ff.

૫. કુમાર, અંક ૧૪૧, પા. ૩૩૩.

૬. ગુજરાતનું વહાણવટું.

૭. Indian Shipping.

૮. કૌમુદી, ઓક્ટો. ૧૯૩૦, પા. ૨૨૨.

૯ ગુજરાતનું વહાણવટું

ગયો. આ અનુયાયીઓમાં ખેડૂઓ, કડિયા, સુતાર, અને સલાટો, યોદ્ધાઓ, વૈદ્યો અને લેખકો હતા. કહે છે કે આ રાજપુત્રે જાવા નવેસરથી વસાવી, તેનું નામ ગુજરાત (Kuzrat) રાખ્યું અને પોતે ભૂવિજય સવેલચાલ નામ ધારણ કરી, નવું શહેર વસાવી ગાદીએ બેઠો.

[1]તે જ પ્રમાણે ગુજરાતના સિંહલકુમાર નામના કોઈ રાજવંશીએ સમુદ્રમાર્ગે લંકાનો વિજય કરી, તેની યાદગારીમાં તેનું નામ સિંહલદ્વીપ રાખ્યું. આ કુમાર સિંહપુર (શિહોરથી) વહાણમાં બેસી સોપારા બંદરે લાંગરી લંકા પહોંચ્યો હતો, એમ વાત ચાલે છે.

અત્યારે પણ હિન્દી મહાસાગરના ચારે કાંઠે ગુજરાતી વસાહતીઓ લાંબા સમયથી વાસ કરી રહ્યા છે, એ વાત જાણીતી છે. કેટલાંક કુટુંબની તો બેચાર પેઢીઓ ત્યાં જ થઈ ગઇ છે, એવા ઘણા ય દાખલા છે.

આ વસ્તુસ્થિતિની ઓતપ્રોતતાના પુરાવારૂપે કેટલીક કહેવતો પણ આપણે ત્યાં પ્રચલિત છેઃ- "જે જાય જાવે તે પાછો નાવે; જે પાછો આવે તે પરીઆંનાં પરીઆં ચાવે." 'લંકાની લાડી ને ઘોઘાનો વર.' 'હેલે વહાણ હંકારો, મસ્તક વેંધા, ખજૂર બેધા.' આ ત્રણ કહેવતો આખા હિન્દી મહાસાગરને ઘેરી લે છે.

સામાન્ય વહાણવટાં ઉપરાંત નૌકાસૈન્ય પણ ઠેઠ વેદવારાથી વ્યવસ્થિતરીતે રાખવામાં આવતું, તેના દાખલા પણ મળે છે.[2] ભૂજ્યુ દરિયાપારના શત્રુઓને હરાવવા જતો હતો, ત્યારે અશ્વિનીકુમારોએ એને ડૂબતો બચાવ્યો હતો. પાછળના વખતમાં ગુજરાતના હિન્દુ ને મુસલમાન રાજાઓએ આ દિશામાં સારો રસ લીધો હતો, એમ જણાય છે. સોલંકીઓના વખતમાં [3]ભીમદેવને દરિયાનો કાફલો હતો અને અર્જુનદેવનો નૌસેનાધ્યક્ષ મુસલમાન હતો, એવો ઉલ્લેખ મળે છે. સોલંકી રાજાઓનાં નૌકાસૈન્યનું મથક ઘોઘા હતું ઇ. સ. ૧૪૨૯ માં બાદશાહ અહમદશાહે ૧૭ વહાણો મોકલીને બ્રાહ્મણી સુલતાનના અમીર મલીક ઉલતુજાર પાસેથી મુંબઇ અને સાલસેટનો કબજો લીધો. વળી સુલતાન મહમૂદ બેગડાના વખતમાં ઇજીપ્ત અને ગુજરાતના સંયુક્ત કાફલાએ ફીરંગીઓની સામા ઠીક કામ કરી બતાવ્યું. એના મીરે બહર ( Frist Lord of Admiralty) અમીર ઉલઉમરા અયાઝ સુલતાનીનું થાણું દીવબંદર હતું.' મરાઠા સમયમાં પણ એ લોકોના નૌકાસૈન્યના અધ્યક્ષ આંગ્રીઆનાં પરાક્રમ ખૂબ ગવાયાં છે.

આ પ્રકારની વહાણખેડથી જ્યારે સાતે સમુદ્રો ગાજતા હતા ત્યારે વહાણવટું કરનારની સાહસિકતા કાંઈ ઓછી નહોતી.[4] ઇશુની પહેલી દસ સદીમાં તો ભારતવર્ષમાં સાહસ ચઢતું જ રહ્યું હતું. તે કાળે વહાણવટું પણ જબ્બર હતું. ત્યારપછી શરૂ થયેલી અધોગતિને મધ્યાહ્ને એટલે ઈશુની ૧૬મી ૧૭મી સદીઓમાં પણ હિન્દી વહાણો કેટલાં બખ્તાવર હશે તેનો ખ્યાલ આવવો મુશ્કેલ છે. જો કે આ અરસામાં જે હિન્દુ વહાણવટું મલબારથી સિંધ સુધીમાં સંકેલાવા માંડયું હતું, છતાં નીચે આપેલી ટૂંકી હકીકતો વિચારવા જેવી છેઃ

"ઈસ્વી ૧૬૧૧માં એક અંગ્રેજ કપ્તાનને એક હિન્દ વહાણ મળ્યું. એની લંબાઇ ૧૫૩

---

૧ ગુજરાતનું વહાણવટું

૨ ગુજરાતી પાંચમી ચોપડી, પાઠ ૧૧ મો

૩ ગુજરાતનું વહાણવટું

૪ કુમાર, અંક ૧૪૧ પાનું ૩૩૩

ફીટ હતી, પહોળાઈ ૪૨ ફીટ હતી, ઊંડાઇ ૩૧ ફીટ હતી. આઈને અકબરી કહે છે કે એ વખતે લારીકંઠાર(નગરઠઠ્ઠાથી બેટશંખોદ્ધાર સુધી)માં ૪૦,૦૦૦ ચાલીસ હજાર નાનાં મોટાં જહાજો તૈયાર મળતાં. ગુજરાતના સુલતાનો સાગરના ઉમરાવ કહેવાતા. અમીર અલ બહરનો ખિતાબ એ એમનો સૌથી મગરૂર ખિતાબ હતો. એ કાળે કોઈ કોઇ શાહસોદાગર પાસે ૪૦ જેટલાં વહાણો હતાં, જે દરેક વહાણની કિંમત ૧૫,૦૦૦ સુવર્ણમુદ્રા જેટલી અંકાતી. એક જ વેપારી પાસે ૭ લાખ સુવર્ણમુદ્રાની કીમતની સોદાગરી આરમારી હોય, એ આજે રોકફેલર અને મૉર્ગન કરતાં મોટો ગણી શકાય. તે કાળની ૧૫,૦૦૦ સુવર્ણમુદ્રા તે આજે દશલાખ પાઉંડ જેટલા લેખાય, એમ નાણાશાસ્ત્રીઓ કબૂલ કરશે; તો એક જ વેપારી, જો ફક્ત પોતાનો માલ આયાતનિકાશ કરવા માટે સાડ કરોડ રૂપિયાનાં જો વહાણો રાખે તો એવી માલદારી કેટલા કરોડની? નિકોલો કૉન્ટી નામનો મુસાફર કહે છે કે આવા 'છપ્પન ઉપર ભેરી' બજાવનારા તો કેટલા યે વેપારી તે કાળે હિન્દમાં હતા! અને તે વળી બંદરે બંદરે હતા! અને ૨,૦૦૦ કોશની આ કંઠારે એવાં અગણિત બંદરો હતાં! એક આરબ મુસાફર અબ્દુલ રઝાક પંદરમી સદીમાં હિન્દ આવ્યો અને જોયું કે 'વિજયનગરના રાજાને તાબેજ ૩૦૦ બંદરો ધીખતાં હતાં, જેમાંનાં દરેકનો મુકાબલો (તે કાળે માતબર કહેવાતાં) કલિકટ સાથે થઇ શકે!'"

અત્યારે પણ આગબોટની હરીફાઈ છતાં આ બાજુ એવા વેપારીઓ પડયા છે કે જેને ઘેર બે પાંચ નહીં, પણ ડઝનબંધી[2] વહાણો હોય. કચ્છ. કાઠિયાવાડનો ઘણોખરો વેપાર દરિયામાર્ગે જ ચાલે છે અને તે પણ પોતાનાં જ વહાણોમાં. વહાણવટું કરતા વેપારીઓની હિંમત પણ અજબ છે. થોડાં જ વર્ષો પહેલાં વહાણની સાથે જ રોકડ અવેજ નાંખવાને સુપ્રત થતો. અનુકૂળ સંજોગો પ્રાપ્ત થતાં હજી પણ આપણો સર્જનજૂનો સાહસપ્રિય સ્વભાવ કેવો પાછો ઊછળી આવે છે, એનો અદ્ભુત દાખલો ગયા દશકામાં બની ગયો. સરકારની સાથે તહ થતાં ઓખા, બેડી, નવલખી, પોરબંદર, વેરાવળ, ભાવનગર, વગેરે આપણાં બંદરો એવાં વધ્યાં કે થોડા જ વખતમાં મુંબઇના જામેલ બંદરને લચક આપી અને તેનું પરિણામ અત્યારે અનુભવાઈ રહ્યું છે.

આવા સાહસિક વેપારને અંગે તેનાં બીજાં અંગો પણ ખૂબ ખીલ્યાં હતાં, અને હૂંડિયામણ, વીમો વગેરે બાબતમાં કેવી ચોક્કસાઈથી કામ લેવાતું, એ નીચે આપેલા નમૂનાઓ ઉપરથી જણાશેઃ–

### [3]સતમી

શ્રી ૧૧

૦ ૦૭॥॥ઉ શ્રી રતનાગરજી સત્ય છે. વહાણ નામે હુસેની, નાખવો સલેમાન આશા, ધણી ખોજા ગોકલભાઇ ખીમજીવાળો પુરવત શ્રી જોડિયાબંદરેથી માલ ભરી શ્રી મુંબઈબંદરે હંકાર્યો તેની ગુજરાતી સતમી. સવત ૧૯૯૬ હાલારીના ભાદરવા સુદ ૭ બુધે.

૨૦૨) સોંપ્યા શ્રી જોડિયાબંદરેથી ખોજા ગોકળભાઇ ખીમજી હવાલે મુંબઇ બંદર મધ્યે નીચે લખવા ધણીને–

૧ વહાણની પરિભાષા

૨ વહાણની પરિભાષા

૩ વહાણની પરિભાષાની પ્રસ્તાવના

૧૦૧) હવાલે ઠા. લીલાધર મૂળજીને એરડી ગુ. ૧૦૧) મા. ૪૦૪ નૂર બાકી ચિઠ્ઠી રૂા. ૩)
૧૦૧) હવાલે ઠા. રણછોડદાસ મેઘજીને એરડી ગુ. ૧૦૧) મા. ૪૦૪ નૂર બાકી ચિઠ્ઠી રૂા. ૩)

૨૦૨) બસેં બે.

૨૦૨) કુલ દાગીના બસેં બે ભરી હંકારેલ છે તે શ્રી રતનાગરજી કુશલે પહોંચાડેથી માલ સંભાળી પહોંચ લખજો. સં. ૧૯૯૬ હાલારીના ભાદરવા સુદ ૭ બુધે. દા. ભવાન મોહન

## વીમાની ચીઠી[1]

શ્રી ૧।

૦૭૪।।। ઉ

સંવત ૧૯૨૬ના વરખે અષાડ સુદ ૫ વાર શુકરે લા...... જોગ લી. વીમાવાળા મહાજન સમસ્ત જત વીમો રૂ. ૧૧૫૦) અંકે અગીઆરસો ને પચાસનો વહાણ ૧ નામે કાદરબખસ, ધણી મુલ્લાં અબ્દુલફતેહવાળું, તે શ્રી સુરતની આડતલેથી જંગર ઉપાડયા પછી જોખમ કબુલ છે તે શ્રીમુંબઈની ખાડીએ જંગર મૂકે જોખમ ઉતરે. વળતાં શા. ઝવેરચંદ ભીખારીદાસ જે બારકસ મધ્યે ચડાવે તે ઉપર શ્રીમુંબઈની ખાડીએથી જગર ઉપાડયા પછે જોખમ કબુલ છે તે શ્રી મુંબઈની અથવા શ્રીસુરતની આડતલે નાંગર મૂકે જોખમ ઊતરે. વરાદ તથા વામણી સાથે વીમાના લખનારને સરસંબંધ નહીં. કદી વામણીની શ્રીરતનાગરજીની કજારજાએ માલ નીસરે તો વીમાવાળા હીસાકિસ્મત વેંચી લીએ. એવી કજારજાએ પત ૧ ટકા નવ લેખે આપીએ, શહીસલામતી રોકડી, દલાલ રાજારામ આત્મારામ.

૧. લી. શા૦ હેમચંદ પ્રેમચંદ જત વીમો રૂપૈયા ૧૧૫૦) અંકે અગીઆરસો પચાસની રાશે અરધો કબૂલ છે.

૨. લી. શા૦ વખતચંદ ગુલાબચંદ જત વીમો રૂપૈયા ૧૧૫૦) અંકે અગીઆરસો ને પચાસની રાશે અરધો કબૂલ છે.

આવા સાહસિક વેપારીઓના હાથપગ સમા વહાણખેડુને વિષ જેટલું કહીએ તેટલું ઓછું છે. આ કિનારા ઉપર હિન્દુ ને મુસલમાન વહાણખેડુઓ ધંધો કરે છે. આ લોકોની સાચાઇ, સાદાઇ, બહાદૂરી, ને ઇશ્વરપરાયણતા કહેવા સમાન થઇ પડેલ છે. કહેવાય છે કે ‘ એને ભરોસે તો વહાણ ચાલે છે’! આ લોકો, આગબોટના કપ્તાનની જેમ કાંઈ સંચા ને ગણિતનાં કામ જાણતા નથી, પણ ઈશ્વિરપ્રેરિત પરંપરાગત પ્રેરણાથી સાતે સાગરને માથે કરવાની એનામાં શક્તિ છે. ગઇ લડાઇમાં જ બનેલી ભવાનના ખવાની[2] બિના મશહુર થઇ ગઈ છે. આ લોકોની શિસ્તપાલનવૃત્તિ કોઈને પણ ટપી જાય એવી છે. ભર દરિયે જીવને જોખમે ખૂવા ઉપર છે પરમણ ઉપર ચઢી જવું હોય ત્યારે કોઈની વાટ જોવા કોઈ રહેતા જ નહીં. છતાં આ લોકોની કમાણી આગબોટોના લાસ્કરને મુકાબલે સાવ મામુલી ગણાય. બસરા જેવા મોટા ગોળ માટે ખલાસીને રૂા. ૩૦-૪૦ મળે ને નાખવાને બમણાં મળે. આ રીતે જોતાં આખા વર્ષની સરેરાશ કમાણી એક ખલાસીના સોથી દોઢસો રૂપિયા માંડ ગણાય. આખરની ઋતુમાં જે વહાણો ખૂવા ઢાળી પોતપોતાનાં બંદરમાં સમાર કામ કરે છે.

બાંધણી પરત્વે આપણાં વહાણો મજબુત હોય છે, કેમકે એમાં મલબારી સાગનું લાકડું વપરાય છે. વહાણ બાધવાનું આપણા દરેક બંદરે કાલ સવાર સુધી થતું અને હજુ ઉત્તેજન મળ્યેથી સરસ કામ થઈ શકે, એમાં શંકા નથી. તેમને બાંધવામાં સો ગૂણી ઉપાડે

---

૧ સંસાર ચોપડી, પા. ૧૫૦

૨ ગુજરાતનું વહાણવટું

એવડું વહાણ હોય તો એક હજાર રૂપિયા બેસે, એ હિસાબે ખર્ચ આવે છે. સાધારણ રીતે પંદર વર્ષે સમારકામ માગે છે, જો કે સામાન્ય ચોખ્ખાઈ વગેરે તો દરવર્ષે કરવાં જોઇએ. આપણા સારા દિવસોમાં આપણાં બધાં વહાણો આપણે જ બાંધતા એટલું જ નહીં પણ[૨] કહે છે કે નેલ્સનનું પ્રખ્યાત વિક્ટરી નામનું વહાણ ગુજરાતી કારીગરોએ ઈ. સ. ૧૭૬૬ના આરસામાં બાંધેલું હતું. મુંબઇનાં વહાણો પદર વર્ષ વપરાયા છતાં અંગ્રેજી નૌકાસન્ય માટે સારાં ગણાતાં. અંગ્રેજી ઓકનાં વહાણો કરતાં ગુજરાતી સાગનાં વહાણો ટકવામાં ચારથી પાંચ ગણાં વધારે હતાં અને ચારગણાં સસ્તાં હતાં.

આ ઉદ્યોગને લીધે તથા મૂળથી ચાલ્યાં આવતાં વહાણખેડ ને વહાણવટાંને લીધે આપણી ભાષામાં વહાણને લગતા દરેક પ્રકારના શબ્દો મોજૂદ છે. આ શબ્દોનો સંગ્રહ[૧] એવડો મોટો છે કે હાલના યુરોપી શબ્દકોશની હરીફાઇમાં સારી રીતે ટકી શકે. આ શબ્દો પૈકી કેટલાક શબ્દો તો એવા છે કે એની વ્યુત્પત્તિ કરવાથી આપણી વહાણખેડની પ્રાચીનતા એની મેળે જ સિદ્ધ થઈ જાય છે. દા. ત.—

૨ "પોત, સંસ્કૃત; વર્ગસાવર્ણ્યથી, બોત; ઉચ્ચાર વૈષમ્યથી, બોટ; લાઘવદર્શનાર્થે. બોટિલા, પોર્ચુગીઝ; અપભ્રંશ, બતેલો અરબી; ભતેલો, કચ્છી.

સંસ્કૃત, સણુચી, અર્થ-પહોળા તલવાળું જહાજ; ચીનાઓના સંગથી. ('સ્થયોસ્સાવર્ણ્યમ્ –સંપાન'–ચપાન) થણુચી; પાશ્ચાત્ય અપભ્રંશ, ધખૂસી."

સઢ—સંસ્કૃત, सु+वह्—उढ; सह्[૩] ઉપરથી.

આવાં વિસ્તૃત વહાણવટાં અને વહાણખેડ પ્રમાણે જૂદા જૂદા પ્રકારનાં[૪] વહાણો હોય, એ સ્વાભાવિક છે. આ વહાણો જૂદા જૂદા આશય પ્રમાણે ઘાટ વગેરેમાં ફેરફારવાળાં હોય છે, અને દરેક જાતમાં કાંઇ ને કાંઇ વિશેષતા હોય છે. કોઈના ચાલવામાં તો કોઇની માલ ભરવાની જગ્યામાં, કોઈની તરતાં પાણીમાં રહેવામાં તો કોઈની નદીઓનાં વહેનોમાં રહેવામાં અને કોઈની સગવડની દૃષ્ટિમાં તો કોઈની વેપારી લાભ મેળવવાની દૃષ્ટિમાં-એમ વિશેષતા નજરે ચઢે છે. ખાસ ધ્યાન ખેંચે એવી બાબત એ છે કે આ વહાણો પોતાની ભૂગોળની પરિસ્થિતિને જેવી કે પાણી, વેલ, પવન, વગેરે અનુકૂળ પડે એવી રીતે બંધાયેલ હોય છે.

૫ "જ્યાં પહાડો અને સમુદ્રોનો સુમેળ જામે છે; જ્યાં પાણીદાર મરદો અને સલજ્જ સુન્દરીઓ છે; જ્યાં નરનારીઓ મરદાનગી અને કુલીનતાવાળાં છે; જ્યાં રમ્ય જંગલોમાં વાઘ, સિંહો, તથા બહારવટિયા ગાજે છે; જ્યાં ભૂમિ રસકસવાળી અને જાનવરો સંપીલા છે; જ્યાં સતી અને સંતને વિસામો છે, જ્યાં મધુર ગુર્જરગિરા બોલાય છે એવી એશિયાની અને હિન્દની સર્વશ્રેષ્ઠ હે સૌરાષ્ટ્રધરણી! તને ધન્ય! હો ધન્ય!"

———o———

૧ વહાણની પરિભાષા

૨ કુમાર અંક ૧૪૧, પા. ૩૩૫-૬

૩. The origin of the O. Eng. segl or segel and its cognates, e.g. Dutch Zeil, Dan. seil, Ger. segel, etc. is not known, it is certainly not connected with Lat. sagulum, cloak, mantle. It may be derived from the Indo-European root sagh,–reen in Sanskrit sah, endure, the idea being of that which bears up against or resists the wind. —Ency. Brit. (13th Edn.) Vol. 23, P. 1009.

૪ વિગત માટે જુઓ—વહાણની પરિભાષા તથા કુમાર અંક ૧૪૧

૫ ગુજરાતી લેખનકળા

# નર્મદ અને રાણીના

શ્રી. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય

૧

આજના ગુજરાતી શિક્ષિત સમુદાયમાં કવિ નર્મદાશંકરનું નામ જાણનાર માણસોમાંથી સેંકડે એકાદ બે ટકા પણ એ વીર પુરુષના મુખ્ય સમર્થ સાથીઓનાં નામ જાણતા નહીં હોય. પણ એ વીરના વીરત્વને, તેમની વચ્ચે જ એ હતા ત્યારે, ઓળખનાર તથા ઝળકાવવામાં સહાય થનાર, એના દીર્ઘદર્શી દિલાવર મિત્રો એવા સંપૂર્ણ વિસ્મરણને પાત્ર નથી. તેમનામાંના એક વિષે થોડીક પ્રસ્તુત વિગતો નોંધવાનો આ યત્ન છે.

મહર્ષિ દાદાભાઇ ત્યારે પોતાની પચીસથી પણ ઓછી વયે 'સોસાયટીના પોર્યાઓ'માંના ગણાતા. કેટલાક પારસી રૂઢિનિષ્ઠ વૃદ્ધ અકાબરોએ જ તેમને તથા તેમના સાથીઓને એ 'ગાળ' (જો કે પરિણામે એ નીવડી બિરૂદ) દીધી હતી. એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યુશનવાળા પ્રો. રીડની પ્રેરણા દ્વારા સ્થપાયલી, 'સ્ટુડન્ટસ સોસાયટી' ના જુવાન કાર્યકરો એટલે સોસાયટીના પોરિયાઓ. તેમણે સૌએ એવા વિરોધમય વાતાવરણમાં પણ ટકી રહીને શિક્ષણપ્રચાર તથા સંસારસુધારાનાં પોતાનાં જીવનકાર્યો માટે જૂદેજૂદે સમયે જ્ઞાનપ્રસારક સભા (સ્થા. ૧૮૪૯) અને બુદ્ધિવર્ધક સભા (સ્થા. ૧૮૫૧) કાઢી.[1] આમાંની પહેલી સંસ્થા પ્રો. દાદાભાઇના નેતૃત્વ નીચે નીકળી હતી અને નાનાભાઈ રૂસ્તમજી રાણીના તેના ઉત્સાહી કાર્યકરોમાંના એક હતા; બીજીના આદ્ય પ્રમુખોમાંના એક, ગુજરાતી કેળવણીના પિતા રણછોડદાસ ગિરધરભાઈ હતા, અને કવિ નર્મદાશંકર વિશેષે કરી પ્રારંભવર્ષોમાં, તેના પ્રાણરૂપ ભાષણકર્તાઓમાંના એક હતા. મુંબઈમાંના સુધારાક્ષેત્રના આ બે તરુણ અને હોંશીલા સાહસવીરો નર્મદ અને રાણીના પહેલવહેલા એકબીજાને ક્યાં અને ક્યારે મળ્યા તેનો પ્રમાણભૂત ઉલ્લેખ તો ભાગ્યે જ જળવાયો હોય. પણ આ સંદર્ભમાં બે હકીકતો ધ્યાનપાત્ર લાગે છે: ૧૮૫૧ની સાલમાં કવિએ બુદ્ધિવર્ધક સભામાં તેમનું પહેલું ભાષણ મંડળીઓ વિષે કર્યું અને એ જ સાલમાં ઓગણીશ વર્ષના નાનાભાઇએ અભ્યાસ કૌટુંબિક સંજોગોવશાત્ છોડીને, જ્ઞાનપ્રસારક સભાની કન્યાશાળામાં શિક્ષકની નોકરી માસિક રૂ. ૭ ના પગારથી સ્વીકારી.

૨

ઇસવી ઓગણીશમા શતકનો ઉત્તરાર્ધ એમ આરંભાતાં જ, પૂરો દસકો વીતે ત્યાં તો, જે સંખ્યાબંધ મોટાનાના જ્યોતિર્ધરોના જ્યોતિ મુંબાઈમાં ઝળક્યા તે મંડળમાં આપણા બંને નિરૂપણવિષયને મણિલાલ સરખા સુધીર વિચારક પણ ગણાવે છે:

આમારા કવિ [નર્મદાશંકર] સુધારાનું ઉત્તમાંગ હતા, એ નિર્વિવાદ છે. ગુજરાતમાં જ્યારે ચોતરફ અંધકાર ચાલતો હતો ત્યારે મુંબઈમાં કવિ નર્મદાશંકર, રા. ગિરધરલાલ, રા. કરસનદાસ, રા. નગીનદાસ, રા. ગંગાદાસ, ડાક્તર ભાઉ દાજી, શેઠ નાનાભાઇ રૂસ્તમજી [ રાણીના ], વગેરે ગૃહસ્થો અંગ્રેજી કેળવણી પામી, વિલાયતનો સુધારો આપણામાં દાખલ કરી, સર્વને સુખી કરવા ધમચોકાર મહેનત ચલાવી રહ્યા હતા.[2]

૧. દિ. બ. કૃષ્ણલાલ મો. ઝવેરી: 'વધુમાર્ગસૂચક સ્તંભો (૧૯૩૦) : પૃ. ૨૨.

૨ 'સુદર્શન ગદ્યાવલિ' પૃ. ૬૫૫

સમાનશીલોનું આ સખ્ય (અને તે, એ કાળની ઘટનાઓ પછી ૩૦–૩૫ વર્ષે પણ મણિલાલ સરખાએ નોંધપાત્ર ગણેલું તેવું) તથા ઉપર્યુક્ત એકાવનની જ સાલમાં થએલો બંનેનો સહોદયઃ આ બંને સાથે વિચારમાં લેતાં એવું અનુમાન બાંધવામાં હરકત નથી કે બંનેનો મેળાપ ૧૮૫૫ની આસપાસ કદાચ થયો હશે.

અનુમાનપ્રમાણના પ્રદેશમાં લાંબો વખત રહેવું, આવા વિષયમાં યોગ્ય નહીં તેથી હવે શબ્દપ્રમાણના પ્રદેશમાં પ્રવેશતાં આપણે જોઇએ છીએ કે નર્મદાશંકરે 'મારી હકીકત'-માં પોતાના આ મિત્ર વિશે બે સ્થળે ઉલ્લેખ કર્યો છે.

એ વખત [મહિપતરામના પરદેશગમનને લગતો દસ્તાવેજ મુંબાઇમાં લાલશંકર પાસે સહી માટે આવ્યો ત્યારે] હું મારા દોસ્ત નાનાભાઈ રૂસ્તમજી, અરદેશર ફરામજી વગેરેઓની સાથે [મુંબાઈ-પડોશના] ચિમોડ ગામમાં સ્હેલ કરતો હતો. (વિરામ આઠમો : ૧૮૬ પૃ. ૬૯.)

સને ૧૮૬૨ની શરૂઆતથી તે જુન સુધી હું રાતદહાડો અંગ્રેજી ને ગુજરાતી ડીક્શનરી બનાવવામાં મારા મિત્ર નાનાભાઇ રૂસ્તમજી ને અરદેશર ફરામજી સાથે ગુંથાયા હતો. (વિરામ નવમો પૃ. ૭૭)

આ અવતરણો સ્પષ્ટપણે સૂચવે છે કે ૧૮૬૦માં તો બંને વ્યક્તિઓ વચ્ચે જેમ આમોદ-પ્રમોદ માટે તેમ કર્તવ્યને અંગે પણ ગાઢ મૈત્રી જામેલી; પછીના દશકામાં એ ગાઢતર થવા પણ નિર્માઈ હતી.

બીજા અવતરણમાં કોશપ્રવૃત્તિનો ઉલ્લેખ છે. કવિનો પોતાનો કોશ તો એને આગલે વર્ષે (૧૮૬૧માં પ્રકટવા માંડ્યો હતો, એટલે તેમની ત્યારની મનોવૃત્તિ તથા પ્રવૃત્તિને અનુરૂપ કાર્ય તેમણે ઉપર પ્રમાણે, પછીથી જે 'મૂસ[1] અને રાણીના'ને નામે સુપ્રસિદ્ધ થયો તે કોશમાં સહાય થઇ કર્યું, એ સ્વાભાવિક છે. આ કોશ અને આ સહાયતા વિશે રાણીનાની એક ચરિત્રરેખામાં પણ ઉલ્લેખ છેઃ

"તેમણે કવિ નર્મદ સાથે મળીને "અંગ્રેજી—ગુજરાતી" નાનો કોશ તૈયાર કર્યો, તથા તેની દ્વિતીય આવૃત્તિ કરવા માટે સ્વ. ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિકે તેમને પુરતી મદદ આપી હતી.[2]"

## ૩

૧૮૫૧–૬૦ના દસકા દરમ્યાન નાનાભાઈની કારકિર્દી સામાન્ય શિક્ષકપણા કરતાં ઠીક ઠીક આગળ વધી હતી. એ વર્ષોમાં તેમણે ભાષાન્તરગ્રન્થ 'જ્ઞાનતત્ત્વ' દ્વારા એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યુશનના ગુજરાતી ભાષાના પંડિતપદ માટે પરીક્ષા પૂરતી સફળ ઉમેદવારી કરી; તાર-ખાતાનો અભ્યાસ કરી, સિગ્નલર બન્યા. (૧૮૫૩) ત્યાં તીખા સ્વભાવના ડૉ. ગ્રીન સાથે ફાવ્યું નહિ અને રાજીનામું આપ્યું; ફરીથી શિક્ષક બન્યા; વચ્ચે (૧૮૫૪માં) લગ્ન કર્યાં હોઈ વધેલા નવા ખર્ચને પહોંચી વળવા મિત્ર અ. ફ. મૂસના જ હાથ હેઠળ નેટિવ જનરલ લાઇબ્રેરીના સહાયક ગ્રન્થપાલ થયા. 'સત્યદીપક'ના તંત્રી અને 'રાસ્ત-ગોફ્તાર'ના એક લેખક તથા પછી તંત્રી નીમાયા. યુનિયન પ્રેસના મેનેજર થયા. (૧૮૫૮), તેમાં ભાગદાર બન્યા (૧૮૬૬) તેના આખરે કુલ માલિક ૧૮૭૧થી અડસઠની વયે અવસાન પર્યંત (૧૯૦૦) સુધી રહ્યા.[3]

---

૧. અરદેશર ફરામજી મૂસ બંને અવતરણોમાં જેમનું નામ છે તે જ વિદ્યાપ્રેમી ગૃહસ્થ. તેઓ પણ ત્યારના અગ્રણી કાર્યકરોમાંના એક હતા.

૨. 'સમાલોચક' પુ. ૧૫ અંક ૪; ઓક્ટોબર ડિસે. ૧૯૧૦.

૩. આ વિગતો પૂર્વોક્ત 'સમાલોચક' અંકમાંથી લીધી છે. પ્રેસસ્થાપનાની સાલ એમાં સ્પષ્ટરૂપે નથીઃ એ 'સાઠી'ના સાહિત્યનું દિગ્દર્શન'માંથી (પૃ. ૨૯૮) ટાંકી છે.

૪

'જ્ઞાનપ્રસારક' (એ નામવાળી સંસ્થાની સાથે શરૂ થએલું એનું માસિક મુખપત્ર) સને ૧૮૬૭માં તો યુનિયન પ્રેસમાં જ છપાયું હતું, એમ એ વર્ષની તેની ફાઈલ જોવામાં આવી છે, તે પરથી કહી શકાય. એના મુદ્રક જેમ નાનાભાઈ, તેમ જ્ઞાનપ્રચારક સભાના ખજાનચી પણ તેઓ હતા, એમ ડિસેમ્બરને છેલ્લે પાને છપાયેલા હિસાબ હેઠળની સહી પરથી માલમ પડે છે.

૧૮૬૭માં જે સમગ્ર 'નર્મકવિતા'નો મોટો ગ્રન્થ પહેલી વાર પ્રસિદ્ધ થયો. તેની જે જાહેરાત 'જ્ઞાનપ્રસારક'ના એ વર્ષના માર્ચથી ઑગસ્ટના છ અંકોમાં છે તેમાંની થોડી લીટીઓ આ પ્રમાણે છે:

"ફુલીસકેપ સાઇઝનાં ઊંચાં ને જાડાં કાગળ ઉપર ડોલદાર ને મરોડવાળા ટાઈપે, ફરતી બોર્ડરે અને સફાઈદાર છાપણીથી એ પુસ્તક યુનિયન પ્રેસમાં છાપવામાં આવ્યું છે."

એ સાડી ચારસો પાનાનો અને પંદર રૂપિયાની કીંમતનો બૃહદ્ગ્રંથ જે છાપખાનાએ છાપ્યો હોય તેના હાથમાં જ્યારે ત્યારનું એક વગદાર માસિક પણ હોય ત્યારે તેમાં એ ગ્રન્થની વિસ્તૃત સમાલોચના પણ છપાય. એ સ્વાભાવિક છે. તેવી આશરે દોઢ હજાર શબ્દોની સમાલોચના મે માસના અંકમાં છે. આવે પ્રસંગે હાલનો 'વ્યવહાર'કુશળ જમાનો "મોસાળ જમવાનું ને મા પીરસનારી" એવી નીતિ પાળતાં શીખ્યો છે તેવું નર્મદ અને રાણીનાના જમાનામાં નહોતું કે અલ્પ પ્રમાણમાં હતું, તેથી એ સમાલોચનામાં નર્મદાશંકરની કવિતાનાં પોકળ બેસમજ વખાણ નથી. તેમાં તો એમની ત્યાર સુધીની વાઙ્મય સેવાનો સંક્ષેપે, સમતોલ ચિત્તે પરિચય કરાવી. તેમની કવિતા મધ્યકાલીન કવિઓથી ક્યાં જુદી પડે છે તે સૂચવી, ગ્રન્થમાંની કવિતાને "જમાનાની હાલતનો ચિતાર સારી પેઠે" આપનારી તરીકે ઓળખાવી, કાવ્યોમાંથી પાંચ વિવિધ અવતરણો તથા તેનું વિવેચન આપ્યાં છે. અને કોઈ શબ્દ અશુદ્ધિ તથા વ્યાકરણદોષ વિષે સર્વ સામાન્યરૂપે નુકતેચીની કરી છે.

એ સમાલોચના લખી હશે કોણે? લખાણ હિન્દુ લેખકનું જ નહીં, કાલિદાસના તથા બીજા એમાં આવતા ઉલ્લેખ પરથી સંસ્કૃતના પણ અભ્યાસીનું લાગે છે. આ પહેલી હકીકતમાં એવામાં એ માસિક સાથે જેમને નિકટનો સંબંધ હશે એવા ઝવેરીલાલ યાજ્ઞિકના શાકુન્તલ ભાષાન્તરની જાહેરાત પણ 'જ્ઞાનપ્રચારક'માં આવતી તથા એમાં બીજા કોઈ બહારના લેખકના પુસ્તકની જાહેરાત બિલકુલ નહોતી આવતી એ બીજી હકીકત; અને ઉપર આવી ગએલા 'સમાલોચક'વાળા અવતરણ પરથી સ્પષ્ટ થાય છે તેમ ઝવેરીલાલ અને નાનાભાઈ પરસ્પર મનમેળવાળા સહકાર્યકર હતા એ ત્રીજી હકીકત: આ સર્વ પરથી તેમ જ લખાણના એકંદર ઠરેલ સમભાવી, ગુણદર્શી ઝોક પરથી મને તો એ ઝવેરીલાલનું હોય એવું અનુમાન વાસ્તવિક લાગે છે. આ અનુમાનની સાધક કે બાધક જે વધુ હકીકતો મળી શકે તે કોઈ વાર મેળવવાનો યત્ન કરવા જેવું છે. કેમકે 'નર્મકવિતા'નું એને વિષે વિગતવાર સમકાલીન મત દર્શાવતું બીજું વિવેચન (નવલરામના અપવાદ સિવાય, અલબત્ત) આપણા જાણવામાં નથી, એટલે એના લેખકની ભાળ મેળવવી અભ્યાસદૃષ્ટિએ આવશ્યક છે.

૫

એ મોટી 'નર્મકવિતા' એમ છપાઈ તથા અવલોકાઇ, પણ એના સેંકડો રૂપિયાના પ્રેસબિલનું શું? આ પ્રશ્નના ઉત્તર આપણને એક નહીં તે બે આપણા સમકાલીન નર્મદ-

વિષયક પ્રકાશનમાં મળતો હોઈ, જિજ્ઞાસુઓને એ દુર્લભ નથી, માટે એને વિશે અલ્પ વિસ્તાર કરવામાં બહુ સાર માનવો યોગ્ય ગણાશે.

એ બિલ વિષેનો ૧૯૨૪ લગી અપ્રકટ હતો તે કવિનો નાનાભાઇ પરનો પત્ર એ વર્ષે પ્રગટેલી 'કાન્તમાલા'માં[1] છપાયો છે. રા. ભાઈ વિશ્વનાથ મ. ભટ્ટસંયોજિત 'નર્મદનું મન્દિર'ના ગદ્યવિભાગ ખંડમાંના પત્રોમાં એ જ પત્ર ચૌદમો છે. આ પત્ર તથા એમાંના નંબર ૯[2] અને ૧૦, ત્રણે સાથે વાંચતાં આપણને 'નર્મકોશ' તથા નર્મકવિતાનાં 'નાં પ્રકાશનોએ કવિને કરાવેલી દુઃસહ મનોવ્યથાની, યુનિયન પ્રેસ વતી નાનાભાઇએ કવિની સ્થિતિને અનુકૂળ થવા દર્શાવેલી સમુદાર મનોવૃત્તિની અને તેમને ભારરૂપ નહીં થવાની કવિની પોતાની ખરા દિલની ઇચ્છાની ઝાંખી થાય છે. એમાંનો ચૌદમો પત્ર તો, એનો વિષય વ્યાવહારિક છે તો પણ, બંને મિત્રોના સંબંધની ભાવાર્દ્રતાની જ્વલંત સાક્ષીરૂપ છે, જેમ નર્મદજીવનના એક અત્યંત વીર કરૂણરસાર્દ્ર પ્રકરણનો પણ એ દ્યોતક છે.

એ પત્રો ૧૮૬૮–૭૦ના છે, ત્યાર પછીની કવિની સોળ વર્ષની જિંદગીમાં નાનાભાઈ રાણીનાનું સ્થાન શું હતું, એ જૂદા વિશેષ સંશોધનનો વિષય કોઇ વાર થઈ શકે,—જો કે એ માટેની સાધનસામગ્રી વિરલતર છે, એમ આ લખનારને લાગે છે.

---

૧. એના પૃ. ૪૧૫ મા પર, એ પત્રને છેડે માલાસંપાદક પ્રો. બળવંતરાય ઠાકોરે, 'ત્યારે હતો તે હવે નથી કે ઓછો છે તે 'સાહિત્યપ્રીત્યર્થ હિન્દુ પારસી સહકારનો ઉલ્લેખ' કર્યો છે, તે પણ આપણા વિષય સંબંધી ખાસ ધ્યાનમાં રાખવા જેવો છે. બીજું સોરાબજી શા. બંગાળીનો પણ એક પ્રકારનો અનેકવિધ કીંમતી સહકાર પૂરતા અન્વેષણ દ્વારા પુનરૂદ્ધારને પાત્ર છે—જેમ કેટલેક અંશે ને પરિમિત દષ્ટિએ કે. ન. કાબરાજીનો પણ.

૨. આ પત્રને આરંભે સંશોધનરૂપે માની 'પ્રિયભાઇ' છે, પણ એનું લખાણ એ નાનાભાઇ પરનો હોય, એવું ચોક્કસ અનુમાન કરાવે છે.

# સાંપ્રદાયિક સંઘર્ષ-કથાઓ

શ્રી. પંડિત બેચરદાસ જીવરાજ દોશી

**ધર્મ** અને સંપ્રદાય વચ્ચે સાધ્ય—સાધનનો સંબંધ છે. ધર્મ સાધ્ય છે અને સંપ્રદાય, ધર્મનું સાધન છે. 'दुर्गतिप्रपतज्जन्तुधारणाद् धर्म उच्यते' એવું યોગશાસ્ત્રનું વચન છે. દુર્ગતિમાં પડતાં માનવોને તેમાં ન પડવા દે અને ધરી રાખે તે તત્ત્વ વા શક્તિનું નામ ધર્મ છે. દુર્ગતિનો પારિભાષિક અર્થ નરકગતિ અથવા તિર્યંચગતિ (પશુયોનિ) પ્રચલિત છે. પરન્તુ દુર્ગતિનો એ સાંકેતિક ગૌણ અર્થ અહીં વિવક્ષિત નથી. અહીં તો દુર્ગતિનો યૌગિક અર્થ-વ્યુત્પત્તિજન્યભાવ અપેક્ષિત છેઃ दुर्—दुष्टा गतिः गमनं અર્થાત્ દુષ્ટ રીતે ગમન કરવું, એટલે દુષ્ટ રીતે વ્યવહાર કરવો-દુષ્ટ રીતે બોલવું, ચાલવું, ખાવું, પીવું, વ્યાપાર-પ્રવૃત્તિ કરવી, લેવડદેવડ કરવી વગેરે જે કાંઇ લૌકિક વા પારમાર્થિકરૂપે મનાતો વ્યવહાર હોય તેમાં બધે દુષ્ટપણે વર્તવું—દુર્ગતિનો એ અર્થ વ્યુત્પન્ન છે અને અહીં પ્રધાનપણે એ જ અર્થ વિવક્ષિત છે.

માનવ માત્ર જ્યારે એક પોતાના જ સ્વાર્થોને સાધવા તત્પર થાય છે, પોતાની જ વાસનાપૂર્તિ માટે સજ્જ બને છે, પોતાની તૃષ્ણા, લોભ, મોહ, ક્રોધ, મદ કે પોતે જ જેને સુખદ સમજે છે તે સર્વ વૃત્તિઓને તૃપ્ત કરવાની ખટપટમાં રચ્યોપચ્યો રહે છે ત્યારે તે સ્વાભાવિક રીતે જ દુર્ગતિને પંથે પડેલો હોય છે.

વ્યાપારી, શિક્ષક, મુનિ, સંન્યાસી, ભક્ત, પૂજારી, બ્રહ્મચારી, શ્રાવક, બ્રાહ્મણ, રાજા કે રંક ગમે તે હોય પરતુ તેઓમાંનો કોઈ જ્યારે ઉપર કહ્યા પ્રમાણે માત્ર પોતાના સ્વાર્થની જ દૃષ્ટિએ પ્રવર્તે છે તે પ્રસંગે તે પોતાનું માનસિક સમતોલપણું ગુમાવી બેસે છે. પોતાની અને સામાની પરિસ્થિતિઓ વિશે વિચાર કરવા અટકતો નથી એટલું જ નહિ પણ જેમને તે પોતાનાં આત્મીય સ્વજન ગણે છે એવાં માતાપિતા, પત્ની અને સંતાનોની પણ ઉપેક્ષા કરવામાં આંચકો ખાતો નથી અને પોતાની સ્વાર્થમય પ્રવૃત્તિનું ભાવી પરિણામ પોતા માટે, પ્રજા માટે, સમાજ માટે, રાષ્ટ્ર માટે વા વિશ્વ માટે કેવું ભયપ્રદ નીવડશે તેની પણ ચિંતા કરવા થોભતો નથી. આવી આવેગમય પરિસ્થિતિમાં પડેલા માનવને વા માનવસમાજને હું તો દુર્ગતિના માર્ગે ચડેલો સમજું છું. એવા દુર્ગતિના માર્ગે ચડેલા માનવ વા માનવસમાજને જે શક્તિ વા ભાવના કે સંકલ્પબળ સમતોલ રાખે—હિતઅહિતનો વિચાર કરવાની પ્રેરણા આપે અને એવી—વ્યક્તિથી માંડીને સમસ્ત પ્રજાનો કચ્ચરઘાણ વાળતી-દુર્ગતિમાં પડતાં ધરી રાખે—ઝાલી રાખે તે તત્ત્વનું નામ ધર્મ છે.

આજુબાજુનાં આકર્ષણોને લીધે ફરતી પૃથ્વી જેમ પોતાની ધરી ઉપરથી ખસતી નથી, સૂર્ય, ચંદ્ર કે ગ્રહમંડળ પોતાનું નિયત સ્થાન ચૂકતું નથી, તેમ પોતપોતાની વૃત્તિઓના આવેગથી ચલિત થયાં કરતો—ફરતો રહેતો માનવ વા સમાજ જે તત્ત્વને લીધે વા જે સંકલ્પ કે ભાવનાના બળને લીધે પોતાની માનવતાની ધરી ઉપરથી જરા પણ ન ખસે-વિચલિત ન થાય તે જ તત્ત્વ મારે મન ધર્મ છે.

મારા વિચાર પ્રમાણે તો અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચરણ અને અપરિગ્રહ એ જ ધર્મતત્ત્વ છે, અને એ જ તત્ત્વ વાસનાના વેગથી ફર્યા કરતા વા અથડાતા માનવને માનવતાની ધરી ઉપર સ્થિર રાખે છે.

આંખ ઉઘાડીને જોઈશું તો સ્પષ્ટ જણાશે કે આખા વિશ્વમાં માત્સ્યન્યાય ચાલી રહ્યો છે એટલું જ નહીં પણ કેટલાક દુર્વિદગ્ધો એ ન્યાય પ્રમાણે જ વિશ્વ ચાલવું જોઇએ, એમ માને છે. અને જગતને મનાવી રહ્યા છે, છતાં ભારતના માનવસમાજમાં ગમે તે રીતે ભય, લજ્જા, દાક્ષિણ્ય, લાલચ, પૂર્વસંસ્કાર વા આર્યતાના સંસ્કાર વગેરે અનેક નિમિત્તોને લીધે અહિંસાદિક તત્ત્વમય ધર્મ ઓછેવત્તે અંશે ટકી રહ્યો છે અને તેને જ પરિણામે સમાજ પળેપળે નરકરૂપ બનતો અટકી પડે છે.

અહિંસાદિક પંચયામી ધર્મનો પ્રચાર કરનારી ત્રિવેણી આ જ આપણે ત્યાં હજારો વર્ષથી વહી રહી છે–વૈદિકગંગા, જૈનયમુના અને બૌદ્ધસરસ્વતી; એ ત્રણે મહાન પ્રવાહોની સંસ્કૃતિઓનું મંડાણ અને બધો ઝોક એ પાંચ તત્ત્વરૂપ ધર્મ તરફ જ છે. સમાજ વા વિશ્વ કે વ્યક્તિનાં ધારણ, પોષણ અને સત્ત્વસંરક્ષણ કરવા માટે અહિંસાદિક ધર્મ જ સમર્થ છે એમ એ ત્રણે મહાન પ્રવાહો માને છે. તે ત્રણે સંસ્કૃતિઓના મુખ્ય મુખ્ય પ્રવર્તકોનાં જીવનવહેણ તરફ આપણે દૃષ્ટિ કરીશું તો એમની સંસ્કૃતિઓનાં મંડાણ અને ઝોક કઇ દિશામાં છે તે તરત જ જાણી શકાશે.

નારાયણરૂપ શ્રીકૃષ્ણ ભગવાનનો અનાસક્તિયોગ, ભગવાન મહાવીરનો અભયપથ અને ભગવાન બુદ્ધનું ધર્મચક્ર; એ ત્રણે શબ્દો તે ત્રણે પરંપરાના આદર્શને સૂચવે છે અને દેખાવમાં એ ત્રણે શબ્દો ભલે ભિન્ન ભિન્ન ભાસતા હોય પરંતુ તેમનો ભાવ તો એક સમાન છે.

અનાસક્તિયોગને સાધનારો, અભયપથ ઉપર વિચરનારો અને ધર્મચક્રના શાસન પ્રમાણે વર્તનારો માનવ અહિંસાસત્યાદિક ધર્મને પામી શકે છે. અને પરિણામે આત્મ–સ્વરૂપના લાભને, બ્રહ્મભાવને વા નિર્વાણદશાને મેળવી શકે છે.

અનાસક્તિયોગ, અભયપથ અને ધર્મચક્ર આમ જનતામાં પ્રચાર પામે, એ માટે તે તે મહાપુરુષોએ વા તેમને પ્રામાણિકપણે સમજનારા તેમના અનુયાયિઓએ બીજી બીજી અનેક પરંપરાઓ યોજેલી છે. એ યોજેલી ભિન્ન ભિન્ન પરંપરાઓ અને સંપ્રદાય એ બન્ને એક જ વસ્તુ છે.

એ પરંપરાઓ કે સંપ્રદાયોમાં મુખ્યત્વે બાહ્ય ક્રિયાકાંડો, ઉપલકિયા વિધિનિષેધો, વિવિધ પ્રકારનાં અનુષ્ઠાનો, દેવની પૂજા, ગુરુની સેવા, શાસ્ત્રશ્રવણ, કથાવાર્તા, વગેરે અનેક ચિત્રવિચિત્ર તત્ત્વો પ્રધાનપણું ભોગવે છે.

એ સંપ્રદાયોએ માનવસમાજના હિતમાં ભાગ તો જરૂર ભજવેલો છે અને ભજવે છે પણ ખરા: અને એ અપેક્ષાએ જોતાં તે સંપ્રદાયો લેશ પણ હાનિકારક નથી.

પરંતુ જ્યારે તે તે સંપ્રદાયના અર્વાગ્દર્શી પ્રચારકો વા અનુયાયિઓ વિવેકહીન બને છે, પોતપોતાની જ બડાઈ હાંકે છે, સાથે સાથે બીજી બીજી પરંપરાઓની નિંદા કરે છે અને પોતાનાં દેવ, ગુરુ, શાસ્ત્ર, કથા વગેરેનું જ મહત્ત્વ સ્થાપે છે, તથા બીજાના દેવ, ગુરુ, શાસ્ત્રકથા, વગેરેનું વગોણું કરે છે—તે બધાંની હીણપત કરે છે—તેમને મિથ્યા—ખોટાં કહે છે, ત્યારે અહિંસાસત્યાદિકનો પ્રચાર કરી જનકલ્યાણ સાધવા સ્થપાએલા એ સંપ્રદાયો

# સાંપ્રદાયિક સંઘર્ષ-કથાઓ

શ્રી. પંડિત બેચરદાસ જીવરાજ દોશી

**ધર્મ** અને સંપ્રદાય વચ્ચે સાધ્ય—સાધનનો સંબંધ છે. ધર્મ સાધ્ય છે અને સંપ્રદાય, ધર્મનું સાધન છે. 'दुर्गतिप्रपतज्जन्तुधारणाद् धर्म उच्यते' એવું યોગશાસ્ત્રનું વચન છે. દુર્ગતિમાં પડતાં માનવોને તેમાં ન પડવા દે અને ધરી રાખે તે તત્ત્વ વા શક્તિનું નામ ધર્મ છે. દુર્ગતિનો પારિભાષિક અર્થ નરકગતિ અથવા તિર્યંચગતિ (પશુયોનિ) પ્રચલિત છે. પરન્તુ દુર્ગતિનો એ સાંકેતિક ગૌણ અર્થ અહીં વિવક્ષિત નથી. અહીં તો દુર્ગતિનો યૌગિક અર્થ-વ્યુત્પત્તિજન્યભાવ અપેક્ષિત છે: दुर्-दुष्टा गतिः गमनं અર્થાત્ દુષ્ટ રીતે ગમન કરવું, એટલે દુષ્ટ રીતે વ્યવહાર કરવો-દુષ્ટ રીતે બોલવું, ચાલવું, ખાવું, પીવું, વ્યાપાર-પ્રવૃત્તિ કરવી, લેવડદેવડ કરવી વગેરે જે કાંઇ લૌકિક વા પારમાર્થિકરૂપે મનાતો વ્યવહાર હોય તેમાં બધે દુષ્ટપણે વર્તવું—દુર્ગતિનો એ અર્થ વ્યુત્પન્ન છે અને અહીં પ્રધાનપણે એ જ અર્થ વિવક્ષિત છે.

માનવ માત્ર જ્યારે એક પોતાના જ સ્વાર્થોને સાધવા તત્પર થાય છે, પોતાની જ વાસનાપૂર્તિ માટે સજ્જ બને છે, પોતાની તૃષ્ણા, લોભ, મોહ, ક્રોધ, મદ કે પોતે જ જેને સુખદ સમજે છે તે સર્વ વૃત્તિઓને તૃપ્ત કરવાની ખટપટમાં રચ્યોપચ્યો રહે છે ત્યારે તે સ્વાભાવિક રીતે જ દુર્ગતિને પંથે પડેલો હોય છે.

વ્યાપારી, શિક્ષક, મુનિ, સંન્યાસી, ભક્ત, પૂજારી, બ્રહ્મચારી, શ્રાવક, બ્રાહ્મણ, રાજા કે રંક ગમે તે હોય પરતુ તેઓમાંનો કોઈ જ્યારે ઉપર કહ્યા પ્રમાણે માત્ર પોતાના સ્વાર્થની જ દૃષ્ટિએ પ્રવર્તે છે તે પ્રસંગે તે પોતાનું માનસિક સમતોલપણું ગુમાવી બેસે છે. પોતાની અને સામાની પરિસ્થિતિઓ વિશે વિચાર કરવા અટકતો નથી એટલું જ નહિ પણ જેમને તે પોતાનાં આત્મીય સ્વજન ગણે છે એવાં માતાપિતા, પત્ની અને સંતાનોની પણ ઉપેક્ષા કરવામાં આંચકો ખાતો નથી અને પોતાની સ્વાર્થમય પ્રવૃત્તિનું ભાવી પરિણામ પોતા માટે, પ્રજા માટે, સમાજ માટે, રાષ્ટ્ર માટે વા વિશ્વ માટે કેવું ભયપ્રદ નીવડશે તેની પણ ચિંતા કરવા થોભતો નથી. આવી આવેગમય પરિસ્થિતિમાં પડેલા માનવને વા માનવસમાજને હું તો દુર્ગતિના માર્ગે ચડેલો સમજું છું. એવા દુર્ગતિના માર્ગે ચડેલા માનવ વા માનવસમાજને જે શક્તિ વા ભાવના કે સંકલ્પબળ સમતોલ રાખે—હિતઅહિતનો વિચાર કરવાની પ્રેરણા આપે અને એવી—વ્યક્તિથી માંડીને સમસ્ત પ્રજાનો કચ્ચરઘાણ વાળતી-દુર્ગતિમાં પડતાં ધરી રાખે—ઝાલી રાખે તે તત્ત્વનું નામ ધર્મ છે.

આજુબાજુનાં આકર્ષણોને લીધે ફરતી પૃથ્વી જેમ પોતાની ધરી ઉપરથી ખસતી નથી, સૂર્ય, ચંદ્ર કે ગ્રહમંડળ પોતાનું નિયત સ્થાન ચૂકતું નથી, તેમ પોતપોતાની વૃત્તિઓના આવેગથી ચલિત થયાં કરતો—ફરતો રહેતો માનવ વા સમાજ જે તત્ત્વને લીધે વા જે સંકલ્પ કે ભાવનાના બળને લીધે પોતાની માનવતાની ધરી ઉપરથી જરા પણ ન ખસે-વિચલિત ન થાય તે જ તત્ત્વ મારે મન ધર્મ છે.

મારા વિચાર પ્રમાણે તો અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચરણ અને અપરિગ્રહ એ જ ધર્મતત્ત્વ છે, અને એ જ તત્ત્વ વાસનાના વેગથી ફર્યાં કરતા વા અથડાતા માનવને માનવતાની ધરી ઉપર સ્થિર રાખે છે.

આંખ ઉઘાડીને જોઈશું તો સ્પષ્ટ જણાશે કે આખા વિશ્વમાં માત્સ્યન્યાય ચાલી રહ્યો છે એટલું જ નહીં પણ કેટલાક દુર્વિદગ્ધો એ ન્યાય પ્રમાણે જ વિશ્વ ચાલવું જોઇએ, એમ માને છે. અને જગતને મનાવી રહ્યા છે, છતાં ભારતના માનવસમાજમાં ગમે તે રીતે ભય, લજ્જા, દાક્ષિણ્ય, લાલચ, પૂર્વસંસ્કાર વા આર્યતાના સંસ્કાર વગેરે અનેક નિમિત્તોને લીધે અહિંસાદિક તત્ત્વમય ધર્મ ઓછેવત્તે અંશે ટકી રહ્યો છે અને તેને જ પરિણામે સમાજ પળેપળે નરકરૂપ બનતો અટકી પડે છે.

અહિંસાદિક પંચયામી ધર્મનો પ્રચાર કરનારી ત્રિવેણી આ જ આપણે ત્યાં હજારો વર્ષથી વહી રહી છે-વૈદિકગંગા, જૈનયમુના અને બૌદ્ધસરસ્વતી; એ ત્રણે મહાન પ્રવાહોની સંસ્કૃતિઓનું મંડાણ અને બધો ઝોક એ પાંચ તત્ત્વરૂપ ધર્મ તરફ જ છે. સમાજ વા વિશ્વ કે વ્યક્તિનાં ધારણ, પોષણ અને સત્ત્વસંરક્ષણ કરવા માટે અહિંસાદિક ધર્મ જ સમર્થ છે એમ એ ત્રણે મહાન પ્રવાહો માને છે. તે ત્રણે સંસ્કૃતિઓના મુખ્ય મુખ્ય પ્રવર્તકોનાં જીવનવહેણ તરફ આપણે દૃષ્ટિ કરીશું તો એમની સંસ્કૃતિઓનાં મંડાણ અને ઝોક કઇ દિશામાં છે તે તરત જ જાણી શકાશે.

નારાયણરૂપ શ્રીકૃષ્ણ ભગવાનનો અનાસક્તિયોગ, ભગવાન મહાવીરનો અભયપથ અને ભગવાન બુદ્ધનું ધર્મચક્ર; એ ત્રણે શબ્દો તે ત્રણે પરંપરાના આદર્શને સૂચવે છે અને દેખાવમાં એ ત્રણે શબ્દો ભલે ભિન્ન ભિન્ન ભાસતા હોય પરંતુ તેમનો ભાવ તો એક સમાન છે.

અનાસક્તિયોગને સાધનારો, અભયપથ ઉપર વિચરનારો અને ધર્મચક્રના શાસન પ્રમાણે વર્તનારો માનવ અહિંસાસત્યાદિક ધર્મને પામી શકે છે. અને પરિણામે આત્મ-સ્વરૂપના લાભને, બ્રહ્મભાવને વા નિર્વાણદશાને મેળવી શકે છે.

અનાસક્તિયોગ, અભયપથ અને ધર્મચક્ર આમ જનતામાં પ્રચાર પામે, એ માટે તે તે મહાપુરુષોએ વા તેમને પ્રામાણિકપણે સમજનારા તેમના અનુયાયિઓએ બીજી બીજી અનેક પરંપરાઓ યોજેલી છે. એ યોજેલી ભિન્ન ભિન્ન પરંપરાઓ અને સંપ્રદાય એ બન્ને એક જ વસ્તુ છે.

એ પરંપરાઓ કે સંપ્રદાયોમાં મુખ્યત્વે બાહ્ય ક્રિયાકાંડો, ઉપલકિયા વિધિનિષેધો, વિવિધ પ્રકારનાં અનુષ્ઠાનો, દેવની પૂજા, ગુરુની સેવા, શાસ્ત્રશ્રવણ, કથાવાર્તા, વગેરે અનેક ચિત્રવિચિત્ર તત્ત્વો પ્રધાનપણું ભોગવે છે.

એ સંપ્રદાયોએ માનવસમાજના હિતમાં ભાગ તો જરૂર ભજવેલો છે અને ભજવે છે પણ ખરા: અને એ અપેક્ષાએ જોતાં તે સંપ્રદાયો લેશ પણ હાનિકારક નથી.

પરંતુ જ્યારે તે તે સંપ્રદાયના અર્વાગ્દર્શી પ્રચારકો વા અનુયાયિઓ વિવેકહીન બને છે, પોતપોતાની જ બડાઈ હાંકે છે, સાથે સાથે બીજી બીજી પરંપરાઓની નિંદા કરે છે અને પોતાના દેવ, ગુરુ, શાસ્ત્ર, કથા વગેરેનું જ મહત્ત્વ સ્થાપે છે, તથા બીજાના દેવ, ગુરુ, શાસ્ત્રકથા, વગેરેનું વગોણું કરે છે—તે બધાંની હીણપત કરે છે—તેમને મિથ્યા—ખોટાં કહે છે, ત્યારે અહિંસાસત્યાદિકનો પ્રચાર કરી જનકલ્યાણ સાધવા સ્થપાએલા એ સંપ્રદાયો

જનસમૂહમાં પરસ્પર વૈરનાં બીજ રોપે છે—અસત્યનો પ્રચાર કરે છે, અને એવા ગંદાપ્રચારને લીધે પરિણામે એવાં યુદ્ધો જન્મે છે કે આપણે છેલ્લી જર્મન લડાઈ ને ઘડીભર ભૂલી જઈએ.

આર્થિક લડાઈઓ તો અમુક વખતે શાન્ત પણ પડે છે. પરંતુ કેટલાક સ્વાર્થસાધુઓએ ધર્મને નામે ચલાવેલી આ લડાઈઓ—ધર્મયુદ્ધો—તો પ્રજાને વારસામાં મળે છે, તેમનો અંત જલદી આવતો પણ નથી. જેને ધર્મ પ્રિય છે એવી ગભરુ બિચારી આમ જનતા ય એવા ગંદાપ્રચારનો ભોગ બને છે. એટલું જ નહીં; તે એવા પ્રચારનું વાહન પણ બને છે અને સરવાળે સમાજના વિકાસને રુંધનારા દોષો જડ ઘાલે છે. માનવ–માનવ વચ્ચેનો ભ્રાતૃભાવ નષ્ટ થાય છે, સગાભાઈઓ સુદ્ધાં સામસામા બાથંબાથ આવે એવા પ્રસંગો ય અવિરલ થઈ જાય છે.

હજારો વર્ષથી ચાલ્યા આવતા આપણા અનેક સંપ્રદાયોનો ઇતિહાસ જોઈશું તો આપણને સાંપ્રદાયિકતાના વિષમ વિષનો થોડો ઘણો ખ્યાલ આવશે, બહુ દૂર ન જતાં આપણે વર્તમાન કાળ જ બરાબર જોઈએ તો ય એ હકીકત સ્પષ્ટ થશે.

સમ્રાટ અશોકનાં શાસનોમાં પ્રજા માટે જેમ બીજાં બીજાં વિધાનો છે તેમ તેમાં સંપ્રદાયો વિશે પણ કેટલીક આજ્ઞાઓ થએલી છે; ધર્મરાજ અશોક કહે છે કે—

"देवानांपिये पियदसि राजा सव पासंडानि च पवजितानि च घरस्तानि च पूजयति दानेन च विविधाय च पूजाय पूजयति" ઈત્યાદિ.

આ બારમા શાસનનો સાર એ છે કે—"દેવોને પ્રિય એવો પ્રિયદર્શી રાજા અશોક બધાં પાખંડોને—સંપ્રદાયોને, તેમના પ્રવ્રજિતોને—સાધુસંન્યાસિઓને અને ગૃહસ્થોને વિવિધ પ્રકારના દાનવડે અને વિવિધ પ્રકારના આદરમાન દ્વારા પૂજે છે. રાજા અશોક એમ માને છે કે સર્વ સંપ્રદાયોમાં પરસ્પર સારની—સારભાગની—વૃદ્ધિ થવી જોઈએ. સારભાગની વૃદ્ધિ થવાનું મૂળ કારણ વાક્‌સંયમ છે. છેક નજીવા કારણે બીજા સંપ્રદાયની નિંદા કરીને પોતાના સંપ્રદાયની પ્રતિષ્ઠા વધારવાની રીત સારી નથી. યોગ્ય પ્રસંગે સંપ્રદાયો વચ્ચેનું તારતમ્ય બતાવી શકાય તો પણ તેમની તરફનો આદરભાવ તો રહેવો જ જોઈએ. આ રીતે વર્તનારો સંપ્રદાય પોતાની પ્રતિષ્ઠા કરશે અને અન્ય સંપ્રદાય ઉપર ઉપકાર કરશે. આથી ઉલટી રીતે વર્તનારો સંપ્રદાય પોતાના સંપ્રદાયને હણશે અને અન્ય સંપ્રદાય ઉપર અપકાર કરશે. જે સંપ્રદાય પોતાની જ પ્રતિષ્ઠા માટે બીજા સંપ્રદાયની નિંદા કરે છે તે પોતાની જ હીનતા કરે છે" ઈત્યાદિ.

શાન્તિપ્રિય મહારાજા અશોકના આ શાસન ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે તેમના સમયમાં સાંપ્રદાયિક કલહ કેટલો બધો વધી ગએલો હોવો જોઈએ, જે કલહને રોકવા રાજાને રાજદંડદ્વારા ફરજ બજાવવી પડી.

જે અભ્યાસિઓ વૈદિક, બૌદ્ધ અને જૈન ન્યાયના અભ્યાસથી પરિચિત છે તેઓ એ સાંપ્રદાયિક કલહથી અજાણ્યા નથી. જૈન સંપ્રદાયવાળા તાર્કિકો વૈદિક સંપ્રદાયની અને બૌદ્ધ સંપ્રદાયની નિંદા કરે અને વૈદિક પરંપરાના તાર્કિકો બૌદ્ધ અને જૈન સંપ્રદાયની બદબોઈ કરે.

આનું એક પરિણામ તો એ આવ્યું કે, તે ત્રણે સંપ્રદાયો એક બીજાના વિચારને સાંભળતા નથી તેમ સમજતા પણ નથી અને તેથી તે ત્રણે હંમેશાં વિરુદ્ધ રીતે જ વર્ત્યા કરે

છે. બીજું પરિણામ એ આવ્યું કે, એ ત્રણે પરંપરાઓમાં પણ બીજા અનેક સંપ્રદાયો ઊભા થયા અને તેઓ પણ માંહોમાંહે લડવા લાગ્યા.

આપણે ખાત્રીથી જાણીએ છીએ કે વિષ્ણુ, બ્રહ્મા અને શિવ એ ત્રણેનું મૂળ રૂપ જુદું છે અને પૌરાણિકરૂપ જુદું છે. ખરી રીતે તો એ ત્રણે શક્તિઓ એક મહાન પરમાત્માની વિભૂતિરૂપ છે. છતાં વૈષ્ણવપરંપરા શિવની નિંદા કરવામાં રસ લે છે, અને શૈવ સંપ્રદાય વિષ્ણુજીની વગોવણી કરવાનું ચૂકતી નથી.

આનંદાશ્રમવાળી ગ્રંથાવળીમાં છપાએલા **પદ્મપુરાણમાં** ( અધ્યાય ૨૮૨ ભા૦ ૪ શ્લો૦ ૧–૫–૬ ) એક કથા આવેલી છે, જેમાં શિવજીની નિંદાની હકીકત નોંધાએલી છે:

" રાજા દિલીપ પોતાના ગુરુને પૂછે છે કે—આપે જે જીવ અને પર વગેરેનું સ્વરૂપ કહ્યું તથા સ્વર્ગ અને મોક્ષનું સ્વરૂપ તથા તેનાં સાધનો વગેરે વર્ણવ્યાં તે બધું સમજાયું; પરંતુ હે ગુરો! મારા મનમાં એક ભારે શકા છે અને તે એ છે કે બ્રહ્મા અને રુદ્ર—શિવજી—મહાભાગવત છતાં ય આવા ગર્હિત સ્વરૂપને કેમ પામ્યા ?

વસિષ્ઠ—રાજન્! તમારી એ શંકાનું નિવારણ આ રીતે છે:

મંદર પર્વત ઉપર સ્વાયંભુવ મનુના દીર્ઘસત્રને પ્રસંગે મોટા મોટા અનેક ઋષિઓ ભેગા થએલા તે વખતે તે ઋષિઓએ પરસ્પર દેવતત્ત્વની ચર્ચા કરતાં કોઇએ શિવજીને મોટા દેવ કહ્યા, કોઇએ બ્રહ્માજીને જ પૂજ્ય જણાવ્યા, તો વળી કોઇએ શ્રી વિષ્ણુનો મહિમા ગાઈ બતાવ્યો. આ પ્રમાણે એ ઋષિઓ વચ્ચે મોટો વાદવિવાદ જામ્યો. અને છેવટે નિર્ણય માટે ભૃગુ ઋષિને સૂચવવામાં આવ્યું કે હે મુનિરાજ! તમે એ ત્રણે દેવ પાસે જાઓ અને ચોક્કસ કરી લાવો કે એ ત્રણમાં કયો દેવ ઉત્તમ છે? સોંપાયેલા કાર્યની સિદ્ધિ માટે એ ભૃગુ ઋષિ સૌથી પ્રથમ જ્યાં મહાદેવ રહેતા હતા તે કૈલાસપર્વત ઉપર તેમને ઘેર પહોંચ્યા પણ તેઓ મહાદેવના ઘરમાં ન પેસી શકયા. બારણા આગળ બેઠેલા દ્વારપાળ મહારૌદ્ર નંદિએ તેમને ઘરમાં પેસતાં રોકયા. ભૃગુ ઋષિએ પોતે શિવને મળવા માગે છે એવા સમાચાર ઘરમાં કહેવા નંદિને સૂચવ્યું પણ તે ઊઠે જ શાનો? તેણે તો ઋષિને રોકડું પરખાવ્યું કે અત્યારે શિવજી અંતઃપુરમાં છે અને પાર્વતીજી સાથે ક્રીડામાં મગ્ન છે, માટે તું એમને નહીં મળી શકે, જીવતાં રહેવું હોય તો જેવો આવ્યો છે તેવો જ પાછો જા. નંદિએ એ પ્રમાણે સ્પષ્ટ જાકારો કર્યો છતાં ય તપસ્વી ભૃગુ ઋષિ તો ડગ્યા નહીં અને એમણે તો શિવજીને બારણે ઘણા દિવસ સુધી ધરણું દીધું. આમ કર્યા છતાં ય શિવજી બહાર જ ન આવ્યા ત્યારે ઋષિ કુપિત થયા અને નારીક્રીડામગ્ન એવા શિવને તેમણે શાપ આપ્યો કે—શિવનું સ્વરૂપ યોનિલિંગ જેવું થજો. એ શંકર અબ્રહ્મણ્યને પામેલો છે. અને બ્રાહ્મણોને અપૂજ્ય છે. જે લોકો રુદ્રના ભક્ત થશે તેઓ ભસ્મલિંગ અને અસ્થિઓને—હાડકાંને—પહેરનારા થશે અને વેદબાહ્ય પાખંડી ગણાશે.

હવે ભૃગુ ઋષિ ત્યાંથી થાકીને બ્રહ્મા પાસે પહોંચ્યા, જ્યાં બ્રહ્માજી બધા દેવોની સાથે બેઠેલા હતા, બ્રહ્માને પ્રણામ કરી ભૃગુ ઋષિ ત્યાં બેઠા. પરંતુ બ્રહ્માએ તેમને સામા પ્રણામ ન કર્યા, એટલું જ નહી પણ તેમને ( ઋષિને) સુખસમાચાર પણ ન પૂછ્યા એથી ક્રોધે ભરાએલા ભૃગુ ઋષિએ બ્રહ્માને શાપ આપ્યો કે, ભૃગુનું અપમાન કરનાર આ રાજસ-પ્રકૃતિવાળા બ્રહ્મા સર્વ લોકમાં અપૂજ્ય થજો.

ત્યાંથી ભૃગુ વિષ્ણુલોકમાં પહોંચ્યા જ્યાં કમલાપતિ નાગશય્યામાં પોઢેલા હતા અને કમલાજી—લક્ષ્મીજી—તેમનાં ચરણ તળાંસતાં બેઠાં હતાં. કમલાપતિને આ સ્થિતિમાં જોઇને ભૃગુને ક્રોધ આવ્યો અને તેમણે પોતાનો ડાબો પગ વિષ્ણુની છાતી ઉપર મૂકયો. એથી તરતં જ વિષ્ણુ ભગવાન ઊઠયા અને પોતાના હાથવતિ ભૃગુના ચરણને પંપાળવા લાગ્યા અને બોલ્યા કે આજે જ હું ધન્ય છું કે મને તમારા ચરણનો સ્પર્શ થયો. પછી તો સપત્નીક વિષ્ણુએ ભૃગુઋષિની પૂજા અર્ચા કરી.

આ રીતે ત્રણે દેવોને મળી આવી પેલા ઋષિઓને ભૃગુએ જણાવ્યું કે ત્રણે દેવોમાં કોઈ ઉત્તમ દેવ હોય તો તે એકલા વિષ્ણુ જ છે, જે કોઇ વિષ્ણુ સિવાય બીજા કોઈ દેવની પૂજા કરશે તે પાખંડી ગણાશે અને લોકનિંદાનો ભાગી થશે.

બ્રાહ્મણે વિષ્ણુ સિવાય બીજા કોઇ દેવની પૂજા ન કરવી, એટલું જ નહીં પણ બીજા દેવની સામે પણ ન જોવું, બીજા દેવનો પ્રસાદ ન લેવો અને બીજા દેવને મંદિરે પણ ન જવું.

—( અ૦ ૨૮૨ શ્લો૦ ૬૩ )

જેમ લોકો ચાંડાળની સામે જોતા નથી તેમ અવૈષ્ણવ બ્રાહ્મણની સામે ન જોવું, જે વૈષ્ણવ હોય પછી તે ભલે વર્ણબાહ્ય હોય તો પણ એનાવડે સંસાર પવિત્ર થાય છે.

–( અ૦ ૨૪૫ શ્લો૦ ૩૪, અ૦ ૨૫૨ શ્લો૦ ૫૨)

જે બ્રાહ્મણો ચક્રની છાપ લેતા નથી તેમનો સંગ દૂરથી પરિહરવો.

–( અ૦ ૨૫૨ શ્લો૦ ૫૧ )

એ જ પુરાણમાં અ. ૨૬૩ ભા. ૪ શ્લો. ૧ થી ૯૧ સુધીમાં શિવ અને પાર્વતીનો સંવાદ છે. જેમાં પાર્વતી શિવને પૂછે છે–

મહારાજ! પાખંડ કોને કહેવું ? આપ કહો છો કે, પાખંડનો સંગ ન કરવો. તો તે પાખંડ કેવાં છે? અને તેમને ઓળખવાની કઈ કઈ નિશાનીઓ છે તે જણાવો.

મહાદેવ—નારાયણ સિવાય બીજા દેવને જે લોકો દેવ તરીકે માને છે તે લોકો પાખંડી છે. કપાલ (ખોપરી) ભસ્મ અને અસ્થિને ધારણ કરનારા લોકો વેદબાહ્ય છે.

શંખ ચક્ર વગેરે જે ચિહ્નો હરિને વહાલામાં વહાલાં છે તેમને જેઓ પોતાના અંગ ઉપર રાખતા નથી તેઓ પાખંડી છે. જે કોઈ બ્રહ્મા કે રુદ્રની સાથે વિષ્ણુની તુલના કરે છે તે પાખંડી છે. વધારે શું ? જે બ્રાહ્મણો છતાં ય અવૈષ્ણવો છે તેઓ અસ્પર્શ્ય છે, સંભાષણીય નથી અને જોવા લાયક પણ નથી.

મહેશનું ઉક્ત કથન સાંભળી મહાવિચક્ષણ એવાં શ્રીપાર્વતીજી બોલ્યા;

મહેશ ! હું આપનું કહેવું તો સમજી પરંતુ મારે આપને એક તદ્દન છાની વાતનો ખુલાસો પૂછવો છે. આપ જેને પાખંડ કહો છો તે કપાળ, ભસ્મ અને અસ્થિ વગેરેને આપ પોતે જ શા માટે આપના અંગ ઉપર રાખો છો ?

મહેશ—હે ઉમે ! તું મારી અર્ધાંગના છે માટે જ તને એ છાની વાતનો ખુલાસો કહું છું. પણ આ ખુલાસો તારે મનમાં જ રાખવાનો છે. હે સુવ્રતે ! સાંભળ, પહેલાના વખતમાં મોટા મોટા વૈષ્ણવ ભક્ત નમુચિ વગેરે મહાદૈત્યોએ ઇન્દ્ર વગેરે દેવોને હરાવ્યા અને હારેલા એ બધા દેવો દૈત્યોથી ત્રાસ પામી, વિષ્ણુને શરણે ગયા અને તેમને દૈત્યોને હણવાની વિનંતી કરી. વિષ્ણુએ

એ કામ મને સોંપ્યું અને કહ્યું કે- હે રુદ્ર ! એ દૈત્યો અવધ્ય છે, છતાં તેઓ પોતાનો ધર્મ ચૂકે તો જ નાશ પામે, માટે હે રુદ્ર! તમે પોતે તેમને ધર્મથી ચુકાવો અને તેમ કરવા માટે તમે જાતે જ કોઈ ખાસ પ્રકારના પાખંડનું સર્જન કરો તથા આચરણ પણ કરો. આ કામ પાર પાડવા માટે તમારે મોહક શાસ્ત્રો અને તામસ પુરાણો રચવાં. કણાદ, ગૌતમ, શક્તિ, ઉપમન્યુ, જૈમિનિ, કપિલ, દુર્વાસા, મૃકંડુ, બૃહસ્પતિ અને જમદગ્નિ ભાર્ગવ એ દશ ઋષિઓ મારા ભક્ત છે. તેમનામાં તમારી તામસશક્તિનો આવિર્ભાવ કરો, જેથી તેઓ તામસશાસ્ત્રો રચે અને તમે પણ કપાળ ચર્મ અને ભસ્મ વગેરેને ધારણ કરો. તેમ કરી પાશુપત ધર્મનો પ્રચાર કરો. તમારું આચરણ જોઈને અને પેલાં તામસ શાસ્ત્રોને વાંચીને એ દૈત્યો પાખંડમાં પડે અને પોતાના ધર્મથી ચૂકે. હે દેવિ ! આ પ્રમાણે મેં વિષ્ણુના ખાસ આગ્રહથી મારો પાખંડ વેપ બનાવ્યો છે તથા ગૌતમ, કણાદ કપિલ વગેરે ઋષિઓ દ્વારા તામસ શાસ્ત્રોની રચના કરાવી છે.

જેમનાં સ્મરણમાત્રથી જ્ઞાનિઓનો પણ અધઃપાત થઇ શકે છે તે તામસશાસ્ત્રોની ગણના કરાવતાં મહાદેવજીએ નીચેનાં શાસ્ત્રોનો નિર્દેશ કર્યો છેઃ

પાશુપત વગેરે શૈવશાસ્ત્રો, કણાદરચિત વૈશેષિકશાસ્ત્ર, ગૌતમરચિત ન્યાયશાસ્ત્ર, કપિલનું સાંખ્યશાસ્ત્ર, બૃહસ્પતિનું ચાર્વાકશાસ્ત્ર, બુદ્ધપ્રણીત બૌદ્ધશાસ્ત્ર, નગ્નમત એટલે જૈનપરંપરા, નીલપટમત, માયાવાદ અને જૈમિનીયશાસ્ત્ર. હે ગિરિજે ! એ બધાં તામસશાસ્ત્રો છે.

જેમ પુરાણોમાં ઉક્ત હકીકતો આવે છે, તેમ જૈનગ્રંથોમાં પણ બીજા બીજા સંપ્રદાયના દેવોને, બીજા બીજા સંપ્રદાયના ગુરુઓને અને બીજા બીજા સંપ્રદાયનાં શાસ્ત્રોને કુદેવો, કુગુરુઓ અને મિથ્યાશાસ્ત્રો કહેલાં છે :

જેમની પાસે સ્ત્રી બેઠી છે, જેમનાં હાથમાં શસ્ત્રો, માળા, વગેરે રાગદ્વેષનાં ચિહ્નો છે અને જેઓ પ્રાણિઓનો સંહાર કરે છે વા તેમનું પોષણ કરે છે એવા દેવો મુક્તિ માટે ભજવા જેવા નથી "

[ ये स्त्री-शस्त्र-अक्षसूत्रादिरागाद्यङ्ककलङ्किताः ।
निग्रहानुग्रहपरास्ते देवाः स्युर्न मुक्तये ॥ ]

"નાટ્ય, અટ્ટહાસ અને સંગીત વગેરે ઉપપ્લવોને લીધે વિસંસ્થૂલ બનેલા દેવો પોતાના આશ્રિતોને શાન્તપદને શી રીતે પમાડે ?

[ नाट्य-अट्टहास-संगीताद्युपप्लवविसंस्थुलाः ।
लम्भयेयुः पदं शान्तं प्रपन्नान् प्राणिनः कथम् ॥ ]

"શંકર, બ્રહ્મા અને વિષ્ણુ એ ત્રણે, સાધારણ માણસની સરખામણીમાં પણ ઠેકાણા વિનાની વૃત્તિવાળા છે તેથી તેઓ સર્વજ્ઞ નથી અને વીતરાગ પણ નથી."

[ न सर्वज्ञा न नीरागाः शंकर-ब्रह्म-विष्णवः ।
प्राकृतेभ्यो मनुष्येभ्योऽप्यसमञ्जसवृत्तितः ॥ ]

"સ્ત્રીસંગ કામની નિશાની છે, શસ્ત્રસંગ્રહ દ્વેષની નિશાની છે, માળા વગેરે વ્યામોહનાં સૂચક છે અને કમંડલુ અપવિત્રતાની એંધાણી છે."

ગૌરી રુદ્રની સ્ત્રી છે; સાવિત્રી બ્રહ્માની, શ્રી કૃષ્ણની, શચી ઇંદ્રની, રત્નાદેવી[1] રવિની, દક્ષપુત્રી ચંદ્રની, તારા બૃહસ્પતિની, સ્વાહા વહ્નિની, રતિ કામદેવની, ધૂમોર્ણા શ્રાદ્ધદેવની—એ એ પ્રમાણે રુદ્ર, વગેરે બધા દેવો સ્ત્રીસંગી છે."

[ स्त्रीसङ्गः काममाचष्टे द्वेषं चायुधसंग्रहः ॥
व्यामोहं चाक्षसूत्रादिः अशौचं च कमण्डलुः ।
गौरी रुद्रस्य सावित्री ब्रह्मणः श्रीर्मुरद्विषः ।
शची इन्द्रस्य खे रत्ना–देवी दक्षात्मजा विधोः ॥ ]

"કરમિયાંથી ભરેલું એવું પોતાનું શરીર જેણે સામે જઇને વાઘણના મોંઢામાં આપ્યું તે દેય અને અદેયના વિવેકને નહીં સમજનાર બુદ્ધમાં વળી દયા કેવી?"

જેમનો જન્મ થતાં જ માતાના ઉદરને ચીરવું પડયું એવા અને માંસાહારનો ઉપદેશ કરનાર એવા બુદ્ધમાં દયા કેમ હોઇ શકે?"

[ निपत्य ददतो व्याघ्रयाः स्वकायं कृमिसंकुलम् ।
देयादेयविमूढस्य दया बुद्धस्य कीदृशी? ॥
स्वजन्मकाल एवात्म–जनन्युदरदारिणः ।
मांसोपदेशदातुश्च कथं शौद्धोदनेर्दया? ॥ ]

આ રીતે અથર્વવેદની ઉત્પત્તિનું વૃત્તાંત આપતાં આઠમા સૈકાથી પણ પૂર્વના એક જૈનકથાગ્રંથ–વસુદેવહિંડી પૃ. ૧૫૧ ઉપર નીચેની કથા આપેલી છેઃ

"વારાણસી નગરીમાં ઘણી ચેલીઓના પરિવાર વાળી અને વ્યાકરણ તથા સાંખ્ય શાસ્ત્રમાં કુશળ તથા લોકમાં માનીતી એવી સુલસા નામે પરિવ્રાજિકા રહેતી હતી. ત્યાં યાજ્ઞવલ્કય નામનો એક વાદી આવ્યો. સુલસાએ યાજ્ઞવલ્કયને કહ્યું કે તું મને વાદમાં જિતી જા તો હું તારી ચેલી થઇને રહું અને તારી ચાંખડીઓ ઉપાડું. વાદસભાની યોજના થઈ અને તેમાં યાજ્ઞવલ્કયે તે પરિવ્રાજિકાને હરાવી દીધી. પછી તો તે, યાજ્ઞવલ્કયની ચેલી થઈને રહી. તે બન્નેનો સંબંધ વધતાં વધતાં ગાઢ, પ્રેમના રૂપમાં પરિણમ્યો. તેથી સુલસા અશીલા થઈ છે એમ જાણી તેની બધી ચેલીઓ જતી રહી, પણ 'નંદા' નામની તેની સખીએ તો તેને ન જ છોડી. પછી સુલસા ગર્ભવતી થઇ. પોતાનું આ કામ લોકો ન જાણે માટે તે તીર્થયાત્રાના બહાના નીચે બહાર નીકળી ગઇ અને તેની બહેનપણી નંદાને પોતાના રહેઠાણના સમાચાર આપતી ગઇ. ગંગાને કાંઠે તે સુલસા અને યાજ્ઞવલ્કય પીપળાના ઝાડ નીચે રહેવા લાગ્યાં. પેલી નંદા તેમની ખબર લઈ જાય છે; પ્રસૂતિનો સમય પાસે આવતાં પેલા યાજ્ઞવલ્કયે સુલસાની સેવા કરી અને તેણીએ પુત્રને જન્મ આપ્યો. તરતના જન્મેલા

---

૧ મને યાદ છે કે ઇતિહાસવિદ્ શ્રીમાન દુર્ગાશંકરભાઇએ શ્રી ફાર્બસ સભાના ત્રૈમાસિકમાં (પુ. ૪, અં. ૩, પત્રિકા પૃ. ૧૫) 'रणादे' શબ્દના મૂળ વિશે જિજ્ઞાસા કરેલી. ઉપરના શ્લોકમાં આચાર્ય હેમચંદ્ર કહે છે કે રવિની એટલે સૂર્યની સ્ત્રી 'रत्नादेवी' છે. 'रत्नादेवी' શબ્દનું પ્રાકૃત રૂપાંતર 'रयणादेवी' થાય છે. મને લાગે છે કે 'रमणादेवी' શબ્દમાં જ रणादे શબ્દનું મૂળ રહેલું છે. 'देव' કે 'देवी' શબ્દનું ટૂંકું રૂપ 'दे' છે. કેટલાક બંગાળી નામોમાં છેડે જે દે આવે છે તે 'देव'નું સંક્ષિપ્તરૂપ છે જેમકે નંદલાલ દે. તેમ 'रणादे' શબ્દમાંનો 'दे' देवीનું સંક્ષિપ્તરૂપ છે. रयणादेवी–ત્વરિત ઉચ્ચારણ रणादेवी–रणादे પ્રસ્તુત रणादे ઉપરથી ભાષામાં પ્રચલિત 'रानादे' અને 'रांदल' શબ્દ આવ્યા છે એ નિર્વિવાદ છે. 'रांदल' માંનું 'रां' 'रणा'નું રૂપાંતર છે, 'द' 'देवी'નું વિકૃત ઉચ્ચારણ છે અને 'ल' સ્વાર્થિક પ્રત્યય છે.–લેખક.

બાળકને યાજ્ઞવલ્કયની પાસે મૂકીને એ સુલસા કંટાળાને લીધે ગંગાને કાંઠે ચાલી ગઇ અને તરતમાં પાછી ન ફરી. યાજ્ઞવલ્કયે સુલસાની તપાસ કરી, પણ 'તે ક્યાંય ચાલી ગઈ છે' એમ જણાયાથી તે પણ વિચારમાં પડયો. એવામાં પેલો પીંપળો વાયરાને લીધે હાલી ઊઠ્યો અને ઊખડતોક પેલા બાળકના મોંમાં પડ્યો. ભુખ્યો બાળક તે પીંપળાને ખાવા લાગ્યો. આ બનાવ જોઇને યાજ્ઞવલ્કયે તે બાળકનું નામ 'પિપ્પલાદ' રાખ્યું પેલી ચાલી ગએલી સુલસા પાછી ન આવી તેના કંટાળાથી પાસેની એક શિલા ઉપર 'पिप्पलाद' એવું લખીને તે યાજ્ઞવલ્કય પણ ચાલી નીકળ્યો. એટલામાં સુલસાની બેનપણી નંદા ત્યાં આવી અને તે બાળકની સંભાળ કરવા લાગી. તેણી એ બાળકને લઇને વાણારસીમાં આવી અને લોકોને કહેવા લાગી કે 'ગંગામાં નહાવા ગઈ હતી ત્યાં આ છોકરો મને જડ્યો.' સુલસાની જુની ચેલીઓ નંદાને મળતી થઈ અને એ બધીઓ સાથે રહેવા લાગી. નંદાએ પેલા છોકરાને જતનથી રાખ્યો, મોટો કર્યો અને સાંગોપાંગ વેદોને ભણાવી, ગણાવી તેમાં પણ પ્રવીણ કર્યો. એક વાર તે છોકરો તોફાન કરતો હતો ત્યારે નંદાએ તેને ટોણો મારતાં કહ્યું કે—'અરે! જણનારી તો બીજી છે અને મને શા માટે કનડે છે?' પછી તો પિપ્પલાદે નંદાને આગ્રહપૂર્વક પોતાના માતાપિતા વિશે પૂછ્યું અને તેણીએ તેને ખરી હકીકત કહી સંભળાવી, તેથી તે પિપ્પલાદ માતાપિતા ઉપર રોષે ભરાયો અને તેણે અથર્વવેદની રચના કરી તથા માતૃમેધ, પિતૃમેધ વગેરે યજ્ઞોની અને તેમની સાથે સંબંધ ધરાવે એવા કેટલાક મંત્રોની રચના કરી.

કથામાં કહ્યું છે કે પિપ્પલાદે પોતે પોતાના પિતા યાજ્ઞવલ્કયને મારીને પિતૃમેધ યજ્ઞ કર્યો અને માતાને મારીને માતૃમેધ યજ્ઞ કર્યો અને પાછળથી એવું જાહેર કર્યું કે મારો પિતા યાજ્ઞવલ્કય તો વિમાને ચડીને સ્વર્ગે ગયો છે, વગેરે.

જૈનધર્મના મૂળ આગમોમાં પણ બૌદ્ધપરંપરાની બાબતમાં ગેરસમજૂત થાય એવા ઉલ્લેખો ઉપલબ્ધ છે. બીજા અંગ સૂયગડ (સૂત્રકૃત–અંગ)માં કહેલું છે કે—

"पुत्तं पिया समारब्भ आहारेज्ज असंजए ।
भुंजमाणो य मेहावी कम्मुणा नोवलिप्पइ ॥"

(૧ શ્રુતસ્કંધ, ૧ અધ્યયન, ૨ ઉદ્દેશક, ગાથા ૨૮)

ટીકાકાર શ્રીશીલાંકાચાર્યે આ ગાથાને બૌદ્ધધર્મના મંતવ્યને બતાવનારી તરીકે વર્ણવી છે. ગાથાનો અર્થ એ થાય છે કે—

"પિતા પુત્રને મારીને ખાઈ જાય અને ભિક્ષુ તે પુત્રમાંસનો ખાવામાં ઉપયોગ કરે તો કર્મથી લેપાતો નથી*" એવી બુદ્ધભગવાનની દેશના છે.

---

* ઉપર્યુક્ત બૌદ્ધ માન્યતા સંબંધે બૌદ્ધ ગ્રન્થોમાં કશું ઉપલબ્ધ થતું નથી. પરંતુ 'સંયુત્તનિકાય' નામના પિટક ગ્રંથમાં ભિક્ષુઓને આહારના ઉદ્દેશોની સમજ આપતાં બુદ્ધ ભગવાને રૂપકમય એક કથા આપેલી છે. હું માનું છું કે એ રૂપકમય કથાને વિપરીત કલ્પી, ઉક્ત ગાથામાં સંક્રાંત કરી છે. જે જાતની રૂપકમય કથા બૌદ્ધ ગ્રંથમાં છે તે જ જાતની રૂપકમય કથા જૈન આગમ 'નાયાધમ્મકહાઓ'માં પણ છે. એ બન્ને કથાના ખુલાસા માટે જુઓ—'ભગવાન મહાવીરની ધર્મકથાઓ' ટિપ્પણ પૃ. ૨૫૨

ગુજરાત વિદ્યાપીઠે પ્રકાશિત કરેલા 'ધમ્મપદ' પૃ૦ ૯૦ ઉપર ૨૯૪–૨૯૫ એમ બે ગાથાઓ આવે છે. તેમાં "માતા, પિતા કે રાષ્ટ્રને હણનાર બ્રાહ્મણ પાપથી લેપાતો નથી." એવો ભાવ છે. ભાષાંતરકાર શ્રી કૌશાંબીજીએ તેનો અર્થ રૂપકની રીતે કરેલો છે; એટલે કે માતા એટલે માયા, પિતા એટલે મોહ વગેરે. ત્યારે ગીતાના કર્મમાર્ગના પરમ પ્રશંસક શ્રીમાન લોકમાન્ય તિલકે તેનો અર્થ ચોકખો હિંસાપરક કર્યો છે અને આસક્તિ ન હોવાથી પાપ નથી લાગતું એમ ઘટાવ્યું છે. પરંતુ લોકમાન્યે જણાવેલો અર્થ બૌદ્ધ પરંપરાને માન્ય જણાતો નથી. આ માટે જુઓ ગીતારહસ્ય પૃ. ૫૭૯ લેખક

ગૌરી રુદ્રની સ્ત્રી છે; સાવિત્રી બ્રહ્માની, શ્રી કૃષ્ણની, શચી ઇંદ્રની, રત્નાદેવી[1] રવિની, દક્ષપુત્રી ચંદ્રની, તારા બૃહસ્પતિની, સ્વાહા વહ્નિની, રતિ કામદેવની, ધૂમોર્ણા શ્રાદ્ધદેવની—એ એ પ્રમાણે રુદ્ર, વગેરે બધા દેવો સ્ત્રીસંગી છે."

[ स्त्रीसङ्गः काममाचष्टे द्वेषं चायुधसंग्रहः ॥
व्यामोहं चाक्षसूत्रादिः अशौचं च कमण्डलुः ।
गौरी रुद्रस्य सावित्री ब्रह्मणः श्रीर्मुरद्विषः ।
शची इन्द्रस्य खे रत्ना-देवी दक्षात्मजा विधोः ॥ ]

"કરમિયાંથી ભરેલું એવું પોતાનું શરીર જેણે સામે જઇને વાઘણના મોંઢામાં આપ્યું તે દેય અને અદેયના વિવેકને નહીં સમજનાર બુદ્ધમાં વળી દયા કેવી?"

જેમનો જન્મ થતાં જ માતાના ઉદરને ચીરવું પડયું એવા અને માંસાહારનો ઉપદેશ કરનાર એવા બુદ્ધમાં દયા કેમ હોઇ શકે?"

[ निपत्य ददतो व्याघ्रयाः स्वयायं कृमिसंकुलम् ।
देयादेयविमूढस्य दया बुद्धस्य कीदृशी? ॥
स्वजन्मकाल एवात्म-जनन्युदरदारिणः ।
मांसोपदेशदातुश्च कथं शौद्धोदनेर्दया? ॥ ]

આ રીતે અથર્વવેદની ઉત્પત્તિનું વૃત્તાંત આપતાં આઠમા સૈકાથી પણ પૂર્વના એક જૈનકથાગ્રંથ-વસુદેવહિંડી પૃ. ૧૫૧ ઉપર નીચેની કથા આપેલી છેઃ

"વારાણતી નગરીમાં ઘણી ચેલીઓના પરિવાર વાળી અને વ્યાકરણ તથા સાંખ્ય શાસ્ત્રમાં કુશળ તથા લોકમાં માનીતી એવી સુલસા નામે પરિવ્રાજિકા રહેતી હતી. ત્યાં યાજ્ઞવલ્કય નામનો એક વાદી આવ્યો. સુલસાએ યાજ્ઞવલ્કયને કહ્યું કે તું મને વાદમાં જિતી જા તો હું તારી ચેલી થઇને રહું અને તારી ચાંખડીઓ ઉપાડું. વાદસભાની યોજના થઈ અને તેમાં યાજ્ઞવલ્કયે તે પરિવ્રાજિકાને હરાવી દીધી. પછી તો તે, યાજ્ઞવલ્કયની ચેલી થઈને રહી. તે બન્નેનો સંબંધ વધતાં વધતાં ગાઢ, પ્રેમના રૂપમાં પરિણમ્યો. તેથી સુલસા અશીલા થઈ છે એમ જાણી તેની બધી ચેલીઓ જતી રહી, પણ 'નંદા' નામની તેની સખીએ તો તેને ન જ છોડી. પછી સુલસા ગર્ભવતી થઇ. પોતાનું આ કામ લોકો ન જાણે માટે તે તીર્થયાત્રાના બહાના નીચે બહાર નીકળી ગઇ અને તેની બહેનપણી નંદાને પોતાના રહેઠાણના સમાચાર આપતી ગઇ. ગંગાને કાંઠે તે સુલસા અને યાજ્ઞવલ્કય પીંપળાના ઝાડ નીચે રહેવા લાગ્યાં. પેલી નંદા તેમની ખબર લઈ જાય છે; પ્રસૂતિનો સમય પાસે આવતાં પેલા યાજ્ઞવલ્કયે સુલસાની સેવા કરી અને તેણીએ પુત્રને જન્મ આપ્યો. તરતના જન્મેલા

[1] મને યાદ છે કે ઇતિહાસવિદ્ શ્રીમાન દુર્ગાશંકરભાઇએ શ્રી ફાર્બસ સભાના ત્રૈમાસિકમાં (પુ. ૪, અં. ૩, પત્રિકા પૃ. ૧૫) 'रण्णादे' શબ્દના મૂળ વિશે જિજ્ઞાસા કરેલી. ઉપરના શ્લોકમાં આચાર્ય હેમચંદ્ર કહે છે કે રવિની એટલે સૂર્યની સ્ત્રી 'रत्नादेवी' છે. 'रत्नादेवी' શબ્દનું પ્રાકૃત રૂપાંતર 'रयणादेवी' થાય છે. મને લાગે છે કે 'रमणादेवी' શબ્દમાં જ रण्णादे શબ્દનું મૂળ રહેલું છે. 'देव' કે 'देवी' શબ્દનું ટૂંકું રૂપ 'दे' છે. કેટલાક બંગાળી નામોમાં છેડે જે दे આવે છે તે 'देव'નું સંક્ષિપ્તરૂપ છે જેમકે નંદલાલ दे. તેમ 'रण्णादे' શબ્દમાંનો 'दे' देवीનું સંક્ષિપ્તરૂપ છે. रयणादेवी-ત્વરિત ઉચ્ચારણ रण्णादेवी-रण्णादे પ્રસ્તુત रण्णादे ઉપરથી ભાષામાં પ્રચલિત 'रानादे' અને 'રાંદલ' શબ્દ આવ્યા છે એ નિર્વિવાદ છે. 'रांदल' માંનું 'रां' 'रण्णा'નું રૂપાંતર છે, 'द' 'देवी'નું વિકૃત ઉચ્ચારણ છે અને 'ल' સ્વાર્થિક પ્રત્યય છે.-લેખક.

બાળકને યાજ્ઞવલ્કયની પાસે મૂકીને એ સુલસા કંટાળાને લીધે ગંગાને કાંઠે ચાલી ગઇ અને તરતમાં પાછી ન ફરી. યાજ્ઞવલ્કયે સુલસાની તપાસ કરી, પણ 'તે ક્યાંય ચાલી ગઈ છે' એમ જણાયાથી તે પણ વિચારમાં પડયો. એવામાં પેલો પીંપળો વાયરાને લીધે હાલી ઊઠયો અને ઊખડતોક પેલા બાળકના મોંમાં પડયો. ભુખ્યો બાળક તે પીંપળાને ખાવા લાગ્યો. આ બનાવ જોઇને યાજ્ઞવલ્કયે તે બાળકનું નામ 'પિપ્પલાદ' રાખ્યું પેલી ચાલી ગએલી સુલસા પાછી ન આવી તેના કંટાળાથી પાસેની એક શિલા ઉપર 'પિપ્પલાદ' એવું લખીને તે યાજ્ઞવલ્કય પણ ચાલી નીકળ્યો. એટલામાં સુલસાની બેનપણી નંદા ત્યાં આવી અને તે બાળકની સંભાળ કરવા લાગી. તેણી એ બાળકને લઇને વાણારસીમાં આવી અને લોકોને કહેવા લાગી કે 'ગંગામાં નહાવા ગઈ હતી ત્યાં આ છોકરો મને જડયો.' સુલસાની જુની ચેલીઓ નંદાને ગળતી થઈ અને એ બધીઓ સાથે રહેવા લાગી. નંદાએ પેલા છોકરાને જતનથી રાખ્યો, મોટો કર્યો અને સાંગોપાંગ વેદોને ભણાવી, ગણાવી તેમાં પણ પ્રવીણ કર્યો. એક વાર તે છોકરો તોફાન કરતો હતો ત્યારે નંદાએ તેને ટોણો મારતાં કહ્યું કે—'અરે! જણનારી તો બીજી છે અને મને શા માટે કનડે છે?' પછી તો પિપ્પલાદે નંદાને આગ્રહપૂર્વક પોતાના માતાપિતા વિશે પૂછયું અને તેણીએ તેને ખરી હકીકત કહી સંભળાવી, તેથી તે પિપ્પલાદ માતાપિતા ઉપર રોષે ભરાયો અને તેણે અથર્વવેદની રચના કરી તથા માતૃમેધ, પિતૃમેધ વગેરે યજ્ઞોની અને તેમની સાથે સંબંધ ધરાવે એવા કેટલાક મંત્રોની રચના કરી.

કથામાં કહ્યું છે કે પિપ્પલાદે પોતે પોતાના પિતા યાજ્ઞવલ્કયને મારીને પિતૃમેધ યજ્ઞ કર્યો અને માતાને મારીને માતૃમેધ યજ્ઞ કર્યો અને પાછળથી એવું જાહેર કર્યું કે મારો પિતા યાજ્ઞવલ્કય તો વિમાને ચડીને સ્વર્ગે ગયો છે, વગેરે.

જૈનધર્મના મૂળ આગમોમાં પણ બૌદ્ધપરંપરાની બાબતમાં ગેરસમજૂત થાય એવા ઉલ્લેખો ઉપલબ્ધ છે. બીજા અંગ સૂયગડ (સૂત્રકૃત–અંગ)માં કહેલું છે કે—

"पुत्तं पिया समारब्भ आहारेज्ज असंजए ।
भुंजमाणो य मेहावी कम्मुणा नोवलिप्पइ ॥"

(૧ શ્રુતસ્કંધ, ૧ અધ્યયન, ૨ ઉદ્દેશક, ગાથા ૨૮)

ટીકાકાર શ્રીશીલાંકાચાર્યે આ ગાથાને બૌદ્ધધર્મના મંતવ્યને બતાવનારી તરીકે વર્ણવી છે. ગાથાનો અર્થ એ થાય છે કે—

"પિતા પુત્રને મારીને ખાઈ જાય અને ભિક્ષુ તે પુત્રમાંસનો ખાવામાં ઉપયોગ કરે તો કર્મથી લેપાતો નથી*" એવી બુદ્ધભગવાનની દેશના છે.

---

* ઉપર્યુક્ત બૌદ્ધ માન્યતા સંબંધે બૌદ્ધ ગ્રન્થોમાં કશું ઉપલબ્ધ થતું નથી. પરંતુ 'સંયુત્તનિકાય' નામના પિટક ગ્રંથમાં ભિક્ષુઓને આહારના ઉદ્દેશોની સમજ આપતાં બુદ્ધ ભગવાને રૂપકમય એક કથા આપેલી છે. હું માનું છું કે એ રૂપકમય કથાને વિપરીત કલ્પી, ઉક્ત ગાથામાં સંક્રાંત કરી છે. એ જાતની રૂપકમય કથા બૌદ્ધ ગ્રંથમાં છે તે જ જાતની રૂપકમય કથા જૈન આગમ 'નાયાધમ્મકહાઓ'માં પણ છે. એ બન્ને કથાના ખુલાસા માટે જુઓ—'ભગવાન મહાવીરની ધર્મકથાઓ' ટિપ્પણ પૃ. ૨૫૧

ગુજરાત વિદ્યાપીઠે પ્રકાશિત કરેલા 'ધમ્મપદ' પૃ૦ ૯૦ ઉપર ૨૯૪–૨૯૫ એમ બે ગાથાઓ આવે છે. તેમાં "માતા, પિતા કે રાષ્ટ્રને હણનાર બ્રાહ્મણ પાપથી લેપાતો નથી." એવો ભાવ છે. ભાષાંતરકાર શ્રી કૌશાંબીજીએ તેનો અર્થ રૂપકની રીતે કરેલો છે; એટલે કે માતા એટલે માયા, પિતા એટલે મોહ વગેરે. ત્યારે ગીતાના કર્મમાર્ગના પરમ પ્રશંસક શ્રીમાન લોકમાન્ય તિલકે તેનો અર્થ ચોકખો હિંસાપરક કર્યો છે અને આસક્તિ ન હોવાથી પાપ નથી લાગતું એમ ઘટાવ્યું છે. પરંતુ લોકમાન્યે જણાવેલો અર્થ બૌદ્ધ પરંપરાને માન્ય જણાતો નથી. આ માટે જુઓ ગીતારહસ્ય પૃ. ૫૭૯ લેખક

જે જૈન ઉપદેશકો આ ગાથાને આ અર્થમાં સમજે તેમને બુદ્ધના વચન તરફ સિવાય દ્વેષ વા અરુચિ બીજું શું થઈ શકે?

પાલી ભાષામાં લખાએલા બૌદ્ધધર્મના મૂળ પિટકગ્રંથ 'मज्झिमनिकाय'માં પૃ. ૨૨૩ ઉપર ઉપાલિસુત્તંતમાં ગૃહપતિ ઉપાલિની એક કથા આપેલી છે ત્યાં એ કથા ઘણી જ મોટી છે. તેમાં જૈન ધર્મના છેલ્લા તીર્થંકર ભગવાન મહાવીર-જેમનું બીજું નામ જ્ઞાતપુત્ર છે–ને વિરૂપરીતે ચીતરવામાં આવ્યા છે, તે કથાનો સાર આ પ્રમાણે છેઃ

"રાજગૃહ નગરમાં નાલંદા નામની શેરીમાં ભગવાન બુદ્ધ આવેલા હતા, તે વખતે નિગ્ગંઠોના મોટા પરિવાર સાથે નિગ્ગંઠ નાતપુત્ત પણ ત્યાં વિચરતા હતા. એ પ્રસંગે એક જૈન શ્રમણ બુદ્ધ પાસે પહોંચ્યો અને તેણે તેમની સાથે મનોદંડ અને કાયદંડ વિશે વાદવિવાદ ચલાવ્યો. પછી તે પોતાના ગુરુ નિગ્ગંઠ નાતપુત્ત પાસે આવ્યો અને બુદ્ધ સાથે થયેલા વાદવિવાદની બધી હકીકત જણાવી એ વખતે ત્યાં નાતપુત્તનો ઉપાસક ઉપાલિ ગૃહપતિ બેઠો હતો. તેણે પોતાના ગુરુ નાતપુત્તને કહ્યુંઃ હે ભંતે! હું શ્રમણ ગૌતમબુદ્ધ પાસે જાઉં અને મનોદંડ વગેરે બાબત વાદવિવાદ ચલાવું. બુદ્ધ સાથે વાદવિવાદ કરતો ઉપાલિ ગૃહપતિ છેવટે પરાજય પામ્યો અને બુદ્ધનો અનુયાયી થઇ ગયો. હવે બુદ્ધના ઉપાસક ઉપાલિ ગૃહપતિએ પોતાના દરવાનને કહી દીધું કે, આજથી મેં મારા ઘરનાં બારણાં નિગ્ગંઠોને માટે બંધ કરી દીધાં છે અને શ્રમણ ગૌતમના ભિક્ષુઓ માટે ઉઘાડાં મૂકયાં છે. આજથી હું શ્રમણ ગૌતમબુદ્ધનો ઉપાસક થયો છું. માટે હે દરવાન! જો કોઇ નિગ્ગંઠ આવે તો તું મેં તને કહ્યું છે તેમ તેમને કહેજે અને તેમને ભિક્ષા જોઇતી હોય તો બહાર જ ઊભા રાખી ઘરમાંથી ભિક્ષા લાવી આપજે, પણ ઘરમાં પેસવા દઇશ નહીં. ઉપાલિને બુદ્ધનો અનુયાયી થયેલો જાણીને તેને સમજાવવા ખુદ જ્ઞાતપુત્ર પોતે તેમને ઘેર ગયા ત્યારે દ્વારપાળે તેમને ઘરમાં પેસવા ન દીધા પરંતુ બહાર ઊભા રાખી પોતાના શેઠને તેમના આવ્યાના ખબર કહ્યા. ઉપાલિએ દ્વારપાળને પોતાની વચલી દ્વારશાળામાં આસન વગેરેને નાખીને નાતપુત્તને અંદર લાવવાની સૂચના કરી. ઉપાલી પોતે તે સ્થળે ઊંચે આસને બેઠો અને નાતપુત્તને પાસેના આસન ઉપર બેસવાની સૂચના કરી. નાતપુત્તે તેને ઠપકો આપતાં કહ્યું કે ગૃહપતિ! તું જડ થઈ ગયો છે. અરે ભલા! તું તો ગૌતમબુદ્ધ સાથે વાદવિવાદ કરી તેમને હરાવવા ગયો હતો અને તું તેમનો અનુયાયી થઇને આવ્યો. ઉપાલિ ગૃહપતિએ બુદ્ધના અનુયાયી થવામાં પોતાનું કલ્યાણ છે એમ જણાવી નાતપુત્તની સામે પોતાના ગુરુની એટલે ગૌતમબુદ્ધની ઘણી ઘણી સ્તુતિ કરી–વર્ણના કરી અને ભારે પ્રશંસા કરી. ઉપાલિએ કરેલો આ જાતનો બુદ્ધનો પ્રશંસાવાદ સાંભળી ન શકવાથી–સહન ન થવાથી ત્યાં જ નાતપુત્તને ગરમ લોહીની ઉલટીઓ થઈ" વગેરે.

એવા જ પ્રકારના પિટક ગ્રંથ દીઘનિકાયના સામઞ્ઞફલસુત્તમાં નાતપુત્ત વિશે તેની અજ્ઞાનતા બતાવનારી બીજી પણ એક કથા નીચે પ્રમાણે છે :

"મગધનો રાજા વૈદેહીપુત્ર અજાતશત્રુ, એક વાર રાજગૃહમાં આવેલા શ્રીગૌતમબુદ્ધના દર્શનાર્થે ગયો અને ત્યાં તેણે શ્રમણ થવાના પ્રત્યક્ષ લાભ વિશે બુદ્ધ ભગવાન સાથે ચર્ચા કરી. તે બાબત વાત કરતાં પહેલાં બુદ્ધ ભગવાને અજાતશત્રુને પૂછ્યું : મહારાજ! તમે આ બાબત બીજા કોઈ શ્રમણ બ્રાહ્મણ સાથે અત્યાર પહેલાં ચર્ચા કરી છે ખરી? તમને

તકલીફ ન હોય તો બીજાઓ સાથે કરેલી એ ચર્ચા બાબત અહીં કાંઈ જણાવો. એ પ્રસંગે રાજા અજાતશત્રુએ નિગ્ગંઠ નાતપુત્તની સાથે જે વાતચીત થએલી તેને જણાવતાં આ સ્થળે કહ્યું છે કે એ નાતપુત્તે તો મેં પૂછ્યું તેનો ઉત્તર ન આપતાં બીજું જ જણાવ્યું હતું. જ્યારે અજાતશત્રુએ નાતપુત્તને શ્રમણત્વના પ્રત્યક્ષ લાભ વિશે પ્રશ્ન કર્યો હતો ત્યારે તેમણે 'શ્રમણોનો ચતુર્યામ સંવર છે, પાણી ઓછું વાપરવું' વગેરે વાત કરી. અર્થાત્ રાજા અજાતશત્રુ કહે છે કે જેમ કોઈ આંબાના ફળની વાત પૂછે અને તેનો ઉત્તર આપતાં કોઈ પનસના ફળની વાત કરે તેમ નાતપુત્તે અસંબદ્ધ ઉત્તર આપ્યો" વગેરે.

વૈદિક પરંપરાનાં પુરાણોમાં જૈનધર્મ અને બૌદ્ધધર્મની ઉત્પત્તિ વિશે વિચિત્ર કથાઓ જોડાએલી છે. વિષ્ણુપુરાણ, મત્સ્યપુરાણ, અગ્નિપુરાણ, વાયુપુરાણ, શિવપુરાણ, પદ્મપુરાણ, સ્કંદપુરાણ, ભાગવત અને કૂર્મપુરાણ વગેરેમાં જૈનધર્મ અને બૌદ્ધધર્મની ઉત્પત્તિ વિશે જુદી જુદી કથાઓ ઉપલબ્ધ થાય છે, પરંતુ મૂળ ભાવમાં તે જુદી જુદી જણાતી નથી, માટે એ બધી કથાઓ અહીં ન આપતાં શિવપુરાણમાં આવેલી એક જ કથાનો સાર આપી દઉં છું:

"દેવો અને દૈત્યો લડે છે, તેમાં દેવો હારે છે, દૈત્યો જિતે છે. દૈત્યો ધર્મનિષ્ઠ છે, તપઃપરાયણ છે, શિવના ભક્ત છે અને વેદવિહિત કર્મ કરનારા છે એથી તેઓ હારે શી રીતે? આ જાતની મુંઝવણ બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ એ ત્રણે દેવોને થાય છે. વિશેષ ચિંતન કરતાં દૈત્યોને હરાવવાનો તેમને એક માર્ગ જડી આવે છે અને તે તેમને ધર્મથી ભ્રષ્ટ કરવાનો. દૈત્યોને ધર્મથી ભ્રષ્ટ કરવા માટે મહા તેજસ્વી માયાવી વિષ્ણુએ પોતાના દેહમાંથી એક પુરુષને સરજ્યો. માથે મુંડો, મલિન વસ્ત્રવાળો, હાથમાં કુંડીપાત્ર અને પુંજણીને ધરનારો, તથા પગલે પગલે પુંજણીને ફેરવનારો, વસ્ત્રવાળા હાથને નિરંતર મોંઢા ઉપર રાખતો અને 'ધર્મલાભ' એવા અક્ષરો બોલતો એવો એક પુરુષ વિષ્ણુને હાથ જોડતો તેમની સામે આવીને ઊભો રહ્યો. પોતાને શું કામ કરવાનું છે એ બાબત તેણે વિષ્ણુને પૂછ્યું. વિષ્ણુ બોલ્યા: હે પુરુષ! મેં તને સરજ્યો છે માટે હું જે કહું તે તું બરાબર સમજી લે. મેં સોંપેલું કામ તારે બરાબર પાર પાડવાનું છે. મેં તને સરજ્યો છે માટે તું સંસારમાં પૂજ્ય બનીશ. તો હે મહામાય પુરુષ! તું આ માયાવી શાસ્ત્રો લે. આ શાસ્ત્રોમાં વેદવિરુદ્ધ કર્માનુષ્ઠાનો જણાવેલાં છે, તેમાં કર્મવાદ મુખ્ય છે. તું આ શાસ્ત્રોનો દૈત્યોમાં પ્રચાર કર અને આ ઉપરાંત બીજાં બીજાં નવાં શાસ્ત્રો પણ તું રચી શકીશ. આ શાસ્ત્રોમાં જણાવેલો વેદવિરુદ્ધ ધર્મ ફેલાવીને તું દૈત્યોનો નાશ કર અને કલિયુગ આવે ત્યાંસુધી તું મારવાડમાં રહેવાનું રાખ. જ્યારે કલિયુગ આવે ત્યારે તું તારો આ નવો ધર્મ ફેલાવજે. મારા આશીર્વાદ છે કે તેં ફેલાવેલો એ નવો ધર્મ શિષ્યપ્રશિષ્ય આદિના વિસ્તારથી ખૂબ વધશે. ત્યારબાદ વિષ્ણુએ બનાવેલા તે પુરુષે પોતાનો નવો ધર્મ ફેલાવવા ચાર શિષ્યો કર્યા, તેમને માયામય શાસ્ત્રો ભણાવ્યાં. પૂજ્ય ઋષિ, યતિ, આચાર્ય, ઉપાધ્યાય એવાં નામો તેઓએ ધારણ કર્યાં. આ ઉપરાંત વિષ્ણુએ તેમને ભલામણ કરી કે તમો મારું નામ અરિહંત રાખજો. તેનું નિરંતર ધ્યાન કરજો. આ બધું થયા પછી નવીનપુરુષે અને તેના શિષ્યોએ એ નવા ધર્મને દૈત્યોમાં ફેલાવી તેમને ધર્મથી ભ્રષ્ટ કર્યા. એમ થવાથી યુદ્ધમાં દેવા જિત્યા અને દૈત્યો હાર્યા. આ કથા શિવપુરાણમાં અધ્યાય ૧૯–૨૦–૨૧–૨૨માં જ્ઞાનસંહિતાના ભાગમાં છે.

પુરાણકારોએ જેમ જૈનધર્મની આવી વિચિત્ર ઉત્પત્તિ બતાવી છે તેમ વૈદિકપરંપરાના તાર્કિક પુરુષોએ પણ જૈન અને બૌદ્ધધર્મ વિશે નીચેની હકીકત જણાવી છે:

તંત્રવાર્તિકનો કર્તા મહાતાર્કિક કુમારિલભટ્ટ પોતાના એ તંત્રવાર્તિકમાં લખે છે કે— "શાક્ય અને જૈનના આગમોમાં અસાધુશબ્દો–અપશબ્દો ભારોભાર છે તથા તે શાસ્ત્રો અસત્પુરુષમૂલક છે માટે તેમાં 'શાસ્ત્રપણું છે' એવો વિશ્વાસ ન કરી શકાય."

વળી, એ આગમોમાં અસત્ય શબ્દો ભર્યા પડયા છે તેથી તેમાં અર્થની સત્યતા છે એમ કેમ માની શકાય? અથવા અપભ્રષ્ટ શબ્દોવાળાં શાસ્ત્રોમાં અનાદિપણું કેમ હોઇ શકે?

[ असाधुशब्दभूयिष्ठाः शाक्य–जैनागमादयः ।
असन्निबन्धनत्वाच्च शास्त्रत्वं न प्रतीयते ॥
ततश्च–असत्यशब्देषु कुतस्तेष्वर्थसत्यता ।
दृष्टापभ्रष्टरूपेषु कथं वा स्याद्–अनादिता ॥ ]

(તંત્રવાર્તિક પૃ. ૨૩૭ આનંદાશ્રમ–મુદ્રણ)

એટલું જ નહીં પણ તે તાર્કિક શિરોમણિ લખે છે કે—

" स्वधर्मातिक्रमेण च तेन क्षत्रियेण सता प्रवक्तृत्व–प्रतिग्रहौ प्रतिपन्नौ स धर्मम्–अविप्लुतम् उपदेक्ष्यति इति कः समाश्वासः? सन्मूलम्–अपि अहिंसादि श्वदृतिनिक्षिप्तक्षीरवद् अनुपयोगि अविश्रम्भणीयं च " (તંત્રવાર્તિક પૃ. ૧૯૫ તથા ૨૦૩)

અર્થાત્ "જાતનો ક્ષત્રિય છે, છતાં જેણે પોતાના ધર્મનું અતિક્રમણ કર્યું અને ઉપદેશકનું કામ કર્યું તથા ભિક્ષાવૃત્તિ સ્વીકારી, એવો તે સ્વધર્મનો પરિત્યાગ કરનાર ક્ષત્રિય (બુદ્ધ યા મહાવીર) શુદ્ધ ધર્મને કહેશે એની શી ખાત્રી? આમ છે માટે સન્મૂલક એવાં અહિંસાદિ અનુષ્ઠાનો જે–તે ક્ષત્રિયે કહેલાં છે તે પણ કૂતરાના ચામડાની મસકમાં ભરેલા દૂધની પેઠે નકામાં છે અને વિશ્વાસયોગ્ય નથી.

પુરાણો અને તર્કગ્રંથો સુધી જ પહોંચીને આ સાંપ્રદાયિક દ્વેષનો દાવાનળ અટકયો નથી; પરંતુ એ સર્વમાન્ય એવા વ્યાકરણશાસ્ત્ર સુધી પણ પહોંચી ગયો છે.

જે બે જાતો વચ્ચે જાતિવૈર ચાલ્યું આવતું હોય તે બે જાતિઓનાં સૂચકપદો દ્વન્દ્વ સમાસમાં આવે ત્યારે તે સમાસવાળું પદ એકવચનમાં આવે છેઃ अहि–नकुलम् । देवासुरम् । કાશિકાવ્યાકરણના "येषां च विरोधः शाश्वतिकः" ૨–૪–૯ સૂત્રના ન્યાસમાં 'श्रमण–ब्राह्मणम्' ઉદાહરણ મૂકેલું છે. ન્યાસનો સમય આઠમો સૈકો મનાય છે. આ પછી મહાભાષ્ય ઉપર કૈયટાચાર્યે (અગીયારમો સૈકો) રચેલા પ્રદીપોદ્યોતમાં પણ એવું જ ઉદાહરણ મળે છે અને આચાર્ય હેમચંદ્ર પણ પોતાના વ્યાકરણમાં 'ब्राह्मण–श्रमणम्' ઉદાહરણ આપીને પૂર્વવૈયાકરણોની પરંપરાને અનુસર્યા છે.

આ પ્રમાણે અનેક પ્રકારની સાંપ્રદાયિકદ્વેષસૂચક કથાઓ અને એવાં જ બીજાં વૃત્તાંતો ભારતીયસાહિત્યમાં ભર્યાં પડયાં છે. અહીં તો માત્ર તેમનું દિગ્દર્શન કરાવ્યું છે.

આપ સૌ વાચકોને મારી નમ્ર વિનંતિ છે કે આવી આવી કથાઓદ્વારા દોરાઇને કોઈ ધર્મ વા સંપ્રદાય પ્રતિ અરુચિ કે દ્વેષ ન કેળવશો. જિજ્ઞાસા થાય તો તે તે ધર્મ વા સંપ્રદાયનું ખરૂં સ્વરૂપ જાણવા પ્રયત્ન કરશો અને જિજ્ઞાસા ન થાય તો પોતાના ઇષ્ટ સંપ્રદાય પ્રમાણે બને તેટલી શુદ્ધનિષ્ઠાથી પ્રવૃત્તિ કરશો–એમ કરવાથી જ પરિણામે સત્ય, પરમેશ્વર વા પરબ્રહ્મની પ્રાપ્તિ થાય છે.

અહીં જણાવેલી કથાઓદ્વારા મારો હેતુ કોઇપણ સંપ્રદાયવાળાને જરા પણ દૂભાવવાનો નથી એ આપ વાચકોના ખ્યાલમાં રહે. शिवमस्तु सर्वजगतः ।

# ગુજરાતી પ્રજામાં જાતિકુલોનો સમન્વય

શ્રી. પોપટલાલ ગોવિંદલાલ શાહ
એમ. એ., બી. એસ સી.

## ૧. વિવિધતામાં એકતા

મનુષ્યવિદ્યા અને નૃકુલવિદ્યાના અભ્યાસકની દૃષ્ટિએ ગુજરાત( એટલે તળ ગુજરાત, કાઠિયાવાડ, અને કચ્છ )ની પ્રજામાં જોવામાં આવતી, બહારની વિવિધતા છતાં સંસ્કાર અને ભાષાથી ઉત્પન્ન થતી, એકતા વિરલ ગણાય. બંગાળમાં, પંજાબમાં, મદ્રાસમાં, કે મહારાષ્ટ્રમાં સાધારણ વસ્તીના પહેરવેશ અને રહેણીકરણીમાં જે એકરૂપતા જોવામાં આવે છે તેના કરતાં વિચિત્ર ભિન્નતા ગુજરાતના જૂદા જૂદા વિભાગોમાં જોવામાં આવે છે. બંગાળી ખમીસ અને છૂટી પાટલી ને ધોતિયું, તેમ જ મદ્રાસી ગોળાકાર ધોતી અને ખમીસ, પંજાબની ઋતુને અનુકૂળ સુરવાળ અને ખમીસકોટ, મહારાષ્ટ્રનું ચારપાટલીવાળું ધોતિયું, અને કેડીયું કે કોટ, એ દરેક પ્રાંતની વિશિષ્ટતા ગણાય. પરંતુ ગુજરાતમાં તો બાર ગાઉએ બોલી બદલાય, એટલું જ નહીં પણ પહેરવેશ પણ બદલાય. મુંબઈ જેવી નગરીમાં પાઘડીઓનું પ્રદર્શન ગુજરાતી બોલતી પ્રજામાંથી જ નીકળી શકશે. અમદાવાદી, પટણી, સૂરતી, ભરૂચી, ભાવનગરી, કચ્છી, જામનગરી, પોરબંદરી, માંગરોળી પાઘડીઓ અને કાઠિયાવાડી ફેંટાઓની સંખ્યા, ઘટતી જતી હોવા છતાં પણ, દેશની વિવિધતાની સાક્ષી પૂરે છે. આ વિવિધતા છતાં ગુજરાતીઓની એકતા અને અસ્મિતા સૂક્ષ્મ અવલોકનકારને સ્પષ્ટ દેખાય છે. ગુજરાતની બહાર જ્યારે ગુજરાતીઓના મેળાવડા કોચીન કે કલકત્તા, કરાંચી કે દિલ્હી, ઉટી કે નૈનીતાલમાં થાય ત્યારે ગુજરાતી સ્ત્રીપુરુષો ત્યાંની વસ્તીની સરખામણીમાં ભિન્ન ભાત પાડે છે, અને જીલ્લાવાર કે કોમવાર જૂદાં લક્ષણો ભૂલી જઈને એક અવિભક્ત ગુજરાતી પ્રજાના સંસ્કારોની પ્રતિભા પ્રકટ કરે છે. આ એકતા અને આ સમન્વયનું મુખ્ય કારણ શું અને તેને પોષવાને શાં શાં સાધનોની જરૂર છે તે સમજવા ઉપરાંત આ એકતા નીચે રહેલી વિવિધતા, તેના કારણરૂપ જાતિ અને વંશની ઉત્પત્તિ અને વિકાસના માર્ગો, જાતિઓનાં રૂપાન્તર અને નવી જાતિઓનાં વિધાયક બળો, એ સૌનો અભ્યાસ આવશ્યક છે. વળી આ વિવિધતા કેટલે અંશે નૈસર્ગિક અને અનિવાર્ય છે, કેટલે અંશે રાજ્યસત્તા, ભૌગોલિક રચના કે ધાર્મિક બળોને લીધે ઉત્પન્ન થએલી હોવાથી કૃત્રિમ અને નિવાર્ય છે, એ જાણીએ તો અખંડિત, એકત્રિત, અને સબળ મહાગુજરાતના વિધાનમાં શી શી મુશ્કેલીઓ છે તે આપણે જાણી શકીએ. જે ચારપાંચ શતકના વિકાસના પરિણામે ગુજરાતી ભાષાની રચના બંધાઈ, અને જે વર્ષોના પ્રયત્નને પરિણામે ગુજરાતની એકતા અને અસ્મિતા પ્રકટ થતી દેખાય છે, તેવાં બીજાં અનેક વર્ષોના પ્રયત્નોના પરિણામે કેવળ ભાષા અને સંસ્કારોનો જ નહીં, પણ ગુજરાતી સંસ્કારોથી રંગાયેલા સમસ્ત કાઠિયાવાડ, ગુજરાત અને કચ્છના પ્રદેશની આર્થિક, સામાજિક અને રાજકીય વિકાસ સાધવાની તૈયારી કરવાની જરૂર છે. આ દિશામાં કાર્ય સાધતાં પહેલાં જાતિકુલોના અભ્યાસ અને જાતિઓની ઉત્પત્તિનું જ્ઞાન ઘણું ઉપયોગી છે.

તંત્રવાર્તિકનો કર્તા મહાતાર્કિક કુમારિલભટ્ટ પોતાના એ તંત્રવાર્તિકમાં લખે છે કે—"શાકય અને જૈનના આગમોમાં અસાધુશબ્દો–અપશબ્દો ભારોભાર છે તથા તે શાસ્ત્રો અસત્પુરુષમૂલક છે માટે તેમાં 'શાસ્ત્રપણું છે' એવો વિશ્વાસ ન કરી શકાય."

વળી, એ આગમોમાં અસત્ય શબ્દો ભર્યા પડયા છે તેથી તેમાં અર્થની સત્યતા છે એમ કેમ માની શકાય ? અથવા અપભ્રષ્ટ શબ્દોવાળાં શાસ્ત્રોમાં અનાદિપણું કેમ હોઇ શકે ?

[ असाधुशब्दभूयिष्ठाः शाक्य–जैनागमादयः ।
असन्निबन्धनत्वाच्च शास्त्रत्वं न प्रतीयते ॥
ततश्च–असत्यशब्देषु कुतस्तेष्वर्थसत्यता ।
दृष्टापभ्रष्टरूपेषु कथं वा स्याद्–अनादिता ॥ ]

(તંત્રવાર્તિક પૃ. ૨૩૭ આનંદાશ્રમ–મુદ્રણ)

એટલું જ નહીં પણ તે તાર્કિક શિરોમણિ લખે છે કે—

" स्वधर्मातिक्रमेण च तेन क्षत्रियेण सता प्रवक्तृत्व–प्रतिग्रहौ प्रतिपन्नौ स धर्मम्–अविप्लुतम् उपदेक्ष्यति इति कः समाश्वासः ? सन्मूलम्–अपि अहिंसादि श्वदृतिनिक्षिप्तक्षीरवद् अनुपयोगि अविश्रम्भणीयं च " (તંત્રવાર્તિક પૃ. ૧૯૫ તથા ૨૦૩)

અર્થાત્ "જાતનો ક્ષત્રિય છે, છતાં જેણે પોતાના ધર્મનું અતિક્રમણ કર્યું અને ઉપદેશકનું કામ કર્યું તથા ભિક્ષાવૃત્તિ સ્વીકારી, એવો તે સ્વધર્મનો પરિત્યાગ કરનાર ક્ષત્રિય (બુદ્ધ યા મહાવીર) શુદ્ધ ધર્મને કહેશે એની શી ખાત્રી ? આમ છે માટે સન્મૂલક એવાં અહિંસાદિ અનુષ્ઠાનો જે–તે ક્ષત્રિયે કહેલાં છે તે પણ કૂતરાના ચામડાની મસકમાં ભરેલા દૂધની પેઠે નકામાં છે અને વિશ્વાસયોગ્ય નથી.

પુરાણો અને તર્કગ્રંથો સુધી જ પહોંચીને આ સાંપ્રદાયિક દ્વેષનો દાવાનળ અટકયો નથી; પરંતુ એ સર્વમાન્ય એવા વ્યાકરણશાસ્ત્ર સુધી પણ પહોંચી ગયો છે.

જે બે જાતો વચ્ચે જાતિવૈર ચાલ્યું આવતું હોય તે બે જાતિઓનાં સૂચકપદો દ્વન્દ્વ સમાસમાં આવે ત્યારે તે સમાસવાળું પદ એકવચનમાં આવે છેઃ अहि–नकुलम् । देवासुरम् । કાશિકાવ્યાકરણના "येषां च विरोधः शाश्वतिकः" ૨–૪–૯ સૂત્રના ન્યાસમાં 'श्रमण–ब्राह्मणम्' ઉદાહરણ મૂકેલું છે. ન્યાસનો સમય આઠમો સૈકો મનાય છે. આ પછી મહાભાષ્ય ઉપર કૈયટાચાર્યે (અગીવારમો સૈકો) રચેલા પ્રદીપોદ્યોતમાં પણ એવું જ ઉદાહરણ મળે છે અને આચાર્ય હેમચંદ્ર પણ પોતાના વ્યાકરણમાં 'ब्राह्मण–श्रमणम्' ઉદાહરણ આપીને પૂર્વવૈયાકરણોની પરંપરાને અનુસર્યા છે.

આ પ્રમાણે અનેક પ્રકારની સાંપ્રદાયિકદ્વેષસૂચક કથાઓ અને એવાં જ બીજાં વૃત્તાંતો ભારતીયસાહિત્યમાં ભર્યાં પડયાં છે. અહીં તો માત્ર તેમનું દિગ્દર્શન કરાવ્યું છે.

આપ સૌ વાચકોને મારી નમ્ર વિનંતિ છે કે આવી આવી કથાઓદ્વારા દોરાઇને કોઈ ધર્મ વા સંપ્રદાય પ્રતિ અરુચિ કે દ્વેષ ન કેળવશો. જિજ્ઞાસા થાય તો તે તે ધર્મ વા સંપ્રદાયનું ખરૂં સ્વરૂપ જાણવા પ્રયત્ન કરશો અને જિજ્ઞાસા ન થાય તો પોતાના ઇષ્ટ સંપ્રદાય પ્રમાણે બને તેટલી શુદ્ધનિષ્ઠાથી પ્રવૃત્તિ કરશો–એમ કરવાથી જ પરિણામે સત્ય, પરમેશ્વર વા પરબ્રહ્મની પ્રાપ્તિ થાય છે.

અહીં જણાવેલી કથાઓદ્વારા મારો હેતુ કોઇપણ સંપ્રદાયવાળાને જરા પણ દૂભાવવાનો નથી એ આપ વાચકોના ખ્યાલમાં રહે. शिवमस्तु सर्वजगतः ।

# ગુજરાતી પ્રજામાં જાતિકુલોનો સમન્વય

શ્રી. પોપટલાલ ગોવિંદલાલ શાહ
એમ. એ., બી. એસ સી.

## ૧. વિવિધતામાં એકતા

મનુષ્યવિદ્યા અને નૃકુલવિદ્યાના અભ્યાસકની દૃષ્ટિએ ગુજરાત( એટલે તળ ગુજરાત, કાઠિયાવાડ, અને કચ્છ )ની પ્રજામાં જોવામાં આવતી, બહારની વિવિધતા છતાં સંસ્કાર અને ભાષાથી ઉત્પન્ન થતી, એકતા વિરલ ગણાય. બંગાળમાં, પંજાબમાં, મદ્રાસમાં, કે મહારાષ્ટ્રમાં સાધારણ વસ્તીના પહેરવેશ અને રહેણીકરણીમાં જે એકરૂપતા જોવામાં આવે છે તેના કરતાં વિચિત્ર ભિન્નતા ગુજરાતના જૂદા જૂદા વિભાગોમાં જોવામાં આવે છે. બંગાળી ખમીસ અને છૂટી પાટલી ને ધોતિયું, તેમ જ મદ્રાસી ગોળાકાર ધોતી અને ખમીસ, પંજાબની ઋતુને અનુકૂળ સુરવાળ અને ખમીસકોટ, મહારાષ્ટ્રનું ચારપાટલીવાળું ધોતિયું, અને કેડીયું કે કોટ, એ દરેક પ્રાંતની વિશિષ્ટતા ગણાય. પરતુ ગુજરાતમાં તો બાર ગાઉએ બોલી બદલાય, એટલું જ નહીં પણ પહેરવેશ પણ બદલાય. મુંબઈ જેવી નગરીમાં પાઘડીઓનું પ્રદર્શન ગુજરાતી બોલતી પ્રજામાંથી જ નીકળી શકશે. અમદાવાદી, પટણી, સૂરતી, ભરૂચી, ભાવનગરી, કચ્છી, જામનગરી, પોરબંદરી, માંગરોળી પાઘડીઓ અને કાઠિયાવાડી ફેંટાઓની સંખ્યા, ઘટતી જતી હોવા છતાં પણ, દેશની વિવિધતાની સાક્ષી પૂરે છે. આ વિવિધતા છતાં ગુજરાતીઓની એકતા અને અસ્મિતા સૂક્ષ્મ અવલોકનકારને સ્પષ્ટ દેખાય છે. ગુજરાતની બહાર જ્યારે ગુજરાતીઓના મેળાવડા કોચીન કે કલકત્તા, કરાંચી કે દિલ્હી, ઉટી કે નૈનીતાલમાં થાય ત્યારે ગુજરાતી સ્ત્રીપુરૂષો ત્યાંની વસ્તીની સરખામણીમાં ભિન્ન ભાત પાડે છે, અને છલ્લાવાર કે કોમવાર જૂદાં લક્ષણો ભૂલી જઈને એક અવિભક્ત ગુજરાતી પ્રજાના સંસ્કારોની પ્રતિભા પ્રકટ કરે છે. આ એકતા અને આ સમન્વયનું મુખ્ય કારણ શું અને તેને પોષવાને શાં શાં સાધનોની જરૂર છે તે સમજવા ઉપરાંત આ એકતા નીચે રહેલી વિવિધતા, તેના કારણરૂપ જાતિ અને વંશની ઉત્પત્તિ અને વિકાસના માર્ગો, જાતિઓનાં રૂપાન્તર અને નવી જાતિઓનાં વિધાયક બળો, એ સૌનો અભ્યાસ આવશ્યક છે. વળી આ વિવિધતા કેટલે અંશે નૈસર્ગિક અને અનિવાર્ય છે, કેટલે અંશે રાજ્યસત્તા, ભૌગોલિક રચના કે ધાર્મિક બળોને લીધે ઉત્પન્ન થએલી હોવાથી કૃત્રિમ અને નિવાર્ય છે, એ જાણીએ તો અખંડિત, એકત્રિત, અને સબળ મહાગુજરાતના વિધાનમાં શી શી મુસ્કેલીઓ છે તે આપણે જાણી શકીએ. જે ચારપાંચ શતકના વિકાસના પરિણામે ગુજરાતી ભાષાની રચના બંધાઈ, અને જે વર્ષોના પ્રયત્નને પરિણામે ગુજરાતની એકતા અને અસ્મિતા પ્રકટ થતી દેખાય છે, તેવાં બીજાં અનેક વર્ષોના પ્રયત્નોના પરિણામે કેવળ ભાષા અને સંસ્કારોનો જ નહીં, પણ ગુજરાતી સંસ્કારોથી રંગાયેલા સમસ્ત કાઠિયાવાડ, ગુજરાત અને કચ્છના પ્રદેશનો આર્થિક, સામાજિક અને રાજકીય વિકાસ સાધવાની તૈયારી કરવાની જરૂર છે. આ દિશામાં કાર્ય સાધતાં પહેલાં જાતિકુલોના અભ્યાસ અને જાતિઓની ઉત્પત્તિનું જ્ઞાન ઘણું ઉપયોગી છે.

રાજકીય પરિસ્થિતિમાં અનેક બાધક અને વિરોધક તત્ત્વો હાલમાં ઘણાએ અંતરાયો નાંખતાં દેખાય અને આગળ પંથ પણ ન સૂઝે તેટલું અંધારૂં ભલે દેખાય, પણ સમય અને સંસ્કારોના બળનો પ્રભાવ પોતાનું કાર્ય કર્યે જાય છે. મનુષ્યના ઇતિહાસને વાસ્તવિક દીર્ઘ દૃષ્ટિથી જોનારને મહાગુજરાતનું નવવિધાન દૂર–સુદૂર હોવા છતાં ઉજ્જવળ દેખાય છે. અનેક મનુષ્યસમૂહોએ આ ભૂમિનું હાલનું નામ પડવા પહેલાંના સમયમાં આવીને, અનેક કલહો મચાવીને, અનેક જૂદાં જૂથો, કુલો, ઓલાદો, જ્ઞાતિઓ, ઉપજ્ઞાતિઓ, જાતિઓ જાતિકુલો સ્થાપ્યાં; અને અનેક યુદ્ધો તથા વિગ્રહો, બળની સાઠમારીઓ, અને રક્તની નદીઓ વહેવડાવીને, તે પોતાનું નામનિશાન મૂક્યા વિના, અથવા તો કિંચિત્માત્ર નિશાન મૂકીને નષ્ટ થઈ ગયા છે. તે વિવિધતામાંથી એક અવિભક્ત અને એકત્રિત ગુજરાતી પ્રજાના બંધારણને માટે સમય અને યુગનાં બળો પોતાનું કાર્ય કર્યે જાય છે. વિવિધ જાતિકુલોમાંથી નવી પ્રજાના સમન્વયનાં કારણ અને સાધનરૂપ, સમય, સમાજ, ધર્મ, આર્થિક, અને ભૌતિક પરિસ્થિતિ અને બીજાં બળોને સમજ્યા વિના દેશના ભવિષ્યનું નિર્માણ કે ચિંતન અશક્ય છે. પરંતુ એટલું જ સ્પષ્ટ કરવું જોઇએ કે દેશની જાતિઓ, ઉપજાતિઓ, જ્ઞાતિઓ, ઉપ–પેટા–જ્ઞાતિઓનો અભ્યાસ કરવાનું પ્રયોજન તેમને કાયમનું સ્વરૂપ આપવા માટે નહીં, અને તેમનાં વિભાજક અને વિનાશક તત્ત્વોને ઉત્તેજન આપવા માટે નહીં, પણ આ સંસ્થાઓ કેવી રીતે બંધાઈ છે, તુટી છે, રૂપાન્તર પામી છે તે સમજીને તે જ્ઞાનનો ઉપયોગ દેશના ભવિષ્યના ઘડતરમાં વાપરવા માટે. મનુષ્યવિદ્યાના અભ્યાસીઓ સમજે છે કે પ્રજાઓ એકદમ કે અલ્પ સમયમાં આકસ્મિક રીતે ભાજીપાલાની પેઠે જમીન-માંથી નીપજતી નથી. જાતિકુલોમાંથી પ્રજાનો સમન્વય થતાં એક નવી પ્રજાનો જન્મ થતાં પહેલાં ભાષા, સંસ્કાર, ઇતિહાસ, અને રાજ્યનીતિનાં વ્યાપક બળોનું સંઘટ્ટન આવશ્યક છે, તે સર્વેના અભ્યાસ માટે મનુષ્યવિદ્યાનો અભ્યાસ પણ હાથમાં લેવો જોઇએ.

## ૨. જાતિઓનાં ભૌતિક લક્ષણો

જાતિઓનાં બંધારણ અને ઉત્પત્તિની વાસ્તવિક સમજુતી માટે કેટલીએક પ્રાથમિક વિગતો સમજવી જોઇએ. મનુષ્યજાતિની ઉત્ક્રાન્તિ તેના કરતાં ઉતરતી જાતનાં પ્રાણીઓમાંથી થઇ છે, એ વાત તો હવે મનુષ્યવિદ્યાના અભ્યાસીઓ સ્વતઃસિદ્ધ માને છે. મનુષ્યવિદ્યાના બે મુખ્ય વિભાગ કરવામાં આવે છે. એક મનુષ્યની સામાજિક અને માનસિક પ્રવૃત્તિના અભ્યાસને માટે સામાજિક વિભાગ, અને બીજો જાતિઓના ભૌતિક વર્ગીકરણ માટે ભૌતિક મનુષ્યવિદ્યાનો વિભાગ મનુષ્યનું હાડપિંજર, તેના માથાની ખોપરીનો આકાર, અને લંબાઈ, પહોળાઈ, નાકની આકૃતિ, લંબાઈ પહોળાઈ અને ચપટાપણું, ચામડીનો રંગ, વાળનો રંગ અને વાંક, મ્હોંઢાનો, હોઠનો અને દાંતનો આકાર, વગેરે લગભગ બાવીશ ભૌતિક લક્ષણોનો અભ્યાસ કરવો પડે છે. ગુજરાતની જાતિઓનાં ભૌતિક લક્ષણોનો અભ્યાસ હજુ શરૂ પણ થયો નથી, એમ કહી શકાય. **રીઝવેલે** સને ૧૮૯૫માં થોડાએક ગુજરાતીઓનાં અને ખાસ કરીને નાગરો અને રજપૂતોનાં ભૌતિક લક્ષણો માપ્યાં હતાં. ત્યાર પછી સને ૧૯૩૧ ના સેન્સસ વખતે આશરે ૨૦૦ ગુજરાતી સ્ત્રીપુરૂષોનાં ભૌતિક લક્ષણોનો સારો અભ્યાસ ડૉ. ગૂહાએ કર્યો હતો. ડૉ. ઘુર્યેએ પણ આ દિશામાં થોડુંએક કામ કર્યું છે. પરંતુ જ્યાં સુધી દરેકે દરેક જાતિની એકેક હજાર વ્યક્તિઓનું માપકરણ થાય નહીં ત્યાં સુધી જાતિકુલોનાં વર્ગીકરણ અને ઉત્પત્તિના પ્રશ્નોનો

નિકાલ આવી શકે નહીં. તે ઉપરાંત આ જાતિકુલોના જન્મ, લગ્ન અને મૃત્યુ જેવા અગત્યના પ્રસંગોના રીતરીવાજ, તેમના આલોક અને પરલોક સંબંધી વિચારો, જાતિની અંદર અંદર અને જાતિની બહાર સ્ત્રીપુરૂષોનું વર્તન, તેમની ભાષા, અને એકંદર સર્વદેશીય સંસ્કૃતિના અભ્યાસમાંથી મળેલાં સાધનો અને પ્રમાણોનો આધાર લીધા પછી જ જાતિઓની સ્વતંત્રતા કે સબદ્ધતા વિષે નિર્ણય થઈ શકે. પાશ્ચાત્ય દેશોમાં જનો કે જાતિકુલોને સ્વતંત્ર ગણવામાં આવે છે, તેના કરતાં જૂદી જ રીતે અને જૂદા જ અર્થમાં આપણા દેશમાં પેટા-જ્ઞાતિઓ, ઉપજ્ઞાતિઓ, અને જ્ઞાતિઓને ભિન્ન ગણવામાં આવે છે. આપણી જ્ઞાતિઓમાંથી ભાગ્યે જ કોઈ ને મનુષ્યવિદ્યાની દષ્ટિએ સ્વતંત્ર જાતિ*(Race)નું સ્થાન મળી શકે. કોઇ પણ જાતિની સ્વતંત્ર ઉત્પત્તિ સ્થાપવાને માટે તેના રીતરીવાજ, ધાર્મિક વિચાર, જીવનચર્યા, વગેરેમાં એકરૂપતા હોવી જોઈએ, એટલું જ નહી પણ તેમનાં, માથું, મ્હોંડું, નાક, ચામડીનો રંગ, વાળનો રંગ અને વાંક, એવાં ભૌતિક લક્ષણોની એકરૂપતા સ્પષ્ટ હોવી જોઇએ. એક અથવા અનેક જાતિઓના સમન્વયથી પ્રજા ઉદ્ભવે છે. આવી એક પ્રજાની અસ્મિતામાં સંસ્કૃતિની, ભાષાની, ઇતિહાસની અને રાજકીય સત્તાની એકરૂપતા હોવી જોઇએ. આ દષ્ટિએ ગુજરાતી પ્રજાની એકતા અને એકરૂપતા સાધતાં પહેલાં ઘણું કામ કરવું જરૂરનું છે.

મનુષ્યમાપનવિદ્યા કેવા પ્રશ્નોનો નિકાલ કરે છે તેને માટે થોડાંએક દૃષ્ટાંત આપી શકાય. ગુજરાતના નાગરો અને બંગાળના કાયસ્થો વચ્ચે સંબંધ હોવો જોઇએ, એમ પ્રવરાધ્યાયમાં મળી આવતી, દત્ત, ગુપ્ત, નંદ, ઘોષ, શર્મા, દાસ, ત્રાટ, મિત્ર, દેવ, ભાવ, એ અવટંકો ઉપરથી સૂચિત થાય છે. ચોહાણ, ચૂડાસમા, ગોહીલ, પરમાર, રાઠોડ, વાઘેલા, ઝાલા, એવાં નામો રજપૂતોમાં તેમ જ મોચીઓમાં મળી આવે છે, તો તે બન્ને જાતિઓનો શો સંબંધ છે? બ્રાહ્મણોમાંથી બ્હોરા, ક્ષત્રિયમાંથી ખોજા, અને વૈશ્યોમાંથી મેમણ, એ નવી જ્ઞાતિઓ ધર્મ બદલવાથી બંધાઈ છે, પણ તેમનાં ભૌતિક લક્ષણોમાં શો ફેરફાર થયો છે તે માપવાથી જાતિકુલો અને ધર્મનો સંબંધ જાણી શકાય. રાજ્યવ્યવસ્થા, ભૌગોલિક પરિસ્થિતિ, ધાર્મિક પ્રતિબંધો અને સામાજિક રીતરીવાજોની વિવિધતા—એમાંથી જાતિકુળોની એકતા સ્પષ્ટ રીતે સમજી શકાય. આ પ્રશ્નોના ઉકેલને માટે એકેક જાતિનાં હજાર હજાર સ્ત્રીપુરૂષોનાં શરીરમાપન યોજાવવાની જરૂર છે. તેમાંથી મળી આવતાં પરિણામો જાતિકુળોના પ્રશ્નોના નિર્ણય માટે અત્યંત ઉપયોગી થવાનાં.

### ૩. મુખ્ય પ્રશ્નો

ગુજરાતની જાતિઓના અભ્યાસના પ્રશ્નો વિશાળ અને વિવિધ છે. ગુજરાતની ભૂમિ પુરાણોના સમયમાં અને પહેલાંના સમયમાં આ નામથી ઓળખાતી? ત્યાં કઈ કઈ જાતિઓ વસ્યાનું પુરાણોમાં વર્ણન છે? ગુજરાત અને ગુર્જરજાતિ, કાઠીયાવાડ અને કાઠી જાતિ, એમનો સંબંધ ભાષાશાસ્ત્રની દષ્ટિએ સ્પષ્ટ દેખાય એમ છે. પરંતુ આ જાતિઓની ઉત્પત્તિ અને ઇતિહાસના વિષયમાં ઘણા અટપટા પ્રશ્નો ઉકેલવાના બાકી રહે છે. ગુર્જરો ક્યારે, ક્યાંથી, કેવી રીતે, શા કારણથી આવ્યા? તેમના પહેલાં ગુજરાતનો ઇતિહાસ શો

---

* અંગ્રેજીમાં જેને Race કહીએ તે શબ્દને માટે જાતિ એ શબ્દ ઘણો સરળ, ઉપયોગી અને સુયોગી છે; પરંતુ દુર્ભાગ્યે છેલ્લાં થોડાં વર્ષમાં જાતિ શબ્દ sexના અર્થમાં એટલો બધો પ્રચલિત થઇ ગયો છે કે જાતિ અને તે ઉપરથી વિશેષણ જાતીય અર્થમાં વપરાતાં ગેરસમજુતી થવા સંભવ છે, પણ sexualના અર્થમાં શ્રીયુત બ. ક. ઠાકોરે યોજેલો જાતિનેય શબ્દ વધારે ઉચિત છે.

હતો? તેમના પહેલાં ગુજરાતમાં કઈ જાતિઓ વસતી હતી? ગુર્જરોની જાતિ અત્યારે નામના પ્રમાણમાં કેમ સારી સંખ્યામાં દેખાતી નથી? ગુજરાત પ્રાંત અને ગુર્જરોનો શો સંબંધ? તેમનો અને ગુજરાતી ભાષાનો શો સંબંધ? વળી કાઠી જાતિની સંખ્યા નાની હોવા છતાં આખા પ્રદેશનું નામ કાઠીયાવાડ શા કારણથી પડ્યું? અને કાઠીઓના આગમન પહેલાં કાઠીયાવાડ પ્રદેશનું શું નામ હતું? ત્યાં કઈ જાતિઓ, વસતી હતી? ગુર્જરો અને કાઠીઓ સિવાય બીજી કઇ જાતિઓએ આ પ્રદેશના જાતિસમન્વયમાં અગત્યનો ભાગ લીધો છે? મનુષ્યના ઇતિહાસની, મનુષ્યની ઉત્પત્તિ અને જાતિઓનાં સંક્રમણની દૃષ્ટિએ આ પ્રદેશમાં કઈ જાતિ કે જાતિઓ પ્રથમ આવી? આ પ્રાચીનતમ જાતિઓ આર્યવંશની હતી કે તેનાથી વધારે પ્રાચીન વંશની હતી? એ જાતિઓનું શું થયું? તેના અવશેષો હાલમાં ક્યાં દેખાય છે? તેમની સંસ્કૃતિએ ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસમાં શો ફાળો આપ્યો? આ પ્રાચીન વન્ય જાતિઓ તરફ હાલની પ્રજાનું વર્તન કેવું છે? અર્વાચીન ગુજરાતની રાષ્ટ્રીય અસ્મિતાનું ભાન થાય અને તેમના જીવનમાં આ નવી સંસ્કૃતિનાં પોષક અને ઉત્તેજક તત્ત્વોનાં સ્રોતનું જલસિંચન થાય, એવી નવી પ્રવૃત્તિ સાધવાની આવશ્યકતા છે? આ પ્રશ્નોના વિવેચન માટે આખું પુસ્તક જોઈએ, પરંતુ અત્યારે તો તેમાં ચંચુપાતથી સંતોષ માનીશું.

## ૪. જાતિઓનાં આક્રમણની તવારીખ

હાલમાં ગુજરાત (એટલે તળ ગુજરાત, કાઠિયાવાડ અને કચ્છ) નામથી ઓળખાતા પ્રદેશમાં કઈ કઈ જાતિઓનું ક્યારે ક્યારે આક્રમણ થયું છે, એ સંબંધી એક સંક્ષિપ્ત ટાંચણ સ્વ. ભગવાનલાલ ઇંદ્રજીએ મુંબઈ ગેઝેટિયરના પ્રથમ પુસ્તકમાં આપેલું છે. તે ટાંચણ એટલું બધું ઉપયોગી છે કે તેને સર એડવર્ડ ગ્રીઅર્સને લીંગ્વીસ્ટીક સર્વે ઓફ ઈંડિયામાં અક્ષરશઃ ઉતારી લીધું છે. તેના ઉપર આધાર રાખીએ તો ગુજરાતમાં જાતિકુળોનાં આક્રમણની તવારીખ નીચે પ્રમાણે ગોઠવી શકાય:

ઈ. પૂ. ૧૫૦૦–૫૦૦ યાદવો મથુરાથી કુશસ્થલી, દ્વારકા આવ્યા.
ઈ. પૂ. ૩૦૦ ઈ. સ. ૧૦૦. ગ્રીક, બેકટ્રીઅન, પાર્થિઅન, અને સીથીઅન લોકો
ઇ. પૂ. ૩૦૦ મૌર્યવંશી રાજાઓ
ઇ. પૂ. ૨૦૦–ઇસ્વી. ૫૦૦ સીથીઅન હૂણો, અર્ધસીથીઅન ક્ષત્રપો
ઇ. સ. ૧૦૦—સાતકર્ણી રાજાઓ
ઇ. સ. ૩૫૦—ગુપ્તવંશી રાજાઓ
ઇ. સ. ૪૦૦–૬૦૦—ગુર્જરો
ઈ. સ. ૬૦૦–૮૦૦—પારસીઓ અને આરબોનાં પ્રથમ ટોળાં
ઇ. સ. ૬૫૦–૯૫૦—ચાલુક્યો અને રાષ્ટ્રકુટ રાજાઓ
ઇ. સ. ૭૫૦–૯૦૦—જાડેજા, યૌધેયો અને કાઠીઓનાં પ્રથમ ટોળાં
ઇ. સ. ૧૦૦૦–૧૫૦૦—અફ્ઘાન, તુર્ક, મોગલ અને બીજા મુસલમાનો
,, ૧૨૫૦–૧૩૦૦—ઇરાનમાંથી કાઢી મૂકેલા પારસીઓ અને નવયત મુસલમાનો
,, ૧૩૦૦–૧૫૦૦—ઉત્તર હિન્દમાંથી આવેલા જાડેજા અને કાઠીઓ
,, ૧૫૦૦–૧૬૦૦—પોર્ટુગીઝ, આરબ, તુર્ક, આફ્રીકન, ઇરાની, મકરાણી, ચાંચિયા અને ભાડૂતી લડવૈયા.
ઇ. સ. ૧૬૦૦–૧૭૫૦—આર્મીનીઅન, વલંદા, ફ્રેન્ચ અને અંગ્રેજ વેપારીઓ.
ઇ. સ. ૧૬૬૦–૧૭૬૦—મરાઠા



શ્રી. ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઈ વજુભાઈ દિવેટિયા,

એમ. એ. એલએલ. બી.; હાઈકોર્ટ જડ્જ.

માનાર્થ મંત્રી: સને ૧૯૨૨ થી અદ્યપર્યંત

ટ્રસ્ટી: સને ૧૯૩૬ થી અદ્યપર્યંત

### ૫. પુરાણોમાં મનુષ્યવિદ્યા

પુરાણોમાં મળી આવતા ભૂગોળ અને મનુષ્યવિદ્યાના અંશો એટલા ત્રુટક અને અવિશ્વસનીય હોય છે કે તેની ઉપરથી આધારભૂત નિર્ણય ઉપજાવવો કઠિન છે. તે છતાં ગુજરાત અને તેની આસપાસના પ્રદેશોમાં વસતાં જાતિકુળો વિષે મળતી માહીતીની× નોંધ ઉપયોગી છે. કારણ કે તામ્રલેખ, શિલાલેખ કે બીજાં સ્વતંત્ર ઐતિહાસિક સાધનોની મદદથી તેની કસોટી કરી શકાય એમ છે. શ્રદ્ધાળુ ભક્તોને બૌદ્ધ કે જૈન ધર્મમાંથી હિન્દુ ધર્મ તરફ આકર્ષવાને માટે પગલેપગલે પાથરવામાં આવેલા ચમત્કારની રેતીના થરો પરથી લપસ્યા વિના ચાલવું સાધારણ વાચકને અશક્ય થઈ પડે છે. 'ઇતિહાસમાંથી ચમત્કારને બાદ કરો', 'Banish miracle from history'–એ સૂત્ર આપણે યાદ રાખીએ અને સ્વતંત્ર ઐતિહાસિક સાધનોની સાક્ષી પણ સાથે સાથે શોધતાં ફરીએ તો પુરાણોમાંથી પણ આપણું જ્ઞાન ઘણું વધારી શકીએ એમ છીએ. પશ્ચિમ હિન્દમાં વસતી જાતિઓમાં સૈન્ધવ, સૌવીર ઘણે ઠેકાણે વર્ણવવામાં આવી છે; સિંધુ નદીના પશ્ચિમ ભાગ પર સૈન્ધવો રહેતા અને પૂર્વ ભાગમાં સૌવીરો રહેતા. સૌવીર દેશની સાથે સોપારા–સુર્પારકનો સંબંધ સ્થાપવા કેટલાએક પુરાવિદો મથે છે, પણ તે અવાસ્તવિક લાગે છે. રુદ્રદામનના જૂનાગઢ પાસે મળેલા ઉત્કીર્ણ લેખમાં તે મહાક્ષત્રપે જિતેલા દેશોમાં સિંધુ–સૌવીર, પૂર્વાપરાકર–અવન્તી, અનુપનિવૃત્ત, આનર્ત, સુરાષ્ટ્ર, શ્વભ્ર, મરૂ, કચ્છ, કુકુર, અપરાન્ત, વગેરે ગણાવવામાં આવ્યાં છે. રામાયણમાં સીતાની શોધમાં એક ટોળીને સુરાષ્ટ્ર તરફ મોકલવાનું સુગ્રીવ સુષેણને સૂચવે છે. વિષ્ણુપુરાણ, માર્કંડેય પુરાણ, અને બ્રહ્મપુરાણમાં સૌરાષ્ટ્ર જાતિકુલને સૂર, અભીર, અર્બુદ, માલવ, અપરાન્ત, વગેરે જાતિકુલોની નજીક રહેતા વર્ણવવામાં આવ્યા છે. રાજશેખર કવિની કાવ્યમીમાંસામાં સુરાષ્ટ્ર દેશને પશ્ચિમ દેશોમાં ભૃગુકચ્છ, કચ્છીય, આનર્ત, અર્બુદ, અને એવા બીજા દેશોની સાથે સંકલિત ગણવામાં આવ્યો છે. કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં સુરાષ્ટ્રના પ્રજાસત્તાક સંઘનું વર્ણન છે. ગ્રીક ખગોલ અને ભૂગોલવેત્તા ટોલેમી, (અને પાછળથી સ્ટ્રેબો) કચ્છ(કાંથી)ના અખાત પાસે 'સૈરસ્ત્રીન' (સૌરાષ્ટ્ર) અને તેની પાસેના પ્રદેશોમાં પાતાલીન, અને અબીરીઆનાં નામ પણ આપે છે. આ પાતાલીન હિન્દુશાસ્ત્રોમાં વર્ણવેલું પાતાલ છે, એમ કેટલાએક વિદ્વાનો ધારે છે. ગ્રીક શક રાજાઓ પાસેથી સૌરાષ્ટ્ર ગુપ્તવંશના રાજાઓના હાથમાં ગયું અને વલભીપુરના મૈત્રક રાજાઓ સ્વતંત્ર થયા ત્યારે તેમણે સૌરાષ્ટ્રને કબજે કર્યું, એમ તે કાળના ઇતિહાસ ઉપરથી અને યુઆન શ્વાંગની નોંધપોથી ઉપરથી સ્પષ્ટ થાય છે. ઈસ્વી આઠમા શતકમાં આરબોએ સિંધ અને સૌરાષ્ટ્રમાં પ્રવેશ કર્યો હતો; તેમણે સૈન્ધવો, કચ્છેલા, સૌરાષ્ટ્રીઓ, ગુર્જરો અને મૌર્યોનો પરાજય કર્યો હતો અને તેમને "તાજીકા" એ નામથી ઓળખવામાં આવતા હતા; આ 'તાજીકા'નો પરાજય ગુજરાતના ચાલુક્યવંશના પુલકેશી રાજાના હાથે થયો હતો, એમ નવસારીના પ્રસિદ્ધ તામ્રલેખ ઉપરથી જણાય છે. એટલે આઠમા શતક સુધી સૌરાષ્ટ્રીઓનું જાતિસ્વાતંત્ર્ય અવિચ્છિન્ન હતું અને દેશનું નામ બદલવામાં વિદેશી ગુર્જરો કે કાઠીઓ સફળ થયા નહોતા.

### ૬. યાદવો

મહાભારતના યુદ્ધના સમયે યાદવોએ મથુરાથી આવીને કુશસ્થલી–દ્વારકા વસાવ્યું હતું.

× જુઓ Ancient Indian Tribes, by Dr. B. C. LAW. 2 vols.

યાદવોનાં પહેલાં આ પ્રદેશમાં કોણ રાજ્ય કરતું હતું તે વિષે વિષ્ણુપુરાણ[1]માં કેટલીએક રસમય વિગતો મળે છે. મનુનો પુત્ર શર્યાતિ અને શર્યાતિનો પુત્ર આનર્ત્ત પ્રતિભાશાલી રાજા હતોઃ તેના નામ પરથી તેના રાજ્યનો પ્રદેશ આનર્ત્ત દેશથી ઓળખાતો અને તેની રાજયધાની કુશસ્થલી હતી. આનર્ત્ત રાજાના પુત્ર રેવતના સો પુત્રો હતા, અને તેમાં જ્યેષ્ઠ પુત્રનું નામ રૈવત કકુદ્મી હતું. રૈવતની પુત્રીનું નામ રેવતી હતું અને રેવતીનું લગ્ન શ્રીકૃષ્ણના મોટાભાઈ બલદેવની સાથે થયું હતું. આ રેવતી-બળભદ્રનાં લગ્નની આખ્યાયિકા ઉપરથી આપણને નૃકુલવિદ્યાની દષ્ટિએ કાંઈક નવું જાણવાનું મળે છે.

રૈવત કકુદ્મી રાજા પોતાની પુત્રી રેવતીનું લગ્ન કોની સાથે કરવું, એની ચિંતામાં પડયો હતો. તેના સમાધાનને માટે તે બ્રહ્માજી પાસે ગયો. તે વખતે બ્રહ્માજી હાહા અને હૂહૂ નામના બે ગન્ધર્વોનું 'અતિતાન' નામનું દિવ્ય ગ્નાન સાંભળતા હતા. તે ગાન પૂરૂં થતાં ઘણો સમય થયો. ત્યાં સુધી રૈવતરાજા બ્રહ્મલોકમાં બેસી રહ્યો અને ગાન પૂરૂં થયા બાદ બ્રહ્માજીએ તેના પ્રશ્નનો ઉત્તર આપતાં કહ્યું કે "ગાંધર્વોનું ગાન સાંભળતાં અને ઘણા ચતુર્યુગ થઇ ગયા, અને અઠ્ઠાવીશમા મનુનો ચતુર્યુગ ચાલે છે અને કલિયુગનો પ્રારંભ થવાનો છે. તારા પુત્ર, મિત્ર, કલત્ર, મંત્રીવર્ગ, બંધુગણ, સેના અને કોશાદિ એ બધાંનો નાશ થઈ ગયો છે. તારી જે અમરાવતી સમાન કુશસ્થલી હતી તે હવે દ્વારકાપુરી થઈ ગઇ છે, અને ત્યાં બલદેવ નામના વિષ્ણુના અંશ વિરાજમાન છે, તેમની સાથે તારી કન્યાનો વિવાહ કર." રૈવતરાજ બ્રહ્મલોક ઉપરથી પૃથ્વી ઉપર આવ્યા ત્યારે મનુષ્યની નવી જ જાતિ જોઈ. બધાં મનુષ્ય નાના કદનાં હતાં. પુરૂષ અલ્પ તેજોમય, અલ્પવીર્ય, વિવેકહીન થઈ ગયા હતા. તે કન્યા તો બહુ ઉંચી હતી અને બલદેવજીએ તેનો સ્વીકાર કરતાં પહેલાં પોતાના હલના અગ્ર ભાગથી તેને દબાવીને નીચી કરી દીધી; અને આ પ્રમાણે સાધારણ કદ પ્રાપ્ત કર્યા પછી જ તેનું લગ્ન વિધિપૂર્વક કરવામાં આવ્યું.

આ આખ્યાયિકામાં મુખ્ય વાત એટલી છે કે બલભદ્ર અને યાદવો રૈવતરાજાના સમયનાં મનુષ્યો કરતાં ઠીંગણાં અને અલ્પ ઓજસ્વાળાં હતાં. વિષ્ણુપુરાણમાં એમ પણ ઉલ્લેખ છે કે જે સમયમાં રૈવતરાજા બ્રહ્માજી પાસે ગયો હતો તે સમયમાં પુણ્યજન નામના

---

૧. વિષ્ણુપુરાણ અંશ ૪ અધ્યાય ૧. વળી જુઓ ભાગવતપુરાણ સ્કંધ ૯, અધ્યાય ૩, શ્લોક ૧૬-૩૬ મત્સ્યપુરાણ અધ્યાય ૧૨ શ્લોક ૨૨-૨૪ ૪. હરિવંશ ૪.

इतीरितोऽसौ कपिलोद्भवेन भुवं समासाद्य पतिः प्रजानाम् ।
ददर्श ह्रस्वान् पुरुषान् विरूपानल्पौजसस्स्वल्पविवेकवीर्यान् ॥
कुशस्थलीं तां च पुरीमुपेत्य दृष्ट्वान्यरूपां प्रददौ स कन्याम् ।
सीरायुधाय स्फटिकाचलाभवक्षःस्थलायातुलधीर्नरेन्द्रः ॥ ९४
उच्चप्रमाणामिति तामवेक्ष्य स्वलाङ्गलाग्रेण च तालकेतुः ।
विनम्रयामास ततश्च सापि बभूव सद्योवनिता यथान्या ॥
तां रेवतीं रैवतभूपकन्यां सीरायुधोऽसौ विधिनोपयेमे ।
दत्वाथ कन्यां स नृपो जगाम हिमालयं वै तपसे धृतात्मा ॥ ९६

—વિષ્ણુપુરાણ અંશ ૪-અધ્યાય ૧.

રાક્ષસોએ તેની કુશસ્થલીનો નાશ કર્યો હતો; આ રાક્ષસોના ભયથી નાશી ગયેલા ક્ષત્રિયોએ યાદવોને મથુરાથી લાવવામાં અને રાક્ષસોનો નાશ કરવામાં મદદ આપી હશે, એ વાત તો સમજી શકાય તેમ છે. વળી એમ પણ ધારી શકાય કે આનર્ત્તકુલના આર્યોએ કુશસ્થલી છોડીને આનર્તપુર, અર્વાચીન વડનગર વસાવ્યું હોય. યાદવોના સમયમાં પ્રજા ઠીંગણી હતી તે વિષે ભાગવતમાં પણ મુચુકુન્દ રાજાની આખ્યાયિકામાં[1] ઉલ્લેખ છે. મુચુકુન્દ રાજા થાકીને અખંડ સુષુપ્તિનું વરદાન લઈને ઉંઘતો હતો, પણ કૃષ્ણની યુક્તિથી કાલયવનના હાથે તે જાગ્યો ત્યારે ગુફાની બહાર જે મનુષ્યો જોયાં તે નાનાં કદનાં હતાં. આ ઉપરથી એમ લાગે છે કે કોઈ ઠીંગણી પ્રજાની ભરતીના સમયમાં યાદવોનું રાજ્ય શરૂ થયું હશે.

૭. અહીરો

આનર્ત રાજાના વંશજો— આનર્ત જાતિનાં સ્ત્રીપુરૂષો યાદવો કરતાં ઘણા જ વિપુલ અને વિશાળ બાંધાનાં હતાં તે ઉપરથી એમ લાગે છે કે મથુરાથી નીકળી આવેલી પ્રજા જૂદી જ જાતિની હતી. તેણે મથુરાથી દ્વારકા આવવાને માટે કયો રસ્તો લીધો હશે તે વિષે ઘણી ચર્ચા થયેલી છે; કોઈ વિદ્વાનો એમ કહે છે કે પંજાબ અને સિંધમાં થઇને આવવાનો રસ્તો વધારે સરલ અને સુગમ હતો. પરંતુ કૃષ્ણના મૃત્યુ પછી, અને યાદવાસ્થળીને અંતે અર્જુને યાદવોનાં કુટુંબીજનોને મથુરા લઈ જવાનો પ્રયત્ન કર્યો ત્યારે અહીરોના હાથે તે લૂંટાયો; આથી એમ ધારી શકાય કે આ વખતે સિંધ-પંજાબને બદલે અર્જુને માળવા-રજપૂતાના થઇને મથુરા જવાનો પ્રયત્ન કર્યો હશે. આ અહીરો રજપૂતાનામાં મજબૂત થાણાં નાંખીને બેઠાં હતાં.

કૃષ્ણની સ્વધામગતિ અને દ્વારકાના લોપ પછી યદુઓને મથુરામાં લઇ જવામાં આવ્યા હતા ત્યાર પછી ગુજરાતના ઇતિહાસમાં યદુઓએ ભાત પાડી નથી. જો કે અર્વાચીન કાળમાં યદુકાળના ભાટીઆઓની વ્યાપારવ્યવહારમાં કીર્તિ પ્રસિદ્ધ છે. આનર્ત રાજાની નષ્ટ થયેલી કુશસ્થલી નગરીના સ્થળે દ્વારામતી-દ્વારિકા બાંધનાર યાદવોનું જવેરાત અને કૌટુમ્બિક સંપત્તિ લૂંટનાર[2] અહીરોએ ઘણાં વર્ષ સુધી રજપૂતાના, ગુજરાત, માળવા અને ખાનદેશમાં સત્તા ભોગવી, એમ લાગે છે. આ અહીરો-અભીરો-અબિરો-ની ઉત્પત્તિનો પ્રશ્ન ઘણો ચર્ચાયેલો છે. એમ લાગે છે કે અભીરો અનાર્ય અને વિદેશી જાતિના હતા; અને તેમને આર્ય સંસ્કૃતિનો પાશ લાગતાં ઘણો સમય લાગેલો. અમરકોશમાં અભીરોને રબારી કે ગોપનું કામ કરતા હોય એમ વર્ણવામાં આવે છે, પરંતુ તે પહેલાંના પાલી સાહિત્યમાં અને બીજાં પુરાણો[3]માં તેમનું વર્ણન કિરાત, ભિલ્લ, હૂણ, આંધ્ર, પુલિંદ, પુલ્કસ, કંક, યવન, ખસ, એવી અનાર્ય જાતિઓની સાથે થાય છે. જેમ ગુજરો ઉપરથી ગુજરાત દેશનું નામ પડ્યું છે, તેવી રીતે અભીરો ઉપરથી આભીર દેશનું નામ પડ્યું હશે; જેમ ગુજરાતમાં ગુજર બ્રાહ્મણ, ગુજર વાણીઆ, ગુજર સૂતાર, ગુજર લુહાર જોવામાં આવે છે તેમ ખાનદેશમાં પણ અહીર રાજા, અહીર બ્રાહ્મણો, અહીર સોનાર, અહીર લૂહાર, અહીર તેલી અને અહીર કોળીની જ્ઞાતિઓ જોવામાં આવે છે. ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ અભીરોની અપભ્રંશ ભાષાની અને "અભીરોક્તિ"ની સાથે અને ગુજરાતી ભાષાનો સંબંધ હોય, તો પણ તેમનો ગુજરાતી જાતિકુલોનો સંબંધ ખાસ લાક્ષણિક ન કહેવાય.

---

૧. જુઓ ભાગવત દશમસ્કંધ અ. ૫૧-૫૨

૨. જૂઓ મહાભારત મૂસલપર્વ.

૩. જૂઓ ભાગવત ૨, ૪, ૧૮

યાદવોનાં પહેલાં આ પ્રદેશમાં કોણ રાજ્ય કરતું હતું તે વિષે વિષ્ણુપુરાણ[1]માં કેટલીએક રસમય વિગતો મળે છે. મનુનો પુત્ર શર્યાતિ અને શર્યાતિનો પુત્ર આનર્ત્ત પ્રતિભાશાલી રાજા હતોઃ તેના નામ પરથી તેના રાજ્યનો પ્રદેશ આનર્ત્ત દેશથી ઓળખાતો અને તેની રાજ્યધાની કુશસ્થલી હતી. આનર્ત્ત રાજાના પુત્ર રેવતના સો પુત્રો હતા, અને તેમાં જ્યેષ્ઠ પુત્રનું નામ રૈવત કકુદ્મી હતું. રૈવતની પુત્રીનું નામ રેવતી હતું અને રેવતીનું લગ્ન શ્રીકૃષ્ણના મોટાભાઈ બલદેવની સાથે થયું હતું. આ રેવતી-બળભદ્રનાં લગ્નની આખ્યાયિકા ઉપરથી આપણને નૃકુલવિદ્યાની દૃષ્ટિએ કાંઈક નવું જાણવાનું મળે છે.

રૈવત કકુદ્મી રાજા પોતાની પુત્રી રેવતીનું લગ્ન કોની સાથે કરવું, એની ચિંતામાં પડયો હતો. તેના સમાધાનને માટે તે બ્રહ્માજી પાસે ગયો. તે વખતે બ્રહ્માજી હાહા અને હૂહૂ નામના બે ગન્ધર્વોનું 'અતિતાન' નામનું દિવ્ય ગ્નાન સાંભળતા હતા. તે ગાન પૂરૂં થતાં ઘણો સમય થયો. ત્યાં સુધી રૈવતરાજા બ્રહ્મલોકમાં બેસી રહ્યો અને ગાન પૂરૂં થયા બાદ બ્રહ્માજીએ તેના પ્રશ્નનો ઉત્તર આપતાં કહ્યું કે "ગાંધર્વોનું ગાન સાંભળતાં મને ઘણા ચતુર્યુગ થઇ ગયા, અને અઠ્ઠાવીશમા મનુનો ચતુર્યુગ ચાલે છે અને કલિયુગનો પ્રારંભ થવાનો છે. તારા પુત્ર, મિત્ર, કલત્ર, મંત્રીવર્ગ, બંધુગણ, સેના અને કોશાદિ એ બધાંનો નાશ થઈ ગયો છે. તારી જે અમરાવતી સમાન કુશસ્થલી હતી તે હવે દ્વારકાપુરી થઈ ગઇ છે, અને ત્યાં બલદેવ નામના વિષ્ણુના અંશ વિરાજમાન છે, તેમની સાથે તારી કન્યાનો વિવાહ કર." રૈવતરાજ બ્રહ્મલોક ઉપરથી પૃથ્વી ઉપર આવ્યા ત્યારે મનુષ્યની નવી જ જાતિ જોઈ. બધાં મનુષ્ય નાના કદનાં હતાં. પુરૂષ અલ્પ તેજોમય, અલ્પવીર્ય, વિવેકહીન થઈ ગયા હતા. તે કન્યા તો બહુ ઉંચી હતી અને બલદેવજીએ તેનો સ્વીકાર કરતાં પહેલાં પોતાના હલના અગ્ર ભાગથી તેને દબાવીને નીચી કરી દીધી; અને આ પ્રમાણે સાધારણ કદ પ્રાપ્ત કર્યા પછી જ તેનું લગ્ન વિધિપૂર્વક કરવામાં આવ્યું.

આ આખ્યાયિકામાં મુખ્ય વાત એટલી છે કે બલભદ્ર અને યાદવો રૈવતરાજાના સમયનાં મનુષ્યો કરતાં ઠીંગણાં અને અલ્પ ઓજસ્વાળાં હતાં. વિષ્ણુપુરાણમાં એમ પણ ઉલ્લેખ છે કે જે સમયમાં રૈવતરાજા બ્રહ્માજી પાસે ગયો હતો તે સમયમાં પુણ્યજન નામના

---

૧. વિષ્ણુપુરાણ અંશ ૪ અધ્યાય ૧. વળી જુઓ ભાગવતપુરાણ સ્કંધ ૯, અધ્યાય ૩, શ્લોક ૧૬-૩૬ મત્સ્યપુરાણ અધ્યાય ૧૨ શ્લોક ૨૨-૨૪ ૪. હરિવંશ ૪.

इतीरितोऽसौ कपिलोद्भवेन भुवं समासाद्य पतिः प्रजानाम् ।
ददर्श ह्रस्वान् पुरुषान् विरूपानल्पौजसस्स्वल्पविवेकवीर्यान् ॥
कुशस्थलीं तां च पुरीमुपेत्य दृष्ट्वान्यरूपां प्रददौ स कन्याम् ।
सीरायुधाय स्फटिकाचलाभवक्षःस्थलायातुलधीर्नरेन्द्रः ॥ ९४
उच्चप्रमाणामिति तामवेक्ष्य स्वलाङ्गलाग्रेण च तालकेतुः ।
विनम्रयामास ततश्च सापि बभूव सद्योवनिता यथान्या ॥
तां रेवतीं रैवतभूपकन्यां सीरायुधोऽसौ विधिनोपयेमे ।
दत्वाथ कन्यां स नृपो जगाम हिमालयं वै तपसे धृतात्मा ॥ ९६

—વિષ્ણુપુરાણ અંશ ૪-અધ્યાય ૧.

રાક્ષસોએ તેની કુશસ્થલીનો નાશ કર્યો હતો; આ રાક્ષસોના ભયથી નાશી ગયેલા ક્ષત્રિયોએ યાદવોને મથુરાથી લાવવામાં અને રાક્ષસોનો નાશ કરવામાં મદદ આપી હશે, એ વાત તો સમજી શકાય તેમ છે. વળી એમ પણ ધારી શકાય કે આનર્તકુલના આર્યોએ કુશસ્થલી છોડીને આનર્તપુર, અર્વાચીન વડનગર વસાવ્યું હોય. યાદવોના સમયમાં પ્રજા ઠીંગણી હતી તે વિષે ભાગવતમાં પણ મુચુકુન્દ રાજાની આખ્યાયિકામાં[1] ઉલ્લેખ છે. મુચુકુન્દ રાજા થાકીને અખંડ સુષુપ્તિનું વરદાન લઈ ને ઉંઘતો હતો, પણ કૃષ્ણની યુક્તિથી કાલયવનના હાથે તે જાગ્યો ત્યારે ગુફાની બહાર જે મનુષ્યો જોયાં તે નાનાં કદનાં હતાં. આ ઉપરથી એમ લાગે છે કે કોઈ ઠીંગણી પ્રજાની ભરતીના સમયમાં યાદવોનું રાજ્ય શરૂ થયું હશે.

૭. અહીરો

આનર્ત રાજાના વંશજો— આનર્ત જાતિનાં સ્ત્રીપુરૂષો યાદવો કરતાં ઘણા જ વિપુલ અને વિશાળ બાંધાનાં હતાં તે ઉપરથી એમ લાગે છે કે મથુરાથી નીકળી આવેલી પ્રજા જૂદી જ જાતિની હતી. તેણે મથુરાથી દ્વારકા આવવાને માટે કયો રસ્તો લીધો હશે તે વિષે ઘણી ચર્ચા થયેલી છે; કોઈ વિદ્વાનો એમ કહે છે કે પંજાબ અને સિંધમાં થઇને આવવાનો રસ્તો વધારે સરલ અને સુગમ હતો. પરંતુ કૃષ્ણના મૃત્યુ પછી, અને યાદવાસ્થળીને અંતે અર્જૂને યાદવોનાં કુટુંબીજનોને મથુરા લઈ જવાનો પ્રયત્ન કર્યો ત્યારે અહીરોના હાથે તે લૂંટાયો; આથી એમ ધારી શકાય કે આ વખતે સિંધ-પંજાબને બદલે અર્જૂને માળવા-રજપૂતાના થઇને મથુરા જવાનો પ્રયત્ન કર્યો હશે. આ અહીરો રજપૂતાનામાં મજબૂત થાણાં નાંખીને બેઠાં હતાં.

કૃષ્ણની સ્વધામગતિ અને દ્વારકાના લોપ પછી યદુઓને મથુરામાં લઇ જવામાં આવ્યા હતા ત્યાર પછી ગુજરાતના ઇતિહાસમાં યદુઓએ ભાત પાડી નથી. જો કે અર્વાચીન કાળમાં યદુકાળના ભાટીઆઓની વ્યાપારવ્યવહારમાં કીર્તિ પ્રસિદ્ધ છે. આનર્ત રાજાની નષ્ટ થયેલી કુશસ્થલી નગરીના સ્થળે દ્વારામતી-દ્વારિકા બાંધનાર યાદવોનું જવેરાત અને કૌટુમ્બિક સંપત્તિ લૂંટનાર[2] અહીરોએ ઘણાં વર્ષ સુધી રજપૂતાના, ગુજરાત, માળવા અને ખાનદેશમાં સત્તા ભોગવી, એમ લાગે છે. આ અહીરો-અભીરો-અભિરો-ની ઉત્પત્તિનો પ્રશ્ન ઘણો ચર્ચાયેલો છે. એમ લાગે છે કે અભીરો અનાર્ય અને વિદેશી જાતિના હતા; અને તેમને આર્ય સંસ્કૃતિનો પાશ લાગતાં ઘણો સમય લાગેલો. અમરકોશમાં અભીરોને રબારી કે ગોપનું કામ કરતા હોય એમ વર્ણવામાં આવે છે, પરંતુ તે પહેલાંના પાલી સાહિત્યમાં અને બીજાં પુરાણો[3]માં તેમનું વર્ણન કિરાત, ભિલ્લ, હૂણ, આંધ્ર, પુલિંદ, પુલ્કસ, કંક, યવન, ખસ, એવી અનાર્ય જાતિઓની સાથે થાય છે. જેમ ગુજરો ઉપરથી ગુજરાત દેશનું નામ પડયું છે, તેવી રીતે અભીરો ઉપરથી આભીર દેશનું નામ પડયું હશે; જેમ ગુજરાતમાં ગુજર બ્રાહ્મણ, ગુજર વાણીઆ, ગુજર સૂતાર, ગુજર લુહાર જોવામાં આવે છે તેમ ખાનદેશમાં પણ અહીર રાજા, અહીર બ્રાહ્મણો, અહીર સોનાર, અહીર લૂહાર, અહીર તેલી અને અહીર કોળીની જ્ઞાતિઓ જોવામાં આવે છે. ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ અભીરોની અપભ્રંશ ભાષાની અને "અભીરોક્તિ"ની સાથે અને ગુજરાતી ભાષાનો સંબંધ હોય, તો પણ તેમનો ગુજરાતી જાતિકુલોનો સંબંધ ખાસ લાક્ષણિક ન કહેવાય.

---

૧. જુઓ ભાગવત દશમસ્કંધ અ. ૫૧-૫૨

૨. જૂઓ મહાભારત મૂસલપર્વ.

૩. જૂઓ ભાગવત ૨, ૪, ૧૮

૮. ગુજરો

સંસ્કારી ગુજરાતી ભાષાના શોખીનો "ગુર્જર" ભાષા અને "ગુર્જર" જાતિકુલોને પૂજે છે; પરંતુ "ગુર્જર" શબ્દના કરતાં "ગુજર" શબ્દ વધારે પ્રાચીન અને વાસ્તવિક છે, અને ગુજરાત બહાર વધારે પ્રાચીન રૂપમાં ટકી શકયો છે. ડો. ભંડારકરના[1] એક મત પ્રમાણે ગુજરજાતિકુલ મધ્ય એશીઆમાંથી આવ્યું હશે અને ત્યાંની ખસ, ખઝર, ગજર, ગીઝર, અને ગુજર જાતિઓની સાથે સંબંધ ધરાવતું હશે. આ ખસ જાતિનો ઉદ્ધાર કિશન, હૂણ, ઓંધ્રા, પુલિંદ, આહેર, કંક, યવન, વગેરે જાતિઓની સાથે શ્રીકૃષ્ણે કર્યો હતો, એવો ઉલ્લેખ ભાગવતમાં[2] મળી આવે છે. આ ગુજર જાતિની ઉત્પત્તિ ગમે ત્યાંથી થઈ હોય તે નક્કી ન થાય તો પણ એટલું તે નિશ્ચિત છે કે તે વિદેશી બલવાન જાતિએ ઠેરઠેર, થાણાં જમાવીને, રાજ્ય અને સંસ્કૃતિ સ્થાપીને, પોતાનું નામ અમર રાખ્યું છે. અત્યારે કશ્મીરની ખીણોના પહાડી પ્રદેશોમાં ગોરક્ષા કરનાર અને દૂધ વેચનાર ગુજર જ છે, અને પંજાબ અને ગઢવાળના ડુંગરોની તળેટીઓમાં તેમ જ દક્ષિણમાં ગુજર ખેડૂતો જોવામાં આવે છે. આ ગુજરો, હૂણો, અને બીજી નેવી જાતિઓનાં ટોળાં પાંચમા શતકમાં પંજાબમાં પથરાયાં હશે, એમ તેમનાં સંસ્થાનો ઉપરથી દેખાય છે: જેલમ અને ચીનાબ નદીના ઉપરવટના પહાડી તટપ્રદેશમાં આવેલા પ્રાચીન ગુજરાત જીલ્લામાં ગુજરોની સંખ્યા પણ મોટા પ્રમાણમાં છે; તેની પાસે ગુજરાત પર્વતોની નાની હાર પણ તે જ નામથી ઓળખાય છે. ચીનાબની આ બાજુ હાલના ગુજરાંવાળા જીલ્લામાં ગુજરોનું બીજું સંસ્થાન હતું, જોકે ત્યાંની વસતીમાં ગુજરોનું પ્રમાણ અત્યારે થોડું છે. પંજાબમાં વસેલા આ ગુજરો એટલા બળવાન હતા કે તેમને જ્યારે કાશ્મીરના રાજા શંકરવર્માએ જિત્યા અને તેમનું રાજ્ય સર કર્યું, ત્યારે કલ્હણની રાજતરંગિણીમાં તેનું વર્ણન કરવાનું કવિને યોગ્ય લાગ્યું. પરંતુ ગુજરોએ તે પહેલાં પંજાબથી વધીને પૂર્વ અને દક્ષિણ બંને દિશાઓમાં જવાના પ્રયત્ન કર્યા હતા. માળવાના અધિપતિ યશોધર્માના હાથે આ ગુજરોનો ઇ. સ. ૫૩૩ માં પરાજય થયો હતો અને કનોજના હર્ષવર્ધનના હાથે પણ હાર ખાધા પછી ગુર્જરો રજપૂતાના તરફ વળ્યા હતા. પંજાબની માફક રજપૂતાનામાં પણ તેમણે બે સંસ્થાનો જમાવ્યાં: એકની રાજધાની ઉત્તરમાં હાલના જયપુર રાજ્યની હદમાં "નારાયણ" કે "બજાર" નામથી ઓળખાતી, એમ અલબેરુનીએ વર્ણન કર્યું છે, અને બીજાની રાજ્યધાની દક્ષિણ તરફ હાલના જોધપુર રાજ્યમાં આવેલા ભીનમાલ(શ્રીમાલ)માં હતી. આ ઉપરાંત ભરૂચ અને વલભીપુરમાં ગુજરોનું રાજ્ય હતું, એમ સાતમા શતકના ચીનાઇ મુસાફરો યુવાન શ્વાંગ, અને હ્યુંએન્સીંગ વર્ણવી ગયા છે. આટલા સમયમાં ગુજરોનાં કીર્તિ અને સામર્થ્ય સુદૃઢ રીતે સ્થાપિત થયાં હતાં; તેથી તેમને હિન્દુઓની ઉચ્ચમાં ઉચ્ચ ક્ષત્રિય જાતિમાં સ્વીકારવામાં આવ્યા હતા. આ અનાર્ય પ્રજા સૂર્યની પૂજક હતી, એમ ધારવાને કારણ છે. તે પૂજા છોડાવીને તેમને અગ્નિપૂજક બનાવીને, અને અગ્નિથી શુદ્ધ કરીને અગ્નિકુલ રજપૂતોની નવી જાતિ બાંધવામાં આવી હતી. બ્રહ્માના હસ્તચૂલકમાંથી ઉત્પન્ન થયેલા ચાલુક્યો—સોલંકી; ચારહાથવાળા ચોહાણો; દ્વારપાળો—પ્રતિહાર—પરિહાર રજપૂતો: દુશ્મનને મારનારા—પરમારો, ચાપા, ચાપોત્કટો,

---

૧, Foreign Elements in Indian Population by Dr. D. R. Bhandarkar, Indian Antiquary, January 1911

૨. ભાગવત, દ્વિતીય સ્કંધ, ૪થો અધ્યાય. ૧૮ મો શ્લોક.

ચાવડાઓ—એ બધી જાતિઓ ગુજરોમાંથી ઉત્પન્ન થઈ હતી. તે દરેકની વંશાવળી, કુલદેવી, અને પૂજનવિધિ તે વખતે નિર્માણ કરવામાં આવી હતી.

### ૯. ધાર્મિક કલહ અને જાતિઓનું સંસ્કરણ

હૂણ જાતિને મળતી આવતી ગૂર્જર જાતિઓને શુદ્ધ કરીને હિન્દુ ધર્મમાં લાવવાનાં કારણોમાં એક વાત સમજવા જેવી છે. બ્રાહ્મણધર્મ, બૌદ્ધધર્મ, અને જૈનધર્મ, એ ત્રણ ધર્મના ઝગડા અને કલહો ઘણાં વર્ષ સુધી ચાલ્યા હતા. ધર્મની સત્તા અને રાજવૈભવ, એ બન્નેનો યોગ સાધવાને બ્રાહ્મણો, બૌદ્ધો અને જૈનો હંમેશ મથતા. ગુજરાતમાં ઇ. સ. પૂર્વ ૩૧૯–૧૯૭ના સમયમાં મૌર્યોને દઢ શાસનનો આશ્રય લેવો પડયો હતો. વળી માળવા, ગુજરાત અને સૌરાષ્ટ્ર જિતવાને માટે જે નિર્દય વિગ્રહ કરવો પડયો હતો અને અનેક મનુષ્યોનું રૂધિર વહેતું કરવું પડયું હતું તેને માટે અશોક રાજાને પણ પશ્ચાત્તાપ અને પ્રાયશ્ચિત્ત કરવાં પડયાં હતાં. આ નિર્દયતાની અસર સમાજ ઉપર લાંબો વખત રહી. ધર્મને બહાને બૌદ્ધ અધિકારીઓ તરફથી થતો જુલમ બ્રાહ્મણો ભૂલી ગયા નહોતા. મૌર્યવંશી રાજાઓના પછી આવેલા ગ્રીક યવનકુલના રાજાઓ ઇ. પૂ. ૧૮૦ અને ત્યાર પછી આવેલા બેકટ્રીઅનોના હાથે પણ આર્યધર્મને ઉત્તેજન મળ્યું નહોતું. ક્ષત્રપો (ઈ. સ. પૂ. ૭૦ થી ઇ. સ. ૩૯૮), ત્રૈકુટકો (ઈ. સ. ૩૫૦–૪૫૦) ગુપ્ત ઈ. સ. (૪૧૦–૪૭૦), એ બધા વિદેશી જાતિના રાજાઓ બ્રાહ્મણધર્મ કરતાં બૌદ્ધધર્મ તરફ વધારે પ્રીતિ રાખતા; આવાં કારણોને લીધે મધ્યદેશમાં પશ્ચિમ હિન્દના આનર્ત, સૌરાષ્ટ અને લાટદેશ તરફ તિરસ્કારથી જોવાતું; અને તે દેશોમાં યાત્રા સિવાય બીજાં કારણથી મુસાફરી કરનારને ખાસ પ્રાયશ્ચિત્ત કરવાનું મહાભારતના અનુશાસન પર્વમાં અને વિષ્ણુપુરાણમાં લખેલું છે. આવા સમયમાં ‘શ્વેત હૂણો અને ગુજરોનું આ પ્રદેશમાં આક્રમણ થયું ત્યારે તેમનામાંથી બળવાન કુળોને શુદ્ધ કરીને બ્રાહ્મણધર્મમાં લાવવાના પ્રયત્નોનો હેતુ સમજી શકાય એમ છે. શ્વેતહૂણોના કુલના રાજાઓ તોરમાણ અને તેના પુત્ર મિહિરકુલને’ (ઈ. સ. ૫૧૨) અને વલભીકુલના રાજાઓને (૫૦૯–૭૬૬) વિદેશી જાતિમાંથી શુદ્ધ કરીને હિન્દુ ધર્મમાં સ્વીકારવામાં આવ્યા હતા, એ પણ સમજી શકાય એમ છે. નવી જાતિઓ કેવી રીતે ઉત્પન્ન થાય છે અને જાતિકુલોનો સમન્વય દેશકાળનાં બળોથી કેવી રીતે થાય છે તે પણ આ ઘટનાથી સમજાય છે.

### ૧૦. ગુજરાતી ભાષાની ઉત્પત્તિ

સંસ્કૃત, પ્રાકૃત,- શૌરસેની, માગધી, પૈશાચી અને અપભ્રંશ, એ પડ્ભાષાઓ સંબંધી અને અપભ્રંશમાં પણ ઉપનાગર, આભીર, અને ગ્રામ્ય, એવા વિભાગો સંબંધી વિચાર કરવાનો આ પ્રસંગ નથી. પરતુ ગુજરો વિદેશી હતા અને તેમની તરફથી ગુજરાતી ભાષાની ઉત્પત્તિમાં શો ફાળો મળ્યો હતો તે જાણ્યા વિના ગુજરાતનાં જાતિકુલો વિષેનું આપણું જ્ઞાન અપૂર્ણ રહી જાય. ગુર્જર જાતિકુળના આધિપત્ય નીચેનું સામ્રાજ્ય વિશાળ હતું, એમ સર જ્યોર્જ ગ્રીઅરસન અને અન્ય વિદ્વાનો જણાવે છે. હાલમાં પણ અફ્ઘાન સરહદથી લઈને કુમાઉન, અને ગઢવાલ સુધીની હિમાલયની તળેટીના પ્રદેશમાં જે ગુજરો વસે છે તેમની ભાષા તેમની સાથે વસતી જાતિઓના કરતાં જૂદા જ પ્રકારની છે, એમ એમનું નિરીક્ષણ છે. બીજી જાતિના લોકો તો પુશ્તુને મળતી આવતી ભાષા બોલે છે; પણ ગુજરો અને ખાસ કરીને સ્વાટ ખીણના ગુજરોની ભાષા મેવાડ અને રજપૂતાનાના

૩. જુઓ. Hoernle, Journal of Royal Asiatic Society 1905 page 3; Sir James Campbelt, Bombay Gazeteer Vol. IX. app. B; Todd's annals of Rajasthan.

રજપૂતોની હિન્દીના જેવી છે. ગ્રીઅરસન અને વીન્સેન્ટ સ્મીથનો મત એવો છે કે આ ગુજરો એક વાર રજપૂતાનામાં વસ્યા પછી પાછા હિમાલયની તળેટીમાં આવી વસ્યા હશે; પરંતુ તેના કરતાં વધારે વાસ્તવિક તો એ લાગે છે કે રજપૂતાનામાં વસેલા ગુજરોએ પોતાનો સંબંધ હિમાલયની તળેટીમાં વસેલા ગુજરો સાથે કાયમ રાખ્યો હશે અને ઉત્તર અને પશ્ચિમ હિંદમાં રાજ્યકર્તા કનોજના ગુજરો રાજ્યસત્તા પ્રાપ્ત કરવા છતાં પોતાના ગરીબ સંબંધીઓને ભૂલી ગયા નહીં હોય. આ ગુજરો મધ્ય એશિયામાંથી આવ્યા હશે, પણ તેમની જાતિ અને ભાષામાં આર્યત્વનાં લક્ષણો ઓછા પ્રમાણમાં હશે. હિમાલયની તળેટીનો પ્રદેશ અફઘાની સરહદથી લઈને કાશ્મીર, કાશ્મીરની તળેટી, ગુજરાત અને ગુજરાતના જીલ્લાઓ, હોશીઆરપુર, કાંગ્રાની ખીણ, કુમાઉન, ગઢવાલ, અને નેપાળની તળેટીના પ્રદેશ સુધી સપાદલક્ષ (સવાલાખ ડુંગરોવાળો પ્રદેશ), એ નામથી પ્રાચીન સાહિત્યમાં ઓળખાય છે. બાબરનામામાં પણ આ પ્રદેશને 'સવાલખી' પ્રદેશનું નામ આપવામાં આવ્યું છે અને હજુ પણ કેટલીક રાજપૂત જાતિઓનાં નામ સવાલાખી–ખાસ કરીને ચોહાણોમાં છે. કાન્હડદે પ્રબંધ(ઇ.સ. ૧૪૫૪)માં પણ સવાલખી* ગુજરો વિષે ઉલ્લેખ છે.

આ પ્રદેશની ગુજરાત અને રજપૂતાના પ્રદેશની પ્રજાની સાથે ભાષા, વ્યાકરણ અને શબ્દોનો વિનિમય લાંબો વખત ચાલુ રહ્યો હશે. જ્યારે અપભ્રંશીય ભાષાના વિકાસની સાથે મહારાષ્ટ્રીય અપભ્રંશ, રાજસ્થાની અપભ્રંશ, એવા ભાગ પડયા હશે ત્યારે ગુજરાતી અપભ્રંશ ભાષાનું નામ ગુજરોના સંબંધને લીધે પડયું હશે. ગુજરો પાંચમાથી સાતમા શતકમાં હાલના ગુજરાત નામથી ઓળખાતા પ્રદેશમાં આવ્યા હશે, અને ત્યાં પણ રહ્યા પછી સેંકડો વર્ષોના સહવાસથી પોતાનું વ્યક્તિત્ત્વ ભૂલીને આર્ય અને હિન્દુ સંસ્કારવાળા થઇ ગયા હશે; તે છતાં ગુજરોનું નામ તે વખતે એટલું તો સંસ્કારવિહીન હશે કે તે જાતિના રાજાઓ પણ રાજ્ય પ્રાપ્ત કર્યા પછી ગુજર નામને બદલે ચાલુક્ય, સોલંકી, વાઘેલા, મૈત્રક, ચાવડા, વગેરે ઉપનામ સ્વીકારતા. દસમા શતક પછી મૂળરાજ સોલંકી (૯૬૧–૯૯૬) અને જયસિંહ સિદ્ધરાજ(૧૦૯૪–૧૧૪૩)ના સમયમાં "ગુર્જર મંડળ" અને 'ગુર્જર ભૂમિપતિ"નાં બિરૂદો વપરાવા માંડયાં તે પહેલાં ગુજરાતી ભાષા અને ગુજર દેશ સ્વતંત્ર હતાં, એમ કહેવાને આપણી પાસે પૂરતાં સાધન નથી.

સ્વ. નરસિંહરાવે ગુજરાતી ભાષાના ઇતિહાસના પાડેલા વિભાગ આ વિચારશ્રેણીને મળતા આવે છે. વિક્રમ સંવત ૯૫૦–૧૩૦૦ના સમયને અપભ્રંશ અને મધ્ય અપભ્રંશનો કાળ, અને ૧૩૦૦–૧૫૫૦ના સમયને અંતિમ ગુર્જર અપભ્રંશનો કાળ, અને ત્યાર પછી પ્રાચીન ગુજરાતીની ઉત્પત્તિ, એ તેમની ગણતરી અનેક રીતે સુયોગ્ય છે. આ સંબંધી તેમણે કરેલા લાંબા વિવેચનમાં એક વિશિષ્ટતા નોંધવા જેવી છે. આખી ગુજરાતી ભાષાની ઉત્પત્તિ સંસ્કૃતમાંથી જ થઈ છે, એ મતને વળગી ન રહેતાં અને ગુજરાત શબ્દની ઉત્પત્તિ ગુર્જરત્રા જેવા સંસ્કૃત શબ્દમાંથી જ થઈ છે, એમ આગ્રહ ન રાખતાં, ગુજરાતને તેમણે દેશ્ય શબ્દ ગણ્યો છે. ગુજરાત એ દેશ્ય શબ્દમાંથી પ્રાકૃત શબ્દ ગુજજરત્તાની ઉત્પત્તિ એમણે વર્ણવી છે. આ સાચા પ્રાકૃત શબ્દમાંથી નિપજાવેલો ગુર્જરત્રા જેવો કૃત્રિમ શબ્દ કેવળ સંસ્કૃત પંડિતોની ફળદ્રુપ બુદ્ધિનું પરિણામ છે, એ એમના મતને હું

* "લાડ દેશ જે સિંધુ સવાલાખ ગૂજર સોરઠ લીધ." જુઓ N. B. Divatia, Gujarati Language and Literature Vol II, p. 194–207.

મળતો થાઉં છું. પંજાબનો "ગુજરાત" જીલ્લો અને ત્યાં આવેલા "ગુજરાત" એ નામના ડુંગર, અને આખા ઉત્તર હિન્દમાં વસેલી ગુજર વસતીનાં લક્ષણો, એ તરફ એમનું ધ્યાન ખેંચવામાં આવ્યું હોત તો તેમનો આ અભિપ્રાય તેમણે વધારે સચોટ રીતે પ્રતિપાદન કર્યો હોત. સુરાષ્ટ્ર એ રૂડું પ્રાચીન નામ કાઠીઓના સંસર્ગથી બદલાઈને કાઠીયાવાડ થયું, તેવી જ રીતે ગુજરોનાં વિદેશી જાતિકુલોના સંબંધને લીધે આ દેશ ગુજરાત નામથી ઓળખાયો. ગુજરોએ આ દેશના આર્યસંસ્કાર પ્રાપ્ત કર્યા પછી ઘણા સમયે આ દેશમાં બોલાતી ભાષા પણ સમય, સંસ્કાર, વ્યવહાર અને વ્યાપારનાં બળોથી સ્વતંત્ર થઇ અને ગુજરાતી નામથી ઓળખાઈ. એક બીજો વિચાર સ્પષ્ટ કરવાની જરૂર છે. બધી અપભ્રંશ ભાષાઓ સંસ્કૃતમાંથી જ ઉત્પન્ન થઇ છે, એ આગ્રહ અશાસ્ત્રીય કહેવાય. વૈદિક ભાષા, સંસ્કૃત અને વ્યાકરણબદ્ધ થઇ તે પહેલાંના ભાષાના ઈતિહાસને ભુલી ન જવો જોઈએ.

## ૧૧ મનુષ્યવિદ્યા અને ભાષાશાસ્ત્ર

મનુષ્યવિદ્યાની દૃષ્ટિએ ભાષાની ઉત્પત્તિ વિષે એક વિચાર દર્શાવવો યોગ્ય ધારૂં છું. સદ્‌ગત નરસિંહરાવનાં ભાષાશાસ્ત્ર વિષેનાં ભાષણોના પ્રારંભમાં "અધિકાર" વિષેના તેમના તીવ્ર ઉદ્‌ગારો યાદ રાખવા છતાં અને ભાષાશાસ્ત્રનો "અધિકારી" ન હોવા છતાં પણ આ સ્થળે થોડીએક ધૃષ્ટતા કરવાની જરૂર મને લાગે છે. ગુજરાતી ભાષાની ઉત્પત્તિ સંસ્કૃતમાંથી થઈ છે તેમાં સંસ્કૃતમાંથી પ્રાકૃત, પ્રાકૃતમાંથી અપભ્રંશ, અપભ્રંશમાંથી જૂની ગુજરાતી, અને તેમાંથી નવી ગુજરાતી,—એ ઉત્ક્રાન્તિક્રમ શાસ્ત્રી વ્રજલાલ કાળિદાસે ઇ. સ. ૧૮૬૫માં દર્શાવ્યો ત્યાર પછી ગતાનુગતિક ન્યાયે સ્વીકારાયો છે. પરંતુ બધી અપભ્રંશ ભાષાઓ કેવળ સંસ્કૃતમાંથી જ ઉત્પન્ન થઇ છે, એ આગ્રહ અશાસ્ત્રીય ગણાય. વૈદિક ભાષા સંસ્કૃત અને વ્યાકરણબદ્ધ થઇ તે પહેલાંનો ભાષાનો ઇતિહાસ ભૂલી જવો ન જોઇએ. ઉત્ક્રાન્તિક્રમમાં સંસ્કૃતની પ્રાથમિક ઉત્પત્તિ મનુષ્યવિદ્યાની દૃષ્ટિએ કેવી રીતે થઇ, એ પ્રશ્ન વિસારે મૂકવો ન જોઇએ. "સાધુ શબ્દોનું" વ્યાકરણ અને નિરૂપણ "અસાધુ શબ્દો"ના કરતાં વધારે સરળ અને સુગમ છે, એ નિયમ પ્રમાણે અનાર્ય કે વન્ય અને અસલી રહેવાસી જાતિઓની ભાષાનું નિયમન અને નિરૂપણ અઘરૂં લાગવાથી વૈયાકરણી પંડિતોએ છોડી દીધેલું લાગે છે. સંસ્કૃત શબ્દોમાંથી પ્રાકૃત શબ્દોની ઉત્પત્તિના ઉત્સર્ગો ઉપયોગી હોય છે, પણ તે સમજાવવામાં જ પાંડિત્યનો ભંડાર ખર્ચી નાંખવાથી દેશ્ય શબ્દોની ઉત્પત્તિ અને દેશ્ય ભાષાનાં અવયવો, પ્રત્યયો, વિભક્તિનાં રૂપ અને વાક્યરચનાનાં બીજા ઉપકરણો, વગેરે વિષયોનું આપણું જ્ઞાન અપૂર્ણ રહી જાય છે. અજ્ઞાન, વેગ, અનભ્યાસ, જિહ્‌વાદોષ, એ ચાર કારણથી સંસ્કૃતમાંથી અપભ્રંશ બોલવાનું શરૂ થયું, એ નિયમ પ્રમાણે 'અસ્તિ'માંથી 'છે'ની ઉત્પત્તિ કરનારને આપણે પૂછી શકીએ કે 'છે' પહેલું કે "અસ્તિ" પહેલું; જેમ સંસ્કૃત ભાષાના વિકાસમાં પણ વેદ, ઉપનિષદ અને પુરાણોના સમય જૂદાં રૂપ પકડે છે, તે પ્રમાણે સંસ્કૃત ભાષાની ઉત્પત્તિના પહેલાંના સમયમાં કયી ભાષા બોલાતી હતી? ભાષાની ઉત્પત્તિ બાઈબલના સમય કે વેદના સમયથી જ થઇ, એ વિચાર મનુષ્યવિદ્યાને માન્ય હોઇ શકે નહીં. ગુજરાતી ભાષાશાસ્ત્રીઓ પોતાના સંસ્કૃત પાંડિત્યથી આગળ વધીને વન્ય અને ગ્રામ્ય પ્રજાઓની ભાષા, તેમનું વ્યાકરણ, તેમના સાહિત્યનો વાસ્તવિક અભ્યાસ કરે તો જ ગુજરાતની ભૂમિમાં વાણીની ઉત્પત્તિ ક્યારે અને કયા રૂપમાં થઇ, તે જાણવાનું મળે.

ગુજરાતી ભાષાનો અભ્યાસ હવે અનેક કોલેજોમાં થાય છે: અને સુશિક્ષિત અને પંડિત અધ્યાપકોની ફરજ છે કે તેઓ વિદ્યાર્થીઓને ગ્રામ્ય અને વન્ય પ્રજાઓની ભાષાનો પ્રયોગાત્મક અભ્યાસ કરવાની તક આપે. અમદાવાદની પાસે મહીકાંઠા, સાબરકાંઠા અને પંચમહાલના ભીલો, સૂરત પાસેની કોળી, દુબળા, રાનીપરજ, વગેરે જાતો નાસીક પાસે ખાનદેશમાં પ્રાચીન ભીલોની અને ચારપાંચસો વર્ષ પહેલાં વસેલા ગુજરાતીઓની ભાષાનો અભ્યાસ કરવાનાં અનેક સાધનો અને પ્રસંગ મળે તેમ છે. વળી ભાષાનો અભ્યાસ કેવળ સંસ્કૃતાત્મક ભાષાશાસ્ત્રના ઉપર ન રચાવો જોઈએ પણ દેશ્યભાષાશાસ્ત્ર ઉપજાવવા માટે મનુષ્યવિદ્યા અને સ્વરોત્પત્તિશાસ્ત્રની વૈજ્ઞાનિક દૃષ્ટિથી થવો જોઇએ. જે ભૌતિક લક્ષણોથી મનુષ્યના ગળા, મોંઢા, અને જીભનાં સ્નાયુઓ બંધાય છે, અને વિકસે છે તે લક્ષણોથી ભાષાના શબ્દોના ઉચ્ચાર અને વ્યાકરણના નિયમો પણ કેટલે અંશે બંધાય છે, એ પ્રત્યક્ષ નિરીક્ષણ અને પ્રયોગ વિના સાધી શકાય, એમ નથી. આવું પ્રયોગાત્મક કાર્ય માટે આવશ્યક શિક્ષણ કે કેળવણીના અભાવે ગ્રામ્ય અને વન્ય ભાષાનું સાદું પ્રયોગાત્મક નિરીક્ષણ કરવામાં આવતું નથી. આ દિશામાં નિરીક્ષણ અને સંશોધનનું કાર્ય કોલેજના અધ્યાપકો અને તેમના શિષ્યોના હાથે શાસ્ત્રીય સંશોધનબુદ્ધિથી આગળ ધપે, એમ ઇચ્છું છું.

### ૧૨. ગુજરાતના ખેડૂતો

ગુજરો જે સમયમાં આ તરફ આવીને વસ્યા ત્યારે આ પ્રદેશનું નામ ગુજરાત નહોતું, પરંતુ આનર્ત, સૌરાષ્ટ્ર, લાટ, વગેરે નામો પ્રચલિત હતાં. લાટ દેશ ઉપરથી લાડ વાણીઆ, લાડ બ્રાહ્મણો અને એવી જ્ઞાતિઓ ઉત્પન્ન થઇ, તેવી જ રીતે સોરઠી બ્રાહ્મણો, વાણીઆ, અને સુતાર, વગેરે જ્ઞાતિઓ બંધાઈ. ગુજર જાતિનું પ્રાબલ્ય એટલું બધું હોવું જોઇએ કે તેમનાં બળવાન કુટુંબો રાજકર્તા જ્ઞાતિમાં સ્વીકારાયા પછી પણ બાકી રહેલાં કુટુંબો સાધારણ પ્રજામાં અનોખી ભાત પાડી રહ્યાં હશે: અને તેથી હજુ પણ ગુજર વાણીઆ, ગુજર બ્રાહ્મણો, ગુજર સુતારો, ગુજર સોની, ગુજર લૂહાર, ગુજર કુંભાર અને ગુજર કડીઆ, એ જ્ઞાતિઓ અને તેમના ગોળ જૂદા બંધાયેલા છે. કાશ્મીર, પંજાબ, અને ઉત્તર હિન્દમાં ગુજરો સાધારણ રીતે રબારીના અને ઢોર સાચવવાના ધંધા ઉપરાંત બીજું કાંઇ કામ કરતા નથી, અને જોકે તેમનામાંથી ઘણાએ મુસલમાન ધર્મ સ્વીકારેલો, છે તોપણ તેમના શરીરના, મસ્તકના, નાકના, હોઠના આકાર અને માપ ઉપરથી એમ લાગ્યા વગર રહેતું નથી કે તેઓ સ્વતંત્ર જાતિના હોવા જોઇએ. આ સંબંધી વધુ સંશોધન અને વધારે સંખ્યામાં આ જાતિઓના સ્ત્રીપુરૂષોનાં શારીરિક માપનની જરૂર છે. ગુજરાતના પાટીદારો અને કણબીની વચ્ચે જે સખ્ત ભેદ ગણાય છે, તે ગુજરાતના કણબીઓનો થોડો ભાગ પણ વિદેશી જાતિકુલોમાંથી ઉત્પન્ન થયો છે તે વિચારને ટેકો આપે છે. અસલમાં આ ગુજરો રબારીની માફક ઘાસ ચારવાનો ધંધો કરતા હશે, તેમાંથી ખેતીવાડીનો ધંધો લઇને બેસનાર કુટુમ્બીઓને કણબી કહેવામાં આવ્યા હશે. ગુજરાતના કેટલાએક જીલ્લામાં ભાગીદાર અને નરવાદાર પદ્ધતિઓનો પ્રચાર છે, તેમની અને પંજાબની ભાગવટાઇ પ્રકૃતિ વચ્ચે એટલું બધું સામ્ય છે કે સર જોન કેંપબેલ* ગુજરાતના કણબીઓને પંજાબના ગુજરોની સાથે સંકલિત કરતા ખચકાતા નથી. ૧૯૩૧ના સેન્સસ વખતે ડૉ. ગૂહાએ ગુજરાતના કણબીઓનું શારીરિક

---

× Census of India 1931 Vol. I, Part II, P. XXVII, Sir George Campbell. Bombay Gazetteer Vol. II, Part I. P. 991.

માપન કર્યા પછી એવો નિર્ણય કર્યો હતો કે ગુજરાતની વસતીમાં નાગરો, વાણિયા, બ્રહ્મ-ક્ષત્રિયો, એ જાતિઓ એક તરફ રહી જાય છે અને કણબીઓ જૂદા પડે છે.× તેથી એમ અનુમાન થાય છે કે ગુજરાતની બીજી જાતિઓ કરતાં કણબીઓમાં ગુજર જેવી વિદેશી જાતિ સાથે વધારે ઘાડો સંબંધ હશે.

**૧૩. કાઠી.**

ગુજરાતનું નામ જેમ વિદેશી ગુજરો ઉપરથી પડયું છે, તેમ કાઠીયાવાડનું નામ પણ વિદેશી કાઠીઓ ઉપરથી પડયું છે. કાઠી જાતિનો એક ભાગ મૂળ એશિયા માઈનારનાં કૂર્દીસ્તાન દેશમાંથી આશરે ઈસ્વી પૂર્વે ૧૧૦૦ માં અસીરિયાના રાજા તીગલાથ પીલેસર તરફથી કાઢી મૂકવામાં આવ્યો હતો. અસીરિયન ઉત્કીર્ણ લેખોમાં તેમનું નામ 'ખાટ્ટી' વર્ણવવામાં આવે છે, અને બાઈબલના પ્રાચીન વિભાગમા પણ 'હીટાઈટ' નામથી ઓળખવામાં આવે છે. એરિયન નામના ગ્રીક પ્રવાસીએ પણ કાઠીઓ કોઈ પણ રાજ્યને તાબે નથી, એમ વર્ણન કર્યું છે અને તે તેમનું હાલનું નિરંકુશ જીવન વાસ્તવિક રીતે દર્શાવે છે. ટોડ રાજસ્થાનમાં ભાટચારણોનાં સાહિત્યના આધારે લખે છે કે કાઠીઓ સૌરાષ્ટ્રમાં આવતાં પહેલાં ઘણા સમય સૂધી માળવામાં કે રજપૂતાનામાં રહેતા હતા. કેટલાએક કાઠીઓ પોતાની ઉત્પત્તિ કાઠી–લાકડી–માંથી થઈ છે, એમ ધારે છે. કેટલાએક લોકો એમ પણ ધારે છે કે પાંડવો ધોળકા પાસે વિરાટ દેશમાં વસેલા તે વખતે તેમની ઉત્પત્તિ કર્ણ રાજાથી થએલી. આ કાઠીઓ પ્રથમથી જ સૂર્યપૂજક હતા અને હજુ પણ ઘણાખરા સૂર્યપૂજકો છે, જો કે કેટલાક તો બ્રાહ્મણોના સંસર્ગથી શિવપૂજકો થઇ ગયા છે અને હવે તો હિન્દુમાં ગણાય છે.

કાઠિયાવાડનું નામ પ્રાચીન પુસ્તકોમાં સૌરાષ્ટ્ર ઘણા સમયથી જોવામાં આવે છે. ટોલેમીએ પણ Syrastine એ નામ આપેલું છે. હુએનત્સંગે પણ સોરઠ નામ આપેલું છે. સૌરાષ્ટ્ર જેવા સુંદર દેશ અને પુરાણોમાં વર્ણવેલી પ્રાચીન પ્રજાને માટે કાઠી જેવું કર્કશ નામ આપવાનું કારણ કાઠીઓની કર્કશતા છે. આખા પ્રદેશમાં કાઠીઓની સંખ્યા પહેલાં અને હાલમાં પણ બહુ ઓછી છે. પરંતુ તેમની નિર્દય, ક્રૂર, અને લુટારૂ પ્રવૃત્તિને લીધે આ પ્રદેશને મુસલમાન બાદશાહોના સમયની રાજ્યભાષામાં કાઠીઓના મૂલક, કાઠીઆવાડ તરીકે ઓળખાયો. મીરાતે સીકંદરી, આઈન ઇ અકબરી, મીરાતે અહમદી, અને 'તારીખ એ સોરઠ', એ બધા ગ્રંથોમાં કાઠીઓની આવી લઢાઈખોર પ્રવૃત્તિ વિષે ઉલ્લેખ છે. અબુલ ફઝલે લખ્યું છે કે આ પ્રદેશમાં વસતા કાઠીઓની મૂળ જ્ઞાતિ અહીર છે. મીરાતે અહમદીમાં લખેલું છે કે કાઠીઓની અસલ જાતિ નીચ હતી, પણ રજપૂતોની સાથે લગ્ન કર્યાથી તેમને ઉંચુ સ્થાન મળ્યું છે. કેટલાએક કિલ્લાઓ સર કર્યાથી તેમને લૂંટવાના અને ચોરી કરવાના સારા પ્રસંગો મળે છે. હજૂ પણ કાઠીપ્રજાની દોંગાઈ અને લુચ્ચાઈ સંબંધી અહેવાલો વાંચવામાં આવે છે.

મનુષ્યવિદ્યાની દષ્ટિએ આ કાઠીઓના શરીરનો બાંધો ઊંચો ગણાય અને તેમનામાંનાં ઘણાં તો સુંદર પણ હોય છે, તે છતાં એકંદર હજુ સુધી થયેલા સંશોધન પ્રમાણે કાઠીઓની જાતિ ગુજરાતની બીજી જાતિઓ કરતાં બહુ જૂદી નથી પડતી. એ ડા. ગૂહાનો* આ નિર્ણય કબુલ કરી શકાય તે પહેલાં હજુ વધુ સંશોધનની જરૂર છે.

**૧૪. ભીલ અને બીજી વન્ય જાતિઓ**

ગુજરાતની અસલ વતની–આદિવાસી–જાતિઓમાં ભીલ, કોળી, દૂબળા, વાઘરી,

× Census of India 1931, Vol. I. Part III

કાળીપરજ, વગેરેનાં નામ આવે છે, પણ તેમાંથી અહીં તો આપણે એકલા ભીલો જ વિષે ચર્ચા કરીશું. ભીલ જાતિ અનેક રીતે વિલક્ષણ કહેવાય. કોઇ વિદ્વાન એમ પણ કહે છે કે હાલમાં ગુજરાત નામથી ઓળખાતી ભૂમિના પ્રાચીનતમ રહેવાસીઓ ભીલો અને કોળી છેઃ ભીલો ડુંગરાળ પ્રદેશમાં, અને કોળી સપાટ, નદી અને સમુદ્ર પાસના પ્રદેશોમાં વસે છે. સંસ્કૃત સાહિત્યમાં ભિલ, ભિલ્લ, ભિલ્લાલ જાતિઓનું વર્ણન અનેક ઠેકાણે જોવામાં આવે છે. ભિન્નમાલ, (શ્રીમાલ) એ ગુજરોનું મુખ્ય થાણું, તે પહેલું નામ ભિલ્લમાલ, ભિલો ઉપરથી પડયું હશે, એમ માનવાને કારણ છે. વૈદિક સમયની સંહિતાઓમાં અને બ્રાહ્મણોમાં આ જાતિઓને નિષાદના નામથી ઓળખવામાં આવે છે. નિષાદ× એટલે પાસે બેસનાર, પાસે રહેનાર; આર્ય સંસ્થાનોની પાસે બેસનાર, તેમની સાથે સલાહ રાખનાર જાતિઓ. એમ પણ કહેવાય છે કે યજ્ઞમાં ભાગ લેનાર ઋત્વિજોની લાયકાત સિદ્ધ કરવાને માટે અમુક વર્ષ સુધી અનાર્ય જાતિઓની પાસે બેસીને તેમનો સહકાર સાધવો ઇષ્ટ ગણાતો. પુરાણોમાં પણ ભિલોને કિરાત, પુલિન્દ, હૂણ, વગેરે જાતિઓની સાથે વર્ણવવામાં આવે છે. ઇસ્વી છઠ્ઠા શતકમાં લખાયેલા ગુણાઢયના કથાસરિત્સાગરમાં પણ વિંધ્યાચલના પર્વતોમાં ભીલોનું થાણું આર્ય રાજાઓને ત્રાસ આપતું હતું, એવું વર્ણન છે. ભીલોની ઉત્પત્તિ વેન રાજાની જાંઘમાંથી થઇ, શંકરે ભીલકન્યા સાથે લગ્ન કર્યું, પાર્વતી પાંચ ભીલોને પોતાના ભાઈ ગણીને નન્દીને "દહેજ" તરીકે અપાવે છે,—એવી દંતકથાઓ ઉપર આપણે ખાસ લક્ષ ન આપીએ, તો પણ એટલું તો કબુલ કરવું જોઇએ કે પ્રાચીન સમયથી હિન્દુ સંસ્કૃતિ અને આર્યસંસ્કારો સાથે ભીલોનો સબંધ પ્રાચીન સમયથી જ બંધાયેલો છે. વળી કેટલાક વિદ્વાનોનો મત એવો છે કે ભીલો ભૂમધ્ય સમુદ્રના તટ ઉપરથી નીકળી આવેલી દ્રાવિડ પ્રજાઓની સાથે હિન્દમાં આર્યોના પહેલાં આવેલા હશે. પરંતુ તેથી વધારે વજનદાર મત પ્રમાણે ભીલો દ્રાવિડ તેમ જ આર્ય બન્ને જાતિના પહેલાં અહીં વસેલા હતા, કારણ કે ભીલ શબ્દ જ દ્રાવિડ ભાષાના બિલ* (ધનુષ્ય) એ શબ્દ ઉપરથી ઉત્પન્ન થયેલો છે અને દ્રાવિડી ભાષામા આ જૂની વન્ય જાતિ માટે વપરાયો હશે, એટલે ગુજરાતને આર્ય સંસ્કૃતિનો લાભ મળ્યો તે પહેલાંની આદિવાસી જાતિઓમા ભીલો મુખ્ય ગણાય.

મનુષ્યવિદ્યા અને મનુષ્યમાપનવિદ્યાની દૃષ્ટિએ ભીલ લોકોનો જોઇએ તેટલો ઊંડો અભ્યાસ હજુ થયો નથી, તોપણ એટલું તો સ્પષ્ટ છે કે અત્યાર સુધી મળેલી માહીતિ પ્રમાણે ભીલોના જેટલી બીજી પ્રાચીન અને અસલ જાતિ આ પ્રદેશમાં કોઇ મળતી નથી. અને પ્રાગ્‌ઐતિહાસિક કાળમાં પણ ભીલોના પૂર્વે બીજી કોઇ પ્રજા આ પ્રદેશમાં રહેતી હોય તો તેના અવશેષો હજુ સુધી હાથમાં આવ્યા નથી. હિન્દની વન્ય જાતિઓમાં ત્રણ મુખ્ય પ્રકાર ગણવામાં આવ્યા છે. એક તો દક્ષિણ હિન્દમાં મળી આવતી નીગ્રોઇડ એટલે જાડા હોઠ, ગુંચવાયલા વાળ અને કાળા રંગના માણસોની જાતિ, અને બીજી જેની ચામડી ઘઉંવર્ણી કે પીળી હોય અને નાક અને આંખનો આકાર ચીના લોકો જેવો હોય તેવી બર્મા અને બંગાળ તરફ જોવામાં આવતી માગોલાઇડ જાતિ, અને ત્રીજી મધ્યહિન્દ અને દક્ષિણહિન્દના ઉપરના ભાગોમાં જોવામાં આવતી વેડોઇડ જાતિ—આ જાતિ લંકાના વેડા અને હૈદ્રાબાદના ચેંચુ અને

× Vedic Index Macdonell & Keith. Vol I p. 453-4

* જૂઓ Oppert Original Inhabitants of India

તલાયાના સકાઇ લોકોની જાતિની સાથે સરખાવી શકાય; ભીલોની જાતિ આ વર્ગમાં આણી શકાય, અને જો કે આ વર્ગને ઘણી વાર આદિ-દ્રાવિડ જાતિ કે પ્રોટો-ઓસ્ટ્રોલોઈડ જાતિના નામથી પણ ઓળખાવવામાં આવે છે, પરન્તુ ભીલનાં શારીરિક લક્ષણોના માપન પછી આ વર્ગને નિષાદિક એવું નામ આપવાનો આગ્રહ ડૉ. ગુહા· કરે છે. કારણ કે તેમનો પ્રાચીન આર્યોની સાથેનો સંબંધ વધારે અગત્યનો લાગે છે. આ જાતિનાં મનુષ્યોનું માથું ટૂંકું, પણ ખોપરીનો ભાગ સાધારણ ઊંચો, ભમર ઉપરનું હાડકું સ્હેજ આગળ પડતું, આમુખ ટૂંકું હોવા છતાં ચપટું અને પહોળું, મોંઢાનો કે દાંતનો ભાગ જરા આગળ પડતો, નાકની દાંડી દબાયેલી પણ નસકોરાં બહાર અને આગળ પડતાં, ચામડીનો રંગ લગભગ કથાઈ, માથાના વાળનો રંગ કાળો અને વાળ વળવાળા કે ગુંચળાંવાળા. ગુજરાતની પ્રાચીનતમ જાતિનાં આ લક્ષણો ધ્યાનમાં રાખીને ગુજરાતની વસ્તીનું નિરીક્ષણ કરનારને ઘણું શીખવાનું મળે છે. અમુક જ્ઞાતિઓનાં સ્ત્રીપુરૂષોનાં રંગ, રૂપ, અને મુખનો આકાર, નાક અને વાળનાં લક્ષણો જોવાથી અનુમાન કરી શકાય કે અમુક જ્ઞાતિમાં આ પ્રાથમિક જાતિનું કેટલું મિશ્રણ હશે. આ પ્રમાણે ગુજરાતની પ્રજાની સાથેનો ભીલોનો સંબંધ જેમ ગાઢો છે તેમ ભીલોની ભાષામાં પણ ગુજરાતી ભાષાએ અજબ અસર કરી છે. ભીલોની વસતી હાલમાં જે જીલ્લાઓમાં પ્રસરેલી છે તેની યાદી કરીએ તો રજપૂતાના, મારવાડ, મેવાડ, પંચમહાલ, મધ્યહિન્દ, ખાનદેશ, અને મધ્યપ્રાન્તોના કેટલાએક જીલ્લાઓનાં નામ આવે: મહી નદીની બે બાજુએ, નર્મદા નદીની બે બાજુએ, અને તાપી નદીના બંને તટ ઉપરની જમીનોમાંથી ભીલોને મારી કાઢીને ડુંગરાળ પ્રદેશોમાં રોકી રાખવામાં આવ્યા છે. આવી પરિસ્થિતિમાં ભીલોની ભાષાનો વિકાસ મિશ્રિત થઈ ગયો છે. એક બાજુ રાજસ્થાની, હિન્દી, બીજી બાજુ મરાઠી, અને ત્રીજી બાજુ ગુજરાતી ભાષાના શબ્દો તેમની ભાષામાં ઘુસી ગયા છે: પરન્તુ તેમની ભાષાનું બંધારણ અને વ્યાકરણ ગુજરાતી ભાષા ઉપર મુખ્યત્વે કરીને રચાયેલું છે. માળવામાં પણ બોલાતી ભીલી ભાષામાં છઠ્ઠી વિભક્તિના પ્રત્યયો 'ના', 'નો' વપરાય છે. કુનો, કુન્યો, કીમ, ને, રૂડો, વગેરે શબ્દોનો પ્રયોગ પણ ગુજરાતી ભાષાનો ગાઢ સંબંધ દર્શાવે છે. છેલ્લા હિન્દના વસતીપત્રકમાં ભીલોની વસતી ૨૨ લાખની ગણાઈ છે; તેમાં મધ્યહિન્દનાં દેશીરાજ્યોમાં ૬ લાખ, રજપૂતાના એજન્સીમાં ૭ લાખ, મુંબઈ ઈલાકામાં ૪ લાખ, મુંબઈ ઈલાકાના દેશી રાજ્યોમાં ૩ લાખ, અને વડોદરા રાજ્યમાં ૨ લાખ છે. એટલે લગભગ અડધી વસતી ગુજરાતની અડોઅડના પ્રદેશોમાં વસે છે. ખાનદેશ અને પંચમહાલના ભીલ સેવા મંડળોનું કામકાજ કેટલાંએક વર્ષોથી ભીલોને સારી મદદ આપતું રહ્યું છે. પરંતુ ગુજરાતી સંસ્કૃતિના ધુરંધરોની ફરજ છે કે ગુજરાતની પ્રાચીન ભૂમિના અસલ વતની પણ હાલમાં ગુજરાતની બહાર હાંકી કાઢેલી, આ ગરીબ અને દલિત જાતિની ઉન્નતિને માટે અને ગુજરાતના સંપૂર્ણ સંસ્કારો અને સ્વભાષાના પુનરારોપણ માટે વધારે ત્વરિત અને સફળ પ્રયત્નો કરવા જોઇએ. જે ભીલો હાલમાં ગુજરાતી બોલતા નથી, તેમને ગુજરાતી ભાષા બોલતા કરવાનું કામ ઘણું કઠિન છે, પરંતુ તે બની શકે તો બાવીશ લાખ જેટલી પ્રજાનો વધારો ગુજરાતી ભાષા બોલવારી પ્રજામાં થઈ શકે. પણ એ કામ ઉપાડતાં

જૂઓ Census Report 1931 Vol. I Part III p. 14 C

× જૂઓ Rudiments of Bhili Language, by Rev. C. S. Thomps.

* Ethnographical Survey of Central India Agency, Jungle Tribes of Malva, 1909

પહેલાં ભીલોની ભાષાનો વૈજ્ઞાનિક રીતે અભ્યાસ કરવાનો આપણા વિદ્વાનો અને ગુજરાતી સાહિત્યના અધ્યાપકોનો ધર્મ છે, અને તે ધર્મમાંથી તેમણે ચ્યૂત થવું ન જોઇએ.

### ૧૫ લોકસાહિત્ય

ગુજરાતમાં સમન્વિત થયેલાં જાતિકુલોના અભ્યાસ હજુ પ્રાથમિક શરૂઆતમાં જ છે. જ્ઞાતિબંધારણને લીધે અનેક જાતિઓ ઉપજાતિઓ અને પેટાજાતિઓ સંબંધી ઘણી માહિતી મોજુદ છે; નવા યુગનાં બળોને લીધે આ બંધનો તુટતાં જાય છે અને હવે જાતિઓને બદલે આખા દેશની પ્રજાને એક જ નમુના પ્રમાણે એક જ ઘાટમાં ઢાળવાનો પ્રયત્ન થતો જોવામાં આવે છે; પરન્તુ સમયનાં બળોને પણ મનુષ્ય જાતિનાં નૈસર્ગિક બળો—પ્રકૃતિ–સ્વભાવ–જાતિકુલોનાં લક્ષણોની અગત્ય સ્વીકારવી પડે છે. રાજ્યનીતિમાં ખાસ કરીને અર્વાચીન રાજ્યતંત્રમાં મનુષ્યવિદ્યાનો વિષય અગત્યનો ગણાય છે. તે દૃષ્ટિએ પણ ગુજરાતનાં જાતિકુલોનો અભ્યાસ વધારે ચોક્કસાઇથી, વધારે મહેનતથી, અને વધારે તૈયારી સાથે થવો જોઇએ. લોકસાહિત્ય, લોકકથા અને લોકગીતો, એના સંગ્રહો ઉપર કેટલાએક સમયથી ગુજરાતમાં સારૂં ધ્યાન અપાઈ રહ્યું છે, પરન્તુ તેમાં વધારે શાસ્ત્રીય પદ્ધતિ, અને ચોક્કસાઇની જરૂર છે; વૈજ્ઞાનિક હકીકતોના નિર્ણય માટે ઉપયોગી થાય તેવી રીતે અને તેવા રૂપમાં આ લોકકથા અને લોકગીતોનો સંગ્રહ થવા જોઇએ. તેવી જ રીતે ગ્રામ્ય અને વન્ય પ્રજાઓના રીત રીવાજો, જન્મ, લગ્ન, અને મૃત્યુના પ્રસંગો ઉજવવાની પ્રકૃતિ, તેમના તહેવારો, આનંદના અને શોકના પ્રસંગો, ખેતીના, યુદ્ધના અને જીવનના પ્રસંગો એ સર્વેનું વાસ્તવિક વર્ણન મેળવવું જોઇએ. વૈદિક અને હિન્દુ ધર્મના સંસ્કારો પ્રજાના કયા કયા ભાગોમાં કેટલે અંશે ચાલુ રહ્યા છે તે જાણવું અગત્યનું છે: આદિવાસી પ્રજાઓ કેટલે અંશે આ સંસ્કારોથી અબાધિત રહી છે અને આર્ય–અનાર્ય–પ્રાગ્આર્ય પ્રાગ્દ્રાવિડ–સમયના રીત રીવાજો કેટલે અંશે ચાલુ રહ્યા છે, એ જાણવું અગત્યનું છે. દાખલા તરીકે ભીલોના રીતરીવાજો હિન્દુ સંસ્કૃતિથી એટલા બધા રંગિત થઈ ગયા છે કે તેમનામાં અને કેટલાએક અસલ હિન્દુઓ વચ્ચે અંતર સમજી શકાતો નથી. પરન્તુ શહેર અને ગામોની વસતીથી દૂર જંગલો અને પહાડી પ્રદેશોમાં આ જાતિના રીત રીવાજોના સંગ્રહ કરવામાં આવે તો જ તેમની અસલ પ્રકૃતિનો અને લક્ષણોનો નિર્ણય થઈ શકે. આ દિશામાં વધુ અભ્યાસ અને સંશોધનને માટે જેટલો ભાર મૂકી શકાય તેટલા ઓછો છે.

### ૧૬ પ્રાગૈતિહાસિક સમયના અવશેષો

પૃથ્વીના અન્ય પ્રદેશોમાં પ્રાથમિક જાતિઓના અવશેષોના અભ્યાસમાં પ્રસિદ્ધ થયેલાં લક્ષણો ગુજરાતના જાતિકુલોના સંબંધમાં જોવામાં આવ્યા છે. જાતિકુલોના સંક્રમણ વિષે એક સિદ્ધાન્ત એમ વર્ણવવામાં આવે છે કે અમુક જાતિકુલો ઢોરોને માટે ચારાની શોધમાં, બીજાં જાતિકુલો ખેતીને માટે અનુકૂલ હવાપાણી અને જમીનની શોધમાં, અને ત્રીજી જાતિનાં કુલો સોનું, લોખંડ કે તાંબા જેવી અગત્યની ધાતુઓની શોધમાં ફર્યા કરે છે. વડોદરા રાજ્યમાં વેલાછા તાલુકામાં વસરાવી ગામ પાસે લોખંડની ખાણના, અને કાઠિયાવાડમાં દામનગરની પાસે રૂપવતી નદી પાંસે તાંબાની ખાણના પ્રાચીન અંશો ડૉ. ફ્રુસફુટે× આજથી ચાળીશ વર્ષ પહેલાં શોધેલા. ત્યાર પછી

× R. B. Foote, The Foote Collection of Indian Prehistoric and Protohestoric Antiquities. Madras 1916

બીજી આવી શોધ કરવામાં આવી કે પ્રસિદ્ધ થઈ જાણમાં નથી. તોપણ એટલું સમજી શકાય છે કે ધાતુઓની શોધમાં અને પ્રાચીન સમયથી ગુજરાતમાં જાતિકુલોનું સંક્રમણ થતું. લોહયુગના પહેલાંના અશ્મયુગના સમયના અવશેષો પણ ઘણા પ્રમાણમાં આ જ વિદ્વાને શોધીને નોંધેલા છે. સાબરકાંઠાના કાંકરાની જમીનના થરોમાં, બહાદરપુર શહેરની પાસેની જમીનમાં, તાપી નદીના તટમાં, શેત્રુંજા નદીના ભાઠામાં, વળા રાજ્યમાં, અને એવાં બીજાં અનેક ઠેકાણે નાના નાના પથ્થરનાં, અકીકનાં, ચર્ટ અને ક્વાર્ટ્ઝનાં ચક્કુ જેવા પ્રકારનાં હથિયારો, મૂર્તિઓ, શંખની બંગડીઓ, અને લાલ અને કાળી માટીનાં વાસણો, એ સહુના અવશેષો મેળવ્યા છે. ત્યાર બાદ રંગપુરમાં સરકારી પુરાતત્ત્વખાતા× તરફથી કરેલા ખોદકામમાં, અને ડૉ. ધુર્યે* તરફથી રંગપુર અને વળાના ખોદકામમાંથી પણ આવા અવશેષો મળ્યા છે. તે ઉપરથી આ સ્થળના ઇતિહાસની પ્રાચીનતા સિદ્ધ થાય છે, અને મોહન જો ડેરોના સમયની સાથેનું સામ્ય પણ સ્પષ્ટ થાય છે. પરન્તુ જ્યાં સુધી હાડપિંજર કે ખોપરી જેવાં નિશ્ચયાત્મક સાધનો પ્રાપ્ત ન થાય ત્યાં સુધી વધારે સંશોધન ચાલુ રાખવાની જરૂર છે.

ગુજરાતનાં પ્રાચીન જાતિકુલોનું બીજું એક પ્રાચીનતમ લક્ષણ પાલણપુર પાસેનું એક ભીલમંદિર છે. બીજા દેશમાં આદિવાસી જાતિઓ તેમના ધર્મસંસ્કાર દૃઢ થયા પહેલાં પથ્થરોને પૂજતા. ઊભા પથ્થરો ગોળકુંડાળામાં ગોઠવીને ક્રોમલીન, કૅર્ન, ક્રોમલેખ, ડોલ્મન, વગેરે જાતના આકારો બનાવતા. આખી પૃથ્વી ઉપર નવ-અશ્મયુગના અવશેષોમાં જોવામાં આવતા. ડોલ્મેનના આકારને મળતી આવતી રચનાનું 'મંદિર' પાલણપુર પાસે મેજર વૉટસને× જોયેલું અને વર્ણવેલું છેઃ આ 'મંદિર'માં ચાર ફુટ ઉંચી બે ઉભી શિલાઓ છે અને આડી એક લાંબી અને ચપટી શિલા દશ ફીટ લાંબી અને ૭ ફીટ પહોળી છે; મધ્યમાં 'પાળીઆ' જેવી નાની શિલા જમીન પર મૂકેલી છે, પરંતુ તેની ઉપર કાંઇ લેખ કે મૂર્તિ નથી. 'મંદિરમાં' બે ભાગ ગણી શકાય એટલો નાના પથ્થરનો બીજો ભાગ છે. આ નાનો અને મોટો એ બે વિભાગ તે સમય પછીના સમયનાં આર્ય અને હિન્દુ મંદિરોના નિજમંદિર અને મંડપ એ બે વિભાગોનું સૂચન કરે છે. આ પ્રાન્ત જે વિભાગમાંથી મળી આવી છે તે વિભાગમાં પહેલાં ભીલો રહેતા હતા. તેથી એમ સમજી શકાય કે અતિપ્રાચીન સમયમાં નવ-અશ્મયુગમાં આશરે ૫૦,૦૦૦ વર્ષ પહેલાં આ સ્થળે અતિપ્રાચીન મનુષ્યજાતિ રહેતી અને તે ભીલોની સાથે કાંઈ પણ સંબંધ ધરાવતી હશે. પણ આ દિશામાં હજુ વધુ સંશોધનની જરૂર છે, અને ડુંગરાળ અને વન્ય પ્રદેશોમાંથી આવા પ્રાચીન અવશેષોની શોધ થાય તો જ પ્રાચીનતમ સંસ્કૃતિનાં મૂળો હાથમાં આવી શકે. દુર્ભાગ્યે જૂનાં હાડપિંજરો અને ખોપરીનાં સાધન હાથમાં આવી શકે તેમ નથી. કારણે પ્રાચીન હિન્દુ રીવાજ પ્રમાણે મૃતદેહને બાળી નાંખવામાં આવે છે. પરંતુ જેવી રીતે મોહેન જો ડારોના પ્રદેશમાં અતિપ્રાચીન ખોપરીઓ મળી આવી છે તેવી કાઠીયાવાડના રેતાળ પ્રદેશોમાં દટાએલી અથવા તો અતિપ્રાચીન ગુફાના અંદરના ભાગોમાં આવા અવશેષો મળી આવવાનો સંભવ છે, અને તેથી પ્રાચીનતમ્ મનુષ્ય-અવશેષો શોધવાનું કામ હાથમાં લેવું જોઈએ.

ગુજરાતી પ્રજાના વિધાનમાં ગુજરાતની જૂદી જૂદી જાતિઓનો સંપૂર્ણ અભ્યાસ કરવાને માટે અખૂટ ક્ષેત્ર છે અને તેને માટે અનેક ધનકુબેરો ધનસંપત્તિ આપે તો વર્ષો સુધી આ કાર્ય પૂરૂં થાય એમ નથી. નાણાંની મદદ ઉપરાંત શિક્ષિત અને મુસાફરોના શોખીન અન્વેષક બુદ્ધિવાળા ઉમંગી યુવાનો તેમ જ વિદ્વાનોના સહકારની જરૂર છે.

---

× Archeological Survey of India, Annual Report 1934-1935
* Journal of the University of Bombay, July. 1939
× Indian Antiquary, Feb. 1874, pp. 53-4

# ગુજરાતનો સંસ્કૃત-પ્રાકૃત લેખોનો ઇતિહાસ

શ્રી. મુહમ્મદ ઉમર, કોકિલ

ભારતનો પ્રાચીન ઇતિહાસ, ધર્મ, સંસ્કૃતિ અને સાહિત્ય માટે સંશોધન કરવા ઈ. સ. ૧૭૮૪ માં સર વિલિયમ જોન્સે કલકત્તામાં 'એશિયાટીક સોસાયટી ઑફ બંગાલ'ની સ્થાપના કરી. આ જ આશયને મુંબઈ ઇલાકામાં ઉપાડી લેવા સર જેમ્સ મેકીનટોશે ઈ. સ. ૧૮૦૪ માં 'લિટરરી સોસાયટી ઑફ બોમ્બે' સ્થાપી. ઈ. સ.૧૮૨૩ માં હિન્દથી ગયેલા મિ. એચ. ટી. કોલેબ્રુક, સર આલકમ વગેરેના પ્રયત્નોથી, 'રોયલ એશિયાટીક સોસાયટી ઑફ ગ્રેટ બ્રિટન અને આયર્લેન્ડ'ની સ્થાપના થઈ અને ઈ. સ. ૧૮૩૮ માં મુંબઈની 'લિટરરી સોસાયટી ઑફ બોમ્બે', એ 'રોયલ એશિયાટીક સોસાયટી'ની શાખામાં ફેરવાઈ ગઈ. ઈ. સ. ૧૮૬૧માં સર કનિંગહામે કરેલી દરખાસ્ત પર લક્ષ આપી, હિન્દી સરકારે ઈ. સ. ૧૮૬૨ માં 'પુરાતત્ત્વાન્વેષણ ખાતા'ની સ્થાપના કરી, અને તેના તરીકે વડા સર કનિંગહામને જ મુકર્રર કર્યા. ઈ. સ. ૧૮૭૩માં પશ્ચિમ હિન્દનું પુરાતત્ત્વાન્વેષણ ખાતું અલગ કરવામાં આવ્યું, અને તેના વડા તરીકે ડૉ. બર્જેસ નિમાયા. છેલ્લી દોઢ સદીમાં આ સંસ્થાઓએ હિન્દના ઇતિહાસ પર પુષ્કળ પ્રકાશ નાંખ્યો છે. પરંતુ આપણે જેમ જેમ પ્રાચીન સાહિત્યના પરિચયમાં આવતા જઈએ છીએ તેમ તેમ આપણને લાગે છે કે આપણને મળેલો પ્રકાશ ઝાંખો છે, અને એ દિશામાં ઘટતો પ્રકાશ મેળવવા હજી પુષ્કળ સંશોધન કરવાની ફરજ આપણે માથે છે.

આ પછી તો અનેક સંસ્થાઓ જન્મી, કેટલીકની કસુવાવડો થઈ, કેટલીક ક્ષણિકજીવી સાબિત થઈ, ત્યારે કેટલીક આજે લાંબું આયુષ્ય ભોગવતી, આ પંથે અવનવું સંશોધન કરી રહી છે. એ બધાની સૂચી આપવામાં આવે તો આ નિબંધ ભરાઈ જાય. આજ આપણા ગુજરાતમાં બે જૂની અને બે નવી સંસ્થાઓ આ જ આશયે અમલના પંથે આગળ ધપી રહી છે, એટલું જ નહીં, હિન્દી સરકારના 'પુરાતત્ત્વાન્વેષણ ખાતા'ના અનુકરણમાં વડોદરા, ભાવનગર, જૂનાગઢ, જામનગર, રાજકોટ, ઇડર જેવાં રાજ્યોમાં પુરાતત્ત્વાન્વેષણ ખાતાંઓ સ્થપાયાં છે, અને તે આ સંશોધનક્ષેત્રમાં મૂલ્યવાન ફાળો આપી રહ્યાં છે.

આજના વાયુ અને વિજળીના યુગમાં જમાનો ખૂબ ઝડપી બન્યો છે. રોજ વાંચી ન શકાય એટલું સાહિત્ય ઢગ થઈ જાય છે. એમાં હિન્દનો પ્રાચીન ઇતિહાસે બાકી નથી. એ દૃષ્ટિ પણ ખૂબ વિકાસ પામી છે. આ વિષયના અભ્યાસીઓ તેની હીરાપારખ કરી, તેનું તેજ જગતને આપે છે. આથી રોજ રોજ વિચારો પલટે છે. હિન્દનો ઇસ્લામના વિજય પૂર્વેનો સિલસિલાવાર ઇતિહાસ મળતો નથી, એમ મેં મારા એક ભાષણમાં[1] સર જદુનાથ સરકાર અને મુનિ શ્રી જિનવિજયજીના આધારે જણાવ્યું હતું, પરંતુ ડૉ. કે. પી.

---

[1] "અગિયારમી સદી પૂર્વેનો ગુજરાત મુસ્લિમ સંબંધ", પાનું ૧ લું, શ્રી ફા. ગુજરાતી સભા "ત્રૈમાસિક" વર્ષ ૩, અં. ૩ જો, ઇ. સ. ૧૯૩૯-૪૦

જયસ્વાલે મારી ભૂલ સુધારી, અને એમણે શ્રી મહાયાનના 'મંજુશ્રી મૂલકલ્પ'ના કરેલા અનુવાદે જગતને દાખવી આપ્યું કે મુસલમાનોના આગમન પૂર્વે હિન્દી શહેનશાહતનો ઇતિહાસ લખાઈ ચૂક્યો હતો, અને તેમાંનો એક શહેનશાહ મૈત્રકવંશી ધરસેન ૪થો ગુજરાતી હતો. શ્રી. મહાયાને આ મૂલ્યવાન ગ્રંથ લખવામાં એ સમયના શિલાલેખો, તામ્રલેખો કે સિક્કાઓનો ઉપયોગ કર્યો ન હતો, ન તો એ સમયમાં આ વિષયો તરફ લક્ષ અપાયું હતું. પરંતુ એણે એ સમય પૂર્વેનો ઇતિહાસ રજુ કરવા એ સમય પૂર્વેના ઇતિહાસો જ તપાસ્યા છે. બીજી બાજુ પુરાણોની તહકીક થઇ રહી છે. એમાં અપાયેલી વંશાવળીઓ અને વિગતો અનેક શિલાલેખો અને તામ્રલેખોને અનુમોદન આપે છે. તેમ જ 'રાજતરંગિણિ'માં અપાયેલો ઇતિહાસ અને વંશાવળીઓ દાખવે છે કે પ્રાચીન ભારતમાં પણ ઇતિહાસપ્રણાલિ હતી.

ભારતના કમભાગ્યે એના મોટા ભાગનો વિનાશ થયો છે, ક્વચિત્ જ 'મંજુશ્રી મૂલકલ્પ' જેવા ગ્રંથો જડી આવે છે. એ સમયના ગ્રંથસાહિત્યની કોઇ વસ્તુ જીવી શકી હોય તો તે લોકજીવનમાં અમર બનેલું સાહિત્ય, અને ધર્મના જરૂરી ગ્રંથો, જે આપણને પ્રાચીન ઇતિહાસ ઉકેલવામાં ઠેરઠેર ઉપયોગી સાબિત થઇ રહ્યા છે. દી. બા, કેશવલાલ હ. ધ્રુવે એના ઉપયોગથી સંસ્કૃત નાટકોની પ્રસ્તાવનામાં જે ઇતિહાસ પર પ્રકાશ નાંખ્યો છે તે એનું મહત્ત્વ અને મૂલ્ય આંકે છે.

ગુજરાતનો ઇતિહાસ હિન્દના ઇતિહાસના મુકાબલામાં તેની સાધન-સામગ્રીમાં માલદાર છે. ઉત્કીર્ણ લેખો તો હિન્દના સૌ પ્રાન્તો કરતાં વિશેષ ધરાવે છે, એટલું જ નહીં, ગુજરાતના ઇતિહાસ પર પ્રકાશ નાંખે એવો તેની પાસે વિશાળ પુસ્તકભંડાર છે. સ્થાપત્યની દૃષ્ટિએ પણ તે અનેક પ્રાન્તોથી આગળ વધે, પણ કોઈથી ઉતરે એવો નથી. અને લક્ષ્મીમાં તો તે સારા ય હિન્દમાં અગ્રણી છે. તે પછાત છે તો ફક્ત બે જ વાતમાં: એક તો તેના અભ્યાસીઓ સંશોધનમાં નિરસ છે, અને બીજું તેના માલદારોને આવા વિષયમાં દિલચસ્પી નથી. પરિણામે ગુજરાતનો ઇતિહાસ અન્ય પ્રાન્તોના મુકાબલામાં પાછળ કાળનો અંધારપછેડો ઓઢી રહ્યો છે. ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ ડૉ. ભગવાનલાલે ઈ. સ. ૧૮૮૮માં પૂરો કર્યો અને 'બોમ્બે ગેઝેટીઅર' વો. ૧લું, ભાગ ૧લામાં છપાઈ ઇ. સ. ૧૮૯૬માં બહાર પડયો. એને અર્ધશતાબ્દી થવા આવી, છતાં તે પુનઃ તપાસી ફરી લખાયો નથી. ડૉ. ભગવાનલાલને ગત થયા પછીનાં પચાસ વર્ષમાં બીજું પુષ્કળ સાહિત્ય મળી આવ્યું છે, જે એમ ને એમ જર્નલો અને માસિકોમાં રક્ષિત છે, બલકે કેટલાંક પત્રોની ફાઈલો માટે આજ પુનઃ સંશોધનની જરૂર પડે છે.

આથી શ્રી ફાર્બસ ગુજરાતી સભાના આ પંચોતેર વર્ષના સ્મારક ગ્રંથમાં પુરાતત્ત્વના વિશાળ ક્ષેત્રમાં ગુજરાત માટે શું શું થયું છે, અને ગુજરાતીઓએ પોતાના પ્રાન્તના ઇતિહાસને પ્રકાશમાં મૂકવાને શું શું કર્યું છે તેની ઝાંખી કરાવું છું, જેથી આપણને ભાન થાય કે, આપણે કયાં સુધી કૂચ કરી છે અને આપણી મંઝિલ કયાં છે.

પુરાતત્ત્વાન્વેષણનો વિશાળ અર્થમાં મારા આ નિબંધમાં ઉપયોગ કરતો નથી. પરન્તુ તેમાં મુખ્ય અંગોમાંના એકને જ છેડવા માગું છું. કારણ તેનાં બીજાં અંગો પર ગુજરાતમાં જોઇએ એટલું સંશોધન થયું નથી. હું જે વિષય છેડવા માગું છું તે ગુજરાતના સંસ્કૃત-પ્રાકૃત

શિલાલેખો અને તામ્રલેખો, એ છે, અને આનો હું અહીં સળંગ ઇતિહાસ જ આપીશ. કારણ એ વિષેની ચર્ચા ગુર્જર વિદ્વાનોએ જોઇએ એવી રીતે કરી છે, એનું એ જ રજુ કરી ગ્રંથનાં પાનાં રોકવાની ઇચ્છા નથી.[૨]

### ૧. ઉત્કીર્ણ લેખોનો ઇતિહાસ

ગુજરાતનો ઉત્કીર્ણ લેખોનો ઇતિહાસ ત્રણ યુગોમાં વહેંચાયલો છે: ૧લો કર્નલ ટોડની દૃષ્ટિ ગુજરાતના શિલાલેખો પર ૧૮૨૨માં પડી ત્યારથી તે ડૉ. ભગવાનલાલે ઇ. સ. ૧૮૫૪ બ્રાહ્મીલિપિનું પાનું મળ્યું ત્યાંસુધી ૨ ડૉ. ભગવાનલાલનો યુગ ૧૮૫૪ થી ૧૮૮૮, અને ૩ ડૉ. ભગવાનલાલના અવસાનથી આજ સુધી.

### ૨. ૧૮૨૨ થી ૧૮૫૪

ગુજરાતના ઉત્કીર્ણ લેખો પર સૌથી પ્રથમ દૃષ્ટિ પડી હોય તો તે કર્નલ જેમ્સ ટોડની. ૧૮૨૨ ના સુરાષ્ટ્રના પ્રવાસમાં તે ગિરિનારના પ્રાચીન લેખો સંપૂર્ણ સ્થિતિમાં જુએ છે. એટલું જ નહી ગિરિનાર અને સોમનાથ પાટણના લેખોની નકલ પણ ઉતરાવી લે છે. પરન્તુ ગુજરાતના પ્રથમ શિલાલેખો પ્રકટ કરવાનું માન તો મિ. એચ. એચ. વિલસન જ ખાટી જાય છે. ૧૮૨૮માં 'એશિયાટીક રીસર્ચીઝ'ના ૧૬મા મણકામાં મિ. વિલસને આબુના લેખો પ્રકટ કર્યા,[૩] જેમાં ચૌલુકય મહારાજ ભીમદેવનો પણ અગત્યનો લેખ છે. પરન્તુ એ પ્રથમ વાર પ્રકટ થતા લેખો જોઇએ એવા ઉકેલાયા નહતા. આમ ગુજરાતના ઉત્કીર્ણ લેખોની શરૂઆત આબુથી થઈ. આ પૂર્વે 'લિટરરી સોસાયટી'નાં ત્રણ 'ટ્રાન્ઝેકશનો' પ્રકટ થયાં હતાં, પરન્તુ તેમાં કાંઈ પણ ગુજરાતના ઉત્કીર્ણ લેખની નોંધ લેવાઈ નથી. એના બીજા જ વરસે કર્નલ ટોડનું 'એનાલ્સ એન્ડ એન્ટીકવીટીઝ ઓફ રાજસ્થાન' પ્રકટ થયું, જેમાં સોમનાથ પાટણનો હિ સ. ૬૨૨નો રાજા અર્જુનદેવના સમયનો શિલાલેખ આપવામાં આવ્યો છે.[૪] આ શિલાલેખ ગુજરાતના મુસ્લિમ સંસ્કૃત શિલાલેખો જે ધણા જુજ છે તેમાંનો અતિ અગત્યનો છે. કર્નલ ટોડનો અનુવાદ પુષ્કળ પ્રકાશ માંગે છે; એણે 'નાખુદા'નો અર્થ 'અમીરૂલ બ્હર' કર્યો છે, જેનાથી એ જરૂર માપી શકાય છે. કર્નલ ટોડ પછી એના પર ૧૮૩૭માં ડૉ. જોન વિલસનની દૃષ્ટિ પડી.. તેણે એની એક નકલ ઉતારી મહાન પુરાવિદ્ મિ. જેમ્સ પ્રિન્સેપ પર રવાના કરી. મિ. જેમ્સ પ્રિન્સેપને આ લેખોનું મૂલ્ય જણાઈ આવ્યું અને તેણે તરત જ તેની એક શુદ્ધ નકલ માટે મુંબઈ સરકાર પાસે માગણી કરી. આથી મુંબઈ સરકારે આ લેખોની શુદ્ધ નકલ ઉતારવા મિ. પોસ્ટાનસને મોકલાવ્યા. તેમણે એ વખતના પોલિટિકલ એજંટ કેપ્ટન લેંગ સાથે મળી એક નકલ ઉતારી, મિ. જેમ્સ પ્રિન્સેપ પર રવાના કરી. આ પરથી ઇ. સ, ૧૮૮૩માં એક લેખ 'એશિયાટીક સોસાયટી ઓફ બંગાલ'ના જર્નલમાં પ્રકટ કર્યો:[૫] આના બીજા જ વરસે કર્નલ ટોડનો 'ટ્રાવેલ્સ ઈન વેસ્ટર્ન ઇન્ડિયા' નામનો ગ્રંથ પ્રકટ થયો; જેમાં જૈન મંદિરોના ઉલ્લેખ સાથે શ્રીધરની દેવપાટણની પ્રશસ્તિ

---

૨. વધુ વિગત માટે જુઓ રા- રણછોડલાલ ધ. જ્ઞાનીનો નિબંધ 'ગુજરાતનું પુરાતત્ત્વાન્વેષણ' શ્રી. ફા. ગુ. "ત્રૈમાસિક", વર્ષ ૩ અંક ૨ પા. ૨૬ અને રા. દિસકળકરનો લેખ ગુજરાતના ઉત્કીર્ણ લેખોનું પર્યાલોચન. બુદ્ધિપ્રકાશ પુ. ૬૯ અંક ૭, ૮. ૯, ૧૦, ૧૧

૩. એશિયાટીક રીસર્ચીઝ વો. ૧૬ પા.

૪. એનાલ્સ એન્ડ એન્ટીકવીટીઝ ઓફ રાજસ્થાન, ભા. ૧લો પા.

૫. જર્નલ ઓફ એશિયાટિક સોસાયટી બંગાલ વો. ૭મું પા. ૨૧૯

પણ પ્રકટ કરી.[૬] પરન્તુ એ અનુવાદ આજે કોઈ મૂલ્ય રાખતો નથી, જ્યારે મિ. એચ. ટી. પ્રિન્સેપે ગુજરાત પર રાષ્ટ્રકૂટોની હુકમતનો પરિચય કરતાં પ્રથમ વાર બીજા કર્કનો તામ્રલેખ પ્રકટ કર્યો.[૭] આ જ વરસમાં મિ. એચ. એચ. વોથને રાષ્ટ્રકૂટોનો વધુ પરિચય કરાવતા ગોવિન્દ ૩જાના તામ્રલેખો પ્રકટ કર્યા.[૭અ] આ જ વરસમાં મુંબઇની 'લિટરરી સોસાયટી', લંડનની 'રોયલ એશિયાટીક સોસાયટી'ની શાખામાં ફેરવાઈ ગઈ.

૧૮૪૧માં બો. બ્રા. રો. એ. સો નું જર્નલ પ્રકટ થવા માંડયું. તેના ૧લા જ પુસ્તકમાં લે. ગ્રાન્ડ જેકબે પાલીતાણા અને અશોકના લેખ પ્રકટ કર્યા[૮] આ જ પુસ્તકમાં પ્રથમ હિન્દી વિદ્વાન રા. બાલ ગંગાધર શાસ્ત્રીનો લેખ પ્રકટ થયો; મારા અભ્યાસ મુજબ 'એશિયાટીક જર્નલો'માં આ ૧ લો હિન્દી વિદ્વાનનો લેખ છે, જે લખવાનું માન રા. બાલ ગંગાધર શાસ્ત્રીને છે: જેણે ચૌલુકય બદામીની ગુજરાતશાખાનો પરિચય કરાવતો નાગવર્ધનનો તામ્રલેખ પ્રકટ કરી, તેની વંશાવળી આપી.[૯] ઈ, સ. ૧૮૪૪માં મિ. વાથને ( wathen ) કર્નલ ટોડે પ્રકટ કરેલ શ્રીધર' પ્રશસ્તિ'ને પુનઃ તપાસી, પ્રકટ કરી.[૧૦] પરન્તુ તેમાં ઇતિહાસ કરતાં અનુમાનો અને અટકળો વિશેષ છે.

આમ ૧૮૨૨થી ૧૮૫૪ સુધી ગુજરાતના પ્રકટ થએલા ઉત્કીર્ણ લેખો ગુજરાતના ઇતિહાસ પર નહીં જેવો જ પ્રકાશ નાંખે છે. પરંતુ આમાં એક વાત ચોક્કસ એ હતી કે, આ પુરાવિદોએ પુષ્કળ ખંત લઈ, આ માર્ગને ધોરી બનાવવા જે પગદંડી પાડવા પ્રયત્ન કર્યો હતો તેમાં તેઓ સફળ થયા હતા.

## ( ૨ )
## ૧૮૫૪ થી ૧૮૮૮ પંડિત ભગવાનલાલ

ગુજરાતનો ૨જો દવર ઘણો જ શાનપૂર્વક શરૂ થયો. ડૉ. કે. પી. જયસ્વાલના શબ્દોમાં હિન્દી વિદ્વત્તાનો પાયો આ જ સમયે પડયો.[૧૧] અને એનું માન ગુજરાતી અને મહારાષ્ટ્રી ખાટી ગયા, એટલે કે ડૉ. ભાઉ દાજી અને ડૉ. ભગવાનલાલ ઇન્દ્રજી. ડૉ. ભગવાનલાલને ૧૫ વરસની વયમાં કર્નલ લેંગ તરફથી મિ. જેમ્સ પ્રિન્સેપે તૈયાર કરેલ હિન્દની સૌથી પ્રાચીન અશોક-કાલીન લિપિના પાનાની નકલ મળે છે, અને ગુજરાતનો સંશોધન-શોખ જાગી ઉઠે છે. પ્રાચીન લિપિના ઉકેલની શરૂઆત ડૉ. ભગવાનલાલ ક્ષત્રપ રૂદ્રદામનના શિલાલેખથી કરે છે.

૧૮૫૬માં જ્યારે ગુજરાતના ઉત્કીર્ણ લેખોનો અભ્યાસ ખીલતો હતો, ત્યારે મિ. એલેક-ઝાન્ડર કિન્લોક ફોર્બસ પોતાના સંશોધન ફળરૂપ 'રાસમાળા' પ્રકટ કરે છે. આથી ગુજરાતના શિલાલેખો અને તામ્રલેખો ઉકેલનારને પુષ્કળ માહિતી મળે છે. ડૉ. ભગવાનલાલ ૧૮૬૦ સુધીમાં તો ગિરનારના શિલાલેખો ઉકેલી જ નાંખતા નથી, પણ તે ઉપરાંત પ્રાચીન લિપિનો અભ્યાસ

---

૬. ટોડ ટ્રાવેલ્સ ઇન વેસ્ટર્ન ઇન્ડિયા, પા. ૫૨૩

૭. જ. એ. સો. બં. વો. ૮ પાનું ૨૯૨

૭અ. જર્નલ ઓફ રોયલ એશિયાટિક સોસાયટી લંડન વો. ૫મું પા. ૩૪૩

૮. જ. બો. બ્રા. રો. એ. સો. વો. ૧લું, પા. ૫૬ ૨૫૬ વો. ૨જું પા. ૪૧૦

૯. ,, ,, ,, ,, પા ૪

૧૦. ,, ,, ,, ,, પા. ૧૬

૧૧ ૭મી ઓ. કોન્ફરન્સના પ્રમુખનું ભાષણ

કરી લે છે, જેમાં એમને પૂર્વના પુરાવિદોની ત્રુટિઓ જણાઈ આવે છે, અને પોતે સાચી બારાક્ષરી ગોઠવે છે. આ જ મહેનતના કારણે કર્નલ લેંગ, તેમને નાનો પુરાવિદ્ કહે છે. વળી તે ગિ. એ. કે. ફાર્બસ, એમને ડૉ. ભાઉ દાજીના સંસર્ગમાં લાવે છે.[૧૨]

ડૉ. ભાઉ દાજી; ડૉ ભગવાનલાલના સંબંધથી ૧૮૬૨ માં રૂદ્રદામન અને સ્કંદગુપ્તના શિલાલેખોના ઉકેલ સાથે વલ્લભીના ઇતિહાસ પર પ્રકાશ નાંખે છે. પ્રથમ વાર એ લેખોમાં આવેલાં શુદ્ધ નામો રજુ થાય છે.[૧૩] આ જ વરસમાં ડૉ. એફ. ઈ. હોલે, ગ્વાલિયરના ૩ શિલાલેખો પ્રકટ કર્યા, જેમાં એક કુમારપાલનો, એક અજયપાલનો અને એક અજ્ઞાતનો છે. આમ પ્રથમ ચૌલુક્યના તામ્રલેખ પ્રકટ કરવાનું માન ડૉ. એફ. ઈ. હોલને છે. આ વરસમાં સર કનિંગહામની વિનંતિને સ્વીકારી હિન્દી સરકારે ઈ. સ. ૧૮૬૦માં પુરાતત્ત્વાન્વેષણ ખાતાની સ્થાપના કરી અને તેના મુખ્ય અધિકારી તરીકે ઈ. સ ૧૮૬૨માં સર કનિંગહામની જ વરણી કરી. ૧૮૬૮માં ડૉ. ભાઉ દાજીએ મહાક્ષત્રપ રૂદ્રસેનનો જસદણનો લેખ પ્રકટ કરી, તેની વંશાવળીમાં એક સાંકળ વધારી.[૧૪]

ગુજરાતમાં હવે ધીરે ધીરે સંશોધનશોખ જાગતો ગયો. આચાર્ય વલ્લભજી હરિદત્ત,[૧૫] રા. ગિરજાશંકર સામળજી, આઝમ વજેશંકર ગૌરીશંકર ઓઝા, કર્નલ વૉટ્સનની સાથે કાઠિયાવાડમાં આ પ્રવૃત્તિને બળ આપવા આગળ આવ્યા, અને પ્રાચીન વસ્તુઓનો સંગ્રહ કરવા લાગ્યા. પરંતુ ઈ. સ. ૧૮૭૨ સુધી તેનો કોઇ લેખિત ફાળો રજુ થયો નહીં. ઈ. સ. ૧૮૭૨ માં ડૉ બર્જેસે 'ઇન્ડિયન એન્ટીકવરી' નામનું પુરાતત્ત્વનું માસિક પ્રકટ કર્યું અને પુરાવિદોની ગુજરાતના ઇતિહાસ તરફ દૃષ્ટિ મંડાઈ અને તેની પહેલ સર રામકૃષ્ણ ભાંડારકરે કરી. તેમણે પ્રથમ વાર વલ્લભીના મૈત્રકવંશનો પરિચય કરાવતા ૩ તામ્રલેખો પ્રકટ કર્યા, જેમાં એક ૧ લા શિલાદિત્યનો અને ૨ ધરસેન ૪ થાના હતા,[૧૬] જેમાં મૈત્રક વંશપર સારો પ્રકાશ નાંખવામાં આવ્યો છે.

૧૮૭૩ માં પશ્ચિમ હિન્દનું પુરાતત્ત્વાન્વેષણખાતું અલગ કરવામાં આવ્યું અને તેના વડા તરીકે ડૉ. બર્જેસ નિમાયા. આ વરસના ઇન્ડિયન એન્ટીકવરીમાં ડૉ બુલરનો પ્રથમ નિબંધ પ્રકટ થયો, જેમાં ક્ષત્રપ રૂદ્રસિંહનો જૂનાગઢનો શિલાલેખ રજુ કરવામાં આવ્યો હતો, જેની નકલ અને અક્ષરાન્તર પૂરૂં પાડવાનું કામ આચાર્ય વલ્લભજી હરિદત્તે કર્યું હતું.[૧૭] આમ ડૉ. બુલરે ક્ષત્રપના લેખથી પોતાના ગુજરાતના અભ્યાસની શરૂઆત કરી.

૧૮૭૪ માં પશ્ચિમ હિન્દના પુરાતત્ત્વાન્વેષણ ખાતાનો પ્રથમ અહેવાલ બહાર પડયો. પરન્તુ તેનો સંબંધ આપણા ગુજરાત સાથે નથી. આ જ વરસે હિન્દના મહાન પુરાવિદ્ ડૉ. ભાઉ દાજીનું મુંબઈમાં અવસાન થયું. અને ગુજરાતી–મહારાષ્ટ્રી સંશોધનનું કામ કરતી

---

૧૨ (જુઓ વધુ માહિતી માટે) શ્રી. ફા. ગુ. સભા 'ત્રૈમાસિક'' પુ. ૪થું, અંક ૪થામાં મારો ડૉ. ભગવાનલાલનો નિબંધ.

૧૩ જ. બો. બ્રા. રૉ. એ સો. વો. ૭ પા. ૧૧૩

૧૪ ,, ,, વો. ૮ પા. ૨૩૬

૧૫ આચાર્ય વલ્લભજીએ સંશોધનના વિષયમા પુષ્કળ ફાળો આપ્યો છે, પરંતુ તેની ઘટતી નોંધો હું મેળવી શકયો નથી.

૧૬ ઇન્ડિયન એન્ટીકવરી વો. ૧ લુ. પા. ૧૪, ૪૧.

૧૭ ,, ,, ,, ૨ જું પા. ૧૪૦.

જોડી તૂટી ગઈ. ૧૮૭૫ માં રા. વિશ્વનાથ માંડલિકે વલ્લભીના ૩ તામ્રલેખ પ્રકટ કરી, પ્રથમ વાર ૫મા શિલાદિત્ય પર પ્રકાશ નાંખ્યો હતો.[૧૮] જ્યારે ડૉ. બુલરે મૈત્રકવંશના બે નવા રાજાઓના એટલે ધરસેન ૧લો અને ગુહસેનનો પરિચય આપતા તામ્રલેખો પ્રકટ કર્યાહતા.[૧૯]

૧૮૭૬માં પશ્ચિમ હિન્દનો પુરાતત્ત્વાન્વેષણનો બીજો અહેવાલ પ્રકટ થયો, જે કચ્છ અને કાઠિયાવાડનો હતો. ગુજરાતના સંશોધનક્ષેત્રમાં સૌથી પ્રથમ આ જ પુસ્તકાકારે પ્રકટ થએલો ગ્રંથ છે, જેમાં આ જ પૂર્વે પ્રકટ થએલા લેખોને પુનઃ તપાસી પ્રકટ કરવામાં આવ્યા હતા, એટલું જ નહીં પણ અપ્રકટ લેખો પણ આપવામાં આવ્યા હતા, જેમાં એક ક્ષત્રપવંશનો પણ છે, જે ઐતિહાસિક દૃષ્ટિએ વિશેષ મૂલ્યવાન નથી. આ જ વરસમાં ડૉ. બુલરે લગભગ પાંચ તામ્રલેખો 'ઇન્ડિયન એન્ટીકવરી'માં પ્રકટ કર્યા.[૨૦] જેમાં ૩ મૈત્રકવંશના હતા, તેમાં ગુહસેન પર વધુ પ્રકાશ નાંખવામાં આવ્યો હતો અને ધ્રુવસેન ૧લા અને ૩જા શિલાદિત્યનો તામ્રલેખ વાટે પ્રથમ પરિચય આપવામાં આવ્યો હતો, જ્યારે બાકીના બે તામ્રલેખથી રાષ્ટ્રકૂટના ગોવિન્દ ૩જા પર વધુ પ્રકાશ અને ભરૂચના ગુર્જરોનો પ્રથમ પરિચય જયભટ્ટ ૩જાથી કરાવ્યો હતો.

ડૉ. બુલરે હવે ગુજરાતના ઇતિહાસ તરફ લક્ષ આપવા માંડ્યું, અને આના બીજે જ વરસે એટલે ઈ. સ. ૧૮૭૭ 'ઇન્ડિયન એન્ટીકવરી'માં લગભગ ગુજરાતને લગતા ૧૦ લેખો પ્રકટ કર્યા;[૨૧] જેમાં રાજા વિસલદેવનો પ્રથમ પરિચય છે, જ્યારે રાષ્ટ્રકૂટ ૩જા ગોવિન્દના એક વધુ તામ્રલેખે પ્રકાશ નાંખી, એની વધુ વિગતો રજુ કરી છે, અને મૈત્રકવંશના ૩ તામ્રલેખ પ્રકટ કરી, ત્રણ નવા રાજાઓ એટલે ધરસેન ૨જો, ધ્રુવસેન ૨જો અને ૬ઠ્ઠા શિલાદિત્યનો પરિચય કરાવ્યો; બાકીના ૫ લેખો ચૌલુક્યના છે, જેમાં ભીમદેવ ૨જાના બે લેખ પ્રકટ કરી વધુ પ્રકાશ નાંખ્યો, જ્યારે મૂલરાજ અને ભીમદેવ ૧લાનો પ્રથમ પરિચય તામ્રલેખ દ્વારા કરાવ્યો છે.

૧૮૭૮માં ડૉ. ફ્લીટે પ્રથમ વાર 'ઇન્ડિયન એન્ટીકવરી'માં દેખાવ આપ્યો અને ચૌલુક્ય બદામી વિજયરાજનો પરિચય કરાવતાં નવસારીની શાખાના ઇતિહાસ પર વધુ પ્રકાશ નાંખ્યો.[૨૨] ડૉ. બુલરે આ વરસે પણ સાત તામ્રલેખ પ્રકટ કરી, ગુજરાતના ઇતિહાસને ઓર પ્રકાશિત કર્યો,[૨૩] જેમાં એક ભરૂચના ગુર્જર દદ્દ બીજાનો હતો, જે બનાવટી સાબિત થયો, અને ૬ મૈત્રકવંશના તામ્રલેખ હતા, જેમાં ગુહસેનનો એક ધરસેન ૨જાના બે અને ધરસેન ૪થાના એકથી પ્રકટ થએલા લેખોમાં આ લેખોથી વધુ પ્રકાશ નાંખ્યો, જ્યારે ખરગ્રહ અને શિલાદિત્ય ૭માનો પ્રથમ વાર તામ્રલેખથી પરિચય કરાવ્યો. આ સમયમાં સૌથી મૂલ્યવાન લેખ તો, ડૉ. ભગવાનલાલનો હતો, જેમાં મહાક્ષત્રપ રૂદ્રદામનનો લેખ પુનઃ તપાસ સાથે રજુ કરવામાં આવ્યો હતો,[૨૪] એટલુંજ નહીં, એ સમય પૂર્વે પ્રકટ થએલા

---

૧૮ જ. બો. બ્રા. રો. એ. સો. વો. ૧૧ પા. ૩૩૫

૧૯ ઇન્ડિયન એન્ટીકવરી વો. ૪ પા. ૧૦૪, ૧૭૪.

૨૦ ઇન્ડિયન એન્ટીકવરી વો. ૫ પાનું ૨૦૪, ૨૦૬, ૨૦૭, ૧૦૯, ૧૪૪,

૨૧ ,, ,, વો. ૬ ,, ૨૧૦, ૫૯, ૯, ૧૨, ૧૮૦, ૧૯૩, ૧૯૪, ૨૦૫, ૨૦૬, ૨૦૮,

૨૨ ,, ,, વો. ૭ ,, ૬૧, ૬૬, ૬૮, ૭૦, ૭૩, ૫૬, ૭૯,

૨૩ ,, ,, વો. ૭ ,, ૨૪૧.

૨૪ ,, ,, વો. ૭ ,, ૨૫૭.

આના પાઠો કેટલા અશુદ્ધ છે તે તરફ લક્ષ દોરવામાં આવ્યું હતું, અને આ સમય પૂર્વે **સર** કનિંગહામે સંપાદિત કરેલા 'કોરપ્સ ઈન્સ્ક્રીપશ્યોનમ ઇન્ડિકામ'માં ગુજરાતના આ શિલાલેખો માટે આપેલી લીથો નકલ પર ઘટતી સૂચનાઓ અને ટીકા કરી હતી; અને તેમાં રહેલી અપૂર્ણતા દાખવી આપી હતી.

૧૮૭૯ માં માત્ર મિ. **જે. એફ.** ફ્લીટનો ધરસેન રાજાનો તામ્રલેખ પ્રકટ થયો;[૨૫] જેમાં આ પૂર્વે એના પ્રકટ થએલાં પતરાંઓને ઓર પ્રકાશ મળ્યો. ૧૮૮૦માં પ્રથમ વાર 'ઈન્ડિયન એન્ટીકવરી' સાથે ગુજરાતી માસિક 'બુદ્ધિપ્રકાશ' માં ઉત્કીર્ણ લેખો પ્રકટ થવા માંડ્યા, અને તેમાં પ્રથમ શિલાલેખો પ્રકટ કરવાનું માન ડૉ. હરિલાલ હર્ષદરાય **ધ્રુવને** છે. ડૉ. હરિલાલે પ્રકટ કરેલા લેખોમાં "કર્ણાવતીનો ખંડિત શિલાલેખ" અને બીજો **દોહદ** જયસિહ દેવનો શિલાલેખ છે." આમ ડૉ૦ હરિલાલે પ્રથમ કર્ણદેવ અને **સિદ્ધરાજ** જયસિંહનો પરિચય ઉત્કીર્ણ લેખદ્વારા કરાવ્યો છે,[૨૬] જ્યારે મિ. **જે. એફ.** ફ્લીટે રા. **બાલ** ગંગાધર **શાસ્ત્રીએ** પ્રકટ કરેલો **નાગવર્ધનનો** લેખ પુનઃ તપાસી પ્રકટ કર્યો,[૨૭] અને **ડૉ૦ બુલરે** ૧ લા શિલાદિત્યનું એક વધુ તામ્રપત્ર પ્રકટ કરી, **મૈત્રકવંશ** પર પ્રકાશ નાખ્યો.[૨૮]

૧૮૮૧ માં **ભાવનગર** રાજ્યે પણ હિન્દી સરકારને અનુસરી, પુરાતત્ત્વાન્વેષણ ખાતું આઝમ **વજેશંકર** ગૌરીશંકર **ઓઝાના** હાથ તળે સ્થાપ્યું. આ સંશોધનખાતાને અસ્તિત્વમાં લાવવામાં કર્નલ **વૉટ્સનનો** મુખ્ય હાથ હતો અને એ અંગે સાહિત્ય એકઠું કરવા રા. ગિરજાશંકર **શામળજીને** રોકવામાં આવ્યા, જેના પ્રવાસોનું ઉત્તમ ફળ આપણે આગળ જોઈશું. આ જ વરસમાં **બરલીનમાં** મળેલી ૨જી 'ઇન્ટર નેશનલ ઓરિએન્ટલ કોંગ્રેસ ઓફ ધી ઓરિઅન્ટાલિસ્ટ' માં પ્રથમ હિન્દીને સરકાર તરફથી જવાનું માન મળ્યું, અને તે માન ગુજરાતી વિદ્વાન રા. **શ્યામકૃષ્ણ** વર્મા એમ. એ. ખાટી ગયા. આ વરસે પ્રકટ થએલા ઉત્કીર્ણ લેખોના નિબંધોમાં બે ડૉ. **જી.** બુલરના હતા, જેમાં એકમાં **ગુદામાના મહાક્ષત્રપ રૂદ્રસિંહના** લેખથી **ક્ષત્રપવંશ** પર પ્રકાશ નાંખવામાં આવ્યો હતો,[૨૯] જ્યારે ધરસેન રજાનો તામ્રલેખ હતો, જેને ડૉ૦ **ભાઉ દાજીએ** બનાવટી છે, એમ દાખવ્યું હતું. આ જ વરસમાં ડૉ૦ હરિલાલ હર્ષદરાય ધ્રુવે **ચાવડાવંશનું વનરાજનું** તામ્રપત્ર પ્રકટ કર્યું હતું.[૩૦] આજસુધી **ચાવડાવંશનું** કોઈ તામ્રપત્ર જડેલું ન હોવાથી પુરાવિદોનું એ તરફ ધ્યાન દોરાયું, પરંતુ પાછળથી એ તામ્રલેખ બનાવટી છે એમ પુરવાર થયું છે. ડૉ. ધ્રુવે બીજો નિબંધ, **દોહદનો સિદ્ધરાજનો** લેખ, 'બુદ્ધિપ્રકાશ'માં પ્રકટ કર્યો, અને તેનો અંગ્રેજી અનુવાદ ઈ. એ. માં પ્રકટ કર્યો.[૩૦અ] આ વરસે ડૉ. **ભગવાનલાલે** પુનઃ અશોકનો ગિરનારનો લેખ

---

૨૫ ઇ. એ. વો. ૮ પા. ૩૦૧.

૨૬ બુદ્ધિપ્રકાશ. ૧૮૮૦ જુલાઈ

૨૭ ઇ. એ. વો. ૯ પા. ૧૨૩

૨૮ ,, વો. ૯ પા. ૨૩૭

૨૯ ,, વો. પા ૧૫૭, ૨૭૮

૩૦ બુદ્ધિપ્રકાશ ૧૮૮૧–૨

૩૦અ. ઇ. એ. વો. ૧૦ પા. ૧૫૯

બીજા લેખો સાથે પ્રકટ કર્યો અને સર કનિંગહામનો બહાર પડેલો ગ્રંથ 'કોરપ્સ ઇન્સ્ક્રીપસ્યોનમ ઇન્ડીકારમ''માં એની અપાયલી લીથો પ્રત હજી સંશોધન માગે છે, એવું જણાવ્યું.[૩૧]

૧૮૮૨ માં સૌથી અગત્યની બાબત મુંબઇ પાસેના સોપારાનું ખનન છે. ગુજરાતને આરે આ પ્રથમ ખોદકામ હતું, બલ્કે પશ્ચિમ હિન્દમાં ૧ લું ખનન હતું, જેમાં ડૉ૦ ભગવાનલાલને પૂરતો યશ મળ્યો હતો. અહીં તેમણે બુધ્ધનો સ્તૂપ જ શોધી કાઢ્યો નહીં, પરન્તુ એની સાથે અશોકનો શિલાલેખ શોધી કાઢ્યો, જે ખંડિત થઈ ગયો હતો. માત્ર ૮ મી આજ્ઞા બાકી હતી. આ વિષયમાં એમણે એક મૂલ્યવાન નિબંધ 'સોપારા અને પડણમાં રહેલા પ્રાચીન અવશેષો'ના શિલાલેખ હેઠળ રજુ કર્યો હતો.[૩૨] હવે ડૉ હરિલાલ હર્ષદરાય ધ્રુવ પણ પુરાતત્ત્વમાં ખુબ ભાગ લેવા લાગ્યા. તેમણે 'જયસિંહદેવનો સમય-નિર્ણય-કાળ' નામનો નિબંધ ગુજરાતીમાં લખ્યો હતો.[૩૩] રાજા વિસલદેવની કવિ નાનાકપ્રશસ્તિ ગુજરાતી અંગ્રેજી બન્ને માસિકોમાં પ્રકટ કરી,[૩૪] અને સાથે જ રાજા ત્રિલોચનપાલનનો પ્રથમ પરિચય કરાવતો તામ્રલેખ 'ઇન્ડિયન એન્ટીકવરી'માં પ્રકટ કર્યો.[૩૫] એ સમયે ડૉ. જી. બુલરે એક વધુ મૈત્રકવંશી રાજા શિલાદિત્યનો તામ્રલેખ પ્રકટ કર્યો અને મિ. જે. એફ. ફ્લીટે મિ. એચ. એચ. વોથને રાષ્ટ્રકૂટવંશી રાજા ગોવિન્દનું જે દાન પ્રકટ કર્યું હતું તે પુનઃ અવલોકી પ્રકટ કર્યું.[૩૬]

૧૮૮૩માં ડૉ જી. બુલરે રાષ્ટ્રરાજા ધ્રુવ રાજાનો પ્રથમ વાર તામ્રલેખ પ્રકટ કરી પરિચય આપ્યો.[૩૭] જ્યારે મિ. ફ્લીટે પણ એ જ વંશના કર્ક-રાજાનો અને ગોવિન્દ પમાનો પ્રથમ વાર તામ્રલેખથી પરિચય આપી, રાષ્ટ્રકૂટની ગુજરાતની સત્તાના ઈતિહાસમાં એક કડી વધારી.[૩૮]

૧૮૮૪માં ગુજરાતનો સંશોધનનો ઇતિહાસ બીજા નવા આંગ્લ અભ્યાસીઓના પરિચયમાં આવ્યો, અને તે પ્રો. ઈ. હુલ્સ અને મિ. કાર્ટેલીરી છે. પ્રો. હુલ્સે અંકુલેશ્વર કૃષ્ણ બીજાનો તામ્રલેખ પ્રકટ કરી, પ્રથમ પરિચય કરાવી, મૈત્રકવંશ પર ઓર પ્રકાશ નાંખ્યો. જ્યારે મિ. ડબલ્યુ કાર્ટેલીરીએ પ્રો. એચ. એચ. વીલસને પ્રકટ કરેલા ર જા ભીમદેવના લેખને પુનઃ તપાસી પ્રકટ કર્યો.[૩૯] ડૉ. ભગવાનલાલે જયભટ્ટ રાજાનો તામ્રલેખ પ્રથમ વાર પ્રકટ કરી, ભરૂચના ગુર્જરવંશ પર પ્રકાશ નાંખ્યો,[૪૦] ત્યારે મિ. ફ્લીટે દદ્દ બીજાના ૩ લેખો પ્રકટ કરી, ભરૂચના ગુર્જરો વિષે પુષ્કળ માહિતીઓ આપી.[૪૧]

---

૩૧ ઇ. એ. વો ૧૦. મુ પા. ૧૦૫
૩૨ જ. બો. બ્રા. રો. એ. સો. વો.
૩૩. બુદ્ધિપ્રકાશ ૧૮૮૨
૩૪. ઇ. એ. વો. ૧૧ મું પા.
૩૫. ,, વો. ૧૧ મું પા.
૩૬. ,, વો. ૧૧ મું પા. ૧૫૬. ૨૪૭
૩૭. ,, વો. ૧૨ મું પા. ૧૭૯.
૩૮. ,, વો. ૧૨ મું. પ.. ૨૪૭.
૩૯. ઇ. એ વો. ૧૩ પા.
૪૦. ,, ,, વો. ૧૩ પા. ૭૭
૪૧. ,, ,, વો. ૧૩ પા. ૮૧, ૮૮

૧૮૮૫માં સૌથી મૂલ્યવાન નોંધ 'ભાવનગર પ્રાચીન શોધસંગ્રહ' ભાગ ૧લાની છે, જેને પ્રકટ કરવાનું માન ભાવનગરના પુરાતત્ત્વાન્વેષણ ખાતાને અને **આ**ઝમ **વ**જેશંકર **ગૌ**રીશંકર **ઓ**ઝાને છે. આ મૂલ્યવાન ગ્રંથમાં ૨૪૭ પ્રાકૃત-સંસ્કૃત લેખોની અને ૫૭ અરબી ફારસી શિલાલેખોની યાદી અપાઈ છે, જેમાંથી નીચલા નવ લેખોની નકલનું લિપિયાન્તર અને ભાષાન્તર; અંગ્રેજી તથા ગુજરાતીમાં આપવામાં આવ્યું છે. બાકીના ૨૯૫ લેખની વિસ્તારપૂર્વક યાદી આપવામાં આવી છે.

(૧) ઈ. સ. ૧૧૪૬નો માંગરોળની સોઢડી વાવનો શિલાલેખ, (૨) ઇ. સ. ૯૭૨નો મેવાડના ચંપાબાગ પાસેની હસ્તમાતાના મંદિરના પગથિયાનો શિલાલેખ, (૩) ઈ. સ. ૯૫૪ મેવાડ ઉદેપુરના સારણેશ્વર મહાદેવના મંદિરનો શિલાલેખ, (૪) ઈ. સ. ૧૨૮૬માં આબુ પરના અચળગઢ ગામની પાસે અચળેશ્વર મહાદેવના મંદિરની પાસે મઠ છે તેનો શિલાલેખ, (૫) મારવાડના સાદડા ગામ પાસેના રાણકપુરજીના જૈન મંદિરના સ્તંભ પરનો લેખ, (૬) ૧૬૭૬ કાંકરોલી ગામના રાયસાગર તળાવ પરનો લેખ, (૭) ઈ. સ. ૧૫૮૧નો નાડલાઈ ગામના આદિનાથ જૈન મંદિરના સ્થંભ પરનો લેખ (૮) ઈ. સ. ૧૪૪૪નો મહુવા બંદરનો લક્ષ્મીનારાયણના મંદિરનો લેખ.

આ જ વરસમાં **ડૉ. ભ**ગવાનલાલે ચાર તામ્રલેખો પ્રકટ કર્યા. એમાંના એકથી પ્રથમ વાર **ત્રૈકૂટ**વંશનો પરિચય **દ્ર**હસેનના તામ્રલેખથી ગુજરાતને આપ્યો, જ્યારે **રાષ્ટ્રકૂટ**વંશના એક નવા રાજા કક્ક રજાનો તામ્રલેખથી ઉલ્લેખ કર્યો અને બાકીના બેમાં **ચૌલુક્ય બ**દામીની ગુર્જર શાખા પર **શ્ર્યાશ્રય શિલાદિત્ય** અને **મં**ગલરાજના તામ્રલેખથી પ્રકાશ નાંખવામાં આવ્યો છે.[૪૨] જ્યારે પ્રો. ઇ. હુલ્સે **રાષ્ટ્રકૂટ**વંશી **ધ્રુવ** ૨ જાનું એક વધુ તામ્રપત્ર પ્રકટ કરી, એ વખતની વિશેષ તારીખ નોંધાવી છે.[૪૩]

૧૮૮૭માં **પ્રથમ** વાર **આ**ઝમ **વ**જેશંકર **ઓ**ઝાનો લેખ વિએનાના ઓરિએન્ટલ જર્નલમાં પ્રકટ થયો, જેમાં તામ્રલેખથી ૩જા **શિલાદિત્ય** પર પ્રકાશ નાખવામાં આવ્યો હતો.[૪૪] આ જ વરસમાં ડૉ. **ભ**ગવાનલાલે ૭મી 'ઇન્ટરનેશનલ કોંગ્રેસ ઓફ ધી ઓરિએન્ટાલિસ્ટ'માં મોકલાવેલો નિબંધ પ્રકટ થયો, જેમાં **ચૌલુક્ય બ**દામીની ગુર્જર શાખા પર **અવનિજનાશ્રય પુલકેશી** અને **શ્ર્યાશ્રય શિલાદિત્ય**થી પ્રકાશ નાંખવામાં આવ્યો છે.

૧૮૮૮માં હિન્દના મહાન લેખક ડૉ. **ભ**ગવાનલાલનું અવસાન. એની સાથે ઉત્કીર્ણ લેખોનો બીજો શાનવંતો દાયકો પૂરો થયો.

૧૮૨૮થી ૧૮૮૭ એટલે પૂરા ૭ દાયકાની સંશોધનસેવા તેનો સ્પષ્ટ નહીં, તો ઝાંખો પરિચય આપવો જરૂરી છે, જેથી એ પછીના યુગમાં થએલા સંશોધને ઈતિહાસ પર શો પ્રકાશ નાંખ્યો છે તેનું ભાન થાય. અત્યાર સુધીમાં પ્રકટ થએલા અને કેટલાક અપ્રકટ ઉત્કીર્ણ લેખોના નિચોડરૂપ ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ છે, જે ડૉ. **ભ**ગવાનલાલે લખ્યો છે. આપણા ગુજરાતનો પ્રાચીન ઈતિહાસ ડૉ. **ભ**ગવાનલાલે ૧૮૮૭ સુધીમાં મળ્યાં તે

---

૪૨. જ. બો. બ્રા. રો. એ. સો. વો ૧૬ પા. ૩૪૬, ૧૦૫, ૧, ૫

૪૩. ઇ. એ. વો. ૧૪ પા. ૧૯૬

૪૪. વી. ઓ. જ. વો. ૧ લું પા. ૨૫૧

૪૫. ૭મી ઇ. ઓ. કો. ઓ. ફી. આર્યન સેક્શન પા. ૨૩૦.

સાધનોથી તૈયાર કર્યો (જેને પુનઃ તપાસી મિ. એ. એમ. ટી. જેક્સને ૧૮૯૬માં પ્રકટ થએલા 'બોમ્બે ગેઝેટીઅર' પુસ્તક ૧લું ભાગ ૧લામાં પ્રકટ કર્યો) છે. અને ઇતિહાસ તેજ કહેવાય, કે જેમાં જડતાં સઘળાં સાધનો પરથી ભૂતકાળનું અને તેટલું સાચું ચિત્ર દાખવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હોય. સાથે જ એની પણ જરૂર છે કે જે જે સામગ્રીથી ભૂતકાળનો ઇતિહાસ ઘડવામાં આવ્યો હોય, તે સામગ્રી ઇતિહાસ માટે કેટલી મૂલ્યવાન છે, અને ઇતિહાસમાં એનો શો ફાળો છે, એ દૃષ્ટિએ તેનો પણ ઇતિહાસ તારવવો જરૂરી છે. છેલ્લા ૭ દાયકામાં ઉત્કીર્ણ લેખોએ ઇતિહાસમાં શો ભાગ ભજવ્યો છે, તેનું ઝાંખું ચિત્ર ઐતિહાસિક દૃષ્ટિએ (ભૌગોલિક નહીં) રજુ કરૂં છું.

છેલ્લા ૭ દાયકામાં આપણે ઉત્કીર્ણ લેખોના પરિચયમાં આવ્યા, તેમાં સૌથી પ્રાચીન અશોકના શિલાલેખો છે. તેના પર કોઈ તારીખનો ઉલ્લેખ નથી, છતાં તેની જૂનાગઢ અને સોપારાની આજ્ઞાઓ દાખવી આપે છે કે સારા ય ગુજરાત પર મહારાજાધિરાજ અશોકની આણ હતી. એ પછીના મળેલા શિલાલેખો અને તામ્રલેખોમાં આપણને પુષ્કળ વાતો જાણવા મળે છે. ખાસ કરીને રાજવ્યવસ્થા, તેના અધિકારીઓના હોદ્દાનું ભાન કરાવતા શબ્દો, એ સિવાય તેમની વિજયનોંધો, વંશાવળી, ધાર્મિક અને સાસારિક હકીકતો સાથે એ સમયની ભૂગોળનું પણ જ્ઞાન થાય છે.

અશોકના શિલાલેખો પછી લગભગ ૪૦૦ વરસે એ જ પત્થર પર રૂદ્રદામનના સૂબા સુવિશાખે લેખ કોતરાવ્યો છે. આ ૪૦૦ વરસના વચગાળાના સમય પર પ્રકાશ નાંખે એવો કોઈ લેખ જડયો નથી. આજ સુધીના જડેલા બધા ય ઉત્કીર્ણ લેખોમાં આ લેખ અતિ મૂલ્યવાન છે. અશોકના શિલાલેખોમાં મૌર્યવંશ માટે તે પ્રકાશ જડતો નથી, જે ચારસો વરસ પછી રૂદ્રદામનનો શિલાલેખ આપે છે. આ મૂલ્યવાન લેખ રૂદ્રદામના સુરાષ્ટ્ર અને આનર્તના સૂબા પલ્હવવંશી કુલૈપના પુત્ર સુવિશાખે સુદર્શન તળાવના તૂટેલા બંધને ફરી બંધાવ્યો, તેની યાદમાં ઈ. સ. ૧૫૦માં કોતરાવ્યો છે. સુદર્શન તળાવનો ઇતિહાસ આપતાં જણાવે છે કે "આ તે સુદર્શન તળાવ છે જે મૌર્યરાજા ચંદ્રગુપ્તના પ્રાંતિક સૂબા વૈશ્યગુપ્તથી રચાયેલ મૌર્યરાજા અશોકને માટે રાજ્ય કરતાં યવનરાજા તુષાસ્ફથી પ્રણાલિકાવડે શણગારાયેલ અને રાજાને લાયક ઢબથી બંધાયેલ." સુવિશાખે રજુ કરેલો આ ઇતિહાસ આપણને એક વધુ કલ્પના કરવાની તક આપે છે, કે રૂદ્રદામનના યુગમાં મૌર્યવંશનો ઇતિહાસ સજીવ હતો. આ ઉપરાંત રૂદ્રદામનની વશાવળી રજુ કરે છે; જેમાં રૂદ્રદામનને 'ચષ્ટનના પૌત્ર(જયદામન)ના પુત્ર રાજા મહાક્ષત્રપ રૂદ્રદામન.' એ પછીના જડેલા બીજા ૪ ક્ષત્રપલેખો આટલા મૂલ્યવાન નથી, જેમાં ગુન્દામાનો ઈ. સ. ૧૮૧નો, ગઢનો ઈ. સ. ૨૦૫નો, જૂનાગઢનો બીજો તારીખ વગરનો અને મૂલવાસરનો ઈ. સ. ૩૧૦નો છે, જેમાં આ તારીખો ઉપરાંત નીચલી વંશાવળીથી વધુ આપવામાં આવ્યું નથી. "સ્વામી ચષ્ટનના પુત્રના પ્રપૌત્ર ક્ષત્રપ સ્વામી જયદામનના પુત્રના પૌત્ર ભદ્રમુખ નૃપ મહાક્ષત્રપ સ્વામી રૂદ્રદામનના પૌત્ર ભદ્રમુખ નૃપ મહાક્ષત્રપ સ્વામી રૂદ્રસિંહના પુત્ર નૃપ મહાક્ષત્રપ સ્વામી રૂદ્રસેન". ક્ષત્રપકુલના ૧૬૦ વરસના ઇતિહાસમાં આનાથી વિશેષ પ્રકાશ શિલાલેખો આપતા નથી.

આ પછી લગભગ ૧૪૭ વરસે લખાયલા બે લેખો જડયા છે, જેમાં એક ગિરિનારનો સ્કંદગુપ્તનો શિલાલેખ છે, જ્યારે બીજો દ્રહસેનનો તામ્રલેખ છે. સ્કંદગુપ્તનો શિલાલેખ

ઈ. સ. ૪૫૭માં તેના સુરાષ્ટ્રના સૂબા પર્ણદત્તે સુદર્શન તળાવના બીજા સમારકામની યાદમાં એ જ પ્રાચીન લેખોની બાજુમાં કોતરાવ્યો છે; પરંતુ આ લેખ સુવિશાખ જેટલો ઐતિહાસિક નથી. કદાચ એમ પણ હોય કે રૂદ્રદામનના લેખની બાજુમાં કોતરાવતાં એ લેખમાં સમાયલા ઇતિહાસનું પુનઃવર્તન કર્યું નહીં હોય, જ્યારે એ જ સમયનો દ્રહસેનનો પારડીનો તામ્રલેખ દક્ષિણ છેડે ત્રૈકૂટોની હકુમત હતી તેનું ભાન કરાવે છે.

આ પછી વલ્લભી, મૈત્રકોનો યુગ આવે છે. એના છેલ્લા ૬ દાયકામાં લગભગ ૨૮ લેખો જડ્યા છે, જેમાં ૨૬ તામ્રલેખો, ૧ શિલાલેખ અને ૧ માટી પર છે. એનો સૌથી પ્રાચીન તામ્રલેખ જે જડ્યો છે તે ઇ. સ. ૫૨૬નો છે. સ્કંદગુપ્તના લેખ પછી ૬૯મા વરસે લખાયો છે. આ ૬૯ વરસના અંધકારયુગ પર પ્રકાશ નાંખે એવો કોઈ લેખ જડ્યો નથી. આ લેખ ૧લા ધ્રુવસેનનો ઈ. સ. ૫૨૬નો છે, જેમાં આ તારીખ અને ભૂગોલને બાદ કરીએ તો એના પિતા ભટ્ટારક અને મોટાભાઈ દ્રોણસિંહની નોંધ મળે છે. તેમ જ એના-વળાના ઈ. સ. ૫૩૫ના દાનપત્રમાં પણ આનાથી વિશેષ પ્રકાશ નથી. આ પછી ગુહસેનના ૪ લેખો મળ્યા છે, જેમાંનો ૧લો ધ્રુવસેન ૧લા છેલ્લા લેખ પછી ૨૪ વરસે લખાયો છે. જ્યારે વળાનું તામ્રપત્ર ૫૬૫નું છે, જ્યારે ૩જો ૫૬૭નો અને ૪થો ભંકોડાનો શિલાલેખ તારીખ વગરનો છે. આ લેખો આ તારીખો ઉપરાંત એટલો જ પ્રકાશ નાંખે છે કે તેનો બાપ ભટ્ટારકનો પુત્ર ધરપટ હતો. અને પોતે શૈવ નહીં, પણ બૌધ્ધ હતો બીજા ધરસેનનાં આપણને ૬ તામ્રપત્ર મળ્યાં છે. આ પહેલાં આપણને કોઈ પણ લેખમાંથી ધરસેનની નોંધ મળી નથી. પ્રથમ વાર ધરસેન બીજાનાં તામ્રપત્રો દાખવે છે કે ભટ્ટારકનો પુત્ર ધરસેન બીજો છે. એનાં ૭ પતરાંમાં એક બનાવટી અને પાંચ સાચાં મનાય છે, જેમાં માળીયાનો ઈ. સ. ૫૭૧નો અને એ જ સમયનો એક બીજો લેખ મળ્યો છે. ૩ જો ચોથો બાંટીયાવાળો ૫૭૬નો છે. એમાં આ તારીખો સિવાય ઇતિહાસ પર કોઈ પ્રકાશ નથી. ફક્ત મૈત્રકોની વંશાવળીમાં ઉપર જણાવ્યું એમ ધરસેન ૧લાનો વધારો કરે છે. એના પછીના શિલાદિત્ય ૧લાના જડેલા તામ્રલેખોમાં ૧લું પાલીતાણાનું ઇ. સ. ૬૦૫નું છે, બીજું વળાનું ૬૦૬નું જ્યારે ૩જું ઢાંકનું ઇ. સ. ૬૦૯નું છે. ઐતિહાસિક દૃષ્ટિએ આ લેખો તારીખ અને ભૂગોલ સિવાય મહત્વના નથી. પરંતુ આ જ સમયમાં ભરૂચમાં સત્તા ભોગવતા ગુર્જરો પરિચયમાં આવે છે, જે વિષે ભરૂચના ગુર્જરોના લેખોમાં પ્રકાશ નાંખવામાં આવશે એના પછી ધરસેન ૩જાનો તારીખ વગરનો ગોપનાથનો લેખ જડ્યો છે. તે મૈત્રકવંશાવળીમાં ખરગ્રહ ૧લાનો વધારો કરે છે. એના પછીનો એના ભાઈ ધ્રુવસેનનો ઈ. સ. ૬૨૯નો તામ્રલેખ જડ્યો છે, જે ધરસેનના ગોપનાથવાળા લેખને અનુમોદન આપે છે. એના પછીના ધરસેન ૪થાના ૪ તામ્રલેખ મળ્યા છે, જેમાંના ૧લા બે ઈ. સ. ૬૪૫ના છે, જ્યારે અલીઆણાનો અને ખેડાનો તામ્રલેખ ઈ. સ. ૬૪૯નો છે. આ લેખોમાં ત્રણ વાતો ખાસ નોંધવા જેવી છે: (૧) મૈત્રકરાજાઓમાં એકલો ધરસેન ૪થો ચક્રવર્તી શબ્દનો ઉપયોગ કરે છે. (૨) પોતાનો વિજયી મુકામ ભરૂચ દાખવે છે. (૩) દૂતક તરીકે રાજપુત્રી ભૂવાનું નામ આપે છે. ભરૂચમાં આ સમયે બીજા દદ્દની હકુમત હતી. ત્યાંની વિજય છાવણીમાંથી આપેલું દાનપત્ર દાખવે છે કે, ભરૂચના ગુર્જરો ધરસેન ૪થાના માતહત હતા. એના પછી ખરગ્રહ બીજાનો ઈ. સ. ૬૫૬નો, શિલાદિત્ય ૩જાના ઈ. સ. ૬૬૧ અને ૬૭૧ના, શિલાદિત્ય ૫માના ઈ. સ. ૭૨૨ના, શિલાદિત્ય ૬ઠ્ઠાનો ઈ. સ.

૭૬૦નો અને શિલાદિત્ય ૭માનો ઈ. સ. ૭૬૬નો તામ્રલેખ જડયો છે. આ તામ્રલેખો ઐતિહાસિક માહિતીમાં આ તારીખોથી વિશેષ પ્રકાશ નાંખતો નથી, માત્ર ૪થા શિલાદિત્યનો કોઈ લેખ મળેલો ન હોવાથી તેની નોંધ ૫મા, ૬ઠ્ઠા અને ૭મા શિલાદિત્યની વંશાવળીમાં મળે છે. વલ્લભી-મૈત્રકોના તમામ લેખો તપાસતાં આપણને જણાઈ આવે છે કે તેમણે ઐતિહાસિક વિગતો નોંધવાની મુદ્દલ પરવાહ કરી નથી, વિજયી છાવણીઓનો ઉલ્લેખ કર્યો છે, વિજયોની નોંધ લીધી નથી.

૧૮૮૭ સુધીમાં ભરૂચના ગુર્જરના ૭ લેખ જડયા છે, જેમાં બે બનાવટી અને ચાર સાચા મનાય છે, જેમાં સૌથી પ્રાચીન ઈ. સ. ૬૨૯ નો છે. અને સૌથી છેલ્લો ઈ. સ. ૭૩૫ નો છે. આ ૧૦૭ વરસનાં ૪ તારીખચિહ્નો છે. દદ્દ ૧ લા નું કોઈ તામ્રપત્ર જડયું નથી. પરન્તુ બીજા દદ્દનાં બે તામ્રપત્રો એની નોંધ આપે છે, જેમાંનું ૧ લું ઈ. સ. ૬૩૫ નું કાવીનું છે, અને બીજું કાવીનું ઈ. સ. ૬૩૪ નું છે. જયભટ ૩જા ના મળેલા નવસારીના ઈ. સ. ૭૦૬ ના અને કાવીના ૭૩૬ નાં તામ્રપત્રોમાં વશાવળીથી વિશેષ પ્રકાશ જડતો નથી. તેઓનાં બીરૂદો જોતાં તેઓ ખડિયા રાજા હતા, એમ સાબીત થાય છે. જયભટ્ટ ૩ જાના સમયે ગુર્જરવંશ ચૌલુક્ય બદામીના માતહત હશે, પરન્તુ આ વિષય પર ઉત્કીર્ણ લેખોથી પ્રકાશ પડતો નથી, પરતુ ચોકસ અનુમાન કરી શકાય છે, ખરૂં.

ચૌલુક્ય બદામીની ગુર્જર શાખાનું પાટનગર નવસારી હતું, અને તેની દક્ષિણ ગુજરાત પર લાંબા કાળ સુધી હકુમત હતી. વિજયરાજના ખેડાના ઇ. સ. ૬૪૨ ના તામ્રપત્રનો ઉપયોગ ડૉ૰ ભગવાનલાલે કર્યો છે. પરન્તુ એ બનાવટી છે, એવી માન્યતા સર રામકૃષ્ણ ભાંડારકર અને મિ. એમ. ટી. જેકસનની છે. જેની શાસ્ત્રીય ચર્ચા બોમ્બે ગેઝેટીઅર ભાગ ૧ લામાં મિ. એમ. ટી. જેકસને કરી છે. ચૌલુક્ય બદામીના સંવતો વિષે પણ પુષ્કળ ચર્ચા ચાલી છે પરન્તુ એ વિષયને હું આ નિબંધમાં નહીં છેડું. એના પછીના શ્રયાશ્રય શિલાદિત્યનાં બે તામ્રલેખો જડયા છે, જેમાં નવસારીનો ઇ. સ. ૬૭૧ નો છે. અને સૂરતનો ઈ. સ. ૬૯૨ નો છે. પરન્તુ એમાં ઇતિહાસ પર વંશાવળીથી વધુ પ્રકાશ નથી, જ્યારે વલસાડનું મંગલરાજનું તામ્રપત્ર ઇ. સ. ૭૩૧ નું છે, અને અવનિજનાશ્રય પુલકેશીનું નવસારીનું દાનપત્ર ઇ. સ. ૭૩૯ નું છે, જ્યારે નાગવર્ધનનું નિરપાણનું તામ્રપત્ર તારીખ વગરનું છે. આમાં ઐતિહાસિક દૃષ્ટિએ અવનિજનાશ્રયનું તામ્રપત્ર અતિ મલ્યવાન છે, જે માત્ર વિજયની નોંધ જ લેતું નથી, બલકે એ સમયે કોનું કોનું રાજ્ય હતું તેના પર પણ પ્રકાશ નાખે છે. ઇ. સ. ૭૩૯ ના દાનપત્રમાં અવનિજનાશ્રય પુલકેશી તે વિજેતાનો પરાજય કરવાનો ગર્વ લે છે, જેણે સિંધ, કચ્છ, સુરાષ્ટ્ર, ચાપોત્કટ, મૌર્ય અને ગુર્જરોનો પરાજય કર્યો હતો.

એના પછી ગુજરાત રાષ્ટ્રકૂટ સત્તાના પરિચયમાં આવે છે, જેનાં આપણને લગભગ ૧૮૮૭ સુધીમાં આઠ તામ્રપત્રો જડયાં છે. ગુજરાતના તામ્રલેખોમાં સૌથી વિશેષ ઐતિહાસિક માહિતીવાળા લેખો રાષ્ટ્રકૂટના છે. અને તે બીજા લેખોના મુકાબલામાં ગુજરાતના ઇતિહાસ પર વધુ પ્રકાશ નાંખે છે. રાષ્ટ્રકૂટના તામ્રલેખો એ સમયની ઇતિહાસપરિસ્થિતિનું આપણને સારા જેવું ભાન કરાવે છે. એની શરૂઆતનો તામ્રલેખ આંત્રોલીનો ઇ. સ. ૭૫૭ નો છે. એટલે એ પૂર્વે રાષ્ટ્રકૂટ સત્તા અમલ પર આવી ચૂકી હતી, જે

સમયે મૈત્રકોના છેલ્લા વંશજો વલ્લભીમાં હયાત હતા. કક્ક રાજો પોતાની વંશાવળીમાં ((૧) કક્ક, (૨) ધ્રુવ, (૩) ગોવિન્દ એટલે) પોતાને કક્કના પુત્ર ધ્રુવનો પૌત્ર અને ગોવિંદનો પુત્ર દાખવે છે. પરન્તુ આ વંશાવળીને માન્યખેટની રાષ્ટ્રકૂટોની વંશાવળી ટેકો આપતી નથી, પરન્તુ દંતીદુર્ગનો ઈલોરામાં ઇ. સ. ૭૫૦ નો લેખ છે, તેમાં લાટ અને માળવા તેના કબજામાં હતા અને તેનો વહીવટ તેની મુખ્ય શાખાના માતહત રહી કક્કને કરવા આપેલો હતો, એવો ઉલ્લેખ છે, તે જ આ કક્ક હોવો જોઈએ, આથી ભરૂચના ગુર્જરો અને નવસારીની ચૌલુક્ય બદામી શાખાનો ઈ. સ. ૭૫૦ પૂર્વે પરાજય થઈ ગયો હોવો જોઇએ. એ પછી ૫૧ વરસે લખાયલા ગોવિંદ ૩ જા ના બે તામ્રલેખો વણીડીંડોરી અને રાધનપુરથી મળ્યા છે. તેમાં આરમ્ભમાં પોતાને કૃષ્ણનો પૌત્ર અને ધ્રુવનો પુત્ર દાખવી, પોતાના પિતાના વિજયની નોંધ લેતાં લખે છે કે, એક બાજું પોતાનું સૈન્ય અને બીજી બાજુ સમુદ્ર એમ પલ્લવોને વચમાં ઘેરી લઈ તેના હાથીઓ પડાવવાનું અને ગૌડના વત્સરાજનો પરાજય કરી તેનું શ્વેત છત્ર ઝુંટવી લેવાનો ઉલ્લેખ કરે છે. ધ્રુવે પોતાની હયાતીમાં પોતાની તમામ સત્તા આપવા જણાવ્યું, પરન્તુ કંઠિકા એટલે કાંઠાનો પ્રદેશ શું ઓછો છે, કહી સંતોષ માન્યો. પરન્તુ તેણે પિતાના અવસાન બાદ બાર વિખ્યાત રાજાઓનો પરાજય કરવાની નોંધ લે છે એ પછી ગુર્જર રાજા એની પાસેથી નાસી ગયો અને માળવાના રાજાએ એનું શરણ સ્વીકાર્યાનું જાહેર કરે છે. વિંધ્યા આગળના મારાશર્વે એની આણ સ્વીકારી અને ચોમાસા બાદ તુંગભદ્રા નદી પાસે જઈ, પલ્લવોનો પરાજય કરવાનો ઉલ્લેખ કરે છે. એના પછી કર્ક બીજાનું ૪ વરસ પછી લખાયલું તામ્રપત્ર મળ્યું છે. આ ઈ. સ. ૮૧૨ ના તામ્રલેખમાં પોતાના પિતા ઈન્દ્રનો ઉલ્લેખ કરે છે, જેને ગોવિન્દ ૩ જાએ લાટનો પ્રદેશ સોંપ્યો હતો, જેની વિજયનોંધોમાં એક ગુર્જર રાજાને નસાડી મૂકવાનો ઉલ્લેખ છે, જ્યારે પોતાના વિજયોમાં ગૌડ અને વેંગીના રાજાઓનો પરાજય કરનાર ગુર્જર રાજા જ્યારે માળવા પર ચઢી આવ્યો ત્યારે તેનો બચાવ કરવામાં તેણે પોતાના સ્વામી( કક્ક )ને સહાય કરી હતી. એ પછી પંદર વરસે લખાયલું કાવીમાંથી જડેલું ગોવિંદરાજનું ઈ. સ. ૮૨૭નું તામ્રપત્ર મળ્યું છે, જે ગોવિન્દ ૩જાના ભાઈ ઈન્દ્રનો પૌત્ર ગોવિંદરાજ છે. એ પછી ૪૦ વરસે લખાયલું ભરૂચથી જડેલું તામ્રપત્ર ધ્રુવ ૩જાનું ઈ. સ. ૮૬૭ નું છે, જેમાં એણે પોતાના પૂર્વજ પર પ્રકાશ નાંખ્યો છે, જેમાં ધ્રુવ ૧લો વલ્લભના સૈન્યને હરાવતાં મરણ પામ્યો, પરન્તુ તે પછી તેના પુત્ર અકાલવર્ષે એ રાજ્ય પાછું મેળવ્યું, એવો ઉલ્લેખ છે. (એ દાખવે છે કે રાષ્ટ્રકૂટની માન્યખેટ અને ગુજરાતની શાખા વચ્ચે અથડામણ થઈ ચૂકી હતી.) આ પછી ધ્રુવ રાજાએ પોતાની વિજયનોંધ આપી છે, જેમાં પોતાના બંધુઓથી ઉભરાતી પ્રબળ ગુર્જર સેનાનો પરાજય કરવાનો અને પોતાની યશસ્વી તલવારથી વલ્લભને શાન્ત પાડવાનો ઉલ્લેખ છે. આ પછી ૨૧ વરસે લખાયલું અંકલેશ્વરમાંથી જડેલું કૃષ્ણ રાજાનું ઈ. સ. ૮૮૮ નું દાનપત્ર વલ્લભની સામે ઉજ્જયિનીના શત્રુઓનો પરાજય કરવાનો ઉલ્લેખ કરે છે. આ પછી ૪૫ વરસે લખાયલું સાંગલીનું તામ્રપત્ર ગોવિંદ ૫ માનું ઇ. સ. ૯૩૩ નું છે, પરન્તુ તે ગુજરાતના ઈતિહાસ માટે બહુ ઉપયોગી નથી.

રાષ્ટ્રકૂટોના સમયમાં ચૌલુક્યો સત્તા પર આવી ગયા હતા. એ પૂર્વે ચાવડાઓએ અણહીલવાડ પાટણમાં સત્તા ભોગવી હતી. પરન્તુ તેના કોઈ લેખો મળ્યા નથી. ડૉ૦

હરિલાલ હર્ષદરાય ધ્રુવે વનરાજ ચાવડાનો એક લેખ 'બુદ્ધિપ્રકાશ'માં પ્રકટ કર્યો હતો, પરન્તુ તે બનાવટી સાબીત થયો છે. એટલે ગુજરાતનો એ પછીનો ઉત્કીર્ણ લેખોનો ઈતિહાસ ગુર્જર ચૌલુક્યો પર પ્રકાશ નાખે છે, જેનો સૌથી પ્રથમ લેખ કડીમાંથી જડેલો મૂલરાજનો ઈ. સ. ૯૮૭ નો છે. એમાં ઐતિહાસિક નોંધ આટલી જ ઉપયોગી છે, કે 'એણે સરસ્વતી નદીથી સીંચન થયેલો પ્રદેશ જિત્યો હતો.' આ પછી ૪૩ વરસે લખાયલો રાધનપુરમાંથી જડેલો તામ્રલેખ ભીમદેવ ૧લાનો ઈ. સ. ૧૦૩૦નો છે, જેમાં અગત્યની કોઈ નોંધ નથી, અલબત્ત તેનું મૂલ્ય તે કચ્છમંડલમાંથી અપાયો છે તે જ છે. આ પછી કર્ણદેવની કર્ણાવતીની ખંડિત પ્રત મળે છે, જે ઇતિહાસમાં કોઇ ઉમેરો કરતી નથી. કર્ણદેવ પછી દોહદથી મહારાજાધિરાજ સિદ્ધરાજ જયસિંહનો ઇ. સ. ૧૧૪૦નો શિલાલેખ જડયો છે, જેમાં નીચલી ઐતિહાસિક માહિતી મૂલ્યવાન છે: "તેણે સુરાષ્ટ્ર અને માલવાના રાજાઓને કેદમાં નાખ્યા, જેણે સિંધુરાજ વગેરે બીજાઓનો નાશ કર્યો અને ઉત્તરના રાજાઓ તેની આજ્ઞા શેષાની માફક ચઢાવતા."

આ પછી ૬ વરસે લખાયેલ સોઢડી વાવનો શિલાલેખ છે. જે વાવ કુમારપાલના સમયમાં સહારનના પૌત્ર અને સહજીગના પુત્ર ગોહિલ મુલકે પોતાના પિતાની યાદમાં બંધાવી હતી. આવો જ કુમારપાલના સમયનો શિલાલેખ ઈ. સ. ૧૧૫૩નો કેરાડુમાં જડયો છે, જે ઐતિહાસિક દૃષ્ટિએ બહુ જ અગત્યનો છે. આમાં ૧ લી વાર ચૌલુકય મહારાજ કુમારપાલની આજ્ઞાઓ ખોદવામાં આવી છે, જેમાં અમુક પવિત્ર દિવસોએ કોઈએ પણ પ્રાણીનો વધ ન કરવાની આજ્ઞા લખાવી છે, અને આજ્ઞાનું છેદન કરનાર રાજવંશી હોય તો દંડની અને અન્ય હોય તો દેહાંત દંડની શિક્ષાનું ફરમાન છે. આ ઉપરાંત આ શિલાલેખથી મારવાડના કુમારપાલ માતહતના મહારાજા આણલદેવ પર પણ પ્રકાશ જડે છે. આ પછી કુમારપાલના સમયનો ઉદેપુરનો ઇ. સ. ૧૧૬૪ નો શિલાલેખ મૂલ્યવાન છે, જેમાં કુમારપાલને સાકંભરી અને અવન્તિનાથનો વિજેતા બતાવ્યો છે અને તેના મુખ્ય મંત્રી યશોધવળ હતો, એવો ઉલ્લેખ છે. આ પછી કુમારપાલનો પ્રભાસપાટણનો ઇ. સ. ૧૧૬૯ નો શિલાલેખ છે, જે આ તારીખ ઉપરાંત કોઈ વધુ પ્રકાશ આપતો નથી. પરંતુ કુમારપાલના સમયનો રતનપુરનો તારીખ વગરનો શિલાલેખ કેરાડુના શિલાલેખને અનુમોદન આપે છે અને જણાવે છે કે મહારાજા અશોકની જેમ શ્રી કુમારપાલે પણ જગ્યા જગ્યાએ આજ્ઞાઓ ખોદાવી હતી. આ પછી અજયપાલદેવનો ઉદેપુરનો શિલાલેખ ઈ. સ. ૧૧૭૩નો છે, જે એક ઘણી અગત્યની તારીખ રજુ કરે છે. એ તારીખ અજયપાલના રાજ્યની શરૂઆતનું ભાન કરાવે છે. આ પછી ભીમદેવ બીજાના સમયના લેખો મળ્યા છે. પરંતુ મૂલરાજ બીજાનો કોઇ લેખ મળ્યો નથી. ઇ. સ. ૧૨૦૭ના તામ્રલેખમાં અજયપાલદેવ અને મૂલરાજની ઐતિહાસિક નોંધમાં નીચેનો વધારો કરે છે. સપાલદક્ષના રાજાને નમાવનાર (અજયપાલદેવ) અને ગર્જનકના રાજાનો યુદ્ધમાં પરાજય કરનાર ( મૂલરાજ બીજો ) આમાં ભીમદેવ બીજાના વિજયનો કોઇ ઉલ્લેખ નથી. ઇ. સ. ૧૨૦૯ ના આબુના લેખમાં ભીમદેવના નામનો ઉલ્લેખ છે, જ્યારે તેના ખંડિયા ચંદ્રાવતીનાથ ધારાવર્ષદેવ અને કુમાર પ્રહ્લાદનદેવની નોંધ લેવામાં આવી છે. ઇ. સ. ૧૨૧૦ના તામ્રલેખમાં નીચલી ઐતિહાસિક નોંધોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. 'શ્રીમાન અજયપાલ દેવ જેણે સપાલદક્ષના રાજા લક્ષ્મીપાલ પાસેથી ખંડણી લીધી અને મૂલરાજ દેવ જેણે કાવિના દુર્જય રાજા નાગાર્જુનનો પરાજય કર્યો હતો. વધુમાં સુરાષ્ટ્રમાં

એના વતી વંથળીમાં સોમરાજદેવ રાજ્ય કરતો હતો, એનો ઉલ્લેખ છે. ઈ. સ. ૧૨૧૭માં લખાયેલી શ્રીધરદેવની પાટણની પ્રશસ્તિમાં ભીમદેવ ૨જા સાથે અર્જુનવર્મનદેવ, અને વીર હમીર સાથના યુદ્ધનો ઉલ્લેખ કરે છે. ભરાણાનો શિલાલેખ ભીમદેવ ૨જાના રાજ્યની એક વધુ તારીખ નોંધે છે. અને તેનો સૌરાષ્ટ્રના કારભારી શ્રી સામંતસિંહ દેવનો ઉલ્લેખ કરે છે. ઈ. સ. ૧૨૨૪ અને ૧૨૨૭નાં દાનપત્રોમાં ઐતિહાસિક માહિતીઓ વિશેષ નથી, પરંતુ ૧૨૨૭ના દાનપત્રમાં તેમાં ચક્રવર્તી શબ્દ ભીમદેવ બીજાએ પોતાના માટે વાપર્યો છે. આ પછી ૪ વરસે લખાયેલો આબુનો લેખ દાખવે છે કે વાઘેલાઓએ પોતાની સત્તા સ્થાપવાની શરૂઆત કરી આપી હતી, જે વિષે વાઘેલાઓના નિબંધમાં ઉલ્લેખ કરવામાં આવશે. આ પછી બાર વરસે અપાયેલું દાનપત્ર ૧૨૩૯નું દાનપત્ર અને ૧૨૪૦ નું દાનપત્ર ઇતિહાસ પર કોઈ ખાસ પ્રકાશ નાંખતું નથી.

ભીમદેવ ૨જા પછી' અણહીલવાડની ગાદીએ આવ્યા તે વાઘેલા, વાઘેલા પણ ચૌલુક્યો જ છે. અને તેનો સૌથી પ્રાચીન લેખ ૧૮૮૭ સુધીમાં જે મળ્યો છે, તે ઇ. સ. ૧૨૩૧નો આબુનો શિલાલેખ છે. આ જ આબુના ૨૨ વર્ષ પૂર્વેના શિલાલેખમાં વાઘેલાની કોઈ અસર જણાતી નથી, બલકે ચંદ્રાવતીનો નાથ શ્રીધારાવર્ષ એના માતહત હતો. આ પ્રશસ્તિમાં વીરધવલ વાઘેલાની અને આબુના પરમારોની વંશાવળી આપવામાં આવી છે. પરંતુ સૌથી વિશેષ નોંધ તો વિખ્યાત મંત્રીઓ વસ્તુપાલ અને તેજપાલની લેવામાં આવી છે. તેમના વંશનો વિગતવાર પરિચય આપવામાં આવ્યો છે. પરતુ આ જ સમયના આબુના બીજા લેખમાં ભીમદેવનો ઉલ્લેખ છે અને વીરધવલને મહામંડલેશ્વર રાણાક લખ્યો છે. આ પછીના આબુના ૪ થી ૧૮ લેખો છે, જે ઐતિહાસિક દૃષ્ટિએ વિશેષ મૂલ્યવાન નથી, પરંતુ એ સમયની ઘણી બાબતો પર તેનાથી ઘટતો પ્રકાશ નાંખી શકાય એમ છે. આ પછી ઇ. સ. ૧૨૬૧નું રાજા વિસલદેવનું તામ્રપત્ર મળ્યું છે. જેમાં પ્રથમ વાર વાઘેલા રાજા વિસલદેવે મહારાજાધિરાજનો ઇલ્કાબ પોતાની સાથે જોડયો છે. બીજું ઐતિહાસિક દૃષ્ટિએ આ તામ્રલેખનું મહત્ત્વ નથી. કોડીનારની નાનાકની પ્રશસ્તિ વિસલદેવ પર જ પ્રકાશ નાંખતી નથી, પરંતુ સમયના સાહિત્ય પર પણ અજવાળું નાંખે છે. અલબત્ત તેમાં ઐતિહાસિક માહિતિ વિશેષ નથી, પરંતુ વિસલદેવના દરબારનું સારૂં ચિત્ર રજુ કરે છે, બન્ને પ્રશસ્તિ વિસલદેવ પછી લખાઈ છે, છતાં તેમાં વિસલદેવ પર સારો પ્રકાશ છે. ૧ લી ઈ. સ. ૧૨૬૨માં અને ૨જી ૧૨૭૨ માં. આ પછી એક ખંભાતનો તારીખ વગરનો લેખ છે જેમાં વાઘેલા વંશાવલી આપવામાં આવી છે, પરંતુ વિજયનોંધોનો ઉલ્લેખ નથી.

૧૮૮૭ સુધી મળેલા ઉત્કીર્ણ લેખોમાં સળંગ, ઇતિહાસસાંકળ પર પ્રકાશ નાંખે એવા લેખોની નોંધ ઉપર લેવાઈ ગઈ છે. હવે આ ઈતિહાસને ઉપયોગી થાય એવા પરચુરણ લેખોની નોંધ જરૂરી સમજી આપું છું. મોરબીનું તામ્રપત્ર ઈ. સ. ૭૦૪ નું છે, પરંતુ તે તેમાં દાતાની વંશાવલી ન હોવાના કારણે કોઈ ખાસ મૂલ્ય ધરાવતું નથી. ધનિકનું મહારાજા જાઇકનું ઈ. સ. ૭૩૮ નું દાનપત્ર મળ્યું છે. આ વખતે વલ્લભી સત્તા હયાત હતી, અને ભરૂચમાં ગુર્જરો હતા, જેના એક વરસ પછી ચૌલુક્ય બદામીના અયનિજનાશ્રયે તાજીકોનો પરાજય કર્યો હતો, એમાં સુરાષ્ટ્રની નોંધ છે. તે મહારાજા જાઇકને જ બંધ બેસે છે. પરંતુ આ દાનપત્રમાં એનાથી કોઈ વિશેષ નોંધ નથી, તેમ જ વંશાવળી પણ આપી



રા. રા. ધર્મસુખલાલ તનસુખરામ ત્રિપાઠી,

બી. એ., જે. પી.

ટ્રસ્ટી: સને ૧૯૨૨ થી અદ્યપર્યંત

માનાર્થ કોષાધ્યક્ષ: સને ૧૯૩૦ થી અદ્યપર્યંત

નથી. આ પછી ઈ. સ. ૯૧૭ નું વઢવાણનું ધરણીવરાહનું દાનપત્ર જડયું છે. એમાં સૌથી મૂલ્યવાન ઐતિહાસિક માહિતી તેની વશાવળી છે. 'તે વિક્રમાર્કનો પ્રપૌત્ર અને અદ્રકનો પૌત્ર અને પુલકેશીનો પુત્ર હતો. ધ્રુવભટ તેનો ભાઈ હતો,' એવો ઉલ્લેખ છે. એટલે વલ્લભીના પતન પછી ચાવડાઓ સાથે એનો પણ ઉદય થયો હશે. વિશેષ માહિતી મળતી નથી. બીજું એક સૂરતથી મળેલું દાનપત્ર ઇ. સ. ૧૦૫૦નું ચૌલુક્ય ત્રિલોચનપાલનું છે. આ સમયે અણહીલવાડ પાટણ પર ભીમદેવ હતો. એ પોતાને બારાપથી પમો બતાવે છે. એની વંશાવળી એ સમયના ઇતિહાસ માટે મૂલ્યવાન છે, તે નીચે મુજબ છે: 'બારપ, ગોગિરાજ, કીર્તિરાજ, વત્સરાજ, તેનો પુત્ર ત્રિલોચનપાલ.' બીજું એક દાનપત્ર ઈ. સ. ૧૨૦૭નું મહેર રાજા જગમલ્લનું મળ્યું છે. તે ભીમદેવ બીજાના ઇતિહાસ પર પ્રકાશ નાખે છે, અને સાથે એ પણ દાખવે છે કે ભીમદેવની સત્તા નબળી હતી. આબુનો ઈ. સ. ૧૨૮૬નો સમરસિંહનો લેખ ગોહિલ વંશની વંશાવળી વિગતવાર આપે છે. સાથે જ વાઘેલાઓની આબુ પરથી ગએલી સત્તાઓનું ભાન કરાવે છે. મહેરરાજા ઠેપકનો ઇ. સ. ૧૩૩૦નો હાથસણીનો લેખ, જે મહેરોના ઇતિહાસ પર પ્રકાશ નાખે છે, જેમાં બે નીચલી વંશાવળી આપવામાં આવી છે. (૧) ખંગાર, (૨) જશધવલ, (૩) (પ્રેમલદેવીથી) ત્રણ પુત્રો મલ્લ, મંડલ, મેલિગ. બીજી (વંશાવલી) (૧) નાગાર્જુન (૨) અને (મંગલરાજની પુત્રી રૂપાથી) ઠેપક (૩), પરંતુ આ મહેરોનો ઇતિહાસ પુષ્કળ પ્રકાશ માંગે છે.

## ( ૩ )

## ૧૮૮૮ થી ૧૯૩૯

છેલ્લા ૬ દાયકાનો ઉત્કીર્ણ લેખોનો ઇતિહાસ અને તેની ઐતિહાસિક વિગતની ઝાંખી પછી છેલ્લી અર્ધ શતાબ્દીમાં શું ઉમેરાયું છે તેનું ભાન કરવું પણ એટલું જ જરૂરી છે. ૧૮૮૮માં મહાન લેખક ડૉ. ભગવાનલાલ ઇન્દ્રજીનું અવસાન. આ જ વરસમાં હિન્દી સરકારે ઉત્કીર્ણ લેખો માટે ખાસ 'એપિગ્રાફીઆ ઇન્ડિકા' 'ઇન્ડીઅન એન્ટિક્વરી'ના વધારારૂપ પ્રકટ કરવા માંડયું. એનું ૧લું પુસ્તક ૧૮૮૮માં પ્રકટ થયું. આ ચાર વર્ષમાં ઉત્કીર્ણ લેખો તરફ જોઇએ એવું લક્ષ અપાયું ન હોવા છતાં ડૉ. બુલર, પ્રો. કીલ્હોર્ન, મિ. ફ્લીટ, મી. હુલ્શ વગેરેએ સારો ફાળો આપ્યો છે. ડૉ. બુલરે પ્રકટ કરેલા તામ્રલેખોમાં ૩ લેખો વાઘેલાના છે, જેમાં વિશળદેવ અને સારંગદેવ પર પ્રકાશ નાંખ્યો હતો. વળી તેણે શ્રી. વજેશંકર ઓઝા સાથે કુમારપાલની વડનગરપ્રશસ્તિ પ્રકટ કરી અને દક્ષિણ ગુજરાતમાં રાજ્ય કરતી એક નવી સત્તાનું ભાન નિકુમ્ભલ્લનું દાનપત્ર પ્રકટ કરી ભાન કરાવ્યું. પ્રો. કીલહોર્ને મી. એચ. એચ. વિલસને પ્રકટ કરેલા ઉદયપુરવાળા લેખો પુનઃ તપાસી, પ્રકટ કર્યા હતા,[૪૭] જ્યારે પ્રો. હુલ્શે ચાર પ્રકટ કરેલા લેખોમાં રાષ્ટ્રકૂટવંશી કૃષ્ણ ૨ જો, મૈત્રકવંશી ધ્રુવસેન ૩જો, એમનાં પ્રથમ દાનપત્રો સાથે ચોથું ગુર્જર કર્ણ ૧લાનું અને ગુર્જર દદ્દ રજાના વધુ દાનપત્ર પ્રગટ કરી ગુજરાતના ઇતિહાસ પર પ્રકાશ નાંખ્યો હતો,[૪૮] જ્યારે મિ. એફ. જી. ફ્લીટે ૩ ચૌલુક્ય લેખોમાં[૪૯]અજયપાલનો

૪૬. એ. ઇ. વો. ૧ પા. ૨૯૭, ૨૭૧, ૨૦, ઇ. એ. વો. ૨૧ પા. ૨૭૬ ઈ. વો ૧૮ પા. ૨૬૫

૪૭. ઇ. એ. વો. ૧૮ પા. ૩૪૧ ૩૪૩, ૩૪૪.

૪૮. એ. ઈ. વો. ૧ પા. ૫૨, ૮૫, ૩૧૬, ઇ. એ. વો. ૧૭ પા. ૧૮૩.

૪૯. ઇ. એ. વો. ૧૮ પા. ૮૦, ૧૦૮, ૧૧૦.

પ્રથમ લેખ પ્રકટ કર્યો હતો અને ભીમદેવ બીજાનાં બે વધુ દાનપત્રો પ્રકટ કરી, ઇતિહાસ પર પ્રકાશ નાંખ્યો હતો.

આ વરસોમાં ભાવનગર સ્ટેટે બીજો મૂલ્યવાન ગ્રંથ પ્રકટ કર્યો. 'કોરપ્સ' ઈન્સ્ક્રીપશ્યોનમ ભાવનગર,' જેમાં ગુજરાતના અરબી ફારસી શિલાલેખો આપવામાં આવ્યા છે. એ પછી આ જ સુધી ગુજરાતને લગતો આવો મૂલ્યવાન બીજો ગ્રન્થ બહાર પડયો નથી. અલબત આર્કર્યોલોજીકલ રીપોર્ટો અને 'ઇન્ડિયન એન્ટીકવરી'માં આરબી ફારસી શિલાલેખ પ્રકટ થાય છે, અને પાછળથી સરકારે 'ઈસ્લામીઆ એપિગ્રાફિઆ' પ્રકટ કરવા માંડયું છે, છતાં ગ્રંથાકારે બીજું પુસ્તક બહાર પાડયું નથી. આ લેખો પર વધુ વિસ્તારથી જુદો લેખ લખવાનો વિચાર હોવાથી તેનો અહીં ઉલ્લેખ કર્યો નથી.

૧૮૯૨–૯૩માં 'એપિગ્રાફિઆ ઇન્ડિકા'માં એક નવા આંગ્લ પુરાવિદે ગુજરાતના ઉત્કીર્ણ લેખોમાં રસ લેવા માંડયો અને તે ડૉ. જે. કીસ્ટે.[૫૦] એણે શરૂઆતમાં જ ગુજરાતના ઈતિહાસના છૂટાછવાયા લેખો પ્રકટ કર્યા. પરન્તુ તે બધા ઇતિહાસ પર નહીં જેવો જ પ્રકાશ નાંખે છે. પરંતુ તે એ સમયની સ્થિતિ સૂચવવા ધણા ઉપયોગી છે. એમાં ૭–૮ અરબિક લેખો છે. આચાર્ય વલ્લભજી હરિદત્ત જેઓ એક લાંબા સમયથી ગુજરાતના સંશોધનમાં રસ લઈ રહ્યા હતા તેમનો પ્રથમ ઉત્કીર્ણ લેખ 'વીએના ઓરિએન્ટલ જર્નલ'માં પ્રકટ થયો, જેમાં તેમણે વાવડી જોગીઆના દાનપત્રથી ધ્રુવસેન ૧લા પર પ્રકાશ નાંખ્યો છે.[૫૧]

ડૉ. હરિલાલ હર્ષદરાય ધ્રુવે આ વરસોમાં વધુ ત્રણ તામ્રલેખ પ્રકટ કર્યા, જેમાં સંખેડાના દદ્દ બીજાના તામ્રલેખ પ્રકટ કરી, ગુર્જરવંશ પર પ્રકાશ નાંખ્યો છે, જ્યારે નિરિહુલ્લકના શાંતિલનું દાનપત્ર પ્રકટ કરી ૭ મી સદીની એક વધુ સત્તાનો પરિચય કરાવ્યો હતો.[૫૨] અને ડૉ. બુલરે શ્રી. વજેશંકર ઓઝા સાથે શ્રીધરની પ્રશસ્તિ પુનઃ તપાસી પ્રગટ કરી હતી, સાથે જ કુમારપાલનો મૂલ્યવાન ચિતોડનો શિલાલેખ પ્રકટ કરી, એના ઇતિહાસને ઓર પ્રકાશ્યો છે.[૫૩] ૧૮૯૫–૯૬ માં પ્રકટ થએલા 'એપિગ્રાફીઆ ઇન્ડિકા'માં માત્ર ગુજરાતને લગતા બે જ લેખો પ્રકટ થયા હતા, જેમાં પ્રો. ઈ. હુલ્શે મૈત્રકવંશી ધ્રુવસેન ૧લાનો એક વધુ લેખ પ્રકટ કર્યો હતો,[૫૪] જ્યારે મી૦ ફલીટે ગોવિંદના તોરખેડેનો તામ્રલેખ પ્રકટ કરી, રાષ્ટ્રકૂટવંશની ગુર્જરશાખા પર પ્રકાશ નાંખ્યો હતો.[૫૫] આ જ વરસમાં ગુજરાતનો અતિ મૂલ્યવાન ઈતિહાસ બોમ્બે ગેઝેટીઅર પુસ્તક ૧ લું ભાગ ૧લામાં પ્રકટ થયો. એ પછી આ જ સુધી આવો બીજો કોઈ મૂલ્યવાન અને પ્રાણવાન ગ્રંથ બહાર પડયો નથી. આ જ વરસમાં બર્જેસે આર્કયોલોજીકલ સર્વેનો ૨૩મો રીપોર્ટ બહાર પાડયો, જેમાં ભરૂચ અને ખંભાતના સ્થાપત્ય પર પ્રકાશ નાખવામાં આવ્યો છે, તેમાં ઘટતા લેખો પણ આપવામાં આવ્યા છે.

ઇ. સ. ૧૮૯૭–૮માં પણ ગુજરાતને લગતા નહીં જેવા જ ઉત્કીર્ણલેખો જાહેરમાં આવ્યા છે. આ સમયમાં પ્રકટ થએલા લેખોમાં મિ. એ. એમ. જેકસનનો મૂલવાન લેખ

---

૫૦. એ. ઇ. વો. ૨ પા. ૨૪. ૨૮, ૨૯, ૩૩.
૫૧. વી. ઓ. જ. વો. ૭, પા. ૨૯૭.
૫૨. એ. ઇ. વો. ૨ પા. ૧૯, ૨૦ ૨૧,
૫૩. ,, ,, ,, ૨ પા. ૪૩૭, ૪૨૧,
૫૪. એ. ઇ. વો. ૩ પા. ૩૧૮
૫૫. એ. ઇ. વો, ૩ પા. ૫૩

ત્રૈકૂટવંશના વ્યાઘ્રસેનનો સૂરતનો છે, જેમાં એનો પ્રથમ વાર પરિચય છે, જે ડૉ. ભગવાનલાલના પતરામાં અપાયેલા ઇતિહાસમાં ઉમેરો કરે છે.[૫૬] આઝમ વજેશંકર ઓઝાએ લુસુંડીના તામ્રલેખથી ડજ્જ શિલાત્યની એક વધુ તારીખ આપી હતી.[૫૭] જ્યારે ડૉ. ડી. આર. ભાંડારકરે નવસારીના તામ્રલેખથી કક્ક રાજા પર વધુ પ્રકાશ નાંખ્યો હતો. આ જ વરસમાં ડૉ. બર્જેસ અને મિ. એચ. કઝીન્સે, 'રીવાઈઝડ લિસ્ટ ઑફ એન્ટીકવેરીઅન રીમેન્સ ઇન બોમ્બે પ્રેસીડેન્સી'નામનો અતિ મૂલ્યવાન ગ્રંથ પ્રકટ કર્યો, જેમાં રહી ગએલા અનેક મૂલ્યવાન લેખો સંગ્રહાયા છે. એને ૪૨ વરસ થવા આવ્યાં છતાં એ પછી બીજો 'રીવાઈઝડ' ગ્રંથ બહાર પડયો નથી. એ આપણી સુસ્તી દાખવી આપે છે. ૧૯મી સદીનાં છેલ્લાં બે વરસોમાં ૯ લેખો પ્રકટ થયા છે, જેમાં મિ. એ. એમ. ટી જેક્સને ભાગોદરાના દાનપત્રથી પ્રથમ વાર ગુજરાતને દ્રોણસિંહનો પરિચય કરાવ્યો, અને ધ્રુવસેન બીજાનું એક વધુ દાનપત્ર પ્રકટ કર્યું.[૫૯] પ્રો. કીલહોર્ને પ્રથમ વાર ચોથા શિલાદિત્યનો તામ્રલેખથી પરિચય કરાવતા બે લેખો પ્રકટ કર્યા અને બ્રિટિશ મ્યુઝિયમના લેખથી સારંગદેવની એક વધુ તારીખ આપી. ૫૯બ. જ્યારે મિ. કુન્હાએ ભીમદેવ રાજાનો એક વધુ લેખ પ્રકટ કર્યો[૬૦] અને ડૉ. બુલરે સંખેડાનાં બે દાનપત્રોમાંથી દદ્દ રાજાના ઇતિહાસમાં બે વધુ તારીખોની નોંધ આપી.[૬૧] જ્યારે રે. જે. ઈ. એબટે અહમદાવાદના લેખના આધારે વિસળદેવ પર પ્રકાશ નાંખ્યો હતો.[૬૨] આ જ વર્ષે 'આર્કયોલોજીકલ સર્વે ઑફ ઇન્ડિયા'(મોહમેદન આર્કીટેક્ચર ઑફ અહમદાબાદ ભાગ ૧લો)નો ૨૪મો રિપોર્ટ બહાર પડયો, જેમાં અહમદાબાદના મુસ્લિમ સ્થાપત્ય પર પ્રકાશ નાખવામાં આવ્યો છે.

વીસમી સદીની શરૂઆત એટલે ૧૯૦૧-૨માં ઉત્કીર્ણ લેખોમાં નહીં જેવો જ ફાળો મળ્યો છે. પ્રો. કીલ્હોર્ને ડૉ. બુલરે પ્રકટ કરેલા ગોવિન્દ ૩જાનાં રાધનપુરનાં પતરાંને પુનઃ તપાસી પ્રકટ કર્યાં,[૬૩] જ્યારે ડૉ. ડી. આર. ભાંડારકરે દન્તિવર્મા અને અમોઘવર્ષના પ્રથમ વાર તામ્રલેખો પ્રકટ કરી, તેમનો પરિચય આપ્યો,[૬૪] અને ઈ. સ. ૧૯૦૩-૪માં ખંભાતના તામ્રલેખથી પ્રથમ વાર ગોવિન્દ ૪થાનો પરિચય કરાવ્યો.[૬૫] આ જ વરસમાં મુંબઈમાં મુંબઈની 'રોયલ એશિયાટિક સોસાયટી'ની શતાબ્દિ ઉજવવામાં આવી. અને મિ. એચ. કઝીન્સે 'એન્ટીક્વીટીઝ ઑફ કાઠિયાવાડ' જેવો, 'આર્કીટેક્ચર એન્ટીક્વીટીઝ ઑફ નોર્થર્ન ગુજરાત' નામનો મૂલ્યવાન ગ્રંથ આર્કયોલોજીકલ સર્વે ઑફ વેસ્ટર્ન ઇન્ડિયાના ૩૨મા મણકામાં પ્રકટ કર્યો.

---

૫૬. જ. બો. બ્રા. રો. એ. સો. વો. પા.

૫૭ એ. ઇ, વો. ૪ પા. ૭૪

૫૮ જ. બો. બ્રા. રો. એ. સો. વો. ૨૦. પા ૧૩૧

૫૯ ,, ,, ,, ૨૦. પા. ૫૪-૬

૫૯બ એ. ઇ, વો. ૫. પા. ૯૯ ને ૪૯૨-૩, ૨૩૭

૬૦ જ. બો. બ્રા. રો. એ. સો. વધારો વો. પા. ૪૯

૬૧ એ. ઇ. વો. ૫ પા. ૩૭

૬૨. એ. ઈ. વો. ૫. પા. ૨૦૨

૬૩. એ. ઇ. વો. ૬ પા. ૨૩૯.

૬૪. જ. બો. બ્રા. રો. એ. સો. વો. ૨૨ પા. ૧૧૬, એ. ઇ. વો. ૧૮ પા. ૨૩૫,

૬૫. એ. ઇ. વો. ૭ પા ૨૬

ઈ. સ. ૧૯૦૫-૬માં પ્રો. એચ. લ્યુડર્સ ગુજરાતના પરિચયમાં આવ્યો, એણે ગુજરાતને લગતા ૧૧ લેખો પ્રકટ કર્યા, જેમાંના ૪ પૂર્વે પ્રકટ થઈ ગયા છે અને બાકીના ૧૭ આબુ અને ગિરનારના છે, જે જૈનોના ઈતિહાસ પર સારો પ્રકાશ નાંખે છે,[૬૬] જ્યારે પ્રો. ઇ. હુલ્સે નગોવાના બે વધુ તામ્રલેખો પ્રકટ કરી ધ્રુવસેન રજા પર પ્રકાશ નાંખ્યો.[૬૭] આ જ વર્ષે મી. બર્જેસે 'આર્કયોલોજીકલ સર્વે ઓફ ઇન્ડિયા'(મોહમેદન આર્કીટેચર ઓફ અહમદાબાદ ભાગ ૨જો) નો ૩૩ મો રીપોર્ટ બહાર પાડયો જેમાં અહમદાવાદના બાકીના સ્થાપત્યવર પ્રકાશ નાંખવામાં આવ્યો છે. ઈ. સ. ૧૯૦૭-૮માં માત્ર ડો. ડી. આર. ભાંડારકરે અને પ્રો. કીલ્હોર્ને જ ગુજરાતને લગતા ૪ લેખ પ્રગટ કર્યા છે. જેમા ડો. ડી. આર ભંડારકરે દાનપત્રોથી રાષ્ટ્રકૂટવંશી ઇન્દ્રરાજ ૩જાનો પ્રથમ પરિચય કરાવ્યો છે[૬૮] અને પ્રો. કીલ્હોર્ને ૯મી સદી અને ૧૦મી સદીના અવનિવર્મન અને બલવર્મનનો પરિચય કરાવી, એ સમયના ઇતિહાસ પર પુષ્કળ પ્રકાશ નાંખ્યો છે.[૬૯] ઇ. સ. ૧૯૦૯-૧૦માં પ્રો. સ્ટેનકોનો ગુજરાતના પ્રથમ પરિચયમાં આવે છે, અને શરૂઆતમાં જ તે બે તામ્રલેખ પ્રકટ કરી,[૭૦] મૂલરાજના બાલેરાના પતરાથી ગુર્જર ચૌલુક્ય પર વધારે પ્રકાશ નાંખે છે, અને ગુજરાતની એક અજ્ઞાત સત્તાનો સંગમસિંહના તામ્રલેખથી પરિચય કરાવે છે, એ સમયે પ્રો. ઇ. હુલ્સે ડો. ભગવાનલાલે પારડીના દહ્સેનના પ્રકટ કરેલાં પતરાં પુનઃ તપાસી પ્રકટ કર્યાં હતાં અને પુષ્યેણનો પરિચય આપતી માટીની સીલ પ્રકટ કરી હતી.[૭૧] મિ. એ. એમ. ટી. જેકસને ગુજરાતની એક અજ્ઞાત સત્તાનો સિંહાદિત્યથી પરિચય કરાવી, પાલીતાણાના તામ્રલેખથી ધ્રુવસેન ર જાનો વધુ પરિચય કરાવ્યો હતો.[૭૨]

ઈ. સ. ૧૯૧૧-૧૨માં લગભગ ગુજરાતને લગતા ૧૦ ઉત્કીર્ણ લેખો પ્રકટ થયા હતા, જેમાં પ્રો. ઈ. હુલ્શે, મિ. એ. એમ ટી. જેકસને પ્રકટ કરેલા વ્યાઘ્રસેન સિંહાદિત્ય અને ધ્રુવસેન ૨ જાના તામ્રલેખો પુનઃ તપાસી કર્યા હતા[૭૩] મી. સ્ટેનકોનોએ શિલાદિત્ય ૧લાનું એક વધુ દાનપત્ર અને ધ્રુવસેન ૧લાના ત્રણ વધુ દાન પ્રકટ કરી મૈત્રકો પર વધુ પ્રકાશ નાખ્યો હતો,[૭૪] જ્યારે એમ. એમ. ભાંડારકરે ૧લા શિલાદિત્યનું એક વધુ દાનપત્ર પ્રકટ કરી તેના ઇતિહાસની વધુ તારીખ આપી હતી,[૭૫] જ્યારે ડો. ડી. આર. ભાંડારકરે બે તામ્રલેખથી કુમારપાળ અને સારંગદેવનનો વધુ પરિચય કરાવ્યો હતો.[૭૬] ઇ. સ. ૧૯૧૩-૧૪માં માત્ર ડો. ડી. આર. ભાંડારકરે ઉજ્જૈન મહારાજા સિદ્ધરાજ જયસિંહનો શિલાલેખ પ્રકટ

૬૬. એ. ઈ. વો. ૮ પા. ૨૦૦, ૨૦૪, ૨૩૩, ૨૨૩, ૨૨૬, ૨૨૭.
૬૭. ,, ,, ૮ પા. ૧૮૮, ૧૯૪.
૬૮. ,, ,, ૯ પા. ૨૪
૬૯ ,, ,, ૯ પા. ૧
૭૦ ,, ,, ૧૦ પા. ૭૬, ૭૨
૭૧ એ. ઇ. વો. ૧૦ પા. ૫૧ ઇ. એ. વો. ૩૮ પા ૧૪૫
૭૨ ઈ. એ. વો. ૩૯ પા. ૧૨૯
૭૩ એ. ઈ. વો. ૧૧ પા ૨૧૯
૭૪ ,, ,, ૧૧ પા. ૧૦૫, ૧૦૯, ૧૧૨, ૧૧૫.
૭૫ ,, ,, ૧૧ પા. ૧૭૪
૭૬ ,, ,, ૪૧ પા. ૨૦૨, ૨૦
૭૭ ,, ,, ૪૨ પા. ૨૫૮

કર્યો હતો. ઇ. સ. ૧૫-૧૬માં પ્રથમ વાર મિ. એલ. ડી. બારનેટ ગુજરાતના ઉત્કીર્ણ લેખોનો પરિચય કરાવે છે, જેમાં તેમણે ડૉ. બુલરે ગુહસેનના પ્રકટ કરેલા તામ્રલેખને પુનઃ તપાસી પ્રકટ કર્યું છે,"[૭૮] અને ડૉ. ડી. આર. ભાંડારકરે બે તામ્રલેખોથી શિલાદિત્ય ૩જા અને ૪થાનો વધુ પરિચય કરાવતાં તેમની વધુ તારીખો જણાવી હતી.[૭૯]

ઇ. સ. ૧૯૧૯-૨૦માં માત્ર ત્રણ જ ગુજરાતને લગતા ઉત્કીર્ણ લેખો પ્રકટ થયા છે, જેમાં પ્રથમ વાર ગુજરાતના ઉત્કીર્ણ લેખોમાં ખૂબ રસ લેતા મિ. ડી. બી. ડીસ્કલકરનાં દર્શન થાય છે, જેમણે પોતાની ગુર્જર સેવાની શરૂઆત સ્વામી રૂદ્રસિંહ બીજાના લેખથી કરી, ક્ષત્રપોનો વધુ પરિચય આપ્યો.[૮૧] મિ. ગિરજાશંકર વ આચાર્યે, મહારાજા જયસિંહનો વળાનો શિલાલેખ પ્રકટ કરી, ગુર્જર ચૌલુકયો પર વધુ પ્રકાશ નાંખ્યો.[૮૨] ઈ. સ. ૧૯૨૧-૨૨ માં મિ બેનરજી અને મિ. સુખથનકરે રૂદ્રદામનના અંધાઉના ચાર શિલાલેખ, ક્ષત્રપ રૂદ્રસિંહનો ગુંદામાનો શિલાલેખ અને ક્ષત્રપ જયદામનના પૌત્રનો શિલાલેખ પ્રકટ કરી, ક્ષત્રપવંશ પર પુષ્કળ પ્રકાશ નાંખ્યો,[૮૩] જ્યારે મિ. એલ. ડી. બારનેટે મિ. જેકસને પ્રકટ કરેલ દ્રોણસિંહનો લેખ મૂળ નકલ સાથે પ્રકટ કર્યો.[૮૪] અને મિ. ગિરજાશંકર વ. આચાર્યે નવસારીનીના મહારાજા કર્ણદેવનાં દાનપત્રો પ્રકટ કરી, પ્રથમ વાર તેમનો તામ્રલેખોથી પરિચય કરાવ્યો.[૮૫]

૧૯૨૩-૨૪માં ગુજરાતના ઉકીર્ણ લેખો તરફ મિ ગિરજાશંકર વ. આચાર્ય અને મિ. ડી. બી. ડીસ્કલકરે ખુબ લક્ષ આપ્યું. અને આ વરસોમાં લગભગ ૨૭ ઉત્કીર્ણ લેખો પ્રકટ થયા, જેમાં મિ. ડી. બી. ડીસ્કલકરના ૧૬ લેખો હતા,[૮૬] જેમાં ધ્રુવસેન ૧લાના ત્રણ, ધરસેન બીજાના બે, શિલાદિત્ય ૧લાના ત્રણ, શિલાદિત્ય ૩જાના ત્રણ અને બાકીના પાંચ અજ્ઞાત રાજાના વગર સાલના છે. આમ મિ. ડી. બી. ડીસ્કલકરે મૈત્રકોના ૧૧ લેખો પર પ્રકાશ નાંખી, તેની પુષ્કળ માહિતી આપી, જ્યારે મિ. ગિરજાશંકર વ. આચાર્યે[૮૭] ધ્રુવસેન ૧ લાનું ૧, ધરસેન બીજાનું ૧, ધ્રુવસેન બીજાનાં બે, ધ્રુવસેન ૩જાનો એક, શિલાદિત્ય ૩જાના ચાર વધુ તામ્રલેખો પ્રકટ કરી, પરિચય આપ્યો, જ્યારે મી. સુખથનકરે ધરસેન ૧લાનાં વધુ ૩ દાનપત્રોનો પરિચય કરાવ્યો.[૮૮] ઇ. સ. ૧૯૨૫-૨૬માં મિ. ડી. બી. ડીસ્કલકરે વધુ ચાર લેખોનો પરિચય કરાવ્યો, જેમાં ધરસેન ૨જા નો અને ૩ જા નો વધુ પરિચય આપવામાં આવ્યો છે અને વંથલીના શિલાલેખથી સારંગદેવ વાઘેલાના સમય પર પ્રકાશ

---

૭૮. એ. ઈ. વો. ૧૩ પા. ૩૩૮

૭૯. આ. સ. વે. ઈ. ૧૯૧૫-૧૬. પા. ૫૫

૮૦. વો. મુ. રી, ૧૯૧૯-૨૦. પા. ૭

૮૧. એ. ઇ. વો. ૧૫ પા. ૨૫૫

૮૨. જ. બો. બ્રા. રો. એ સો. વો. ૨૫. પા. ૩૨૪

૮૩. એ. ઇ. વો. ૧૬ પા. ૧૯, ૨૩૪

૮૪ ,, ,, પા. ૧૭

૮૫. જ. બો. બ્રા. રો. એ. સો. વો. ૨૬ પા. ૨૫૦

૮૬. જ. બ્રા. રો. એ સો. (ન્યૂ સિરિઝ) વો. ૧. પા. ૧૬, ૧૮, ૨૦, ૨૧, ૨૪, ૨૬, ૨૮, ૩૧, ૫૭, ૭૦, ૪૦, ૪૩થી ૪૯

૮૭ ,, ,, વો. ૧લું પા. ૬૫, ૬૬, ૬૯, ૫૧, ૩૫, ૩૭, ૭૧, ૭૩, ૫૭

૮૮. એ. ઈ. વો. ૧૭ પા, ૧૦૯, ૧૦૫, ૧૦૮

નાંખ્યો છે.[૮૯] જ્યારે મિ. ડી. આર. બેનરજીએ જૂનાગઢના શિલાલેખથી જીવદામન પર પ્રકાશ નાખી ક્ષત્રપવંશ પર વધુ પ્રકાશ નાંખ્યો.[૯૦] ઇ. સ. ૧૯૨૭-૨૮ ફક્ત પાંચ જ લેખો પ્રકટ થયા, જેમાં પંડિત માધુ સુરૂપવત્સે ધ્રુવસેન ૧લા નું એક વધુ દાનપત્ર પ્રકટ કરી, તેની એક વધુ તારીખ આપી,[૯૧] જ્યારે મિ. ડી. બી. ડીસ્કલકરે ત્રણ તામ્રલેખો પ્રકટ કરી, પરમાર રાજા સિયકનો પરિચય કરાવી, ૧૦ મી સદીના ઇતિહાસ પર પ્રકાશ નાંખ્યો છે, જ્યારે ૩જા તામ્રલેખથી ધ્રુવસેન ૧લાનો વધુ પરિચય કરાવ્યો છે.[૯૧ખ] ઇ. સ. ૨૯-૩૦માં ગુજરાતને લગતા કોઈ ઉત્કીર્ણ લેખો પ્રકટ થયા નથી. ઇ. સ. ૩૧-૩૨ માં ચાર લેખો પ્રકટ થયા છે, જેમાં મિ. ડી. બી. ડીસ્કલકરે ધરસેન ૧લાનો પ્રકટ થયેલો તામ્રલેખ પુનઃ તપાસી પ્રકટ કર્યો છે.[૯૨] જ્યારે મિ. આર. ડી. બેનરજીએ શિલાદિત્ય ૧લાનું એક વધુ દાનપત્ર પ્રકટ કરી, તેની એક વધુ તારીખ આપી છે.[૯૩] મી. એ. એસ. અલ્તેકરે કર્ક બીજાનું એક વધુ દાનપત્ર પ્રકટ કરી, તેના ઇતિહાસ પર પ્રકાશ નાંખ્યો છે.[૯૪] જ્યારે મિ. કે. એન દીક્ષિતે ભીમદેવનો વધુ લેખ પ્રકટ કરી, તેનો ઇતિહાસ અજવાળ્યો છે.[૯૫]

ઇ. સ. ૧૯૩૩-૩૪ ઉત્કીર્ણ લેખોપર પ્રકાશ નાંખે એવા બે જ લેખો પ્રકટ થયા. ડૉ. બી. ભટ્ટાચાર્યે કર્ક રાજાના લેખથી તેનો વધુ પરિચય આપ્યો હતો. જ્યારે[૯૬] મી. એ. એસ. અલ્તેકરે ધ્રુવ રાજાનું એક વધુ દાનપત્ર પ્રકટ કરી, પ્રકાશ નાંખ્યો હતો.[૯૭] આ જ વરસમાં શ્રી ફાર્બસ ગુજરાતી સભા એ જાણીતા પુરાવિદ ગિરજાશંકર વલ્લભજી આચાર્ય પાસે સંસ્કૃત-પ્રાકૃત લેખોનો ૧લો ભાગ સંપાદિત કરાવી પ્રકટ કર્યો, જે ગુજરાતના શિલાલેખો સંબંધી પુસ્તકોમાં અગત્યનું સ્થાન રાખે છે. ઇ. સ. ૧૯૩૫-૩૬ માં માત્ર મિ. ડી. બી. ડીસ્કલકરે પાંચ લેખો પ્રકટ કરી, મહારાજા કુમારપાલ પર પુષ્કળ પ્રકાશ નાંખ્યો છે.[૯૮] આ જ વરસમાં શ્રી ફાર્બસ ગુજરાતી સભાએ પ્રકાશિત ઐતિહાસિક લેખોનો બીજો ભાગ આચાર્ય ગિ. વલ્લભજી આચાર્યે સંપાદિત કરી પ્રકટ કર્યો. ઇ. સ. ૧૯૩૭-૩૮માં લગભગ ૮ લેખો લખાયા છે, જેમાં મિ. ડી. બી. ડીસ્કલકરે ૭ લેખો લખી, પ્રાચીના શિલાલેખથી કુમારપાલ પર, કીરાડુ, વળા, ગિરનાર અને સોમનાથના લેખથી ભીમદેવ રજા પર પોરબંદરના શિલાલેખથી વિસલદેવ વાઘેલા પર, ઊંઝાના લેખથી અજયપાલ પર, અને

---

૮૯. ઓ. બે. ઓ. ઇ. વો. ૪ પા. ૩૩. બો. મ્યુ. રી. ૧૯૨૫-૬ પા. ૧૩. એ. ભ. ઓ. ઇ. પા. ૫. પા. ૧૭૧

૯૦. એ. ઈ. વો. ૧૮ પા. ૩૩૯

૯૧. ,, ,, ૧૯ પા. ૩૨૫

૯૧ ખ. એ. ઈ. વો. ૧૯. પા. ૨૩૬, ૧૭૭, ૧૨૫

૯૨. ,, ,, ૨૧ પા. ૧૭૯

૯૩. ,, ,, ૨૧ પા. ૧૨૬

૯૪. ,, ,, ૨૧ પા. ૧૩૩

૯૫. ,, ,, ૨૧ પા. ૧૭૧

૯૬. ,, ,, ૨૨ પા. ૭૭

૯૭. ,, ,, ૧૩ પા. ૬૪

૯૮ પુ. ઓ. વો. ૧ અંક ૨. પા. ૪૦, ૪૧, ૪૩, ૪૪, ૪૭

કાંટેલાના શિલાલેખથી અર્જુનદેવ પર પ્રકાશ નાંખ્યો હતો,[૯૯] જ્યારે રા. કનૈયાલાલ ભાઈશંકર દવેએ મૂળરાજ બીજાના તામ્રલેખથી તેના ઈતિહાસ પર પ્રકાશ નાંખ્યો.[૧૦૦]

૧૮૮૮ થી ૧૯૩૮ સુધીના ઉત્કીર્ણ લેખોનો સિલસિલાબંધ ઇતિહાસ જોયો. સંભવ છે કે આમાં કેટલાક લેખોની નોંધ રહી પણ ગઈ હોય. એ શરતચૂક માટે ક્ષમા ચાહું છું, અને એટલું સ્પષ્ટ સ્વીકારી લઉં છું કે આ વિષયનો-up to date-અદ્યતન ઇતિહાસ રજુ કરી શકાય એટલાં સાધનો પણ મારી પાસે નથી.

આ અર્ધશતાબ્દિની સંશોધનસેવા, ઉત્કીર્ણલેખોથી ઈતિહાસપર શો પ્રકાશ નાંખે છે તે તપાસી લઈએ. આ અર્ધશતાબ્દિમાં અશોકનો કોઈ શિલાલેખ જડયો જ નથી. અલબત્ત ક્ષત્રપવંશના ૬ શિલાલેખો જડયા છે, જેમાંના અંધાઉના જ લેખો એક જ દિવસે લખાયલા છે, તે જયદામનના પુત્ર રૂદ્રદામનના ઇ. સ. ૧૩૦ ના છે, જેમાં રાજા ચષ્ટનના પિતાનું નામ સામોતિક જડે છે. આ શિલાલેખો લખાવવાનું કારણ કોઈ ખાસ ઐતિહાસિક નથી, પરંતુ યાદગીરીઓ છે. જૂનાગઢના જીવદામનના લેખમાં ઇ. સ. ૧૭૮ની તારીખથી વધુ પ્રકાશ નથી. જૂનાગઢ મ્યુઝિયમનો ઇ. સ. ૩૦૬નો શિલાલેખ રૂદ્રસિંહ બીજાની એક તારીખથી વધુ ઉપયોગી નથી. એવો જ ઇ. સ. ૩૧૦નો રૂદ્રસેનનો મૂળવાસરનો લેખ છે. પરંતુ મેવાસનો લેખ શ્રી. ફ઼ા. ગુ. સભાના 'ગુજરાતના ઐતિહાસિક ઉત્કીર્ણ લેખો'માં આપવામાં આવ્યો છે અને તેના પર સંપાદકે કોઈ પ્રકાશ નાંખ્યો નથી. તે મૂલ્યવાન છે. તેમાં થોડાંક નવાં નામોનું ભાન થાય છે. તેમાં અપાયેલી વંશાવળી નીચે મુજબ છે, 'મહાક્ષત્રપ ચષ્ટનના પુત્રનો પૌત્ર મહાક્ષત્રપ ભદ્રિદામનના પુત્રનો પૌત્ર વર્ષશત'. તારીખ નથી.

આ પછી ગુપ્તવંશ પર પ્રકાશ નાંખે એવો કોઈ લેખ જડયો નથી. પરંતુ સુરતનાં પતરાંઓએ ત્રૈકુટ વંશના વ્યાઘ્રસેનનો પરિચય કરાવ્યો છે અને તેની એક તારીખ ઇ. સ. ૪૯૦ની જણાવી છે. તેમાં અગત્યની વસ્તુ તેનો અપરાન્ત પર અધિકાર હતો તે છે. વલ્લભી અથવા મૈત્રકોના તામ્રલેખોમાં ઐતિહાસિક બાબતો વિશેષ નથી, પરંતુ જરૂર તે વંશાવળી સાથે સુંદર ભૂગોળ રજુ કરે છે અને રાજવ્યવસ્થાના જ્ઞાનમાં પુષ્કળ વધારો કરે છે. પરંતુ આપણો સંબંધનો ઇતિહાસ સાથે જ હોવાથી તે જ દૃષ્ટિએ અવલોકન કરવામાં આવ્યું છે.

૧૮૮૭ સુધીમાં મળેલા તામ્રલેખોમાં સૌથી પ્રાચીન ધ્રુવસેન ૧લાનો ઈ. સ. ૫૨૬નો તામ્રલેખ હતો, પરંતુ એ પછીના ગાળામાં આપણને ત્રણ મૂલ્યવાન લેખ મળ્યા છે, જેમાં એક એના પૂર્વજ દ્રોણસિંહનો ઇ. સ. ૫૦૨નો તામ્રલેખ છે, જ્યારે બે ઇ. સ. ૫૨૫ ના તામ્રલેખ છે. પરંતુ તેમાં ઐતિહાસિક માહિતી કોઈ ખાસ નથી. આ ઉપરાંત ધ્રુવસેન ૧લાના અગિયાર લેખો જડયા છે, જે એના રાજ્યની ઈ. સ. ૫૨૬, ૫૨૯, ૫૩૫, ૫૪૬, ૫૪૯ અને ૫૪૬ની તારીખ નોંધે છે. આ અરસામાં ગુહસેન ૧લાનો કોઈ નવો લેખ જડયો નથી. પરંતુ ધરસેન બીજાના નવા ૧૦ તામ્રલેખો જડયા છે, જે એના વિસ્તાર પર પુષ્કળ પ્રકાશ નાંખતાં ઇ. સ. ૫૭૧, ૫૭૬, ૫૮૮, ૫૮૯ની તારીખો આપે છેઃ આ જ સમયના ગુજરાતની એક બીજી સત્તાના લેખો જડયા છે, અને તે ગુજરાતના ઇતિહાસમાં સ્થાન માગે છે. એના ત્રણ તામ્રલેખો જડયા છે, જેમાં સૌથી પ્રાચીન વળામાંનું ગારૂલક મહારાજા

---

૯૯ બુદ્ધિપ્રકાશ વૉ. ૧ અંક ૪. પા. ૩૮, ૪૧, ૨૨૨. પુ. આ. વો. પુ. ૨જું અંક ૪. પા. ૨૨૫, ૨૨૭

૧૦૦ "બુદ્ધિપ્રકાશ" ૧૯૩૮. પા. ૧૬૩

વરાહદાસનું છે. એમાં એ પોતાની વંશાવળી આપે છે. મહારાજા સૂરનો પૌત્ર અને સેનાપતિ વરાહદાસનો પુત્ર અને સામાન્ત મહારાજા ભટ્ટિસૂરનો ભત્રિજો દાખવે છે અને વધુમાં દ્વારકાના નાથને જિત્યાનો ઉલ્લેખ છે અને મહારાજા ધ્રુવસેન ૧લાનો એ સામંત હતો, તેની નોંધ છે, જ્યારે એના પુત્ર સિંહાદિત્યના લેખમાં આનાથી વિશેષ માહિતી નથી, માત્ર તે બે તારીખો નોંધાવે છે: ઈ. સ. ૫૭૪ અને ૫૮૫. આ જ સમયની એક બીજી સત્તા પણ પરિચયમાં આવે છે, તેનું ભાન આપણને સુનાવ કલાનાં પતરાં આપે છે, જેમાં આપણે ઇ. સ. ૫૪૦માં મહાસામંત સંગમસિહને ભરૂચમાં હુકુમત કરતાં જોઈએ છીએ, પરંતુ સામંતના બિરૂદથી કલ્પના કરી શકાય કે તે વલ્લભી(કે અન્ય)નો ખંડિયો કે ગવર્નર હશે.

આ પછી શિલાદિત્ય ૧લાના ૧૦ નવા તામ્રલેખો જડયા છે, પરન્તુ આગળ જેમ તે તારીખોથી વધુ ઐતિહાસિક નોંધ લેતા નથી. આ તામ્રલેખો શિલાદિત્ય ૧લાજ ઈ. સ. ૬૦૬, ૬૦૭, ૬૦૯ અને ૬૧૧ની તારીખ નોંધે છે. ધરસેન ૩જાનો એક ભાવનગરથી તામ્રલેખ જડયો છે, જેમાં ઈ. સ. ૬૨૩ની તેની તારીખ આપવામાં આવી છે. આ પછી ધ્રુવસેન ૨જાના ૬ તામ્રલેખ જડયા છે, પરંતુ તે ઇતિહાસ પર કોઈ વધુ પ્રકાશ નાંખતા નથી, બલકે નીચલી તારીખોથી તેમાં ખાસ વિશેષ કાંઇ જ નથી; ઈ. સ. ૬૩૧, ૬૩૩, ૬૩૯, ૬૪૦, ૬૪૧. ધરસેન ૪થાનું તેમ જ ખરગ્રહ ૨જાનું કોઈ નવું તામ્રપત્ર જડયું નથી. પરંતુ શિલાદિત્ય ૩જાના લગભગ ૮ તામ્રલેખો જડયા છે, પરંતુ તે પણ ઇ. સ. ૬૬૨ ૬૬૫, ૬૬૬, ૬૬૭, ૬૬૯, ૬૭૫ તારીખો જ આપે છે. ઈ. સ. ૬૫૪નો બગુમ્રાનો તામ્રલેખ દક્ષિણ ગુજરાતની એક નવી સત્તાનો પરિચય આપે છે. અલબત્ત તેમાં ઐતિહાસિક માહિતી થોડી છે. દાન કરનાર પૃથ્વીવલ્લભ, નિકુમ્ભલશક્તિ ભાનુશક્તિનો પૌત્ર અને આદિત્યશક્તિનો પુત્ર છે. પોતાના પૂર્વજોના બિરૂદ નરપતિ લખે છે જ્યારે પોતાનું બિરૂદ પૃથ્વીવલ્લભ જણાવે છે, તેથી સ્વતંત્ર સત્તા હોય તો નવાઈ નહીં.

ઇ. સ. ૧૮૮૭ સુધીમાં શિલાદિત્ય ૪થાનું એક પણ તામ્રપત્ર જડયું ન હતું. એના લગભગ પાંચ તામ્રલેખ જડયા છે, જેમાં ઇ. સ. ૬૯૪, ૬૯૫, ૭૦૦, ૭૦૧, ૭૦૬ એના સમયની તારીખો મળે છે. આ જ સમય પૂર્વે ગુજરાતમાં બે નવી સત્તા પરિચયમાં આવી ગઈ છે તે ભરૂચના ગુર્જરો અને ચૌલુકય બદામી, જેના વિષે વલ્લભીના અંતમાં વિવેચન કરવામાં આવશે. આ પછી ૫મા ૬ઠ્ઠા અને ૭માં શિલાદિત્યના કોઈ નવા તામ્રલેખો જડયા નથી. અલબત મિ. ડી. બી. ડીસ્કલકરે પાંચ વગર તારીખના દાતાના તામ્રલેખો પ્રગટ કર્યા છે, જે ઈતિહાસ પર કોઇ પ્રકાશ નાખતા નથી.

ઈ. સ. ૧૮૮૭ સુધી ભરૂચના ગુર્જરોના ૪ તામ્રલેખથી ઠીક પરિચયમાં આવ્યા હતા, એ પછીનાં વરસોમાં આપણને બીજા ૬ તામ્રલેખ જડી આવ્યા છે. આપણને જડેલા તામ્રલેખોમાં સૌથી પ્રાચીન બીજા દદ્દનું ઇ. સ ૬૨૯નું તામ્રપત્ર હતું, પરંતુ ૧૮૮૭ પછી આપણને એના પૂર્વજ દદ્દ ૧લાનો ઈ. સ. ૫૯૫નો તામ્રલેખ મળ્યો છે, જે આપણને તામ્ર-લેખમાં સૌથી પ્રાચીન તારીખ આપે છે, એટલું જ નહીં પણ સૌથી પહેલી વાર રણગ્રહનો તામ્રલેખ પ્રકટ થયો છે. દદ્દ ૨જાના સંખેડાના બન્ને દાનપત્રો ઈ. સ. ૬૪૧ની તારીખ નોંધે છે. જયભટ્ટ ૩જાનું દાનપત્ર ઇ. સ. ૭૩૬ની એક વધુ અને મળેલા તામ્રલેખોમાં છેલ્લી તારીખ આપે છે.

ગુર્જર ચૌલુકય બદામીનું ઇ. સ. ૧૮૮૭ પછી કોઈ દાનપત્ર કે શિલાલેખ જડવાની મને માહિતી નથી.

એક ઐતિહાસિક ઝાંખીથી આવું અવલોકન કરાવી શકાય. મૈત્રકોનો સૌથી પ્રાચીન તામ્રલેખ ઈ. સ. ૪૯૯નો, છેલ્લો તામ્રલેખ ઈ. સ. ૭૬૬નો લગભગ ૨૬૭ વરસના ઇતિહાસની ઝાંખી કરાવે છે. ભટ્ટારકનો કોઇ લેખ મળ્યો નથી, પરંતુ એના વખતમાં દક્ષિણ ગુજરાત પર ત્રૈકૂટોની સત્તા હોવી જોઈએ અને તે દ્રોણસિંહના ભામોદરાના તામ્રલેખ સુધી હતી, એવી સાબીતી આપણને સૂરતનો વ્યાઘ્રસેનનો તામ્રલેખ આપે છે, જે ઈ. સ. ૪૯૦નો છે.

આ પછી ચૌલુક્ય બદામીનો જડેલો સૌથી પ્રાચીન તામ્રલેખ ખેડાનો ઈ. સ. ૬૧૩–૧૪નો છે, જ્યારે ભરૂચના ગુર્જરોનું પ્રાચીન તામ્રપત્ર ઇ. સ. ૫૯૫નું છે. દ્રોણસિંહથી ૧લા શિલાદિત્ય સુધીમાં આપણે વધુ નીચલી સત્તાઓના પરિચયમાં આવીએ છીએ. ગારૂલક મહારાજા વરાહદાસનો વળામાંથી મળેલો લેખ ઇ. સ. ૫૪૫નો છે, જે પોતાની બે પેઢી રજુ કરે છે, એટલે વલ્લભીથી થોડે દૂર એની સત્તા હશે અથવા એ મૈત્રકોનો ગવર્નર હશે. એના પુત્ર સિંહાદિત્યના લેખની છેલ્લી તારીખ ઇ. સ. ૫૮૫ની છે. તો એ વંશની સત્તા ભરૂચના ગુર્જરોના ઉદય સુધી હોય તો નવાઈ નહીં. બીજી બાજુ મહાસામંત સંગમસિંહનો લેખ તેની ઈ. સ. ૫૪૦માં ભરૂચ પર સત્તા હતી તેનું ભાન કરાવે છે. એટલે ૧લા દદ્દથી ૫૫ વર્ષે ભરૂચમાં સંગમસિંહની હકુમત હતી.

ઈ. સ. ૫૯૫થી ઇ. સ. ૭૩૬ સુધી ભરુચના ગુર્જરોની ભરૂચ પર સત્તા હતી, એનું પુરવાર તો તેના તામ્રલેખો સ્પષ્ટતાથી કરે છે, જ્યારે ચૌલુક્ય વિજયરાયનું ખેડાનું દાનપત્ર આપણને જણાવે છે, કે ઈ. સ. ૬૪૨થી આપણને ચૌલુક્ય બદામીની જાણ મળે છે. તેનો છેલ્લો તામ્રલેખ ઈ. સ. ૭૩૯નો છે. આ દોઢ શતાબ્દીના નાના ઇતિહાસમાં આપણે કેટલીક નવી સત્તાના પરિચયમાં આવ્યા છીએ, તે પણ ગુજરાતના ઇતિહાસમાં પ્રકાશ માંગે છે. ૭મી શતાબ્દીનું આપણને શાંતિલ્લનું દાનપત્ર મળ્યું છે, જે નિરિહુલ્લકનો સેનાપતિ હતો એ ઉપર કૃષ્ણનું સૂચન છે, પરંતુ તેના સાથેનો કોઈ સ્પષ્ટ સંબંધ નથી. આનાથી કલચુરી વંશની આછી ઝાંખી થાય છે, જે કલચુરીઓના સંવત અહીંની સત્તાઓએ સ્વીકાર્યા તે બળવાન તો હશે જ. પરંતુ ઉત્કીર્ણ લેખની દૃષ્ટિએ આના પર વિશેષ પ્રકાશ પડતો નથી. આવું જ સંશોધન જાઈકદેવનું ધિનિકમાંથી મળેલું તામ્રપત્ર છે. આ ઇ. સ. ૭૩૯નો લેખ દાખવે છે કે આ સમયે સુરાષ્ટ્રમાં મહારાજા જાઈકદેવની આણ હતી. તેનાં બિરૂદો તે સ્વતંત્ર રાજા હોય એમ પુરવાર કરે છે, પરન્તુ તે પોતાના પૂર્વજની વંશાવળી આપતો નથી, ન તો પોતાના વિજયની નોંધ આપે છે. આનાથી એ વસ્તુ પર પ્રકાશ પડે છે. એક તો આ સમયે મૈત્રકો નબળા પડી ગયા હશે, જેનો લાભ ઉઠાવી, એણે પોતાની સ્વતંત્ર સત્તા સ્થાપી હશે. અને બીજું અવનિજનાશ્રય પુલકેશીના ઇ. સ. ૭૩૯ના તામ્રલેખમાં આરબો-(તાજીકો)એ જે સૌરાષ્ટ્રાધિપતિને હરાવવાનો ઉલ્લેખ છે તે આ જ હોવો જોઈએ. એના વંશનો કોઈ ખાસ પરિચય ન હોવાના કારણે તેને દેશથી ઓળખાવ્યો છે. આ પછી ગુજરાતમાં જે બળવાન સત્તા આવી તે રાષ્ટ્રકૂટ, જેનો જરૂરી પરિચય આપણને ઈ. સ. ૧૮૮૭ સુધીના લેખોમાં આવી ગયો છે, એના એ પછી લગભગ ૧૨ લેખો મળ્યા છે.

રાષ્ટ્રકૂટના ઇ. સ. ૧૮૮૭ સુધીના મળેલા લેખોમાં સૌથી પ્રાચીન કર્ક ૨ જા નો ઇ. સ. ૭૫૭ નો લેખ છે. એ પૂર્વેનો કોઇ નવો લેખ મળ્યો નથી. આપણને અર્વાચીન સંશોધનમાં મળેલું સૌથી જૂનું પતરું, તોરખેડેમાંથી ગોવિન્દનું ઈ. સ. ૮૧૩ નું છે. આ

તામ્રલેખ, રાષ્ટ્રકુટની લાટ શાખાના ઇન્દ્રરાજના નાના પુત્ર ગોવિન્દરાજનું છે. અને એમાં આ તારીખ અને આ પરિચયથી વધુ ઉલ્લેખ નથી. એવું જ એમનું ડભાઈનું તામ્રપત્ર ઈ. સ. ૮૧૬ નું છે, તે પણ ઇતિહાસમાં કાંઇ ઉમેરો કરતું નથી. એના મોટાભાઈ કર્ક ર જાના ૩ તામ્રલેખ જડયા છે, જેમાં નવસારીનું ઈ. સ. ૮૨૧ નું છે, તેમાં વંશાવળી પૂરી છે, જે આ પૂર્વે પણ અપાઈ ગઈ છે, પરંતુ ઐતિહાસિક માહિતી વિશેષ નથી. સૂરતથી જડેલાં ઈ. સ. ૮૨૧ ના લેખમાં ખાસ ઐતિહાસિક માહિતી નથી. પરંતુ ઈ. સ. ૮૨૪ ના બ્રાહ્મણપલ્લિના તામ્રલેખથી થોડીક ઐતિહાસિક બાબતોને પ્રકાશ મળે છે. એમાં સૌથી મહત્વની વાત તેમાં બે જણની સહી છે તે અને તે અમોઘવર્ષ અને કર્ક રજાની છે. આવું બીજું કોઇ પણ દાનપત્ર ગુજરાતમાંથી મળ્યું નથી, જે વિષે રાષ્ટ્રકુટોની આલોચનામાં પ્રકાશ નાંખવામાં આવશે. અર્વાચીન સંશોધનમાં આપણને પ્રથમ વાર દંતિવર્માનો ઈ. સ. ૮૬૭ તામ્રલેખ જડયો છે, પરંતુ તે તારીખથી વધુ ઐતિહાસિક પ્રકાશ આપતો નથી. અલબત્ત ઈ. સ. ૮૭૧ નો અમોઘવર્ષનો સંજાણથી જડેલો તામ્રલેખ રાષ્ટ્રકૂટોની મૂળ શાખાના ઇતિહાસ પર પુષ્કળ પ્રકાશ નાંખે છે, સાથે જ એ એક અગત્યની બીના રજુ કરે છે અને તે અમોઘવર્ષ ગાદીએ આવ્યો ત્યારે સામન્ત, સચિવ અને સ્વબંધુઓએ બંડ કર્યું, જે તેણે આર્ય પાતાલમલ્લની સહાયથી શમાવી આપ્યું. આ પછી ૧૩ વરસે લખાયલું ધ્રુવવર્ષ ૨ જાનું પ્રથમ દાનપત્ર મળ્યું છે, જેમાં ઐતિહાસિક માહિતી ઓછી છે, પરંતુ રાષ્ટ્રકૂટવંશનો સંબંધ બેસાડવામાં બહુ જ ઉપયોગી છે. ઈ. સ. ૯૧૦ ના કપડવંજમાંથી મળેલા તામ્રલેખમાં અકાલવર્ષ ૨ જાના બે સામંતો પ્રચંડ અને ચંદ્રગુપ્તનો પરિચય મળે છે, જેઓના પૂર્વજ ધવલબપ્પે કોઈ ગુર્જર રાજાને પરાજય કરવામાં મદદ કરવા અને તેના રાજ્યને પોતાના સ્વામીના રાજ્યમાં ભેળવવા બદલ ૭૫૦ ગામો મળ્યાનો ઉલ્લેખ છે. ખંભાતથી મળેલો ઈ. સ. ૯૩૦નો ગોવિન્દ ૪ નો તામ્રલેખ ઐતિહાસિક માહિતીથી ભરપૂર છે, પરંતુ તે ગુર્જર ઇતિહાસ પર નહીં જેવો જ પ્રકાશ નાખે છે.

આ સમયની ગુજરાતની બીજી સત્તાઓનો ઇતિહાસ નહીં જેવો જ જાણવા મળ્યો છે. તેમાં સૌથી પ્રાચીન ઉનામાંથી મળેલો ઈ. સ. ૮૯૩ બલવર્મનનો તામ્રલેખ છે. એમાં તે પોતાને અવનિવર્મનનો પુત્ર બલવર્મન તે મહારાજાધિરાજ મહેન્દ્રપાલનો સામંત દાખવે છે. પરંતુ એનાં ૭ વરસ પછી લખાયલો અને પુત્ર અવનિવર્મન બીજાનો તામ્રલેખ આ ચૌલુક્ય વંશ પર સારો પ્રકાશ નાંખે છે. પ્રથમ તે પોતાની વંશાવળી નીચે મુજબ રજુ કરે છેઃ ‘ કલ્લ અને મહલ્લ બન્ને મોટા મહિપતિ હતા. તેમાં કલ્લનો પૌત્ર ધવલ તેનો પુત્ર અવનિવર્મન તેનો પૌત્ર અવનિવર્મન રજો ’ પોતાના પૂર્વજોનો ઇતિહાસ આપતાં ધવલ વિષે લખે છેઃ ‘ તેણે મહારાજાઓનો પરાજય કર્યો હતો તેમજ કર્ણાટકના રાજાને તેમ જ (કોઈ) ધર્મ્મ નામના રાજાને હરાવ્યો હતો. અને પોતાના પિતા બલવર્મનની નોંધ નીચે મુજબ આપે છે. ‘ વિશઢને હરાવી તેની પાસેથી બે મોટા ઢોલ પડાવી લીધાં, તેમ જ જજ્જપ અને બીજા રાજાઓને મારીને હુણવંશમાંથી પૃથ્વીને બચાવી. પોતાની વિજય નોંધમાં ધરણીવરાહ અને ચક્ષદાસનો પરાજય કરવાનો ઉલ્લેખ કરે છે. તે સાથે એ પણ જણાવી આપે છે કે એ પણ મહારાજા મહેન્દ્રપાલનો સામંત હતો. ધરણીવરાહ વિષે આગળ ઉલ્લેખ થઈ ગયો છે.

રાષ્ટ્રકૂટોનો સૌથી પ્રાચીન તામ્રલેખ ઈ. સ. ૭૫૭ નો છે, જ્યારે છેલ્લામાં છેલ્લી તારીખ આપતો લેખ. ઇ. સ. ૯૩૩નો છે. આ લગભગ પોણી બે સદીનો ઇતિહાસ પુષ્કળ પ્રકાશ માંગે છે. તામ્રલેખ જ તેનું મુખ્ય સાધન હોવા છતાં તેનાથી ઘટતો પ્રકાશ મળતો નથી. છતાં ગુજરાતના એ કાળની ઝાંખી આપણે કરી શકયા છીએ. રાષ્ટ્રકૂટોનો સૌથી જૂનો તામ્રલેખ ઈ. સ. ૭૫૭ નો કર્ક ૨ જા નો છે. એમાં જે વંશાવળી આપવામાં આવી છે, તેનો સંબંધ માન્યખેટની વંશાવળી સાથે બેસતો નથી, છતાં દંતિદૂર્ગ ને ઈલોરાના લેખમાં ઇ. ૭૫૦ પૂર્વે લાટ અને માળવા કર્કને સોંપ્યાનો ઉલ્લેખ છે. કદાચ તે આ જ કર્ક ૨ જો હોય. આ જોતાં આપણે એક અનુમાન પર આવી શકીએ કે, ચૌલુક્ય બાદામી અને ભરૂચના ગુર્જરોની સત્તા પૂર્વે ગુજરાતમાં ખતમ થઈ ચૂકી હતી. પરંતુ દંતિદુર્ગને પુત્ર ન હોવાથી તેની જગ્યાએ તેનો કાકો કૃષ્ણ આવ્યો. એના વિષયમાં ઈ. સ. ૮૧૨ ના વડોદરાના તામ્રલેખમાં કર્ક ૧ લા એ નીચલી નોંધ લીધી છે; ‘ તેણે વિમાર્ગે ગએલા સુબંધુને મૂળથી ઉખેડી નાંખીને નિજ ગૌત્રના હિતાર્થે રાજ્ય પોતે લઈ લીધું આ ઉલ્લેખ કર્ક ૨જાના સાથે બંધ બેસે છે. આ સમયે લાટ અને માળવાનો પ્રદેશ તેના જ અધિકારમાં હતો. તેણે કરેલા બંડને કૃષ્ણ ૧ લા એ દાબી દીધું હશે. કૃષ્ણ ૧ લા પછી ગોવિન્દ ૨ જાના હાથમાં હુકુમત આવી. પરંતુ એનો કોઇ ગુજરાત સાથે સંબંધ ધરાવતો તામ્રલેખ જડયો નથી. ગોવિન્દ ૨ જાની પછી તેનો નાનોભાઈ ધ્રુવ ૧લો ઈ. સ. ૭૯૫માં ગાદીએ આવ્યો. એનો પણ ગુજરાતને લગતો કોઇ તામ્રલેખ જડયો નથી. પરંતુ કૃષ્ણનો પુત્ર ગોવિન્દ ૩ જો મહાબળવાન હતો. તેના બે લેખો જડયા છે ઈ. સ. ૮૦૮ના વણીડીંડોરી અને રાધનપુરમાંથી મળેલા લેખ નીચે મુજબ તેના ઇતિહાસ પર પ્રકાશ નાંખે છે. ‘ એક બાજુ પોતાનું સૈન્ય અને બીજી બાજુ લહેરાતો સાગર એમ પલ્લવોને વચમાં ઘેરી લઇ તેના હાથીઓ પડાવવાનું અને ગૌડના વત્સરાજનો પરાજય કરી તેના શ્વેતછત્રો ઝુંટવી લેવાનો ઉલ્લેખ કરે છે.’ પિતાએ પોતાની હયાતીમાં તમામ સત્તા આપવા જણાવ્યું, પરન્તુ કંઠિકા એટલે કાંઠાનો પ્રદેશ શો ઓછો છે, કહી સંતોષ માન્યો. પરન્તુ પોતે પિતાના અવસાન બાદ બાર રાજાઓનો પરાજય કરવાની નોંધ લે છે. વધુમાં ગુર્જર રાજા એની પાસેથી નાસી ગયો એને માળવાના રાજાએ એનું શરણ સ્વીકાર્યું, એનો ઉલેખ કરતાં કહે છે કે વિધ્યા આગળના મારાશર્વે એની આણ સ્વીકારી અને વર્ષા ઋતુ બાદ તુંગભદ્રા નદી સુધી પૂંઠ પકડી પલ્લવોનો પરાજય કર્યો. આમાં એક વધુ વાત સ્પષ્ટ તરી આવે છે કે દંતિદુર્ગના સમયમાં માળવા લાટના સૂબાના હાથમાં હતો, તે કૃષ્ણરાજ કે એના પછીના સમયમાં ત્યાંનો સૂબો સ્વતંત્ર થઇ બેઠો કે કોઇ નવી સત્તાએ પડાવી લીધો. ગોવિન્દ ૩જાએ પોતાના ભાઈ ઈંદ્રને ગુજરાતના લાટની હકુમત સોંપી હતી, એવા ઉલ્લેખો મળે છે. પરન્તુ લાટ શાખાના ઈંદ્ર ૧લાનું કોઈ દાનપત્ર મળ્યું નથી, જે તેના ઇતિહાસ પર પ્રકાશ નાંખે. ઈંદ્રના પુત્ર કર્કના ૪ તામ્રલેખ જડયા છે, તેમાં વડોદરાથી મળેલા લાટેશ્વર સુવર્ણવર્ષ શ્રી કર્કરાજના તામ્રલેખમાં તેના પિતા ઈન્દ્રરાજ માટે નીચલો ઉલેખ છે. “તેણે (ગોવિંદરાજે) આપેલા લાટેશ્વર મંડળનો રાજકર્તા થયો...

---

× આ ગુર્જરો વિષે ઉત્કીર્ણ લેખોમાં કોઇ ખુલાસો નથી, પરંતુ ડૉ. ડી. આર. ભાંડારકરના ‘ગુર્જર’ ઉપર લખાયલા નિબંધમાં અને રા. દુ. કે. શાસ્ત્રીના ગુર્જરજાતિવાળા નિબંધમાંથી સારો પ્રકાશ મળી શકે છે.

તે એકલો હતો છતાં તેણે શૌર્યથી શિર ઊંચું કરી, યુદ્ધમાં તૈયારી કરી આવેલા ગુર્જરોના અધિપતિઓના નાયકને નસાડી મૂક્યો." ઈન્દ્રરાજ માટે આનાથી વિશેષ નોંધ મળતી નથી. ઈન્દ્રરાજ લાટેશ્વર ક્યારે થયો તેની કોઇ નોંધ નથી, પરન્તુ સુવર્ણવર્ષ કર્કરાજનું આ દાનપત્ર દાખવે છે કે ઈ. સ. ૮૧૨ પૂર્વે તેનું અવસાન થઇ પયું હોવું જોઇએ.

કર્કરાજની જે ઐતિહાસિક નોંધો મળે છે તે નીચે મુજબ છે. ઇ. સ. ૮૧૨ના વડોદરાનાં મળેલાં તામ્રપત્રથી એની ૧લી તારીખ મળે છે, જેમાં એ પોતાનો ઇતિહાસ નીચે મુજબ નોંધ લે છે. આ જ સમયમાં એના નાના ભાઇ ગોવિન્દરાજના પણ ત્રણ તામ્રલેખ જડયા છે. "ગૌડ અને વેંગીના રાજાનો પરાજય કરનાર ગુર્જર રાજા જ્યારે માળવા પર ચઢી આવ્યો ત્યારે તેનું રક્ષણ કરવામાં તેણે તેના સ્વામીને મદદ કરી હતી." આના પછી ચાર વરસે ખેટામાં લખાયેલું અને નવસારીમાંથી મળેલું ઇ. સ. ૮૧૬નું દાનપત્ર એના ઇતિહાસમાં કોઈ ખાસ ઉમેરો કરતું નથી પરન્તુ માન્યખેટની શાખામાં ગોવિંદ ૩જા ના અવસાન બાબત અટકળ આપે છે. વડોદરાથી મળેલા લેખમાં અમોઘવર્ષનું સૂચન નથી અને નવસારીથી જડેલા પત્રમાં છે; એ દાખવે છે કે આ ચાર વરસમાં ગોવિંદ ૩જાનું અવસાન થયું હશે. આ પછી પાંચ વરસે લખાયેલું સૂરતથી મળેલું દાનપત્ર ઇ. સ. ૮૨૧નું છે, જેમાં ઐતિહાસિક મહત્ત્વની માહિતી આપવામાં આવી છે, જ્યારે રાષ્ટ્રકૂટ ખંડિયા રાજાઓએ બળવો કર્યો ત્યારે અમોઘવર્ષને તેના કાકાના દિકરાએ ફરી ગાદીએ બેસાડયો. બીજી કોઇ ખાસ નોંધ અગત્યની નથી. આ પછી ત્રણ વરસે એટલે ઈ. સ. ૮૨૪ના બ્રાહ્મણપલ્લિથી મળેલા દાનપત્રમાં ખાસ અગત્યની નોંધ એ છે કે તેના પર સહી કર્ક રજા અને અમોઘવર્ષની છે. આ જ સુધી મળેલા રાષ્ટ્રકૂટના તામ્રલેખોમાં આવી સહી જોવામાં આવી નથી.

કર્ક રજાના ઈ. સ. ૮૧૨, ૮૧૬, ૮૨૧, અને ૮૨૪ના તામ્રલેખ જડયા છે, આજ સમયના એના નાનાભાઈ ગોવિન્દરાજના પણ ત્રણ તામ્રલેખ જડયા છે. જેમાં તોરખેડેનું ઇ. સ. ૮૧૩નું અને ડભોઇ અને કાવીના ઇ. સ. ૮૨૭ના છે. આ ત્રણે તામ્રલેખોમાં ઐતિહાસિક માહિતીઓ ખાસ નથી, પરન્તુ ડભોઈના પતરામાં તે ભૂપાલક શબ્દ વાપરે છે, એટલે વધુ સ્વતંત્ર હોવાનું સૂચન છે.

આ એક જ સમયના લાટ પ્રદેશના બંને રાજા હોવાનો દાવો કરતા તામ્રલેખો અલબત્ત મૂંઝવણમાં મૂકે છે. તામ્રલેખોથી જ એનો જે ઉકેલ થઇ શકે છે તે અહીં રજુ કરૂં છું. ગોવિંદ રાજના દરેક તામ્રલેખમાં કર્ક રજાનો પરિચય માન અને સન્માનની સાથે છે. બીજી બાજુ કર્કના તામ્રલેખોમાં એના વિરુદ્ધ શબ્દવટિકે નથી. કર્ક રજાનો એના કાકા ગોવિન્દ સાથે સારો સંબંધ હતો, જે ઠેકાણે માળવાની મદદમાં તેણે સહાય કરી હતી. એના ઇ. સ. ૮૧૨ના તામ્રલેખથી પુરવાર થાય છે કે કૃષ્ણરાજ હયાત હતો. પરંતુ નવસારીના ઈ. સ. ૮૧૬ ના તામ્રલેખમાં અમોઘવર્ષનો ગાદીએ આવવાનો ઉલ્લેખ છે. સૂરતથી મળેલા ઈ. સ. ૮૨૧ના દાનપત્રમાં રાષ્ટ્રકૂટ મંડલે જગાવેલા બંડનો ઉલ્લેખ છે, જે શમાવવામાં અને અમોઘવર્ષને પુનઃ ગાદીએ બેસાડવામાં તેના કાકાના પુત્રનો હાથ હતો એવો ઉલ્લેખ છે. જ્યારે અમોઘવર્ષનું સંજાણનું દાનપત્ર જે આ પછી લગભગ ૫૫ વરસે લખાયું છે. તેમાં નીચે મુજબ ઉલ્લેખ છે. "સામન્ત સચિવ અને સ્વબંધુઓએ બંડ કર્યું જે તેણે આર્ય પાતાલમલ્લની સહાયથી સમાવી આપ્યું" જ્યારે ભરૂચના ઇ. સ. ૮૬૭ના ગોવિન્દરાજ ૩જાના લેખમાં નીચે મુજબ

રાષ્ટ્રકૂટોનો સૌથી પ્રાચીન તામ્રલેખ ઈ. સ. ૭૫૭ નો છે, જ્યારે છેલ્લામાં છેલ્લી તારીખ આપતો લેખ. ઇ. સ. ૯૩૩નો છે. આ લગભગ પોણી બે સદીનો ઇતિહાસ પુષ્કળ પ્રકાશ માંગે છે. તામ્રલેખ જ તેનું મુખ્ય સાધન હોવા છતાં તેનાથી ઘટતો પ્રકાશ મળતો નથી. છતાં ગુજરાતના એ કાળની ઝાંખી આપણે કરી શક્યા છીએ. રાષ્ટ્રકૂટોનો સૌથી જૂનો તામ્રલેખ ઈ. સ. ૭૫૭ નો કર્ક ૨ જા નો છે. એમાં જે વંશાવળી આપવામાં આવી છે, તેનો સંબંધ માન્યખેટની વંશાવળી સાથે બેસતો નથી, છતાં દંતિદુર્ગે ને ઈલોરાના લેખમાં ઇ ૭૫૦ પૂર્વે લાટ અને માળવા કર્કને સોંપ્યાનો ઉલ્લેખ છે. કદાચ તે આ જ કર્ક ૨ જો હોય. આ જોતાં આપણે એક અનુમાન પર આવી શકીએ કે, ચૌલુક્ય બદામી અને ભરૂચના ગુર્જરોની સત્તા પૂર્વે ગુજરાતમાં ખતમ થઈ ચૂકી હતી. પરંતુ દંતિદુર્ગને પુત્ર ન હોવાથી તેની જગ્યાએ તેનો કાકો કૃષ્ણ આવ્યો. એના વિષયમાં ઈ. સ. ૮૧૨ ના વડોદરાના તામ્રલેખમાં કર્ક ૧ લા એ નીચલી નોંધ લીધી છે; ' તેણે વિમાર્ગે ગએલા સુબંધુને મૂળથી ઉખેડી નાંખીને નિજ ગોત્રના હિતાર્થે રાજ્ય પોતે લઈ લીધું આ ઉલ્લેખ કર્ક ૨જાના સાથે બંધ બેસે છે. આ સમયે લાટ અને માળવાનો પ્રદેશ તેના જ અધિકારમાં હતો. તેણે કરેલા બંડને કૃષ્ણ ૧ લા એ દાબી દીધું હશે. કૃષ્ણ ૧ લા પછી ગોવિન્દ ૨ જાના હાથમાં હુકુમત આવી. પરંતુ એનો કોઇ ગુજરાત સાથે સંબંધ ધરાવતો તામ્રલેખ જડયો નથી. ગોવિન્દ ૨ જાની પછી તેનો નાનોભાઈ ધ્રુવ ૧લો ઈ. સ. ૭૯૫માં ગાદીએ આવ્યો. એનો પણ ગુજરાતને લગતો કોઇ તામ્રલેખ જડયો નથી. પરંતુ કૃષ્ણનો પુત્ર ગોવિન્દ ૩ જો મહાબળવાન હતો. તેના બે લેખો જડયા છે ઈ. સ. ૮૦૮ના વણીડીંડોરી અને રાધનપુરમાંથી મળેલા લેખ નીચે મુજબ તેના ઇતિહાસ પર પ્રકાશ નાંખે છે. ' એક બાજુ પોતાનું સૈન્ય અને બીજી બાજુ લહેરાતો સાગર એમ પલ્લવોને વચમાં ઘેરી લઇ તેના હાથીઓ પડાવવાનું અને ગૌડના વત્સરાજનો પરાજય કરી તેના શ્વેતછત્રો લુંટવી લેવાનો ઉલ્લેખ કરે છે. ' પિતાએ પોતાની હયાતીમાં તમામ સત્તા આપવા જણાવ્યું, પરન્તુ કંઠિકા એટલે કાંઠાનો પ્રદેશ શો ઓછો છે, કહી સંતોષ માન્યો. પરન્તુ પોતે પિતાના અવસાન બાદ બાર રાજાઓનો પરાજય કરવાની નોંધ લે છે. વધુમાં ગુર્જર રાજા એની પાસેથી નાસી ગયો અને માળવાના રાજાએ એનું શરણ સ્વીકાર્યું, એનો ઉલેખ કરતાં કહે છે કે વિંધ્યા આગળના સારાશર્વે એની આણ સ્વીકારી અને વર્ષા ઋતુ બાદ તુંગભદ્રા નદી સુધી પૂંઠ પકડી પલ્લવોનો પરાજય કર્યો. આમાં એક વધુ વાત સ્પષ્ટ તરી આવે છે કે દંતિદુર્ગના સમયમાં માળવા લાટના સૂબાના હાથમાં હતો, તે કૃષ્ણરાજ કે એના પછીના સમયમાં ત્યાંનો સૂબો સ્વતંત્ર થઇ બેઠો કે કોઇ નવી સત્તાએ પડાવી લીધો. ગોવિન્દ ૩જાએ પોતાના ભાઈ ઈંદ્રને ગુજરાતના લાટની હકુમત સોંપી હતી, એવા ઉલ્લેખો મળે છે. પરન્તુ લાટ શાખાના ઈંદ્ર ૧લાનું કોઈ દાનપત્ર મળ્યું નથી, જે તેના ઇતિહાસ પર પ્રકાશ નાંખે. ઈંદ્રના પુત્ર કર્કના ૪ તામ્રલેખ જડયા છે, તેમાં વડોદરાથી મળેલા લાટેશ્વર સુવર્ણવર્ષ શ્રી કર્કરાજના તામ્રલેખમાં તેના પિતા ઈન્દ્રરાજ માટે નીચલો ઉલેખ છે. "તેણે (ગોવિંદરાજે) આપેલા લાટેશ્વર મંડળનો રાજકર્તા થયો...

× આ ગુર્જરો વિષે ઉત્કીર્ણ લેખોમાં કોઇ ખુલાસો નથી, પરંતુ ડો. ડી. આર. ભાંડારકરના 'ગુર્જર' ઉપર લખાયલા નિબંધમાં અને રા. દુ. કે. શાસ્ત્રીના ગુર્જરજાતિવાળા નિબંધમાંથી સારો પ્રકાશ મળી શકે છે.

મળવા આવતી પ્રબળ ગુર્જર સેના શત્રુ વલ્લભ પ્રતિપક્ષી થએલા બન્ધુજનો, અને અનુજના દગા તે સર્વે તેના ભયથી શાંત થઇ ગયા.' આગળ લખે છેઃ 'તેણે એકલાએ જ સહેલાઈથી યુદ્ધ માટે તૈયાર થએલ ગુર્જરોનું બલવાન સૈન્ય જે તેના બંધુજનોથી પુનઃ ભરપુર હતું તેને નસાડી મૂકયું અને મિહિરનો શ્રી સાથે યોગ હતો છતાં તે એનાં પરાક્રમ જોઇ અદ્રશ્ય થઇ ગયો.' આ દાખવે છે કે. ધ્રુવ બીજાએ પુનઃ ગુર્જરો અને અમોઘવર્ષનો પરાજય કર્યો હશે. સ્વબંધુજનો અને અનુજ આ શબ્દો તર્ક કરવાની તક આપે છે કે, કદાચ તે દંતિવર્મા માટે હોય. પરંતુ તેનો માટે કોઇ ખાસ પૂરાવો જડયો નથી, જ્યારે એનો ઇ. સ. ૮૮૪ નો લેખ જોઈએ એવો મૂલ્યવાન નથી.

આ પછી ગુજરાત શાખાનો છેલ્લો રાજા કૃષ્ણ આવ્યો, જેનું અંકુલેશ્વરથી જડેલું ઇ. સ. ૮૮૮નું તામ્રપત્ર છે. એ ઇતિહાસ પર વધારે પ્રકાશ આપતું નથી. આ પછી ગુજરાતની લાટ શાખા સમાપ્ત થઈ ગઈ. અને માન્યખેટની સીધી શાખાના અમલ હેઠળ ગુજરાત મૂકાયું. આ નવા યુગની સાથે ગુજરાતના ઇતિહાસમાં માહિતિઓ પણ વિશેષ મળે છે.

અકાલવર્ષ કૃષ્ણ રજાનું કપડવંજનું તામ્રપત્ર ઈ. સ. ૯૧૦ નું છે. આ સમયમાં ગુજરાતમાં બીજી સત્તાઓ હતી, તેના તામ્રલેખ જડયા છે, જેમાં સૌથી જૂનો બલવર્મનનો ઉનામાંથી મળેલો ઇ. સ. ૮૯૩ નો છે, અને ઇ, સ ૯૦૦ નો તેના પુત્ર અવનિવર્મન રજાનો છે, જેનો ઇતિહાસ આગળ આપવામાં આવ્યો છે, તેમ જ આ પૂર્વે ધરણીવરાહની નોંધ લેવાઇ છે. આનાથી એક વાત સ્પષ્ટ થાય છે કે સુરાષ્ટ અને કાઠિયાવાડમાં રાષ્ટ્રકૂટોની સત્તા ન હતી. બલકે તેઓ બધા કનોજના રાજાઓના માતહત હતા. ઉનાના બન્ને લેખો ઇ. સ. ૮૯૩ અને ૯૦૦ના કનોજના મહારાજા મહેન્દ્રપાલની નોંધ લે છે અને પોતાને તેના સામંત દાખવે છે, જ્યારે ધરણીવરાહના ઈ. સ. ૯૧૪ના લેખમાં મહારાજા મહિપાલ દેવનો ઉલ્લેખ છે. આ સમયે ચાવડાઓ અણહિલવાડમાં હતા, તેઓ પણ એમના કનોજના રાજાઓના ખંડિયા હોય તો નવાઈ નહીં, જો કે તે પુરવાર કરી શકાય એવું સાધન જડયું નથી.

અકાલવર્ષના કપડવંજથી મળેલા તામ્રલેખ મુજબ ગુજરાતની સત્તા પર તેના વતી મહાસામંત ચંદ્રગુપ્ત હતો. આ પછી ઈન્દ્રરાજ ૩ જો અને ૪ થા, ૫ મા ગોવિન્દના તામ્રલેખો જડયા છે, પરન્તુ તેમાં ગુજરાત વિષેની ઐતિહાસિક માહિતી નહીં જેવી જ છે.

## ( ૪ )

## અર્વાચીન સંશોધન

રાષ્ટ્રકૂટો પછી જે પ્રાણવાન સત્તા ગુજરાત પર આવી તે સોલંકીઓની. તેના ઇ.સ. ૧૮૮૭ સુધી મળેલા લેખોનો ઉલ્લેખ થઈ ગયો છે. હવે આપણને અર્વાચીન સશોધનમાં શું મળ્યું છે તે તપાસી લઈએ. કડીથી મળેલું મૂલરાજ ૧લાનું ઇ. સ. ૯૮૭નું તામ્રપત્ર જડયું છે, જેનો ઉલ્લેખ ઉપર થઇ ગયો છે. પરંતુ નવા સંશોધનમાં એના પૂર્વેના એના યુવરાજ ચામુંડદેવનો ઈ. સ. ૯૭૭નો તામ્રલેખ જડયો છે, જે ઐતિહાસિક દ્રષ્ટિએ ઉપયોગી છે, એમાં ચામુંડદેવ પોતાને મૂળરાજ અને માધવીનો પુત્ર દાખવે છે. મૂળરાજની પત્નીનું નામ પ્રથમ વાર રજુ થાય છે, જે ચાહમાનવંશી ભોજની પુત્રી હતી. એના પછી બાલેરાથી મળેલો મૂલરાજનો ઈ, સ. ૯૯૫નો તામ્રલેખ મળ્યો છે. પણ તે ઇતિહાસમાં તારીખથી વધુ ઉમેરો

કરતો નથી. ભીમદેવ ૧લા પર પ્રકાશ નાંખે એવો કોઈ નવો તામ્રલેખ જડયો નથી. મહારાજ કર્ણદેવના સમયના ૩ તામ્રલેખ જડયા છે, જેમાંનો એક નવસારીમાંથી જે તામ્રલેખ ઈ. સ. ૧૦૭૪માં અપાયો છે તે છે. દાન આપનાર મહામંડલેશ્વર દુર્લભરાજ છે, જે આમાં નીચેની ઐતિહાસિક માહિતી આપે છે. "કર્ણદેવના રાજ્યમાં મહામંડલેશ્વરે જે દાન આપ્યું છે, તેનું મથક લાટ પ્રાન્તમાં નાગસારિકા (નવસારી) હતું. તેનો સૂબો દુર્લભરાજ હતો તે ચંદ્રરાજનો દીકરો અને ગાંગેયનો પૌત્ર. ગાંગેય તે ચૌલુકયવંશના નાના ભાઇનો વંશજ હતો." સુનકથી મળેલું મહારાજા કર્ણદેવનું દાનપત્ર, કોઈ ઐતિહાસિક બાબતનો, તારીખ સિવાય ઉમેરો કરતું નથી. સિદ્ધરાજ જયસિંહના મળેલા વધુ બે શિલાલેખોમાં ગળાનો ઇ. સ. ૧૧૩૭ ને‍ા છે. જયસિંહના શિલાલેખમાં ચક્રવર્તિ અવન્તિનાથનું બીરૂદ વપરાયું છે. એમાં ઐતિહાસિક માહિતી તારીખથી વિશેષ નથી. પરંતુ ઉજ્જનનો ઈ. સ. ૧૧૩૯નો શિલાલેખ ઐતિહાસિક સારી માહિતીઓ આપે છે, અને તે નીચે મુજબ છેઃ "માળવાના રાજા યશોવર્મનને હરાવી અવન્તિમંડળ જયસિંહે પોતાના કબજામાં રાખ્યું હતું. તે પ્રદેશ નાગર જ્ઞાતિના દંડનાયક દાદાકના પુત્ર મહાદેવના અખત્યારમાં સોંપ્યો હતો." ઇ. સ. ૧૧૫૧નો રાજા કુમારપાલનો ચિતોડનો શિલાલેખ મળ્યો છે, જે નીચેની ઐતિહાસિક હકીકત રજુ કરે છેઃ "શાકમ્ભરીના નૃપનો પરાજય કર્યો હતો, અને સપાલદક્ષમંડળ ઉજ્જડ કર્યું ત્યારે તે શાલિપુર નામે સ્થાનમાં ગયો અને ત્યાં પોતાની મહાન છાવણી નાંખી.' આના બીજા જ વરસે લખાયેલી શ્રીપાલની કુમારપાલના રાજ્યની પ્રશસ્તિ સોલંકીવંશ પર પુષ્કળ પ્રકાશ નાખે છે. એમાં નીચે મુજબ ઇતિહાસ આપવામાં આવ્યો છે. "મૂલરાજે સ્વેચ્છાથી બંધીવાન કરેલા ચાપોત્કટ નૃપો (આગળ લખે છે) ચામુણ્ડના ઉત્તમ માતંગોના મદથી સુગંધિત લહરિઓ દૂરથી પણ સુંઘીને મદગંધથી દબાઈ ગએલા પોતાના માતંગો સહિત શ્રી સિંધુરાજ નાસી ગયો. તેનો પુત્ર વલ્લભરાજ જેના પ્રયાણના શ્રવણથી કંપિત થયેલા માલવ નૃપના રાજ્યમાંથી નીકળતો, અતિ શ્યામ ધુમ્ર તેના કોપાગ્નિનો પ્રસાર પ્રકટ કરતો. તેનો ભાઇ દુર્લભરાજ એના પછી ભીમદેવ ૧લો, જેના અશ્વોએ માલવચક્રવર્તિનું રાજનગર ધારા સત્વર પ્રાપ્ત કર્યું, તેમાં આશ્ચર્ય શું હતું? તેનો પુત્ર કર્ણ, તેનો પુત્ર જયસિંહદેવ સિદ્ધરાજ જેણે માલવનૃપને બંધીવાન કર્યો. તેનો પુત્ર કુમારપાલ જેણે અર્ણોરાજના હૃદયમાં શરોની એક વૃષ્ટિ કરી અને તેની કર પર બેસેલી ચંડી દેવીને વહેતા રક્તથી સંતુષ્ટ કરીને મસ્ત કરી અને જ્યારે તેણીને પંકજરૂપી રમકડાની અભિલાષા થઇ ત્યારે તેના દ્વાર પર લટકાવેલા માલવનૃપના શરપદ્મથી તેણીને વિસ્મિત કરી...કાપેલી આંગળીઓ જેના પલ્લવો છે, નાશ પામેલા ઉદીચ્ય નૃપનાં તજાયેલાં શ્વેત છત્રો જેનાં પુષ્પો છે. પ્રાચ્ય નરેંદ્રોનાં કપાયલાં મસ્તકો જેનાં બીનાં ફળો છે." આ પછી પાલીનો કુમારપાલનો ઇ. સ. ૧૧૫૩નો શિલાલેખ મળ્યો છે. પરંતુ તેમાં ઐતિહાસિક ભાગ ઘસાઈ ગયો છે. એ પછી ઇ. સ. ૧૧૫૪ ભાટુંડાનો શિલાલેખ એક વધુ તારીખ નોંધે છે. નાડોલથી મળેલ પ્રતાપસિંહના ઈ. સ. ૧૧૫૭ તામ્રલેખમાં નીચેની ઐતિહાસિક બીના છેઃ "દાન આપનાર કુમારપાલનો મહામાંડલિક પ્રતાપસિંહ યોગરાજનો પૌત્ર અને વત્સરાજનો પુત્ર છે. જ્યારે કુમારપાલનો મંત્રી વાહડદેવ શ્રીકરણ બતાવ્યો છે." ઇ. સ. ૧૧૬૦ ના બાલીના શિલાલેખમાં પણ આની જ માહિતી તે નોંધે છે. નાડોલમાં કુમારપાલવતી વયજલદેવ દંડનાયક હતો. આ સમયે મહાઆમાત્ય મહાદેવ હતો.

ઈ. સ. ૧૧૬૨ નો કીરાડુનો શિલાલેખ પરમારોના ઈતિહાસ વિગતવાર નોંધે છે, પરંતુ ગુજરાતના ઇતિહાસ પર ઓછો પ્રકાશ નાંખે છે. તે નીચે મુજબ છેઃ "સિદ્ધરાજપુર સિદ્ધરાજ જયસિંહ પાસેથી મેળવ્યું હતું અને કુમારપાલની સહાયે તેને સ્થિર કર્યું." પ્રાચીના કુમારપાળના લેખમાં તારીખ નથી, વંશાવળી છે, પરંતુ કાંઈ તેમાં નવો પ્રકાશ નથી નોંધવા લાયક. આટલો જ ઉલ્લેખ છેઃ કક્કલના દિકરા ગુમદેવને સોમનાથ પાટણમાં સૂબો નીમ્યો હતો.'

ઈ. સ. ૧૧૭૫ના અજયપાલ દેવના સમયનો તામ્રલેખ મળ્યો છે, જેમાં વંશાવળીમાં ખાસ નવીન કાંઈ નથી નોંધવા જેવું એટલું જ છે કે "દાન કરનાર નર્મદા નદીના તટ પર હકુમત કરનાર મહારાજા અજયપાલનો મહામંડલેશ્વર વૈજલ્લદેવ છે.' આ લેખ પછી ચાર મહિને ઉંઝામાં કોતરાયલા શિલાલેખમાં અજયપાલનો ઉલ્લેખ મળે છે.

બ્રાહ્મણવાડાથી મળેલો ઈ. સ. ૧૧૬૬નો મૂળરાજ રજાનો તામ્રલેખ અતિ મૂલ્યવાન છે. પ્રથમ તો મૂલરાજ બીજાનો આ એક જ ઉત્કીર્ણલેખ મળ્યો છે, બીજું તે અતિ અગત્યની તારીખ રજુ કરે છે. આ પછી ભીમદેવ રજાના પુષ્કળ લેખો મળ્યા છે. ઈ. સ. ૧૧૭૯ ના કીરાડુના શિલાલેખમાં કુમારપાલના મહામંત્રી અને સામંત તેજપાલની પત્નીએ ...મૂર્તિના તુર્કોએ કરેલા કકડા જોયા. તેથી નવી મૂર્તિ કરાવી દાન આપ્યું. આ વખત કીરાડુમાં ખંડિયો રાજા મહારાજ પુત્ર મદન બ્રહ્મદેવ હતો. વળાનો ઈ. સ. ૧૧૯૩ નો શિલાલેખ તારીખ જ આપે છે. એવી જ રીતે ગિરિનારના ઇ. સ. ૧૨૦૦ના શિલાલેખમાં ઉલ્લેખ છે. સોમનાથ પાટણનો સ્પષ્ટ તારીખ વગરનો લેખ અપાયલી હકીકતથી કાંઈ વિશેષ આપતો નથી. ભીમદેવ રજાના સમયનું ઈ. સ. ૧૨૧૦ નું દાનપત્ર મળ્યું છે. તેમાં ચૌલુક્યોની વંશાવલી આપતાં નીચલી નોંધ કરી છેઃ "અવન્તિનાથ અને બરબરકોનો પરાજય કરનાર જયસિંહદેવ, શાકંભરીનો પરાજય કરનાર કુમારપાલદેવ, સપાદલક્ષ દેશના રાજા લક્ષ્મીપાલ પાસે ખંડણી લેનાર અજયપાલદેવ, કાવિના દુર્જયરાજાનો પરાજય કરનાર મૂલરાજદેવ, પછી બીજા ભીમદેવનો ઉલ્લેખ છે."

સોલંકીઓનું પ્રાચીન દાનપત્ર ઇ. સ. ૯૭૩ નું અને છેલ્લું ઈ. સ. ૧૨૧૦નું છે. એટલે તેમનું ૨૩૭ વરસનું રાજ્ય ઉત્કીર્ણ લેખોના આધારે પૂરવાર થાય છે. એ સમયની બીજી સત્તાઓનો પરિચય ગુજરાતના ઇતિહાસ માટે જરૂરી છે. તેમાં સૌથી પ્રાચીન રાજા સિયકના હરસોલથી મળેલા ઈ. સ. ૯૪૯ના તામ્રલેખો છે. આ લેખો અતિ મૂલ્યવાન છે, જે વિષે આગળ પ્રકાશ નાંખવામાં આવશે. એમાં શરૂઆતમાં અમોઘવર્ષ અને અકાલવર્ષનો ઉલ્લેખ છે. બપ્પૈરાજનો પુત્ર વૈરિસિંહ અને પૌત્ર સિયક નોંધેલ છે. આગળ લખે છે કે 'તમને બધાને વિદિત થાઓ કે યોગરાજ ઉપર ચઢાઇ કરીને પાછા ફરતી વખતે મહીને કાંઠે મુકામ હતો.' આ પછી ૨૧ વરસે એટલે ઇ. સ ૯૭૦ નો તામ્રલેખ છે. એમાં અગત્યની નોંધ સિયક સાથે ગરૂડનું ચિત્ર છે. વળામાંથી માટીની પુષ્યેણની સીલ મળી છે. તેમાં તારીખ નથી, પરંતુ નીચલો ઉલ્લેખ છે. 'જયદ્રથથી અવ્યવચ્છિન્ન ઉત્તરી આવેલા મહારાજ અહિવર્મનના દીકરા મહારાજ મહાસેનાપતિ પુષ્યેણની (સીલ)'

સોલંકી પછી ગાદીએ આવનાર સોલંકી જ છે. પરન્તુ તે વ્યાઘ્રપલ્લીના હોવાથી વાઘેલાના નામે ઇતિહાસમાં વિખ્યાત છે. અજયપાલ દેવની હયાતીમાં જ વાઘેલા બળમાં આવ્યા હતા. એમના વિશે થએલું સંશોધન અહીં રજુ કરવું જરૂરી છે.

ગિરિનારનો ઈ. સ. ૧૨૩૨નો લેખ તેજપાલનો છે. આમાં જૈનધર્મ અને વસ્તુપાલ-તેજપાલ વિષે બીજી હકીકતો પુષ્કળ છે, અહીં ઐતિહાસિક નોંધ આટલી જ છે: 'મહારાજાધિરાજ લવણપ્રસાદના પુત્ર મહારાજા વીરધવલ અને તેનો મહાઅમાત્ય વસ્તુપાલ.' એ પછી ઇ. સ. ૧૨૬૨નો અમદાવાદનો વિસલદેવનો શિલાલેખ જે સારી સ્થિતિમાં નથી, તેમાં આટલું જ મહત્ત્વનું છે. 'મહારાજાધિરાજ શ્રીવિસલદેવ તેના મહા પ્રધાનો રાણક...દર્મ અને મૂલરાજ.' ઇ. સ. ૧૨૬૫માં લખાયલી ડભોઇની વૈદ્યનાથપ્રશસ્તિ વાઘેલા વંશના ઇતિહાસપર સારો પ્રકાશ નાંખે છે, જો કે તે ખંડિત થઇ ગઇ હોવાથી તેમાં ઘણા અક્ષરો પડી ગયા છે, છતાં મળેલા લેખોમાં તે વિશેષ મૂલ્યવાન છે. એમાં વાઘેલાનો ઇતિહાસ નીચે મુજબ આપવામાં આવ્યો છે: "ધવલને પુત્ર હોવા છતાં કૃષ્ણનું અનુકરણ કરતા, એ રાજાએ ગુર્જરધરાનું રાજ્ય નિષ્કંટક કર્યું. રાવણ જેવા રણસિંહને રણાંગણમાં હણીને......અનેક નરેન્દ્રનાં કપાયલાં માથાંઓમાંથી વહેતા લોહીથી તેણે પૃથ્વીનું સિંચન કર્યું, એવો એ તુરુષ્ક નૃપતિ પણ એની પાસે સૂકાયલા હોઠવાળો અને ભયયુક્ત બની આવ્યો. લવણપ્રસાદે ખડકથી ભીષણ સ્તંભ જેવા બાહુવડે તેને જિત્યો......જો એ મર્ત્ય હતો તો એણે મનુષ્યોથી અજેય મ્લેચ્છાધિનાથને શી રીત્યે જિત્યો?" એ પછી વીરધવલ અને વિસલદેવની ઐતિહાસિક નોંધ ખવાઈ ગઈ છે. એ પછી ઇ. સ. ૧૨૭૬ના ખોખરાના શિલાલેખમાં મહારાજા શ્રી સારંગદેવનો ઉલ્લેખ છે. બ્રિટિશ મ્યુઝિયમમાંના ઇ. સ. ૧૨૭૯ના શિલાલેખમાં એનાથી વિશેષ માહિતી નથી. વંથલીનાં ઈ. સ. ૧૨૯૦ નો શિલાલેખ ચૌલુક્યોનાં બે કુટુંબોની વંશાવળી આપે છે. એ પછી અનાવડાના ઈ. સ ૧૨૯૨ના શિલાલેખમાં સારંગદેવના ઉલ્લેખ સાથે તેના અધિકારીઓનો પરિચય પણ છે. ખંભાતના પાર્શ્વનાથના ઇ. સ. ૧૨૯૬ના શિલાલેખમાં અર્જુનદેવના પુત્ર રામદેવનો ઉલ્લેખ છે. તેમાં નાની વંશાવળી પણ આપી છે, પરંતુ તે એ આગળ અપાયલી નોંધોથી કાંઈ વિશેષ નથી,

આના પછી ગુજરાતનો ઉત્કીર્ણ લેખોનો ઇતિહાસ છે ખરો, પરંતુ અહીંથી ગુજરાતમાં ઇસ્લામી સત્તાનો ઝંડો બુલંદ થયો હોવાના કારણે તે જૂદો જ ઇતિહાસ માંગે છે.

મૂળરાજના યુવરાજ ચામુંડરાજના ઈ. સ. ૯૭૭ના તામ્રલેખથી રામદેવના ઇ. સ. ૧૨૯૬ સુધીના લેખો શિલાસ્ત્રખની દ્રષ્ટિએ ઐતિહાસીક તપાસ માંગે છે. આગળ જેમ મૌર્ય, ક્ષત્રપ, ગુપ્ત, ત્રૈકૂટ, મૈત્રક અને ચૌલુક્ય બદામી વગેરેનો પરિચય આપ્યો છે, તેવો સોલંકીઓનો સળંગ પરિચય પણ એટલો જ જરૂરી છે.

આપણે ઉપર જોઇ ગયા એમ રાષ્ટ્રકૂટ શાખાનો છેલ્લો ઉલ્લેખ કૃષ્ણ રાજાના ઈ. સ. ૯૧૦ ના તામ્રલેખથી થાય છે, જેમાં ચંદ્રગુપ્ત તેના વતી ગુજરાત પર હકુમત કરતો હતો, એમ જણાવેલું છે. એ પછીનાં દાનપત્રો ગુજરાતના ઇતિહાસ પર ખાસ પ્રકાશ નાંખતા નથી. આ પછી ચામુંડરાજના શિલાલેખ સુધીમાં પરમાર રાજા સિયકના તામ્રલેખો વિચારવા જેવા છે, જે ગુજરાતની ઇતિહાસસાંકળમાં બહુ ઉપયોગી છે.

પરમાર રાજા સિયકે એમાં યોગરાજનો પરાજય કરવાનો ઉલ્લેખ કરે છે અને તેનો સંબંધ રાષ્ટ્રકૂટો સાથે હોય એવી જળવાઈ રહેલી પંક્તિઓમાં અમોઘવર્ષ અને અકાલવર્ષનાં નામો આપે છે. એના પછી ૨૧ વરસે એટલે ઇ. સ. ૯૭૦ના એના લેખમાં ગરૂડનું સૂચન

છે. આના પછી યુવરાજ ચામુંડરાજનું દાનપત્ર મળ્યું છે, જેમાં એ પોતાનાં માતાપિતાનાં નામ મૂળરાજ અને માધવી આપે છે. મૂળરાજના બે લેખોમાં કડીનો ઇ. સ. ૯૮૭નો લેખ સરસ્વતી નદીથી સીંચાયલા પ્રદેશના વિજયની નોંધ લે છે. અને મૂલવાસરનો લેખ ઈ. સ. ૯૯૫ માં તે હયાત હતો તેનું ભાન કરાવે છે. એના પછી ચામુંડરાજ અને તેના પુત્રો વલ્લભરાજ, દુર્લભરાજ અને નાગરાજનો કોઈ તામ્રલેખ આપણને મળ્યો નથી. પરન્તુ એ પછી લાંબે ગાળે લખાયલી શ્રીપાલની પ્રશસ્તિ નીચલો પ્રકાશ નાખે છેઃ 'મૂલરાજે સ્વેચ્છાથી બંધીવાન કરેલા ચાપોત્કટ નૃપો બળવાન ચામુંડને જોઇ ભાગેલો સિન્ધુરાજ અને વલ્લભરાજના ભયથી કાંપતો માલવપતિ બતાવ્યો છે.' એ પછી ઇ. સ. ૧૦૩૦ ના ભીમદેવના બે તામ્રલેખો જડયા છે, જે તારીખથી વધુ ઐતિહાસિક માહિતી આપતા નથી. અલબત્ત કચ્છમાં અપાયલું દાનપત્ર દાખવે છે કે ભીમદેવના સમયમાં ચૌલુક્યોની સત્તા કચ્છ પર પણ હતી. પરન્તુ પાલણપુરનો તામ્રલેખ અગત્યની તારીખ નોંધે છે, તે ઇ. સ. ૧૦૬૪ (વિ. સં. ૧૦૩૩ મા. ૯). ભીમદેવ ૧લાના સમયનું લાટદેશના ચૌલુક્ય રાજા ત્રિભુવનપાલનું તામ્રપત્ર મળ્યું છે, જેમાં તે પોતાને બારપના પૌત્ર કીર્તિરાજનો પૌત્ર અને બારપના પુત્ર ગોગિરાજના પૌત્ર વત્સરાજનો પુત્ર દાખવે છે. આ વંશે લાટદેશ પર ક્યારથી હકુમત કરવા માંડી તેનો કોઇ ઉલ્લેખ નથી. ઈ. સ. ૯૧૦ માં સામંત ચંદ્રગુપ્ત હતો, એવો ઉલ્લેખ મળે છે. ભીમદેવ ૧લાના મળેલા છેલ્લા લેખ પછી કર્ણરાજના સૂબા દુર્લભરાજનાં ઇ. સ. ૧૦૭૪નાં પતરાં મૂલ્યવાન છે, તેમાં નીચલો અગત્યનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. "કર્ણદેવના રાજ્યમાં મહામંડલેશ્વરે જે દાન આપ્યું છે તેનું મથક લાટ પ્રાંતમાં નાગસારિકા (નવસારી) હતું. એ મંડલેશ્વર દુર્લભરાજ તે ચંદ્રરાજનો પુત્ર અને ગાંગેયનો પૌત્ર ચૌલુક્ય વંશના નાના ભાઇનો વંશજ હતો.' આ દાખવે છે કે કર્ણના સમયમાં લાટદેશ પર ગુર્જર ચૌલુક્યોએ પોતાની સત્તા સ્થાપી દીધી હતી. સુનકથી મળેલું ઇ, સ. ૧૦૮૮નું તામ્રપત્ર આ તારીખથી વિશેષ પ્રકાશ નાખતું નથી. સિદ્ધરાજ જયસિંહના આજ સુધીમાં ત્રણ લેખો જડયા છે, જેમાં વળાનો ઈ. સ. ૧૧૩૭નો છે આ લેખમાં ખાસ લક્ષ રાખવા જેવું તેનું ચક્રવર્તિ અવન્તિનાથનું બિરૂદ છે. ઇ. સ. ૧૦૩૯ના ઉજ્જૈનના લેખમાં ' માળવાના રાજા યશોવર્મનને હરાવીને અવન્તિમંડળ જયસિંહે પોતે પોતાના કબજામાં રાખ્યું હતું. તે પ્રદેશ નાગર જ્ઞાતિના દેવનાયક દાદાના પુત્ર મહાદેવના અખત્યારમાં સોંપ્યો હતો." પરન્તુ દાહોદના ઈ. સ. ૧૧૪૦ ના લેખમાં નીચલી હકીકત મૂલ્યવાન છે. 'તેણે સુરાષ્ટ્ર અને માળવાના રાજાઓને કેદમાં નાંખ્યા. તેણે સિન્ધુરાજ વગેરે બીજા રાજાઓનો નાશ કર્યો અને ઉત્તરના રાજાઓ તેની આજ્ઞા શેષોની માફક માથે ચઢાવતા.' એના પછી કુમારપાલના પુષ્કળ લેખો મળ્યા છે. એમાં વળાનો ઈ. સ. ૧૧૪૭ નો લેખ ૧ લો છે. તેમાં કુમારપાલના સાથે તેના મહામંત્રીઓ મહાદેવ, અંબાપ્રસાદ અને ચાહડના નામનો ઉલ્લેખ છે. સોરઠી વાવના ઈ. સ, ૧૧૪૮ના લેખમાં કુમારપાળનો ઉલ્લેખ છે. વિશેષમાં તેના ખંડિયા રાજા ગોહિલ સુલકનો પરિચય છે. ચિતોડના ઈ. સ. ૧૧૫૧ના શિલાલેખમાં તેણે પોતાના વિજયોની નોંધ નીચે મુજબ કોતરાવી છેઃ 'શાકમ્ભરીના નૃપનો પરાજય કર્યો હતો અને સપાલદક્ષ મંડળ ઉજ્જડ કર્યું ત્યારે તે શાલિપૂર નામે સ્થાનમાં ગયા અને પોતાની મહાન-છાવણી નાખી.' આંના બીજા જ વરસે લખાયેલી શ્રીપાલની પ્રશસ્તિ સોલંકીઓના

ઇતિહાસ પર સારો પ્રકાશ નાંખે છે. એમાં કુમારપાળ વિષે નીચલો ઉલ્લેખ છે; 'કુમાર-પાળ જેણે અર્ણોરાજના હૃદયમાં શરોની વૃષ્ટિ કરી અને તેના કર પર બેઠેલી ચંડીદેવીને વહેતા રક્તથી સંતુષ્ટ કરીને મસ્ત કરી; જ્યારે તેને પંકજરૂપી રમકડાની અભિલાષા થઈ ત્યારે તેના દ્વાર પર લટકાવેલા માલવનૃપના શરપદ્મથી તેણીને વિસ્મિત કરી......કાપેલી આંગળીઓ જેનાં પલ્લવો છે, નાશ પામેલા ઉદીચ્ય નૃપોનાં તજાયલાં શ્વેત છત્રો જેનાં પુષ્પ છે, પ્રાચ્ય નરેન્દ્રોનાં કપાયલાં મસ્તકો જેનાં ભીનાં ફળો છે.' આ પછી ઇ. સ. ૧૧૫૩ કુમાર-પાળના બે શિલાલેખ મળ્યા છે. કેરાડુનો શિલાલેખ અતિ મૂલ્યવાન છે. મહારાજા કુમારપાલની આજ્ઞાઓ પ્રથમ વાર આમાં ખોદવામાં આવી છે: 'જેમાં અમુક પવિત્ર દિવસોએ કોઇ પણ પ્રાણીનો વધ ન કરવાનું ફરમાન છે, અને આજ્ઞાનું ઉલંઘન કરનાર રાજવંશી હોય તો દંડની અને અન્ય હોય તો દેહાંતદંડની શિક્ષા ફરમાવી છે,' જ્યારે વાલીનો લેખ કુમારપાળની એક વિશેષ તારીખ નોંધે છે. આ પછી ઇ. સ. ૧૧૫૪ના ભટુડાના શિલાલેખનો ઐતિ-હાસિક ભાગ ભૂંસાઇ ગયો છે. પરંતુ એનાં ત્રણ વરસ પછી ઇ. સ ૧૧૫૭માં લખાએલા પ્રતાપસિંહના નાડોલના તામ્રલેખમાં નીચલી હકીકત નોંધેલ છે. 'દાતા કુમારપાળનો મહામાંડલિક પ્રતાપસિંહ યોગરાજનો પૌત્ર અને વત્સરાજનો પુત્ર છે, જ્યારે કુમારપાળનો મહામંત્રી વાહડદેવ શ્રીકરણ છે" એ પછી પાંચ વરસે લખાએલા ઇ. સ. ૧૧૬૨ કીરાડુના લેખમાં "સિદ્ધરાજપુરનું રાજ્ય કુમારપાલની સહાયે સ્થિર થવાનો ઉલ્લેખ છે, જેમાં ઉદેપુરના લેખમાં કુમારપાળને શાકમ્ભરી અને અવન્તિનાથનો વિજેતા બતાવવામાં આવ્યો છે અને તેના મુખ્ય મંત્રી તરીકે યશોધવલનો ઉલ્લેખ છે.' જુનાગઢના ઇ. સ. ૧૧૬૯ના લેખમાં આ તારીખથી કુમારપાલ પર વધુ પ્રકાશ નથી. આ જ વરસના પ્રભાસપાટણના લેખમાં કુમારપાલની વંશાવળી આપેલી છે, પરન્તુ તેમાં કોઈ ખાસ વિશેષ માહિતી નથી. કુમારપાલની રત્નપુરની આજ્ઞાવાળો શિલાલેખ મૂલ્યવાન છે, પરન્તુ તેમા તારીખ નથી. એમાં કીરાડુના શિલાલેખની આજ્ઞાઓ કોતરાવી છે. અશોક બાદ ગુજરાતમાં આવી આજ્ઞાઓ મહારાજા કુમારપાલ સિવાય કોઇએ ખોદાવી હોય એવું મારી જાણમાં નથી.

ઉદેપુરના ઇ. સ. ૧૧૭૩ના શિલાલેખના દાતા અજયપાલનો ઉદેપુરનો દંડનાયક લૂણપસાક છે. ૧૧૭૫માં અજયપાલના બે ઉત્કીર્ણ લેખો મળ્યા છે, જેમાં તામ્રલેખમાં વંશાવળી આપવામાં આવી છે, પરન્તુ તેમાં કોઈ ખાસ વધુ ઉપયોગી નથી. માત્ર દાતાની નોંધ જરૂરી છે, તે નર્મદા નદીના તટનો દંડ નાયક મહારાજા અજયપાળનો મહામડળેશ્વર વૈજલ્લદેવ છે. આ લેખ પછી ચાર મહિને ઉંઝામાં કોતરાએલા શિલાલેખોમાં અજયપાલનો માત્ર ઉલ્લેખ જ છે.

મૂળરાજ બીજાનો એક જ તામ્રલેખ ઇ. સ. ૧૧૭૨નો બ્રાહ્મણવાડાથી મળ્યો છે અને તે આ અતિ ઉપયોગી તારીખ આપે છે. ભીમદેવ રજાના એ પછી આપણને પુષ્કળ લેખો મળે છે.

ભીમદેવના સમય પૂર્વેથી જ વ્યાઘ્રપલ્લીના ચોલુક્યો જે પાછળથી વાઘેલા કહેવાયા તેઓ બળવાન થઈ ગયા હતા. એટલે અહીંથી સંવતવાર નોંધ આપવાનો મારો વિચાર છે. ભીમદેવ રજાની સૌથી પ્રથમ તારીખ આપનાર કીરાડુનો શિલાલેખ ઇ. સ. ૧૧૭૮માં લખાયો છે. આમાં ઐતિહાસિક હકીકત નીચે મુજબ છે. 'મહારાજા ભીમદેવ રજાના ખિયા

છે. આના પછી યુવરાજ **ચામુંડરાજ**નું દાનપત્ર મળ્યું છે, જેમાં એ પોતાનાં માતાપિતાનાં નામ **મૂળરાજ** અને **માધવી** આપે છે. મૂળરાજના બે લેખોમાં કડીનો ઇ. સ. ૯૮૭નો લેખ સરસ્વતી નદીથી સીંચાયલા પ્રદેશના વિજયની નોંધ લે છે. અને **મૂલવાસર**નો લેખ ઈ. સ. ૯૯૫ માં તે હયાત હતો તેનું ભાન કરાવે છે. એના પછી **ચામુંડરાજ** અને તેના પુત્રો **વલ્લભરાજ**, **દુર્લભરાજ** અને **નાગરાજ**નો કોઈ તામ્રલેખ આપણને મળ્યો નથી. પરન્તુ એ પછી લાંબે ગાળે લખાયલી **શ્રી**પાલની પ્રશસ્તિ નીચલો પ્રકાશ નાખે છેઃ 'મૂલરાજે સ્વેચ્છાથી બંધીવાન કરેલા **આપોતકટ** નૃપો બળવાન **ચામુંડ**ને જોઇ ભાગેલો **સિન્ધુરાજ** અને વલ્લભરાજના ભયથી કાંપતો માલવપતિ બતાવ્યો છે.' એ પછી ઇ. સ. ૧૦૩૦ ના **ભીમ**-દેવના બે તામ્રલેખો જડયા છે, જે તારીખથી વધુ ઐતિહાસિક માહિતી આપતા નથી. અલબત્ત કચ્છમાં અપાયલું દાનપત્ર દાખવે છે કે **ભીમ**દેવના સમયમાં **ચૌલુક્યો**ની સત્તા કચ્છ પર પણ હતી. પરન્તુ પાલણપુરનો તામ્રલેખ અગત્યની તારીખ નોંધે છે, તે ઇ. સ. ૧૦૬૪ (વિ. સં. ૧૦૩૩ મા. ૯). **ભીમ**દેવ ૧લાના સમયનું **લાટ**દેશના **ચૌલુક્ય** રાજા **ત્રિભુવન**-પાલનું તામ્રપત્ર મળ્યું છે, જેમા તે પોતાને **બારપ**ના પૌત્ર **કીર્તિરાજ**નો પૌત્ર અને **બારપ**ના પુત્ર **ગોગિંરાજ**ના પૌત્ર **વત્સરાજ**નો પુત્ર દાખવે છે. આ વંશે **લાટ**દેશ પર કયારથી હકુમત કરવા માંડી તેનો કોઇ ઉલ્લેખ નથી. ઈ. સ. ૯૧૦ માં સામંત **ચંદ્રગુપ્ત** હતો, એવો ઉલ્લેખ મળે છે. **ભીમ**દેવ ૧લાના મળેલા છેલ્લા લેખ પછી **કર્ણ**રાજના સૂબા **દુર્લભરાજ**નાં ઈ. સ. ૧૦૭૪નાં પતરાં મૂલ્યવાન છે, તેમાં નીચલો અગત્યનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. "**કર્ણ**દેવના રાજ્યમાં મહામંડલેશ્વરે જે દાન આપ્યું છે તેનું મથક **લાટ** પ્રાંતમાં **નાગસારિકા** (નવસારી) હતું. એ મંડલેશ્વર **દુર્લભરાજ** તે **ચંદ્રરાજ**નો પુત્ર અને **ગાંગેય**નો પૌત્ર **ચૌલુક્ય** વંશના નાના ભાઇનો વશજ હતો.' આ દાખવે છે કે **કર્ણ**ના સમયમાં **લાટ**દેશ પર **ગુર્જર** ચૌલુક્યોએ પોતાની સત્તા સ્થાપી દીધી હતી. **સુનક**થી મળેલું ઇ, સ. ૧૦૮૮નું તામ્રપત્ર આ તારીખથી વિશેષ પ્રકાશ નાખતું નથી. **સિદ્ધરાજ** જયસિંહના આજ સુધીમાં ત્રણ લેખો જડયા છે, જેમાં **વળા**નો ઈ. સ. ૧૧૩૭નો છે આ લેખમાં ખાસ લક્ષ રાખવા જેવું તેનું ચક્રવર્તિ **અવન્તિનાથ**નું બિરૂદ છે. ઇ. સ. ૧૦૩૯ના ઉજ્જૈનના લેખમાં '**માળવા**ના રાજા **યશોવર્મન**ને હરાવીને અવન્તિમંડળ જયસિંહે પોને પોતાના કબજામાં રાખ્યું હતું. તે પ્રદેશ નાગર જ્ઞાતિના દેવનાયક **દાદા**ના પુત્ર **મહાદેવ**ના અખત્યારમાં સોંપ્યો હતો." પરન્તુ દાહોદના ઈ. સ. ૧૧૪૦ ના લેખમાં નીચલી હકીકત મૂલ્યવાન છે. 'તેણે સુરાષ્ટ્ર અને માળવાના રાજાઓને કેદમાં નાંખ્યા. તેણે **સિન્ધુરાજ** વગેરે બીજા રાજાઓનો નાશ કર્યો અને ઉત્તરના રાજાઓ તેની આજ્ઞા શેષોની માફક માથે ચઢાવતા.' એના પછી કુમારપાલના પુષ્કળ લેખો મળ્યા છે. એમાં **વળા**નો ઈ. સ. ૧૧૪૭ નો લેખ ૧ લો છે. તેમાં કુમારપાલના સાથે તેના મહામંત્રીઓ **મહાદેવ**, **અંબાપ્રસાદ** અને **ચાહડ**ના નામનો ઉલ્લેખ છે. **સોરઠી** વાવના ઈ. સ, ૧૧૪૮ના લેખમાં કુમારપાળનો ઉલ્લેખ છે. વિશેષમાં તેના ખંડિયા રાજા **ગોહિલ સુલક**નો પરિચય છે. **ચિતોડ**ના ઈ. સ. ૧૧૫૧ના શિલાલેખમાં તેણે પોતાના વિજયોની નોંધ નીચે મુજબ કોતરાવી છેઃ 'શાકમ્ભરીના નૃપનો પરાજય કર્યો હતો અને **સ**પાલદક્ષ મંડળ ઉજાડ કર્યું ત્યારે તે **શાલિપૂર** નામે સ્થાનમાં ગયો અને પોતાની મહાન છાવણી નાખી.' આંના બીજા જ વરસે લખાયેલી **શ્રી**પાલની પ્રશસ્તિ **સોલંકી**ઓના

વરસોમાં ભીમદેવ રજાના હાથમાંથી ચાલી ગઈ હશે. એ પછી ભીમદેવના ૧૨૩૯-૪૦ ના તામ્રલેખોમાં ઇતિહાસ પર તારીખથી વધુ પ્રકાશ નથી. ભીમદેવ રજાના સમયના વેરાવળના શિલાલેખમાં તારીખ સ્પષ્ટ નથી; જેમાં કાંઈ ઉમેરો કરી શકે એવી કોઈ હકીકત નથી; માત્ર આ શબ્દો નોંધવા જેવા છે: મૂલરાજ યૌવનમાં જ સ્વર્ગમાં ગયો.' આના પછી ઇ. સ. ૯૪૩નો મહારાજા ત્રિભુવનપાલનો લેખ મળ્યો છે, જેમાં આ લેખથી તે ગાદી પર બેઠો હતો, તેનો ઉલ્લેખ મળે છે.

આપણે ઉપર જોઈ ગયા એમ વાઘેલાઓએ પોતાની સત્તા સ્થાપવાના સ્વજનો ભીમદેવ રજાના સમયમાં જ કર્યો અને ભીમદેવની હયાતીમાં જ સોરઠ અને આબુ તરફનો ભાગ પોતાના કબજામાં લઇ લીધો. ભીમદેવ રજા બાદ ત્રિભુવનપાળે સત્તા લીધી, પણ વિસલદેવે પડાવી લીધી. આ જ સુધીના જે શિલાલેખો વાઘેલા માટે મળ્યા છે તેનો ઉપર પરિચય આપ્યો છે. ગિરનારના શિલાલેખમાં એકજ લેખનનું પુનર્લેખન છે.

વિસલદેવની નોંધ સૌથી પ્રથમ ઇ. સ. ૧૨૫૨ના અમદાવાદના શિલાલેખમાં મળે છે. પરંતુ એની વંશાવળી તો ઇ. સ. ૧૨૫૫ની શ્રી વૈદ્યનાથ પ્રશસ્તિમાં મળે છે: "ધવલના પુત્રે (અર્ણોરાજે) ગુર્જરધરાનું રાજ્ય નિષ્કંટક કર્યું, રાવણ જેવા રણસિંહને હણીને...લવણ-પ્રસાદે તુરુષ્કનૃપતિને જિત્યો અને સિન્ધુતીરે વીરવ્રત એકલો વીસલ જ પાળે છે." પંક્તિઓ ખવાઇ ગએલી હોવાથી વીરધવલ વિષે હકીકત મળતી નથી. આ પછી ઈ. સ. ૧૨૬૧ના રાણા લુણપસાજના પુત્ર અને રાણા સંગ્રામસિંહના પુત્ર રાણા સામંતસિંહે આપેલા દાન-પત્રમાં મહારાજા વિસલદેવ વિષે નીચલો ઉલ્લેખ છે: "માળવાના નૃપને કચડી નાંખનાર, મેદપાટક દેશના રાજ્યનાં મૂળિયાં છેદનાર, કર્ણાટકની રાજપુત્રીએ જેને પસંદ કર્યો એવો મહરાજ વિસલદેવ હતો. નાનાકે એના અવસાન પછી ૧૨૭૨માં પ્રશસ્તિ રચી છે. જેમાં એ સમય પર પ્રકાશ નાંખે એવી હકીકત છે. પરંતુ ઇતિહાસ પર નહીં જેવો જ પ્રકાશ છે.

આ પછી ઈ. સ. ૧૨૬૪ના સોમનાથ પાટણના શિલાલેખમાં અર્જુન દેવનો ઉલ્લેખ છે. મસ્જિદ વિષે લખાયલો લગભગ આ ૧ લો સંસ્કૃત લેખ છે, જે તે સમયના હિન્દુ-મુસ્લિમ સંબંધ પર પુષ્કળ પ્રકાશ નાંખે છે. આ પછી સારંગદેવનો કચ્છનો ઈ. સ. ૧૨૭૫નો લેખ, જેમાં આ તારીખ ઉપરાંત રાજ્ય વિસ્તાર પર પણ પ્રકાશ મળે છે. બ્રિટીશ મ્યુઝિયમનો લેખ ઇ. સ. ૧૨૭૯ ની એક વધુ તારીખ નોંધે છે. ઈ. સ. ૧૨૮૭ની દેવપાટણ-પ્રશસ્તિમાં સારંગદેવ વિષે નીચલો ઉલ્લેખ છે: "વિશ્વમલ્લ જેની રાણી નાગલ્લદેવી હતી, તેણે પોતાના ભાઈ પ્રતાપમલ્લના પુત્ર અર્જુનદેવને ગાદીએ બેસાડયો, તેનો પુત્ર સારંગદેવ.' આ પછી ૧૨૯૨માં મળેલા અનાવડાના શિલાલેખમાં સારંગદેવની એક વધુ તારીખ નોંધાઈ છે. ઈ. સ. ૧૨૯૨નો વંથલીનો અપૂર્ણ લેખ સારંગદેવના સમયનો છે, પણ તે સારંગદેવ પર કોઈ પ્રકાશ નાંખતો નથી, પરતુ એ સમયનાં ચૌલુક્ય અને રાષ્ટ્રકૂટનાં કુટુમ્બો પર સારો પ્રકાશ નાંખે છે. ઇ. સ. ૧૨૯૬ના ખંભાતના લેખમાં વંશાવળી આપી છે, પરન્તુ તે કોઈ ખાસ ઉમેરો ઈતિહાસમાં કરતી નથી.

(કરાહુ) કીરાટકૂપના રાજા મહારાજા પુત્ર મદન બ્રહ્મદેવના મંત્રી અને સામંત તેજપાલની પત્નીએ તુર્કોએ મૂર્તિના કરેલા ટુકડા જોયા, તેથી મૂર્તિ નવી કરાવી'. એ પછી ૧૧૯૭નો શિલાલેખ વળાનો છે, જેમાં ભીમદેવ રાજાનો ઉલ્લેખ છે. આ પછી ઈ. સ. ૧૨૦૦નો પાટણથી મળેલો તામ્રલેખ એના ઇતિહાસ પર વધુ પ્રકાશ જડે એવી માહિતી આપતો નથી. એટલે જ માહિતી આ જ વરસોમાં લખાયલા સોમનાથ પાટણના શિલાલેખમાં છે. આ વરસે લખાયલો સિંહ સવંત ૯૩, એટલે ઇ. સ. ૧૨૦૬નો તામ્રલેખ મળ્યો છે, જેમાં ભીમદેવ રાજાએ કચ્છમંડલમાં કરેલા દાનનો ઉલ્લેખ છે. એના બીજા જ વરસે ઇ. સ. ૧૨૦૭ના આપયલા દાનપત્રમાં વંશાવળી આપવામાં આવી છે, પરંતુ ભીમદેવનાં કોઈ વધુ પરાક્રમની નોંધ નથી. એના બે વરસ પછી ઇ. સ. ૧૨૦૯ના આબુ પર લખાયલા શિલાલેખમાં નીચલી ઐતિહાસિક માહિતી આપવામાં આવી છેઃ "ભીમદેવના વિજયી રાજમાં ચંદ્રાવતીનો નાથ અને મંડલિકોનાં સ્વામી ધારાવર્ષ દેવ પૃથ્વીની રક્ષા કરે છે, જેનો યુવરાજ પ્રહ્લાદન દેવ..." આ ને આ જ વરસમાં મહેરરાજા જગમલ્લનો ટિમાણામાંથી તામ્રલેખ મળેલો છે, જેમાં જગમલ્લ પોતાને ભીમદેવ રાજાનો ખંડિયો દાખવે છે, અને મહામાત્ય રાણક ચાચીગદેવ અને ગૃહસચીવ તરીકે કર્ણનો ઉલ્લેખ કરે છે.

બીજે જ વરસે ઈ. સ. ૧૨૧૦માં લખાયલો તામ્રલેખ મળ્યો છે જેમાં ચૌલુકયો પર પ્રકાશ પાડતી વંશાવળી છે, પરંતુ ભીમદેવ રાજાનાં કોઈ પરાક્રમની નોંધ નથી. પરંતુ એનાં ગૃહસચીવ રત્નપાલ અને સુરાષ્ટ્રમંડલમાં એનો પ્રતિનિધિ સોમેશ્વર દેવ હતો, એવો ઉલ્લેખ છે. આ પછી એક વરસે લખાયલો વઘેલારાજા વીરધવલનો લેખ મળ્યો છે, એમાં એની વંશાવળી આપી છે. સાથે જ આબુના પરમારોની વંશાવળી પણ આપી છે. તેમાં પ્રલ્હાણ દેવની નોંધમાં નીચલી હકીકત આપી છે, 'પ્રલ્હાણ જેણે સામન્તસિંહ સાથે યુદ્ધમાં સત્તા તૂટી ગુર્જર દેશના નૃપનું વારંવાર રક્ષણ કર્યું.' આ ઉલ્લેખ ભીમદેવ રાજા માટે જ છે. આ પછી ઈ. સ. ૧૨૧૬માં લખાયલી શ્રીધરની પ્રશસ્તિ ભીમદેવ રાજાના ઇતિહાસમાં નીચલો ઉમેરો કરે છે. "(શ્રીધરે) માળવાના યુદ્ધના માતંગોના ગણથી કંપિત દેશને તેના મંત્રની શક્તિથી પુનઃ સ્થિર કર્યો અને નિજબલથી દેવપાટ્ટનનું રક્ષણ કર્યું......ભૂમિમંડળનો એ ભાગમાં ભંગ કરનાર વીર હમ્મીરથી સેનાને અતિતૃણ સમાન કરી નાંખી." આ પછી ૩ વરસે ઇ. સ. ૧૨૧૯માં લખલા ભારાણાના શિલાલેખમાં ભીમદેવ રાજાની સાથે તેના સોરઠના સૂબા સામતસિંહ દેવનો ઉલ્લેખ છે. ઈ. સ. ૧૨૨૭ના તામ્રલેખમાં વંશાવળી પ્રથમ જેવી જ છે, માત્ર પોતાની સાથે ભ્મો ચક્રવર્તિ શબ્દ લગાડયો છે. આબુ પર ઈ. સ. ૧૨૩૧–૩૨ માં લગભગ ૧૮ લેખો કોતરાયા છે, એ બધા ભીમદેવ રાજાના સમયના છે, પરંતુ તેમાં એકમાં પણ ભીમદેવ રાજાનો ઉલ્લેખ નથી, પરંતુ વાઘેલાઓ અને પરમારોની કીર્તિ સાથે વસ્તુપાલ અને તેજપાલની હકીકત વિસ્તારથી આપવામાં આવી છે. જેમાં ગુર્જર દેશના રક્ષણ માટે ગિરનારની જેમ સામંતસિંહ અને પ્રલ્હાણનાં નામોના ઉલ્લેખ છે. ઇ. સ. ૧૨૩૧–૩૨ ના તામ્રલેખોમાં પુરાણી વંશાવળી આપવામાં આવી છે; ઐતિહાસિક દ્રષ્ટિએ તારીખ જ ઉપયોગી છે. ઇ. સ. ૧૨૩૨ ના ગિરનારના લેખમાં ભીમદેવ રાજાના નામનો ઉલ્લેખ નથી. પરન્તુ વાઘેલાઓનો ઉલ્લેખ છે. આમાં પ્રથમ વાર મહારાજાધિરાજ લવણપ્રસાદના પુત્ર મહારાજા વીરધવલના બિરૂદનો ઉલ્લેખ છે. આ દાખવે છે કે સોરઠની સત્તા આ

# ભારતીય નૃત્યકલા

શ્રી. શંકરપ્રસાદ છગનલાલ રાવળ

## ભારતની રસિક કલાઓ

આપણા પ્રાચીન ભારતવર્ષમાં આપણા પૂર્વજોએ સંસ્કૃતિને શિખરે પહોંચતાં જે જે સંસ્કારસિદ્ધિઓ પ્રાપ્ત કરી હતી તેમાં આપણે સિદ્ધ કરેલી ઘણીએક રસિક કલાઓનો સમાવેશ થાય છે. પ્રકૃતિ અને પ્રભુનું એકરૂપ અને એકરસ જીવનવિધાન પોતાના જીવનમાં રસપૂર્વક ઉતારી, ઉચ્ચ અને નિર્મળ આનંદ આપણા એ સંસ્કારી આર્યોના આત્માઓએ ઝીલી, સમર્થ રીતે પ્રકટ કર્યો હતો. એ આનંદ ને એ રસને પોતે ઝીલવામાં અને બીજાં પાસે ઝીલાવવામાં જે, શારીરિક, માનસિક અને આધ્યાત્મિક તપશ્ચર્યાદ્વારા અમોઘ ફળ પ્રાપ્ત કરી, જગત આગળ રજુ કર્યાં હતાં તેમાં આપણા જીવનના કલામય વિકાસનાં દર્શન આપણને નિર્વિવાદ રીતે થાય છે. 'रसो वै सः' એ પરમાત્મસ્વરૂપ સાથે એકવાક્યતા સાધવામાં એ રસિક કલાને આપણે આપણા જીવન સાથે રસભેર ગૂંથી દીધી છે. આપણી કલાસમૃદ્ધિને સાહિત્યાંકિત કરતા આપણા વેદોએ, આપણાં ઉપનિષદોએ ને બ્રાહ્મણગ્રન્થોએ, આપણી વીરસંહિતાઓએ, આપણાં પુરાણોએ, પ્રાચીન શિષ્ટ સંસ્કૃત સાહિત્યે, પ્રાકૃત, અપભ્રંશ, મધ્યકાલીન કે આધુનિક શિષ્ટ સાહિત્યે સરળતાથી પોતામાં પ્રતિબિંબિત કરી છે. સાહિત્યનાં વિવિધ સ્વરૂપોએ જ માત્ર નહીં, પણ આપણી માનવજીવનકલાએ, આપણી નિવાસભૂમિઓએ—જનપ્રદેશ ને નગરો, ઉપનગરોએ, આપણાં દેવદેવીઓના ભવ્ય દેવતાઓએ, આપણી સ્થાપત્યકલાએ, આપણી શિલ્પકલાએ, આપણી ચિત્રકલાએ, એ રસિક કલાઓને પોતામાં પ્રતિબિંબિત કરી છે. આપણા આધુનિક કાલના કહેવાતા ઇતિહાસકાલે કે તે પહેલાંના પ્રાગૈતિહાસિક કાલે જીવનની વિવિધ કલાઓ સાથે ગાઢ સંકળાયલા આપણા ઉત્તરોત્તર ખીલેલા અને પછી પતનમુખે પડેલા આપણા જીવનની ઉત્તરોત્તર નોંધ લીધી છે. આપણી કલાભક્તિના ઇતિહાસના સાતત્યનું વહન આમ કોઈ જગતજૂની મહાનદીના પ્રવાહ માફક વહેતું જ રહ્યું છે. એ પ્રવાહમાં આપણા જીવનજળની ઊભરાયેલી રેલ કે તેની સૂકાયેલી ને સંકુચિત થયેલી સેર પણ આપણી ઇતિહાસદૃષ્ટિએ કે તેની પર્યેષણદૃષ્ટિએ આનંદ કે ગ્લાનિથી નીહાળી છે. આપણી કલાઓના ઇતિહાસની રૂપરેખાના આટલા વિહંગાવલોકન પછી આપણે આપણી તે તે કલાઓમાંની એક નૃત્યકલા વિષે વિચારીએ.

## નૃત્ય

નૃત્ય એ પ્રકૃતિમાંથી ઉદ્ભવ પામી, કલિકાલે પૂર્ણ વિકાસક્રમદ્વારા ઘડાયલા સુંદર માનવદેહાત્માનાં વિવિધ અવયવોનું નિયમબદ્ધ, સમપ્રમાણ, સરસ અને સુંદર ડોલનમય હલન-ચલન છે. નૃત્ય એ માનવદેહની સંચિત અને સમૃદ્ધ પારાવાર શક્તિનો બાહ્ય આવિર્ભાવ છે. નૃત્ય એ માનવદેહમાં વસતા નિર્મલ મનના વિવિધ હાવભાવોનું મનોહર અને મનોભર બાહ્ય દર્શન છે. નૃત્ય એ માનવદેહમંદિરમાં વસી રહેલા અમર આત્માનું સરસ, સુંદર અને

## ઉપસંહાર

ગુજરાતનો ઉત્કીર્ણ લેખોનો, ઇતિહાસ માત્ર ઐતિહાસિક દૃષ્ટિએ અને તે પણ માત્ર રાજાઓની નોંધ સાથે જ રજુ કર્યો છે. છતાં મને લાગે છે કે ઉતાવળમાં કેટલાક લેખો રહી ગયા હશે, અને તેની કોઇ ભાઇ યાદ અપાવશે તો આભાર સાથે તેની પૂરવણી કરીશ. ગુજરાતના ઉત્કીર્ણ લેખો ગુજરાત પર બહુ જ પ્રકાશ નાંખે છે. આમાં ઘણીઘણી વાતો છેડવામાં આવી નથી. ખાસ કરીને તે સમયના ગુજરાતની રાજવ્યવસ્થા, અધિકારીઓ, ધર્મપર અસર, ઉપરાંત લેખક વિગેરેની કોઇ નોંધ પણ લીધી નથી. ન લેવાનું કારણ એટલું જ છે કે આ માત્ર એક વસ્તુનું દર્શન કરાવતો નિબંધ છે, તે સમયનો સંપૂર્ણ ઇતિહાસ નથી. પરન્તુ હું ઉત્કીર્ણ લેખોના આધારે ગુજરાતનો ઇતિહાસ તૈયાર કરી રહ્યો છું, જેમાં એના દરેક અંગને છેડવા વિચાર છે, જેથી ગુજરાતનો ઇતિહાસ લખનારને થોડી સવળતા થાય. ઉત્કીર્ણ લેખો જેટલો ઇતિહાસ પર પ્રકાશ નાંખે છે એટલા જ ભૂગોળ પર પણ નાંખે છે. અને પ્રાચીન ભૂગોળનું ઘટતું ભાન કરાવે છે.

હવે છેવટે આ નિબંધ માટે થોડીક વ્યક્તિઓનો આભાર જરૂરી છે. સૌથી પ્રથમ, મુરબ્બી **દી. બા.** કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી જેઓ મને ઘટતાં પુસ્તકો મેળવી આપવામાં પોતાના સમયનો પણ ભોગ આપે છે. બીજો રા. રા. અંબાલાલ બુલાખીરામ જાનીનો, જેમની માગણીઓ આ લેખ લખાવી રહી છે, એટલું જ નહીં તેમની તરફથી ઘટતાં પુસ્તકો પણ મળે છે. અને છેવટે બધાથી વધુ આભારી તો રા. રા. ગિરજાશંકર **વ. આચાર્યનો** છું; મારા લેખમાં જે ફકરાઓ ઉતારવામાં આવ્યા છે તે તેમના જ ગુજરાતના ઐતિહાસિક ઉત્કીર્ણ લેખોનાં મૂલ્યવાન પુસ્તકોમાંથી છે, કે જે પુસ્તકો શ્રી ફાર્બસ ગુજરતી સભાએ બે ભાગમાં પ્રકટ કરેલાં છે.

---

# ભારતીય નૃત્યકલા

શ્રી. શંકરપ્રસાદ છગનલાલ રાવળ

## ભારતની રસિક કલાઓ

આપણા પ્રાચીન ભારતવર્ષમાં આપણા પૂર્વજોએ સંસ્કૃતિને શિખરે પહોંચતાં જે જે સંસ્કારસિદ્ધિઓ પ્રાપ્ત કરી હતી તેમાં આપણે સિદ્ધ કરેલી ઘણીએક રસિક કલાઓનો સમાવેશ થાય છે. પ્રકૃતિ અને પ્રભુનું એકરૂપ અને એકરસ જીવનવિધાન પોતાના જીવનમાં રસપૂર્વક ઉતારી, ઉચ્ચ અને નિર્મળ આનંદ આપણા એ સંસ્કારી આર્યોના આત્માઓએ ઝીલી, સમર્થ રીતે પ્રકટ કર્યો હતો. એ આનંદ ને એ રસને પોતે ઝીલવામાં અને બીજાં પાસે ઝીલાવવામાં જે, શારીરિક, માનસિક અને આધ્યાત્મિક તપશ્ચર્યાદ્વારા અમોઘ ફળ પ્રાપ્ત કરી, જગત આગળ રજુ કર્યાં હતાં તેમાં આપણા જીવનના કલામય વિકાસનાં દર્શન આપણને નિર્વિવાદ રીતે થાય છે. 'रसो वै सः' એ પરમાત્મસ્વરૂપ સાથે ઐક્યવાક્યતા સાધવામાં એ રસિક કલાને આપણે આપણા જીવન સાથે રસભેર ગૂંથી દીધી છે. આપણી કલાસમૃદ્ધિને સાહિત્યાંકિત કરતા આપણા વેદોએ, આપણાં ઉપનિષદોએ ને બ્રાહ્મણગ્રન્થોએ, આપણી વીરસંહિતાઓએ, આપણાં પુરાણોએ, પ્રાચીન શિષ્ટ સંસ્કૃત સાહિત્યે, પ્રાકૃત, અપભ્રંશ, મધ્યકાલીન કે આધુનિક શિષ્ટ સાહિત્યે સરળતાથી પોતામાં પ્રતિબિંબિત કરી છે. સાહિત્યનાં વિવિધ સ્વરૂપોએ જ માત્ર નહીં, પણ આપણી માનવજીવનકલાએ, આપણી નિવાસભૂમિઓએ–જનપ્રદેશ ને નગરો, ઉપનગરોએ, આપણાં દેવદેવીઓના ભવ્ય દેવતાઓએ, આપણી સ્થાપત્યકલાએ, આપણી શિલ્પકલાએ, આપણી ચિત્રકલાએ, એ રસિક કલાઓને પોતામાં પ્રતિબિંબિત કરી છે. આપણા આધુનિક કાલના કહેવાતા ઇતિહાસકાલે કે તે પહેલાંના પ્રાગૈતિહાસિક કાલે જીવનની વિવિધ કલાઓ સાથે ગાઢ સંકળાયલા આપણા ઉત્તરોત્તર ખીલેલા અને પછી પતનમુખે પડેલા આપણા જીવનની ઉત્તરોત્તર નોંધ લીધી છે. આપણી કલાભક્તિના ઇતિહાસના સાતત્યનું વહન આમ કોઈ જગતજૂની મહાનદીના પ્રવાહ માફક વહેતું જ રહ્યું છે. એ પ્રવાહમાં આપણા જીવનજળની ઊભરાયેલી રેલ કે તેની સૂકાયેલી ને સંકુચિત થયેલી સેર પણ આપણી ઇતિહાસદૃષ્ટિએ કે તેની પર્યેષણદૃષ્ટિએ આનંદ કે ગ્લાનિથી નીહાળી છે. આપણી કલાઓના ઇતિહાસની રૂપરેખાના આટલા વિહંગાવલોકન પછી આપણે આપણી તે તે કલાઓમાંની એક નૃત્યકલા વિષે વિચારીએ.

## નૃત્ય

નૃત્ય એ પ્રકૃતિમાંથી ઉદ્ભવ પામી, કલિકાલે પૂર્ણ વિકાસક્રમદ્વારા ઘડાયલા સુંદર માનવદેહાત્માનાં વિવિધ અવયવોનું નિયમબદ્ધ, સમપ્રમાણ, સરસ અને સુંદર ડોલનમય હલન-ચલન છે. નૃત્ય એ માનવદેહની સંચિત અને સમૃદ્ધ પારાવાર શક્તિનો બાહ્ય આવિર્ભાવ છે. નૃત્ય એ માનવદેહમાં વસતા નિર્મલ મનના વિવિધ હાવભાવોનું મનોહર અને મનોભર બાહ્ય દર્શન છે. નૃત્ય એ માનવદેહમંદિરમાં વસી રહેલા અમર આત્માનું સરસ, સુંદર અને

## ઉપસંહાર

ગુજરાતનો ઉત્કીર્ણ લેખોનો, ઇતિહાસ માત્ર ઐતિહાસિક દૃષ્ટિએ અને તે પણ માત્ર રાજાઓની નોંધ સાથે જ રજુ કર્યો છે. છતાં મને લાગે છે કે ઉતાવળમાં કેટલાક લેખો રહી ગયા હશે, અને તેની કોઇ ભાઇ યાદ અપાવશે તો આભાર સાથે તેની પૂરવણી કરીશ. ગુજરાતના ઉત્કીર્ણ લેખો ગુજરાત પર બહુ જ પ્રકાશ નાંખે છે. આમાં ઘણીઘણી વાતો છેડવામાં આવી નથી. ખાસ કરીને તે સમયના ગુજરાતની રાજવ્યવસ્થા, અધિકારીઓ, ધર્મપર અસર, ઉપરાંત લેખક વિગેરેની કોઇ નોંધ પણ લીધી નથી. ન લેવાનું કારણ એટલું જ છે કે આ માત્ર એક વસ્તુનું દર્શન કરાવતો નિબંધ છે, તે સમયનો સંપૂર્ણ ઇતિહાસ નથી. પરન્તુ હું ઉત્કીર્ણ લખોના આધારે ગુજરાતનો ઇતિહાસ તૈયાર કરી રહ્યો છું, જેમાં એના દરેક અંગને છેડવા વિચાર છે, જેથી ગુજરાતનો ઇતિહાસ લખનારને થોડી સવળતા થાય. ઉત્કીર્ણ લેખો જેટલો ઇતિહાસ પર પ્રકાશ નાંખે છે એટલા જ ભૂગોળ પર પણ નાંખે છે. અને પ્રાચીન ભૂગોળનું ઘટતું ભાન કરાવે છે.

હવે છેવટે આ નિબંધ માટે થોડીક વ્યક્તિઓનો આભાર જરૂરી છે. સૌથી પ્રથમ, મુરબ્બી **દી. બા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી** જેઓ મને ઘટતાં પુસ્તકો મેળવી આપવામાં પોતાના સમયનો પણ ભોગ આપે છે. બીજો રા. રા. **અંબાલાલ** બુલાખીરામ જાનીનો, જેમની માગણીઓ આ લેખ લખાવી રહી છે, એટલું જ નહીં તેમની તરફથી ઘટતાં પુસ્તકો પણ મળે છે. અને છેવટે બધાથી વધુ આભારી તો રા. રા. ગિરજાશંકર **વ. આચાર્યનો** છું; મારા લેખમાં જે ફકરાઓ ઉતારવામાં આવ્યા છે તે તેમના જ ગુજરાતના ઐતિહાસિક ઉત્કીર્ણ લેખોનાં મૂલ્યવાન પુસ્તકોમાંથી છે, કે જે પુસ્તકો શ્રી ફાર્બસ ગુજરતી સભાએ બે ભાગમાં પ્રકટ કરેલાં છે.

---

પ્રદેશના રાજા બાણાસુરની રાજકુમારી હતી. કૃષ્ણના પૌત્ર અનિરુદ્ધ સાથે લગ્નથી ગ્રંથાઈ, ઉષા સૌરાષ્ટ્રના પાટનગર દ્વારકામાં ગઈ. ત્યાંથી એણે એ નૃત્ય સૌરાષ્ટ્રની સ્ત્રીઓમાં ફેલાવ્યું. ત્યાંથી ભારતના અન્ય પ્રાંતોમાં એનો પ્રચાર ને પ્રસાર થયો. લાસ્ય નૃત્યનો ઇતિહાસ આપણી દેવકથાઓ અને પૌરાણિક કથાઓએ આમ નોંધી રાખ્યો છે.

**તાંડવ અને તેની પરંપરા**

પુરુષોચિત નૃત્યને સામાન્યતઃ **તાંડવ** કહેવામાં આવે છે. એ પુરુષોનું લાક્ષણિક નૃત્ય છે. એના આશરે એકસો ને આઠ પ્રકાર કહેવાય છે. સ્ત્રીઓ પણ એમાં ઉતરી શકે છે, છતાં સ્ત્રી અને પુરુષોના દેહની મર્યાદા સંસ્કારિતા ને સુરુચિનો વિચાર રાખી, તાંડવના કેટલાક પ્રકારો સ્ત્રી માટે નિષિદ્ધ ગણવામાં આવે છે. પુરુષના પગ જો અઢી હાથ પહોળા રાખવામાં આવે તો સ્ત્રીને માટે તેવી મુદ્રામાં દોઢ હાથ પૂરતો ગણવામાં આવ્યો છે. **'ઊર્ધ્વતાંડવ'** અને **'લલાટતિલક'** જેવા પ્રકારો સ્ત્રીજાતિ માટે નિષેધવામાં આવ્યા છે.

તાંડવનૃત્યના આદ્ય આચાર્યનું પદ **શિવને** આપવામાં આવ્યું છે. **શિવે** એનું શિક્ષણ એમના પ્રિય શિષ્ય અને ગણનાથ **તંડુને** આપ્યું. **તંડુએ** એ **ભરતમુનિને** શીખવ્યું. **ભરતમુનિએ** એ નૃત્ય સાથે તંડુનું નામ ગુંથી, એનું નામ **તાંડવ** પાડયું છે. **ભરતમુનિએ** તાંડવનૃત્ય અને તેના દશ પ્રકારોને બહુ જ વિગતવાર એમના **'નાટ્યશાસ્ત્ર'**માં સમજાવ્યા છે.

**નૃત્યઃ વિષમ, વિકટ અને લઘુ**

**સારંગદેવે** એમના 'સંગીતરત્નાકર'માં નૃત્યના ત્રણ વિભાગ પાડયા છેઃ **વિષમ, વિકટ** અને લઘુ. પ્રથમ વિભાગ 'વિષમ'માં વિવિધ મુદ્રાઓ અને શારીરિક મરોડ અને હલનચલનની ગતિ બહુ જ વેગવતી હોય છે. દોરડાને ગોળાકારે ઝડપથી વીંટતાં જે ગતિ દૃશ્યમાન થાય છે તેવી તેમાં થાય છે. બીજા વિભાગ 'વિકટ'માં વિવિધ મુદ્રાઓ અને અભિનયની ગતિ દર્શાવવામાં આવે છે, પણ તેમાં શરીરની સુંદરતા કરતાં તેના બેડોળપણાને વધુ ભારપૂર્વક દર્શાવવામાં આવે છે. ત્રીજા વિભાગ 'લઘુ'માં સરળતાથી સુંદર શારીરિક મુદ્રાઓ દર્શાવવામાં આવે છે;[૧] એમાં શારીરિક શ્રમ કે ભાર લેવામાં આવતો નથી.

**નૃત્ય: માર્ગી અને દેશી**

આપણા પ્રાચીન આર્યો વળી **'માર્ગી'** અને **'દેશી'** એમ નૃત્યના બે વિભાગ પાડે છે. **સારંગદેવ** માનવહૃદયના હાવભાવ, સંવેદન અને લાગણીઓને શરીરનાં જૂદાં જૂદાં અવયવોના અભિનયદ્વારા પ્રકટ કરતા વિભાગને **'માર્ગી'** કહે છે. માત્ર શરીરનાં જ અવયવોના દર્શનને દાખવતા, અભિનય કે ભાવદર્શન વગરના નૃત્યના પ્રકારને એ **'દેશી'** નામ આપે છે. **'દેશી'**માં પ્રેક્ષક વર્ગના આનંદ માટે માત્ર શરીરને વીંઝવામાં આવે છે. આપણા સંસ્કારી પ્રાચીન નૃત્યના કોઈ પ્રતીકનાં એમાં દર્શન થતાં નથી. આમ 'માર્ગી' એ પ્રકાર આપણો શિષ્ટ કે સાંસ્કારિક નૃત્યપ્રકાર છે. આ પ્રકારના નૃત્ય માટે આપણું નૃત્યશાસ્ત્ર ઘણું જ ખેડાયું છે. એ નૃત્યના રસિકો માટે દક્ષિણ **ભારતમાં** શિક્ષણની યોજનાઓ પણ છે. **'દેશી'** એ પ્રકાર આપણું લોકનૃત્ય કહી શકાય. એ આપણા સામાન્ય જનસમાજનો, ગ્રામજનતાનો નૃત્ય પ્રકાર છે એમાં નૃત્ય કરનારાં સાંસ્કારિક ધોરણને બાજુએ મૂકી ગમે તે રીતે ગમે તે પ્રકારે

---

૧ નૃત્યના આ પ્રકારોના વર્ણન માટે જુઓ વળી **સારંગદેવકૃત 'સંગીતરત્નાકર'** તેમ જ **નારદકૃત 'સંગીતમકરંદ.'**

સ્વર્ગીય સંગીત છે. નૃત્ય એ માનવજીવન, વિરાટ પ્રકૃતિજીવન અને વિરાટ પ્રભુજીવન, એ ત્રિપુટીનું એકરસ, એકરૂપ, અને એકસંવાદી જીવનસંગીત છે. એ ભવ્ય સંગીતની સૂરાવલિ સમસ્ત વિશ્વમંદિરના મહાસ્થાપત્યમંદિરને અને તેના ઉત્તુંગ ઘુમ્મટને ઉભરાવીને ગજવી રહેલી તાલમય, વાદ્યમય અને સંગીતની વન્દ્ય વૈખરીમય નાદબ્રહ્મતા છે. આ નૃત્ય જ્યાં જ્યાં પૂર્ણતાથી પ્રકટ થઇ અવતાર લે છે ત્યાં ત્યાં જ માત્ર એના સંગીતસૂર સાથે વિરમતું નથી; એ તો સર્વવ્યાપક બની રહે છે; એ કોઈ ભવ્ય અસર ઉત્પન્ન કરે છે; એનાથી કોઈ અનેરૂં વાતાવરણ જામે છે. એ વાતાવરણમાં આપણે કોઈ વિરલ સમાધિમાં એકધ્યાન થઈ, જીવનના પૂર્ણાનંદ સ્વરૂપના કોઈ સહયોગમાં લીન–વિલીન થઈ જઈએ છીએ.

**નૃત્યઃ તેનાં સ્વરૂપ અને પ્રકારો**

નૃત્યને એના ઉત્પત્તિકાળથી આજ સુધીમાં વિવિધ સ્વરૂપે વર્ણવવામાં આવ્યું છે. દંત-કથાઓમાં એ સ્વરૂપો ગૂંથાઈ રહ્યાં છે. આપણી ઐતિહાસિક દૃષ્ટિ ઉઘડી તે પહેલાં એ માનવજાતિનાં સુંદર સસ્મરણોમાં સચવાઇ રહ્યાં છે. આપણાં દેવદેવીઓએ એમને ખીલવવામાં ચાલુ ભાગ લીધો છે, અને તે પછી એકલાને માનવલોકમાં ઊતારી છે.

**ભા**રતની બંને સંસ્કૃતિઓ–**દ્રાવીડ** અને **આર્ય**–માં નૃત્યના સંસ્કારોની ગણના થઈ છે. **તા**મિલમાં તેમ જ **સંસ્કૃત**માં અને ભાષાઓની વિવિધ પુત્રીઓમાં નૃત્યના આ વિનોદ-વિષયનાં વિવિધ વર્ણનો છે.

**આર્યો**એ નૃત્યના સામાન્ય રીતે ચાર વર્ગ પાડ્યા છેઃ **સાંસારિક**, **ધાર્મિક**, **સાંસ્કારિક** અને **ગ્રામ્ય**. સાંસારિક નૃત્યના તેઓએ વળી ત્રણ વિભાગ પાડ્યાઃ **નાટ્ય**, **નૃત્ય**, અને **નૃત**. નૃત્યના નાટ્યભેદનો પ્રયોગ વિનોદપ્રિય જનસમૂહ માટે સૃજેલાં નાટ્યગૃહોથી કે નાટકનાં દૃષ્ટિબિંદુથી કરવામાં આવતો. નૃત્યદ્વારા હાથ, આંગળાં, પગ, આંખ, ભ્રૂ અને શરીરનાં બીજાં અંગો અને ઉપાંગોના મરોડ અને અભિનય વ્યક્ત કરાતા. એની દ્વારા માનવહૃદયનાં સંવેદનો અને હર્ષ, શોક, ભય વગેરે નવ રસ પ્રકટ કરાતાં. નૃત્તદ્વારા શરીરનાં વિવિધ અવયવો લલિત અને ડોલનાત્મક ગતિઓના સંચાર કરતાં. એની મારફત હૃદયના આંતરભાવ કે રસનું ઉદ્દીપન કરવાનો પ્રયત્ન કરવામાં નહોતો આવતો. નૃત્તને યુરોપના આધુનિક બેલેં ( Ballet ) કે આપણા ઉત્તર હિન્દના નાચ સાથે સરખાવી શકાય.

**લાસ્ય અને તેની પરંપરા**

ધાર્મિક નૃત્યના બે પ્રકાર પાડવામાં આવતાઃ એક સ્ત્રીઓ માટે, અને બીજો પુરૂષો માટે.

**લાસ્યઃ**

લાસ્ય એ મુખ્યત્વે કરીને સ્ત્રીનો નૃત્યવિધિ છે. એ સુકુમાર, લલિત, સુંદર અને શૃંગારાત્મક છે. એની મોહિની આકર્ષક છે. **લાસ્ય** નૃત્યની આદ્ય અધિષ્ઠાત્રી **દેવી પાર્વતી** મનાય છે. પાર્વતીએ એ લાસ્ય પ્રથમ સ્વર્ગની અપ્સરાઓ–**ઉર્વશી મેનકા** વગેરે–ને શિખવ્યું કહેવાય છે. **ભર**તમુનિના નૃત્યમંડળમાં સ્ત્રીજાતિના વિશિષ્ટ નૃત્યનો પ્રસંગ ઊભો થતાં આ અપ્સરાઓ સામીલ થઈ. એમના જ સહકાર્યથી **ભર**તમુનિએ દેવોના રાજા ઇન્દ્ર સમક્ષ લાસ્યના પ્રયોગ સાથે પહેલવહેલો નાટચારંભ કર્યો કહેવાય છે. આ પછી યુગો વીતતાં નૃત્યના આ લાસ્યવિધિનું શિક્ષણ ઉષાને આપવામાં આવ્યું. ઉષા પ્રથમ અવતારમાં **પાર્વતી** અને **શિવ**ની પુત્રી અને બીજા અવતારમાં **બંગાળા** અને **આસામ** વચ્ચેના

પ્રદેશના રાજા બાણાસુરની રાજકુમારી હતી. કૃષ્ણના પૌત્ર અનિરુદ્ધ સાથે લગ્નથી ગ્રંથાઈ, ઉષા સૌરાષ્ટ્રના પાટનગર દ્વારકામાં ગઈ. ત્યાંથી એણે એ નૃત્ય સૌરાષ્ટ્રની સ્ત્રીઓમાં ફેલાવ્યું. ત્યાંથી ભારતના અન્ય પ્રાંતોમાં એનો પ્રચાર ને પ્રસાર થયો. લાસ્ય નૃત્યનો ઇતિહાસ આપણી દેવકથાઓ અને પૌરાણિક કથાઓએ આમ નોંધી રાખ્યો છે.

## તાંડવ અને તેની પરંપરા

પુરૂષોચિત નૃત્યને સામાન્યતઃ **તાંડવ** કહેવામાં આવે છે. એ પુરૂષોનું લાક્ષણિક નૃત્ય છે. એના આશરે એકસો ને આઠ પ્રકાર કહેવાય છે. સ્ત્રીઓ પણ એમાં ઉતરી શકે છે, છતાં સ્ત્રી અને પુરૂષોના દેહની મર્યાદા સંસ્કારિતા ને સુરુચિનો વિચાર રાખી, તાંડવના કેટલાક પ્રકારો સ્ત્રી માટે નિષિદ્ધ ગણવામાં આવે છે. પુરૂપના પગ જો અઢી હાથ પહોળા રાખવામાં આવે તો સ્ત્રીને માટે તેવી મુદ્રામાં દોઢ હાથ પૂરતો ગણવામાં આવ્યો છે. **'ઊર્ધ્વતાંડવ'** અને **'લલાટતિલક'** જેવા પ્રકારો સ્ત્રીજાતિ માટે નિષેધવામાં આવ્યા છે.

તાંડવનૃત્યના આદ્ય આચાર્યનું પદ શિવને આપવામાં આવ્યું છે. શિવે એનું શિક્ષણ એમના પ્રિય શિષ્ય અને ગણનાથ તંડુને આપ્યું. તંડુએ એ ભરતમુનિને શીખવ્યું. ભરતમુનિએ એ નૃત્ય સાથે તંડુનું નામ ગુંથી, એનું નામ તાંડવ પાડયું છે. ભરતમુનિએ તાંડવનૃત્ય અને તેના દશ પ્રકારોને બહુ જ વિગતવાર એમના 'નાટ્યશાસ્ત્ર'માં સમજાવ્યા છે.

## નૃત્યઃ વિષમ, વિકટ અને લઘુ

**સારંગદેવે** એમના 'સંગીતરત્નાકર'માં નૃત્યના ત્રણ વિભાગ પાડયા છેઃ **વિષમ, વિકટ** અને લઘુ. પ્રથમ વિભાગ 'વિષમ'માં વિવિધ મુદ્રાઓ અને શારીરિક મરોડ અને હલનચલનની ગતિ બહુ જ વેગવતી હોય છે. દોરડાને ગોળાકારે ઝડપથી વીંટતાં જે ગતિ દૃશ્યમાન થાય છે તેવી તેમાં થાય છે. બીજા વિભાગ 'વિકટ'માં વિવિધ મુદ્રાઓ અને અભિનયની ગતિ દર્શાવવામાં આવે છે, પણ તેમાં શરીરની સુંદરતા કરતાં તેના બેડોળપણાને વધુ ભારપૂર્વક દર્શાવવામાં આવે છે. ત્રીજા વિભાગ 'લઘુ'માં સરળતાથી સુંદર શારીરિક મુદ્રાઓ દર્શાવવામાં આવે છે;[૧] એમાં શારીરિક શ્રમ કે ભાર લેવામાં આવતો નથી.

## નૃત્ય: માર્ગી અને દેશી

આપણા પ્રાચીન આર્યો વળી **'માર્ગી'** અને **'દેશી'** એમ નૃત્યના બે વિભાગ પાડે છે. **સારંગદેવ** માનવહૃદયના હાવભાવ, સંવેદન અને લાગણીઓને શરીરનાં જૂદાં જૂદાં અવયવોના અભિનયદ્વારા પ્રકટ કરતા વિભાગને **'માર્ગી'** કહે છે. માત્ર શરીરનાં જ અવયવોના દર્શનને દાખવતા, અભિનય કે ભાવદર્શન વગરના નૃત્યના પ્રકારને એ **'દેશી'** નામ આપે છે. **'દેશી'**માં પ્રેક્ષક વર્ગના આનંદ માટે માત્ર શરીરને વીંઝવામાં આવે છે. આપણા સંસ્કારી પ્રાચીન નૃત્યના કોઈ પ્રતીકનાં એમાં દર્શન થતાં નથી. આમ 'માર્ગી' એ પ્રકાર આપણો શિષ્ટ કે સાંસ્કારિક નૃત્યપ્રકાર છે. આ પ્રકારના નૃત્ય માટે આપણું નૃત્યશાસ્ત્ર ઘણું જ ખેડાયું છે. એ નૃત્યના રસિકો માટે દક્ષિણ **ભારત**માં શિક્ષણની યોજનાઓ પણ છે. **'દેશી'** એ પ્રકાર આપણું લોકનૃત્ય કહી શકાય. એ આપણા સામાન્ય જનસમાજનો, ગ્રામજનતાનો નૃત્ય પ્રકાર છે એમાં નૃત્ય કરનારાં સાંસ્કારિક ધોરણને બાજુએ મૂકી ગમે તે રીતે ગમે તે પ્રકારે

---

૧ નૃત્યના આ પ્રકારોના વર્ણન માટે જુઓ વળી **સારંગદેવ**કૃત 'સંગીતરત્નાકર' તેમ જ **નારદ**કૃત 'સંગીતમકરંદ.'

તેમની રૂચિ અને જાત સ્થિતિ અનુસાર તેમના શરીરનાં અવયવોનું યથેચ્છ હલનચલન કરે છે. આધુનિક **ભારત**માં આ 'દેશી' નૃત્યશૈલી આપણી વનનિવાસી, **અનાર્ય** અને માગણિયાટ માનવજાતિઓમાં એમના પ્રિય નૃત્ય તરીકે દેખા દે છે.

## દ્રાવિડ સંસ્કૃતિના નૃત્યપ્રકારો

**ભારત**ની પ્રાચીન **દ્રાવિડ** સંસ્કૃતિના અનુયાયીઓમાં પણ નૃત્યના સંસ્કારની પરંપરા ચાલી આવી છે. એ સંસ્કૃતિના અર્વાચીન અનુયાયીઓ તે હાલના **તામીલ**, **તેલુગુ**, **મલયાલમ**, **કાનડી** અને **તુલુ**ઓ છે.

ઉપર્યુક્ત **તામિલો** નૃત્યના ચાર વિભાગો પાડે છેઃ—

(૧) જે **તામિલ**ની મૂળ ઉત્પત્તિ છે તે નૃત્યઃ **કુથુ** અને **અત્તમ**; (૨) **આર્યો** તરફથી સ્વીકારેલું નૃત્ય; (૩) ઉત્તરવાસીઓ, **વડૂક્કરો** (વડકારો) તરફથી સ્વીકૃત નૃત્ય. આ પ્રજા તે પ્રાચીન **આન્ધ્રો** અથવા **શતકર્ણીઓ**. એમની નૃત્યકળાનાં દૃષ્ટાંતો **અમરાવતી**નાં આરસ સ્થાપત્યો, અને **કાર્લી**, **ભાજ** અને **નાશિક**ની **પશ્ચિમ હિન્દ**ની ગુફાઓમાંથી પ્રાપ્ત થાય છે; અને (૪) **લંકાનિવાસી**ઓ તરફથી અપનાવેલું નૃત્ય.

**તામિલ**ના 'કુથુ' નૃત્યના વળી નીચે મુજબ પ્રકાર ગણાવી શકાયઃ

(૧) **વસઈકુથુ** અથવા **પુકઝકુથુ**; (૨) **વિથિયલ**; (૩) **પોથુવિયલ**, (૪) વરી **શાન્તિ** અથવા માત્ર **શાન્તિકુથુ**; (૫) **વિનોદકુથુ**; (૬) **ઇયલપુકુથુ**.

ઉપરના પહેલા પ્રકારના નૃત્યમાં અભિનયદ્વારા દૈવી અથવા માનવ નાયકનો મહિમા કે વિજયોનો વિષય આવતો. બીજું નૃત્ય એ અમુક પ્રસંગ માટેનું ખાસ નૃત્ય હતું. ત્રીજું એ એક લોકનૃત્ય હતું. એમાં સ્ત્રીપુરુષો બંને ભેગાં મળી, નૃત્ય કરી, કોઈ ઉત્સવપ્રસંગ જેમકે સારો પાક, કોઈ જય, રાજાના તેની કુમારીનાં કે તેના યુવરાજનાં લગ્નનો પ્રસંગ–ઊજવતાં. ચોથું એ કોઈ આરાધનનૃત્ય હતું. એથી લડાઈ, વિગ્રહ, અનાવૃષ્ટિ કે મહાભારત જેવાં આગંતુક અનિષ્ટો ટાળવાનો હેતુ હતો. પાંચમું એ આનંદ, વિનોદ, કે કોઇ હાસ્યરસનો પ્રસંગ હતું. છઠું નૃત્ય કોઇ સાદા અને સ્વાભાવિક હલનચલનનો આવિર્ભાવ કરતું.

વળી નૃત્યના ચોથા પ્રકાર શાન્તિના પણ કેટલાક સૂક્ષ્મ પ્રકાર પાડવામાં આવતા; **કુરવઇ** (કૃષ્ણના રાસ નૃત્યનું અનુકરણ કરતું ગોપનૃત્ય), **કલીંદમ્**, **કરણમ્**, **કુડમ્**, (પાણીથી ભરેલો ઘડો માથે મૂકીને કરવાનું નૃત્ય), **નોક્કુ** અને **થોલપવાઇ** (જાવાનો **વાયંગનાટ્ય-પ્રયોગ** અથવા **ઢીંગલીનૃત્ય**.)

## નૃત્યની ઉત્પત્તિ

નૃત્યની ઉત્પત્તિ એ **ભરતમુનિ**ના કથન અનુસાર આપણી દેવકથાઓના સર્જક **પ્રભુ**, **બ્રહ્મા** સુધી જાય છે. ઇન્દ્રે **બ્રહ્મા**ને સ્તુતિ કરી કે ચાર વેદો તો શૂદ્રાદિ માટે નિષિદ્ધ છે, તો તેમના ને સામાન્ય વર્ગના વિનોદાર્થે **પાંચમો વેદ** રચો. કહેવાય છે કે **ત્રેતા** યુગમાં **આર્યો**ની જાતિમાં કેટલીક નૈતિક અધોગતિ પ્રવેશી ગઈ હતી અને **બ્રહ્મા**એ આથી ચાર વેદો ઉપર તેના નિવારણાર્થે ધ્યાન આરંભ્યું આમાંથી પાંચમા વેદની ઉત્પત્તિ થઈ અને તે વેદ એ જ નાટ્ય અને નૃત્યનું શાસ્ત્ર. 'નાટ્ય' શબ્દની વ્યુત્પતિ અનુસાર એ 'નૃત્ય'—નૃત્ય કરવું–નું પ્રાકૃત રૂપ છે. **બ્રહ્મા**એ **ઋગ્વેદ**માંથી પાઠ્ય લીધું, **યજુર્વેદ**માંથી અભિનય લીધો, **સામવેદ**માંથી

ગાન લીધું અને અથર્વવેદમાંથી રસ લીધો. આ પાંચમો વેદ, 'નાટ્યવેદ' કહેવાયો. આ હકીકત ગમે તે હો, છતાં આત્માનું અદ્વૈત પ્રભુ અને પ્રકૃતિ સાથે સાધવા માટે આપણા ધાર્મિક ઉત્સવોમાં આપણા વિજયોની ઊજવણીમાં અને આપણા આનંદ ને વિનોદના પ્રસંગોમાં નૃત્યનો સમારંભ થતો. દેવોને તૃપ્ત કરવાના યજ્ઞોમાં વેદોચ્ચારની ધ્વનિ ગગનને ગજવતી હોય, આનંદ, ઉલ્લાસ ને ઉત્સાહ તેના પૂર બહારમાં જામ્યા હોય ત્યારે પ્રકૃતિ અને તેનાં વિવિધ સ્વરૂપો દેહ અને આત્માની આંતર ને બાહ્ય વૃત્તિઓ વિકસે અને સંગીત, ગીત તથા નૃત્ય જેવા રસિક વિનોદો ભરરંગથી વિલસે, એ સ્વાભાવિક છે. ઉત્સવપ્રિય લોકોનો આ સ્વભાવ છે. લગ્નાદિ પ્રસંગોમાં હજીયે આ ઉત્સવપ્રિયતા અનાદિ કાળથી આપણે ત્યાં ચાલતી આવી છે. રસના ઉદ્રેકના આવા વિવિધ પ્રસંગોમાં થનગનતી બાળાઓ અને ઉત્સાહી સ્ત્રીઓ નૃત્યના પ્રસંગો ગોઠવતી, ને નાચી, કૂદી, મૃદંગના તાલ સાથે ગોળ ઘુમી, મોટી રસલ્હાણ લૂંટતી.

### નૃત્ય એ પ્રકૃતિનું પ્રકટરૂપ છે.

પ્રભુ 'आनंदघन', 'रसो वै सः' એમ નામ આપનાર આપણી શ્રુતિઓ, આપણાં ઉપનિષદો કહે છે તેમ આનંદ ને રસના આવા ઉત્સવો ભારતીય પ્રજામાં ઊજવાયા. કુદરતના જીવન સાથેનું માનવ જીવનનું તદ્રૂપ સામ્ય એ સિદ્ધ કરે છે. આપણાં દર્શનશાસ્ત્રોએ આપણા જીવનના ઉદ્દેશ અંતિમ અમર આનંદમાં વર્ણવ્યા છે. આવા નિર્ભેળ આનંદપ્રસંગો માનવ આત્માઓને, શરીરોને ઉચ્ચ ભાવથી પ્રેરાઈ નૃત્ય જેવી કુદરતી ગતિ આપી ડોલાવે, એ કુદરતી છે. પરમાનંદની ભાવના ને ગતિથી પ્રેરાઈ પ્રભુ, પ્રકૃતિ અને પરમ તત્ત્વો સદા સર્વથા પરમાનંદ પ્રકટાવી રહ્યાં છે. વિરાટ રાસનો ઉલ્લેખ કરતો ગુજરાતનો આદ્યકવિ નરસિંહ મહેતો પ્રભુની આવીજ આનંદક્રીડા ગાય છેઃ

"નિરખનિ ગગનમદિ કૂણ ઘૂમી રહ્યો ?"

સૂર્યમાલાઓ, વિશ્વની અદ્ભુત પ્રાકૃતિક રચના, સમસ્ત સૃષ્ટિઓ, તેને બનાવનાર પાંચ તત્વો પૃથ્વી, પાણી, વાયુ, આકાશ, તેજઃ આ સૌ પ્રભુનાં વિરાટ નૃત્ય સંગે સંગે જ નાચી રહ્યાં છે, તાલ આપી ઘૂમી રહ્યાં છે. જડ ને ચેતન, સૃષ્ટિ અને તેનાં સત્વો આ રાસમાં એવાં જ ઘૂમી રહ્યાં છે. ઋતુઓ રાસ રમી રહી છે. સતતગતિ મરુત્ગણો નાચીને સહુ કોને નચાવી રહ્યાં છે. આપણી માનવ પૃથ્વી તેની ધરી ઉપર કૂદડી ફરી રહી છે. પૃથ્વી સૂર્યની પ્રદક્ષિણા કરી રહી છે. પાણીના પ્રવાહમાં નાનાં ને મોટાં મોજાં નૃત્ય કરી રહ્યાં છે. સ્થિર લાગતા. વારિસંચયો પણ વાયુની વેણુ ને ગતિ સાથે ઊર્મિમય થઇ નાચી રહ્યાં છે, તેજની વિરલ રંગોળીઓ, કિરણકિરણમાં પ્રકટ થતી પ્રકાશકલા ટોળે મળી પ્રકૃતિનો મહા મહિમા ગાતા પોતાનાં પ્રિય નત્ય કરી રહ્યાં છે આપણા પ્રાચીન ઋષિમુનિઓએ અને તેમાં રહેલા નિત્યયૌવનભર આનંદનો ને નૃત્ય, સંગીત આદિ કળાઓનો પરમ મહિમા જ ગાયો ને વર્ણવ્યો છે.

નૃત્યની ઉત્પત્તિ ને વિકાસ આમ આપણા માનવજીવનના વિકાસ સાથે સાથે વિકસતાં રહ્યાં છે, આપણા ધાર્મિક વિધિઓએ, આપણા રસોત્સવોએ, આપણા સાત્વિક વિનોદોએ, નૃત્ય, ગીત, સંગીત, નાટ્ય એ કળાઓને આપણી પ્રિય કળાઓ તરીકે સ્વીકારીને જીવન સાથે ગૂંથી દીધી છે. આપણા સંસ્કારો અને સંસ્કૃતિએ એમને શિષ્ટ બનાવી છે. પ્રકૃતિ

આમ આપણી નૃત્યકળામાં સર્વાંગ પ્રતિબિંબિત થઈ રહી છે; બીજી રીતે કહીએ તો આ કળાઓ પ્રકૃતિનું સ્વરૂપ પ્રકટ કરી રહી છે.

**નૃત્યકળાનો ઇતિહાસ**

માનવની જીવનકળાનો ઇતિહાસ જેટલો આપણી નૃત્યકળાનો ઇતિહાસ પણ પ્રાચીન છે. છેક વૈદિક કાળ પહેલાં આપણા જીવનવિધાનના ઉલ્લેખો કરતા વેદોએ એમની ક્રિયાઓમાં ઘણેક સ્થળે નૃત્યની નોંધ લીધી છે. વેદમાં આલેખેલું, પ્રકાશલીલામાં નિર્મળ સ્નાન કરતી ઉષાનું વર્ણન આપણે જોઇએ:—

"ઉષસ્ એ તેજસ્વી કુમારિકા આકાશમાં જન્મેલી છે. અને આકાશની પુત્રી છે. કાળી રાત્રિની એ ઉજ્જવળ ભગિની છે. પોતાના પ્રિયતમના પ્રકાશથી-સૂર્યદેવના પ્રકાશથી એ પ્રકાશે છે. એ સૂર્યદેવ એના પંથની પાછળ પોતાનાં કિરણો મોકલે છે, અને એક યુવાન માણસ કોઈ કુમારિકાની પાછળ પાછળ ભમે તેવી રીતે એ ઉષાની પાછળ પાછળ ભમે છે. રાતા અશ્વો અથવા રાતી ગાયો જેને જોડવામાં આવી છે તેવા તેજોમય રથમાં એ વિરાજે છે. કોઇ **નાચનારીની પેઠે** સુન્દર શણગાર સજીને એ પોતાની છાતીની શોભા પ્રકટ કરે છે. પ્રકાશરૂપી વસ્ત્ર ધારણ કરીને એ કુમારિકા પૂર્વ દિશામાં પ્રકટ થાય છે."[૨]

વળી "નૃત્યકળા એ આનંદનું એક બીજું સાધન હતું. એ કળામાં પુરુષો અને સ્ત્રીઓ બેઉ રસ લેતાં એમ જણાય છે પણ જ્યાં આગળ નૃત્ય કરનારાઓની જાતિવિષે સ્પષ્ટ સૂચન કરવામાં આવ્યું છે, ત્યાં આગળ લગભગ હંમેશાં જ યુવતીઓને વર્ણવામાં આવી છે.[૩]

નૃત્ય ખુલ્લાં મેદાનોમાં કરવામાં આવતું, તેનો પણ વેદમાં ઉલ્લેખ જડે છે:-

अभ्रां वो नृत्यतामिव
तीव्रो रेणुरवायत ॥

"નર્તકોથી ઊડતી હોય એમ પુષ્કળ ધૂળ ઊડતી હતી."[૪]

યજુર્વેદમાં 'ઇયતિ' શબ્દના અર્થમાં ગાન સાથે નૃત્ય ને અભિનયનાં સૂચન થાય છે. સમાજના વિનોદમાં આરણ્યક બ્રાહ્મણો પણ નૃત્યનાં વર્ણન આપે છે. કઠોપનિષદમાં વર્ણવેલા નચિકેતા અને યમના સંવાદમાં પણ સો નર્તિકાઓના નૃત્યનું ને તેમના વાદ્ય ને સંગીતનાં જલસાનું મનોહર વર્ણન છે.

આમ માનવજીવને ગેય વાણી ગાવા માંડી, વાદ્યને તેના તાલમાં સજવા માંડયા, અને નૃત્યને તેનું સહચારી બનાવી, સંગીત લલકારવા માંડયું ત્યારથી નૃત્યની અનાદિ પ્રાચીનતા છે.

ઈ. સ. પૂ. ૭-૮ શતકમાં થયેલા ભગવાન પાણિનિ નૃત્યકાર નટોનો ઉલ્લેખ કરે છે.

(१) पाराशर्यशिलालिभ्यां भिक्षुनटसूत्रयोः ।
(२) कर्मन्दकृशाश्वादिनिः ।[५]

---

૨ જુઓ મેકડોનલકૃત સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ, શ્રી. મોહનલાલ દવેકૃત ભાષાન્તર પૃષ્ઠ ૧૦૧.

૩ જુઓ એ જ પુસ્તક : પૃષ્ઠ ૨૨૨

૪ જુઓ ઋગ્વેદ : મંડળ ૧૦ દપ પૃ. ૭૨

૫. જુઓ પાણિનિ વ્યાકરણ: ૪ | ૩ | ૧૧૦-૧૧૧

સંગીત અને નાટ્યનો સંયોગ થતાં નાટક થયું, એ કાળ પણ નૃત્યકળાની પ્રાચીનતા સિદ્ધ કરે છે. શ્રુતિઓના કાળમાં નૃત્ય, ગીત અને વાદ્યનો વિકાસ થયો: ઋગ્વેદે નૃત્યનું સૂચન કર્યું છે. શ્રુતિગીતનું બીજ ગાયત્રી ગણાય છે. નૃત્યમાંથી નાટ્ય થતાં, તેની સાથે સંગીત ને વાદ્ય ભળતાં આખ્યાનકાળમાં નાટ્ય કિંવા અભિનયવિદ્યાનો આવિર્ભાવ થયો. આપણા નાટકની આ ઉત્પત્તિકથા છે.[૬]

નાટક સાથે તેનાં મુખ્ય અંગ નૃત્ય–અભિનય આ પછી કાળે કાળે ખીલતાં જાય છે.

નાટકના સાહિત્યની ઉત્પત્તિ આપણા ભારતવર્ષમાં આમ ઘણી પ્રાચીન છે. નાશ પામેલાં નાટકોનો કાળ ઈ. સ. પૂર્વેના બીજાથી ઈ. સ. પૂર્વેના આઠમા નવમા શતક સુધી સંભવે છે; ભાસનાં નાટકોનો કાલ બીજા સૈકામાં સંભવે છે. આ જોતાં નાટકનાં આ મુખ્ય અંગોની પ્રાચીનતા વધુ ને વધુ સિદ્ધ થતી જાય છે. શાસ્ત્ર લખાયાં તે પહેલાં વર્ષો સુધી પ્રજામાં એ ખીલેલાં હોય છે.

ભરતમુનિના નાટ્યશાસ્ત્રનો રચનાકાલ ઈ. સ. ના ત્રીજાચોથા શતકનો આપણે ગણીએ છીએ. તેમાં પણ આગળની પરંપરા સાથે નાટ્યશાસ્ત્રનો ઉલ્લેખ ભરતે કર્યો છે. પણ પોતાના આવિમારક નાટકમાં પ્રાચીનતર, કદાચ એ લુપ્ત થયેલા, શાસ્ત્રનો નિર્દેશ કર્યો છે. ઈ. સ. ના ચોથા શતકનું વાત્સ્યાયન કામસૂત્ર પણ નાટકની પ્રાચીન ખ્યાતિની પૂરતી માહીતી પૂરી પાડે છે.[૭]

આખ્યાનપ્રયોગ (ખેલ) પછી કવિકૃત નાટ્યના પ્રયોગ થવા માંડયા સંભવે છે. હરિવંશમાં[૮] પ્રદ્યુમ્ન, સાંબ વગેરે યાદવો ગુપ્ત વેષે અસુરરાજ વજ્રનાભના વજ્રપુરમાં ગયાનો ઈસારો છે. નાટ્યનાં અંગોપાંગથી અસુરરાજ ને તેની પ્રજા વિસ્મિત થયેલાં વર્ણવ્યાં છે;

"संस्काराभिनयौ तेषां प्रस्तावना च धारणम् ।
दृष्ट्वा सर्वे प्रवेशं च दानवा विस्मयं गताः ।

આવા આખ્યાનપ્રયોગો સૂક્ષ્મ વિકાસ પામેલી નાટ્યકલાનો સમય ઇ. સ. પૂ. ના દશમા શતક સુધીનો ગણાવે છે,

આ પછી ભાસકાલિદાસાદિનો સમય આવ્યો તે નાટક અને તેનાં અંગોની નૃત્યકલાના ઉત્કર્ષનો સમય છે. ભિન્નરુચિના લોકોમાં 'काव्येषु नाटकं रम्यम्' એવા વિકાસ પામેલા સાહિત્યના અંગ નાટકના રૂપકના ૧૦ અને ઉપરૂપકના ૧૮ એમ ૨૮ ભેદ વિકાસ પામ્યા. એમાંના ભાણ, શ્રીગદિત, ભાણિકા, પ્રસ્થાન, રાસક અને કાવ્ય, એ ૭ નૃત્યના ભેદ ખીલ્યા. વિલાસિકા નામનો ભેદ લાસ્યના જલસારૂપે પણ આ જ કાલમાં ખીલ્યો જણાય છે.

ભરતનાટ્યશાસ્ત્રમાં અને તેની અભિનવગુપ્તાચાર્યે કરેલી ટીકા 'અભિનવ ભારતી'માં નાટ્યકલા અને તેનાં મુખ્ય અંગ નૃત્ય ઉપર, અને તેનાં વિવિધ લક્ષણો ઉપર બહુ જ વિગતવાર પ્રકાશ પાડવામાં આવ્યો છે. નૃત્યકલાને આમ 'સંગીતરત્નાકરે[૯]' અને નંદીકેશ્વરકૃત 'અભિનય દર્પણે' શાસ્ત્રીયતાથી ચર્ચી છે અને તેની કલાનું નિરૂપણ પણ કર્યું છે.

---

૬. જુઓ સ્વ. દિ. બા. કેશવલાલ ધ્રુવ : નાટકની પ્રાચીનતાનું દિગ્દર્શન ૧૯૨૪ : એ લેખ ઉપરથી
૭. જુઓ નાટક नाटकाख्यानदर्शनम् કામસૂત્ર ૩.
૮. જુઓ હરિવંશ : અ. ૯૩ શ્લો. ૧૦.
૯. જુઓ :

त्वरीरत्नत्रयमिदं धर्मकामार्थमोक्षदम् ।
कीर्तिप्रागल्भ्यसौभाग्यवैदग्ध्यानां प्रवर्धनम् ॥ १० ॥

આપણી વીરસંહિતાઓમાં આદ્ય 'રામાયણ'માં [10] નૃત્યમાં કુશલ નર્તકો અને નર્તિકાઓનાં રસભર વર્ણનો છે.

આપણી બીજી વીરસંહિતા 'મહાભારત'[11] માં પણ એ વર્ણવાયું છે.

વીરસંહિતાઓ પછી પુરાણો અને ઉપપુરાણોમાં પણ નૃત્ય અને તેના રીવાજોનાં અને પ્રસંગોનાં વર્ણન છે.[12]

આ પછી શ્રીમદ્‌ભાગવતમાં તો તેના નાયક રાસેશ્વર શ્રીકૃષ્ણ અને ગોપિકાઓનાં નૃત્ય અને રાસલીલાનું ભવ્ય વર્ણન જગતભરના રસિકોમાં સુવિદિત છે. એના એકાદશ સ્કંધમાં શ્રીકૃષ્ણ ઉદ્ધવજીને આજ્ઞા કરતાં કહે છે;—

'પોતે એકલાએ અથવા તો ભક્તોની સાથે મળીને ચક્રવર્તીની વિભૂતિઓ વડે તથા નૃત્ય અને સંગીતવડે પર્વણીને દિવસે મારે માટે યાત્રાઓ અને મહોત્સવો કરાવવા.[13]

પૌરાણિક સાહિત્યના સમકાલીન સાહિત્યમાં આગમો, તંત્રો(શૈવ, વૈષ્ણવો અને શાક્ત)માં પણ નૃત્યના ઉલ્લેખો ભરપૂર છે, તેમાંથી તેનો ઇતિહાસ નોંધતું સાહિત્ય એકઠું કરી શકાય.

પણ આ છોડો, આપણા નિર્ભેળ સાહિત્યાત્મક સાહિત્યમાં આપણે વિહરીએ તો તેમાં પણ ઘણા જ ઉલ્લેખો જડશે. આપણાં કાવ્યો, નાટકો અને ચંપુ નૃત્યના વિકાસ અને ઇતિહાસની સામગ્રી પૂરી પાડે છે. કાલિદાસના નામ પર ચઢેલા કહેવાતા 'ઋતુસંહાર' અને "મેઘદૂત' એ ખંડકાવ્યોમાં અને 'શાકુન્તલ' અને 'વિક્રમોર્વશીય' નાટકોમાં નૃત્યના ઉલ્લેખો પુષ્કળ છે, મહાકાવ્ય 'રઘુવંશ' અને 'માલવિકાગ્નિમિત્ર' નાટક પણ એના ઉલ્લેખો કરે છે. ઉજ્જયિનીના મહાકાલેશ્વરનું મંદિર એ નૃત્યકલાનું ધામ ગણાતું અને એના ભક્તો માત્ર માળવામાં જ નહીં, પણ સમસ્ત ભારતમાં હતા. દક્ષિણમાં ચિદાંબરમ્ (અથવા તિલાઈ) જેમ સંગીતનું ધામ તેના નટરાજમંદિરને લીધે ગણાતું તેમ ઉત્તરમાં મહાકાલેશ્વર ગણાતું. 'મેઘદૂત' શિવના તાંડવનો ઇસારો કરે છે; એ ઉપરાંત ત્યાંની નર્તિકાઓના (દેવદાસીઓના) દેશીય નૃત્યનું વર્ણન આપે છે: ચમરીધારિણીને એ નર્તિકાનૃત્યના પ્રકાર લાસ્ય

---

औदार्यस्थैर्यधैर्याणां विलासस्य च कारणम् ।
दुःखार्तिशोकनिर्वेदखेदविच्छेदकारणम् ॥ ११ ॥

अपि ब्रह्मपरानन्दादिदमभ्यधिकं ध्रुवम् ।
जहार नारदादीनां चित्तानि कथमन्यथा ॥ १२ ॥

—સંગીતરત્નાકર : નર્તનાધ્યાય.

૧૦. જુઓ બાલકાંડ અધ્યાય ૫, અધ્યાય ૯, અધ્યાય ૧૩, અયોધ્યાકાંડ અધ્યાય ૬, ૯૧, સુન્દરકાંડ, રાવણની રસજ્ઞતા અને નર્તિકાઓનાં રાસમંડલો; યુદ્ધકાંડ : અધ્યાય ૧૩૦; ઉત્તરકાંડ અધ્યાય ૪૨; કુશ અને લવની સંગીત રામાયણકથા.

૧૧. જુઓ વિરાટ પર્વ : પાંડવોના ગુપ્તનિવાસ અર્થે અર્જુને ધરેલું બૃહન્નલારૂપ અને તેણે માથે લીધેલું ઉત્તરા કુમારીનું નૃત્યશિક્ષણ.

૧૨. જુઓ વિષ્ણુધર્મોત્તરપુરાણ, બ્રહ્મવિવર્ત, સ્કંદસંહિતા, વગેરે.

૧૩. જુઓ શ્રીમદ્‌ભાગવત : એકાદશ સ્કંધ : અધ્યાય ૨૯.

અને તાંડવના પ્રકાર—ભજવતી શિવને પંખો નાંખતી અને ગોળ કૂદડીઓ ફરતી વર્ણવવામાં આવી છે.

'રઘુવંશ'માં દિલિપ રાજાના મહેલમાં રઘુનો જન્મ થયો, તેના ઉત્સવમાં 'મંગલ-નૃત્યનો સમારંભ વર્ણવાયો છે. રામના પુત્ર કુશની નૃત્યરસિક્તાનો ઉપર રામાયણના નિર્દેશ અંગે ઉલ્લેખ કરાયો છે. છેલ્લા રાજા અગ્નિવર્માનાં રસિકતા અને નૃત્યનો શોખ તો સારી પેઠે જાહેર છે. નૃત્યની વૃત્તિઓની( ભારતી, આરભટી, સાત્વિકી અને કૌશિકી )માંની કૌશિકીનો એ રસિયો ગણાતો, દૂર દૂરથી આવેલા નૃત્યકારોને એ ચકિત કરતો, પોતે નૃત્યમંડળના પ્રેરકતું જે કેટલીક વાર પુષ્કર મૃદંગ વગાડી, બજવૈયાનું કાર્ય કરવામાં રસ લેતો. સુંદર નર્તકીઓનાં મનોહર ચિત્રો એ નવરાશ વખતે આલેખતો, નાની માલવિકાની નૃત્યકલા 'માલવિકાગ્નિમિત્ર' નાટક નોંધે છે, માલવિકાના નૃત્યની પરીક્ષા કરનારા પ્રમુખ રસજ્ઞોમાંનો એક અગ્નિમિત્ર હતો. આ નાટકના પ્રથમ અંકમાં શિવના અર્ધનારીશ્વર બનવાના નૃત્યપ્રકારનો પણ ઉલ્લેખ છે.

આ પછી નંદિકેશ્વરના 'અભિનયદર્પણ'માં નૃત્યની મીમાંસા છે. 'દિવ્યવાદન'માં રૂદ્રયન રાજા વીણા વગાડતો અને તેની રાણી ચંદ્રાવતી તેના સંવાદમાં નૃત્ય કરતી આલેખાઈ છે. દેવેન્દ્રકૃત ઉત્તરાધ્યાય-નાટિકા'માં કૌશાંબીના ઉદયન રાજાએ વીણા વગાડતાં ભૂલ કરી, તેથી નૃત્ય કરતી તેની રાણીના રોષનો ભોગ થઈ પડયો, એવો રસિક ઉલ્લેખ છે. લંકાના રાજા પરાક્રમબાહુ અને તેની રાણી રૂપવતીના નૃત્યશોખનો, અને રાજાએ ઊભા કરેલા નાટય-ગૃહનો ઉલ્લેખ 'મહાવંશ' કરે છે. રાજશેખરે રચેલા 'કર્પૂરમંજરી' નાટકમાં ગોળ ઘૂમતી બાલાઓના નૃત્યનો ઉલ્લેખ છે. ગુજરાતના દાંડિયારાસ અથવા અંગ્રેજી 'મેપોલ'ને મળતા રાસમાં રમતી બાલાઓના એ દોરવાળા રાસનું એમાં વર્ણન છે.

આપણાં નાટકોના એક પ્રકાર પ્રેક્ષણાના ૭ પ્રકાર વર્ણવતાં ભોજદેવે પણ નૃત્યના વિકાસ વર્ણવ્યા છે.[૧૪]

ભારતીય નૃત્યશાસ્ત્ર અને કળાનો ઇતિહાસ આમ ભારતમાં સાતત્યના અંકોડા જેવો ચાલ્યો નોંધી શકાય છે. એ કળાએ પણ ભારતની ચડતી ને પડતી સાથે પોતાના ઉદય અને અસ્ત જોયા: ભારતીય હિન્દુ સ્વરાજ્ય જતાં એ કલા, તેને શાસ્ત્ર ને કલામાં ગૂંથતા ગ્રંથો, તેને સ્થાપત્ય, શિલ્પ અને ચિત્રકળામાં અવતારનાર રમ્ય સ્થળોનાં કલાધામો: આ સૌ ખીલ્યાં; અને એમાંનાં કેટલાંક જે નાશ પામી શકયાં નથી તેમણે એ આપણી દિવ્ય કળાને સંભાળી તેમ જ અને સાચવી, બને તેટલી અમર રાખી છે. મદ્રાસ ઇલાકાના ચિદંબરમના

૧૪. જુઓ :

यदाङ्गिकैकनिर्वर्त्य ऊज्झितं वाचिकादिभिः ।
नर्तकैरभिनियेत प्रेक्षणाख्वेडिकादि तत् ॥
तल्लास्यं ताण्डवं चैव छलितं शम्यया सह ।
हल्लीसकं च रासं च षट्प्रकारं प्रचक्षते ॥

—સરસ્વતીકંઠાભરણ : ૨; ૧૫૮, ૧૫૯.

નટરાજમંદિરે નાટ્યકળા સાથે એના મુખ્ય અંગ નૃત્ય અને અભિનયને એના સૈકેસૈકે પુનઃ પુનઃ રચાયલા અમરમંદિરમાં સચવાયલી શિલ્પકલાથી જગજાહેર કર્યાં છે. અજંટા, ઇલોરા, નાશક, સાંચી, કાર્લી, દેલવાડા, મોઢેરા, વગેરે વગેરે કલાધામોમાં જેવાં છે, તેવાં રક્ષાઈ રહેલાં મંદિરો, ગુફાઓ, ચિત્રો, રંગપૂરણીઓ, દેવમૂર્તિઓ, એ સૌ હજી યે કળારસિકોને આકર્ષતાં આપણી નૃત્યકલાના ઇતિહાસનાં સાધનો સંઘરી રહ્યાં છે. આજે આપણે માત્ર આપણા આર્યજીવનની ઉન્નતિ જે આધ્યાત્મિક સૌન્દર્યની ઝાંખી કરાવતા કલાધામોની યાત્રા કરીએ છીએ, એટલું જ નહીં પણ પૃથ્વીમાં હાલ વસતી પ્રજાઓની નૃત્યકલા સાથે એની સરખામણી કરીએ છીએ. એના વિનિમયના પ્રયોગો પણ થાય છે. માત્ર શારીરિક અંગવિક્ષેપમાં જ વિરમતી પાશ્ચાત્ય કળા કરતાં આપની કલાના આધ્યાત્મિક સૌન્દર્યથી ને તેણે કરેલી આપણા જીવનવિકાસની સમૃદ્ધિ આપણને આજે એ માનવસંસ્કૃતિના માન ને ગૌરવની ઊર્મિઓમાં હલમલાવે છે.

આપણા પર પરસંસ્કાર નાંખનાર મુસ્લિમ સંસ્કૃતિમાં પણ નૃત્યનું અંગ સારી રીતે ખીલ્યું હતું, તે આપણે જાણીએ છીએ. ઉત્તરહિન્દના નાચ માત્ર નહીં, પણ તુર્કી સાધુઓ અને સંતો ભક્તિના આવેશમાં બાંગ અને ભજનો સાથે આનંદસમાધિમાં લીન થાય છે, એ પણ આપણે જાણીએ છીએ. અમેરિકાના રાતા મૂળવતનીઓનાં નૃત્ય, યુરોપનાં સંસ્કારી અને જંગલી નૃત્ય, ભક્તો અને સાધુઓનાં નૃત્ય, અને પાવલોવા, અને રાગિનીદેવી જેવી નર્તિકાઓનાં નૃત્ય હિન્દી નૃત્યકળાનાં તેમણે કરેલાં સન્માન અને પૂજા, આપણે અહીં આપણે આંગણે નિહાળ્યાં છે. ઉદયશંકરે હિન્દી નૃત્યકળાને પરદેશોમાં યાત્રા કરાવી છે, અલમોરા એ નૃત્યનું મહાધામ બનાવવા ઇચ્છે છે. આપણા ગુજરાતે એના રાસોમાં, એની પૂજાઓમાં એની ભક્તિના સંગીત ને નૃત્યના જલસાઓમાં, દેવી, શિવ, અને વૈષ્ણવ ભક્તોના નૃત્યસમારમ્ભમાં, એની સ્ત્રીજાતિનાં ગરબાગરબીઓમાં નૃત્યની કળાની ભાવભરી પૂજા ચાલુ રાખી છે. આધુનિક ગુજરાતી બાલાઓ અને સ્ત્રીઓ નૃત્યની કલાનો ને તેના વિવિધ પ્રકારોનો પુનરુદ્ધાર કરવા ઉત્સુક થઈ ગઈ છે. આપણી ભારતીય નૃત્યકળાનો આ ઇતિહાસ ભાવિના સુંદર વિકાસની આગાહી આપતો આપણને પ્રેરી રહ્યો છે.

### ભરત નાટ્યશાસ્ત્ર અને ભારતીય નૃત્યનાં લક્ષણ

બ્રહ્મા અને ભરતમુનિની વિનતિથી શિવજીએ તંડુને તેના શિષ્યો આગળ નૃત્યની કલાનું રહસ્ય પ્રકટ કરવા આજ્ઞા કરી. તંડુએ ૩૨ અંગહાર, ૧૦૮ કરણ અને ૪ રેચકનું વિગતે વર્ણન કર્યું. પછી તેણે નૃત્યના નિયમો અને તે સાથે બજાવવાનાં વાદ્યોનું નિરૂપણ કર્યું.

### અભિનય

નૃત્યનાં લક્ષણો અને તેને વ્યક્ત કરતા લાક્ષણિક પારિભાષિક શબ્દો સામાન્ય રીતે એકદમ સમજી જવા, એ અઘરું કાર્ય છે. ભરતમુનિએ એમના 'નાટ્યશાસ્ત્ર'માં કરણોને ચોથા અધ્યાયમાં સમજાવ્યાં છે. પારિભાષિક શબ્દોને આઠમા, નવમા, દશમા અને અગિયારમાં અધ્યાયમાં સમજાવવામાં આવ્યા છે. આ અધ્યાયોને ફેરવી ચોથાને અગિયારમા પછી લેવાય તો બહુ યે વસ્તુનિરૂપણ વધુ સ્પષ્ટ થાય અને ક્રમવાર સહેલાઈથી સમજાય છે.

અભિનયને ભરતમુનિ ચાર વિભાગમાં નિરૂપે છેઃ (૧) આંગિક, (૨) વાચિક, (૩) આહાર્ય, અને (૪) સાત્વિક.



રા. રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,

બી. એ., એલએલ બી; એડવોકેટ.

વ્યવસ્થાપક મંડળના સભ્ય : સને ૧૯૨૪થી અદ્યપર્યંત

નહીં બહુ જાડી, નહીં બહુ પાતળી નહી તેમ નહીં બહુ ઠીંગણી, એવી જોઇએ.[૧૬]

અંગો અને પ્રત્યંગોની ગતિ સમજ્યા પછી કરણ અને અંગહારની વ્યાખ્યાઓ સહેલાઈથી સમજાય છે. ઘણાંએક અંગ અને પ્રત્યંગોના મરોડથી કરણ ઉત્પન્ન થાય છે અને ઘણાંએક કરણોના સંમિશ્રણથી અંગહાર ઉત્પન્ન થાય છે. ભરતમુનિ કહે છેઃ અમુક સ્થિતિ (સ્થાનક), ગતિ (ચારિ), અને હસ્તમુદ્રાના (નૃત્તહસ્તના) સંમિશ્રણથી કરણ બને છે. (અધ્યાય ૪ : ૫૯,) નૃત્યમાં કરણ એ હાથ અને પગના હલનચલનની એકતા—સંવાદિતા છે. (અધ્યાય ૪ : ૧૭૩) આદિ અને નૃતહસ્ત એ પ્રાથમિક એકમ છે અને એમાંથી કરણ ઉત્પન્ન થાય છે (અધ્યાય) ૪ ૧૭૩). ક્રિયાનો એક એકમ બે કરણનો બને છે. આમાંના બે ત્રણ ચારના સમિશ્રણથી અંગહારની ઉત્પત્તિ થાય છે (અધ્યાય ૪ : ૩૧). કરણમાં આખું યે શરીર એક નિયત સ્થાનકમાં હોય છે. અંગહારમાં[૧૭] સ્થાનક વારંવાર બદલાય છે.

એ યાદ રાખવાનું છે કે કરણ અને અંગહાર, એ તો માત્ર મૂળ સ્થાનકો છે અને તે ઘણાં સૂક્ષ્મ છે. અમુક વસ્તુવિષયનું નિરૂપણ કરવામાં જે નૃત્યપ્રયોગ કરવાનો હોય તેના નિયમોને ચોક્કસાઈ અને ચિવટાઈથી અનુસરે એવી કલાકુશલ નર્તકી હોય તે કરણ અને અંગહારને સફળતાથી પ્રકટ કરે છે. એ નર્તકી બેસીને લાસ્યનૃત્ય કરે અથવા ઊભી ઊભી અભિનય કરી તાંડવનૃત્ય કરે, એમાં તે તે સ્થાનકો એ પોતાની કલાથી પ્રત્યક્ષ રીતે પ્રકટ કરે છે.

**વર્તમાન ભારતીય નૃત્યકલા**

પ્રાચીન ભારતીય નૃત્યકલાનો વારસો આધુનિક ભારતે સાચવી રાખ્યો છે. ભરત મુનિએ શાસ્ત્રાંકિત કરેલી, એ અમર કલા ભારતમાં આજે તેનાં દિશેદિશના પુનરૂદ્ધાર સાથે, પુનર્જીવન સાથે વળી પાછી ખીલવા માંડી છે. ભારતને નવું નાટયગૃહ જોઈએ છે, તેમ એને નવું નૃત્યગૃહ પણ જોઈએ છે. જુના અને નવીન ભારતનો, તેના જીવનનો, તેની કલાઓનો આત્મા નવતર અવતારે અવતરવા લાગ્યો છે. એના સંસ્કાર, એની સંસ્કૃતિ ફરીથી પાછાં સચેતન થયાં છે. એની નૃત્યકલા એનાં રૂપ પ્રાચીનતામાંથી શોધી સંશોધી નવો દેહાત્મા ઘડવા માંડી છે, એમાં પૂર્વ ને પશ્ચિમની નૃત્યકલાનો સુભગથી સંગમ થવા માંડ્યો છે; એટલું જ નહી પણ પ્રાચીન ભારતીય સંસ્કૃતિએ પોતાની પાસેના સંસ્થાનોની વેલ જે લંકા, જાવા સુમાત્રા, બલી, બ્રહ્મ, સિયામ વગેરે સુધી દૂરદૂર ફેલાવી હતી તેમાં જઇને પણ આપણી કલારસિકતા યાત્રા કરી આવે છે. જાવાનું દૈત્યનૃત્ય, લંકા, બલિ, ને સિયામના નૃત્ય પ્રકારના અંશો નવીન ભારતની યાત્રાએ પાછા ફરીથી આવવા માંડયા છે, મલબારની કથકલી નૃત્યશૈલીએ જે અપાર ભક્તિને તપથી પ્રાચીન નૃત્યની મુદ્રાઓ, સ્થાનકો, પ્રકારો સાચવી રાખ્યાં છે તે આપણી નવીન નૃત્યકળાને સમજાવવા લાગ્યાં છે. મણિપુરી

---

૧૬ જુઓ એ. કે. કુમારસ્વામીઃ 'મિરર ઓવ જેસ્ચર' પૃ. ૧૬

૧૭ જુઓ અમરસિંહકૃત અમરકોશ, અંગહારના અર્થ માટેઃ

"अंगहारोऽङ्गविक्षेपो व्यञ्जकाभिनयौ समौ ।"

આહીં અંગહારની એ ચોક્કસ વ્યાખ્યા આપે છે. કાંડ ૧: ૪૫, અંગહાર એ શરીરની વિવિધ ગતિ–સ્થિતિ છે. અભિનવ ગુપ્તાચાર્ય કહે છેઃ અંગહારમાં શરીરના વિવિધ અવયવોને અમુક અનુકૂળ સ્થિતિમાં ગોઠવવાં. હર—શિવ—ઉપરથી 'હાર' શબ્દ વ્યુત્પન્ન થયો છે, એમ અભિનવ ગુપ્તાચાર્ય કહે છે.

નૃત્યશૈલીની ભાવવાહી નૃત્યકળા, કાશીપુરી કથક નૃત્યશૈલીની તાલપ્રમુખ નૃત્યશૈલી, પૂર્વ ને પશ્ચિમને સંમિશ્રણ કરી ઉપજાવેલી કવિવર રવીન્દ્રનાથ ટાગોરની નૃત્યશૈલી, આપણી પ્રાચીન નૃત્ય-પ્રણાલીમાં સંક્રાંતિ પામી નવીન નૃત્યશૈલીઓ રચવા મંડી પડી છે. આજે નગરોના વિનોદાર્થે થતા નૃત્યસમારમ્ભોમાં પ્રાચીન, મધ્યકાલીન અને અર્વાચીન, શિષ્ટ નૃત્યકલાઓ જ માત્ર નહીં, પણ અનાર્યોની, તેમના વારસદાર ભીલ, કોળી રાણીપરજ, ટોડા, સંતાલ કંધ, વગેરેની અશિષ્ટ, (જંગલી) નૃત્યકલાઓના પ્રયોગો પણ મૂકાયે જાય છે. ગુજરાતની અનાર્ય નૃત્યકલા કોળી, ભીલ, ઠાકરડા, રાણીપરજ વગેરેની શૈલી આજે સમભાવથી નીહાળાય છે. એટલે એ સાથે આપણી સંસ્કારી નૃત્યકળા ભક્તિની, પૂજાની, ભજનની, લોકની, ધર્મની, સમાજજીવનની, દુઃખસુખની, ઐતિહાસિક કહાણીઓની, રાસ–નૃત્ય–ગરબા-ગરબીની નૃત્યકળા ઉચ્ચ ને સંસ્કારી કુટુંબોમાં આદર પામી છે. શાળા અને કોલેજોએ પણ જૂના ચોખલિયાવેડા કોરે મૂકી, આ કલાનો એમનાં સત્રો ઊજવવામાં, એમનાં સ્નેહસંમેલનો ઊજવવામાં, ઉદ્ધાર કરવો શરૂ કર્યો છે. નૃત્ય જેનું પ્રધાન અંગ છે, એવાં નૃત્યગીતો, સંગીતો, નાટચપ્રયોગોએ પણ જ્યાં ત્યાં આદર પામી, નવીન પ્રજાના સંસ્કાર ઘડવા માંડયા છે. નાટચકલાનો ઉદ્ધાર થયે નૃત્યકલા પણ સાથે સાથે પોતાનો ઉદ્ધાર કરી લેશે. આપણાં નાટચગૃહો, ચલચ્ચિત્રગૃહો નવીન પ્રયોગોનાં સહચારી અંગો જેવાં નૃત્ય, સગીત અભિનયને ખેડવા મંડી પડયાં છે. નૃત્યકલા માટે આ એક પ્રેરક ને સુંદર ભાવિ છે. શરીર, મન, આત્મા, ધર્મ ને સંસ્કૃતિને શોભાવે તેવી આ નિર્મલ, દિવ્યકલા, આપણી ભારતીય પ્રજાના ધર્મ, અર્થ, અને કામનો પુનરુદ્ધાર કરી, સ્વાતંત્ર્ય અને શાન્તિ મેળવો અને એના આધ્યાત્મિક સૌન્દર્યનું સદા રસપાન કરો.*

* ભારતીય નૃત્યકળા : એક પ્રકરણ

# સંસ્કૃત અને ગુજરાતી ભાષામાં કામશાસ્ત્રનું સાહિત્ય

[ એક સંક્ષિપ્ત અવલોકન ]

શ્રી. નટવરલાલ ઇચ્છારામ દેસાઇ, બી. એ.

ॐ धर्मार्थकामेभ्यो नमः । ॐ नमो भगवते कामदेवाय ॥

**આર્યધર્મશાસ્ત્રમાં** ચાર પુરૂષાર્થો મુખ્ય ગણ્યા છેઃ ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ. આ ચારે પુરૂષાર્થ સમજાવવા માટે પ્રાચીન ઋષિમહર્ષિઓએ વિવિધ ગ્રન્થો લખ્યા છે. મહર્ષિ વ્યાસજી કહે છે કે ધર્મનું વિધિસર પાલન કરવાથી અર્થ અને કામની પ્રાપ્તિ થાય છે. માટે કોઇએ ધર્મવિહીન અર્થ ને કામનું સેવન કરવું નહીં. ધર્મશાસ્ત્ર સમજાવવા માટે મનુ આદિ સ્મૃતિઓ અને ગૃહ્યસૂત્રો આદિ અનેક સૂત્રગ્રન્થો પ્રસિદ્ધ છે. અર્થનો અર્થ રાજનીતિમાં સમાયલો છે. તે સંબંધમાં મહાભારતના શાન્તિપર્વમાં રાજધર્મ અને આપદ્દધર્મની(પ્રકરણ પર્વમાં) વિસ્તારથી સમજણ અપાયેલ છે. ચોથા પુરૂષાર્થ મોક્ષ વિષે શાન્તિપર્વમાં મોક્ષધર્મ પ્રર્વ નામનું એક સ્વતંત્ર પર્વ છે. કામશાસ્ત્ર વિષે મહાભારતમાં અસ્તવ્યસ્ત ઘણું પડેલું છે, પણ વ્યવસ્થિત કોઈ પ્રબંધ–નિબંધ નિરૂપાયલો જણાતો નથી. ધર્મ અને મોક્ષ એ બે પુરુષાર્થ સંબંધી ભગવાન વ્યાસે વિસ્તારથી લખેલું હોવાથી મૌર્યવંશીય મહારાજા ચન્દ્રગુપ્તના સમયમાં તેમના કુશળ અમાત્ય અને સલાહકાર ચાણક્યે અર્થશાસ્ત્ર (રાજનીતિશાસ્ત્ર) વિષે કૌટિલ્ય અર્થશાસ્ત્ર નામનો એક સ્વતંત્ર ગ્રંથ રચ્યો છે. એમાં પૂર્વાચાર્યોનાં નામોનો ઇસારો મળે છે. આ કઠિણ વિષય સમજાવવા માટે તેણે બિષ્ણુશર્માને નામે પંચતંત્ર, બૃહત્ (વૃદ્ધ)અને લઘુ ચાણક્ય રાજનીતિ, વિદુરનીતિ, બૃહસ્પતિનીતિ અને સંક્ષિપ્ત નીતિસૂત્ર રચ્યાં છે. તે પછી શુક્રનીતિ, કામંદક નીતિ, વગેરે ગ્રન્થો પણ રચાયા છે. આ જ ચાણક્યે પટણા( પાટલીપુત્ર )ની સ્ત્રીઓ, નાયિકાઓ અને વૈશ્યાઓ પાસેથી સમજેલું સ્ત્રીપુરૂષોના શારીરિક સંબંધનું જ્ઞાન મેળવીને વૃદ્ધાવસ્થામાં વાત્સાયયને નામે કામશાસ્ત્રનો એક મહત્વનો ગ્રન્થ રચ્યો છે, અને હજી આ જ સુધી તેની પ્રતિષ્ઠા છે. એમાં એણે પૂર્વાચાર્યોના ગ્રન્થોનો ઉલ્લેખ કરેલો છે, પણ એ પૂર્વાચાર્યોના કોઈ પણ ગ્રન્થનો અત્યારે પત્તો લાગતો નથી. જેમ ભગવાન ભાષ્યકાર શ્રી આદ્યશંકરાચાર્યે ગીતા, બ્રહ્મસૂત્ર, ઉપનિષદો, 'વિષ્ણુસહસ્ત્ર નામ ઉપર ભાષ્યો લખ્યાં તે પહેલાં કેટલાક ટીકાકારોએ એ ગ્રન્થો ઉપર ટીકાગ્રન્થો લખ્યા તો હશે, અને તે વિષે ઉલ્લેખ શાંકરભાષ્યમાં મળે છે, છતાં આજે એ ટીકાગ્રન્થો મળતાં નથી' પણ કેવળ શંકરાચાર્યજીના ભાષ્યગ્રન્થો જ મળે છે, તે જ પ્રમાણે વાત્સાયનના કામસૂત્ર પૂર્વેના આચાર્યોના ગ્રન્થો મળતા નથી.

વાત્સાયનના આ કામસૂત્રની પદ્ધતિ દર્શનશાસ્ત્રનાં સૂત્રોની પદ્ધતિ કરતાં નિરાળી છે અને તે સમજવા માટે કઠિન છે, તેથી તેના ઉપર યશોધરવિરચિત જયમંગળા નામની ટીકા લખાઈ છે અને નૃસિંહાચાર્યના નામે એક દિપિકા નામની ટીકા પણ લખાયલી છે. બ્રહ્મસૂત્રાદિક દર્શનશાસ્ત્રોમાં અધ્યાય, પ્રકરણ અથવા પાદ (આહ્નિક અને અધિકાર) એવો ક્રમ હોય છે, ત્યારે કામસૂત્રોમાં વાત્સાયને ઉલટો ક્રમ

રાખેલો છે; જેમકે પ્રથમ અધિકરણ, પછી પ્રકરણ અને છેલ્લે અધ્યાય. એમાં ૭ અધિકરણો, ૬૪ પ્રકરણો અને ૩૬ અધ્યાયો છે, અને ૧૨૫૦ શ્લોકસંખ્યા છે.

મૂળે એક લાખ શ્લોક સંગ્રહાત્મક કામશાસ્ત્રનો વાત્સાયને સવાહજાર શ્લોકોમાં સમાવેશ કર્યો છે.

પરંતુ વાત્સાયનનું કામસૂત્ર કઠિન જણાતાં કાશ્મીરના કોકદેવ નામે એક પંડિતે રતિરહસ્ય નામનો કવિતાબદ્ધ એક ગ્રન્થ લખ્યો છે. ( ઇ. સ. ૬ઠ્ઠા કે ૭મા સૈકામાં લખાયેલો. ) એના પર કાશીનાથકૃત દીપિકા નામની ટીકા મળે છે. વાત્સાયનના કામસૂત્ર કરતાં આ ગ્રંથ આખા હિન્દમાં વિશેષ પ્રચલિત છે, અને તેના વિવિધ સ્વરૂપના અનુવાદો થયા છે. આ ગ્રંથ ઉપર આ સિવાય હરિહર નામના એક પંડિતે શૃંગારદીપિકા નામની બીજી એક ટીકા રચેલી છે.

વાત્સાયને કામસૂત્રમાં શ્રીકુચિમાર મુનિએ રચેલા કુચિમાર તંત્રનો ઉલ્લેખ ઔપનિષધ નામના સાતમા અધિકારમાં કરેલો છે. આ કુચિમારતંત્રની હાથપ્રતો ક્વચિત ક્વચિત મળે છે. આવા ગ્રંથો વાંચતાં એમ જણાય છે કે બૌદ્ધધર્મના પડતીના કાળમાં બૌદ્ધ ભિક્ષુ અને ભિક્ષુણીઓએ ઉપાસકો માટે આવા તાંત્રિક ઘણા ગ્રંથો વાત્સાયન પૂર્વે અને પછીથી રચેલા હોવા જોઈએ. કુચિમારતંત્રમાં વાજીકરણાદિ ઔષધના પ્રયોગ ઘણા મળે છે. દરેક કામશાસ્ત્રમાં આ એક ખાસ વિષય હોય છે. એમાં દર્શાવેલા પ્રયોગો સંબંધમાં હાલના શોધખોળના જમાનામાં કોઈ પ્રખ્યાત રસાયણશાસ્ત્રી અને વૈદશાસ્ત્રી તેના ગુણદોષો સંબંધમાં અનુભવવાળો પ્રયોગાત્મક એક નિબંધ કે ગ્રંથ લખે, તો જનતા પર ઘણો ઉપકાર થાય; કારણ કે ઘણા અજ્ઞાન લોકો આવા કોકશાસ્ત્ર કે કામશાસ્ત્રના ગ્રંથોમાં વર્ણવેલા પ્રયોગો વાંચી, પોતાના પર અજમાવતાં હેરાન થયેલા માલમ પડયા છે, અને ઘણા ધૂર્ત વૈદો વગેરે હલકી દવાઓ બનાવી, ભારે કીંમતે વેચી લોકોને ધૂતી ખાય છે. આવો ઉપયોગી ગ્રંથ રચાય તો લૂંટ અને હાનિથી પ્રજા બચવા સંભવ છે. આ કુચિમારતંત્ર કૂચોપનિષદ અથવા રતિવલ્લભને નામે પણ પ્રખ્યાત છે.

કવિશેખર શ્રીજ્યોતિરીશે પંચસાયક નામનો એક ગ્રંથ લખ્યો છે. કામદેવનું એક નામ પંચસાયક (પાંચ બાણોવાળો) છે, તે ઉપરથી આ નામ અપાયલું છે. આ ગ્રંથ નેપાળ, ભૂતાન, આસામ, વગેરેમાં વિશેષ પ્રચલિત હોય એમ મળતી હાથપ્રતો ઉપરથી જણાય છે. એનાં પ્રકરણો પણ પાંચ છે.

મુસ્લીમ લોદી વંશના એક શાહજાદાની આજ્ઞાથી કલ્યાણમલ્લ નામના એક પંડિતે અનંગરંગ નામનો એક કામશાસ્ત્રીય ગ્રંથ રચ્યો છે. આ ગ્રંથ રજપૂતાના, માળવા, મેવાડ, ગુજરાત, કાઠિયાવાડ, આદિ પ્રદેશોમાં વિશેષ પ્રચલિત હતો. એના જૂની ગુજરાતી ભાષામાં કેટલાક અનુવાદો થયા છે. જૈનોએ ઉતારેલી તેની હાથપ્રતો ઘણી મળે છે.

કોઈ એક બૌદ્ધ યતિ પદ્મશ્રીએ નાગરસર્વસ્વ નામનો કામશાસ્ત્રને લગતો એક શાસ્ત્રીય ગ્રંથ ઇ. સ. દસમા સૈકામાં રચ્યો છે. તેના ઉપર ગુજરાતના સદ્ગત પંડિત શ્રી. તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠીએ સંસ્કૃત ભાષામાં ઉત્તમ ટીકા લખી છે. શ્રીયુત ત્રિપાઠીએ એની પ્રસ્તાવનામાં કામશાસ્ત્રના સંસ્કૃત ગ્રંથો કેટલા છે તેનો ટૂંકો ઇતિહાસ પણ આપેલો છે. આ ઐતિહાસિક પ્રસ્તાવના વિદ્વાનોએ વાંચવા જેવી છે. ગ્રંથકર્તા પદ્મશ્રીનું વૃત્તાન્ત પણ પરિશ્રમ-

પૂર્વક શોધીને એમાં આપેલું છે. આ ગ્રંથ ઉપર જગન્જ્યોતિર્મલ્લની ટીકા મળે છે, તેનો ઉપયોગ શ્રીયુત ત્રિપાઠીએ કરેલો છે.

ગીતગોવિંદના રચનાર જયદેવ કવિએ રતિમંજરી નામનો એક સારભૂત ગ્રંથ રચ્યો છે. સ્વ. દિ. બ. કેશવલાલ ધ્રુવ આ ગ્રંથને જયદેવનો રચેલો માનતા નથી, પણ બીજા વિદ્વાનો અને દંતકથા તેને જયદેવનો જ માને છે. ગીતગોવિંદ જેવું રસિક શૃંગારી કાવ્ય રચનાર જયદેવ રતિમંજરી નામનો કામશાસ્ત્રનો ગ્રંથ રચે તેમાં આશ્ચર્ય નથી.

શ્રીપ્રૌઢ દેવરાજ મહારાજ નામના એક દાક્ષિણાત્ય રાજાએ રતિરત્નપ્રદીપિકા નામનો ગ્રંથ પણ રચ્યો છે. આ ગ્રંથ દક્ષિણ ભારતમાં વિશેષ પ્રચલિત છે, અને કર્ણાટકના એક મહારાજાએ તે રચેલો છે.

યોગેશ્વર નિત્યનાથવિરચિત કામરત્ન નામે પણ એક ગ્રંથ છે. વળી વાઘેલા વંશના મહારાજશ્રી વીરભદ્રદેવનો રચેલો કંદર્પચૂડામણિ નામનો પણ એક સારો ગ્રંથ છે. આ છેલ્લો ગ્રન્થ રીવાખંડના એક રાજાની કૃતિ છે. એમાં વાત્સાયનના રચેલા કામશાસ્ત્ર ઉપર યશોધરની જયમંગલા ટીકા અનુસાર શ્લોકબદ્ધ ટીકા છે. એટલે એ કામસૂત્ર ઉપર તે એક પ્રકારની ટીકા જેવો છે. કામસૂત્ર અને જયમંગળા વાંચતાં કેટલીએક અશુદ્ધિઓ જણાય છે, તેનો આ ગ્રંથથી સારો ખુલાસો થઈ જાય છે. એની રચના સં. ૧૬૩૩માં થઈ છે.

આ સિવાય કાશ્મીરનરેશ જયાપીડના મંત્રીપ્રવર દામોદર ગુપ્તકૃત કુટ્ટિનીમતમ્ નામનો એક ગ્રંથ છે. એનું બીજું નામ શામ્ભલીમત છે.

કવિ દામોદર ગુપ્તે (ઈ. સ. ૭૫૫–૭૮૬) સ્વરચિત "કુટ્ટિનીમત" માં વેશ્યાઓ પરપુરુષોને કેવી યુક્તિઓથી ફસાવે છે, અને તેઓને વશ રાખવા માટે કેવી કળા વાપરે છે, તેનો સારો ખ્યાલ આપ્યો છે. આ આખું પુસ્તક કામશાસ્ત્રના પારદારિક અને વૈશિક પ્રકરણનો એક પ્રકારનો વિસ્તાર હોય એમ લાગે છે; અને એમાં આપેલી બે કથાઓ, બૃહત્કાવ્યદોહનના ચોથા ભાગમાં વછરાજ(વત્સરાજ)ની રસમંજરીની વાર્તાને થોડે ઘણે અંશે મળતી આવે છે, અને સામળની શુકબહોતરીની એકાદ બે વાર્તાને પણ મળતી આવે છે. કાશ્મીરી કવિ દામોદર ગુપ્તનો આ કુટ્ટનીમતનો ગ્રન્થ સાહિત્યશાસ્ત્રની દૃષ્ટિએ ઉત્તમ પ્રતિનો મનાયો છે, કારણ કે એમાંથી સુભાષિત શ્લોકો બીજા કવિઓએ પોતાના ગ્રંથોમાં ઉતારેલા જણાય છે. બીજા કાશ્મીરી કવિ ક્ષેમેન્દ્રે કળાવિલાસમાં વેશ્યાઓની ઠગવિદ્યા વિષે જે વર્ણન આપ્યું છે અને કળાઓ ગણાવી છે તેથી કદાચ તેણે કામસૂત્ર અને કુટ્ટનીમત વાંચી લીધા હશે, એવો શક જાય છે.

આ ગ્રન્થ ગુજરાતના સુપ્રસિદ્ધ પંડિત સ્વ. તનસુખરામ ત્રિપાઠીએ રસદીપિકા નામની સંસ્કૃત ટીકા લખી, સંશોધ્યો છે, અને ટીકાટીપ્પણથી સમલંકૃત કરેલો છે. આ ગ્રન્થ રસ-શાસ્ત્ર અને કામશાસ્ત્ર બન્ને દૃષ્ટિએ ઉપયોગી છે.

ઉપર પ્રમાણે સંસ્કૃત ભાષામાં રચેલા કામશાસ્ત્રીય ગ્રન્થો પ્રાપ્ત છે. તેમાં વાત્સાયનકૃત કામશાસ્ત્ર મુખ્ય છે. આ સર્વ ગ્રન્થોના પ્રણેતાઓએ આ સાહિત્ય લોકોમાં વ્યભિચારદોષ વધવા પામે તે માટે રચ્યું નથી, પણ સ્ત્રીપુરુષોને યોગ્ય ઉપાયોથી વિષયાનંદ મળે, સ્વદાર-રક્ષણ અને પ્રેમવર્ધન સાથે સારી પ્રજા થાય, અને ભયંકર રોગોનાં ભયસ્થાનોથી બચવા પામે તેટલા માટે રચ્યાં છેઃ એમ તે તે ગ્રંથોમાં સમજાવેલું છે, અર્થાત્ ધર્માનુકૂળ કામ નામના

તૃતીય પુરુષાર્થનું સેવન કરવાથી જ મનુષ્યને સુખની પ્રાપ્તિ થાય છે, એમ સમજાવેલું છે. આ શાસ્ત્રના મૂળ રચનારાં ઈશ્વર–પાર્વતી મનાય છે. જેમ ભાગવતકાર રાસલીલાના બચાવમાં લખે છે કે ભગવાનની આ અલૌકિક શૃંગારી લીલા સમજવાથી કામીજનોનો હૃદયરોગ મટે છે, તેમ વાત્સાયન પણ જણાવે છે કે કામશાસ્ત્રનો અભ્યાસી જિતેન્દ્રિય થઈ અંતે મોક્ષપ્રાપ્તિ કરે છેઃ

કામનું લક્ષણ શાસ્ત્રમાં નીચે પ્રમાણે કથાયલું છેઃ

स्त्रीषु जातो मनुष्याणां, स्त्रीणाञ्च पुरुषेषु वा ।
परस्परकृतः स्नेहः काम इत्यभिधीयते ॥

એટલે કે સ્ત્રીઓમાં પુરુષનો, અને પુરુષોમાં સ્ત્રીનો ઉત્પન્ન થનારો પ્રેમ તેને કામ કહે છે. અત એવ કામવિષયક શાસ્ત્ર અથવા તન્ત્ર તે કામશાસ્ત્ર અથવા કામતન્ત્ર કહેવાય છે. ભગવાન પૂર્ણાવતાર શ્રીકૃષ્ણચન્દ્રે અર્જુન પ્રતિ કુરુક્ષેત્રમાં કહેલી ગીતામાં કહ્યું છે કે धर्माऽविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ પ્રાણીમાત્રમાં રહેલો ધર્મથી અવિરુદ્ધ એટલે ધર્માનુકૂળ કામ તે મારૂં સ્વરૂપ છે; અર્થાત્ તે હું જ છું. એમાં પણ ધર્માનુકૂળ કામસેવન ઉપર જ ભાર મૂક્યો છે, અને તેવા કામનું સ્વરૂપ વેદાદિ અને ધર્મશાસ્ત્રના ગ્રન્થોમાં અતસ્તતઃ વર્ણિત છે, છતાં સુસંબદ્ધ વર્ણન તો સૌથી પ્રથમ આપણને કામસૂત્રમાં અને અન્યાન્ય ગ્રન્થોમાં મળે છે. કામ-સેવનનું પ્રયોજન શું હોય? તે પણ ભગવાને ગીતામાં જ સમજાવ્યું છે. प्रजनश्चास्मि कन्दर्पः (સારી બળવાન ધર્મિષ્ઠ) પ્રજા ઉત્પન્ન કરનાર કન્દર્પ–કામદેવ તે જ હું છું. આ પ્રમાણે સંસ્કૃત ગ્રન્થોમાં કામશાસ્ત્રનું પ્રયોજન સમજાવાયલું છે.

આ કામશાસ્ત્રની પવિત્રતા વિષે આટલું બધું લખાયલું છે અને તે ધર્મશાસ્ત્રનું એક અંગ છે, એમ અનેક વાર તેના રચનારા ઋષિમુનિઓએ કહેલું છે, છતાં સંસારમાં પતનનું એક કારણ તેનો થતો દુરૂપયોગ છે; એટલા માટે પાછલા કાળમાં તેનો પ્રચાર થતો અટકાવવા માટે ઘણા પ્રયત્નો થયા છે. મુખ્ય ભયસ્થાન વ્યભિચારવર્ધન અને સ્ત્રીપુરૂષના શરીરસ્વાસ્થ્યનો બગાડો છે; અને તેને પરિણામે નબળી પ્રજાની ઉત્પત્તિ છે. આ ભયસ્થાનો સાચાં છે, એટલા માટે અનધિકારી જનોના હાથમાં કામશાસ્ત્ર એ વાંદરાના હાથમાં તલ્વાર જેવી વસ્તુ છે; તલ્વાર કાં તો વાંદરાનું ગળું કાપે છે, અથવા તો તેના પાલકનો નાશ કરે છે. આજકાલ જાતિનિય વિજ્ઞાનના શિક્ષણની અગત્ય ઉપર ભાર મૂકીને કામશાસ્ત્રનાં પુસ્તકોનો પ્રચાર કરવાની છૂટ માંગવામાં આવે છે, તે યોગ્ય પ્રમાણમાં નહીં હોવાથી તેના ઉપર અંકુશની જરૂર છે.

આ કામશાસ્ત્ર અને શૃંગારરસના અતિરેકથી થતું નુકશાન અટકાવવા માટે અને હૃદયરોગ શમાવવા માટે ભગવદાર્પણબુદ્ધિથી ભાગવતાદિ ગ્રંથો રચાયા છે ખરા, પણ તેથી ઘણાઓનો હૃદયરોગ નાશ થવાને બદલે ધર્મને નામે ઘણો વ્યભિચાર કેટલાક વૈષ્ણવ સંપ્રદાયોમાં ગુરૂ અને શિષ્યોમાં પ્રચલિત થયેલો જોવામાં આવે છે, અને જારભાવની ભક્તિનો બચાવ કરવામાં આવે છે; પણ જ્યાંસુધી શૃંગારરસ ઈશ્વરાર્પણબુદ્ધિથી ગવાય છે અને મનમાં વિકાર પેદા થતો નથી, ત્યાંસુધી તો ઠીક છે, વાંધો લેવા જેવું કશું નથી, પણ અજ્ઞાન માણસો તેનો ઉલટો અર્થ કરી, "ઈશ્વરે–તેના અંશી મહાપુરૂષોએ આવું કર્યું તો આપણે કરવામાં શો દોષ?" એવો ભાવ મનમાં પેદા થાય છે ત્યારે સમાજમાં વ્યભિચારાદિ અનિષ્ટ તત્ત્વ પ્રવેશ પામે છે. એવે વખતે શ્રી શંકરે હળાહળ ઝેર પીધું, કે શ્રીકૃષ્ણે ગોવર્ધન ધર્યો કે કાળી નાગ નાથ્યો–માટે તેઓને ગમે તેમ વર્તવાની છૂટ છે, આપણને સામાન્ય માણસોને નથી–

પૂર્વક શોધીને એમાં આપેલું છે. આ ગ્રંથ ઉપર જગજ્જ્યોતિર્મલ્લની ટીકા મળે છે, તેનો ઉપયોગ શ્રીયુત ત્રિપાઠીએ કરેલો છે.

ગીતગોવિંદના રચનાર જયદેવ કવિએ રતિમંજરી નામનો એક સારભૂત ગ્રંથ રચ્યો છે. સ્વ. દિ. બ. કેશવલાલ ધ્રુવ આ ગ્રંથને જયદેવનો રચેલો માનતા નથી, પણ બીજા વિદ્વાનો અને દંતકથા તેને જયદેવનો જ માને છે. ગીતગોવિંદ જેવું રસિક શૃંગારી કાવ્ય રચનાર જયદેવ રતિમંજરી નામનો કામશાસ્ત્રનો ગ્રંથ રચે તેમાં આશ્ચર્ય નથી.

શ્રીપ્રૌઢ દેવરાજ મહારાજ નામના એક દાક્ષિણાત્ય રાજાએ રતિરત્નપ્રદીપિકા નામનો ગ્રંથ પણ રચ્યો છે. આ ગ્રંથ દક્ષિણ ભારતમાં વિશેષ પ્રચલિત છે, અને કર્ણાટકના એક મહારાજાએ તે રચેલો છે.

યોગેશ્વર નિત્યનાથવિરચિત કામરત્ન નામે પણ એક ગ્રંથ છે. વળી વાઘેલા વંશના મહારાજશ્રી વીરભદ્રદેવનો રચેલો કંદર્પચૂડામણિ નામનો પણ એક સારો ગ્રંથ છે. આ છેલ્લો ગ્રન્થ રીવાખંડના એક રાજાની કૃતિ છે. એમાં વાત્સાયનના રચેલા કામશાસ્ત્ર ઉપર યશોધરની જયમંગલા ટીકા અનુસાર શ્લોકબદ્ધ ટીકા છે. એટલે એ કામસૂત્ર ઉપર તે એક પ્રકારની ટીકા જેવો છે. કામસૂત્ર અને જયમંગળા વાંચતાં કેટલીએક અશુદ્ધિઓ જણાય છે, તેનો આ ગ્રંથથી સારો ખુલાસો થઈ જાય છે. એની રચના સં. ૧૬૩૩માં થઈ છે.

આ સિવાય કાશ્મીરનરેશ જયાપીડના મંત્રીપ્રવર દામોદર ગુપ્તકૃત કુટ્ટિનીમતમ્ નામનો એક ગ્રંથ છે. એનું બીજું નામ શામ્ભલીમત છે.

કવિ દામોદર ગુપ્તે (ઈ. સ. ૭૫૫–૭૮૬) સ્વરચિત "કુટ્ટિનીમત"માં વેશ્યાઓ પરપુરુષોને કેવી યુક્તિઓથી ફસાવે છે, અને તેઓને વશ રાખવા માટે કેવી કળા વાપરે છે, તેનો સારો ખ્યાલ આપ્યો છે. આ આખું પુસ્તક કામશાસ્ત્રના પારદારિક અને વૈશિક પ્રકરણનો એક પ્રકારનો વિસ્તાર હોય એમ લાગે છે; અને એમાં આપેલી બે કથાઓ, બૃહત્કાવ્યદોહનના ચોથા ભાગમાં વછરાજ(વત્સરાજ)ની રસમંજરીની વાર્તાને થોડે ઘણે અંશે મળતી આવે છે, અને સામળની શુકબહોતરીની એકાદ બે વાર્તાને પણ મળતી આવે છે. કાશ્મીરી કવિ દામોદર ગુપ્તનો આ કુટ્ટનીમતનો ગ્રન્થ સાહિત્યશાસ્ત્રની દૃષ્ટિએ ઉત્તમ પ્રતિનો મનાયો છે, કારણ કે એમાંથી સુભાષિત શ્લોકો બીજા કવિઓએ પોતાના ગ્રંથોમાં ઉતારેલા જણાય છે. બીજા કાશ્મીરી કવિ ક્ષેમેન્દ્રે કળાવિલાસમાં વેશ્યાઓની ઠગવિદ્યા વિષે જે વર્ણન આપ્યું છે અને કળાઓ ગણાવી છે તેથી કદાચ તેણે કામસૂત્ર અને કુટ્ટનીમત વાંચી લીધા હશે, એવો શક જાય છે.

આ ગ્રન્થ ગુજરાતના સુપ્રસિદ્ધ પંડિત સ્વ. તનસુખરામ ત્રિપાઠીએ રસદીપિકા નામની સંસ્કૃત ટીકા લખી, સંશોધ્યો છે, અને ટીકાટીપ્પણથી સમલંકૃત કરેલો છે. આ ગ્રન્થ રસશાસ્ત્ર અને કામશાસ્ત્ર બન્ને દૃષ્ટિએ ઉપયોગી છે.

ઉપર પ્રમાણે સંસ્કૃત ભાષામાં રચેલા કામશાસ્ત્રીય ગ્રન્થો પ્રાપ્ત છે. તેમાં વાત્સાયનકૃત કામશાસ્ત્ર મુખ્ય છે. આ સર્વ ગ્રન્થોના પ્રણેતાઓએ આ સાહિત્ય લોકોમાં વ્યભિચારદોષ વધવા પામે તે માટે રચ્યું નથી, પણ સ્ત્રીપુરુષોને યોગ્ય ઉપાયોથી વિષયાનંદ મળે, સ્વદારરક્ષણ અને પ્રેમવર્ધન સાથે સારી પ્રજા થાય, અને ભયંકર રોગોનાં ભયસ્થાનોથી બચવા પામે તેટલા માટે રચ્યાં છેઃ એમ તે તે ગ્રંથોમાં સમજાવેલું છે, અર્થાત્ ધર્માનુકૂળ કામ નામના

તૃતીય પુરુષાર્થનું સેવન કરવાથી જ મનુષ્યને સુખથી પ્રાપ્તિ થાય છે, એમ સમજાવેલું છે. આ શાસ્ત્રના મૂળ રચનારાં ઈશ્વર–પાર્વતી મનાય છે. જેમ ભાગવતકાર રાસલીલાના બચાવમાં લખે છે કે ભગવાનની આ અલૌકિક શૃંગારી લીલા સમજવાથી કામીજનોનો હૃદયરોગ મટે છે, તેમ વાત્સાયન પણ જણાવે છે કે કામશાસ્ત્રનો અભ્યાસી જિતેન્દ્રિય થઈ અંતે મોક્ષપ્રાપ્તિ કરે છેઃ

કામનું લક્ષણ શાસ્ત્રમાં નીચે પ્રમાણે કથાયલું છેઃ

स्त्रीषु जातो मनुष्याणां, स्त्रीणाञ्च पुरुषेषु वा ।
परस्परकृतः स्नेहः काम इत्यभिधीयते ॥

એટલે કે સ્ત્રીઓમાં પુરુષનો, અને પુરુષોમાં સ્ત્રીનો ઉત્પન્ન થનારો પ્રેમ તેને કામ કહે છે. અત એવ કામવિષયક શાસ્ત્ર અથવા તન્ત્ર તે કામશાસ્ત્ર અથવા કામતન્ત્ર કહેવાય છે. ભગવાન પૂર્ણાવતાર શ્રીકૃષ્ણચન્દ્રે અર્જુન પ્રતિ કુરુક્ષેત્રમાં કહેલી ગીતામાં કહ્યું છે કે धर्माऽविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ પ્રાણીમાત્રમાં રહેલો ધર્મથી અવિરુદ્ધ એટલે ધર્માનુકૂળ કામ તે મારું સ્વરૂપ છે; અર્થાત્ તે હું જ છું. એમાં પણ ધર્માનુકૂળ કામસેવન ઉપર જ ભાર મૂક્યો છે, અને તેવા કામનું સ્વરૂપ વેદાદિ અને ધર્મશાસ્ત્રના ગ્રન્થોમાં અતસ્તતઃ વર્ણિત છે, છતાં સુસંબદ્ધ વર્ણન તો સૌથી પ્રથમ આપણને કામસૂત્રમાં અને અન્યાન્ય ગ્રન્થોમાં મળે છે. કામ-સેવનનું પ્રયોજન શું હોય ? તે પણ ભગવાને ગીતામાં જ સમજાવ્યું છે. प्रजनश्चास्मि कन्दर्पः (સારી બળવાન ધર્મિષ્ટ) પ્રજા ઉત્પન્ન કરનાર કન્દર્પ–કામદેવ તે જ હું છું. આ પ્રમાણે સંસ્કૃત ગ્રન્થોમાં કામશાસ્ત્રનું પ્રયોજન સમજાવાયલું છે.

આ કામશાસ્ત્રની પવિત્રતા વિષે આટલું બધું લખાયલું છે અને તે ધર્મશાસ્ત્રનું એક અંગ છે, એમ અનેક વાર તેના રચનારા ઋષિમુનિઓએ કહેલું છે, છતાં સંસારમાં પતનનું એક કારણ તેનો થતો દુરૂપયોગ છે; એટલા માટે પાછલા કાળમાં તેનો પ્રચાર થતો અટકાવવા માટે ઘણા પ્રયત્નો થયા છે. મુખ્ય ભયસ્થાન વ્યભિચારવર્ધન અને સ્ત્રીપુરૂષના શરીરસ્વાસ્થ્યનો બગાડો છે; અને તેને પરિણામે નબળી પ્રજાની ઉત્પત્તિ છે. આ ભયસ્થાનો સાચાં છે, એટલા માટે અનધિકારી જનોના હાથમાં કામશાસ્ત્ર એ વાંદરાના હાથમાં તલ્વાર જેવી વસ્તુ છે; તલ્વાર કાં તો વાંદરાનું ગળું કાપે છે, અથવા તો તેના પાલકનો નાશ કરે છે. આજકાલ જાતિનેય વિજ્ઞાનના શિક્ષણની અગત્ય ઉપર ભાર મૂકીને કામશાસ્ત્રનાં પુસ્તકોનો પ્રચાર કરવાની છૂટ માંગવામાં આવે છે, તે યોગ્ય પ્રમાણમાં નહીં હોવાથી તેના ઉપર અંકુશની જરૂર છે.

આ કામશાસ્ત્ર અને શૃંગારરસના અતિરેકથી થતું નુકશાન અટકાવવા માટે અને હૃદયરોગ શમાવવા માટે ભગવદાર્પણબુદ્ધિથી ભાગવતાદિ ગ્રંથો રચાયા છે ખરા, પણ તેથી ઘણાઓનો હૃદયરોગ નાશ થવાને બદલે ધર્મને નામે ઘણો વ્યભિચાર કેટલાક વૈષ્ણવ સંપ્રદાયોમાં ગુરુ અને શિષ્યોમાં પ્રચલિત થયેલો જોવામાં આવે છે, અને જારભાવની ભક્તિનો બચાવ કરવામાં આવે છે; પણ જ્યાંસુધી શૃંગારરસ ઈશ્વરાર્પણબુદ્ધિથી ગવાય છે અને મનમાં વિકાર પેદા થતો નથી, ત્યાંસુધી તો ઠીક છે, વાંધો લેવા જવું કશું નથી, પણ અજ્ઞાન માણસો તેનો ઉલટો અર્થ કરી, "ઇશ્વરે–તદંશી મહાપુરુષોએ આવું કીધું તો આપણે કરવામાં શો દોષ ?" એવો ભાવ મનમાં પેદા થાય છે ત્યારે સમાજમાં વ્યભિચારાદિ અનિષ્ટ તત્ત્વ પ્રવેશ પામે છે. એવે વખતે શ્રી શંકરે હાળાહળ ઝેર પીધું, કે શ્રીકૃષ્ણે ગોવર્ધન ધર્યો કે કાળી નાગ નાથ્યો – માટે તેઓને ગમે તેમ વર્તવાની છૂટ છે, આપણને સામાન્ય માણસોને નથી –

એવા દાખલાઓના બચાવો સ્વાર્થી માણસો માનતા નથી. એટલા માટે કામશાસ્ત્રીય કે જાતિનેય વિષયોના શિક્ષણ અને પ્રચાર ઉપર અંકુશની જરૂર છે. અનીતિ કે વ્યભિચારનો કોઈ પણ પ્રકારનો બચાવ નથી. કારણ કે વ્યક્તિગત રીતે તેમ સામાજિક દૃષ્ટિએ તે નુકશાનકારક છે. એટલા માટે સ્પર્શસુખ મેળવવા માટે એકાંતસેવન, ખરાબ સંગત, હાનિકારક વાંચન, વગેરેનો શાસ્ત્રકારે જે નિષેધ કર્યો, છે તે કેવળ વાજબી છે, એની કોણ ના કહી શકશે ?

## ગુજરાતી ભાષામાં કામશાસ્ત્ર સંબંધી સાહિત્ય

હવે આપણી ગુજરાતી ભાષામાં આપણને કેવું સાહિત્ય કામશાસ્ત્ર સંબંધમાં મળે છે, તે તપાસીએ.

કવિ નર્મદાચાર્યના પહેલાં (આસરે સં. ૧૬૨૬માં) એક જૈનાચાર્ય જ્ઞાનાચાર્યે બિલ્હણકૃત ચૌરપંચાશિકાનું ગુજરાતી ભાષાન્તર કર્યું છે. આ કાવ્યમાં શશિકળા નામની રાજકુમારી સાથેના રતિસુખનું સ્મરણ કરાવનારૂં ઉન્માદક ચિત્ર તેણે ખડું કર્યું છે; અને એથી પણ વિશેષ શશિકળાનું સુરતભોગનું વિહ્વલ કરનારૂં વર્ણન તેણે રચ્યું છે. આ બન્ને કાવ્યો શૃંગાર રસનાં છે. "ગુજરાતી" પત્રના દીવાળીના અંકોમાં આ બન્ને કાવ્યો છપાઇ ગયાં છે. એ સિવાય બિલ્હણની ચૌરપચાશિકાનો ગુજરાતી અનુવાદ હાલના જમાનામાં પણ બેચાર લેખકોએ કરેલો છે. આ રીતે "વસંતવિલાસ"માં અને "મયણછંદ"માં સંભોગશૃંગારના અને સુરતાન્તચિહ્નોનાં ગાઢ તેમ આછાં પાતળાં વર્ણનો મળે છે.

પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં નરસિંહ મહેતા વગેરે કવિઓએ કામશાસ્ત્રની અને રસશાસ્ત્રની રીતિઓ શ્રીકૃષ્ણની રાસાદિ ભક્તિ શૃંગારલીલાદ્વારા વર્ણવી છે. તેની પૂર્વે પ્રાચીન અપભ્રંશ ગુજરાતી સાહિત્યમાં કામશાસ્ત્રનાં થોડાં થોડાં વર્ણનો મળે છે, તેમ જ ચારણી સાહિત્યમાં પણ પ્રાપ્ત થાય છે. પરંતુ તે સંબંધી વ્યવસ્થિત ગ્રંથરચના તો આપણને વિક્રમના ૧૭મા સૈકામાં કવિશ્રી નર્મદાચાર્યના કોકશાસ્ત્ર ચુપાઇના ગ્રંથમા મળે છે. આ ગ્રંથ જો કે પ્રાચીન સંસ્કૃત સાહિત્યના રતિરહસ્ય. કોકશાસ્ત્ર આદિ ગ્રંથોને આધારે જ રચાયલો છે, છતાં તેમાં એક પ્રકારની વિશિષ્ટતા રહેલી છે, અને તેથી તેને રસિકતા પણ મળી છે. મતલબ કે કવિશ્રી નર્મદાચાર્યે કેવળ શુષ્ક રીતે ગ્રંથરચના ન કરતાં એક મનોહારિ કથાદ્વારા તેની રચના કરી છે.

કવિ શ્રી નર્મદાચાર્ય(અથવા નરબદાચાર્ય)નો કામશાસ્ત્રવિષયક આ ગ્રન્થ છે. એ ગ્રન્થમાં શ્લોકોની સંખ્યા ૨૦૮૨ લખી છે, પણ તેટલી સંખ્યા આજે મળતી નથી. તે દુહા અને ચોપાઈથી બદ્ધ છે. તેમાં વાત્સાયન, નંદીકેશ્વર, રતિરહસ્યકાર કોકદેવ અને બીજા સંસ્કૃત ગ્રન્થકારોમાંથી સંસ્કૃત શ્લોકોનાં અવતરણ કરેલાં છે. સંવત ૧૬૫૬માં વિજયાદશમીને દિવસે ખાનદેશમાં બુરાનપુર નગરમાં આ ગ્રન્થ નર્મદાચાર્ય નામના કવિએ પૂર્ણ કર્યો હતો. તે વખતે ફારૂકીવંશના રાજા મીરાં ઇદલશાહ(મીર આદિલશાહ)ના પુત્ર મીરાં બાદરશા(બહાદુરશાહ)નું રાજ્ય ત્યાં હતું અને ખાનદેશ હજી અકબરે જિત્યો નહોતો. કવિ લખે છે કે,—

"દૈવયોગે ચાલંતાં સહિ, ખાનદેશમાં આવ્યા વહી;
ગઢ આસીર તિહાં અભિરામ, બુરાનપુર નગરનું નામ. ૧૮
રાજ કરે બળવંત સુજાણ, વયરીનાં ભાજે ભડ ઠાણ;
સદા અભંગ તલવારે તેજ, જાતિ ફારૂકી તાસુ વેગ. ૧૯
મીરાં ઇદલશા સુજાણ, તાસુ પુત્ર બલવંત સુજાણ;
મીરાં બાદરશા ફારૂકી, કીરતી ઘણી ન જાયે લખી. ૨૦
સંવત સોલ છપન્નનો જાણ, શાકે પન્નર એકવીશ વખાણ;" ઇત્યાદિ.

બુરાનપુરમાં ફારૂકીવંશના મુસલમાની રાજાઓની ઈ. સ. ૧૩૭૦થી ૧૬૦૦ સુધી રાજધાની હતી, એમ ઇતિહાસ જણાવે છે. મીરાં આદિલશાહે સં. ૧૬૪૬માં બુરાનપુરમાં જુમ્મા મસ્જીદ બંધાવેલી છે, અને તેમાં દાદા હરની વાવ(અમદાવાદ)ની માફક અરબ્બી તથા સંસ્કૃત બન્ને ભાષાઓમાં શિલાલેખ કોતરાવેલો છે. (જૂઓ એપીગ્રાફીકા ઈન્ડીકા વોલ્યુમ ૯, પાનું ૩૦૬.) તે વખતે બુરાનપુરમાં જ્યોતિષની માન્યતા બહુ હતી. બહાદુરશાહને પણ તેમાં ઘણી શ્રદ્ધા હતી. ઇ. સ. ૧૬૦૦માં અકબરે તેને હરાવ્યો અને તેનું રાજ્ય મોગલ રાજ્ય સાથે જોડી દીધું. આ ગ્રન્થકર્તા પણ પોતે અમુક શુભ મુહૂર્તે ગ્રન્થ પૂરો કર્યો, એવું લખે છે:

" વર્તમાન દક્ષિણ દિશ રવિ, શરદ રિત ઋતુ ઉત્તમ કવિ, ૨૧
અશ્વિન માસિ મહોચ્છવ માસ, પખ અજુઆલી શશીપ્રકાશ;
વિજયાદશમી દિન આણંદ, વાર બુધ શુભ સુખ પરમાણંદ. ૨૨
ઉત્તરાષાઢા નક્ષત્ર વિચાર, મકર ચંદ ભોગવે તિણ વાર:
કર્ક રાશે ગુરૂ ગ્રહ ભોગવે, તુલ શનિ અણ ચિંતવે; ૨૩
શુભ મુહૂર્ત શુભ વેળા સાર, ઉત્તમ લગ્ન તણો વિચાર;
શ્રી નર્મદ બોલ્યા કવિરાજ, કોક ચોપાઇ સંપૂર્ણ આજ." ૨૪

કવિએ લખેલા પંચાંગ પ્રમાણે તાળો મેળવી જોવા જેટલો સમય મળ્યો નથી. કોકકલાનો કર્તા પોતાના ગ્રંથનો આરંભ કરતાં કહે છે:—

દૂહા

" માતંગી મતિ દીજીયે, કવિત્ત કરૂં સુવિચાર;
કોકકળા ગુણ વર્ણવું, જે પ્રીછે બાલ ગોપાળ. ૧
શ્રી શારદ તમને નમું, અક્ષર આપો માય;
કૃપા કરી મુખ અવતરો, જિમ ગુણ આવે દાય. ૨
જે નર પહિલા કવિ હુયા, તે તારે પરસાદ;
નામ જપંતાં સરસ્વતિ, ભાજે દુઃખ વિખવાદ. ૩
કવિત્ત કરેવા મન ઘણું, ખત કરી દિન રાત;
વાચા અવિચળ આપિયે, કીજે કવિત સુજાત. ૪
પિંગળ જોડો બાંધિયો, ઉત્તમ કવિત્ત પ્રમાણ;
લઘુ દીરઘ ગતિ ગુણ ભલા, ચોપાઇ ચાલ વખાણ. ૫
કોકશાસ્ત્ર કોકે કીયો, તે જોઇ શુભ વિચિત્ર;
કવિ નરબદ ઇમ ઉચરે, બાંધુ કવિત્ત કચિત્ર. ૬

ચોપાઇ

શ્રી શારદઈ દીધું વરદાન, માતંગી આપો મુઝ જ્ઞાન;
શ્રી ગુરૂ કૃપા કીધી જે ઘણી, કરૂં ચોપાઈ કોક જ તણી. ૭
પહિલે ગ્રન્થ અનેક જ હુવા, મત એક પ્રબંધ જૂજૂઆ;
વાત્સાયન, નંદીકેશ્વર તણા, કામશાસ્ત્રના મત છે ઘણા. ૮
કોકદેવે જે કીધો કોક, તે ઉપર રંજે સવિલોક;
તે હું મતિ તેહને સહી, કોકકલા બાંધું ચોપાઈ. ૯
જે નર હુંસઇ ચતુર સુજાંણ, નારી પ્રેમ વિલુંધા પ્રાણ;
ભોગતણા જે રસ જાણસ્યે, તે નર એ શ્રવણે આણસ્યે. ૧૦

કોકકળા કુસુમ માલતી, અર્થ સુગમ ને ગતિ ચાલતી;
ભ્રમર નર ભોગી જે હસેં, તે શાસ્ત્ર ગંધ લેવા ચિત્તસ્યે. ૧૧
**દશ પ્રકાર** એ કોકે કહયા, તેહના અર્થ વિશેષ લહયા;
વિગત કરીને કહુ વેગળા, પ્રીછે નાના મોટા ભલા. ૧૨
ગાહા દૂહા ને ચુપાઇ શ્લોક, સુભાષિત બોલીસ સ્તોક;
મતિ સારૂ કરશું કવિત્ત, સાંભળજો સહુ એકે ચિત્ત. ૧૩
કવિતા કોક કરીશ રસાળ, સાંભળતાં હોએ ચિત્ત રસાળ;
વિગતે કરી વિચાર અનેક, કથા તણો ઉપજે વિવેક. ૧૪

શ્લોક

शृंगारगायनं गीतं, वातालो रतिरक्षया
साहित्यं पदलालित्यं, पदबंधा गति स्तथा ॥ १५
कटाक्ष लक्षतैरांभो, वश समृदु भाषणम् ।
वली कर्णतां यांति, कथमा षोडसी कला ॥ १६

(ટીપ : આ શ્લોકો અશુદ્ધ છે, તે સુધારી શકાયા નથી.)

દુહા

કુળવણી કવિજન કરે, નાના યુક્ત અનેક;
નવરસ પાક સુહામણો, વાણી મધુર વિવેક. ૧૭
વાણી ગોધુમ નિપજે, નવરસ ઘૃત અપાર;
અર્થ મિઠાઈ મેલીયેં, જિમ આવે સ્વાદ અપાર. ૧૮
નારી તેજી તંજ જલ, વાણી કંઠ પ્રમાણ;
જિમ હોવે એ આધળા, ફેરણહાર સુજાણ. ૧૯

(કાવ્ય અને કવિ વિષે)

કાવ્ય કીજે કવિજન નહીં, ખડગ ધરે ન ગુઆર;
છત્ર ધરે રાજા નહીં, તેહના ઘણા વિચાર. ૨૦
સોઇ કવિ અનુભવિ કરે, ખડગે ઝુઝે પ્રમાણ;
રાજનીતિ રાજા ચલે, ઘટે તે માણસ માન. ૨૧
શ્રી નરબદ કવિ ઉચરે, કોય મ ધરશો રીસ;
નાના રત્ન વસુંધરા, અકળ રૂપ જગદીશ. ૨૨

(ભાગ્ય વિષે)

ભાગ્યે જોગે નિધિ સંપજે, ભાગ્યે અવિચળ બુધ;
કહે નરબદ જો મિલે, કીરતિ યુંગ પ્રસિદ્ધ. ૨૩
ભાગ્યે ભગવંત ગુણ મિલૈ, ભાગ્યે ભોગ મિલંત;
કહે નરબદ નિરમલ મતિ, લક્ષ્મી લીલ મહંત. ૨૪
ભાગ્યે દીહા પાધરા, ભાગ્યે ભોગ બંધાણ;
કહે નરબદ ભાગ્યે પામીયેં, ભાગ્યે ભોગ પ્રમાણ. ૨૫

શ્લોક

यावद्भाग्य महोदयो नही भवेत्तावन्निरर्थंगुणाः ।
विद्यावेद विनोदकाव्य कविता चातुर्यधैर्योदयः ॥
भाग्ये संतति निर्गुणाऽपि गुणिनो सर्वा गुणा जायते ।
मानं पूज्यक्षितीतिशपाल भूवने भाग्याय तस्मै नमः २६

ચોપાઈ

જિહાં લગી ભાગ્ય ઉદે નવિ કરૈ, તિહાં લગી ગુણ સવિ અવગુણ સરે;
વિદ્યા વેદ વિવેક ચાતુરિ, ભાગ્ય વિના નહી કવિ માધુરી. ૨૭
કુળવંત ગુણવંતી નાર, શીલવંત ને વિનય શૃંગાર;
માનવતી પીઉ સેવા કરે, ભાગ્યે પ્રાપ્ત ફળ સંચરે. ૨૮
ભાગ્યેં બને મોટા બંધાણ, ભાગ્ય કરે તે નિશ્ચલ જાણ;
ભાગ્યેં દેવતા કરૂણા કરે, ભાગ્ય ઉપર કો નહી ઉચરે. ૨૯

( કથા પ્રસંગ—આરંભ )

હવે-હું કહું કોકશાસ્ત્રની કથા, ઓલીશ હરી વાકચ મુજ વૃથા;
વિરહ વિજોગ દુ:ખ ભાંજ્યા, સુણતાં કોક કરી રીઝીયા. ૩૦
નવ રસ માંહે બોલૂં સાર, કામકળા રસ તે શૃંગાર;
અધિક કળા વાધે કામિની, મનમાંહે ગમતિ ભામિની. ૩૧

શ્લોક

श्रृंगार (१) हास्य (२) करुणा (३) रौद्र (४) वीर (५) भयानका (६) ।
बीभत्सो (७) द्भूत (८) बाह (शांत), नवनाटेरसास्मृता ॥ ३२

ચોપાઈ

નવ રસ માંહે જે શૃંગાર, સ્ત્રીવર્ણન હું કરીશ સંસાર;
બીજા રસીયાને સન્માન, સાંભળતાં હુઈ સુખનિધાન. ૩૩

( કામશાસ્ત્રનું મહત્વ )

રસ અપૂર્વ ને ગુણ નાયકા, ભોગી જનને સુખદાયકા;
સ્ત્રીનો રસ જાણે સંસાર, તેહતું જાવ્યું કહિયે સાર. ૩૪
જે નર સ્ત્રીરસ જાણે નહી, ચતુરાઇ ગુણ પ્રીછે નહી;
શાસ્ત્રતણા નવ જાણે ભેદ, તેનો જન્મ ગયો સહુ ખેદ. ૩૫

શ્લોક

कामशास्त्रं नत्त्वज्ञानं, जायते सुंदरी प्रिया ।
कामशास्त्र न जाणंते, रमते पशुवत्स्त्रीयां ॥ ३६

ચોપાઈ

જે નર કામશાસ્ત્રના જાણ. જેહનાં પ્રેમ વલુંધા પ્રાણ;
જે નર બુદ્ધિવંત છે હઇએ, કામની મન તે સદા રસ પીએ. ૩૭

( નારીમહિમા )

નારી પ્રાણ તજે નર કાજ, માયબાપની છાંડે લાજ;
રસ લેવા નર છાંડે પ્રાણ, એહવા વિરહ તણા બંધાણ. ૩૮
ભ્રમર ભુજંગ મ ઉપર પાય દેઈ શિર ચંદન ભેલાય;
અણચાખ્યા ફળ સ્વાદ નવ્ય લહૈ, પહિલો જોખમ ઘાતિ દહૈ. ૩૯ (?)
લિખ્યા ભાખ્યા સહી તે નવી ટળે, હીયડૂં ઘાતી જે નર વળે;
ફળ અપૂર્વ તો ચાખીઈ, તો જીવડો ધારે રાખીઇ. ૪૦
હરણ ખુરી દોય અંગુલ પાય, વન જંગલ લક્ષ જોજન ધાય;
લખ્યા લેખ પાછા નઇ થાઈ, પાસ પડે મૃગલો ક્ષણ માંહી. ૪૧

કામકળા જાણે પારધી, નેત્રબાણ સાંધી નર સુધી;
વિરહી લક્ષણ દોરા પાસ, મૃગલો દેખી મુકે ઘાસ. ૪૨
જે નર બળ નારીસું કરે, તે નર મૂર્ખ કવિ ઉચરે;
પ્રેમ પાખે નવિ બાધે નેહ, પ્રેમ તિહાં કીજે સ્નેહ. ૪૩

આ પ્રમાણે આરંભ કરી દશ પ્રકાર કયા કયા તેનું કવિ નરબદ વર્ણન કરે છે.

દુહા

ગ્રંથ તણી રચના ભણું, જે કોક કલા દશ ભેદ;
વિસ્તારીને વર્ણવું, ચોથો પંચમ વેદ. ૫૩
દેશ ભેદ કવિ કીજીયેં, વિગતે કરી વખાણ;
પીછી લેજો સુલક્ષણા, કથા તણો બધાણ. ૫૪

ચોપાઇ

પહિલા કોકતણી ઉત્પત્ય, સ્ત્રીની જાત્ય જાણી જે સત્ય;
આચરણ ચિહ્ન બીજે પ્રકાર, સ્ત્રી તણો જાણી જે સાર. ૫૫
ત્રીજે સ્ત્રીકંદર્પ ક્યાંહા રહે, ચોથે કમળ તણી ગત્ય લહે;
સ્ત્રીને કીમ કીમ મીલીયે પાંચમે, કઠિ દૃઢ કરતા બોલીશ ષષ્ટમે. ૫૬
કંદર્પ કીમ જાગ્યે સાતમેં, કામ ક્ષીણ ઔષધ આઠમેં;
નવમે મદન પુરૂષને ઘણો, અથવા સ્ત્રીને વાધ્યા તણો. ૫૭
અધિકે ઉણો સુખ નહી મળે, તે સુખ બોલસું નવમેં;
ચોરાસી આસન ચાલ તણી, ઉત્પત્તિ બોલીશ પંખિણી તણી. ૫૮
રામા વશ્ય એહવો પ્રકાર, દશમે કૌતુક બોલીસ સાર;
કરી વિસ્તાર કહું ચોપાઇ, સાભળજો હવે એકચિત્ત થઇ. ૫૯
કુણ નગરે આવ્યા હુતા, કોકદેવ કુણ નામ:
કોકશાસ્ત્ર એ કિમ કહ્યું, કથા કહું અભિરામ. ૬૦
એકમના થઇ સાભળો, શાસ્ત્રતણા ગુણ ભેદ;
આચારજ નરબદ કહે, એ ચોથો પંચમ વેદ. ૬૧

ઉપલા ઉતારામાં કવિનું પૂર્વાચાર્યો સંબંધી જ્ઞાન. કાવ્યશાસ્ત્રની ઉંડી સમજ, પ્રાકૃત ભાષાભિમાન, વગેરે ગુણો ચમકારા આપે છે.

કોકદેવની ઉત્પત્તિની કથા નીચે પ્રમાણે ટુંકમાં છેઃ

પ્રાચીન કાળમાં રણથંભોરના રાજાને કોકદેવ નામનો પ્રધાન છે. તે જૂદા જૂદા દેશની નારીઓનું વર્ણન રાજા આગળ કહે છે. તેમાં ગુજરાતી અને સોરઠી સ્ત્રીઓને બહુ વખાણે છેઃ

"ગુજરડી નારી ગુણવંતી, પાનફુલ ઘણા ઇચ્છંતિ,
ચિત્ત માનિ ચિત્ત આપે પ્રાણ, કોએક ગુણ ધુરત વખાણ.
પ્રીત ભલી નારી સોરઠી, અતિ સુજાણ ગુણ મનિ હઠી;
પીઉ સંગાથી સુંપે પ્રાણ. સોરઠી નારી એવી સુજાણ."

રાજાને એમ લાગે છે કે તેના રાણીવાસમાં કોઈ સર્વ કામકળા સંપન્ન સ્ત્રી નથી, તેથી કોકદેવને પાંચ ક્રોડ સોનૈયા આપીને આવી સુગુણવાળી સુંદરી શોધી લાવવા મોકલે છે. ઘણા ઘણા દેશ જોતાં કોકદેવ સોરઠની નારી પસંદ કરે છે, અને બે ક્રોડ ટંક (ટકા, રૂપીઆ)

આપીને બે કુમારિકાઓ ખરીદે છે, પરંતુ તેની જ સાથે ભોગવિલાસમાં પડી, રાજાની આજ્ઞા ભૂલી જાય છે. પણ ધન ખૂટતાં તે પાછો ફરે છે. છેતરામણ કરવા માટે રાજા તેની પર ગુસ્સે થાય છે, અને બીજા પ્રધાનોની ઈર્ષાને લીધે તેને બંદીખાને નાંખે છે.

દરમ્યાન પંખિણી નામની એક યોગિની સ્ત્રી દેશપરદેશમાં અનેક પુરુષોને કામકળાની વિદ્યામાં જિતતી, રણથંભોર આવી ચઢે છે, અને રાજદરબારમાં આવી, સર્વના દેખતાં વસ્ત્ર ઉતારી નાંખી, નવસ્ત્રી થઇને ઉભી રહે છે. તેથી બધા રાજદરબારીઓ અને રાજા શરમાય છે, અને તેને આવું નિર્લજ્જ વર્તન કરવાનું કારણ પૂછે છે. પંખિણી યોગિની જણાવે છે કે દુનિયામાં કોઈ મરદ માણસ એવો તેને મળ્યો નથી કે જે તેણીને કામકળામાં જિતી શકે; માટે તેના મનથી તો બધા જ સ્ત્રીરૂપ છે, માટે તે કોઇની શરમ રાખતી નથી, અને સ્ત્રીને સ્ત્રીની શરમ હોય નહીં. ભરતખંડના બધા રાજદરબારે જઈ, બધાનું બળ તે માપી આવી છે, અને કોઇ મર્દ આદમી તેને કામકળામાં જિતનાર મળ્યો નથી. જો રણથંભોરમાં કોઈ મર્દ બચ્યો હોય તો તેને તે મળવા માંગે છે. આ વાત આપણને પ્રાચીન ઉપનિષદ્-કાળમાં મિથિલા નગરીમાં જનક રાજાના દરબારમાં ગયેલી ગાર્ગી વાચક્નવી અથવા સુલભાની કથાની યાદ આપે છે. કદાચ આપણા કવિ નર્મદાચાર્યે પણ પોતાની કથાના પાત્રની કલ્પના ઉપનિષદમાંથી કે મહાભારતમાંથી ઉપાડી હોય, તો તે સંભવિત છે.

રણથંભોરનો રાજા ભૈરવસેન પોતાના દરબારીઓને પંખિણીને જિતવાનું કહે છે, પણ શક્તિહીણા કોઈ હિમ્મત કરતું નથી. તેથી પંખિણી પોતાને જિત્યાનું પ્રમાણપત્ર માંગે છે. એટલામાં રાજાને કેદખાને નાંખેલો કામકળાચતુર કોકદેવ સાંભરે છે, તેથી તેને બોલાવે છે. કેદખાનામાં કોકદેવ પ્રધાન દુબળો પડી ગયો હતો, તેથી રાજા પાસે પંખિણીને જિતવા માટે થોડી મહેતલ માંગે છે. તે સ્વગૃહે જઈ વાજીકરણ ઔષધોનું સેવન કરી, રાતોમાતો થાય છે; અને પછી રાજાની આજ્ઞા લઈ, કામકળાચાતુરીથી પંખિણી યોગિનીને જિતે છે, અને રાજાને પંખિણી સુરતાન્ત બેહોશ થઈ ગઇ છે તેની ખાત્રી કરી આપે છે. રાજા તેથી પ્રસન્ન થાય છે, અને તેને ફરીથી પ્રધાનપદ પર સ્થાપે છે, અને અર્ધું રાજ્ય પણ આપે છે.

આ પંખિણી યોગિનીનો ઇતિહાસ કામશાસ્ત્રના કોઈ પણ પુસ્તકમાં મળતો નથી. આ યોગિની પાણીપુર(?) પાટણના રાજા સૂર્યસેનની પુત્રી છે. રાજાને પુત્ર ન હોવાથી મહાકાળીની આરાધના કરતાં પુત્રીની પ્રાપ્તિ થાય છે. પરન્તુ મહાકાળી તેનું નામ દૈવી પાડવાનું તથા સત્તર વર્ષ પછી તેણીનું લગ્ન કરવાનું ફરમાવે છે. કન્યાકાળની આ ૧૭ વરસની વય એક રીતે લગ્નની મર્યાદા સૂચવે છે, અને ૧૦ થી ૧૨ વરસની ઉમ્મરે કન્યા પરણાવી દેવાની શાસ્ત્રની વાતો કરનારાઓને ઉત્તરરૂપ છે. રાજા પોતાની વૃદ્ધાવસ્થાને લીધે વચનભંગ થઈ, તેને વહેલી પરણાવે છે. આથી મહાકાળી ગુસ્સે થતાં તેણીને ઉપાડીને કર્ણાટક દેશમાં મૂકી દે છે. અહિંયાં હંસિની નામની યોગિની તેને ગીત, નૃત્ય, વાદિત્ર, આદિ ચોસઠ કળામાં પ્રવીણ કરે છે; અને તેણીને જે જિતે તે જ પરણે એવો મહાકાળીનો વર હોવાથી તે ભરતખંડના દેશવિદેશ ફરે છે. અંતે રણથંભોરમાં ભૈરવસેન રાજાનો પ્રધાન કોકદેવ તેણીને ઉપર વર્ણવ્યા પ્રમાણે જિતે છે. કોકદેવ તેને જિતે છે ત્યારે તેનો ત્યાગ કરી ચાલ્યો જાય છે. એટલે પંખિણી બળી મરવા તત્પર થાય છે. પણ રાજા ભૈરવસેન તેને સમજાવી, કોકદેવ સાથે તેનાં લગ્ન કરી આપે છે; અને તેને જિતનારને અર્ધું રાજ્ય આપવું, એ કોલ બરાબર પાળે છે. તે પછી આ પંખિણી યોગિની નારીને કેવી કામકળાની યુક્તિથી જિતી તે સર્વ વિસ્તારથી કોકદેવ ભૈરવસેન રાજાને સમજાવે છે.

કોકદેવ પંખિણી યોગિનીને પરણ્યા પછી તેનું નવું નામ પાડે છે, અને "સૌભાગ્યસુંદરી" એવે નામે ઓળખાવે છે. તેની સાથે તે સંસાર માંડે છે, અને તેના મુખથી જ્યારે તેનું વૃત્તાંત જાણે છે ત્યારે કોકદેવને સાસરે જવાનું, સૌભાગ્યસુંદરીનાં પૂજ્ય માતાપિતા–પોતાનાં સાસુસસરા–ને મળવાનું મન થાય છે. તેથી મહારાજા ભૈરવસેન પાસેથી લાવલશ્કર લઈ, પાણીપુર–પાટણ જાય છે. ત્યાંનો રાજા લશ્કર ચઢી આવતું જોઇ ગભરાય છે. પણ કોકદેવ સંદેશો મોકલે છે કે તેની ખોવાયલી પુત્રી અને જમાઈ મળવા આવે છે. આ રીતે ઘણે વરસે પુત્રીનો અને તેના માબાપનો મેળાપ થાય છે. સૌભાગ્યસુંદરીનાં વૃદ્ધ માતાપિતા પોતાનું રાજપાટ કોકદેવને આપે છે. તે પછી કોકદેવને સૌભાગ્યસુંદરીથી પુત્રરત્નની પ્રાપ્તિ થાય છે, અને તેનું નામ "મદનસેન" પાડે છે. પછી એ રાજ્ય મેળવી, કોકદેવ રણથંભોર પાછો આવ છે.

આ સ્થળે ખરી રીતે જોતાં 'કોકકળા' ચોપાઇનો ગ્રન્થ પૂરો થાય છે, પણ વળી પાછો ભૈરવસેન રાજા જંત્ર, મંત્ર, તંત્ર વિષે પ્રશ્ન પૂછે છે. એટલે કુતૂહલ ખાતર કેટલાક પ્રયોગો કોકદેવ સમજાવે છે, અને તે પછી કવિ ગ્રંથની સમાપ્તિ કરે છે, અને પોતાનો પરિચય આપે છે. આ સઘળી કથા અને વર્ણન આપણને કવિ શામળભટ્ટની વાર્તાઓની યાદ આપે છે. કથાની ગુંથણીનો ઉપયોગ શામળભટે ઉદ્યમ–કર્મ–સંવાદમાં કરેલો જણાય છે.

કોકદેવ છેવટના ઉપદેશમાં પુરુષે ત્રણ પુરુષાર્થ–ધર્મ, અર્થ અને કામ–કેમ સાધવા તે બતાવે છે, અને વૃદ્ધાવસ્થામાં દાન, શીલ, તપ આચરવાનું કહે છે. કોકદેવ પણ અંતે મુનિ થયાં, એમ આમાં બતાવેલું છે.

" પુરૂષે સર્વ કળા સાધવી, કીજેં વાત જે હુઇ અભિનવી;
પુરૂષ તણું છઽ્યું પરમાણ, સમે દેખીને સાધે જ્ઞાન. ૧

शैशवेभ्यस्तविद्यानाम् यौवने विषयीषिणाम् ।
वार्धक्ये मुनिवृत्तिनां योगेनान्ते तनुत्यजाम् ॥ (કાલિદાસ)

ચુપૈ

બાળપણે વિદ્યાભ્યાસ, પામે યૌવન ભોગવિલાસ;
તે ઉપરિ મુનિવ્રત આદરેં, જિમ પરલોકેં લીલા કરે. ૨
વળી વળી નહિ માણસજન્મ, વળી વળી વિશેષે ઉત્તમ કર્મ;
રૂડી મતિ આદરતાં ધર્મ, અનેક જન્મનાં છૂટે કર્મ. ૩
**દાન શીલ તપ ભાવે** કરી, સુણો રાજા જિણે મતિ આદરી;
પરમેશ્વરની ભક્તિ કરે જેહ, ભવિ બંધન છૂટે નર તેહ. ૪
ખટદર્શનમાં એક જ દેવ, જુજુઆ નામ અનંતા ભેવ;
**મૂળ ધર્મ દયા મતિ ધરી,** સાધો જન્મ સંબોધે કરી. ૫
**સર્વ વિદ્યા તણો પ્રમાણ, પાલે જીવ દયા બંધાણ;**
સુણો ભૈરવ નૃપ ઉત્તમ મતિ, ભગવંત ભક્તિ હુઇ સદ્ગતિ. ૬
તીર્થયાત્રા હુઈ અભિરામ, એહ મન રહેવાનું છે ઠામ;
જો મને ક્ષણ એક ભક્તિ રહે, પરમ લોક પામે કવિ કહે. ૭
મન ચંચળ, ન રહે ક્ષણ ઠાય, તેહ કારણ કીધો ઉપાય;
ખટદર્શન ઉપાયા ભક્તિ, વક્તા કરી ઉપાયા યુક્તિ. ૮
**જિણ કુળ જે પામી મન ભકિત,** તે નવ છોડીજે સદ્ગતિ;
**ઉત્તમ ધર્મ** દયા **પ્રમાણ,** ઈહ જન્મનાં ટાળે બંધાણ. ૯

સુણો ભૈરવ નૃપ કથાપ્રસંગ, મેં તુઝ પ્રતિ કહ્યા મન રંગ;
જે જે ત્હેં પુછયો મહારાઈ, તે મ્હેં વિચારી કહ્યો જગમાંહિ. ૧૦
અંતકાળે યોગેશ્વર ધ્યાન, કીજે યોગ હોઈ ગતિ જ્ઞાન;
સર્વ ભેદ રાજા પ્રતિ કહિ, કોકદેવ આવ્યા ઘર સહિ. ૧૧

કોકદેવના ગૃહસંસારનું વર્ણન

" મન ઇચ્છિત વિલસે ભોગ, સરીખો મીલીઉ સંયોગ;
યૌવન વેશે વિષયાસ્વાદ, લીધા રસ પૂરણ પ્રસાદ. ૧૨
કોકદેવને પંખિણી નારી, પૂર્વ જન્મ તણો આધાર;
કીધા પુણ્ય તણેં પ્રમાણ, સુખ ભોગવે રણસ્થંભર સ્થાન. ૧૩
રાજસિદ્ધિ લીલા અભિનવી, વિલસે મનવાંછિત અનુભવી;
ઘર બેઠા બે સુખે રમે, ઘણા દિવસ એણી પેરે નિગમે. " ૧૪

છેવટે ભાગવતમાં વર્ણવ્યા પ્રમાણે કોકદેવ સંસાર છોડે છે, અને વનવાસી થાય છે.

" કોએક મુનિ તણો ઉપદેશ, કોકદેવ પામ્યો ઉદ્દેશ;
વર્ષ ચઉસઠી મેલ્યો સંયોગ, ઘણા દિવસ વિલસે મનિ ભોગ. ૧૫
તપ સંયમ મન આદર કરી, ઉત્તમ લીલા ગતિ આચરી;
સાધી યોગ ને છાંડયાં કર્મ, જનમ જનમના ટાળ્યા ભર્મ. " ૧૬
ઘણા દિવસ શ્રીગુરૂ સેવિયા, ભણી ગણીને મોટા થયા;
વિહારકર્મ તિહાંથી કીધ, શ્રીગુરૂની અનુજ્ઞા લીધ. ૧૭

પંખિણી ઘણા દેશ ફરી અને ઘણા રાજાઓને જિત્યા હતા, તેનાં નામ નીચે પ્રમાણે છે. તેના ઉપરથી કવિના સમયે હિન્દના જૂદા જૂદા પ્રદેશોનાં નામ શાં હતાં તે સમજાશે.

" ઝાડખંડમાંહે તે વળી, જિત્યા રાજા ત્યાહાંથી નીકળી,
વેગે વળી મારગ થવા, ઉડીસે જગન્નાથે ગયા;
જઈ રાજા ગોહિલ ભેટીઆ, તેહના રાજા અમ્હે જિતીઆ.
× × × ×
અણહિલપુર પાટણે ગયા, ગેહેલો કર્ણ જોઇ ભેટીઆ,
ભલી પરિં તિહાં કીધો વાદ, જીત્યો રાજા દેવી પ્રસાદ.
મુજ આગળ તે હાર્યો સહી, કચ્છપતિ જીયેલો સહી.
× × × ×

આમાં ગેહેલા કર્ણનું નામ આવે છે, એટલે તેના સમયથી આ કથા ચાલુ થયેલી એવું અનુમાન થાય છે. કર્ણઘેલાના સમયમાં રણથંભોરનો રાજા કોણ હતો ? તે શોધવું જોઈએ.

આ કોકકળાચુપાઈમાંથી કેટલાક સુભાષિત દુહાઓ જોઇશું. આરંભના ઉતારામાં ભાગ્ય વિશેની ચોપાઈ આપી છે; શ્લોકો પણ ટાંકયા છે. તે ઉપરાંત

**યૌવન વિષેઃ—**

" ધન ગયો વળી સંપજે, મેઘ ગયા વરસંત,
યૌવન ગયો ન સંપજ્યે, જૂઓ વિચારી સંત.
યૌવન લાહો લીજઇ, જિહા લગે યૌવન હોઇ;
યૌવન ગયો વિમાસીઇ, જીવ અભિલાષી સોઇ.
યૌવન નીજલ અંજુલં, પણ લોભી લેઇ અંત.
મધુમક્ષિ સંચે ઘણું, પણ લોભી લેઇ અંત.
એક યૌવન ને ધન સહિ, યત્ન કરતા ભાઇ,
કવિ નરમદ ઇમ ઉચરે, લાહો લીજઇ સાઇ. "

પ્રીતિ વિષેઃ—

" નયણે કેરી પ્રીતડી, જો કરીયાણે સોઈ,
જે રસ નયણે નિપજે, તે સેજડીઈ ન હોઇ.
નયન પદારથ, નયન રસ, નયણે નયન મિલંત,
અજાણ્યાસુ પ્રિતડી, પ્રથમ નયન કરંત.
નયન સરોવર પ્રિત જળ, વિરખી વિરહી પીખંત. "

દુહા

" જાંણસૂં જાણે પ્રીતડી, મિલતાં ઉપજે રંગ:
જાણે પૂર્વ નેહલો, કેવલી કર્મપ્રસંગ.
પૂર્વ પુન્ય પસાઉલે. વિલસે ભોગ અપાર;
જાણે વિહસી કેતકી, ભ્રમર કરે સુખ સાર.
જે નર જુગમાં માનવી, કોક ન જાણે ભેદ;
શૂં જાણે તે ભોગવી, ફોકટ જનમનું ખેદ.
મદન સરોવર પ્રીત જલ, કોકશાસ્ત્ર દૃઢ નાવ;
જે જાંણસે જે ચાલવી, તે ઉતરસે પાર.
કોકશાસ્ત્ર દૃઢ નાવડો, ઘડયો કવિજન ખંત;
તેહ જાંણસે કેલવી, તેહ પામસે અંત. " ૨૯૭-૩૦૨ (૧૦મો પ્રકાર)

આ પ્રમાણે કવિએ ગુંથણી કરી, કામશાસ્ત્રનો મહિમા ગાયો છે.

કવિશ્રી નર્મદાચાર્યના આ કોકશાસ્ત્રના ગ્રન્થનો દશમો પ્રકાર સૌથી મોટો છે, અને તેમાં જે કેટલીક વિશિષ્ટતાઓ જોવામાં આવે છે તે સંસ્કૃત કે પ્રાકૃતના કોઇ પણ ગ્રન્થમાં જોવામાં આવતી નથી. વાત્સાયને સ્ત્રીપુરુષના સ્પર્શસુખના કારણમાં પ્રમાણ, કાળ, ભાવ અને વેગે કરીને જે ભેદ ઉત્પન્ન થાય છે, તેનું નામ નર્મદાચાર્યે વિચિત્ર રીતે પણ કંઈ અનુભવી શાસ્ત્રજ્ઞાને સમજાવેલું લાગે છે. વાત્સાયન પછી રતિ રહસ્યકાર કહેવાતા કાશ્મીરી પંડિત કોકદેવે, અને અનંગરંગકાર કલ્યાણ ભટ્ટે તિથિ, અને સ્ત્રીપુરુષના ડાબાં જમણાં અંગોમાં ચઢતી-ઉતરતી કળા આદિ કારણો બતાવેલાં છે, પણ આપણા નર્મદાચાર્યે તો ૮૪ ભોગાસનોમાં દરેક આસન માટે કયાં સ્ત્રી-પુરૂષનો યોગ થાય અને કઈ તિથિએ, અને કઈ કળાથી જો તે થાય, તો સંતોષ થાય, એ પણ દર્શાવેલું છે. આવી રીતે આ વિષય કોઇએ સમજાવ્યો નથી.

કોકદેવે અથવા કવિ નર્મદાચાર્યે જે ૮૪ ભોગાસનો વર્ણવ્યાં છે, તેનો ક્રમ, અને કવિ દયારામે વસ્તુવૃંદદીપિકામાં આપેલાં નામોનો ક્રમ એક છે, તેથી એમ અનુમાન થઇ શકે છે કે કવિ દયારામે આ કોકશાસ્ત્રનો ગ્રન્થ વાંચ્યો હોવો જોઇએ. એમાં પ્રથમ આસનનું નામ પુરૂષાસન છે અને છેવટના આસનનું નામ રાધાકૃષ્ણાસન છે, તેમ કોકદેવે છેલ્લાં જે ભોગાસનોનાં વર્ણન આપ્યાં છે, તેમાં ઇન્દ્રાણી-આસન, ભૈરવાસન, ઈશ્વર-પાર્વતી-આસન અને છેલ્લે પાંચ પ્રકારનાં રાધાકૃષ્ણાસન છે, એમ લખ્યું છે. દયારામે ઇન્દ્રાસન, અને ઈશ્વર-પાર્વતી-આસનને બદલે બીજાં નામો લખ્યાં છે. દયારામ કટ્ટર વૈષ્ણવ હોવાથી ઈશ્વર-પાર્વતીના રતિ-આસનનું નામ લેતા નથી, એમ લાગે છે. બીજું કોકદેવના ભોગાસનના વર્ણનમાં સ્ત્રીનું પ્રાધાન્ય પુરૂષ કરતાં વિશેષ ગણ્યું છે, અને પશુ-પક્ષીના અનુકરણ રૂપે જે ૨૧ આસનો વર્ણવ્યાં છે તે માદા જાતિનાં નામ ઉપરથી વર્ણવ્યાં છે. આસનોનો પ્રારંભ મનુષ્યજાતિ ઉપરથી (પુરુષાસન) કહેલો છે અને અંત ઇશ્વર તરફ આણેલો છે, કારણ કે છેલ્લાં ત્રણ આસનો દેવતાઈ છે; તેમાં છેલ્લા આસનનું નામ રાધાકૃષ્ણાસન રાખ્યું છે, એ

ધ્યાન આપવા જેવું છે. ભગવાન શ્રીકૃષ્ણચંદ્રની અનિર્વચનીયા માયા શક્તિસ્વરૂપ કલ્પિત રાધા સાથેનો જારભાવનો વહેવાર કેટલાક ભક્તિમાર્ગી વૈષ્ણવો નિર્દોષ હોવાની દલીલ કરે છે, પણ કામશાસ્ત્રના રસિયાઓ તે ક્રીડાને સાચી જ માને છે. ભગવાનને દેવકોટિમાંથી મનુષ્યકોટિમાં લીલાવિગ્રહને નિમિત્ત ઉતારી આણતાં વૈષ્ણવો ડર્યા નથી, કોઈ જાતનું પાપ માન્યું નથી, પણ ઉલટું તેવી ભક્તિ કરવામાં પુણ્ય માન્યું છે, તો પછી કામશાસ્ત્રરસિકો તેનો લાભ શા માટે ન લે?

આ ભોગાસનોનાં વર્ણનમાં કોકદેવે હબસીઓ(યવનો)નું હબસીઆ–આસન એવું પણ એક આસન ગણાવ્યું છે, જેનું નામ દયારામે આપેલી યાદીમાં નથી. હિન્દી કોકશાસ્ત્ર જે મળે છે તેમાં છેલ્લું રાધાકૃષ્ણાસનનું નામ મળતું નથી, ઈશ્વર–પાર્વતીના આસનનું નામ પણ મળતું નથી. તેના કારણમાં એવો ખુલાસો કરવામાં આવે છે કે ઈશ્વર –પાર્વતી અને રાધાકૃષ્ણ વગેરે દેવયુગલો જગતનાં માતાપિતા હોવાથી તેમના નામે ભોગાસનોનાં નામો પાડવાં, એ ઇષ્ટ નથી. એટલા માટે કુમારસંભવ કાવ્યના ઈશ્વર–પાર્વતીના વિહારના સર્ગો શિખવવામાં આવતા નથી, પણ સંસ્કૃત ભાષા શિખેલાઓ સ્વયં વાંચી સમજી લે છે અથવા અભ્યાસમાંથી સદંતર છોડી દે છે. છતાં ભક્તિમાર્ગી ભક્તો પોતપોતાના ઇષ્ટદેવોને સાનુષિભાવ અર્પણ કરતાં ડર્યા નથી, તેમ તેનો મનમાં સંકોચ થયો નથી; કારણ કે ભગવાનને દોષ લાગતો નથી. સંસારમાં સ્ત્રી–પુરુષો રતિસુખ માટે મરી ફીટે છે, તે જોઇને ભક્તોએ એવો તોડ કાઢ્યો કે ગમે તે રીતે ભગવાનમાં મન પરોવાયલું રહે તેમ કરવું જોઇએ, અને મનુષ્યનું મન રતિસુખમાં પરોવાયલું રહે છે, તો એ ચિત્તવૃત્તિના નિરોધથી એવા જ કોઈ પ્રકારદ્વારા મન ભગવાનમાં જોડાએલું રહે તેટલા માટે તેઓએ શૃંગાર રસ અને જારભાવની ભક્તિ ઉભી કરી લાગે છે, અને તેથી સગુણ મુક્તિ ઉત્તમ માની, નિર્ગુણ મોક્ષની નિંદા કરી, તેમ રાધાકૃષ્ણની ભક્તિ શૃંગારરસમાં ગાઈ, આનંદ માની, હૃદયરોગની શાન્તિ માની છે. એના પરિણામે ભાગવતાદિ ગ્રન્થો રચાયા છે અને તેમાં રાસાદિ ક્રીડાનાં ભભકભર્યાં વર્ણનો વર્ણવાયાં છે, તેમાં મૃત્યુને કાંઠે બેઠેલા પરીક્ષિતદ્વારા શંકા ઉઠાવરાવી, ગર્ભયોગી બાળબ્રહ્મચારી શુકદેવદ્વારા તેનો ખુલાસો કરાવ્યો છે કે અગ્નિને સર્વ ભક્ષણ કરતાં દોષ લાગતો નથી, તેમ શ્રીશંકર, શ્રી કૃષ્ણ જેવા તેજાંશી મહાપુરૂષો અને વળી ભગવાન, તેમને કોઈ દોષ લાગે જ નહીં, કારણ કે તેઓ પણ અગ્નિસ્વરૂપ છે. આવી જ રીતે કેટલાક અજ્ઞ પુષ્ટિમાર્ગના વૈષ્ણવ મહારાજો પોતાના વ્યભિચારાદિ દોષો ઢાંકવા માટે દલીલ કરે છે. તેઓએ મૂળ આચાર્યને અગ્નિસ્વરૂપ તરીકે ગણાવ્યા છે. પછી તેઓના વંશમાં તેમનું તેજ ઉતરેલું છે, એમ મનાવ્યું છે.

કામસૂત્રાદિના પ્રાચીન સંસ્કૃત ગ્રન્થકારોએ ૮૪ આસનો ગણાવ્યાં નથી, પણ આ ૮૪ ભોગાસનની કલ્પના કામશાસ્ત્રકારોએ હઠયોગનાં ૮૪ યોગાસનો પરથી શોધી લાગે છે, એટલા માટે કેટલાંક નામોનું સામ્ય તેની વચ્ચે જોવામાં આવે છે. છતાં પણ ૮૪ની સંખ્યા પૂરી થતી નહીં હોવાથી કામશાસ્ત્રકારોએ ૨૧ જેટલાં આસનો પશુપક્ષીઓની રતિક્રીડા ઉપરથી ઉભાં કર્યાં છે; તેમાંનાં કેટલાંક આસનો તો સ્ત્રીપુરૂષોનાં શરીરો નેતરની માફક વળી શકતાં ન હોય તો બનવાં મુશ્કેલ છે. એટલા માટે આપણા કવિ નર્મદાચાર્ય લખે છે કે સ્ત્રી–પુરુષે પ્રથમ બ્રહ્મચર્ય સખત પાળવું અને બાળપણમાં અંગકસરત કરી બળ મેળવવું, અને તેથી સિદ્ધ થયા હોય તો કામાસનોથી પ્રાપ્ત થતું સુખ બરાબર ભોગવી શકાય છે. એટલા માટે કવિએ ૭૨ બહોતેર કળા પુરૂષે અને સ્ત્રીએ પ્રાપ્ત કરવાની જરૂર લખી છે, અને તેનું વર્ણન સશ્લોક કર્યું છે.

પ્રીતિ વિષેઃ—

" નયણે કેરી પ્રીતડી, જો કરીયાંણે સોઈ,
જે રસ નયણે નિપજે, તે સેજડીઈ ન હોઇ.
નયન પદારથ, નયન રસ, નયણે નયન મિલંત,
અજાણ્યાસુ પ્રિતડી, પ્રથમ નયન કરંત.
નયન સરોવર પ્રિત જળ, વિરખી વિરહી પીબંત. "

દુહા

" જાંણસૂં જાણે પ્રીતડી, મિલતાં ઉપજે રંગ:
જાણે પૂર્વ નેહલો, કેવલી કર્મપ્રસંગ.
પૂર્વ પુન્ય પસાઉલે. વિલસે ભોગ અપાર;
જાણે વિહસી કેતકી, ભ્રમર કરે સુખ સાર.
જે નર જુગમાં માનવી, કોક ન જાણે ભેદ;
શૂં જાણે તે ભોગવી, ફોકટ જનમનું ખેદ.
મદન સરોવર પ્રીત જલ, કોકશાસ્ત્ર દૃઢ નાવ;
જે જાંણસે જે ચાલવી, તે ઉતરસે પાર.
કોકશાસ્ત્ર દૃઢ નાવડો, ઘડયો કવિજન ખંત;
તેહ જાંણસે કેલવી, તેહ પામસે અંત. " ૨૯૭–૩૦૨ (૧૦મો પ્રકાર)

આ પ્રમાણે કવિએ ગુંથણી કરી, કામશાસ્ત્રનો મહિમા ગાયો છે.

કવિશ્રી નર્મદાચાર્યના આ કોકશાસ્ત્રના ગ્રન્થનો દશમો પ્રકાર સૌથી મોટો છે, અને તેમાં જે કેટલીક વિશિષ્ટતાઓ જોવામાં આવે છે તે સંસ્કૃત કે પ્રાકૃતના કોઇ પણ ગ્રન્થમાં જોવામાં આવતી નથી. વાત્સાયને સ્ત્રીપુરુષના સ્પર્શસુખના કારણમાં પ્રમાણ, કાળ, ભાવ અને વેગે કરીને જે ભેદ ઉત્પન્ન થાય છે, તેનું નામ નર્મદાચાર્યે વિચિત્ર રીતે પણ કંઈ અનુભવી શાસ્ત્રજ્ઞાને સમજાવેલું લાગે છે. વાત્સાયન પછી રતિ રહસ્યકાર કહેવાતા કાસ્મીરી પંડિત કોકદેવે, અને અનંગરંગકાર કલ્યાણ ભટ્ટ તિથિ, અને સ્ત્રીપુરુષના ડાબાં જમણાં અંગોમાં ચઢતી-ઉતરતી કળા આદિ કારણો બતાવેલાં છે, પણ આપણા નર્મદાચાર્યે તો ૮૪ ભોગાસનોમાં દરેક આસન માટે કયાં સ્ત્રી–પુરૂષનો યોગ થાય અને કઈ તિથિએ, અને કઈ કળાથી જો તે થાય, તો સંતોષ થાય, એ પણ દર્શાવેલું છે. આવી રીતે આ વિષય કોઇએ સમજાવ્યો નથી.

કોકદેવે અથવા કવિ નર્મદાચાર્યે જે ૮૪ ભોગાસનો વર્ણવ્યાં છે, તેનો ક્રમ, અને કવિ દયારામે વસ્તુવૃંદદીપિકામાં આપેલાં નામોનો ક્રમ એક છે, તેથી એમ અનુમાન થઇ શકે છે કે કવિ દયારામે આ કોકશાસ્ત્રનો ગ્રન્થ વાંચ્યો હોવો જોઇએ. એમાં પ્રથમ આસનનું નામ પુરૂષાસન છે અને છેવટના આસનનું નામ રાધાકૃષ્ણાસન છે, તેમ કોકદેવે છેલ્લાં જે ભોગાસનોનાં વર્ણન આપ્યાં છે, તેમાં ઇન્દ્રાણી–આસન, ભૈરવાસન, ઇશ્વર–પાર્વતી–આસન અને છેલ્લે પાંચ પ્રકારનાં રાધાકૃષ્ણાસન છે, એમ લખ્યું છે. દયારામે ઇન્દ્રાસન, અને ઇશ્વિર–પાર્વતી–આસનને બદલે બીજાં નામો લખ્યાં છે. દયારામ કટ્ટર વૈષ્ણવ હોવાથી ઇશ્વર–પાર્વતીના રતિ–આસનનું નામ લેતા નથી, એમ લાગે છે. બીજું કોકદેવના ભોગાસનના વર્ણનમાં સ્ત્રીનું પ્રાધાન્ય પુરૂષ કરતાં વિશેષ ગણ્યું છે, અને પશુ–પક્ષીના અનુકરણ રૂપે જે ૨૧ આસનો વર્ણવ્યાં છે તે માદા જાતિનાં નામ ઉપરથી વર્ણવ્યાં છે. આસનોનો પ્રારંભ મનુષ્યજાતિ ઉપરથી (પુરુષાસન) કહેલો છે અને અંત ઇશ્વર તરફ આણેલો છે, કારણ કે છેલ્લાં ત્રણ આસનો દેવતાઈ છે; તેમાં છેલ્લા આસનનું નામ રાધાકૃષ્ણાસન રાખ્યું છે, એ

ધ્યાન આપવા જેવું છે. ભગવાન શ્રીકૃષ્ણચંદ્રની અનિર્વચનીયા માયા શક્તિસ્વરૂપ કલ્પિત રાધા સાથેનો જારભાવનો વહેવાર કેટલાક ભક્તિમાર્ગી વૈષ્ણવો નિર્દોષ હોવાની દલીલ કરે છે, પણ કામશાસ્ત્રના રસિયાઓ તે ક્રીડાને સાચી જ માને છે. ભગવાનને દેવકોટિમાંથી મનુષ્યકોટિમાં લીલાવિગ્રહને નિમિત્તે ઉતારી આણતાં વૈષ્ણવો ડર્યા નથી, કોઈ જાતનું પાપ માન્યું નથી, પણ ઉલટું તેવી ભક્તિ કરવામાં પુણ્ય માન્યું છે, તો પછી કામશાસ્ત્રરસિકો તેનો લાભ શા માટે ન લે?

આ ભોગાસનોનાં વર્ણનમાં કોકદેવે હબસીઓ(યવનો)નું હબસીઆ-આસન એવું પણ એક આસન ગણાવ્યું છે, જેનું નામ દયારામે આપેલી યાદીમાં નથી. હિન્દી કોકશાસ્ત્ર જે મળે છે તેમાં છેલ્લું રાધાકૃષ્ણાસનનું નામ મળતું નથી, ઈશ્વર-પાર્વતીના આસનનું નામ પણ મળતું નથી. તેના કારણમાં એવો ખુલાસો કરવામાં આવે છે કે ઈશ્વર -પાર્વતી અને રાધાકૃષ્ણ વગેરે દેવયુગલો જગતનાં માતાપિતા હોવાથી તેમના નામે ભોગાસનોનાં નામો પાડવાં, એ ઇષ્ટ નથી. એટલા માટે કુમારસંભવ કાવ્યના ઈશ્વર-પાર્વતીના વિહારના સર્ગો શિખવવામાં આવતા નથી, પણ સંસ્કૃત ભાષા શિખેલાઓ સ્વયં વાંચી સમજી લે છે અથવા અભ્યાસમાંથી સદંતર છોડી દે છે. છતાં ભક્તિમાર્ગી ભક્તો પોતપોતાના ઇષ્ટદેવોને મનુવિલાસ અર્પણ કરતાં ડર્યા નથી, તેમ તેનો મનમાં સંકોચ થયો નથી; કારણ કે ભગવાનને દોષ લાગતો નથી. સંસારમાં સ્ત્રી-પુરુષો રતિસુખ માટે મરી ફીટે છે, તે જોઈને ભક્તોએ એવો તોડ કાઢ્યો કે ગમે તે રીતે ભગવાનમાં મન પરોવાયલું રહે તેમ કરવું જોઇએ, અને મનુષ્યનું મન રતિસુખમાં પરોવાયલું રહે છે, તો એ ચિત્તવૃત્તિના નિરોધથી એવા જ કોઈ પ્રકારદ્વારા મન ભગવાનમાં જોડાયેલું રહે તેટલા માટે તેઓએ શૃંગાર રસ અને જારભાવની ભક્તિ ઉભી કરી લાગે છે, અને તેથી સગુણ મુક્તિ ઉત્તમ માની, નિર્ગુણ મોક્ષની નિંદા કરી, તેમ રાધાકૃષ્ણની ભક્તિ શૃંગારરસમાં ગાઈ, આનંદ માની, હૃદયરોગની શાન્તિ માની છે. એના પરિણામે ભાગવતાદિ ગ્રન્થો રચાયા છે અને તેમાં રાસાદિ ક્રીડાનાં ભભકભર્યાં વર્ણનો વર્ણવાયાં છે, તેમાં મૃત્યુને કાંઠે બેઠેલા પરીક્ષિતદ્વારા શંકા ઉઠાવરાવી, ગર્ભયોગી બાળબ્રહ્મચારી શુકદેવદ્વારા તેનો ખુલાસો કરાવ્યો છે કે અગ્નિને સર્વ ભક્ષણ કરતાં દોષ લાગતો નથી, તેમ શ્રીશંકર, શ્રી કૃષ્ણ જેવા તેજાંશી મહાપુરૂષો અને વળી ભગવાન, તેમને કોઈ દોષ લાગે જ નહીં, કારણ કે તેઓ પણ અગ્નિસ્વરૂપ છે. આવી જ રીતે કેટલાક અજ્ઞ પુષ્ટિમાર્ગના વૈષ્ણવ મહારાજો પોતાના વ્યભિચારાદિ દોષો ઢાંકવા માટે દલીલ કરે છે. તેઓએ મૂળ આચાર્યને અગ્નિસ્વરૂપ તરીકે ગણાવ્યા છે. પછી તેઓના વંશમાં તેમનું તેજ ઉતરેલું છે, એમ મનાવ્યું છે.

કામસૂત્રાદિના પ્રાચીન સંસ્કૃત ગ્રન્થકારોએ ૮૪ આસનો ગણાવ્યાં નથી, પણ આ ૮૪ ભોગાસનની કલ્પના કામશાસ્ત્રકારોએ હઠયોગનાં ૮૪ યોગાસનો પરથી લીધી લાગે છે, એટલા માટે કેટલાંક નામોનું સામ્ય તેની વચ્ચે જોવામાં આવે છે. છતાં પણ ૮૪ની સંખ્યા પૂરી થતી નહીં હોવાથી કામશાસ્ત્રકારોએ ૨૧ જેટલાં આસનો પશુપક્ષીઓની રતિક્રીડા ઉપરથી ઉભાં કર્યાં છે; તેમાંનાં કેટલાંક આસનો તો સ્ત્રીપુરૂષોનાં શરીરો નેતરની માફક વળી શકતાં ન હોય તો બનવાં મુશ્કેલ છે. એટલા માટે આપણો કવિ નર્મદાચાર્ય લખે છે કે સ્ત્રી-પુરુષે પ્રથમ બ્રહ્મચર્ય સખત પાળવું અને બાળપણમાં અંગકસરત કરી બળ મેળવવું, અને તેથી સિદ્ધ થયા હોય તો કામાસનોથી પ્રાપ્ત થતું સુખ બરાબર ભોગવી શકાય છે. એટલા માટે કવિએ ૭૨ બહોતેર કળા પુરૂષે અને સ્ત્રીએ પ્રાપ્ત કરવાની જરૂર લખી છે, અને તેનું વર્ણન સશ્લોક કર્યું છે.

આ જ પ્રમાણે સ્ત્રીઓનાં શરીરમાં મદનનો વાસ કઈ કઈ તિથિએ રહે છે તે પણ તેણે સમજાવ્યું છે; કવિ દયારામે પણ કામવાસનાં પંચદશ સ્થળોનાં નામો પણ ગણાવ્યાં છે, અને અષ્ટ પ્રકારની નાયકાઓનું વર્ણન કોકશાસ્ત્રકાર નર્મદાચાર્યે તેમ જ શૃંગારરસિક કવિ દયારામે પણ કર્યાં છે. કવિ નર્મદાચાર્યે દશમા પ્રકારમાં પંખિણીની ઉત્પત્તિના વર્ણન સાથે ૮૪ આસનોનાં નામો, ૭૨ કળા, ૬ રાગ, ૩૬ રાગણી, ૧૬ શૃંગાર, વગેરે તેમ જ વશીકરણ માટે મંત્ર, જંત્ર, તંત્ર આદિનાં વર્ણન કર્યાં છે. તેથી આ પ્રકીર્ણ પ્રકાર બધાં કરતાં મોટો છે. જેમ બ્રાહ્મણોની ગાયત્રી એ ઈષ્ટ મંત્ર છે, તેમ વિલાસી રતિપ્રિય દંપતી સ્ત્રી-પુરુષો માટે નર્મદાચાર્યે કામગાયત્રી પણ ગણાવી છે. તેનો મંત્ર આ પ્રમાણે છેઃ—ॐ क्लीं नमो भगवते कुसुमामुधाय । पुष्पधन्यवायुधामही । तन्नो कामः प्रचोदयात् ॥ આ મંત્ર ભણવાથી દંપતિ વચ્ચે રતિપ્રસંગે કલહ પેદા થતો નથી, એવો તેનો અભિપ્રાય છે. એ એક જાતનો વશીકરણ મંત્ર ગણાયો છે.

અંગ્રેજ ગ્રન્થકારો હેવલોક, એલીસ અને જર્મન ગ્રન્થકાર બ્લોચ વગેરેના હાથમાં જો આપણા આ ગુજરાતી કોકશાસ્ત્રનો ગ્રન્થ આવ્યો હતે અને તેનું અંગ્રેજી કે જર્મન ભાષાન્તર કોઈએ તેમને કરી સમજાવ્યું હતે, તો જે કેટલીક બાબતો જેવી કે સુરતભેદજન્યસુખોત્પત્તિ આદિ સંબંધમાં તેઓને નવો જ પ્રકાશ જણાત અને માનસ તથા શારીરિક દૃષ્ટિએ તેની તપાસ-કસોટી કરી, તેની સત્યતા-અસત્યતા વિષે ખાત્રી કરી, પોતાનો અભિપ્રાય જગતને જણાવતે. આ રીતની આ વિષયની સમજુતી મારા વાંચવામાં આવી નથી.

આ ઉપરાંત કવિએ આરંભમાં જણાવ્યું છે કે દશમા પ્રકારમાં જે અનેક બાબતો વર્ણવી છે, તે કૌતુક-કુતૂહલતાભરેલી છે. તેમાં વશીકરણનો વિષય તેણે અજબ રીતે નોંધ્યો છે. તેના કેટલાક દાખલા અત્રે આપું છું. એમાં મંત્ર, તંત્ર અને જંત્ર, ધ્યાન, જપ અનુષ્ઠાન, વગેરેની જરૂર પડે છે; ફળ શું મળે છે તે તો અનુભવી જ કહી શકે.

હાથી વશ કરનાર માવતને ઉપયોગી વશીકરણ,
ઉત્તર વારૂણી લીજે મૂળ, વિધિપૂર્વક પુષ્ટજી? મૂલ;
પ્રાતસમે બાંધી જે હાર, માતો હાથી વશ હોય નાથ.
ઇતિ ગજવશીકરણ.

આવા વશીકરણના, જળસ્તભન, અદશ્ય વિદ્યા, ઉંચા વસ્ત્રકરણ, હાથમાં ધગધગતા દેવતા ઝાલવા, વિષઉતાર, ચોરથી ભય ન ઉપજવો, વગેરે પ્રયોગો વિનોદાર્થે કવિએ લખ્યા છે. તે અનુભવથી લખ્યા છે કે અથર્વ વેદ વગેરેમાંના તંત્રશાસ્ત્ર ઉપરથી લખ્યા છે તે જાણવાનું સાધન મળ્યું નથી.

ગ્રન્થાન્તે કવિ નીચે પ્રમાણે લખે છેઃ—

"શ્રીરામચંદ્ર ક્રિપાએં કરી, કોક ચુપૈ મ્હેં ઉચરી;
જે નર હુસંઈ ચતુર સુજાણ, પ્રીછી લેશે તે ગુણ જાણ. ૨૫
કોકનો મત લેઇ કરી, ચાલી ચુપઇ કવિ ઉચરી;
બુરાનપુર નગરમાંહે થઇ, કોકકળા નામે ચુપાઈ. ૨૬
દશ પ્રકાર સંપૂર્ણ હુઆ, વિગતિં કરી કહ્યા જુજુઆ;
શ્રી નર્મદ કહે કવિરાજ, કોક ચુપાઇ સંપૂર્ણ આજ. ૨૭
શ્રી માતંગીવરદાને કરી, કોક ચુપાઇ સંપૂરણ કરી;
જે નર સ્ત્રી જાણે ભેદ, તે નર જીવિતવ્ય હુઇ વિખેદ. ૨૮

આ પ્રમાણે ગુજરાતી કોકશાસ્ત્રના એક માત્ર ગ્રંથનો સંક્ષિપ્ત ઇતિહાસ છે. કવિએ ગ્રન્થસમાપ્તિમાં સંપૂર્ણ પંચાગ આપ્યું છે, અને કોકદેવ તથા કવિ–બન્ને એક જ હોય એવો આભાસ ઉત્પન્ન કર્યો છે.

## નર્મદાચાર્ય કોણ હતા ?

આ ગુજરાતી કોકશાસ્ત્રના કર્તા કવિશ્રી નરબદાચાર્ય (નર્મદાચાર્ય) કોણ હતા, તે નક્કી કરવાનું સાધન પૂરેપૂરું મળતું નથી. મારી પાસેની લખ્યા વર્ષ વિનાની બે હાથપ્રતોમાં તેમ જ શ્રી ફાર્બસ ગુજરાતી સભાના સંગ્રહમાંની એક સં. ૧૭૩૨માં લખાયલી રચ્યા વર્ષ વિનાની હાથપ્રતમાં તેના જીવનચરિત્ર વિષે કશો પણ ઉલ્લેખ મળતો નથી. તેમાં મૂળ ગ્રન્થના દશ પ્રકારો પૂરા છે, અને તે પછીનો મંત્રાદિ વિષયનો ભાગ અધૂરો છે. ઉપર કવિની ઓળખવાળો જે ભાગ મેં આપ્યો છે તે મારી પાસેની પ્રતોમાં નથી. એ ભાગ મેં વડોદરેથી સ્વ. ચીમનલાલ ડાહ્યાભાઇ દલાલની વિ. સં. ૧૮૦૩ની પ્રતમાંથી ઉતારી લીધો હતો. પણ તેમાંથી સમજી શકાતું નથી કે કવિ જૈનધર્મી હતા કે વેદધર્મી હતા. જગતનો મોહ છોડનાર, વીતરાગનું અનુશીલન કરનાર, એક જૈન સાધુ આવું રતિસુખના પ્રકારોનું વર્ણન કરનારૂં ભભકભર્યું ચિત્ર વર્ણવે, એ મને સંભવિત લાગતું નથી. આપણે જે ઇતિહાસ જાણીએ છીએ તે ઉપરથી એમ સમજાય છે કે કામસૂત્રનો રચનાર વાત્સાયન તે જ અને નીતિશાસ્ત્ર ને અર્થશાસ્ત્રનો રચનાર ચાણાક્ય, પંચતંત્રનો રચનાર વિષ્ણુશર્મા હતો, એટલે તે સારો અનુભવી ખાધેલપીધેલ અને દુનિયાના રંગરાગમાં તથા રાજખટપટમાં રચેલોમચેલો એક વખત ગૃહસ્થજીવન ગાળનારો, પાટલી પુત્રનો મહાનંદી અને ચન્દ્રગુપ્તના સમયનો અદ્ભુત શક્તિવાળો વેદધર્મી બ્રાહ્મણ હતો. (ઇ. સ. પૂર્વ ૪૦૦–૩૦૦.) એટલે કે એ કામશાસ્ત્ર જેવો વિષય અનુભવથી ચર્ચે, એ સ્વાભાવિક છે. પણ એક સંસારત્યાગી જૈન સાધુ કોકશાસ્ત્રનો ગ્રન્થ રચે, એ આશ્ચર્યની વાત છે ખરી. છતાં પણ આપણા ધર્મશાસ્ત્ર રચનારાઓની અક્કલ અજબ હોય છે. મહાભારતકાર વૃદ્ધ વ્યાસ ભગવાનને જોઈને ગંગાનદીમાં સ્નાન કરનારી, જે નવસ્ત્રી સ્ત્રીઓ લજ્જા પામી હતી, તે સ્ત્રીઓ ગર્ભયોગી બાળ બ્રહ્મચારી, તેના જ પુત્ર શુકદેવજીનાં દર્શને શરમાઈ નહોતી!! આ જ બ્રહ્મચારીના મુખે ભાગવતમાં ગોપીઓ અને શ્રીકૃષ્ણનો ઉઘાડો સ્થૂળ શૃંગાર વર્ણવાયો છે, તેમાં કોઇને અજુગતું લાગ્યું નથી, પણ ઉલટું શુકદેવજી જેવા નૈષ્ટિક બ્રહ્મચારીના મુખે શૃંગારરસપ્રપૂર્ણ વર્ણનો કહેવડાવી, તેની નિર્દોષતાનો બચાવ કરવામાં આવે છે, અને મરણોન્મુખ રાજા પરીક્ષિતને મુખે તેમાં શંકા કઢાવીને તેના મનનું સમાધાન કરાવવામાં આવ્યું છે. કાંઇક એવો જ ખુલાસો આ ગુજરાતી કોકશાસ્ત્રના રચનારા, જૈન સાધુ નરબદાચાર્યના સંબંધમાં કરવા પડશે જ.

મારી પાસેની પ્રતોમાં કવિનો પરિચય નથી, પણ જૈન સાક્ષરશ્રી અને ગુજરાતી કાવ્ય, ભાષા, સાહિત્યના એક પ્રખર અભ્યાસી અને શોધખોળરસિક રા. મોહનલાલ દલીચંદ દેશાઇએ છપાવેલા, "જૈન ગુર્જર કવિઓ પ્રથમ ભાગ" એ નામના ગ્રન્થમાં આ કોકશાસ્ત્રના રચનાર કવિ નરબદાચાર્ય(નરબુદાચાર્ય)ના જીવનની જે સવિસ્તર હકીકત સં. ૧૮૯૨માં લખાયલી પ્રતને આધારે આપી છે, તે ઉપરથી સમજાય છે કે તેઓ, શુકદેવની માફક બાળપણથી જ જૈનસાધુ હતા; તપગચ્છના કમળકલશ સાધુના શિષ્ય હતા. આ કમળકળશ ગચ્છની સ્થાપના વિ. સં. ૧૫૭૨માં થઈ હતી. આ શાખાનો ઇતિહાસ શ્રીયુત દેશાઇએ આપેલો છે. આ જ પ્રમાણે અમદાવાદના બીજા એક જૈન સાક્ષર

રા. સારાભાઈ મણિલાલ નવાબ એમણે આ કોકશાસ્ત્ર સચિત્ર છાપવાની આપેલી જાહેરખબર ઉપરથી પણ સમજાય છે કે

કોકશાસ્ત્રના કર્તા નરબદાચાર્ય એક જૈન સાધુ જ હતા. શ્રી દેસાઈએ આપેલી હકીકત ઉપરથી જણાય છે કે કવિ પ્રથમ અમદાવાદમાં રહેતા હતા. તે વખતે સુલ્તાન મહમદ ચોથા(ઈ. સ. ૧૫૬૦)નું રાજ્ય ચાલતું હતું. કવિ જાતે શ્રીમાળી વૈશ્ય હતા. તેમના પિતા દેવરાજ સુલતાનના એક મોટા મહેતા (કલાર્ક) હતા. માતા શ્રી રાજુલદેની કૂખે કવિ અવતર્યા હતા. મારવાડના શિરોહી ગામમાં તપગચ્છની કમળકળશ શાખાના કમળકળશ સૂરીના મતિલાવણ્ય અને બીજા શિષ્યો હતા; તેમાં કનકકળશ નામના શિષ્ય પાસે નવમે વર્ષે આપણા ચરિત્રનાયક કવિ નરબદે ભાગવતી દીક્ષા લીધી, અને સરસ્વતી મંત્ર પ્રાપ્ત કર્યો. તેની સાધના ચાર વર્ષ તેણે કરી, અને કવિના તેરમે વરસે માતંગી(સરસ્વતી)એ પ્રસન્ન થઈ જ્ઞાનદાન આપ્યું. તેમ ગુરૂપ્રતાપે બીજી સકળ વિદ્યા પ્રાપ્ત થઈ, અને ત્યાંથી પછી દક્ષિણ ભારતમાં પ્રવાસ કરતાં આખરે બુરાહનપુરમાં તેમણે નિવાસ કર્યો અને ત્યાં આગળ માતંગી માતાના પ્રસાદે કરી કોકશાસ્ત્રનો અદ્ભુત ગ્રંથ રચ્યો છે, જેમાં કામશાસ્ત્રના અનુભવીઓની ઘણી વાતો વર્ણવી છે. અને તેથી જ દરેક પ્રકાર(પ્રકરણ)ને આરંભે માતંગી માતાનું સ્તવન સાંપડે છે. આ પ્રમાણે માતંગી માતાના પ્રસાદે શુકદેવજીની માફક સંસારમાં જળકમળવત્ રહીને સંસારી જનોને પ્રાપ્ત થતાં રતિસુખનું જ્ઞાન તેમણે પ્રાપ્ત કર્યું અને તેનું વર્ણન તેમણે આ ગ્રંથમાં કર્યું છે.

કવિએ કામશાસ્ત્રના સંસ્કૃત ગ્રન્થો ઉપરાંત રસરત્નાકર, મંત્રમહોદધિ, વગેરે ઘણા સંસ્કૃત વૈદક તેમ તાંત્રિક ગ્રન્થો વાંચ્યા હશે, એમ તેના આપેલા હવાલાઓ ઉપરથી સમજાય છે. કવિનો સાહિત્યોના ગ્રંથોનો અભ્યાસ પણ જબરો હોવો જોઇએ, કારણ કે તેમાંથી ઘણાં સુભાષિતો અવતાર્યાં છે અને તેનો ભાવ ગુજરાતી ભાષામાં આપેલો છે. કોકદેવે અને પંખિણી નારે ભારતવર્ષના જે જે દેશોનું અને લોકોનું વર્ણન કર્યું છે, તે આપણા કવિએ કરેલા વિહારનાં સ્થળોનો અનુભવ જણાય છે અને તેમાં તેમણે સ્ત્રીપુરૂષના સમાગમ વિષે ઘણી માહિતીઓ અનુભવીઓને પૂછીને પ્રાપ્ત કરી હશે, એમ લાગે છે. તેમણે પોતાનો આ ગ્રંથમાં વિહાર-અનુભવ ઠાલવ્યો લાગે છે, અને તેથી એમાં મૂળ કામસૂત્રાદિ, કોકદેવ-પ્રણીત રતિરહસ્યાદિ ગ્રન્થોમાં નહીં મળતી બાબતો વિશેષ જોવામાં આવે છે. રા. મોહનલાલ દ. દેસાઈએ આ કવિ વિષે કરેલી શોધખોળ ખરેખર ઉપકારક છે.

આ ગ્રન્થ ઉત્તમ પ્રતિનો છે અને સંશોધીને છપાવી પ્રકટ કરવાયોગ્ય પણ છે.

આ ગ્રન્થ ખાનદેશ, ગુજરાત, કાઠિયાવાડ, કચ્છ, વગેરે સ્થળોએ હસ્તે પરહસ્તે લખાઇને ઘણો ફેલાયો છે, તેથી તેમાં ઘણી અશુદ્ધિઓ પેસી ગઈ છે. આ કાવ્યનો ગદ્યસાર પણ લખેલો જોવા મળે છે.

### કામશાસ્ત્ર અને રસશાસ્ત્રની ગુજરાતી સાહિત્યપર અસર

કવિ નર્મદાચાર્ય પછીના કવિઓનાં કાવ્યોપર એની થોડી ઘણી અસર જણાય છે, અને ખાસ કરીને શામળ ઉપર ઘણી. શામળે ઉદ્યમ-કર્મ-સંવાદ નામના કાવ્યમાં પંખિણી યોગિની નારીની કલ્પના ઝડપી લીધી છે, અને ઉદ્યમ (પુરૂષાર્થ) મોટો કે કર્મ (નસીબ) મોટું એનો નિર્ણય કરાવવા માટે શામળની નાયકા એક રાજદરબારમાં જાય છે. તેની પંદરમી (ભોજ-ભાનુમતી) કથામાં અને શુકબહોતેરીમાં પણ આડકતરી રીતે એણે જારીવિજારીનો પ્રશ્ન છેડયો છે: આ ઉપરથી સુજ્ઞ વાંચનારાઓ સમજી શકશે કે પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં કેટલાકો માને છે તેવું એકલું ભગતડું (ભક્તિ) સાહિત્ય જ ખેડાયું નથી, પરંતુ કામશાસ્ત્રનું

સાહિત્ય પણ કવિ નર્મદાચાર્યે લખીને સર્વે સંસ્કૃત કામશાસ્ત્રીય ગ્રન્થોનો સાર એની કોકકળા ચુપાઈમાં મનોહારી કથાદ્વારા ખેંચ્યો છે; અને તે સાથે એમાં નીતિ, ધર્મ, ઉપદેશ પણ આપેલો છે. આવો ઉત્તમ પ્રકારનો વાર્તારૂપી કામશાસ્ત્રનો ગ્રન્થ હિન્દની કોઈ બીજી ભાષામાં હશે કે કેમ, એ તો જાણકારો કહે ત્યારે જાણીશું.

મહાકવિ પ્રેમાનંદે ઋષ્યશૃંગાખ્યાનમાં કેટલીક કામશાસ્ત્રના વૈશિક પ્રકરણની ચેષ્ટાઓનું વર્ણન કર્યું છે, જે એનું તે વિષયનું જ્ઞાન દર્શાવે છે. એમાં અયોધ્યા નગરની એક ચતુર ગુણિકા માનમંજરી વનવાસી બ્રહ્મચારી ઋષ્યશૃંગને કેવી રીતે લોભાવે છે અને કામશાસ્ત્રના વિવિધ પ્રકારો જાણવાને ઉત્સુક બનાવે છે તેનું સુંદર વર્ણન છે. એ પ્રમાણે એના રચેલા માર્કણ્ડેય પુરાણમાં અષ્ટ નાયિકાવર્ણન અને કેટલાક કામકળાચાતુરીનાં દૃષ્ટાંતો સારાં મળે છે. એવી એક દંતકથા છે કે કૃષ્ણ સાથેના રૂકમિણીના સ્વયંવર પછી લગ્નના ફળરૂપે કામદેવના અવર અવતારરૂપ પ્રદ્યુમ્નનું હરણ થાય છે અને શંબરાસુરને ત્યાં તેની પ્રથમ જન્મની સ્ત્રી રતિરાણીને હાથે ઉછરે છે, અને પ્રદ્યુમ્નકુમાર તેની સાથે પરણે છે, તે સંબંધમાં કામશાસ્ત્રના કેટલાક સિદ્ધાન્તોનો ગૂંચ ઉકેલનારો એક ગ્રંથ પ્રેમાનંદે રચ્યો હતો. આ કામદેવ–રતિ–આખ્યાનનું કાવ્ય આજે ઉપલબ્ધ નથી. પણ કામદહન પછી રતિરાણી વિલાપ કરે છે ત્યારે પાર્વતીની ઇચ્છાને માન આપી, ઇશ્વર વરદાન આપે છે કે કામદેવનો પુનર્જન્મ શ્રીકૃષ્ણ-દ્વારા થશે, અને તે તને પરણશે. એટલા માટે શ્રીકૃષ્ણ કામદેવના પિતા તરીકે જગપ્રસિદ્ધ થયા છે, અને મહાદેવ–શિવ–ના વરદાનથી શ્રીકૃષ્ણને પુત્રપ્રાપ્તિ થઈ હતી. મહાભારતની આ કથાને ટેકો આપનારૂં, પ્રેમાનંદનું એક અપૂર્ણ કાવ્ય હસ્તલિખિત દશામાં મારી કને મોજુદ છે.

કવિ નર્મદાચાર્ય પછી પ્રેમાનંદના સમકાલીન અને એક રીતના શિષ્ય ગણાતા ડભોઈના શ્રીમાળી બ્રાહ્મણ કવિ રત્નેશ્વરે વાત્સાયનપ્રણીત કામસૂત્રનો ગુજરાતીમાં કાવ્યબદ્ધ અનુવાદ કર્યો હતો, એમ કહેવાયું છે. એ ગ્રન્થ એને શા માટે રચવો પડયો, એ વિષે એક દંતકથા પ્રચલિત છે. સાંભળ્યા પ્રમાણે તે હું અત્રે ઉતારૂં છું: તેની સત્યાસત્યતા વિષે કશી ખાત્રી આપી શકાતી નથી.

કાશીથી સંસ્કૃત ભાષા ભણી આવ્યા પછી આ પંડિત કવિ રત્નેશ્વરે ઘણા સંસ્કૃત ગ્રન્થો ગુજરાતી ભાષામાં અનુવાદિત કર્યા છે. તેમાં શ્રીધરી ટીકાને આધારે તેનું રચેલું ભાગવત પ્રસિદ્ધ છે: તે ઉપરાંત તેણે 'વૈરાગ્યકલ્પલતિકા' નામનો એક સુંદર કાવ્યગ્રન્થ રચ્યો છે, જેનો કેટલોક ભાગ પ્રસિદ્ધ થયેલો છે. આ કાવ્યમાં વૈરાગ્યનું એવું ઉત્તમ વર્ણન તેણે કર્યું હતું કે એ વાંચનાર કદિ સંસારમાં પાછો પડે નહીં, અને બ્રહ્મચારી ગૃહસ્થ બનવા ઈચ્છા કરે નહીં. આ કાવ્યનો અત્યંત વૈરાગ્યવાળો ભાગ કવિએ પોતે નષ્ટ કર્યો કહેવાય છે, જે ભાગ પ્રાપ્ત થાય છે તે આરંભનો માત્ર છે, એમ કહેવાય છે.

કવિ રત્નેશ્વરની ભાગવત વગેરેની કથા કરવા માટે તેના સાથી તરીકે એક ભાણેજ હતો. આ ભાણેજને તેણે પરણાવ્યો હતો, પણ પરણ્યા પછી તેણે પોતાની પત્ની સાથે ગૃહસંસાર માંડયો નહોતો. તેનું કારણ એમ કહેવાય છે કે કવિનું રચેલું 'વૈરાગ્યબોધ' કાવ્ય અથવા 'આત્મવિચારચન્દ્રોદય' કાવ્ય હતું. ભાણેજના મનમાં વૈરાગ્યની ભાવના એટલી તો વ્યાપી હતી કે તેને પોતાની સ્ત્રી સાથે સંસાર ભોગવવાનું ભાન પણ રહ્યું નહોતું. ભાણેજની નવી પરણેલી વહુ પોતાની કેવી સ્થિતિ છે તે કળી ગઇ. તે કવિ સાથે ઘરમાં રહેતી હતી. એક વાર સવારે કવિ રત્નેશ્વર પોતાના ઇષ્ટદેવની પૂજામાં નિમગ્ન હતા અને ભાણેજભાઈ વૈરાગ્ય બોધનો પાઠ કરી નકલો ઉતારતો હતો, ત્યારે ભાણેજની વહુ ગાય દોહવા બેઠી હતી. ગાય પણ જુવાન અને મસ્તિખોર હતી. તે સહેલાઈથી દૂધ દોવા દેતી નહોતી. તેને ગમાણે

બાંધવામાં મુશ્કેલી લાગતી, અને ઘણી વાર દોણીમાંનું દૂધ ઢોળી નંખાવતી. આવી તોફાની ગાયને ભાણેજવહુ દોહવા બેઠી ત્યારે ગાય મસ્તી કરવા લાગી. તેણે આથી ગાયને ઠપકો આપતાં કહ્યું કે 'રાંડ ! બહુ મસ્તીએ ચઢી છે તો યાદ રાખ, કે મામાજીનું 'વૈરાગ્યબોધ' કાવ્ય મારા ધણી પાસેથી શિખવાડીશ તો બધોયે તારો તોર ઉતરી જશે. કાંઈ સમજતી નથીજ.' ઇત્યાદિ આમ તેણે વ્યંગમાં મામાજી રત્નેશ્વરના કાનમાં અવાજ પડે એવી યુક્તિ કરી. તેના મનની મુરાદ સિદ્ધ થઈ. રત્નેશ્વરના કાનમાં તેના શબ્દો પડયા અને ઇષ્ટદેવનો પાઠ કરતો હતો તે ચમકયો કે, આ તો ભૂંડું થયું. ભાણેજને પરણાવ્યો તો ખરો, પણ તે સંસાર ભોગવતો નથી, સ્ત્રીને સુખ બહુ નથી, માટે મારે જ આનો ઉપાય યોજવો પડશે.

તે પછી રત્નેશ્વરે વૈરાગ્યબોધકાવ્ય ગાવુંગવડાવવું બંધ કર્યું; અને ભાણેજને અષ્ટમપષ્ટમ સમજાવી, વાત્સાયન કામસૂત્ર ભણાવવા માંડયું; અને તે વિષયનું ગુજરાતી કાવ્ય પણ રચ્યું. બ્રહ્મચારી ભાણેજ ઉપર તેવી અસર થઈ, અને તેને સ્વસ્ત્રી સાથે સંસાર માંડયો. ભાણેજ-વહુ મામાજીની યુક્તિથી ઘણી રાજી થઈ, પણ રત્નેશ્વરના મનમાં આવ્યું કે આ કામ-શાસ્ત્રનો ગ્રન્થ સારો છે, છતાં તેનો દુરૂપયોગ થવાનો સંભવ છે, માટે તેની વધારે નકલો કરાવી નહીં અને તેણે તેનો નાશ કર્યો.

તે જ પ્રમાણે તેણે 'વૈરાગ્યબોધ' કાવ્યનો પણ નાશ કરવાનો વિચાર કર્યો; પણ ભાણેજે આજીજીપૂર્વક વિનતિ કરી, તેથી તેનો થોડોક ભાગ રાખી ગૃહસ્થને અત્યંત વૈરાગ્યશીલ બનાવે તેવા પાછળના ભાગનો તો તેણે નાશ કર્યો.

આ પ્રમાણે દંતકથા છે. જો રત્નેશ્વરનો કામસૂત્રનો કાવ્યબદ્ધ અનુવાદ આપણા સદ્ભાગ્યે બચ્યો હોત તો, જેમ બાણ કવિની ગદ્ય કાદંબરીનો કાવ્યાનુવાદ ભાલણ કવિએ કર્યો છે, તેમ કામસૂત્રનો કાવ્યાનુવાદ કરાવવાનું માન ગુજરાતી ભાષા ખાટી જાત.

શામળ અને રત્નેશ્વર પછી કવિ દયારામે વ્રજભાષામાં રચેલા વસ્તુવૃન્દદીપિકા નામના કોશ ગ્રન્થમાં ૮૪ યોગાસનોનાં નામો સાથે ૮૪ ભોગાસનોનાં નામો પણ ગણાવેલાં છે અને રાધા-કૃષ્ણના સ્થૂળશૃંગારરસનાં પદો રચ્યાં છે.

વિક્રમના ૧૮મા સૈકામાં રાજકોટના એક રાજકુમાર મહેરામણજીએ પ્રવીણસાગરનો શૃંગારી મોટો ગ્રંથ રચ્યો છે. એમાં કામકળાચતુર નાયક-નાયિકાનો પ્રેમ માટે તલસાટ કેવો હોય છે તે વિસ્તારથી વર્ણવ્યું છે. આ ગ્રન્થ એક ગુજરાતી કવિએ વ્રજભાષામાં રચેલો છે, અને રાજદરબારમાં તેમ જ લોકોમાં તેનું બહુ સારૂં માન છે. તે પછી આજના જમાનામાં આવતા રાજકવિ નથુરામ સુંદરજી શૃંગારસરોજ નામનો એક ગ્રંથ રચ્યો છે. તે રસિક જનોને ઘણો પ્રિય છે. છુટક છુટક પ્રેમનાં કાવ્યો રચાય છે, પણ કામશાસ્ત્રસંબંધી હાલમાં કોઇએ વ્યવસ્થિત ગ્રંથ રચ્યો નથી, પણ પ્રાચીન સંસ્કૃત ગ્રન્થોના અનુવાદો થવા લાગ્યા છે ખરા.

ત્યાર પછી આજના જમાનામાં જાતિનેય સાહિત્ય અને કામશાસ્ત્રના વિવિધ ગ્રન્થો મૂળમાં અને અનુવાદ સ્વરૂપમાં પ્રકટ થવા લાગ્યા છે, અને કેટલાક ગ્રંથો સચિત્ર પણ નિતાન્ત ગોપનીય રૂપે અધિકારીઓના રસ્તમાંજ જાય તેવી રીતે છપાઇને પ્રકટ થાય છે. એટલે એ વિશે કંઈ કાંઈ વિવેચન કરવાની જરૂર નથી. કામશાસ્ત્રના ગ્રન્થોમાં ગુજરાત-સોરઠ-ની પ્રજાની કામકળાચાતુરી માટે વખાણ છે, તે ઉપરથી સમજાય છે. કે પ્રાચીન કાળથી ગુજરાતીઓ હિન્દની અન્ય પ્રજાના મુકાબલે સુખી અને વ્યવહારચતુર મનાયા છે, તેમ આજે પણ મનાય અને ભવિષ્યમાં મનાતા રહે, એવી પરમેશ્વર પ્રત્યે અંતિમ પ્રાર્થના સાથે આ લેખ સમાપ્ત કરૂંછું.

---

# નરસિંહરાવ, પ્રકૃતિ કવિ તરીકે

શ્રી. શંકરલાલ મણિશંકર હાથી એમ. એ.

ઈસુનું ૧૮૮૭નું વર્ષ ગુજરાતી સાહિત્યમાં ચિરસ્મરણીય રહેશે. તે વર્ષમાં નરસિંહરાવની "કુસુમમાળા" પ્રકટ થઈ, અને ગુજરાતી સાહિત્યની ક્ષિતિજ પર એક નવીન કવિતા-પયગંબરનો ઉદય થયો. નર્મદયુગથી ગુજરાતી કવિતાએ નવા સ્વાંગ સજ્યા. અંગ્રેજી યુગની પ્રેરણા વીર નર્મદે પહેલી લીધી. દલપત તો સા. શ્રી. હિંમતલાલ ગણેશજી અંજારિયાના શબ્દોમાં કહીએ તો જૂની અને નવી કવિતાની વચ્ચે પૂલ જેવા હતા, એટલે તેમના પર પણ નવીન અસર થોડીક ખરી, પણ અંગ્રેજી સાહિત્યથી અજ્ઞાત હોઈ, એ કવિ ઘણું ન કરી શક્યા. નર્મદે પહેલું રૂઢ ગદ્ય લખ્યું, નવીન પદ્ધતિની કવિતા પણ લખી. નંદશંકરે પહેલી નવલકથા પણ લખી; નવલરામે વિવેચનસાહિત્યનું નવું પાનું ઉઘાડયું. રણછોડભાઈ ઉદયરામે નાટકનાં પગરણ માંડ્યાં. ગોવર્ધનયુગમાં આ અંગો વિકસ્યા. તે પછી નવો યુગ શરૂ થયો ને તે યુગના અધિષ્ઠાતા નરસિંહરાવ ભોળાનાથ, તેમણે "કુસુમમાળા" લખી, ગુજરાતી સાહિત્યમાં નવા યુગનું પ્રસ્થાન કર્યું. પાશ્ચાત્ય ઢબે, પ્રકૃતિને કવિતાનો વિષય બનાવી, તેના વિષે અમુક વલણ અખત્યાર કરી, પહેલી કવિતા નરસિંહરાવે લખી. ગુર્જર કવિસમ્રાટ્ પ્રેમાનંદમાં મનોહર કુદરતનાં વર્ણનો છે. દલપતરામે પણ પોતાની "બાલ-શૈલી" તે દિશામાં વાપરી છે. નર્મદે સ્વતંત્ર કાવ્ય—"ઋતુવર્ણન" લખ્યું. પણ તે બધું પ્રકૃતિનાં દશ્યોને ચિત્રકારની પીંછી ને ફલકને બદલે કલમ ને કાગળ વાપરી, મૂર્તસ્વરૂપ પૂરતાં જ હતાં. નરસિંહરાવે આ દિશામાં નવું માર્ગસૂચન કર્યું. કહેવાની ભાગ્યે જ જરૂર હોય કે નવીન કવિતાએ સાહિત્યરસિકો અને સાક્ષરોમાં તુમુલ મચાવ્યું. આ બાજુ સ્વર્ગસ્થ સાક્ષરશ્રી રમણભાઈએ એલ્ફિન્સ્ટન કૉલેજ ડિબેટિંગ સોસાયટીના પ્લેટફૉર્મ તરફથી યુવકોના પ્રતિનિધિ તરીકે નરસિંહરાવને સત્કાર્યા, ને નવીન કવિતાપદ્ધતિની ઉપાને અર્ધ્ય આપ્યો. તે પછી તેમના "કવિતા અને સાહિત્ય"માં તે વિષે ચર્ચા કરી. સમયના વ્હેવા સાથે તે કવિતાપદ્ધતિ વિકસી અને સન્માન પણ પામી. વિદ્યાવિશારદ સાક્ષરશ્રી આનંદશંકર ધ્રુવે થોડાં વર્ષ પછી "વસંત"માં લખ્યું: "એ કાવ્યમાળાએ ગુજરાતી ભાષામાં એક નવીન જ કવિતાની પદ્ધતિ ઉઘાડી." બીજી બાજુ મહાકવિ ન્હાનાલાલે "કુસુમમાળા"ને Palgrave's Golden Treasury, Part IVનું તરજુમિયું અનુકરણ કહી વખોડી. ગુજરાતી સાહિત્યપરિષદ્‌ના પિતા રણજીતરામ વાવાભાઈએ ઈસુનાં ૧૯૦૮માં વર્ષનું અવલોકન કરતાં "બુદ્ધિપ્રકાશ"(જૂન ૧૯૦૯)માં નરસિંહરાવની કવિતાને "શબવત્ અંગ્રેજીનાં અનુકરણ" કહી ઉતારી પાડી. પણ એ તો આપણા સાહિત્યના ક્ષેત્રમાં એવા ઘણા ઊહાપોહ થયા છે. તેનો ન્યાય સાક્ષરોને ખોળે છોડી, આપણે નરસિંહરાવની કવિતાના અવલોકનમાં આગળ વધીએ.

અંગ્રેજી સાહિત્યમાં વર્ડ્ઝવર્થના યુગનું સામ્ય અહીં તરી આવ્યા વગર નહીં રહે. તે બહુ ખેડાયલા સાહિત્યમાં જ્હોન્સનયુગમાં Thomson's Seasons વગેરે પ્રકૃતિનાં વર્ણન

આલેખતાં કાવ્યો હતાં. વિલિયમ કાઉપરનો પ્રકૃતિ પ્રત્યે પ્રેમ જાણીતો હતો: પણ આ વર્ણનો માત્ર વર્ણનો ખાતર જ કે અમુક ભાવોના ઉદ્દીપન તરીકે આલેખાયલાં હતાં. Thomson's Seasons ને A Catalogue of Nature કહી સંબોધાય છે. જેમ એક આલ્બમમાં એકઠાં કરેલાં ચિત્રોનાં પાનાં આપણે ઉથલાવીએ તેમ તે વર્ણનો વંચાતાં. પણ પછી અઢારમી સદીના છેલ્લા દશકામાં (Lyrical Ballads, 1798) મહાકવિ અને દ્રષ્ટા વર્ડ્ઝવર્થે યુગપલટો આણ્યો. તેણે પ્રકૃતિને જૂદા અને નિરાળા દષ્ટિબિન્દુથી પેખી, જનતાને નવીન જ દર્શન કરાવ્યું, તેવી જ રીતે વર્ડ્ઝવર્થની પદ્ધતિ નરસિંહરાવે દાખલ કરી.

હવે નરસિંહરાવની પ્રકૃતિકવિતા કઈ પદ્ધતિની છે, તથા કેટલી ઉંચી કોટિની છે, તે વિષે ચર્ચા હાથ ધરીએ. તેમની કલાનું ઉદ્ઘાટન નિરખતાં તેમનાં પ્રકૃતિ તરીકેનાં દષ્ટિબિન્દુનું પણ સ્ફોટન જોઈએ. નરસિંહરાવની કવિતામાંથી નીચેનાં મુખ્ય અંગો તરી આવે છે:—

(૧) પ્રકૃતિ ને મનુષ્ય વચ્ચે વિષમતા ને તજ્જન્ય વિષાદ.
(૨) પ્રકૃતિને ખોળે આશ્વાસન અને તેમાંથી બોધ.
(૩) પ્રકૃતિને મનુષ્યનું મૂળભૂત ઐક્ય.
(૪) પ્રકૃતિમાં પ્રભુ—કવિનો સંદેશ.

આ અંગોનું પદ્ધતિસર ઉદ્દ્ઘાટન નરસિંહરાવનાં કાવ્યોમાં જોવામાં આવે છે. તે પરત્વે કવિને પોતાના જ શબ્દોમાં કહેવા દઈએ: "નૂપુરઝંકાર" નામે ત્રીજા અને છેલ્લા કાવ્યસંગ્રહમાં "મ્હારાં રમકડાં" નામે કાવ્યપરની ટીકામાં કવિ લખે છે: 'મ્હારા કવિત્વના બાલ્યકાળમાં તારા, ચન્દ્ર, મેઘ—એ મારી કવિત્વવૃત્તિનાં પરિચિત રમકડાં હતાં...આ "કુસુમમાળા"નાં કાવ્યોના સમયની સ્થિતિ હતી. પછી 'હૃદયવીણા'ના કાળમાં હું ઊંચા, ઝીણા આકાશમાર્ગથી નીચે પડ્યો...મ્હારી કવિતા જૂદા પ્રદેશમાં વહી—ગમ્ભીર પ્રવાહમાં પડી...બાલક બાલક ગુમ થયો ને પૂર્ણાવસ્થાનો પુરૂષ તે સ્થળે આવ્યો." (નૂપુરઝંકાર—ટીકા પા. ૧૧૬).

હવે તે કાવ્યમાંથી આધારભૂત પંક્તિઓ ટાંકીએ:—

પ્રકૃતિ કેરો બાળ હું,
ખેલ ખેલું એમ હું,
રમકડાં સહુ મનગમ્યાં
રમતો ફરું સપ્રેમ હું. ("કુસુમમાળા"ની સ્થિતિ)

પ્રકૃતિમાતા કવિને સંબોધે છે:—

"તુજ રમકડાં બાલ્યાવસ્થા તણાં પડિયાં અહિં
તદપિ પલટી છાયા, ઘેરું સ્વરૂપ રહ્યાં લહી.
("હૃદયવીણા"ની સ્થિતિ)

ગયું બાલ્ય પાછું ન માગું,
બન્યું ઘેરું હૃદય આજે,
ગભીરા પ્રૌઢ ભાવોમાં,
બાલ્યરંગો છૂપા રાજે. ("નૂપુરઝંકાર"ની સ્થિતિ)

આટલું તેમની કવિતાદષ્ટિનું ઉદ્ઘાટન સક્રિય છે, તે દર્શાવવાને પૂરતું થશે. હવે આપણે તેમનાં ઉપર કહેલાં અંગો એક પછી એક લઈએ:—

(૧) પ્રકૃતિ ને મનુષ્ય વચ્ચે વિષમતા, ને તજ્જન્ય વિષાદ.

"કુસુમમાળા"માં આ અંગ મુખ્યત્વે દેખા દે છે. "કરેણાં" નામે કાવ્ય પર ટીકા કરતાં કવિ લખે છે: "જનસમાજના બંધારણમાં જ કાંઈક મનુષ્યના હૃદયમાં દોષ ઉત્પન્ન કરવાનું વલણ રહેલું છે. તેથી ઉલટું પ્રકૃતિની સ્વાભાવિક અવસ્થામાં સમાજનાં કૃત્રિમ બંધનથી મુક્ત રહી, ઉછરવામાં નિર્દોષ, આનંદમય હૃદય ઉત્પન્ન કરવાનું વલણ છે." આવી અસંબદ્ધ સૃષ્ટિરચનાથી કવિના હૃદયમાં વિષાદ ઉત્પન્ન થાય છે. તેમને પ્રશ્ન ઉઠે છે કે મનુષ્ય પોતે શા માટે પોતાના હાથે કૃત્રિમતાનો ગુલામ બનતો હશે ?

નિરખી ફૂલ આ મનઉર્મિ ઊઠે—
મનુજે કયમ આ ધરણીની પીઠે
પ્રકૃતિજનીની ઉછેર તજી,
નિજકૃત્રિમબન્ધનબેડી સજી ?

("કરેણાં")

પ્રકૃતિની નિર્દોષ આનંદમયસ્થિતિને આ બાજુ વિખવાદથી ભરેલા જગતમાં મનુષ્યનું કલુષિત જીવન નિરખી, કવિને ઉદ્વેગ થાય છે. પ્રકૃતિની નિર્દોષતાની પ્રતિકૃતિસમા ફૂલને જોતાં કવિ ઉચ્ચારે છે:—

નહિ તમમાં કુટિલતા રે, નહિ વળી ક્રૂરપણું,
નહિ વચન કપટનાં રે, હૃદય પ્રેમાળ ઘણું,
કદી રાસ કરતાં રે, તો નિશ્ચે આનંદભર્યાં,
કરમાઇ કદી સૂતાં રે, તો સત્યે દુઃખે જ ગળ્યાં."

("ફૂલની સાથે રમત")

અહીં મનુષ્યની કુટિલતા ને નરી સ્વાર્થપટુતાનો ધ્વનિ ઉઠે છે ને સ્વાભાવિક રીતે જ કવિહૃદયને આઘાત પહોંચે છે. જ્યાં જ્યાં કવિ જાય છે, જે જે દૃશ્ય કવિ જુએ છે, ત્યાં ત્યાં તે તે જ ભાવના સમય–અનુસાર કવિના હૃદયના તાર ઝણઝણાવે છે. "ફૂલ" પછી "પર્વત" પરનો અનુભવ જુઓ. કવિ કહે છે કોઈ ભાગ્યશાળી પુરૂષ જ ગિરિશૃંગે પહોંચી શકે છે. પણ ત્યાં પણ તેનો વિષાદ જતો નથી. ત્યાં તેને એ જ વિષમતા ખૂંચે છે. અહીં પર્વતની ઉંચાઈ ને લીધે જગતથી દૂર રહેવાની વૃત્તિ ઉત્પન્ન થાય છે:—

"હા ! ઉન્નત ગિરિશૃઙ્ગ એહ ઉપર ચઢી એકાન્તે,
નિહાળું એ ગમ્ભીર ઉદધિને હું મન શાન્તે,
નીચે નિબિડ અરણ્ય, કપટમય ત્હોંની છબિયો,
તજી ધરૂં નવ લક્ષ તેહ પર ઊચે ઠરિયો.

('ગિરિશૃઙ્ગ')

જગતની છબિયો કવિને કપટમય ભાસે છે, ને પળવાર તે છબિયોથી દૂર રહેવાની વૃત્તિ જાગે છે. પણ એક વસ્તુ ભૂલવાની નથી કે આ ભાવના જૂદા જ દૃષ્ટિબિન્દુથી ઉદ્ભવે છે. તે, નર્મદની "જાવૂં વિચાર્યું જઈ જંગલોમાં, પાછૂં ન આવ્વૂં અહીં ધાંધલોમાં," કે Byronનું 'pleasure in the pathless woods,' 'rapture on the lonely shores'ની ભાવનાથી નિરાળી છે. એ કવિઓમાં એકને સમાજે તિરસ્કાર્યો હતો તેથી, અને બીજાએ સમાજને તિરસ્કાર્યો હતો તેથી, એવી વિપરીત સમાજ અને પરિણામે મનુષ્ય-

વિરોધી ભાવનાઓ ઉઠી. આપણા કવિ તો પોતે ઉચ્ચ દૃષ્ટિ કેળવી, બીજાને તેવી દૃષ્ટિ કેળવવા આમન્ત્રે છેઃ—

ને નીચે નિજ બન્ધુ ભૂલ્યા જે વનમાં ભમતા,
બોલાવી ત્હેમને ઉપર સહુને ધરી મમતા,
સુણાવું સાગરગાન, પન્થ ઉપકણ્ઠ બતાવું–
હા! એ મ્હોટી આશ ધારી હૈહડું હરખાવું.

ધન્ય આવી કવિહૃદયની ઉન્નત ભાવનાને! "પર્વત" પછી આપણે જોઈએ "નદી" કવિને શો સન્દેશ પાઠવે છે. નદીના તટ પર પક્ષીઓ કલ્લોલ કરે છે, વ્હેળિયું નાચતું કૂદતું નદીમાં પોતાનું એકત્વ સાધે છે, ને મનુષ્ય દરેક જગોએ કલેશ જ ઉત્પન્ન કરે છેઃ—

આ ઇતર જગતમાં શાન્તિ અને આનન્દ વસે,
નવ દીસે કો સ્થળ કલેશ નિરન્તર હર્ષ હસે,
તો શ્રેષ્ઠ મનુજનું જગત્ કેમ કલેશે ભરિયું?
કયમ દ્વેષ વિરોધ તરંગ વડે શોભિત કરિયું?"

('નદીકિનારે')

હવે બીજા અંગની ચર્ચા ઉપાડતાં પહેલાં આપણને જણાશે કે તેનું બીજ "કુસુમમાળા"માં મળશે એટલું જ નહીં પણ બધાં અંગો ત્રણે કાવ્યસંગ્રહમાં ઓછાંવત્તાં દેખા દેશે, ને એવી રીતે બધાં તત્ત્વોનું સુંદર ગૂંથણીમય સંકલન જોવામાં આવશે. આપણ જ્યારે કલાનું ઉદ્દ્ઘાટન ઉકેલવા બેસીએ ત્યારે કંઈ વિજ્ઞાનના સિદ્ધાન્તોની જેમ એક જ વસ્તુને વળગી નથી બેસાતું. કલાના ઉદ્દ્ઘાટનમાં અપર અંગનું પૂર્વ અંગમાં પ્રતિબિંબ હોય જ, અને તેને જ કુદરતી ઉદ્દ્ઘાટન કહી શકાય.* મહાન્ અંગ્રેજ વિવેચક પ્રો. ફર્નીવલ–Professor Furnivall પણ આંગ્લકવિસમ્રાટ્ શેકસપિયરનાં નાટકોનું કલાના ઉદ્દ્ઘાટન પ્રમાણે વર્ગીકરણ કરતાં આજ સિદ્ધાન્તને અનુસરે છે. એટલે આપણને દરેક અંગની ચર્ચામાં ત્રણે કાવ્યસંગ્રહોમાંથી અવતરણ લેવાં પડશે. આટલું વિષયાન્તર ક્ષમ્ય ગણી, બીજા અંગ ભણી દૃષ્ટિ કરીએ.

(૨) પ્રકૃતિને ખોળે આશ્વાસન અને બોધ.

ઉપર ચર્ચાયેલો કવિનો વિષાદ અસંતોષથી વધારે તીવ્ર સ્વરૂપ નથી પકડતો. પ્રકૃતિનાં અમર તત્ત્વોને ખોળે આશ્વાસન લેવા કવિને ધીરે ધીરે પ્રતીતિ થાય છે કે આ સંસારમાં જ જો તેનાં દુઃખોનો ઉતાર નથી તો પ્રકૃતિમાં તો જરૂર છે. પ્રકૃતિ આપણને શાન્તિગ્રહણ કરવા પ્રેરે છે. પશ્ચિમઘાટની ટેકરિયોમાં ફરતાં એક રમ્ય સન્ધ્યાસમયે કવિ નિરવ શાન્તિનું દૃશ્ય જુએ છે, ને તેથી ઉદ્ભવતી પ્રેરણા "ટેકરિયોમાં એક સાંઝનો સમય" એ કાવ્યમાં પરિણમે છે. પર્વતોનાં "પડ પાછળ પડ રચી, ઉભાં શિખર"ની વચ્ચે કવિને કંઇક અલૌકિક શાન્તિનો અનુભવ થાય છે. કોઈ દિવ્ય પળે કવિજનો જે સત્ત્વ જોઈ શકે છે તે આપણી સાધારણ મનુષ્યની ચર્મચક્ષુથી પર રહે છે. આવી એક ધન્ય પળે કવિના મુખમાંથી નીચેની સુંદર પંક્તિઓ સરી પડે છેઃ—

" આ નિબિડ શાન્તિનું સ્થાન ઈશ! ત્હેં વ્યર્થ નહિં
રચિયું, કંઈ ગૂઢો ભાવ અર્પિયો એહ મહિં,
આ શાન્તિપૂરનો અંશ હૃદય મુજ સીંચી લઉં,
આ અમોલ ફળનો લઈ હું કૃતાર્થ થાઉં."

---

* સરખાવો : Austin Dobson's Mind and Art of Shakespeare

મેઘવૃષ્ટિ પછીની રમ્ય સન્ધ્યા કોને નથી આકર્ષતી? કવિ આવી એક સન્ધ્યાનું વર્ણન "મેઘવૃષ્ટિવાળી એક સાંઝ" નામે કાવ્યમાં કરે છે. એકાએક વાદળ ઘેરાઈ આવે છે, પવન જોરથી ફૂંકે છે, જળધોધ ઘેરો વહે છે, ને કપોતનું જોડું લપાઈ જાય છે, પણ વૃક્ષો આ વર્ષાઘાત ખમતાં અડગ ઉભાં છે. તે પરથી કવિ આશ્વાસન ને બોધ લે છે, કે આ જીવનમાં પણ વિપદરૂપી વાદળ ઘેરાઈ આવે તો ગમ્ભીર રહી વૃક્ષોની માફક સહન કરવું:—

આ જીવનમાં કદી સ્મિતો સંપદનાં ફેરી,
વિપદવાદળાં ઘોર લઈ લે મુજને ઘેરી,
તે ક્ષણ નિજ ગમ્ભીર-ભાવ કદી નવ હું ત્યાગું,
સ્મિતમય રાખું વદન એટલું બળ માગું.

"દિવ્યટહુકો :' નામે કાવ્ય લઈએ. પૂર્ણિમાની મધ્યરાત્રિએ એક બરફના તરતા ટુકડા જેવું શ્વેત વાદળ આકાશમાં એકલું અટૂલું તરે છે, ને તેની પાછળથી ચંદ્ર પોતાનાં નિર્મળ કિરણો ફેંકી રહ્યો છે, એ દૃશ્ય જોઈ કવિ ચિંતનાવસ્થામાં પડે છે, ને એક દિવ્યટહુકો ઉઠે છે. કવિને પ્રેરણા થાય છે:—

ટહુકો આ મીઠડો મ્હને ઊચકી લઈ જાતો,
અમૃતસિન્ધુ જ્યહાં શીળો ધીર ગાતો ફેલાતો.

અહીં કવિ પ્રકૃતિમાતાને ખોળે પરમશાન્તિ ઇચ્છે છે. કોઈ ધ્યાનસ્થ આત્માને દિવ્યલોકના જ્ઞાનની પ્રેરણા હૃદયમાં સ્ફૂરે છે; તેને જ કવિ 'દિવ્યટહુકો' તરીકે ઓળખાવે છે. "આનન્દ ઓવારા" નામે કાવ્યમાં આકાશમાં સ્વચ્છ મેઘકકડો જોઈ, કવિને તેથી આનંદ ઉછળી આવે છે, ને તે પરથી કોઈ અગમ્ય આનન્દના ઓવારે શરણ શોધે છે. "હૃદયવીણા"માં "જગતના વિષનો ઉતાર', નામે કાવ્યમાં કવિ પ્રકૃતિનાં તત્ત્વોનો નિર્દેશ કરે છે અને પર્વતમાળા વચ્ચેથી કૂદી પડતો ધોધ, તૃણવૃંદ, વગેરે તત્ત્વોને દેવોનાં અમૃતસમ જગતના તાપનાં વ્યાધિવિદારક તરીકે વર્ણવેલાં છે:—

પડિયા જગતકર્દમ માંહિ
જન ઓ! આવી ક્ષણ આહિં
ચાખો અમૃતબિન્દુ એક
જગવિષ જાય ઉતરી છેક.

કવિના માનસનું આગળ પૃથક્કરણ કરતાં જણાય છે, કે કવિ પ્રકૃતિને ખોળે આશ્વાસન શોધે છે એટલું જ નહીં પણ તેમાંથી મનુજનાં દુઃખોનો ઉપચાર પણ મળી રહે, એમ માને છે. હવે આ તબકકે કવિ સુવિખ્યાત આંગ્લકવિ વર્ડઝવર્થના "Balm of nature" ના વિચારને અનુસરે છે. તે મહાકવિનો પ્રકૃતિ બોધદાયક ને માર્ગદર્શક તરીકેનો વિચાર જોઈએ:—

" The anchor of my purest thoughts, the nurse,
The guide, the guardian of my heart and soul
of all my moral being. "

અલબત્ત, આટલી સુંદર રીતે વિચારનું તત્ત્વ (essenee) કવિ નથી મૂકી શકતા, પણ "શુક્રતારા" નામે "હૃદયવીણા"ના એક માર્ગદર્શક કાવ્યમાં સારી રીતે વિચાર ઉતારી શકે છે. તે કાવ્યમાં મનુષ્યનાં સુખદુઃખનું પ્રતિબિંબ પ્રકૃતિનાં તત્ત્વો ઝીલે છે, એમ કવિ માને છે,

અને શુક્રતારા પછી ઉષા, પછી ફરી શુક્રતારા, એમ જીવનની તડકીછાંયડી અહીં ધ્વનિત છે, ને તે તત્ત્વોના ઉદયાસ્ત સાથે કવિનું હૃદય પણ સુમેળ સાધે છે. "શુક્રતારા"નો ઉદય કવિના હૃદયની જ્વાળા સમાવવા પૂરતો છેઃ—

જગતના અસહ્ય દુઃખઝાળે
હૃદય મુજ દાઝયું જે કાળે,
કીધા ઉપચાર ત્હેં રીઝી
મીઠી તારા ! અમી સીંચી.

શુક્રતારા પછી વ્યાપેલો જગતનાં દુઃખોરૂપી અંધકાર 'ઉષા' ફેડશે અને મધ્યાહ્નના ઝળી રહેલા હૃદયને ફરી "મીઠી તારા"જ શાન્ત કરશે. नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण। એ મહાકવિ કાલિદાસના સૂત્ર અનુસાર જીવનની સુખદુઃખની ઘટમાળ આ કાવ્યમાં ગર્ભિત રૂપે રહેલી છે. ઉપર કહેલાં પ્રકૃતિનાં તત્ત્વોનું એક પછી એક આવીને પસાર થઈ જવું તે પરથી કવિ બોધ ગ્રહણ કરે છેઃ—

છે માનવી જીવનની ઘટમાળ હેવી,
દુઃખપ્રધાન, સુખ અલ્પથકી ભરેલી.
તો એ કતુંત્વ હરતાં સુખ બિન્દુયોગે
થાએ જ સહ્ય કંઇ જીવન મૃત્યુલોકે.

(૩) પ્રકૃતિ ને મનુષ્યનું મૂળભૂત ઐકય.

હવે ધીરે ધીરે ઉપરના અંગનો વિચાર વધારે સ્ફૂટ થાય છે. પ્રકૃતિમાં આશ્વાસન શોધી, કવિને "પ્રકાશ" (light) મળે છે, કે પ્રકૃતિ ને મનુષ્ય બે એક જ મહાન શક્તિનાં અડધિયાં છે, જે આપણને ભિન્નતાનો ભાસ થાય છે તે માત્ર ભ્રમ છે. "હૃદયવીણા"માં દિવ્ય સુન્દરીઓનો ગરબો" નામે કાવ્યની ટીકામાં કવિ પોતે લખે છે: "ઉપરટપકે જોતાં મનુષ્ય ને પ્રકૃતિ બે એક બીજાથી સ્વતન્ત્ર, અસંબદ્ધ ને એક બીજા ઉપર અસર નહીં હેવાં જણાય છે. પરંતુ વાસ્તવિક રીતે જોતાં એ બંને ગૂઢ અને નિકટ સંબન્ધમાં જોડાયલાં છે. પ્રકૃતિ મનુષ્યની સર્વ ઘટનાનું મૂળ છે." આ વિચારનું સ્પષ્ટીકરણ આપણે ઉપર કહેલા ("દિવ્ય સુન્દરીઓનો ગરબો") કાવ્યમાં જોઈ શકીએ છીએ. ચંદા, શુક્રતારા અને તારાસખી મનુષ્યપર પોતાની અસરનું છૂટું છૂટું ભાન કરાવી, પછી સાથે ગાય છેઃ—

હમે તેજનાં બાળ સહુ, સીંચીને નિજ નૂર,
મનુજહૃદય ગૂંગળાવતું હરિયે અન્ધતિમિરનું પૂર.

પછી વનદેવી ગવડાવે છે. તેમાં મૃત્યુલોકનાં અધૂરા માનવ ગાન પાછળ એક અગમ્ય મહાન સંગીત રહેલું છે તે વિષે નિર્દેશ છે. એ ગાનના અહીં માત્ર ભણકાર જ વાગે છે, તે કોઈક વિરલને જ તે ગીતધ્વનિ સંભળાય છેઃ વનદેવી ગાય છેઃ

મનુજ હૃદયમાં અદૃશ્ય કરથી છેડીને
દૈવ જગાડે હર્ષશોકના ઉંડા સુરો રે લોલ,
તે સર્વને મુજ વીણામાં રેડીને,
ગીતધ્વનિ હું મચાવું અદ્‌ભુત પૂરેપૂરો રે લોલ.



રા. રા. પોપટલાલ ગોવિંદલાલ શાહ

એમ. એ., બી. એસસી.

વ્યવસ્થાપક મંડળના સભ્ય : સને ૧૯૩૦ થી

આ ગીતધ્વનિ તે કંઈ નહીં પણ પ્રકૃતિ ને મનુષ્યના ઐક્યનું મહાન્ સૂરીલું સંગીત. આ કલાવિધાનથી ભરપૂર કાવ્યમાંથી બીજો એ ધ્વનિ નીકળે છે કે પ્રકૃતિ મનુષ્યનાં હૃદય અને આત્માપર સૂક્ષ્મ રીતે પણ છાયા પાડે છે. ચંદા, શુક્રતારા ને તારાસખી, એ ત્રણ ગગન–સુન્દરીઓનાં ગીત જુઓઃ

> **ચંદા**-પ્રેમી જોડાં કલહમાં રીસાએ ક્ષણ વાર,
> ત્હેનાં હૃદયે રેડતી ચંદા હું પ્રેમ–અમીની ધાર.
> **શુક્રતારા**-હાસ કરતું આકાશમાં નિરખે ન્હાનું બાળ,
> ત્હેને હૃદયે રોપું હું શુક્રતારા કવિત્વ રસાળ.
> **તારાસખી**-ચિત્રકાર કવિમિત્ર જે ઉભા ફલક સમીપ.
> તત્ત્વદર્શી ત્હેને હૃદય પ્રગટાવું હું પ્રતિભાદીપ.

આ કાવ્યમાં ચંદ્રનાં નિર્મળ તેજમાંથી પતિપત્નીનો વિમલ પ્રેમ, શુક્રના ચમકારમાંથી પારણામાં ઝૂલતાં ન્હાનાં બાળકનું ચંચળ હાસ્ય, ને તારાસખીના દૂરત્વથી કવિની કલ્પના કે તત્વદર્શીની પ્રતિભા સુંદર રીતે ધ્વનિત થાય છે. બીજું એક એટલું જ સુંદર કાવ્ય લઈએ. "પ્રકૃતિરહસ્ય અને માનવબાળ" નામે કાવ્યમાં સમુદ્રથી ભવ્ય, ગિરિકોકિલથી સુંદર અને પર્વતથી ઉન્નત, એમ મનુષ્યના હૃદયના ત્રણ મહાન ભાવો સૂચિત છે. આ ત્રણે અકથ્ય ભાવો, એ ત્રણ પ્રકૃતિનાં તત્ત્વો નિહાળી મનુષ્યહૃદયમાં સ્ફૂરે છે. મનુષ્ય પ્રકૃતિ પાસે તેનું ગૂઢત્વ અને તેની અગમ્યતા સ્વીકારી, પોતાનું બાલત્વ કબુલ કરે છે. આવી રીતે પ્રકૃતિનાં તત્ત્વોથી મનુષ્યહૃદયમાં પ્રકટતા ભાવો વિષે આંગ્લવિવેચક પ્રો. એડમંડસ્ Professor Edmends નું વર્ડ્ઝવર્થ વિષેનું કથન આપણા કવિને બંધ બેસે છે :

'Wordsworth only described nature for the sake of emotions which she arouses in the soul of man.' (The story of English Literature Vol. III p. 48).

પ્રકૃતિની અગમ્યતા અને તેની પાસે મનુષ્યનું બાલત્વ, એ વિચાર નીચેનાં ત્રણ કાવ્યમાં ત્રણ તત્ત્વો રૂપે ફરી ધ્વનિત થાય છેઃ–

> ગભીરી ઘોર આ રજની
> ભણે ભેદો ઉંડા સજની !
> ("ગભીરી રજની")
>
> ઉંડા ડૂબ્યા નભતારલા કંઈ
> ગૂઢ સંદેશ વ્હેનાર રે.
> ("ઉંડી રજની")
>
> હેવા સુપુપ્ત કંઇ ભેદ અનેક ધારી
> ઘેરૂં જ ગાય અહીં જળધોધ વારિ.
> ("જળધોધ")

આ ગભીર રજનીના ઊંડા ભેદ, ડૂબેલા નભતારલાના ગૂઢ સંદેશ ને જળધોધનું ઘેરૂં વદતું સંગીત, એ ત્રણ પાછળ એક જ મહાન સંગીત ગાજી રહ્યું છે. તે જ કથનના સમર્થનમાં "નૂપુરઝંકાર" માંનું "ત્યારે અને હવે" નામે કાવ્ય જોઈએ. અહીં સંસારના વિષમ પાંચ પ્રસંગો નમૂનારૂપ આલેખાયલા છે; પ્રથમ મીઠા શબ્દોથી છેતરાઈ પછી શઠવડે ત્યજાયલી

આ ગીતધ્વનિ તે કંઈ નહીં પણ પ્રકૃતિ ને મનુષ્યના ઐક્યનું મહાન્ સૂરીલું સંગીત. આ કલાવિધાનથી ભરપૂર કાવ્યમાંથી બીજો એ ધ્વનિ નીકળે છે કે પ્રકૃતિ મનુષ્યનાં હૃદય અને આત્માપર સૂક્ષ્મ રીતે પણ છાયા પાડે છે. ચંદા, શુક્રતારા ને તારાસખી, એ ત્રણ ગગન–સુન્દરીઓનાં ગીત જુઓ:

**ચંદા**–પ્રેમી જોડાં કલહમાં રીસાએ ક્ષણ વાર,
ત્હેનાં હૃદયે રેડતી ચંદા હું પ્રેમ–અમીની ધાર.
**શુક્રતારા**–હાસ કરતું આકાશમાં નિરખે ન્હાનું બાળ,
ત્હેને હૃદયે રોપું હું શુક્રતારા કવિત્વ રસાળ.
**તારાસખી**–ચિત્રકાર કવિમિત્ર જે ઉભો ફલક સમીપ.
તત્ત્વદર્શી ત્હેને હૃદય પ્રગટાવું હું પ્રતિભાદીપ.

આ કાવ્યમાં ચંદ્રનાં નિર્મળ તેજમાંથી પતિપત્નીનો વિમલ પ્રેમ, શુક્રના ચમકારમાંથી પારણામાં ઝૂલતાં ન્હાનાં બાળકનું ચંચળ હાસ્ય, ને તારાસખીના દૂરત્વથી કવિની કલ્પના કે તત્વદર્શીની પ્રતિભા સુંદર રીતે ધ્વનિત થાય છે. બીજું એક એટલું જ સુંદર કાવ્ય લઈએ. "પ્રકૃતિરહસ્ય અને માનવબાળ" નામે કાવ્યમાં સમુદ્રથી ભવ્ય, ગિરિકોકિલથી સુંદર અને પર્વતથી ઉન્નત, એમ મનુષ્યના હૃદયના ત્રણ મહાન ભાવો સૂચિત છે. આ ત્રણે અકથ્ય ભાવો, એ ત્રણ પ્રકૃતિનાં તત્ત્વો નિહાળી મનુષ્યહૃદયમાં સ્ફૂરે છે. મનુષ્ય પ્રકૃતિ પાસે તેનું ગૂઢત્વ અને તેની અગમ્યતા સ્વીકારી, પોતાનું બાલત્વ કબુલ કરે છે. આવી રીતે પ્રકૃતિનાં તત્ત્વોથી મનુષ્યહૃદયમાં પ્રકટતા ભાવો વિષે આંગ્લવિવેચક પ્રો. એડમંડસ્ Professor Edmends નું વર્ડ્ઝવર્થ વિષેનું કથન આપણા કવિને બંધ બેસે છે :

'Wordsworth only described nature for the sake of emotions which she arouses in the soul of man.' (The story of English Literature Vol. III p. 48).

પ્રકૃતિની અગમ્યતા અને તેની પાસે મનુષ્યનું બાલત્વ, એ વિચાર નીચેનાં ત્રણ કાવ્યમાં ત્રણ તત્ત્વો રૂપે ફરી ધ્વનિત થાય છે:–

ગભીરી ઘોર આ રજની
ભણે ભેદો ઉંડા સજની !
("ગભીરી રજની")

ઉંડા ડૂબ્યા નભતારલા કંઈ
ગૂઢ સંદેશ ક્હેનાર રે.
("ઉંડી રજની")

હેવા સુપુપ્ત કંઇ ભેદ અનેક ધારી
ઘેરૂં જ ગાય અહીં જળધોધ વારિ.
("જળધોધ")

આ ગભીર રજનીના ઊંડા ભેદ, ડૂબેલા નભતારલાના ગૂઢ સંદેશ ને જળધોધનું ઘેરૂં વહતું સંગીત, એ ત્રણ પાછળ એક જ મહાન સંગીત ગાજી રહ્યું છે. તે જ કથનના સમર્થનમાં "નૂપુરઝંકાર" માંનું "ત્ય્હારે અને હવે" નામે કાવ્ય જોઈએ. અહીં સંસારના વિષમ પાંચ પ્રસંગો નમૂનારૂપ આલેખાયલા છે: પ્રથમ મીઠા શબ્દોથી છેતરાઈ પછી શઠવડે ત્યજાયલી

યુવતીનું, સંપત્તિ અને વિપત્તિમાં એક શ્રીમન્તનું, મનુષ્યના બાલ અને પ્રૌઢભાવોનું, ઇત્યાદિ પાંચ અને એવા અનેક પ્રસંગો પાછળ એ મહાન સંગીત ગુંજી રહ્યું છે, તેની ઝાંખી કવિ આપણને કરાવે છેઃ

પ્રત્યેક ગાન બનિયું સ્વર એક એક,
ગૂંથાઈ એ સ્વર બધા અવિરોધી છેક,
જો ! ઉપન્યું અનુપ ગાન મહાન્ બીજું,
ગાજી રહ્યું પ્રકૃતિમાં સ્થિર એ સુરીલું.

(૪) પ્રકૃતિમાં પ્રભુની પ્રતિકૃતિ.

ઉપર કહેલું મહાન સંગીત તે કાંઈ નહીં, પણ પ્રકૃતિમાં વસી રહેલો પ્રભુ. ધીરે ધીરે કવિને દર્શન થતું જાય છે, કે પ્રકૃતિ ને પ્રભુ એ બે એક જ છે. અર્થાત્ પ્રકૃતિ એ પ્રભુમાં પ્રતિબિંબિત છે. "દિવ્યગાયકગણ" નામે "નૂપુરઝંકાર"માં કાવ્ય આ વિચારના હાર્દરૂપ છે. સિન્ધુ, ધૂમકેતુ, ચંદ્ર, પર્વત અને ઉષા, વગેરે પ્રકૃતિનાં વિધવિધ દિવ્ય સત્વો એકઠાં થાય છે અને ગીત ગાય છેઃ

**સિન્ધુ**—ગાજું કરી નૃત્ય પ્રચંડ ગાને—
સેવું હું તો પરમપુરૂષ એ વિધાને.
**ચંદ્ર**—અમીદીપ લઈ કર વિષે કરૂં નૃત્ય અવિરામ,
સેવું પરમપુરૂષને પૂર્ણ પ્રેમથકી હું આમ.
**ઉષા**—સેવું પરમપુરૂષ જે નિશદિન હું આ પરે,
કરવા ઝાંખી તે તણી આજ હુ તો રસભેર.

આ સહુ પ્રકૃતિનાં સત્ત્વો તેનાં બાળકો છે અને એક પરમપુરૂષ–પરમાત્મા–ને સેવે છે. પ્રકૃતિ માતા અને પરમપુરૂષ પિતા એવી અહીં કલ્પના છે. પ્રકૃતિમાતા પોતાનાં બાળકો(સત્ત્વો)ને પરમપિતાનાં સ્વરૂપનું દર્શન કરાવે છે. વ્યોમગોળ ફાટે છે, ને પ્રચંડ જ્યોતિ ઝળહળી રહે છે, ને તે જ્યોતિમાં દિવ્ય દર્શન થાય છે.

એ જ્યોતિના પૂર અગાધ માંહિ,
અનન્ત બ્રહ્માંડ ડુબ્યાં જ કાંઇ,
ડૂબ્યા બધા દિવ્યગણો તરંત,
ડૂબી વળી અમી તણી નદી વેગવંત.

આ જ્યોતિમાં આ વિશ્વ તો શું પણ સારૂં બ્રહ્માંડ સમાઈ જાય છેઃ અને એ જ્યોતિનું સ્વરૂપ દર્શાવતાં કવિ કહે છેઃ—

પ્રચંડ એ જ્યોતિ અખંડ વ્હેતો,
વિશાળ આ વિશ્વ વિલોપી દેતો,
ના જ્યોતિથી ભિન્ન દિસે જ કાંઈ,
આ પેર જો ! પ્રકૃતિ ડૂબી પુરૂષમાંહિ.

આ ભાવનાના ભણકાર "નૂપુરઝંકાર"માં ઠેર ઠેર વાગી રહે છે. "વીણાનું સ્વર-મેલન" કાવ્ય લઈએ. જગમર્કટને હાથે "ઉરવીણા"ના તાર બેસૂરા થઈ ગયા છે, ગાન બેસતું નથી, ત્યાં એ દિવ્યસંગીતની અધિદેવી આકાશ ભરી ઉભે છે ને કવિને ઉદ્દેશી વદે છેઃ—

સરિત, સમીર, અને પંખીગણ ગાન સનાતન ગાય,
સૂર તેના બની નાદ અનાહત જગદીશચરણ રેડાય રે!

× × ×

અનન્ત કોટિ બ્રહ્માંડ તણો ગણ જતો અનન્ત પાર,
અન્તિમ લક્ષ્ય ભણી નૃત્ય કરતો ગૂઢ સંગીતને અનુસાર રે.

નદી, પવન, પક્ષી, વગેરે બધાં સત્ત્વો સહિત જેમાં તે રહેલાં છે તે સમસ્ત બ્રહ્માંડ એક અંતિમ લક્ષ્ય ભણી ધપી રહ્યું છે, ને તે લક્ષ્ય તે પરમપુરૂષ પરમાત્માનું શરણ.

આ સિદ્ધાન્તની ચર્ચા કરતાં અંગ્રેજી સાહિત્યમાંથી એક સામ્ય તરી આવે છે. મહાન આંગ્લ પ્રકૃતિકવિ વર્ડ્ઝવર્થનો "God with nature communing"નો સુવિખ્યાત સિદ્ધાન્ત અહીં આપણને જરૂર યાદ આવી ગયા વગર રહે નહીં, તે મહાકવિ પણ પ્રકૃતિમાં પ્રભુ જોતો ને મનુષ્યના આત્મા પર તેની અસર જણાવવા ચૂકતો નહીં. તે વિષે એક વિવેચક લખે છે:—

"He endeavoured to see the whole rather than the parts. The soul of nature was the cynosure of his perceptions–the divine presence which reacted upon the soul of man."

પાછળ લપાઈ જતા સૂર્યનાં કુમકુમરંગી કિરણોમાં, વર્તુળ સમ દેખાતા મહાન રત્નાકરમાં, "જીવન્ત" હવામાં, નીલ અંબરમાં અને મનુષ્યોનાં હૃદયમાં તેને નીચેનું દર્શન થતું કે

"A motion and a spirit, that impels
All thinking things, all objects of all thought,
And rolls through all things."

વર્ડ્ઝવર્થનો તેનાં The Highland Girl of Inversneyde નામે ન્હાનકડાં કાવ્યમાં આલેખાયલો પ્રકૃતિ ને મનુષ્યનો પરસ્પર અવલંબનનો સિદ્ધાન્ત આપણા કવિમાં ઓછો ખીલે છે. આપણા કવિ પ્રકૃતિ પર મનુષ્યનું સંપૂર્ણ અવલંબન બોધે છે. વળી અંગ્રેજી કવિનો "Soul of All The Words કે panthcismનો સિદ્ધાન્ત જો કે ભવ્ય અને ઉદાત્ત છે, છતાં આપણા કવિ તેની લગભગ સમાન ભૂમિકામાં આવી રહે છે. તેમનો 'જ્યોતિ' કે 'સત્વ'નો સિદ્ધાન્ત લગભગ તેને અનુસરે છે:—

જૂજવાં રૂપ આમ બધાં વિલસે,
તદપિ સહુમાં કંઇ એક વસે,
ઉંડું સત્ત્વ અગમ્ય સુભવ્ય ખરે,
ગૂંથી જે સહુ રૂપ જ એક કરે.

હવે આપણે આ પ્રકૃતિકવિ–પયગંબરને તેમના જ શબ્દોમાં સત્કારી વિરમિયેઃ—

ને માનવી હૃદયને કંઇ ઠારનારા
સદેરા દિવ્ય વહતી કલગાનધારા
રેડી સુકા ભવરણે કુસુમો ખીલાવ્યાં
હેવા (અનેક) કવિ કોકિલ ધન્ય આવ્યા.

# નરસિંહરાવ કવિ

શ્રી. ઉમાશંકર જોષી

આપણા સાહિત્યમાં શ્રી. નરસિંહરાવની અનેકમુખી પ્રતિભા આશ્ચર્યમુગ્ધ કરે એવી છે. 'કુસુમમાળા' આપીને એમણે અર્વાચીન ઊર્મિકાવ્યનો સબળ અને સફળ પુરસ્કાર કર્યો; આપણા અલ્પધન સાહિત્યમાં જવલ્લે જ જેનો જોટો મળે એવા "જોડણી" અને "પ્રેમાનંદનાં નાટકો" જેવા શાસ્ત્રીય નિબંધો આપ્યા; મનોમુકુરોનાં સૂક્ષ્મદર્શી અને સત્યાન્વેષી, નીડર છતાં સમભાવભર્યાં વિવેચનોમાં, જેમાંથી એક શબ્દ પણ આડો-અવળો ન ખસેડી શકાય એવી દૃઢ ઇબારતનું પ્રૌઢગંભીર ગદ્ય સર્જ્યું; "સ્મરણમુકુર"માં સ્વાનુભવથી રંગાયેલાં સમકાલીનોનાં ચરિત્ર આલેખ્યાં; ઠક્કુર માધવજી વસનજી ભાષણોમાં ગૂજરાતી કવિતાના જૂના થરોમાંનું સુવર્ણ બતાવ્યું; વિલ્સન ભાષાવિષયક વ્યાખ્યાનોમાં ગૂજરાતી ભાષાના જન્મ, વિકાસ, ઘડતર, સ્વરૂપ, આદિની સમર્થ સમીક્ષા કરી. પોણોસોએક વર્ષના આયુષ્યમાં શ્રી. નરસિંહરાવે વાઙ્મયના લલિત તેમ જ શાસ્ત્રીય વિભાગોને પરિપુષ્ટ કરવામાં સતત ફાળો આપ્યાં જ કર્યો છે. આજે જ્યારે એમની તરફ આપણે વળીએ છીએ ત્યારે એમની મૂર્તિ ઘડીકમાં મધુરગંભીર ઊર્મિકવિને રૂપે દેખાય છે, તો બીજી જ ક્ષણે અજબ ભાષાપ્રભુત્વવાળા પીઢ સાક્ષરને સ્વરૂપે એ આપણને પ્રતીત થાય છે. તરત જ ચિત્ર પલટાય છે અને કોઈ સૂક્ષ્મ પૃથક્કરણમાં રાચતા છતાં સમસંવેદનશીલ સમાલોચકની અવિશ્રાન્ત મૂર્તિ દેખાય છે. બીજી ઘડીએ જોઈએ છીએ તો પોતાથી નાનેરા સાહિત્યયાત્રીઓને આંગળી પકડી, થોડુંક ચલાવતા અથવા તો ખુશાલીમાં પીઠ થાબડી પ્રોત્સાહન આપતા, બુઝૂર્ગ વાઙ્મયપ્રવાસીનાં આપણને દર્શન થાય છે. અને આશ્ચર્યચકિત થઈ આસપાસ જોયાં કરીએ છીએ તો સમગ્ર ભાષાસાહિત્યને છાઈ દેતી અથાક અભ્યાસકપ્રતિભાની ગંભીર મૂર્તિ પ્રત્યક્ષ થાય છે.

કવિ, વિવેચક, ચરિત્રલેખક, ગદ્યકાર, ભાષાશાસ્ત્રી, એમ વિવિધ રૂપે વિલસતી આ પ્રતિભામૂર્તિની પૂરી પિછાન કરવા કે કરાવવાનો અહીં અવકાશ કે પ્રસંગ નથી; શ્રી. નરસિંહરાવનાં એક કવિ તરીકેનાં દર્શન કરી શકીએ તો બસ. પણ તે પહેલાં એક વાત આગળથી સ્પષ્ટ રીતે કહેવાની જરૂર છે, અને તે એ કે શ્રી નરસિંહરાવની પ્રતિભાનું પૂરું માપ કાઢવાની જેને ઇચ્છા હોય તેણે તેમની કવિતા તપાસવા કરતાં એમનાં ભાષા-વિષયક લખાણો જ લેવાં બરોબર છે. કવિતામાં શ્રી. નરસિંહરાવે ભરતીઓટ અનુભવ્યાં છે. પણ એમનો અભ્યાસ, વિશેષતઃ ભાષાશાસ્ત્રનો અભ્યાસ, તો જિન્દગી પર્યંત સતત ચાલ્યો છે. ગૂજરાતી કવિતા કાળે કરીને રસસમૃદ્ધ થશે, ત્યારે નરસિંહરાવની કવિતાનું કદાચ ઐતિહાસિક દૃષ્ટિએ જ મૂલ્ય હશે, પણ એમનું ભાષાશાસ્ત્ર અંગેનું પર્યેષણ, તેમાં પણ સમય જતાં કંઈક ફરક પડવા સંભવ હોવા છતાં, સમૃદ્ધિ અને ગુણવત્તાની દૃષ્ટિએ એટલું અગત્યનું

છે કે શ્રી. નરસિંહરાવનું નામ ભાષાશાસ્ત્રના[1] ઇતિહાસમાં મોખરે રહેશે, એમાં સંશય નથી.

પણ શ્રી. નરસિંહરાવે પ્રથમ નામના મેળવી તે તો કવિ તરીકે જ. પછીથી એક અઠંગ અભ્યાસી અને સમીક્ષક તરીકે બહાર આવતાં સૌ કોઈ આ સાક્ષરકવિથી, એક રીતે કહીએ તો, ડરવા લાગ્યું. શ્રી. મુનશી પોતાના ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં કહે છે કે "ભાગ્યેજ એવો કોઈ લેખક હશે જેણે લખતી વેળાએ નરસિંહરાવ મારા લખાણ વિષે શું કહેશે એ વિચારથી કંપ અનુભવ્યો ન હોય." પણ અભ્યાસીઓ સારી પેઠે જાણે છે કે શ્રી. નરસિંહરાવ જેમ શક્તિમાં તેમ સમભાવમાં પણ પોતાના કોઈ સમકાલીનથી ઉતરતા ન હતા. એમણે નિર્ભીકપણે 'જયાજયન્ત' જેવા પુસ્તકનું ઝીણવટભર્યું અદય પૃથક્કરણ કર્યું છે તો બીજી બાજુ સહૃદયપણે 'મણિમય સેંથી', 'ફૂલડાં કટોરી' આદિની ખૂબીઓ પણ દર્શાવી છે. 'ગૂજરાતનો નાથ'ની પ્રસ્તાવનાથી શ્રી. મુનશી અને 'જ્યોતિરેખા'ની પ્રસ્તાવનાથી કવિ શ્રી સુંદરજી બેટાઈની સાહિત્યપ્રવૃત્તિને વેગ આપ્યો છે. શ્રી. ચંદ્રવદનના સોનેટ "નિરાશા" પર નરસિંહરાવે લઘુલેખ લખ્યો હતો, એવા નવીનોના ઉગમને વધાવી લેવાના દાખલા પણ ઓછા નથી. (જો કે શ્રી. મુનશી ફરિયાદ કરે છે તેમ એ અવારનવાર જ બની આવ્યા છે.) પૂરાં ચાલીસ–પચાસ વરસ ગૂજરાતી સાહિત્યના 'સેન્સર'( સત્તાધારી નિયામક )નું[2] પદ ભોગવનાર આ કવિની કવિતાનું મૂલ્યાંકન એમના સમય દરમ્યાન જ નથી થયું એમ નહિ. તેમાં ખાસ કરીને નાનાલાલ કવિ અને શ્રી. બલવંતરાય ઠાકોરે અનુક્રમે સર્જન અને વિવેચન દ્વારા નરસિંહરાવની કાવ્યપ્રવૃત્તિની ઘટતી ટીકા કરી છે. હમણાં શ્રી. રા. વિ. પાઠકે પણ એમનાં "અર્વાચીન કાવ્યસાહિત્યનાં વહેણો"માં નરસિંહરાવનો ફાળો આંકવા સહૃદય પ્રયત્ન કર્યો છે.

દલપત–નર્મદથી જે મંથનયુગ શરુ થયો તેનું નવનીત બેત્રણ દસકા પછી બંધાવા માંડ્યું. ૧૮૮૭માં એક સાથે બે ગૌરવગ્રંથ આપણને મળે છે. એક ગોવર્ધનરામનો "સરસ્વતીચંદ્ર ભાગ પહેલો"એ ગદ્યમાં, અને પદ્યમાં શ્રી. નરસિંહરાવની "કુસુમમાળા". પશ્ચિમના સંપર્કમાં ગૂજરાત આવ્યું તે પછી જે બળો કામ કરતાં થયાં હતાં તેને પરિણામે ગદ્યનો પ્રચાર પૂર વેગમાં થયો હતો. કવિતામાં પણ ઇહલોકના વિષયોને પ્રાધાન્ય મળ્યું હતું નર્મદે અને નવલરામે ખેડેલા ગદ્યનો વિકાસ તો અદ્ભુત જ ગણાય. માત્ર ત્રીસ વર્ષમાં તો ગદ્યશક્તિના પરિપાક સમો ચિરંજીવ ગ્રંથમણિ સરસ્વતીચંદ્ર આવતો ને આપણા હાથમાં પડે છે. કવિતા વિષે એટલું બધું આપણે કહી શકીશું નહિ. છતાં જે કવિતાની આછી આછી ઝાંખી આપણને દલપતના ફાર્બસવિરહ કે ગરબીઓમાં અને નર્મદનાં દેશપ્રેમનાં કે ઉદ્બોધનનાં ગીતોમાં અને વર્ણન-કાવ્યોમાં થતી હતી તે ભરસૌન્દર્યમાં શ્રી. નરસિંહરાવની કુસુમમાળામાં દેખાય છે. દલપત–નર્મદ સમાજના ઘડવૈયા હતા. જે કોઈ પણ વસ્તુને પદ્યદેહ આપી શકાય તેની કાવ્યમાં ગણના કરતાં એ અચકાયા હોય એવું દેખાતું નથી; નવલરામ જેવા રસપારખુ પંડિત પણ પદ્ય અને કાવ્યનો ફરક ઝાઝો સમજતા હોય એવું લાગતું નથી. ત્યાં પશ્ચિમની ઢબે યુનિવર્સિટીમાં શિક્ષણ લઈ ને જે યુવાનો બહાર પડ્યા તેમણે આપણી પ્રાચીન સંસ્કૃત અને અર્વાચીન અંગ્રેજી

---

[1] ચાલીશ વર્ષના સતત અભ્યાસ પછી એમણે પોતાના ભાષાવિષયક નિર્ણયો ગ્રંથસ્થ કર્યા હતા.

[2] અન્ય સર્જકની કૃતિનો અર્થ કરવામાં શ્રી. નરસિંહરાવ, પોતે જ એ કૃતિ રચી હોય એવી જે સહજતા, જે સમભાવ, સ્પષ્ટતા અને અમોઘ પારદર્શિતા બતાવી શકતા તે હરકોઇ વિવેચક માટે આદર્શરૂપ રહેશે.

કવિને નાનુંસૂનું પ્રમાણપત્ર નથી. નરસિંહરાવના 'દિવ્ય સુંદરીઓનો ગરબો' કે 'દિવ્ય ગાયકગણ' સાથે રસિક અભ્યાસી નાનાલાલના 'વિલાસની શોભા'ને સરખાવવું નહિ જ ચૂક્યો હોય. અને 'વિલાસની શોભા'માંના કે નાનાલાલના અન્ય વસંતતિલકાના મધુરગંભીર ઘોષની પરંપરાનો પણ નરસિંહરાવના વસંતતિલકા-શ્લોકોમાં તો પ્રારંભ નહિ હોય? જોકે બંનેની બાબતમાં આપણા ભીમરાવ ('હિંદનું ઐતિહાસિક સિંહાવલોકન') અને કાલિદાસાદિ સંસ્કૃત કવિઓની રચનાનું અનુરણન કલ્પી શકાય. પણ કહેવાનો આશય એટલો જ છે કે ૧૮૯૬ (હૃદયવીણાની પ્રથમાવૃત્તિની સાલ) પહેલાં આ પરંપરા શરૂ થઈ ગઈ હતી. સાંભળીએ:

યાત્રા હજો શુભમુખી અમ ઊર્ધ્વગામી.

(ના. દ. કવિ: 'ગિરનારને ચરણે')

એ પંક્તિનું શ્રવણ થતાં પહેલાં એ જ ભાવ અને સંગીતનું શ્રવણ:

થાજો પ્રયાણ સુખરૂપ તને સખી ઓ,
નિદ્રા મીઠી જ વસજો મૃદુ લોચને જો!

(નરસિંહરાવ: 'વદાય')

એમાં થાય છે. સાથે જ કાલિદાસની અમર વાણીના સંસ્કાર જાગ્રત થાય છે:

शान्तानुकूलपवनश्च शिवश्च पन्थाः ।

( શાકુંતલ, અંક ૪ )

એક કવિએ 'શિવ'નો પર્યાય 'શુભ'માં તો બીજાએ 'સુખ'માં શોધ્યો એટલું જ. નરસિંહરાવના વસંતતિલકાશ્લોકમાં રસાનુકૂલ શબ્દઘોષ (assonance), હોય છે ત્યારે, મુગ્ધ કરે એવો હોય છે; પણ સદ્‌ભાગ્યે એ ક્યારે ય પણ શબ્દમાં શબ્દ ખાતર રસ લઈને ખાલી ખખડાટથી અર્થની ઉપેક્ષા કરીને સાધેલો જોવામાં આવતો નથી. ઊલટું કેટલીક વાર તો ભારે ત્રેવડથી શબ્દો વપરાયા હોય છે.

આ તે જ સ્થાન, અહીં આપણ એ ઊભેલાં,
લેઈ વિદાય ગઈ દૂર તું જેહ વેળા.

એ પંક્તિઓથી શરૂ થતા પ્રણયકાવ્યમાં બાર મહિના પસાર થયા એ હકીકત ચિત્રદ્વારા સમજાવી છે. અને એ ચિત્ર કર્ણદ્વારા શબ્દઘોષની મદદથી હૂબહૂ રજૂ કર્યું છે:

જો બાર કુંભ દિન તે થકી માંડિ આજે
ખાલી કર્યા ફરિ ભર્યા અહિં ચંદ્રરાજે.

'ખાલી કર્યા, ફરિ ભર્યા,'નું લાઘવ કેવળ મનોહારિ છે.

શું પ્રકૃતિમાં, શું માનવભાવમાં, નરસિંહરાવ ભવ્યતાના પક્ષપાતી છે. એમનાં લઘુક ઊર્મિકાવ્યોમાં પણ એ અનેક વાર ભવ્યતાનાં દર્શન કરાવવામાં સફળ નીવડ્યા છે. 'અમૃતત્વસિંધુ'માં ઇહજીવનના સિન્ધુની વાત કરી 'એક સિંધુ પણ બીજો, જ્યહાં નહિ તરંગ ચંચળ' એમ અમૃતત્વના સિંધુનું વર્ણન કવિ આપે છે; તેમાં આગલો સિન્ધુ લય પામે છે એ વસ્તુ કહી અમૃતત્વસિન્ધુની ભવ્યતા સ્થાપી છે. કવિએ 'જેમાં આ સિન્ધુકું કદી લય પામી ડૂબે' એમ કહી 'સિન્ધુકું' શબ્દથી ઇહજીવનના સિન્ધુની અલ્પતા અને પામરતા અને અમૃતત્વસિંધુ આગળ એની નહિવત્‌તા સચોટ રીતે સ્ફુટ કરી છે. ગુજરાતી કવિતામાં 'ડુલ્લ' પ્રત્યય (વાતલડી-રાતલડી વગેરે જેમ) છૂટે હાથે વપરાયો છે, પણ આવું કામ એની પાસેથી ક્વચિત જ કોઈએ લીધું છે.

પણ નરસિંહરાવમાં ભવ્યતા ખાતર ભવ્યતા જેવું વલણ પણ દેખાય છે. મોટામોટા વિષયોને સ્પર્શવાથી જ ભવ્યતા સધાય એવી એમની માન્યતા લાગે છે. આ જ માન્યતાથી એમણે સ્વદેશભક્તિનાં કાવ્યોને સંકુચિત લેખ્યાં. માતૃદેશને વિષય બનાવવા માત્રથી કાવ્યમાં સંકુચિતતા પ્રવેશે એમ માનવું એમાં કવિહૃદયને ન શોભે એવી આભડછેટની વૃત્તિનું જ પ્રદર્શન છે. કોઈ પણ વિષય પોતે ભવ્ય કે સંકુચિત નથી, કવિનું પ્રતિભાનેત્ર એની તરફ કઈ રીતથી જુએ છે એ ઉપર જ એની ભવ્યતાનો આધાર છે. પણ નરસિંહરાવની કવિતામાં ભવ્યતાનો આગ્રહ ઘણી વાર દુરાગ્રહનું રૂપ ધારણ કરતો જણાય છે. કોઇ વસ્તુની ભવ્યતાનો સ્પર્શ કરવા કરાવવાને બદલે 'આ વસ્તુ દિવ્ય છે, ભવ્ય છે, વિરાટ છે,' એવું કહ્યાં કરવાનું, રસને બદલે રસાભાસનું વલણ દેખાય છે–જે વલણ પાછળથી નાનાલાલ કવિમાં વધારે જોર પકડે છે. ભવ્ય વિશેષણના ઉપયોગથી કોઈ વસ્તુ ભવ્યતા પામી શકતી નથી. એ તો સમગ્રના નિરૂપણમાંથી આપોઆપ, રસની પેઠે, નિષ્પન્ન થવી જોઇએ.

રસની દૃષ્ટિએ જોઇએ તો નરસિંહરાવની કવિતાનો પ્રધાનરસ કરુણ છે, એમ કહેવામાં સંકોચને કંઈ જ સ્થાન નથી.

'આ વાદ્યને કરુણગાન વિશેષ ભાવે'

(હૃદયવીણાઃ 'જળઘોષ')

એમ કવિશ્રીએ પોતે જ એકરાર કરેલો છે એ માટે નહિ, પણ "સ્મરણસંહિતા" જેવું પાકી ઉંમરે અને જામેલી હથોટીએ લખેલું એમનું સહેજે પ્રથમ ધ્યાન ખેંચે એવું સળંગ ઊર્મિકાવ્ય પણ એ જ સાક્ષી પૂરે છે એથી. શરૂઆતની કૃતિઓ જેમાં પ્રકૃતિ અને પ્રણયના ઉલ્લાસનો પણ સૂર છે તેમાં પણ પ્રધાનભાવે કરુણનો જ પરિચય થાય છે. સહસ્રલિંગતળાવ વગેરે રોળાઓમાં મનુષ્યની કાળ આગળ અસહાયતાનો ધ્વનિ કરુણપ્રેરક છે. પ્રકૃતિકાવ્યોમાં પણ જોતાં, કવિને પ્રકૃતિનું આકર્ષણ જગતની ક્રૂરતામાંથી બચવાની વૃત્તિમાં દેખાય છે. એ વૃત્તિ પાછળ કરુણદશાનું જ દર્શન થાય છે. કવિ ફૂલ સાથે રમત કરવા જાય છેઃ

આવો ફૂલડાં મધુરાં રે આપણ રંગે રમિયે,
દિન એક આનંદે રે ભેળાં રહી નિર્ગમિયે.

'દિન એક'નો વિષાદ હૃદયદ્રાવક છે.

તમમાંનું હું પણ રે કુસુમ એક કોમળિયું,
રહી મનુજસમૂહે રે વદન કરમાઈ ગયું.

'મનુજસમૂહ'–જગત તે માણસના આત્માને કરમાવી નાખે અને સંજીવનીશક્તિ એક કુદરતમાં છે, એ ખ્યાલ ઔદ્યોગિક ક્રાન્તિથી કંઇક, કંઈક કેંગ મહાલેખક રૂસોની વિચારસરણીથી અને કંઇક વર્ડ્ઝવર્થ* જેવાના પ્રકૃતિપૂજનના નવીન ક્રાન્તદર્શનથી ઈંગ્લેન્ડમાં પ્રસર્યો હતા. વર્ડ્ઝવર્થ, બાયરન, ગોલ્ડસ્મિથ, વગેરેની કવિતામાં એ વિચાર વારેઘડી આવે છે. આપણો કવિ માનવ-જગતમાંથી છૂટકારો અનુભવવા પ્રકૃતિમાં નાસી જાય છેઃ

---

*વર્ડ્ઝવર્થની પેઢીના કવિઓની શ્રી. નરસિંહરાવ ઉપર બહુ જ છાપ છે. એ એમના કાવ્યોના તુલનાત્મક અભ્યાસ કરનારને ઊડીને આંખે વળગે એવી હકીકત છે. તેમાં શેલીની "Music when soft voices die"થી શરૂ થતી કવિતાનું સ્પષ્ટ 'અનુરણન' તો ઠેરઠેર સંભળાય છે. તે કાવ્ય પાલ્ગ્રેવે ગોલ્ડન ટ્રેઝરી ખંડ ૪થાના 'અવસાન'રૂપે સંપાદકે મૂક્યું છે. તેની અસરથી તો પોતાના કૃતિસંગ્રહોને

મ્હારી ત્ય્હાંથી આજે રે આવ્યો તમ પાસ હું તો.
ત્હમે કોમળ હઈડે રે મ્હને નવ ગણશો જુદો.

આપણા કવિને છૂટકારો શોધવા માટે અહીં પચાસ પોણોસો વરસ પહેલાંના ઈંગ્લેન્ડના જેવી વિશિષ્ટ વિષમ પરિસ્થિતિ હતી કે કેમ, એ સવાલ આપણે નહિ પૂછીએ. કોઈ પણ જમાનામાં ચિત્રના ભાગેડુ વ્યાપારોને પ્રેરે-પોષે એવાં તત્ત્વો હોય જ છે.

નરસિંહરાવના જમાનામાં સમાજરચનામાં એવાં કયાં તત્ત્વો હતાં જે એમને ભાગેડુ બનવા ઉત્તેજતાં હતાં ? એમની પહેલાંના નર્મદને પરાધીનતા, ધર્મ અને વિધવાદશા વ૦ સમાજવ્યવસ્થાનાં દુરિત એમ ત્રણ તત્ત્વો દગ્ગોચર થયાં હતાં. નરસિંહરાવે પરાધીનતાના દંશને કાવ્યવિષય બનાવવામાં સંકુચિતતા જોઈ. ધર્મ બાબત પ્રાર્થનાસમાજી ઢબે ભક્તિથી સંતોષ માન્યો. અને એક માત્ર વિધવાદશાની વિષમતા એમણે ઉપરા ઉપરી અનેક કાવ્યોમાં ગાઈ. ટૂંકામાં ચિત્તના ભાગેડુ વ્યાપારો, જે આસમાની ( રોમેન્ટિક ) કવિતાના કારણરૂપ છે, તેને સબળપણે પ્રેરનાર એવાં જોરાવર તત્ત્વોને તજીને નરસિંહરાવની કલમે માત્ર વિધવાનો નિર્દોષ વિષય જ એક ઉપાડયો. પ્રતિક્રિયાનું જોર ક્રિયા પર અવલંબે છે. એ ન્યાયે જોતાં નરસિંહરાવનાં કાવ્યોમાં ઓજસનો આવિર્ભાવ થતો આપણે જોતા નથી, એમાં કાંઈ નવાઈ જેવું નથી. અધ્યાપક પાઠકના શબ્દો આ સંદર્ભમાં સ્પષ્ટ છેઃ “ શ્રી. નરસિંહરાવની રુચિ મુખ્યત્વે સુધારકની, આપણા જમાનાની કુરૂઢિઓની ટીકાની, અને તેને લીધે તેમના કાવ્યને આપણા સમાજમાં વિધવા તરફ સહાનુભૂતિ થઇ તેટલી આપણા મોટા દુઃખી સમાજમાં બીજા કોઇ તરફ ન થઈ. આપણા સમાજની વ્યક્તિઓ તરફ ન થઈ. પણ ‘ પ્રિન્સ વિકટર અને પ્રિન્સેસ મે ’ તરફ થઇ, સાવિત્રી નદીમાં નાની બાળકી સાથે ડૂબી ગયેલ અંગ્રેજ બાઇ તરફ થઈ, અને તેમાંથી તેમનું એક ઉત્તમ કાવ્ય પ્રસર્યું, ‘ ચિત્રવિલોપન ’. કાવ્યને માટે એ લેશ પણ અનુચિત વિષય છે, એવો દૂર દૂરનો પણ મારા મનમાં વહેમ નથી. પણ કવિની રુચિ કાવ્યપ્રવૃત્તિને પણ કેટલી સીમાબદ્ધ રાખે છે તેનો આ દાખલો છે. ” પરિણામે, શ્રી. પાઠક કહે છે તેમ, ‘તેમનાં દેશહિતનાં કાવ્યોમાં જાણે ન્યાયાધીશનું ઠંડું તહોમતનામું છેઃ તેમનું નિદાન સંપૂર્ણ સાચું હોય તોપણ તેમાં રૂઢિ તોડી નાખવાનો ઉત્સાહ ચડાવવાનું બલ નથી, ’

વિપરીત સમાજરચનામાંથી નિષ્પન્ન થતા કરુણમાં સાચો રણકાર આપણે જોઇ શકતા નથી. ‘કુસુમમાળા’માં વિધવા કહે છેઃ—

ને મુજ લાડકડી જ્ય્હારે મોટી થશે,
જગત બધું ઘુમીશ ત્ય્હારે નિજ જાત્ય હું.
કદી મરે નહિ એવો નર પછિ ત્ય્હાં હશે,
પરણાવીશ મુજ લાડકીને તે સાથ હું.×

---

અંતે કવિશ્રીએ ‘અવસાન’-શીર્ષક કાવ્યો મૂકયાં નહિ હોય ?...ટેનિસનની અસર ‘સ્મરણ સંહિતા’ ઉપર વરતાઇ આવે એ રીતે પડી છે. એડવિન આર્નોલ્ડનું ‘બુદ્ધચરિત’રૂપે કેટલુંક ભાષાંતર પણ એમણે કર્યું છે. ટૂંકામાં, ૧૯મી સદીના ઇંગ્લેન્ડની કાવ્યપ્રવૃત્તિના પ્રવાહોની સાથે ને સાથે નરસિંહરાવ યથાશક્તિ રહેવા મથ્યા છે.

× ‘નિજ જાત્ય’=myself. ‘ત્ય્હાં’=અંગ્રેજીનો નિરર્થક there. આરંભકાળમાં પણ આવા અંગ્રેજિયા પ્રયોગ ક્ષમ્ય ખરા ?

આમાં, પોતાના મૃત પુત્રને સાજો કરાવવા આવેલી માતાને જેને ઘેર કોઈ પણ માણસ મર્યું ન હોય એવાને ત્યાંથી રાઇ લઇ આવવા બુદ્ધ ભગવાને કહેલું, એનું સૂચન મળતાં કરુણ હાસ્યાભાસની નીકમાં થઈ શાન્તમાં પરિવર્તન પામે છે. કૃતિના ઉદ્દેશને એ સર્વાંશે અભિપ્રેત હોય એવું લાગતું નથી.

પણ વ્યક્તિજીવનની વિષમતા અને તે ખાસ કરીને વિધિવશાત્ એ વસ્તુમાંથી ખરેખરા કરુણનાં કાવ્ય નરસિંહરાવે આપ્યાં છે. હૃદયવીણાનું અર્પણ( ' ભક્ત ' સાથે ' સખ્ત 'નો પ્રાસ મેળવવા જેવી ક્ષુલ્લક વિગતો જતી કરીએ તો) એનું સફળ નિદર્શન છે. 'સ્મરણ સંહિતા' એ કાવ્યમાં કરુણ, ઘેરા કરુણની જમાવટ થઈ છે. કસોટી કરવા આવેલ પ્રભુ સમક્ષ સુતમેધ કરનાર શૃગાલશાની કથાનો કવિએ કરેલો ઉપયોગ આદર્શ લાઘવયુક્ત છેઃ—

માગ્યું શૃગાલે વર એક પોતે,
' ન હાવી દેશો કસણી જ કો'નેઃ
પ્રભો ! તથાપિ મુજને કસ્યો કાં,
' બે બાલકો હરી લઈ ઉરરત્ન મોઘાં ?'
( ખંડ ૩, શ્લોક ૨૨ )

વ્યકિતને માટે આવશ્યક એવું કરુણની પાર શાન્તપર્યવસાયી સમાધાન પણ કવિને લાધ્યું છેઃ—

મૃત્યુ ઔષધ દુઃખનું
સ્નેહ વૈદ્યે આપિયું.
અશ્રુરૂપે વહી જતું,
વિષ ઉર વિષે જે વ્યાપિયું. ( ખંડ ૨ શ્લોક ૧૫ )
ઈશની ઇચ્છા તણા
સ્વરની સાથે મેળવું
મ્હારી ઇચ્છાના સ્વરો
સંગીત એ તો અવનવું. ( ખંડ ૩, શ્લોક ૪ )

છેવટે, નરસિંહરાવની કાવ્યપ્રવૃત્તિની સમગ્રતયા આપણા કાવ્યસાહિત્યમાં સ્થિતિ કઈ જાતની, એ ટૂંકમાં જોઈ એ. શરૂઆતમાં કહ્યું છે તેમ નરસિંહરાવ ઉચ્ચ કોટિના કવિ હોવા છતાં એમની કાવ્યપ્રવૃતિનું સ્થાન ઐતિહાસિક દષ્ટિએ જ વિશેષ તો રહેશે. એમણે કરેલા નવા પ્રસ્થાન માટે અને નહિ કે સિદ્ધિને માટે એ ચિરંજીવ રહેશે. નવા પ્રસ્થાન અંગે પણ કોઈ ઇતિહાસકાર પ્રશ્ન કરશે કે અંગ્રેજી કાવ્યસાહિત્ય બહારના યુરોપીય સાહિત્ય તરફ એમની નજર દોડી નહિ; અંગ્રેજીમાં પણ માત્ર ૧૯મી સદીની આસમાની કવિતા તરફ જ ગઈ; અને ગદ્યમાં જેમ મહાકાવ્યના અંશોવાળો સરસ્વતીચંદ્ર જેવો પુરાણગ્રંથ મળ્યો તેમ પદ્યમાં આપવાનો પ્રયત્ન સુદ્ધાં નરસિંહરાવ જેવામાં કેમ દેખાતો નથી ? ખરેખર એ હકીકત શોચનીય છે. પણ તેમણે આત્મલક્ષી ઊર્મિકાવ્યથી કવિતાક્ષેત્રમાં સાધેલા નવા પ્રસ્થાન પછી સાઠેક વરસ વીત્યાં છે, છતાં 'કુસુમમાળા' પૂર્વે પણ પચીસી પહેલાં બંગાળના માઇકેલ મધુસૂદન આદિ પ્રતિભાવંત કવિઓએ મહાકાવ્યોની રચના કરી હતી એવી પ્રવૃત્તિ ગૂજરાતમાં કોઈએ ઠીક રીતે આદરી નથી, તો નરસિંહરાવનો જ તેમાં દોષ સવિશેષ શામાટે જોવો ?

# અર્વાચીન કવિતા

શ્રી. મનઃસુખલાલ મ. ઝવેરી, એમ. એ.

અર્વાચીન કવિતાનો પ્રારંભ યોગ્ય રીતે જ નર્મદથી ગણવામાં આવે છે. અર્વાચીન કહી શકાય તેવાં તત્ત્વોનો આપણા સાહિત્યમાં પહેલવહેલો પ્રવેશ નર્મદના યુગમાં થયો. કારણ કે એક રીતે કહીએ તો નરસિંહથી દયારામ સુધીના બધા કવિઓને આપણે એક જ યુગમાં મૂકી શકીએ. એ યુગની કાવ્યસરિતા માત્ર જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્યનાં ક્ષેત્રોમાં જ વહી રહી છે. ભક્તિના અને સીધા સાદા ઉપદેશનાં ક્ષેત્રોમાં વહેવાથી તે ઝરણ ગંધાઈ ઊઠે છે. શૃંગાર એમાં છે ખરો, પણ રાધાકૃષ્ણનો. સાંપ્રદાયિક નહીં તેટલું બધું અદ્ભુત. નક્કર અને સંગીન જીવનનો તેને સ્પર્શ જ ન હોવાથી, દયારામના યુગ સુધીની કવિતા જૂની ધરેડમાં, જૂના નાળામાં ઘસડાતી જાય છે ને અંતે થંભી થીજી જાય છે.[1]

ત્યાં આવે છે આંગ્લ સંસ્કૃતિનો પ્રબળ વેગથી ધસમસતો પ્રવાહ, એના તરંગમાં દેશની જીર્ણતા પીગળી જાય છે. વરાળીયો રાક્ષસ દેશમાં ઘૂમી રહીને અમાપ લાગતા અંતરને આંબી લે છે, તારટપાલનાં સાધનો દેશપરદેશના સમાચાર થોડા જ સમયમાં લાવી આપવાનો ચમત્કાર કરી બતાવે છે. રાજકીય અશાન્તિઓ બધી શમી જાય છે. ચોર, લૂંટારા, પરદેશી આક્રમણો ને આન્તરવિગ્રહો બધું શાન્ત થઈ જાય છે.

આ મન્થનકાળની યુગમૂર્તિ નર્મદ બન્યો. આ કાળમાં અંગ્રેજી નિશાળો અને કૉલેજની સ્થાપના થઈ ને અંગ્રેજી અને સંસ્કૃત બન્ને સાહિત્યનો કલા-દૃષ્ટિએ ધર્મગ્રન્થ રૂપે નહીં, પણ સાહિત્યના જ એક સ્વરૂપ રૂપે—અભ્યાસ થવા લાગ્યો. આમ નર્મદયુગમાં અભ્યાસનું નૂતન દૃષ્ટિબિન્દુ મળ્યું. એ દૃષ્ટિબિન્દુને પરિણામે ગતાનુગતિક ન્યાયે દોરવવાનો નિષેધ થયો, ને સ્વાતંત્ર્યની ભાવનાની જાગૃતિ થઈ. એ દૃષ્ટિબિન્દુથી જ નર્મદની કવિતા પણ અક્ષુણ્ણ ક્ષેત્રો તરફ વહેવા લાગી. અને શ્રી. વિશ્વનાથ ભટ્ટ કહે છે તેમ 'નર્મદ આપણો પહેલો કૌતુકપ્રિય કવિ થયો.' આવેશ, મસ્તી, બંડ, ઉત્સાહ, અભિમાન, સ્વાતંત્ર્યપ્રેમ, યુયુત્સા, વિચારપરિવર્તન અને ઉપરતિઃ બધાં લક્ષણોનું મૂળ કૌતુકપ્રિયતા છે, અને એ બધાં લક્ષણો આપણને નર્મદનાં મૂર્ત થયેલાં મળી આવે છે.[2] એટલે જ આપણને "પ્રકૃતિલીલાનું પ્રધાનપણે અને અત્યંત અપરોક્ષપણે પ્રથમ વર્ણન"[3] નર્મદમાં મળી આવે છે: એટલું જ નહીં પણ "આત્મલક્ષી પ્રેમોર્મિકાવ્ય"નો[4] પ્રભાવ પણ તેની જ તપોભૂમિમાં મળી આવે છે.

નર્મદનો એ મન્થન યુગ પૂરો થતાં ઊગ્યો ગોવર્ધનયુગ અથવા પંડિતયુગ. શ્રી. વિજયરાય

---

૧. અર્વાચીન કવિતા, કૌમુદી: જુલાઈ ૧૯૩૭. ઉપરાંત જુઓ Milestones in Gujarati Literature અને સાહિત્યપ્રવેશિકા.

૨. નર્મદનું મંદિર ૩. એજન

૪. રા. રા. રામન[illegible] પાઠક. 'નર્મદાશંકર કવિ' પૃ. ૩૨.

તિમિર કર્કશ લોચથકી કાળું,
હૃદય આ ઘેર્યું અંધારે
સખી ! તુજને દીસે ક્યહારે ?

આવા નાજુકાઈ ભર્યા કે ઉપરના શિખરિણીના જેવા બુલંદ સૂર ધીરે ધીરે દબાઈ જતા જોઈએ છીએ ! આત્મલક્ષી–અને આસમાની ઢબનાં—ઊર્મિકાવ્ય છોડી, વસ્તુલક્ષી ...ને માર્ગે નરસિંહરાવની કાવ્યપ્રતિભા વળી ત્યારે ક્વચિત જ 'તદ્‌ગુણ' જેવાં ... એ આપી શકે છે. એમનાં વસ્તુલક્ષી ઊર્મિકાવ્યોમાં ક્રમેક્રમે બોધપ્રધાનતા ...છે. શૈલી આસમાની ઢબની હૂંફાળી મટીને ઠંડી–ઉષ્માહીન–બની જાય છે. ...ાત તો એ છે કે એમની ભક્તહૃદયતા પણ કાવ્યમાં ચમત્કૃતિ જન્માવવા ...તી ... ઘણુંખરૂં ભક્તહૃદયતા આસ્માની ( રોમેન્ટિસીઝમ ) કે એથી યે ...ઢવાદિતા( મિસ્ટિસિઝમ )ને પોષક હોય છે, પણ નરસિંહરાવની ...થી, કેમકે ગૂઢવાદિતા ( આધુનિકોમાં રવીન્દ્રનાથ ઠાકુર આદિ ... પરંપરામાં શ્રદ્ધા માગી લે છે. નરસિંહરાવ નવી ઢબના– ... કવિતાને ભાગ્યે જ ઉપકારક થઈ શકે. આપણી ભક્તિ– ... અપનાવવાની આતુરતાને બદલે નરસિંહરાવમાં આપણે ...ગાન પિતા' એવાં નવીન ભાવપ્રતીકો માટેનો પક્ષપાત જોઈએ ... નરસિંહરાવ કવિને સહાયરૂપ નીવડ્યા નથી. ટાગોર કે ...ાવપ્રતીકો સ્વીકાર્યા હોત અથવા નવીન ભાવપ્રતીકો સર્જી ... ક્તિ–જે નરસિંહરાવના જીવનનું એક મહત્ત્વનું અંગ છે– ...પકારક થાત અને 'મંગલ મંદિર' જેવાં અનેક

નરસિંહરાવે ખોલેલા ક્ષેત્રમાં નરસિંહરાવે મેળવેલી સિદ્ધિ કસદાર છે કે કેમ એ રીતે જ એમનું મૂલ્યાંકન સાચું તો થઈ શકે. રમણભાઈને નરસિંહરાવ બહુ મોટા લાગ્યા હતા—રમણભાઈની રસજ્ઞતા ઓછી કેળવાયેલી હતી એમ પણ નથી. છતાં અત્યારે નરસિંહરાવની કવિતામાં રસનું તત્ત્વ ત્યારે ભાસતું તેટલું વસ્તુતઃ અનુભવાતું નથી. કદાચ સમકાલીનોને ન્યાય આપવાનું સમકાલીનોથી અશક્ય નહિ તો બહુશઃ દુર્ઘટ તો હશે જ. નવલરામને નર્મદ જેવડો લાગ્યો તેવો આપણને નથી જ લાગતો.

સહૃદય વાચક પણ અત્યારે નરસિંહરાવની કૃતિઓનો આસ્વાદ લેવા જાય છે તો એને એક એ જ પ્રશ્ન મૂંઝવે છે કે આમાં છંદોરચનાનું સૌષ્ઠવ* છે, ભાષાપ્રભુત્વ છે, હથોટી છે, કારીગરી છે, છતાં માત્ર જે એક વસ્તુ કાવ્યમાં જોઇએ જ તે કેમ દેખાતી નથી. દલપતનર્મદમાં બહિર્જગતનાં નીરસ આલેખન આવે છે તેમ નરસિહરાવમાં અંતર્જગત પરત્વે બને છે. મને લાગે છે કે નરસિહરાવની કવિપ્રતિભા રોમેન્ટીક–આસમાની હતી અને તેથી જ સૌથી વધારે એને જેમાં અવકાશ મળ્યો છે તે 'કુસુમમાળા'માં કાવ્યતત્ત્વ પ્રમાણમાં વિશેષ છે. તેમાં પણ પ્રકૃતિ કે પ્રણયના વિષયમાં નરસિંહરાવ કવિતોચિત ચમત્કૃતિ સહેજે સાધી શકે છે. એક આ પ્રણય ચિત્ર જ જુઓઃ—

કદી ગાલે મીઠી સ્મિત સખી રમે ગોળ લહરી,
જ્યહાં નાચે પેલો મદનનટ હોંસે ફરી ફરી.
(કુસુમમાળાઃ 'ત્હારી છબી નથી.')

અથવા 'કર્તવ્ય-અને વિલાસ'માં પ્રણયના બુલંદ સૂર સાંભળીએઃ—

સમર્પો આ મારો જીવ સકળ આ ચુંબન મહિ,
ત્હને આપું, લે આ–લઈશ ફરિ પાછો મળિ ફરી.

અને 'હૃદયવીણા'નું 'શાંત રજની'નું કાવ્ય કેટલું રસભર છે!—

ગભીરી ઘોર આ રજની
ભણે ભેદો ઊંડા, સજની!
બિહામણું વ્યાપ્યું આ ગાઢું

* તે પણ ગણાય છે તેટલું બધું અનવદ્ય નથી. રોળાઓમાં અને ગરબીઓમાં વિરામસ્થાનો દૂષિત નહિ, તો દુઃસાધ્ય તો છે જ, 'જોને પેલી કુમુદિની એકલી' (કુસુમમાળાઃ સૂર્યોદય) જેવા પ્રયોગો પણ સાવ વિરલ નથી. નિરર્થક 'જ' પણ બીજે જેટલો જ અહીં ડોકાય છે. 'શાન્તનું પાન કર્તો' 'તર્તો' સાથે પ્રાસમાં (હૃદયવીણા પૃ. ૫૮) મૂક્યું છે. 'વાદળીઓ'ને પ્રાસમાં 'પાતળીઓ' વર્ણવી છે. (કુસુમમાળાઃ હૃદયપ્રતિબિંબ) અને 'ગુંથ્યું હૈડે હૈડું' એમ કહી જીવથી જીવ મળ્યો એમ આગળ ઉમેરવું છે, પણ તે ભાવ જે રીતે નિરૂપાયો છે તે તે જમાનાની મર્યાદાઓથી અંકિત છેઃ

'ગુથ્યું હૈડે હૈડું, સજડ જીવડો જીવ શું જડયો'

'સજડ જીવડો'–સાવ નર્મદિયો પ્રયોગ! તેજ કાવ્ય ('માડવા તળે...બે ઝાડ')માં '**રહીએ** ભેટેલાં, નવ કદિ **પડીએ** જ અળગા'–માં 'રહીએ' અને 'પડીએ'ની જોડણી ભલે એકધારી રાખવા (અત્યારે વિદ્યાપીઠ-સરકારે કર્યું છે તેમ) લઘુપ્રયત્ન યકાર રહિત રાખો, શાસ્ત્રસિદ્ધ રૂપ पडिज्जइ-પડીયઈ—પડિયઇ-પડીઇ—પડીયિ-પડિયે (જે શ્રી. નરસિંહરાવભાઈ, શ્રી. કે. હ. ધ્રુવ, પ્રો. ઠાકોર, શ્રી. કે. કા. શાસ્ત્રી, આદિને માન્ય છે) હોવા છતા. છંદોરચનામાં તો જ્યાં સુધી યકાર-રહિત ઉચ્ચારણ શક્ય બન્યું નથી ત્યાં સુધી આવા પ્રયોગો દૂષિત જ ગણાય.

તિમિર દૃષ્ટિલોથકી કાળું,
હૃદય આ ઘેર્યું અંધારે
સખી ! તુજને દીસે ક્યહારે ?

આવા નાજુકાઈ ભર્યા કે ઉપરના શિખરિણીના જેવા બુલંદ સૂર ધીરે ધીરે દબાઈ જતા આપણે જોઈએ છીએ ! આત્મલક્ષી–અને આસમાની ઢબનાં—ઊર્મિકાવ્ય છોડી, વસ્તુલક્ષી ઊર્મિકવિતાને માર્ગે નરસિંહરાવની કાવ્યપ્રતિભા વળી ત્યારે ક્વચિત જ ‘ તદ્‌ગુણ ’ જેવાં ઉત્તમ કાવ્ય એ આપી શકે છે. એમનાં વસ્તુલક્ષી ઊર્મિકાવ્યોમાં ક્રમેક્રમે બોધપ્રધાનતા વધતી જાય છે. શૈલી આસમાની ઢબની દૃઢ્રાળી મટીને ઠંડી–ઉષ્માહીન–બની જાય છે. કમભાગ્યની વાત તો એ છે કે એમની ભક્તહૃદયતા પણ કાવ્યમાં ચમત્કૃતિ જન્માવવા શક્તિમતી દેખાતી નથી. ઘણુંખરૂં ભક્તહૃદયતા આસમાની ( રોમેન્ટિસીઝમ ) કે એથી યે એક કે વધારે ટપ્પા આગે ગૂઢવાદિતા( મિસ્ટિસિઝમ )ને પોષક હોય છે, પણ નરસિંહરાવની બાબતમાં એ વસ્તુ સંભવિત નથી, કેમકે ગૂઢવાદિતા ( આધુનિકોમાં રવીન્દ્રનાથ ઠાકુર આદિ સાધી શક્યા છે એવી ) પ્રાચીન પરંપરામાં શ્રદ્ધા માગી લે છે. નરસિંહરાવ નવી ઢબના–બૌદ્ધિક રીતના–ભક્ત. એવી ભક્તિ કવિતાને ભાગ્યે જ ઉપકારક થઈ શકે. આપણી ભક્તિ–પરંપરામાં જે ભાવપ્રતીકો છે એ અપનાવવાની આતુરતાને બદલે નરસિંહરાવમાં આપણે પરદેશી પરંપરાનાં ‘તાત મહાન’ ‘મહાન પિતા’ એવાં નવીન ભાવપ્રતીકો માટેનો પક્ષપાત જોઈએ છીએ. એથી જ નરસિંહરાવ ભક્ત નરસિંહરાવ કવિને સહાયરૂપ નીવડ્યા નથી. ટાગોર કે નાનાલાલ પેઠે એમણે પરંપરાપ્રાપ્ત ભાવપ્રતીકો સ્વીકાર્યાં હોત અથવા નવીન ભાવપ્રતીકો સર્જાવી જોસભેર પ્રચલિત કર્યાં હોત તો ભક્તિ–જે નરસિંહરાવના જીવનનું એક મહત્ત્વનું અંગ છે–નરસિંહરાવની કવિતાને ઘણી જ ઉપકારક થાત અને ‘ મંગલ મંદિર ’ જેવાં અનેક સર્વાંગસંપૂર્ણ કાવ્ય આપણને મળત.

પંચોતેર વરસની ઉમરે એમણે કાઢેલા નમ્રતાભર્યા ઉદ્‌ગાર હૃદયસ્પર્શી છે:—

કુસુમો તો થયાં મ્લાન, વીણાના તાર થંભિયા.
નૂપુરે કિંકિણી સર્વ વાગે છે બોખરી હવાં.

લગભગ અર્ધો શતક સાહિત્યોપાસના કરનાર પ્રતિભાને આવા વિષાદસ્વરો કાઢતાં જોઈએ છીએ ત્યારે સાહિત્યકારે મનુષ્ય તરીકે કેવી ઊંચી અકૃત્રિમ નમ્રતા સાધવી જોઈએ, એના આદર્શની ઝાંખી થાય છે. પોતાનાં વિવેચનલખાણોમાં પોતાનાં જ દૃષ્ટાંતો આપીને અને ટિપ્પણોમાં તથા સ્મૃતિચિત્રોમાં પોતાને મધ્યવર્તી રાખીને અનમ્ર તરીકે તરી આવનાર નરસિંહરાવ કલાસર્જનના ક્ષેત્રમાં પૂરતા નમ્ર હતા, એમ કહેવું જોઈ એ. કાન્તે ખંડકાવ્યોની નવી કેડી પાડી, તો લબ્ધપ્રતિષ્ઠ કવિ નરસિંહરાવે અહમને અળગો કરી, ‘ ઉત્તરા અને અભિમન્યુ ’ની રચના કરી હતી, અને સાહિત્યક્ષેત્રમાં પોતાના પ્રતિસ્પર્ધી પ્રો૦ બલવંતરાય ઠાકોરે પ્રચલિત કરેલ પૃથ્વીવૃત્તમાં—અને તે પણ સોનેટરૂપમાં રચના કરતાં નરસિંહરાવ અચકાયા નહોતા, એ કલાકારોના સ્મરણમાં રહો.×

---

× તા. ૧–૨–૧૯૪૦ની એક આકાશગોષ્ઠિ: ઑલ ઇન્ડિયા રેડિયો ના સૌજન્યથી.

# અર્વાચીન કવિતા

શ્રી. મનઃસુખલાલ મ. ઝવેરી, એમ. એ.

અર્વાચીન કવિતાનો પ્રારંભ યોગ્ય રીતે જ નર્મદથી ગણવામાં આવે છે. અર્વાચીન કહી શકાય તેવાં તત્ત્વોનો આપણા સાહિત્યમાં પહેલવહેલો પ્રવેશ નર્મદના યુગમાં થયો. કારણ કે એક રીતે કહીએ તો નરસિંહથી દયારામ સુધીના બધા કવિઓને આપણે એક જ યુગમાં મૂકી શકીએ. એ યુગની કાવ્યસરિતા માત્ર જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્યનાં ક્ષેત્રોમાં જ વહી રહી છે. ભક્તિના અને સીધા સાદા ઉપદેશનાં ક્ષેત્રોમાં વહેવાથી તે ઝરણ ગંધાઈ ઊઠે છે. શૃંગાર એમાં છે ખરો, પણ રાધાકૃષ્ણનો. સાંપ્રદાયિક નહીં તેટલું બધું અદ્ભુત. નક્કર અને સંગીન જીવનનો તેને સ્પર્શ જ ન હોવાથી, દયારામના યુગ સુધીની કવિતા જૂની ધરેડમાં, જૂના નાળામાં ઘસડાતી જાય છે ને અંતે થંભી થીજી જાય છે.[1]

ત્યાં આવે છે આંગ્લ સંસ્કૃતિનો પ્રબળ વેગથી ધસમસતો પ્રવાહ, એના તરંગમાં દેશની જીર્ણતા પીગળી જાય છે. વરાળીયો રાક્ષસ દેશમાં ઘૂમી રહીને અમાપ લાગતા અંતરને આંબી લે છે, તારટપાલનાં સાધનો દેશપરદેશના સમાચાર થોડા જ સમયમાં લાવી આપવાનો ચમત્કાર કરી બતાવે છે. રાજકીય અશાન્તિઓ બધી શમી જાય છે. ચોર, લૂંટારા, પરદેશી આક્રમણો ને આન્તરવિગ્રહો બધું શાન્ત થઈ જાય છે.

આ મન્થનકાળની યુગમૂર્તિ નર્મદ બન્યો. આ કાળમાં અંગ્રેજી નિશાળો અને કૉલેજની સ્થાપના થઈ ને અંગ્રેજી અને સંસ્કૃત બન્ને સાહિત્યનો કલા–દૃષ્ટિએ ધર્મગ્રન્થ રૂપે નહીં, પણ સાહિત્યના જ એક સ્વરૂપ રૂપે—અભ્યાસ થવા લાગ્યો. આમ નર્મદયુગમાં અભ્યાસનું નૂતન દૃષ્ટિબિન્દુ મળ્યું. એ દૃષ્ટિબિન્દુને પરિણામે ગતાનુગતિક ન્યાયે દોરવવાનો નિષેધ થયો, ને સ્વાતંત્ર્યની ભાવનાની જાગૃતિ થઈ. એ દૃષ્ટિબિન્દુથી જ નર્મદની કવિતા પણ અક્ષુણ્ણ ક્ષેત્રો તરફ વહેવા લાગી. અને શ્રી. વિશ્વનાથ ભટ્ટ કહે છે તેમ 'નર્મદ આપણો પહેલો કૌતુકપ્રિય કવિ થયો.' આવેશ, મસ્તી, બંડ, ઉત્સાહ, અભિમાન, સ્વાતંત્ર્યપ્રેમ, યુયુત્સા, વિચારપરિવર્તન અને ઉપરતિઃ બધાં લક્ષણોનું મૂળ કૌતુકપ્રિયતા છે, અને એ બધાં લક્ષણો આપણને નર્મદનાં મૂર્ત થયેલાં મળી આવે છે.[2] એટલે જ આપણને "પ્રકૃતિલીલાનું પ્રધાનપણે અને અત્યંત અપરોક્ષપણે પ્રથમ વર્ણન"[3] નર્મદમાં મળી આવે છેઃ એટલું જ નહીં પણ "આત્મલક્ષી પ્રેમોર્મિકાવ્ય"નો[4] પ્રભાવ પણ તેની જ તપોભૂમિમાં મળી આવે છે.

નર્મદનો એ મન્થન યુગ પૂરો થતાં ઊગ્યો ગોવર્ધનયુગ અથવા પંડિતયુગ. શ્રી. વિજયરાય

---

૧. અર્વાચીન કવિતા, કૌમુદીઃ જુલાઈ ૧૯૩૭. ઉપરાંત જુઓ Milestones in Gujarati Literature અને સાહિત્યપ્રવેશિકા.

૨. નર્મદનું મંદિર ૩. એજન

૪. રા. રા. રામનારાયણ વિ. પાઠક. 'નર્મદાશંકર કવિ' પૃ. ૩૨.

વૈદ્ય એ યુગને અનાકાર ભક્તોનો યુગ કહે છે.[૫] સંક્રાન્તિને બદલે સમન્વય એ તે યુગનો પ્રધાન મન્ત્ર બન્યો. એ યુગમાં અત્રત્ય અને પ્રાશ્ચાત્ય સંસ્કૃતિનાં સારાસાર તત્ત્વોનો નિર્ણય થવાનો હતો. સંક્રાન્તિયુગની Novelty is beauty ની ભાવના હવે આથમી ગઈ હતી. તેને બદલે

पुराणमित्येव न साधु सर्वम् ।
न चापि काव्यं नवमित्यवद्यम् ॥[૬]

—ની ભાવના નજર સામે તરી રહી હતી. આ યુગમાં સમન્વય એ રીતે સધાયો. કાવ્યના બાહ્ય દેહમાં દેશી, ગરબા, ગરબી, વગેરેની સાથે સસ્કૃત વૃત્તોનો પ્રયોગ કાન્ત, નરસિંહરાવ, બળવન્તરાય, નાનાલાલ, વગેરેએ કર્યો, સાથે સાથે અંગ્રેજી બ્લેંકવર્સના અનુકરણરૂપે અભિનવ છન્દો યોજનાના પ્રયોગો પણ શરૂ થયા. નર્મદના વીરવૃત્તના અનુસરણમાં અનેક કવિઓએ અવનવા છન્દો દ્વારા બ્લેંકવર્સને અવતારવાના પ્રયોગો કર્યા. નાનાલાલે અપદ્યાગદ્યનું સાધન ઊભું કર્યું. બળવન્તરાયે સળંગ, અગેય, યતિવિરામશૈથિલ્યવાળા પૃથ્વીછન્દને પ્રચારમાં આણ્યો. કેશવલાલ ધ્રુવે વનવેલી દ્વારા બ્લેંકવર્સમાં ઝીલાતા ભવ્યકરુણ ભાવોને ઝીલવાનો પ્રયત્ન કર્યો. એ માટે ખબરદારે મુક્તધારા છંદની યોજના કરી; અને મનહરરામે રામ-છન્દને આગળ કર્યો. પૃથ્વીની સાથે જ, બળવન્તરાયે સળંગ પ્રવાહી રચનાના અનુષ્ટુપને અજમાવ્યો. અને ઇન્દુલાલ ગાંધીએ[૭] તથા ગણપત ભાવસારે[૮] પણ પોતપોતાની રીતે પ્રયોગો કર્યા. આ રીતે સળંગ, અગેય રચનાનું નવીન તત્ત્વ કાવ્યદેહમાં પ્રવેશ્યું. આ ઉપરાંત સોનેટ જેવા સર્વથા પાશ્ચાત્ય સ્વરૂપનો પ્રવેશ પણ પહેલવહેલો ગોવર્ધનયુગમાં થયો. આમ ગોવર્ધનયુગમાં કાવ્યના બાહ્ય દેહમાં અત્રત્ય અક્ષરમેળ વૃત્તો અને પાશ્ચાત્ય સળંગ, અગેય, પ્રવાહી પદ્યરચનાનાં અને સોનેટનાં તત્ત્વો નવાં દાખલ થયાં.[૯]

આન્તરદેહ તરફ વળીએ તો ત્યાં પણ આ ઉભય સંસ્કારનો સમન્વય નજરે પડે છે. ગોવર્ધનરામે આર્યત્વનાં જ ગાન ગાયાં ને નાનાલાલે લગ્નસ્નેહ અને સ્નેહલગ્નના બિન્દુની આસપાસ પોતાની સ્વતંત્ર કલ્પના-સૃષ્ટિ સરજી. બળવન્તરાયે નિતનવા પ્રયોગો કરી કરીને કાવ્યજળને બંધિયાર થતાં અટકાવ્યાં; તો નરસિંહરાવે પ્રકૃતિદર્શન દ્વારા પાશ્ચાત્ય દૃષ્ટિબિન્દુ રજૂ કર્યું. મણિભાઈ દ્વિવેદીએ લોકગમ્ય રીતે અદ્વૈત વેદાન્તનો સંદેશ પાઠવ્યો; તો કલાપીએ સ્નેહનાં—અને તેમાં પણ ખાસ કરીને અતૃપ્ત સ્નેહનાં—ગીતો ગાયાં. ખબરદારે સ્વદેશા-ભિમાનનાં કાવ્યો દ્વારા દેશપ્રવૃત્તિનું પ્રતિબિમ્બ ઝીલ્યું ને ઝળકાવ્યું. બોટાદકરે ગૃહજીવન, ગ્રામજીવન અને કુટુમ્બજીવનનાં આદર્શ તત્ત્વોને શોધીને કાવ્યમાં મૂર્ત કર્યાં; ત્રિભુવન વ્યાસે બાળકાવ્યોની દિશા ખેડી, તો કાન્તે માનવહૃદયનાં ઊંડાણોમાં પ્રવેશ કરીને થોડાં રત્નોની વાગીશ્વરીને ભેટ ધરી.

---

૫. સાહિત્યદર્શન.

૬. કાલિદાસ मालविकाग्निमित्रम्

જૂનું જ સારૂં નથી કૈં બધું યે,
નવું નથી કાવ્ય સદાય નિન્દ્ય.

૭. 'રાત પડતી હતી.'

૮. 'દશરથનું સ્વપ્ન.

૯. અર્વાચીન કવિતા. 'કૌમુદી' જુલાઈ ૧૯૩૭.

આમ આ યુગમાં વિષયોનું વૈવિધ્ય વધ્યું. ગત યુગના ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય કે સામાજિક અને ધાર્મિક પ્રશ્નો પણ જીવનની અમુક ભૂમિકા પર તો ઉગ્યા જ હતા. એવી રીતે આ યુગના પ્રશ્નો પણ જીવનની ભૂમિકા પર તો ઊગ્યા જ. પણ એ જીવન એટલે અમુક પ્રકારના વર્ગનું જ જીવન. ગમે તેવા, જીવનસ્પર્શી હોવા છતાં પણ આ યુગના વિષયો, શ્રી. વિજયરાય વૈદ્ય કહે છે તેમ, પ્રકૃતિ અને પ્રણયના વર્તુલની બહાર નીકળી ન શક્યા.[10] એટલે આ યુગનાં કાવ્યો વિશાળ, અતિ વિશાળ માનવજીવન સાથે સમવિસ્તારી થઈને, તેના પર પોતાની પાંખ પ્રસારી શક્યાં નહીં. आपरितोषाद्विदुषां साधु न मन्ये प्रयोगविज्ञानम्[11] તે આ યુગનો આદર્શ ખરો; પણ આ આદર્શની ઉપાસનામાં એક મુખ્ય ત્રુટી રહી ગઈ. આ ત્રુટિને લીધે, લોકોની સાથે વિદ્વાનોના પણ પરિતોષની સાધનાને બદલે લોકો તરફ ઉપેક્ષા થઈ અને વિદ્વાનોનું જ સમાધાન થયું.[12]

ત્યાં ઊગ્યું ઈશુનું વર્ષ ૧૯૧૪. ગાંધીજી સ્વદેશ પધાર્યા. સત્યાગ્રહ આશ્રમ સ્થપાયો. હોમરૂલની અને ત્યારપછી અસહકારની હીલચાલ શરૂ થઈ. એક તરફ સરળ, સાત્ત્વિક ને સ્થિતપ્રજ્ઞ જેવા 'નવજીવન' નો જન્મ થયો. બીજી તરફ ઓજસ્ અને પૌરૂષની મૂર્તિ જેવો 'સૌરાષ્ટ્ર' સંપ્રદાય પ્રગટયો. ત્રીજી તરફ અસ્મિતા અને ઉત્સાહનાં પૂર વહાવતું 'ગૂજરાત' ઉદ્ભવ્યું. આમ એક દસકામાં તો દેશ આખાની રગેરગમાં અપૂર્વ તત્ત્વો નાચી રહ્યાં. આની અસર સાહિત્યકાર પર પણ પડ્યા વિના રહી નહીં. જૂના યુગના કવિઓ પણ આ નવા જાગૃતિતત્ત્વનો પડઘો પાડ્યા વિના રહી શક્યા નહીં. નાનાલાલે 'ગુજરાતનો તપસ્વી' લખીને નવયુગનો સત્કાર કર્યો. બળવન્તરાયે 'ખેતી' નો મહિમા ગાયો. કાન્તે 'હિન્દમાતાને સંબોધન' કરીને રાષ્ટ્રીય ઐક્યનું જ્ઞાન કર્યું. અને નરસિંહરાવે પણ—

यत्र योगेश्वरो गांधी वल्लभो यत्र धूर्धरः ।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥[13]

કહીને આર્ષવાણીમાં પોતાનો આશીર્વાદ આપ્યો. આમ જૂના કવિઓ પણ દેશકાલને અનુકૂળ થવાનો પ્રયત્ન કરવા લાગ્યા. તો આ યુગબળોએ ઘડેલા નવા કવિઓનું તો પૂછવું જ શું? એમણે તો ગાંધીજીવનના બધા જ તેજતરંગોને સાહિત્યમાં ઝીલ્યા.[14]

ગાંધીજીની અસરતળે આપણે પશ્ચિમના સબળ પ્રત્યાઘાતરૂપે પૂર્વ તરફ વળ્યા.

ગાંધીજીવનની સીધી અસર નીચે આપણે આદર્શને વાસ્તવમાં ગૂંથવાનો પ્રયત્ન કર્યો. પ્રયોગશીલતા અને સાહસવૃત્તિને જીવનમાં અને કવનમાં સ્થાન મળ્યું, જીવનને આપણે ગંભીર દૃષ્ટિએ જોવા લાગ્યા. વિશ્વપ્રેમના ગાંધીજીના આદર્શે આપણને આપણાં ભૂલાયલાં

---

૧૦. સાહિત્યદર્શન

૧૧. કાલિદાસ अभिज्ञानशाकुन्तलम्

વિદ્વજ્જનો તણી ન જ્યાં સુધી થાય તૃપ્તિ,
માનૂં કલા ન મુજ પૂર્ણ પ્રયાસ કેરી.

૧૨. અર્વાચીન કવિતા, 'કૌમુદી' જુલાઈ ૧૯૩૭.

૧૩. આ શ્લોક સ્વ. નરસિંહરાવે કરાંચીકોંગ્રેસવખતે લખીને ગાંધીજીને મોકલ્યો હતો.

૧૪. અર્વાચીન કવિતાઃ 'કૌમુદી' જુલાઈ ૧૯૩૭.

ભાંડુ તરફ વાળ્યાં. અને આપણી નાનકડી આંખમાં સમાય છે, તેવડું જ જગત નથી, એનું આપણને ભાન થયું.

એટલે જ ગાંધીયુગનો કવિ માત્ર કવિ જ ન રહેતાં માનવી બનવાને મથ્યો. આભનાં ઊંચાં ઊંચાં ઉડ્ડયન કરવાને બદલે તેના મનમાં માત્ર એક જ ઝંખના રમી રહીઃ

> પૃથ્વી ઉછંગે ઉછરેલ માનવી,
> હું માનવી માનવ થાઉં તો ઘણું[૧૫]

આ રીતે કવન અને જીવન વચ્ચેના વિરોધને બની શકે તેટલો ઓછો કરવાનો તેનો પ્રયાસ છે.

ગાંધીજીવનનાં પ્રગલ્ભ સાહસિકતા અને ગંભીર ચિન્તનશીલતાનાં તત્ત્વોને પણ તેણે અપનાવી લીધાં છે. અને એ સાહસિકતાને કાવ્યનાં બાહ્ય તેમ જ આંતર સ્વરૂપોમાં તે અજમાવી રહ્યો છે.

કાવ્યના બાહ્ય સ્વરૂપમાં સાહસિક પ્રયોગો કરનાર તે, અલબત્ત પહેલો જ નથી. પણ– છન્દોનાં મિશ્રણોના તેના પ્રયોગો પ્રગલ્ભ છે. તેમાં સાહસવૃત્તિ સ્પષ્ટ તરી આવે છે. આપણે ઉપજાતિ–વસન્તતિલકાનું એક મિશ્રણ જોઈએ. નરસિંહરાવ એ મિશ્રણ આમ કરે છે:—

> મૃત્યુ તણી શ્યામલ છાય ઢાંકે,
> અનન્તતામાં ક્ષણ ભંગ દાખે.
> તથાપિ એ છાયની પેલી પારે,
> દેદીપ્યમાન ચિરંજીવન સિન્ધુ મ્હાલે.[૧૬]

આ મિશ્રણ સાદું અને કશા જ ચમત્કાર વિનાનું લાગે છે. ત્યારે સુન્દરમ્‌નું નીચેનું મિશ્રણઃ—

> સંગીત થંભ્યાં,
> તવ વાદ્ય જંપ્યાં
> ઝંખ્યાં હશે ધામ મળ્યાં તને તો
> ઇંખ્યાં મટે ગીત મને કયમે તો?
> સંગીતના ચાતક આ રટે હ્યાં.
> પ્રેમી ઉરે મરણ ઘા વસમો પડે હા![૧૭]

બેશક વધારે પ્રગલ્ભ છે.

આવાં મિશ્રણો, અલબત્ત. ભાવાનુકૂલત્વની દૃષ્ટિએ થતાં હોય છે. એટલે જ જ્યારે "શેષ' જેવો કોઈ કલાકાર એ મિશ્રણ કરે છે ત્યારે કાવ્યનો ભાવ પણ, નીચેના ઉદાહરણમાં છે તેમ, ખીલી ઊઠે છે;—

---

૧૫. કાવ્યમંગલા, માનવી માનવ.

૧૬. સ્મરણસંહિતા.

૧૭. કાવ્યમંગલા

પરંતુ અંતે તો—

અભેદ નિજનો કરી, ગહન ને વિશાળાં બની,
વહે વણ–વિરોધ–ઘર્ષણ અનન્ય ઉદ્દેશથી;
કરે તટની ભૂમિને રસસમૃદ્ધ ને ખીલતી,
કલ્હાર સમ લીલી ને ઉજળી મ્હેંકમ્હેંકાં થતી.
અનેક વિધ વિસ્તરન્ત વ્યવહાર જ્યાં લોકના!
તમે યે એ રીતે'–'અલમતિ હિ વિસ્તારથી અલમ્[૧૮]

આવાં જ પ્રગલ્ભ મિશ્રણો શિખરિણી, સ્રગ્ધરા, વગેરે અનેક છન્દોમાં થાય છે.

પ્રવાહી છન્દોના પ્રયોગોને પણ આ યુગનું જ એક લક્ષણ ગણી શકાય, અને એ પ્રયોગોમાં પણ એ જ સાહસિકતા તરી આવે છે. નાનાલાલની કવિતાને છન્દોનાં ઝાંઝર નડેલાં; પણ એમણે છન્દોનાં મિશ્રણો અને છન્દમાં એક ગુરુને સ્થાને બે લઘુ વર્ણો મૂકવા ઉપરાંત બીજી કોઈ પણ છૂટ ભાગ્યે જ લીધેલી. સ્વૈરંગ વિચારપ્રવાહને વહાવવા માટે એમણે નહીં પદ્ય, નહીં ગદ્ય, એવું તૃતીયમ્ અપદ્યાગદ્ય ઊભું કર્યું. બાકી જ્યાં જ્યાં એમણે સંસ્કૃત વૃત્તોનો પ્રયોગ કર્યો છે ત્યાં ત્યાં, સામાન્ય રીતે, એમણે એનાં બંધનો–એક મુક્તકમાં બે કે ચાર પંક્તિઓ હોય, એક એક પક્તિમાં અક્કેક વિચાર સંપૂર્ણતાથી કહેવાયો હોય, વગેરે બંધનો–અવશ્ય સ્વીકાર્યાં છે. આજની કવિતા એ બંધનોનો બહુ સફળતાથી સવિનય ભંગ કરે છે. એક મુક્તકમાં ત્રણ, પાંચ, સાત ગમે તેટલી પંક્તિઓ તે ગોઠવે છે.[૧૯] અને એક વિચાર એક પંક્તિમાં પૂરો ન થતો હોય તો બીજી, ત્રીજી, ચોથી એમ અનુકૂળ પડે તેટલી પંક્તિ સુધી તેને લંબાવે છે.

એ પ્રગલ્ભ સાહસિકતાનું મૂળ પણ શ્રી. બળવંતરાય ઠાકોર જ છે. અત્યારની વિચાર-પ્રધાન કવિતાના દેહસર્જનના સંબંધમાં શ્રી. સ્નેહરશ્મિ કહે છે તે પ્રમાણે, 'તે દેહસર્જનના પ્રજાપતિ બન્યા બળવન્તરાય, અને એ દેહમાં પ્રાણપ્રતિષ્ઠા કરી ગાંધીજીએ.'[૨૦] પરન્તુ બળવન્તરાયના યુગમાં એ સાહસ પ્રત્યેક પદ્યકારનો સ્વભાવ બની ગયું છે. અને તે આ યુગની જ વિશિષ્ટતા ગણાય.[૨૧]

જીવનનું આપણું દૃષ્ટિબિંદુ પૌરસ્ત્ય બન્યું, એટલે આપણે વિસ્મૃતિના થર ઉખેડીને આપણી પ્રાચીન વસ્તુઓને અપનાવી, સાહિત્યમાં પણ પ્રાચીન લોકસાહિત્યનો પુનરુદ્ધાર થયો. લોકગીતો અને લોકભજનોન ઢાળમાં પણ શ્રી. મેઘાણી જેવા કવિઓની કવિતા રેલાઈ.

આ ઉપરાંત એક ઝીણો ભેદ પણ નોંધવા જેવો છે. ગેયત્વનો પ્રચલિત દૃષ્ટિએ અનાદર, એ પણ આ યુગનું જ લક્ષણ ગણી શકાય. સાર્થ શબ્દયૂથનો પરસ્પર અનુકૂળ વિન્યાસ અને તેમાંથી નિષ્પન્ન થતું કર્ણમંજુલ સંગીત,–[૨૨] આટલું તો એ કવિતાને પણ

---

૧૮. શેષનાં કાવ્યો: નવવરવધૂ

૧૯. જુઓ સુન્દરમ્‌નાં 'બધાઈ ગયું,' અને ઉમાશંકરના 'સર્જકો સૃષ્ટિલીલાનાં,' જેવાં મુક્તકો.

૨૦. 'નવી ગુજરાતી કવિતાના યુગો'

૨૧. 'ગાંધીજી અને સાહિત્ય', "કૌમુદી" નવેમ્બર ૧૯૩૫

૨૨. ઉદાહરણ સ્નેહરશ્મિના 'ક્યારે ?'માંથી—

સ્નિગ્ધ મારાં ગાન સુમને,
શાન્ત કોઈ વિજન વને,
ઝુકીશ ક્યારે ચરણે તારે—
સકલ પ્રાણે મને ? ('અર્ઘ્ય')

માન્ય છે. પણ એથી વધારે એ નથી સ્વીકારતી. રાગડા તાણીને ગાઈ શકાય કે હાર-મોનિયમ–તબલાં સાથે લલકારી શકાય તેવી રચનાઓ જ સંગીત, એ વ્યાખ્યા અત્યારે નથી સ્વીકારાતી એ જાતની ગેયતાની કોઈને પરવા પણ નથી.

વળી જીવનમાંની બાહ્યાંગની સાદાઈ કવનમાં પણ મૂર્ત થતી આવી છે. આજનું કવન સાદું, ઝાઝા અલંકાર રહિત બન્યું છે. આજનો કવિ શબ્દાલુતાનો અને જટિલ અલંકારસામગ્રીનો ત્યાગ કરીને પોતાનું કવન સુબોધ મિતાક્ષરતામાં ઢાળવી રહેવાનો પ્રયાસ કરે છે. અવનવી ઉપમાઉત્પ્રેક્ષાની હારમાળા રજૂ કરીને પોતાનું ચાતુર્ય બતાવવાના તેને કોડ નથી.

આ રીતે સાહિત્યના બાહ્યાંગમાં પ્રગલ્ભ સાહસિકતા અને સાદાઈ પ્રવેશ્યાં છે.[૨૩]

એવી જ સાહસિકતા વિષયોની ચૂંટણી કરવામાં પણ ગાંધીયુગના કવિઓ બતાવી રહ્યા છે. સુન્દરમે 'મીંદડી', 'ભંગડી', 'રૂડકી', 'ત્રણ પડોશી' અને 'જાજરૂની માખી' પર લખ્યું; તો ઉમાશંકરે 'ઘુવડ', 'દરજી'; 'ચૂસાયલો ગોટલો', 'ભીખારી' અને 'ઉકરડો,' જેવા વિષયો ચૂંટ્યા. શ્રીધરાણીએ 'પૂજારી', 'મંદિર', 'દેવ,' વગેરેને નવી દષ્ટિથી નિહાળ્યાં; તો ઈંદુલાલ ગાંધી પણ 'ગુજરાતી સાડી', 'અર્ધનગ્ના,' 'બંધ પડેલી હાથપેટીને' અને 'બે ખિલાડાં,' જેવા વિષયો તરફ વળ્યા. આમ નવા યુગના કવિઓ પૂર્વે કદિ ન સ્પર્શાયેલા વિષયો ભણી વળ્યા એટલું જ નહીં, પણ તેમની આલેખનની દષ્ટિ એટલી જ નવીન રહી. શ્રી. વિશ્વનાથ ભટે નોંધેલી "કાવ્ય મગલા"ની વિશિષ્ટતાઓ એક રીતે તો ગાંધીયુગની સમસ્ત કવિતાની વિશિષ્ટતાઓ ગણી શકાય. 'વિવિધતા, નવીનતા, ચિન્તનપરાયણતા—અને એનાં આનુષંગી નવયુગનાં મંથન, વિષાદ, કારુણ્ય, તેમ રાષ્ટ્રભક્તિ, સેવાવૃત્તિ, દીનજનો પ્રત્યેનું વાત્સલ્ય, વાસ્તવિકતા તેમ જ ભાવના ઉભયનું સુભગ સંયોજન,[૨૪] —આ બધાં લક્ષણો ગાંધીયુગની કવિતામાં મૂર્ત થયેલાં આપણને મળી આવે છે.

ગાંધીયુગના કવિઓ કવિતાને જીવનના પ્રેરક અને પવિત્ર બળ તરીકે સ્વીકારે છે. કવિતા વસ્તુસ્થિતિને ભૂલવા માટેનો માદક પદાર્થ નથી, પણ મનુષ્યાત્મા વિકસાવનાર અને વિસ્તારનાર, તેને તેની સાંકડી સીમાઓની પાર લઈ જઈને ભવ્યતાનાં અને રમ્યતાનાં દર્શન કરાવનાર, કોઈ દૈવી તત્ત્વ છે. એટલે જ ઉમાશંકર જોષી કવિતાને "વિશ્વકાવ્ય... જનની"[૨૫] કહીને અત્યંત ગંભીરતાથી તેની આરાધના કરે છે.

કવિતા પ્રત્યેના આ દષ્ટિબિન્દુમાંથી જ આજની કવિતાનું જગત તરફનું દષ્ટિબિન્દુ પણ ફરી જાય છે. કવિને લાગે છે કે પોતાના વ્યક્તિગત સુખ કે દુઃખ, હર્ષ કે શોક, આનન્દ કે અતૃપ્તિ, જીવનમાં કે જગતમાં બહુ મહત્વનો ભાગ ભજવતાં નથી. જીવનના સમસ્ત રસનું કેન્દ્ર તો માનવતા જ હોઈ શકે. ઐહિક કે પારલૌકિક વિચારોને બદલે અત્યારે સાચી જરૂર છે માનવતાના વિચારની. અર્વાચીન ચિન્તકોની માફક તેને પણ લાગે છે કે મનુષ્ય વિશ્વનું કેન્દ્ર નથી, પણ વિશ્વનું અંગ છે. પ્રકૃતિનો સમસ્ત વૈભવ મનુષ્યના ઉપભોગ માટે નથી. મનુષ્યે તો પ્રકૃતિમાતાનું અમી પીને જ સંતોષ માનવો જોઈએ. કપૂત થઈને પ્રકૃતિમાતાનું રક્ત રેલવું ન જોઈએ. નથી મનુષ્ય વિશ્વનું કેન્દ્ર, કે નથી સમસ્ત

---

૨૩. 'ગાંધીજી અને સાહિત્ય,' "કૌમુદી" ૧૯૩૫.

૨૪. ૧૯૩૯નું ગ્રંથસ્થ વાઙ્મય.

૨૫. ગંગોત્રી

સર્જનનો શિરકિરીટ, મનુષ્ય માત્ર મનુષ્ય જ છે; અને મનુષ્ય તરીકે જ વિકસવાનો તેનો ધર્મ છે. માનવી માત્ર માનવી જ બને તો પણ ઘણું.

આ વિચારસરણિ કવિને, સ્વાભાવિક રીતે જ, વિશ્વબન્ધુત્વના આદર્શ તરફ લઈ જાય છે.

"માનવી, પ્રકૃતિ સૌને वसुधैव कुटुम्बकम्"

અને જો આખી વસુધા એક કુટુમ્બ જેવી જ હોય તો તેમાં ઊંચુ કોણ ને નીચું કોણ? પૃથ્વી પરની પ્રજાઓએ "હાથમાં હાથ ગૂંથી, ને સ્કંધે સ્કંધ સંપે મિલાવી"[૨૬] જગતના ઊંબરા પર ઊભવું જોઈએ. પણ અત્યારની વસ્તુસ્થિતિ કઇ છે? પ્રજા પ્રજા ખભે ખભો અડાડીને પ્રગતિ કરી રહી છે? માનવી—'સૃષ્ટિબાગનું અમૂલ ફુલ માનવી'[૨૭]— સ્વતંત્ર છે? મનુષ્યમાત્ર ગુલામ જ નથી, પણ વર્ગવૈષમ્યની યાતનાથી પણ કચડાઈ રહ્યો છે. ગુલામોમાં પણ નાના ને મોટા, નીચા ને ઊંચા, નિર્ધન ને ધનિક, એ ભેદો તેમની ગુલામીને તીવ્ર અને વધારે ભયંકર બનાવી રહ્યા છે. અહીં તો એક તરફ આદમની મીંદડી વેરણ થાય છે, બીજી તરફ ત્રણ પાડોશી છે, ત્રીજી તરફ ભૂખી ડાંશ રુકકી ભમ્યાં કરે છે, તો ચોથી તરફ 'પહેરણનું ગીત' હૃદયને ભેદી નાંખે છે. કયાંક ઘાણીના ગીતનો કર્કશ રવ સંભળાયાં કરે છે, તો કયાંકથી હથોડાના ગીતના આક્રન્દ ઊઠે છે. આ બધા સિતમથી ઊકળી જઈને શ્રી. મેઘાણી તો કહી દે છેઃ—

મહારોગ ને મૃત્યુના સાગરમાં,
લાખો ચીસ નિસાસભર્યા જગમાં.
સિતમે સળગંત ધરાતલમાં,
રસ સુન્દરતા કેરી શાયરી છે
બધી જાળ સુનેરી ભુખ્યા જનને
ત્યારે હાય રે હાય કવિ! તુને
શબ્દોની ચાતુરી ગૂંથવી કેમ ગમે?

ને ઉમાશંકર પણ અકળાઇ જઈને ધનિકોને પડકારે છે,

રચો, રચો અંબરચુંબી મંદિરો,
ઊંચા ચણો મહેલ, ચણો મિનારા।[૨૮]

આ બધું તમે ભલે રચો; પણ ભાવિ એને લાંબા સમય સુધી સાંખશે નહિ.

દરિદ્રની એ ઉપહાસ લીલા
સંકેલવા, કોટિક જીભ ફેલતો
ભૂખ્યાં જનોનો જઠરાગ્નિ જાગશે,
ખંડેરની ભસ્મકણી ન લાધશે![૨૯]

પોતાની આ ગુલામીનું ભાન થતાં જ એમાંથી મુક્તિ મેળવવાની ઇચ્છા થાય, એ સ્વાભાવિક છે. તેથી જ કવિઃ—

'સ્વતંત્રતા! સ્વતંત્રતા! રહો દિલે તું મૂર્તિમન્ત![૩૦]

કહીને રણમાં ઝંપલાવવાની હાકલ પાડે છે, પણ એ રણમાં તોપોના ધડાકા કે શસ્ત્રોનો

---

૨૬. ઉમાશંકર જોષી, "વિશ્વશાન્તિ."
૨૭. 'ગંગોત્રી'—'ગુલામ?'
૨૮. 'યુગવન્દના'–'કેમ ગમે?'
૨૯. 'ગંગોત્રી'–'જઠરાગ્નિ'
૩૦ ચન્દ્રવદન મહેતા.

ખડખડાટ સંભળાશે નહીં: કારણ કે અત્યારનો કવિ સશસ્ત્ર સંગ્રામમાં માનતો નથી: તે તો કહે છે કે:

આજુથી નરેલાં ઘડતર માંડવાં હો જી.
ખડગ ખાંડાં ને કણ કણ ખાંડવાં હો જી[૩૧]

બંધનોમાંથી એને મુક્તિ મેળવવી છે; પણ અહિંસક રીતે વિશ્વબંધુત્વના અને વિશ્વ-શાન્તિના એના આદર્શની સિદ્ધિ માટે યુદ્ધવિરામ જ એને સાચો ઉપાય લાગે છે. એટલે એ બીજી કોઇ વ્યક્તિની કે પ્રજાની સામે નહીં, પણ યુદ્ધની પોતાની સામે યુદ્ધ ખેલી લેવા તૈયાર બને છે, અને યુદ્ધની સામે યુદ્ધ કરવાનું ગજું ગાંધી કે બુદ્ધ વિના બીજા કોનું હોય?

વીર ઊઠી આજ લડી લો ત્યારે, જુદ્ધની સામે જુદ્ધ,
એ રે, જુદ્ધની સામે જુદ્ધ;
ઘરે ઘરે વીર ગાંધી જગાવો. બારણે બારણે બુદ્ધ.[૩૨]

આ અહિંસક વિજિગીષણા—જેમાં કોઈને મારવાનું નથી, પણ જાતે જ સહન કરવાનું છે, તેમાં આત્મસમર્પણની વૃત્તિ એક આવશ્યક તત્ત્વ બની રહે છે. એટલે જ બીજાઓની શાન્તિનું સર્જન કરવા માટે કવિ પોતે તાપમાં તપવા માગે છે.

પ્રભો! મારે તાપે તપી, અવરની શાન્તિ સૃજવી,
નિચોવી અંધારાં. અજર રસજ્યોતિ જગાવી.[૩૩]

આમ અર્વાચીન યુગની પ્રધાન ભાવનાઓ—દીનજનવાત્સલ્ય, અને સામ્યવાદ, અહિંસક વિજિગીષણા અને સ્વાર્પણ, વિશ્વબંધુત્વ અને યુદ્ધવિરોધ—આ બધી ભાવનાઓ ગાંધી-યુગનાં કાવ્યોમાં મૂર્ત થએલી છે.

આમ, આપણે જોઈ શકીએ છીએ કે ગાંધીયુગમાં જીવન તરફનું દૃષ્ટિબિન્દુ જ ગંભીર બની ગયું છે. ગાંધીયુગનો યુવાન દૈનિક જીવનના ગંભીર પ્રશ્નોને સમજવાને મથ્યો છે. યૌવનસુલભ આવેશને અને ઊર્મિલતાને દબાવીને તે બુદ્ધિપ્રધાન બનવા પ્રયત્નો કરવા લાગ્યો છે. પોતાનું વ્યક્તિત્વ વિસ્તારીને વિશ્વબંધુત્વ સાધવાના તેના કોડ છે. અસંખ્ય પીડિત માનવબંધુઓને ઉગારવાની ચિન્તા તે ગંભીરતાથી અહોરાત્ર કરી રહ્યો છે.[૩૪]

દૃષ્ટિબિન્દુઓના આ પરિવર્તનને લીધે જ આપણી કવિતા ઊર્મિના ક્ષેત્રને બદલે ચિંતન અને વિચારનાં ક્ષેત્રો ભણી વધારે ઢળી રહી છે. આજની કાવ્ય વ્યાખ્યા પણ वाक्यं रसात्मकं काव्यम्. ની નથી રહી; પણ શ્રી. બળવન્તરાય ઠાકોરની "વિચારપ્રધાન અર્થાનુસારી લય" એ રહી છે.

અને આને પરિણામે, અત્યારની કવિતાને કેટલાંક ભયસ્થાનો પણ નડયાં છે. અત્યારની કવિતાના પ્રવાહોનું તટસ્થતાથી અને સૂક્ષ્મતાથી આપણે અવલોકન કરી શકીએ તેવી સ્થિતિમાં આપણે અત્યારે નથી. હજી તો આપણે પોતે જ તે પ્રવાહમાં તણાઈ રહ્યાં છીએ.

---

૩૧. ઝવેરચંદ મેઘાણી: 'ઘણ રે બોલે ને'—
૩૨. ઉમાશંકર જોષી. 'ગંગોત્રી', 'બારણે બારણે બુદ્ધ'
૩૩. 'ગંગોત્રી'
૩૪. 'ગાંધીજી અને સાહિત્ય', "કૌમુદી" નવેમ્બર ૧૯૩૫.

કવિતાનું આપણે યથાર્થ મૂલ્યાંકન કરી શકીએ તે માટે કવિઓની અને આપણી વચ્ચે સમયનો જે ગાળો પડ્યો હોવો જોઇએ તે પડવાને હજી વાર છે. આપણા કવિઓની પ્રતિભા હજી ફ્લોન્મુખ થઈ રહી છે. એટલે એમને વિષે કંઈ પણ નિર્ણયાત્મક ઉચ્ચારવું તે જોખમભરેલું કહેવાય.

પણ વ્યક્તિગત કવિ વિષે કે સમગ્ર કવિતાના પ્રવાહના સારાસાર વિષે આપણે કંઈ પણ ન કહીએ તો પણ કેટલીક સર્વસાધારણ મર્યાદાઓ વિષે તો આપણે જરૂર કહી શકીએ. એ મર્યાદાઓ અત્યાર સુધીમાં સિદ્ધહસ્ત ગણાઈ ચૂકેલા કવિઓ કરતાં ઉદયોન્મુખ કવિઓને વધારે નડે છે. એટલે એ મર્યાદાઓ પર ધ્યાન ખેંચવાનું કાર્ય અત્યારે આવશ્યક પણ છે.

આપણે અગાઉ જોઈ ગયા તે પ્રમાણે, કવિતાના દર્શનમાં જ અત્યારે તાત્ત્વિક પરિવર્તન થઇ ગયું છે. કાવ્યને અત્યારે જીવનના પ્રેરક બળ તરીકે સ્વીકારવામાં આવે છે. એટલે, સ્વાભાવિક રીતે જ, મમ્મટે ગણાવેલાં કાવ્યપ્રયોજનો

काव्यं यशसेऽर्थकृते व्यवहारविदे शिवेतरक्षतये ।
सद्यः परनिर्वृतये कान्तासंमिततयोपदेशयुजे ॥[૩૫]

–માંથી માત્ર છેલ્લા પ્રયોજન પર જ આપણા કવિઓ જાણ્યે અજાણ્યે પણ, પોતાની મીટ માંડે છે. અને બીજાં પ્રયોજનોનો, પરિણામે, અનાદર થાય છે. આમ કવિતા રંજન માટે નહીં, ब्रह्मानन्दનો આસ્વાદ કરાવવા માટે નહીં, પણ પ્રેરવા માટે જ લખાય છે. અને उपदेशयुजे[૩૬]માં પણ, ઘણી વખત તેના પૂર્વગ कान्तासंमितને વિસરી જઇને, मित्र કે प्रभुની રીતે જ પ્રયોજન સાધવામાં આવે છે.

લાંબી ચર્ચામાં ન ઊતરીએ તો પણ એટલું તો નિર્વિવાદ છે. કાવ્યનું મુખ્ય પ્રયોજન નિરતિશય આનન્દ આપવાનું છે. જીવનની સાથે કાવ્યને—કે કલાસ્વરૂપ માત્રને સંબંધ નથી એમ નહીં. બ્રેડલે કહે છે તે પ્રમાણે કલા અને જીવનનો સંબંધ underground[૩૭] છે; અથવા એથી પણ આગળ વધીને શ્રી. રામનારાયણ પાઠક કહે છે તે પ્રમાણે તે સંબંધ "માર્મિક અને સર્વતોભદ્ર[૩૮] છે. જીવનથી વ્યતિરિક્ત કોઈ પણ કલાસ્વરૂપ સંભવી શકે નહીં. "કલા ખાતર કલા"નો વાદ પણ, બ્રેડલે સમજાવે છે, તે પ્રમાણે, "કાવ્યનો અનુભવ, બીજા કશાને માટે નહીં પણ એ અનુભવ માટે જ લેવાનું ઇષ્ટ ગણતો હોય ત્યાં સુધી જ સાચો છે. એથી આગળ જઇને કલા મનુષ્યજીવનનું એક જ કે સર્વોત્તમ ધ્યેય છે એવો એ વાદનો અર્થ નથી. "કલાખાતર કલા" નો વાદ તો આપણને એટલું જ સમજાવે છે કે આપણે કવિતાને અને જનકલ્યાણને એક બીજાના પડછામાં મૂકી શકીએ નહીં, કારણ કે કવિતા પણ જનકલ્યાણનો એક પ્રકાર છે. તેમાં જ કવિતાનું આંતરિક મૂલ્યાંકન એ કેટલે

૩૫. काव्यप्रकाशः ભાવાર્થ:–કાવ્ય યશને માટે, અર્થપ્રાપ્તિને માટે, વ્યવહારના જ્ઞાન માટે, અકલ્યાણના નિવારણ માટે, તત્કાળ બ્રહ્માનન્દનો અનુભવ કરાવવા માટે અને પ્રિયતમાની માફક ઉપદેશ આપવા માટે હોય.

૩૬. काव्यप्रकाश

૩૭. Oxford Lectures on Poetry. પૃ. ૬.

૩૮. સાહિત્ય અને જીવન. 'પ્રસ્થાન' વૈશાખ ૧૯૯૫.

અંશે જનકલ્યાણ કરે છે, તેના પરથી સીધેસીધું કરી ન શકાય."૩૯

આમ જીવનની સાથે કાવ્યનો સંબંધ ગૂઢ અને માર્મિક હોવા છતાં, જીવનને ઉચ્ચ અને નીતિમાન્ બનાવવાનું જ તેનું ધ્યેય નથી. એવું જો ધ્યેય હોય તો ધીરો કે સામળ નાનાલાલ કરતાં ચઢીયાતા કવિ ગણાય; ભોજાના ચાબખા 'વસન્તવિજય' કે 'ચક્રવાક-મિથુન' કરતાં વધારે ઊંચી કવિતા ગણાય.

એટલું જ નહીં, પણ કાવ્યદ્વારા મળતો નિરતિશય આનંદ માદક પદાર્થો દ્વારા મળતા આનંદ કરતાં જૂદા પ્રકારનો છે.માદક પદાર્થોનો અનુભવ કરતી વખતે પણ, કાવ્યાનુભવ વખતે થાય છે, તે પ્રમાણે, વ્યવહારનું સર્વ જ્ઞાન વિગલિત થઈ જતું હશે; પણ શ્રી. રામનારાયણ પાઠક કહે છે તેમ, "કાવ્યાનુભવ લઈ લીધા પછી ભાવક પાછો પોતાના વ્યવહાર જગતમાં આવે છે ત્યારે કાવ્યનો અનુભવ સાથે લઈ ને આવે છે. તેના પૂર્વના અનુભવમાં કાવ્યનો અનુભવ ઉમેરાય છે, તેની સાથે એકરસ થઈ જાય છે, અને સરહસ્ય કાવ્યાનુભવ કરવાથી હવે ભાવક વ્યવહાર-જગતનો અનુભવ પણ કંઈક વધારે રહસ્યપૂર્વક કરતાં શીખે છે. જગતને સમજવાની તેની શક્તિ વધેલી છે. કાવ્યથી તે વધારે સંસ્કારી થયો છે."૪૦ કાવ્યાનંદ આમ વધારે સૂક્ષ્મ અને વધારે સંસ્કારી ભૂમિકાનો છે. એને આપણે માદક પદાર્થોથી મળતા આનંદની સાથે સરખાવી શકીએ નહીં.

એટલે કવિતાને આપણે માદક પદાર્થ કે રમકડું ગણી શકીએ નહીં, અને તેમ છતાં નિરતિશય આનંદ આપવાનું તેનું પ્રયોજન તો એટલું ને એટલું જ પ્રધાન રહે છે.

એ પ્રયોજનનો નિષેધ કરીને કાવ્યનો પ્રેરક બળ તરીકે જ મુખ્યત્વે સ્વીકાર કરીએ તો તેમાંથી બીજા પ્રકારની તરંગશીલતા જન્મ્યા વિના રહેતી નથી. આગલા યુગની તરંગ-શીલતામાં, માનવી પોતાની પાર્થિવ ભૂમિથી દૂર ભાગતો અને જીવન સાથેના સીધા કે તાત્કાલિક પરિચયના નહીં એવા પ્રશ્નોમાં જ રાચતો. આજની તરંગશીલતા યુયુત્સામાંથી જન્મે છે, અને હાસ્યાસ્પદ પ્રયત્નોમાં,–quixotic efforts–માં પરિણમતી હોય તેવું લાગે છે. હું વિરાટનું બલિપુષ્પ, હું વિશ્વમાનવી, હું યૌવનનો ને કર્મનો વિધાતાઃ જેવી ભાવનાઓ તાત્કાલિક રસિક થઇ શકે; પણ એ જ ભાવનાઓનો અતિરેક થઇ જતાં એ તરંગશીલતાને સીમાડે જઇને ઊભે છે, એ નિર્વિવાદ છે.

એ જ પ્રમાણે "વિચારપ્રધાન અર્થાનુસારી લય"ની વ્યાખ્યાનો પણ અતિરેક થતો જણાય છે. કવિતામાં કવિતાતત્ત્વ હોવા માટે વિચારની આવશ્યકતા છે એની ના નહીં; પણ વિચાર જ કવિતા; વિચાર સિવાય બીજું કશું પણ નહીં, એ આગ્રહ કવિતા માટે

---

૩૯. "This experience is an end in itself...The offensive consequences often drawn from the formula 'Art for Art' will be found to attach not to the doctrine that Art is an end in itself, but to the doctrine that Art is the whole or supreme end of human life...The formula only tells us that we must not place in antithesis poetry and human good, for poetry is one kind of human good; and that we must not determine the intrinsic value of his kind of good by direct reference to another."

Oxford Lectures on Poetry પૃ. , ૬.

૪૦. સાહિત્ય અને જીવન "પ્રસ્થાન" વૈશાખ ૧૯૯૫.

ભાગ્યે જ ઉપકારક ગણાય. કવિતા એ બુદ્ધિનો જ વિષય હોય તો બુદ્ધિના પરિણામ જેવા વિચારને આપણે કવિતાના આત્મતત્ત્વ જેવો ગણી શકીએ. પણ કવિતા નથી કેવળ બુદ્ધિનો વિષય, કે નથી કેવળ હૃદયનો વિષય. બુદ્ધિ, હૃદય, પ્રજ્ઞા, પ્રતિભા અને સમસ્ત માનવ આત્માને દ્રવીભૂત અને ઊર્ધ્વગતિશીલ કરનાર તત્ત્વ તરીકે જો આપણે કવિતાનો સ્વીકાર કરીએ-અને એ સ્વીકાર આજ સુધી થતો આવ્યો છે,—તો કેવળ બુદ્ધિની ભૂમિકા પર જ ઊગતા વિચારને આપણે કવિતાનો આત્મા ગણી શકીએ નહીં. કવિતાને સીધેસીધું લાગે વળગે છે તે નવા કે મૌલિક વિચારની સાથે નહીં; પણ કવિમાનસના વિશિષ્ટ અને અખંડ અનુભવની સાથે. એ અનુભવ શાનો થયો કે કેવી રીતે થયો. એના કથનમાં પણ કવિતા આવીને નથી વસતી. કવિતા તો વસે છે એ અનુભવમાં જ, બીજા કશામાં નહીં પણ એ અનુભવના નિઃશેષ સંક્રમણમાં. એટલે કવિતામાં આત્મતત્ત્વ જેવું કંઈ હોય તો કવિમાનસનો આ સરહસ્ય અનુભવ છે, વિચાર નહીં.

વિચાર તેમ જ કવિતા, બંનેનું સર્વોત્તમ સ્વરૂપ, અલબત્ત, તત્ત્વજ્ઞાનની સીમાઓને સ્પર્શે છે, એ ખરું: પણ તત્ત્વજ્ઞાનને સ્પર્શતો કેવળ વિચાર, અમુક અંશે એકમાર્ગી અને મર્યાદિત શક્તિવાળો હોય છે. તેનો પ્રવેશ માત્ર બુદ્ધિના દ્વારમાંથી હોવાથી એ પ્રવેશ જીવનના ખંડેખંડમાં થઈ નથી શકતો. કવિતા માત્ર બુદ્ધિના જ નહીં પણ સમસ્ત આત્માના ખંડેખંડમાંથી પ્રવેશ કરે છે અને એ રીતે બૌદ્ધિક વિચારનું તત્ત્વ જીવનને સવિશેષ ઉજ્જવળ બનાવે છે.

આમ "વિચારપ્રધાન"ની વ્યાખ્યાને અધૂરી પકડતાં કવિતાનું દર્શન ક્ષિપ્ર અને વ્યસ્ત થઈ જાય છે. એવાં દર્શનનાં દુષ્પરિણામો પણ અત્યારની કવિતામાં જણાય છે, ઊર્મિશીલ ચિન્તન કરતાં બૌદ્ધિક ચિન્તન જ અત્યારે કવિતામાં વધારે પ્રવેશતું હોય તેમ જણાય છે.

ઉપરાંત "વિચારપ્રધાન"માંથી જ અમુક અંશે જન્મતી એવી બીજી ક્ષતિ તે એકવિધતાની છે. વિચાર એ જ કવિતાનું ઉત્તમોત્તમ દ્રવ્ય છે: તો એ વિચાર બની શકે તેટલો ઉન્નત, બની શકે તેટલો વ્યાપક, ને બની શકે તેટલો ભવ્ય હોવો જોઈએ. વિશ્વમાનવી બનવા જેવો કે માનવમાત્રની સમાનતા જેવો બીજો કયો વિચાર હોય? એટલે સારા, નરસા, પ્રતિષ્ઠિત, ઉગતા: બધા એ જ વિચારનું આલેખન કરવા મથતા હોય, બધા જ સ્વાર્થત્યાગ, સ્વાર્પણ, સમાનતા, દીનજનવાત્સલ્ય, સ્વતંત્રતા અને મુક્તિની વાતો કરતા હોય; આનું પરિણામ એકવિધતા ન હોય તો બીજું શું?

અને એટલે જ, આજનો કવિ, પાર્થિવ જીવનમાં ગમે તેવો રસિક અને તેજસ્વી હોય છતાં તેના કાવ્યજીવનદ્વારા તો સોગિયો ને વેદિયો લાગ્યા વિના રહેતો નથી. શ્રી. મુનશી કહે છે તેમ ગત યુગના ભક્તકવિઓ મૃત્યુનાં અને પરલોકમાં પડવાનાં દુઃખોના ધાકથી જ જીવનનો ઉલ્લાસ ગૂમાવી બેઠેલા. આજનો કવિ એ રીતે મૃત્યુથી કે પરલોકના ધાકથી થરથરતો નથી, એ ખરું; પણ વિશ્વબંધુત્વની ને વિશ્વપ્રણયની ઠાવકી વાતો આડે પોતાના નાનકડા જીવનને, એ જીવનના હર્ષશોકને કે આશાનિરાશાને, પ્રેમને કે તિરસ્કારને, જીવનમાં છૂપાયેલી કરુણાને કે તેમાંથી કયારેક ઝળકતી હાસ્યરેખાને લગભગ વિસરી જ ગયો છે. અને સહેજ અતિશયોક્તિ કરીને કહીએ તો, જીવનમાં એ ગમે તેવો રહ્યો હોય તો પણ, કવનમાં તો એ સુન્દરમ્‌નો "ભીમજીભાઈ"[૪૧] બનવા લાગ્યો છે.

---

૪૧. હીરાકણી અને બીજી વાતો.

એક જ યુગના બધાં નાના મોટા કવિઓને એ યુગની ભાવનાઓનો સ્પર્શ થયા વિના ન રહે, એ ખરૂં; પણ એક જ ભાવનાને ગાવાવાળા કવિઓમાં પણ પોતપોતાના વ્યક્તિત્વની વિશિષ્ટ અને લાક્ષણિક છાપ હોય જ છે. એમ તો મિલ્ટન અને બાયરન બન્ને સ્વાતંત્ર્યનાં જ ગાન ગાતા હોય, શેલી અને કીટ્સ બંને સૌંદર્યસેવન જ કરતા હોય, છતાં મિલ્ટન અને બાયરન કે શેલી અને કીટ્સના સ્વતંત્ર વ્યક્તિત્વનો લોપ નથી થતો. એમાં મિલ્ટન અને બાયરન વચ્ચે કે શેલી અને કીટ્સ વચ્ચે ગૂંચવણ થવાનો સંભવ જ નથી. પણ અહીં તો મેઘાણી 'કેમ ગમે'? લખે, કે સુન્દરમ્ 'ત્રણ પાડોશી' લખે ને વખણાય. એટલે નાનામોટા કવિઓ એ માર્ગે જ ધસે. પછી આ દોટદોટા એટલી હદ સુધી વ્યાપી રહે કે એમાં સ્વમસ્થનું કાવ્ય કયું કે દેવજી મોઢાનું કયું એ પારખવું જ મુશ્કેલ થઇ પડે. અહીં તો બધા કવિઓ જેમ નાનાલાલની રસ-ઉષા-ઉઘડી ત્યારે રસ-તાળી પાડીને રસ ગીતો ગાવા મંડી પડ્યા હતા, જેમ રાસયુગ બેસતાં રાસ લેવા મંડી પડ્યા હતા, જેમ રાષ્ટ્રમોક્ષનો યજ્ઞ શરૂ થતાં કેસરિયાં કરીને તેમાં કાવ્યદેહે ઝંપલાવી પડ્યા હતા તેમ અત્યારે વિશ્વના અને વિરાટના સ્વપ્નોના શિલ્પનો યુગ આવતાં સ્વપ્નશિલ્પીઓ બની ગયા છે. કડવી તો પણ આ હકીકત છે. અને હકીકત છે એટલે જ આપણે તેની આપણા કાવ્યસ્વરૂપને થતી હાનિને ઉવેખી શકીએ તેમ નથી.

ત્યારે આનો ઉપાય શો? આજસુધી જેમ વિશ્વબંધુત્વની અને વિશ્વપ્રણયની વાતોમાં કવિ પ્રયત્નપૂર્વક પડ્યો, તેમ હવે પ્રયત્નપૂર્વક પણ તેનાથી અળગો રહે, એ ઉપાય તો જેટલો સ્થૂલ છે તેટલો જ હાસ્યાસ્પદ છે; પણ સાચો ઉપાય તો કલા અને જીવન વિષેના સંબંધના સ્પષ્ટીકરણનો છે. કલા એ જીવનનું અનુરણન હોવાથી જીવન સાથેનો એનો સંબંધ તો અવિયોજ્ય છે જ. પણ તેથી જીવનને ઉચ્ચ કે મહાન્ બનાવી નાંખવાના મુખ્ય ધ્યેયથી એની પ્રવૃત્તિ નથી થતી જીવનને સંસ્કારી બનાવવાનું તેનું ફળ પણ આનુષંગી છે. એનું મુખ્ય પ્રયોજન તો નિરતિશય આનંદ આપવાનું જ છે અને રહે છે.

અને એ પ્રયોજનને દ્રષ્ટિ પાસેથી ઘડી પણ ખસવા ન દઈ ને કવિ પોતાનું સર્જન કર્યા કરે તો એ સર્જન જીવનનું વિરોધી નહી થાય. એ સર્જનમાં સમકાલીન ભાવનાઓ કે વિચારપ્રણાલીઓ ઝીલાઈ હોય કે ન હોય, પણ એમાં જો કવિ પોતાના સરહસ્ય અનુભવને વફાદાર રહ્યો હશે તો એ સર્જન શુદ્ધ કલાકૃતિ બનવાનું. To thy ownself be true" શેક્સપિયરનું એ વાક્ય જીવનનાં બધાં ક્ષેત્રોની માફક કલાના ક્ષેત્રમાં પણ સાચું છે. સમકાલીન બીજા પ્રવાહોની પરવા કર્યા વિના, કવિ એટલું જ કરે તોપણ ઘણું છે.

આટલું થાય તો કવિતામાં ગાંભીર્ય અને શુષ્ક ચિન્તનને બદલે ઉલ્લાસ અને એકવિધતાને બદલે વૈવિધ્ય નિઃશંક આવવાનાં. કેવળ નવીનતાનું જ કે વિચારનું આકર્ષણ પણ ત્યારે ઘટવાનું. અને એ બધાંને પરિણામે અહીં ચર્ચવા યોગ્ય નથી ધારી તેવી પણ કેટલીક મર્યાદાઓ—છન્દોની શિથિલતા, વાણીની કર્કશતા, વિષયોની ક્ષુદ્રતા, અનુભવમાં આવતી સામાન્યમાં સામાન્ય વસ્તુમાંથી પણ બોધ મેળવી લેવાની ડાવકી ને વેવલી જીજ્ઞાસા, વગેરે મર્યાદાઓ—પણ ત્યારે શમી જવાની.

અને અત્યારે પણ આ મર્યાદાઓ સ્થિર કે નિશ્વલ થઇ ગઈ છે, એમ માનવાનું કારણ નથી. આઘાત-પ્રત્યાઘાતના નિયમ પ્રમાણે આ સ્થિતિ આવી છે. અને એ પ્રત્યાઘાત શમતાં એ આપોઆપ શમી પણ જશે. આ તો અત્યારે દેખીતી કેટલીક મર્યાદાઓ વિષે જ ચર્ચા કરી છે. બાકી જે કવિતા ઉત્ક્રાન્તિના યોગ્ય ક્રમમાં જન્મી છે ને વિકસી છે તેને ક્ષયનો કે મૃત્યુનો ભય હોય જ નહીં.

---

# ગુજરાતના પ્રાચીન અને અર્વાચીન સાહિત્યકારો

[ તેમનું હિન્દી સાહિત્ય પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ ]

શ્રી. કચરાલાલ શવજીભાઈ સોની

## ઉદ્દેશ અને મર્યાદા

પ્રયાગ હિન્દી-વિશ્વવિદ્યાલયની મધ્યમા પરીક્ષાની તૈયારી માટે આ વર્ષમાં મને પુષ્કળ હિન્દી સાહિત્ય વાંચવાનો અવસર પ્રાપ્ત થયો. હિન્દી સાહિત્યની રચનામાં કોણે, કયું, અને કેટલું સાહિત્ય રચ્યું, તત્સંબંધી ઝીણવટથી અભ્યાસ કરવાની મને તક સાંપડી હતી. હિન્દી ભાષાનું સાહિત્ય રચવામાં ઉત્તર હિન્દના સાહિત્યકારો સાથે ગુજરાતે પણ પોતાનો હિસ્સો નોંધાવ્યો છે, અને ઘણા ગુજરાતી સાહિત્યકારોએ હિન્દી સાહિત્યમાં માનભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું છે. મહાત્મા દાદૂ દયાલજી, લલ્લુ લાલજી, શ્રી. ગોવિંદભાઇ ગીલાભાઈ, વગેરે સાહિત્યકારોનું, હિન્દી સાહિત્ય ઋણી છે જ. હિન્દી સાહિત્યરચનામાં આટલો જ હિસ્સો ગુજરાતે નોંધાવ્યો નથી, પણ એનાથી અનેકગણો હિસ્સો ગુજરાતીઓએ હિન્દી સાહિત્યક્ષેત્રમાં આપ્યો છે, છતાં હિન્દી સાહિત્યના ઇતિહાસમાં તેનો ઉલ્લેખ જ નથી. આ બાબત મને ખટકયાં કરતી હતી. ગુજરાત વર્નાકયુલર સોસાયટી-અમદાવાદ તરફથી એક નાની, સ્વ. ડાહ્યાભાઈ પી. દેરાસરીની ચોપડી "ગુજરાતીઓએ હિન્દી સાહિત્યમાં આપેલો ફાળો" બહાર પડી છે. એ ચોપડી મને અધુરી લાગતી હતી. ઘણા યે પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ સાહિત્યકારોને એમાં સ્થાન મળ્યું નથી.

આ લેખ લખવામાં મેં એ પુસ્તિકાનો ઉપયોગ કર્યો છે, ને કેટલાંક ઉદાહરણો તેમાંથી લીધાં છે. એટલે આ સંબંધે વધારે લખવા માટે મેં આ વિષય પસંદ કરી, શ્રીફાર્બસ ગુજરાતી સભાના સહાયક મંત્રી શ્રી. અંબાલાલ બુ. જાનીને જણાવતાં, તેઓએ અનુમતિ આપવાથી આ લેખ લખવા પ્રેરાયો અને પરિણામે મારી સમજપૂર્વક આ યથાસંજોગ ટૂંકો લેખ લખ્યો છે.

ઘણા સાહિત્યકારોને એમાં સ્થાન આપવું રહી ગયું છે, એ વાત મારી ધ્યાન બહાર નથી જ. પણ પરિમિત પૃષ્ઠોમાં આ લેખ તૈયાર કરવાનો હોવાથી તેમ બનવા પામ્યું છે. સમય આવ્યે આ વિષે વિશેષ લખવા ઇરાદો છે. આ નાના લેખમાં ઘણા અપ્રસિદ્ધ કવિઓ ને તેમની કૃતિઓ દેખાશે. હજુ ઘણી કૃતિઓ બાકી પણ રહી ગઈ હશે, છતાંયે અહીં શકય તેટલી કૃતિઓ ને કર્તાઓને રજુ કરવા પ્રયત્ન કર્યો છે. કવિઓની ગોઠવણી સૈકાવાર રાખી છે. કેટલાક ગૂજરાતના નહીં, પણ ગૂજરાત જેને માટે અભિમાન લઇ શકે એવા કવિઓને પણ આમાં સ્થાન અપાયું છે, જયારે કેટલાક ગૂજરાત સાથે સંબંધ ન ધરાવનારાઓને છોડી પણ દીધા છે. દરેક કવિની સામાન્ય ઓળખ અને એમની રચનાના નમુનાઓ સાથે સાથે આપ્યા છે, અને તે માટે જૂદાં જૂદાં પુસ્તકો અને માસિકો વગેરેની ફાઇલોનો, ઉપરાંત કેટલાંક હસ્તલિખિત પુસ્તકોનો પણ ઉપયોગ કર્યો છે. આપેલા નમુનાઓ ઉત્તમોઉત્તમ છે, એમ દર્શાવવાનો હેતુ નથી, પણ તેમની રચના દર્શાવવાનો જ છે, એ કહેવું અનાવશ્યક નથી. છેવટમાં આ

લેખ લખવા પ્રોત્સાહન આપનાર શ્રી. અંબાલાલ બુ. જાનીનો, તેમ જ જે જે પુસ્તકોમાંથી મેં માહિતી લીધી છે, તે તે પુસ્તકોના સંપાદક મહાશયોનો અને અપ્રસિદ્ધ કવિઓ ને તેમની કવિતા બતાવનાર મારા મિત્રોનો આભાર માનવો ભૂલી શકતો નથી.

**હિન્દી સાહિત્યનો ઉત્પત્તિકાળ ( વીરગાથાકાળ વિ. સં. ૧૦૯૦-૧૪૦૦ )**

હિન્દી સાહિત્યનો આરંભ ક્યારથી થયો તત્સંબંધી હજુ વિદ્વાનોમાં મતભેદ છે. પરંતુ સામાન્યતઃ નવમીથી અગિયારમી સદી સુધીમાં, એ બસો વર્ષના ગાળામાં હિન્દી સાહિત્યનો જન્મ માનવા કારણો છે. તે વખતે હિન્દભરમાં રાજપૂતોનું પ્રાધાન્ય હતું. એક રાજ્ય બીજા રાજ્ય સાથે ઝગડતું. દરેક રાજા પોતાનું ગૌરવ બતાવવા પ્રયત્ન કરતો, અને પોતાના યશ ગાનાર તરફ માનની દૃષ્ટિથી જોતો અને તેનું સન્માન કરતો. આ કારણથી તત્કાલીન ભાટચારણો રાજપૂતોના યશ ગાતા, તેમને બિરદાવતા અને ગૌરવવાન બનાવતા. પ્રારંભિક હિન્દી સાહિત્ય આવી વીરગાથાઓમાં જ શરૂ થયું. આ કાળને હિન્દી સાહિત્યનો વીરગાથાકાળ કહેવાય છે.

વીરગાથાકાળમાં ઉત્તર હિન્દમાં વીર રસથી છલોછલ પુસ્તકો, ખુમાન રાસો, વિસલદેવ-રાસો, પૃથ્વીરાજ રાસો, આલ્હા, હમ્મીર રાસો, વિજયપાલ રાસો વગેરે રચાયાં.

ગુજરાતમાં એ વખતે પ્રાકૃત સર્વમાન્ય હતી. વિદ્વાનો પ્રાકૃતમાં ગ્રંથો લખતા. શ્રી. હેમચંદ્રાચાર્યે પ્રાકૃતભાષાનું વ્યાકરણ બનાવ્યું, તે પહેલાં એટલે મૂળરાજ સોલંકીથી કર્ણદેવ વાઘેલા સુધીના રાજત્વકાળમાં પ્રાકૃત અને સંસ્કૃતમાં ગ્રંથો રચાયા હતા. હિન્દી ભાષા એ વખતે સર્વમાન્ય થઈ ન હતી. હિન્દી ભાષાની અસર ગૂજરાતને અડી ન હતી. એટલે હિન્દી સાહિત્યના વીરગાથાકાળમાં ગૂજરાતે બિલકુલ ફાળો આપ્યો નથી. ભાટચારણોએ કેટલાંક કવિત્તાદિ બનાવ્યાં હશે ખરાં ! પણ એ લખાયાં નહીં, એટલે નાશ પામેલાં. એથી એવું બારોટશાહી કે ચારણી સાહિત્ય અત્યારે ગુજરાતમાં ઉપલબ્ધ થતું નથી. એટલે વિ. સં ૧૦૦૦ થી ૧૪૦૦ સુધીના ગાળામાં ગૂજરાતે હિન્દી સાહિત્યક્ષેત્રમાં પોતાનો હિસ્સો નોંધાવ્યો નથી, એમ કહેવું ભૂલભરેલું નથી જ.

**મધ્યકાળ ( વિ. સં. ૧૩૫૦ થી ૧૭૦૦ )**

વીરગાથાકાળ પછી મધ્યકાળ અથવા ભક્તિકાળનો અમલ શરૂ થાય છે. આ કાળમાં હિન્દી સાહિત્ય સોળે કળાએ પ્રકાશ્યું. ઉત્તર હિન્દ, રાજસ્થાન વગેરે સાથે ગૂજરાતે પણ આ કાળમાં પોતાનો પૂરતો હિસ્સો આપ્યો. આ ચારસેં વર્ષના ગાળાનું સાહિત્ય બીજા કાળોના પ્રમાણમાં વિપુલ હતું.

વિક્રમની ચૌદમી સદી સુધીમાં હિન્દભરમાં મુસલમાની રાજ્ય સ્થાપિત થઈ ચૂક્યું હતું. હિન્દુ રાજાઓ લઢી લઢીને થાકી ગયા હતા. દેશમાં શાન્તિનું સામ્રાજ્ય હતું. વીરગાથાઓનો અસ્ત થવા લાગ્યો હતો. મુસલમાનોએ ઇસ્લામનો ઝંડો ફેલાવવા માંડયો હતો. અલ્લાઉદ્દીન ખીલજીએ હિન્દુ ધર્મ, સંસ્કૃતિ, અને મંદિરોના નાશની શરૂઆત કરવા માંડી હતી. એવે વખતે હિન્દુ ધર્મની રક્ષા કાજે, હિન્દુ સંસ્કૃતિ અને સ્થાપત્યને સજીવન રાખવા માટે અનેક સંતો, મહાત્માઓ ઉત્પન્ન થવા. શાન્તિમાં પડેલા પ્રજાના જીર્ણ હૃદયમાં નવીન જીવનનો સંચાર કરવા માટે તેઓએ ભક્તિરસ વહેવડાવ્યો. આ ભક્તિરસની ભાષા તત્કાલીન ભાષા એટલે હિન્દી ભાષા હતી. એટલે તે લોકોમાં વિશેષ પ્રિય થઈ. આ

ભક્તિરસમાં હિન્દુ અને મુસલમાન બંને તરબોળ થયા. મતમતાંતરોને પાછળ ધકેલી એક બીજામાં ભાઈચારો વ્યાપક રૂપમાં દેખાવા લાગ્યો.

આ ભક્તિસ્રોત પહેલવહેલો દક્ષિણમાંથી વહી, ધીરેધીરે આજુબાજુ પોતાની ધારાઓ વહેવડાવતો ઉત્તર ભારતમાં સ્થિર થયો. રાજનૈતિક ફેરફારને લીધે જનતા કર્મહીન થઇ રહી હતી, તે સમયમાં આ ભક્તિસ્રોત વહ્યો અને જનતાને 'ડૂબતાં તરણાની સહાય' પેઠે હાથ આવ્યો. વિ૰ ૧૦૭૩માં રામાનુજાચાર્યે સનાતન ભક્તિમાર્ગની સ્થાપના કરી અને ત્યારબાદ એ આચાર્યની શિષ્ય પરંપરામાં રામાનંદ સ્વામીએ (૧૪૫૭થી ૧૫૨૭ વિક્રમી) સગુણભક્તિનો આદર્શ રજૂ કર્યો. તેમણે રામભક્તિ પર વિશેષ જોર આપ્યું. તેઓ આ સંપ્રદાયના પ્રચારાર્થે સારા ય હિન્દમાં ઘણી ઘણી વાર ફર્યા, સ્થળેસ્થળે રામમંદિરો સ્થાપ્યાં, શિષ્યો કર્યા અને રામભક્તિ હિન્દભરમાં જીવતી કરી દીધી. આ ભક્તિભાવ પ્રકટ કરવા માટે કવિતાઓ રચાવા લાગી.

આ જ અરસામાં સંત કબીર થયા. તેમણે રામ અને રહેમાન એક હોવાનો પોતાનો સંપ્રદાય શરૂ કર્યો અને નિર્ગુણભક્તિમાર્ગની સ્થાપના કરી. કબીર અને નાનક બંનેએ પોતાના પથમાં હિન્દુ અને મુસલમાન બંનેને શરણ આપ્યું, સહુ એક જ પિતાના સંતાન છે, એ ભાવ સ્થાપિત કર્યો. નાનકની અસર ગૂજરાતને ન થઈ, પણ કબીરે નિર્ગુણભક્તિના રંગમાં ગૂજરાતને પૂર્ણપણે રંગ્યું. ગૂજરાતે આ સંપ્રદાય અને સ્થાપક બંનેને સત્કાર્યા. ગૂજરાતમાં તે વખતે એની જરૂર પણ હતી. મુસલમાની રાજ્યઅમલમાં હિન્દુ–મુસલમાન વચ્ચે ભાઈચારો બંધાય, એ ગૂજરાત પણ ઇચ્છતું; ને તેમણે કબીર સાહેબની નિર્ગુણભક્તિને આવકારી; અને ઠેરઠેર કબીરમંદિર સ્થપાયાં, મંડળીઓ જામવા લાગી અને કવિતાદ્વારા કબીરના સિદ્ધાન્તોનો પ્રભાવ જનતા ઉપર પાડવા લાગ્યો.

આ પછી શ્રીવલ્લભાચાર્યે પુષ્ટિમાર્ગની સ્થાપના કરી, પ્રેમભક્તિનું નિરૂપણ કર્યું. કૃષ્ણ-ભક્તિ ઉત્તરભારત અને ગૂજરાતમાં પૂર જોશમાં ઝળકી. આ જ અરસામાં માધ્વાચાર્યે શંકર-પૂજાની શરૂઆત કરી. આમ મૂર્તિપૂજાનો પ્રચાર પણ વધતો ચાલ્યો. પુષ્ટિમાર્ગ અને શંકરપૂજા બંનેની અસર ગૂજરાતને થઈ.

આ અરસામાં ગૂજરાતે પણ સંતો ઉત્પન્ન કર્યા. મહાત્મા દાદૂ દયાલે દાદૂ પંથ સ્થાપ્યો. તેમનો પંથ કબીરપંથને મળતો જ હતો. તેમાં હિન્દુ મુસલમાન બંનેને સ્થાન હતું. ત્યારપછી શ્રીસહજાનંદે સ્વામિનારાયણપથ સ્થાપ્યો; રાધાકૃષ્ણ અને નારાયણની પૂજા ચાલુ કરી. ગૂજરાતના હિન્દી સાહિત્યક્ષેત્રમાં આ બંને પંથના સ્વામીઓએ પુષ્કળ ફાળો આપ્યો.

ગૂજરાતે એકલા સંત કવિઓ જ ઉત્પન્ન ન કર્યા, પણ વેદાન્ત, અલંકાર, વગેરેમાં પણ પ્રવીણ સાહિત્યકારો નિપજાવતું રહ્યું. અખા ભક્તે વેદાન્તના વિષય પર હિન્દી કવિતાઓ પણ કરી અને દલપતિરાય અને વંશીધર, વગેરેએ અલંકારવિષયમાં પણ પોતાની કલમ ચલાવી. પ્રેમગાથાઓ લખનાર કવિઓ પણ ગૂજરાતમાં થયા અને ઘણા હિન્દુ અને મુસ્લીમ સંતોએ પોતાનું જ્ઞાન હિન્દીભાષા દ્વારા કવિતા કરી જનતાને આપ્યું.

આમ હિન્દી સાહિત્યની દુનિયામાં ગૂજરાતે પણ પોતાનું માનભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું. હિન્દી સાહિત્યના ઇતિહાસમાં પોતાનું ગૌરવભર્યું સ્થાન પ્રાપ્ત કરવા માટે ગૂજરાત બીજા કોઈ પ્રાન્ત જેટલું જ અભિમાન લઈ શકે છે.

હવે ગૂજરાતે અભિમાન લેવા લાયક જે જે સાહિત્યકારો, સંતો, મહાત્માઓ, વગેરેએ



રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની. બી. એ.

સહાયક મંત્રી : સને ૧૯૧૭ થી અદ્યપર્યંત

પોતાની વાણીથી હિન્દી સાહિત્યમાં સ્થાન મેળવ્યું છે, તેમનો થોડો ઘણો પરિચય કરીએ અને તેમની રચનાઓ જોઈએ.

( ૧ )

## તેરમું સૈકું

**શ્રી હેમચંદ્રાચાર્ય**

ગૂજરાતમાં પહેલવહેલું બલ્કે હિન્દમાં પહેલું હિન્દી રૂપક રચનાર તરીકે શ્રી હેમચંદ્રાચાર્યને માનવામાં વાંધો નથી. જોકે એ શુદ્ધ હિન્દી રૂપક તો નથી જ, પણ પ્રાચીન હિન્દીના ઉદાહરણ તરીકે તે ગણી શકાય. તેમણે બનાવેલ સિદ્ધહેમવ્યાકરણમાં અપભ્રંશનું ઉદાહરણ આપ્યું છે. આ અપભ્રંશ તે જ પ્રાચીન હિન્દીનું રૂપક. ચંદ બરદાયીના પૃથ્વીરાજ રાસાની કવિતા અને આ રૂપકમાં નામમાત્રનું જ અંતર છે. એટલે શ્રી હેમચંદ્રાચાર્યને ગૂજરાતના પહેલા હિન્દી કવિ તરીકે ગણ્યા છે. તેમનો પરિચય જગતપ્રસિદ્ધ છે. એટલે તે સંબંધમાં વિશેષ પરિચયની આવશ્યકતા નથી. શ્રી હેમચંદ્રાચાર્યના ગ્રંથો પ્રાકૃત અને સંસ્કૃતમાં છે. સ્વતંત્ર હિન્દી ગ્રંથ નથી.

આ, પ્રાચીન હિન્દીનું રૂપક દર્શાવતું અપભ્રંશનું ઉદાહરણ સિદ્ધહેમવ્યાકરણમાંથી લીધું છે:

ઢોલા મૈં તુટિ વારિયા, મા કરુ દિહા માણું !
નિણગમિહિ રત્તડી, દડબડ હોઈ બિહાણું !!
ભલ્લહુઆ જુ મારિયા, બહિણિ મારા કન્તુ !
લજ્જે જન્તુ વયંસિઅહુ, જઇ ભગ્ગાદાર અન્તુ !!

વિક્રમ સંવત ૧૩૦૦ થી ૧૫૦૦ સુધીનો કાળ હિન્દી સાહિત્યની અંધાધુંધીનો કાળ ગણાય છે. તે કાળમાં ગૂજરાતે હિન્દી સાહિત્ય સર્જ્યું કે કેમ? સર્જ્યું તો કેટલું ને કયું કયું? તત્સંબંધી કાંઈ પણ માહિતી ઉપલબ્ધ થતી નથી.

પંદરમા સૈકામાં જુનાગઢનો નાગર ભક્ત કવિ નરસિંહ થયો. તેમનાં ઘણાં ભજનોનાં હિન્દી, મારવાડી રૂપકો મળે છે ખરાં, પણ તે મૂળ ગુજરાતીમાંથી પાઠફેર થયેલાં હોય તેમ જણાય છે. નરસિંહનાં બનાવેલાં હિન્દી રૂપકો જવલ્લે જ, બલ્કે બિલકુલ જોવામાં આવતાં નથી. એટલે હિન્દી સાહિત્યસર્જનમાં નરસિંહ મહેતાનો ફાળો નથી, એમ ગણી તેમને આમાંથી છોડી દીધા છે.

( ૨ )

## સોળમું સૈકું

**(૧) ભાલણ (વિ. સં. ૧૫૦૦થી ૧૫૭૪)**

અણહિલવાડ પાટણનો આ કવિ જાતે બ્રાહ્મણ હતો. તેણે ગૂજરાતી અને હિન્દી બંનેમાં કવિતા કરી છે. ભાલણ કવિની ખડકી નામથી અત્યારે પણ પાટણનો એક મહોલ્લો છે, ત્યાં તેનો નિવાસ હતો. અત્યારે તેના વંશજોમાં કોઈ નથી. ભાલણના નામવાળાં ઘણાં પદો મળી આવે છે, પણ તે બધાં જ ભાલણનાં નથી. છતાં યે કેટલાંક તો ભાલણનાં જ છે. ભાલણના પુત્ર ઉદ્ધવે પણ કવિતા કરી હતી, પણ તેણે બનાવેલી હિન્દી કવિતા પ્રાપ્ત થતી નથી.

કોન તપ કિનોરી આઇ નંદરાણી કૌન૦ —ટેક
લે ઉછંગ હરિકું પય પાવત, મુખ ચુંબત મુખ ભિનોરી.—મા૦
તૃપ્ત થયે મોહન જયું હંસતો, તબ ઉમગ ન અધર હુ કિનોરી–મા૦
જસોમતિ લટપટ પૂંછત લાગી, બદન પેખિત બલિનોરી—મા૦
રિદે લગાય બરજી મોહી. તું કુલ દેવા દિનોરી,—મા૦
સુંદરતા અંગ અંગ કએ બરતું, તેજ હી સબ જગ હિનોરી—મા૦
અંતરિખ સુર ઈદ્રાદિક બોલત. વ્રજજનકો દુખ ખીનોરી.—મા૦
ઇહ રસ સિંધુ ગાન કરી સાહત, 'બાલન' જનમન ભીનોરી.—મા૦

## (૨) મીરાંબાઈ (વિ. સં. ૧૫૫૫થી ૧૬૦૬)

આ ભક્ત સ્ત્રીકવિ મૂળ ગૂજરાતની ન હતી. પણ ગૂજરાતની સરહદે આવેલા જોધપુર રાજ્યના મેડતા પરગણાના કુડકી ગામમાં મેડતીઆ રાઠોડ રાવ દુદાજીના પુત્ર રાવ રત્નસિંહજીને ત્યાં મીરાંબાઇનો જન્મ વિ. સં. ૧૫૫૫ના અરસામાં થયો હતો. આ કુટુંબ કૃષ્ણભક્ત હતું અને મીરાંબાઇને નાનપણથી જ કૃષ્ણભક્તિની લેહ લાગી હતી. કૃષ્ણ સિવાય બીજા દેવને ન નમવું, એવો તેને નિયમ હતો. એ તેમની કવિતા પરથી જણાય છે. મીરાંબાઈનું લગ્ન ચિતોડના રાણા સાંગા(રાણો સંગ)ના પાટવી કુંવર ભોજરાજજી સાથે થયું હતું. (વિ. સં. ૧૫૭૩.) પણ પરણીને તરત મીરાંબાઈ વિધવાં થયાં હતાં. વિધવા થયા પછી તેમણે કૃષ્ણ-ભકિતમાં ચિત્ત પરોવ્યું. તે ભજનમંડળી જમાવી, ભજનોની ઠેર જમાવતાં. આ વાત ચિતોડના રાણાને ગમતી નહીં. તેણે મીરાંને કષ્ટ આપવા માંડ્યું. પણ તે અડગ રહ્યાં. બે વખત ઝેર પણ આપ્યું, છતાં મીરાંને તેની અસર થઈ નહીં. મીરાંબાઈ વૃંદાવન ગયાં હતાં ને વ્રજમાં રહીને કેટલી કવિતા પણ કરી હતી. છેવટે તેમનો દેહ દ્વારકામાં પડયો કહે છે. (વિ. સં. ૧૬૦૩)

એમણે ઘણાં ગૂજરાતી અને હિન્દી પદો બનાવ્યાં છે. ઉપરાંત નરસિંહજીકા માયરા, ગીતગોવિંદની ટીકા, સોરઠાપદ, રાગગોવિંદ, એ ચાર ગ્રંથો વ્રજ (હિન્દી) ભાષામાં બનાવ્યા છે. મીરાંનાં પદોનાં હિન્દી રૂપકો ઉદાહરણાર્થે અત્રે આપ્યાં છે.

(૧) રામ રતન ધન પાયો મૈયા, મેં તો રામ રતન ધન પાયો.
ખરચે ન ખૂટે, વાકું ચોર ન લુંટે, દિનદિન હોત સવાયો—મૈયા૦
નીર ન ડૂબે, વાંકુ અગ્નિ ન જાલે, ધરણી ધર્યો ન સમાયો—મૈયા૦
નાવ કૌ નાવ ભજન કી બતીઆં, ભવસાગરસેં તાયો—મૈયા૦
મીરાંબાઈ પ્રભુ ગિરધર શરણે ચરણકમળ ચિત્ત લાયો—મૈયા૦

ઉપરનું પદ મીરાંએ કુમારી અવસ્થામાં બનાવ્યું હતું એમ કહે છે.

મીરાંને કૃષ્ણ સિવાય બીજા કોઈની ભક્તિ ગમતી નહીં, તે બાબતમાં મીરાં કહે છે, કે

(૨) મેરે હિરદે વસોજી દિનાનાથ! મૈં અબ ના બિસારૂંગી.
મીરાં ઉતરી મહેલસે રે, છાપા-તિલક લગાઈ—મેરે૦
પાયન બાધે ઘૂઘરૂ રે, હાથમા લીઓ હૈ સિતાર—મેરે૦
સાસ નણદીયાયું ઉઠ બોલી, દેવન શિશ નમાય.—મેરે૦
મીરાં કહી માથાં વહી નમાઉંગી જહાં પાઉં દિનાનાથ—મેરે૦

મીરાંએ ચરણરજમહિમા વિષે સરસ ચિત્ર એક પદમાં ગાયું છે.

(૩) ચરણરજ મહિમા મેં જાની—ટેક
યાહી ચરણસેં ગંગા પ્રકટી. ભગિરથ કુલતારી.—ચરણ૦
યાહી ચરણસેં વિપ્ર સુદામા, હરિ કંચન ધામ દિન હી—ચરણ૦
યાહી ચરણસેં અહલ્યા ઉધારી, ગૌતમ ઘરકી પટરાની—ચરણ૦
મીરાં કે' પ્રભુ ગિરધર નાગર, ચરણકમલસેં લિપટાની.—ચરણ૦

મીરાંનાં પદોમાં પ્રેમ અને વિરહ કેટલેય સ્થળે સંપૂર્ણ જણાય છે, છતાયે તે મર્યાદિત છે. પ્રેમવિરહનાં પદોમાં નીચેનાં પદો મુખ્ય છે.

૧ આલિ સાંવરોકી દૃષ્ટિ, માનો પ્રેમકી કટારી હૈ.
૨ શ્યામ તેરી આરત લગી હૈ.
૩ મૈં હરિબીન ક્યોં જિઉરી માય.
૪ નિંદલડી નહીં આવે સારી રાત, કિસ બિધ હોઈ પરભાત.

## (૩) સંત સમર્થદાસ

આ સંત સોળમી સદીના અંત ભાગમાં થઈ ગયા છે. મૂળ તો તેઓ સિદ્ધપુરના વણીક હતા અને નામ બંકાજી હતું. તેઓ તે વખતના સિદ્ધપુરના મુસલમાન હાકેમને ત્યાં નોકરી કરતા હતા. હાકેમનો બંકાજી પર સારો ભાવ હતો. તેથી બીજા મુસલમાન નોકરો તેમનો દ્વેષ કરતા, ને બંકાજીનો ઘાટ ઘડવાના વિચારો કરતા. બંકાજીના રૂપ અને ગુણોથી આકર્ષાઈ હાકેમની યુવાન પુત્રીએ બંકાજીને પોતાની સાથે લગ્ન કરવા કહ્યું. બંકાજી માથે આ ધર્મસંકટ હતું, ને પોતાના અન્નદાતાની પુત્રી હોવાથી બંકાજીને આ વાત ગમી નહીં, પણ વિચાર કરી જવાબ આપીશ કહી ઘેર આવ્યા. રાત્રે સ્વપ્નમાં કોઇએ કહ્યું કે, તું અહીંથી ચાલ્યો જા. આથી બંકાજી સાધુવેશ લઈ ચાલી નીકળ્યા અને બ્રહ્મચિંતનમાં સમય કાઢવા લાગ્યા. તેમની વાણીની થોડીક વાનગી અત્રે આપીશું.

### ઝુલણા

સાચકી બાત તાકુ ઘર ન રૂચતી, જુઠકી સદા મન ભાવતી હૈ;
નીંદ દરિયાવ મે જાય કે નિશદિન ઓરકા મેલ કું લાવતી હૈ,
સમજ રે સાન વો સતગુરૂપીર, સબકી દુઃખા પીર જાવતી હૈ;
અચલ કીર્તિ ગુરૂપીર દયાલકી, સાંઇ 'સમ્રથ' કહે રહાવતી હૈ.

### રેખતો

બાંધ લેના શમશીર તાતી, કર કાલકી ફોજ હરાવને કું;
જ્ઞાન બરછી કીરપાન લેના, પીછે સુરસે જાય સતાવને કું.
ગુરૂ જ્ઞાનકી સેજ બંદૂક લે કે, જુઠ ક્રોધ અહંકાર કરાવને કું.
સાંઈ 'સમ્રથ' કહે સજ્જ રહેના, મહા સિંધુકી પીર પતાવને કું.

## (૪) સોળમી સદીના અંતમાં થયેલા જૈન કવિઓ

આ સૈકામાં જૈનોએ ધાર્મિક સ્તવનો હિન્દીમાં રચ્યાનું પ્રમાણ મળે છે. તેઓમાં જિનદાસ, રિખવદાસ, નેમી, જ્ઞાનસાર, મલુકચંદ, વગેરેનાં હિન્દી સ્તવનો સુંદર છે. આ કવિઓ સંબંધી ચોક્કસ માહિતી ઉપલબ્ધ થતી નથી. ઉદાહરણાર્થે થોડાંક સ્તવનો અમે આપ્યાં છે.

### (૪) જિનદાસ

સરકજા કુમતિ નાર કાલી
તેરી સોબત મેં ગઈ લાલી;
સોબત સુમતાકી મેં ટાલી,
આતમ તપ મેં નહીં ધાલી.
અનંત ભવ ગયા ખાલી,
વેદના વિગોદકી ઝાલી;
અમરપદ જિનદાસ માગે,
સદાયે પ્રભુજીકું પાય લાગે.

### (૫) રીખવદાસ

સુનિયો રે બાતાં સદાશિવજી, મત ચઢ જાના કુલ દેવા;
ગઢપતિ ઉનકા બડા હે ડંકા, મત છોડો તુંમે ઉન દેવા.--સુનિયોરે.
સગતા હોવત ચુડાવત બોલે, અમહી નોકર ઇનહુંકા;
હિન્દુ પતરેં હાથ જોડકર, તીન ભવનમેં હે ટિકા.—સુનિયોરે.

* * *

મૂછ મરોડી ચઢે અભિમાને, ઝેર ભર્યા હે નજરેં મે;
રીખવદાસ કહે સાહેબ સાચા, દેખા તમાસા ફજરો મેં.—સુનિયો રે.

### (૬) નેમી

કીન સંગ ખેલું મેં હોરિરે, મેરો પિયુ બ્રહ્મચારિ;
સમુદ્રવિજય શિવા દેવી કો વંદન, પંચ મહાવ્રત ધારી રે—મેરો.
આપ ચલે ગિરનાર ઉપર, પાછળ રાજુલ નારી રે,—મેરો
સેસાવનકી કુંજ ગલી મેં લીનો કેવળ કર્મ નિવારી રે.—મેરો.
કહે 'નેમી' પ્રભુ નેમ રાજુલ દોયે, પામ્યા મુક્તિ મોહનગારીરે. મેરો.

### (૭) ગ્યાનસાર

કોન કિસિકો મિત જગતમેં કોન કિસીકો મિત,
માતતાત ઓર ભ્રાત સજન હો, કોઇ રહે નિચિંત.—જગતમેં.
સબહી અપને સવારથ કે હૈ, પરમારથ નહીં પ્રીત;
સવારથ બીનસે સગો નહોહી, બિના મનમેં ચિંત.—જગતમેં.
ઉઠ ચલેગો આપ અકેલો, તુંહી તું સુવિદિત;
કો નહીં તેરો તું નહીં કીસકો, એહ અનાદિ રીત.—જગતમેં.
તાને એક ભગવાન ભજનકી રાખો મનમેં ચિત્ત;
ગ્યાનસાર કહે એહ ધનાસરી, ગાયો આતમ ગીત.—જગતમેં.

### (૮) મુલુકચંદ

આજકી આંગી જોર બની, ગોડીપાસ, જિનેશ્વરકી અંગકી;
કેસર ચંદન ચરચુ અંગે, બીચમેં બુટ્ટી ગુલાબનકી.
ચંદ જો તેરો મુખડો બિરાજે, તેરે બદનોકી જાઉ બલિહારી;
કહે મલુકચંદ એ પ્રભુ સાચો, પૂજા કરો યે જિનેશ્વરકી.

### પ્રકીર્ણ

આ સૈકામાં નરમિયા (વિ. સં. ૧૫૯૦) અને ગિરધરનાગર (વિઃ સં. ૧૬૦૦) થઇ ગયા. તેમણે હિન્દીમાં કેટલીક સ્ફૂટ કવિતા કરી છે, જે ઉત્તર હિન્દમાં ઉપલબ્ધ થાય છે. ધોંન નામના એક ગુજરાતી કવિની હિન્દી રચના પણ ઉત્તર ભારતમાં મળે છે.

(૩)

# સત્તરમું સૈકું

## (૧) સંત દાદૂ દયાલજી (જન્મ વિ. સં ૧૬૦૦)

પરમ સંત મહાત્મા દાદૂ દયાલજી સાહેબનો જન્મ વિ. સં. ૧૬૦૦ના ફાગણ સુદ આઠમે અમદાવાદમાં થયો હતો. એમના જન્મ અને જાતિ સંબંધે મતભેદ છે. કેટલાકના મતે તેઓ બ્રાહ્મણ હતા, જ્યારે કેટલાકના મતે તેઓ પિંજારા હતા. દાદુપંથીઓમાં એક વાર્તા તેમના જન્મ સંબંધે પ્રસિદ્ધ છે. લોદીરામ નામના નાગર ગૃહસ્થ સાધુસંતોના સમાગમમાં ઘણા આવતા અને તેમનો ભક્તિભાવ અનન્ય હતો. આવા ભક્તિભાવથી પ્રેમ-પૂર્વક એક યોગી મહાત્માએ તેમને કહ્યું કે તમે પ્રભાતે સાબરમતીના તટપર જજો, ત્યાં તમને પુત્ર મળશે. લોદીરામને પુત્ર હતો નહીં, તેથી તેમણે આ આજ્ઞા પ્રમાણે કર્યું. આ બાજુ યોગી પોતાના યોગબળથી બાળકરૂપ બની, નદીતટે રમતા રમતા પૂરમાં તણાવા લાગ્યા. લોદીરામે આ બાળકને લઈ લીધો અને ઘેર જઈ એમનું પુત્રવત્ પાલન કર્યું. બીજા કથનમાં દાદૂ રૂ પિંજનારા એક પિંજારા હતા, એમ કહે છે. આ ભ્રમ થવાનું કારણ એ છે કે આંબેરમાં આ સંતનો મુકામ હતો, ત્યારે ઘણા ભક્તો તેમની પાસે આવતા. તેથી કંટાળી તેમણે રૂ પિંજવાનો ધંધો કરવા માંડયો. આથી ઘણા ઢોંગી ભક્તો ઓછા થઈ ગયા.

દાદૂસાહેબને સંતકબીરનો સમાગમ થયો હતો, ને તેઓ એમના શિષ્ય થયા હતા. દાદૂ દયાલજીએ દાદૂપંથની સ્થાપના કરી, જે કબીરસંપ્રદાયના જેવો જ પંથ છે. દાદૂસાહેબની વાણી તેમના શિષ્યોએ રચેલા ગ્રંથોમાં મળે છે. એમના શિષ્યોમાં હિન્દુ અને મુસલમાન બંને હતા. તેમના શિષ્યસમુદાયમાં સુંદરદાસ, જનગોપાલ, જગજીવનદાસ, રજબજી, પુરણ-દાસજી, ગરીબદાસજી, વગેરે મુખ્ય હતા અને તે બધાએ સારા કવિઓ અને પંથના સ્થાપકો હતા.

### કબીરમહિમા

મહાત્મા દાદુ દયાલજીએ કબીરમહિમાની ૯૦ સાખીઓ રચી છે. તેમાંથી થોડીક અત્ર આપી છે:

**સાખી**

જો જો શરન કબીર હે, તરી ગયે અનંત અપાર;
દાદૂ ગુન કેતા કહૌ, કહન ન જાવે સંભાર.
કબીર કર્તા આપ હે, દૂજા નાહી કોય;
દાદૂ આયે જક્તગુરૂ, ભક્તિ દિઢાવન સોય.
ઠેકા પૂરણ હોય જબ, અબકો ઊમને શરીર;
દાદૂ કાલ ભાંજે નહીં; જપે જો નામ કબીર.
આયુ ઘટે આદમકી, તબ જમઘેરે આય;
કબીરકો સુમિરન કરે, દાદૂ લિયા છુડાય.
દાદૂ અંધ સંસાર સબ, ભક્તિ, દાન, તપહીન;
કબીર સાહબ સરજહી; તારી અભયપદ લીન.
દાદૂ અરગત સદા, છીન છીન સુમિરન ધ્યાન;
વારૂ નામ કબીર પર, પલપલ મેરો પ્રાન,
દાદૂ શિષ્ય, કબીર ગુરૂ શિર પર સદા સુહાય,
છીન છીન શીશ નવાવહું, પલપલ સુમીરૂં નામ.

### (૨) સંત માધવદાસ (વિ. સં. ૧૬૦૧ થી ૧૬૫૨)

આ સંતનો જન્મ વિક્રમ સંવત ૧૬૦૧ ના કાર્તિક સુદી પૂર્ણિમાએ થયો હતો. તેમના પિતા મૂળ કેલવાડા (મેવાડ) પરગણાના શિસોદિયા રાજપૂત હતા. પણ તે સુરતમાં રહેતા હતા. તેમનું નામ કરવતસિંહ હતું. માધવદાસનાં માતાનું નામ હિરલ દેવી હતું. માધવદાસને યુવાવસ્થામાં એક યુવાન વણિક બાળા સાથે પ્રેમ બંધાયો હતો. એ પ્રેમે દૃઢ સ્વરૂપ પકડયું હતું. છેવટે તેમનાં માતા હિરલ દેવીના બોધથી એમને સંસાર પર વૈરાગ્ય ઉત્પન્ન થયો અને શરીરે ભસ્મ લગાવી, સંત સમર્થદાસને ગુરૂ કર્યા. આ માધવદાસ પણ સંત થયા. તેમણે ઘણા ઘણા ચમત્કારો બતાવ્યા હતા. સંવત ૧૬૫૨ના અશાડ વદ ૦)) ના દિવસે તેઓ સમાધિસ્થ થયા. તેમણે ખાસ ગ્રન્થો લખ્યા નથી, પણ સ્ફુટ કવિતા કરી છે, જેમાં ઘણી હજુ અપ્રસિદ્ધ છે.

રેખતા.

(૧)

દુનિયાંકે બીચ કુછ દયા રખ દિલમેં, છોડ દે મસ્તી તું ઇશ્ક કેરી,
સકલ નર પંછીકી પીસેગા છીનકમેં, એસે હી કાલ વિકરાલ વેરી;
ધન, ધામ જોબન સબ મિલેંગા ખાખમેં, ગર્થ ગુમાયગા હાથ મેરી;
મસ્ત માધવ કહે તજી દે નિંદ, સતનામ તસ્વી લે હાથ કેરી.

(૨)

કુંડળીઆ

આયા એસા જાયગા, કહા સુલતાના શેખ;
જલી ભસ્મ આલમ બની, નૈના ખોલીકે દેખ.
નૈના ખોલી કે દેખ ચલના પાવ પસારે;
ચોપદાર છડીદાર, દ્વારપાલો જખ મારે,
કહેત માધવદાસ, મીટી જોબન મિલેસા
કહા સુલતાના શેખ જાયગા આયા એસા,

### (૩) પુહકર (વિ. સં ૧૬૦૧)

આ કાયસ્થ કવિ સોમનાથ પાટણ નજીકના રહીશ હતા. કોઇ કારણસર જહાંગીર પાદશાહે તેમને કેદમાં પૂર્યા. કેદમાં રહી, તેમણે 'રસરતન' નામે હિન્દી ગ્રંથ બનાવ્યો. આથી ખૂશ થઇ જહાંગીરે તેમને છોડી મૂકયા. રસરતનમાં મુખ્યત્વે પ્રેમકથા વર્ણવામાં આવી છે.

ચંદકી ઉજારી પ્યારી નૈનન નિહારી,
પરે ચંદકી કલા મૈ દૂતિ દૂની વરસાતિ હે!
લલિત લતાનિ મૈં લતાસી ગહિ સુકુમારિ,
માલતિસી કુલે જબ મૃદુ મુસુકાતિ હે
'પુહકર' કહે જિત દેખિયે બિરાજે,
નિત પરમં વિચિત્ર ચારૂ ચિત્ર મિલ જાતી હે!
આવે મન માંહિં તબ રહૈ મનહી મૈં,
ગહિ નૈનનિ બિલોક બાલ ઐનતિ સમાતિ હે॥ (રસ-રતન)

### (૪) સંત મયૂખદાસ

સત્તરમી સદીના અંતભાગમાં આ સંત થઇ ગયા છે. મૂળ બુરાનપુર નજીકના કોઇ

ગામના વણિક હતા. નાનપણમાં સંતસમાગમથી તેમને સંસાર પ્રત્યે વૈરાગ્ય પ્રકટ્યો. તેમણે કેટલાંક હિન્દી પદો અને કાવ્યો રચ્યાં છે, જે પ્રસિદ્ધિમાં આવ્યાં નથી.

**સવૈયા**

પાજી સંસારકો પરહરી પલકમેં, પ્રભુકે ચરણમેં ચિત્ત પ્રોયા;
કર્મ ઔર મર્મકો ત્યાગ કરકે, નિજ મન વિકારકો આપ ધોયા.
સંતકા અંગમેં વાસ કિયા, ઓહી જીવ સદા નિરભય સોયા;
અહોનિશ 'મયૂખ' પ્રભુ લુભાયો આપને, નૈના ભરકે દ્દિન રૈન ખોયા

### (૫) સંત મોભારામ અને દેવી તૂળજા

વિક્રમની સત્તરમી સદીના અંતમાં સંત મોભારામ થઇ ગયા છે. તેમનાં માતાપિતા તેમને તદ્દન નાના મૂકી, મરણ પામ્યાં, ને તેમને એક તેલીએ ઉછેરી મોટા કર્યા. તે વખતે તેમને સંતસમાગમની ચાહના થવા લાગી ને ઘણા સંતોના સમાગમમાં આવ્યા. તેથી આ નશ્વર સંસાર પર વૈરાગ્ય થયો. એક દિવસ તેમણે લખેલ દૂહો તેમના ગજવામાં મૂકેલો, ને એ કપડું ધોબીને ઘેર ધોવાવા ગયું. ત્યાં લુગડાં તપાસતાં ધોબીકન્યા તૂળજાના હાથમાં પેલા દૂહાવાળું કાગળીઉં આવ્યું. આ દૂહામાં તેમણે સ્ત્રીજાતિ પ્રત્યે તિરસ્કાર દેખાડયો હતો. તૂળજાએ તેની નીચે બીજા બે દૂહા સ્ત્રીજાતિની મહત્તાના લખી, કપડું ધોવાયા પછી તેમાં મૂકયા. મોભારામને કપડું હાથમાં આવતાં પેલો દૂહો સાંભર્યો, ને ગજવું તપાસતાં કાગળ જેવો હતો તેવો જ મળી આવ્યો, તે સાથે તૂળજાએ લખેલ બે દૂહા પણ જોયા. મોભારામે એ દૂહા વાંચ્યા. મોભારામના પર તૂળજાને ભાવ થયો હતો, તેથી લાગ સાધીને તેમને મળી. તેમણે સાથે રહી ઘણાં પદો લખ્યાં છે.

**દોહરા**

મોભારામનો દૂહો—

વામા અનિલ અરિ સમી, પરસન હોત વિનાશ;
મોભા મહાજળ બીચમેં, ઉબરત કોઇક દાસ.
કનક કટારી કામની, કરે કલેજા દાગ;
મોભા પરસન તન કરે, અંધ અભાગી જાગ.

તૂળજાનો જવાબી દૂહો—

નારીસે જગ ઉપને, દાનવ માનવ દેવ;
નારી ન હોતે જગતમેં, જન્મ કિસકે ઘેર લેવ.
જતિ, સતિ, જગ સુર, નર, ભક્ત, દાતા, અરૂ સંત;
નારી બીન કિન ઉપને, નારીસે નામ રહંત.

મોભારામના જ્ઞાનથી આકર્ષાઈ તૂળજા કહે છે—

તૂળજામન મોભા બસ્યો, દિસે ન દિનકર ઓર;
બહારવિ ઝળકી રહ્યો, નિરખત ઠોર હી ઠોર.

જવાબમાં મોભારામ કહે છે—

કછુ ન મોભા પાસમેં, પરવર સદ્‌ગુરુ સંત;
અચેત દરસાયા આપમેં, જખસે મીરા અનંત.

### (૬) મસ્તરામ ( વિ. સં. ૧૭૦૦ આસપાસ)

સત્તરમી સદી (વિક્રમીના) અંતમાં થયેલ આ કવિની ચોક્કસ માહીતી ઉપલબ્ધ થઈ

નથી. તેમણે "લક્ષ્મીગૌરી સંવાદ" નામક નાનું પણ સુંદર કાવ્ય હિન્દીમાં લખ્યું છે. પ્રસ્તુત કાવ્યની હસ્તપ્રત મારી પાસે છે, જેમાંથી થોડાક ઉતારા અત્રે આપ્યા છે.

છપ્પો

ધીખ જીવડા જહાં બેઠવો, જહાં નહિ મગનકો માના;
ધીખ જીવડા જહાં બેઠવો, નહિ આદર સનમાના.
ધીખ જીવડા જહાં બેઠવો, પ્રેમ પ્રીત નહિ પ્રાન;
ધીખ જીવડા જહાં બેઠવો, એક ચિંતાઓ ઉવામ.
એસો ચિત્તમેં ઠાન, બાત લછમીને વિચારી;
આજ કુણ ઘેર જાઉં, સખી કુન જોડ હમારી.

શિવના ઘરનો વૈભવ લક્ષ્મીને મોંઢે કવિ કહેવરાવે છે:

છપ્પા

આસન બેઠી આય, નજરો ચોદિશ ફેરાવે;
એક કોડીકો માલ, મઢીમેં નજરે ના'વે.
સંગી સેલી રણતૂર, ઓર રૂંઢનકી માલા;
પડે સર્પ કે હાર, વાઘ વરવ રસાલા.
ભરે ભાંગકે માટ, ભસ્મકે ઢેરે ભારી;
શંકરકી સાહબી દેખ, લછમી મન વિચારી.
સબ મઢીકો માલ, જાઇ બજાર બિકાવે;
કોડી નવ દિયે કોય, ફિરે પીછે ઘર આવે.

દોહરો

દોલતી યે દરબારમેં, બાંધ્યો નંદી બારણે;
કાવત કંથ બરાબરી, કુન કરમકે કારણે.

## (૭) નાગર શિવાનંદ અને (૮) રામચંદ્ર

સત્તરમી સદીના અંતમાં સુરતમાં બીજા બે કવિઓ શિવાનંદ ( વિ. સં. ૧૭૦૦ ) અને રામચંદ્ર ( વિ. સં ૧૭૦૦ના આસપાસ) થઈ ગયા છે. એ બે વડનગરા નાગર હતા. શિવાનંદે શિવ તેમ શક્તિનો મહિમા ગાયો છે, ઉપરાંત ઘણી આરતીઓ, પદો વગેરે બનાવ્યાં છે, ત્યારે રામચંદ્રે 'ગીતગોવિંદાર્શ' અને ' લીલાવતી ' એ બે ગ્રંથો હિન્દીમાં રચ્યા છે, જે હાલમાં પણ ઉત્તર ભારતમાં ઉપલબ્ધ થાય છે.

(૪)

# અઢારમું સૈકું

## (૧) અખો ભક્ત (વિ. સં. ૧૬૧૫ થી ૧૬૭૫)

પ્રસિદ્ધ વેદાન્તકવિ અખાનો પરિચય ગુજરાતને નવો નથી. વેદાન્ત જેવા શુષ્ક અને ગહન વિષયપર કવિતા કરનાર આ કવિ મૂળ જેતલપુર( દક્ષિણ દશક્રોઈ)ના રહીશ હતા અને પાછળથી અમદાવાદ દેશાઇની પોળમાં આવી રહ્યા હતા. તે વખતની અમદાવાદની સરકારી ટંકશાળના તેઓ ઉપરી હતા. ત્યાં તેમનાપર સિક્કામાં હલકી ધાતુ ભેળવવાનો આરોપ આવ્યો, પણ તેમાંથી નિર્દોષ ઠર્યા. આ અને બીજાં કારણોને લઇને આ અવિશ્વાસી જગત્ તરફ

તેમને તિરસ્કાર છૂટયો. પોતાનાં ઓજારો કૂવામાં નાંખી, તેઓ ગુરૂની શોધમાં ઉત્તર તરફ ચાલ્યા ગયા. આ પ્રવાસમાં તેમને ઢોંગી સાધુઓ વગેરે તરફ પણ તિરસ્કાર છૂટયો. આ માટે તેમને અનેક કારણો મળ્યાં. દુનિયા સ્વાર્થી છે, એમ ભાન થયું. છેવટે તેઓ વૃંદાવન ગયા. ત્યાં ગુરૂ કરી, પાછા ગૂજરાતમાં આવ્યા. તેમણે ગૂજરાતી કવિતા ઉપરાંત પુષ્કળ હિન્દી કવિતા પણ કરી છે, જે 'અખાની વાણી' નામથી પ્રસિદ્ધ થઇ છે. છતાં તેમની હજુ ઘણીયે કવિતા અપ્રસિદ્ધ છે. તેમના મુખ્ય હિન્દી ગ્રંથો 'સંતપ્રિયા' અને 'બ્રહ્મલીલા' ઉપલબ્ધ થયા છે. ઉપરાંત કેટલાક કુંડળીઆ, ઝુલણા, પદ વગેરે પણ ઉપલબ્ધ છે. તેમના હિન્દી ગ્રંથોમાંથી અત્રે બે ઉદાહરણો આપ્યાં છે.

### જીવ વિષે

નહિ મિથ્યા, નહિ સાચો, રૂપ ઐસો જીવકો;
જન્મ મરન ઔ ભ્રમન સંશય, ચલ્યો જાઈ સદૈવકો.
તાહી અચાનક ચેતના, જબ ઉપજે નરક વિષે;
જન્મમરન ઔર ભોગ સુખદુઃખ, કર્યો કર્મ ફલકો લખે.
યહી વિચાર ગુરૂ તે આયોં, આતુરતા ઉપજી ખરી;
ચરણકમલ પર શીશ ધરકે, સેવા સ્તુતિ અતિશય કરી;
કીની જુ નવધા ભક્તિ ભાવેં, અધિકાર પરતે ગુરૂ કરી;
પ્રેમાતુર વૈરાગ કેવલ, જેસી કહી તેસી ગ્રહી.
કહે અખા મહાવાક્ય ગુરૂકો, ઉગ નીકસે આપસે;
જ્ઞાન અર્કકી જો હસાં કર રહ્યો નહિ મન આપસે.

( બ્રહ્મલીલા )

### કવિત્ત

પ્રત્યક્ષકે પરમાન બિના, નર ધાવત છુપત તોર તપાતી;
પ્રત્યક્ષકે પરમાન બિના, નર નાચત ગાવત હોયકે યાતી.
પ્રત્યક્ષકે પ્રમાન બિના, નર ખાવત પીવત શ્યામા સરાતી;
ન પ્રત્યક્ષ પ્રમાન સોનારા, બીન ભરથાર સોહે જ્યું બરાતી.

( સંતપ્રિયા )

### (૨) મહેરાજ (વિ. સં. ૧૭૨૫)

આ મહેરાજ મૂળ જામનગરના લુહાણા હતા, પણ સિંધમાં રાધાવલ્લભી સંપ્રદાય ચલાવનાર દેવચંદજી કાયસ્થને ત્યાં નોકર હતા. તેમણે પોતાનો નવો પંથ સ્થાપવા ખટપટ કરી હતી, ને ઘણા શિષ્યો કર્યા હતા. તે ઘણી વખત્ત સુરત રહેતા અને જામનગર જતા. તેમણે સ્થાપેલ પંથ 'પ્રણામીપંથ' કહેવાય છે. આ પંથના મહેરાજે લખેલાં બધાં પુસ્તકો હિન્દીમાં જ છે. આ પંથમાં હિન્દુ–મુસલમાનનો ભેદભાવ નથી. તેમણે રચેલા હિન્દી ગ્રંથો– કલશ, વેદાન્તવાણી, આખિરી કીર્તન, વડાસિંગાર, છોટાસિંગાર, મારમતસાગર, ખેલવત- ખૂલાયા, પરધામવર્ણન, આદિ મુખ્ય છે

### (૩) કવીશ્વર દેવરામજી અને (૪) લક્ષ્મીરામજી

કવીશ્વર દેવરામજી મૂળ ગુજરાતના વિસનગરા નાગર હતા, પણ પ્રતાપગઢ દેવળી- આમાં રહેતા હતા. તેમને રાજ્યનો આશરો સારો હતો ને તેમને કવીશ્વરનું બિરૂદ મળ્યું

નથી. તેમણે "લક્ષ્મીગૌરી સંવાદ" નામક નાનું પણ સુંદર કાવ્ય હિન્દીમાં લખ્યું છે: પ્રસ્તુત કાવ્યની હસ્તપ્રત મારી પાસે છે, જેમાંથી થોડાક ઉતારા અત્રે આપ્યા છે.

છપ્પો

ધીખ જીવડા જહાં બેઠવો, જહાં નહિ મગનકો માના;
ધીખ જીવડા જહાં બેઠવો, નહિ આદર સનમાના.
ધીખ જીવડા જહાં બેઠવો, પ્રેમ પ્રીત નહિ પ્રાન;
ધીખ જીવડા જહાં બેઠવો, એક ચિંતાએ ઉવામ.
એસો ચિત્તમેં ઠાન, બાત લછમીને વિચારી;
આજ કુણ ઘેર જાઉં, સખી કુન જોડ હમારી.

શિવના ઘરનો વૈભવ લક્ષ્મીને મોંઢે કવિ કહેવરાવે છે:

છપ્પા

આસન બેઠી આય, નજરો ચોદિશ ફેરાવે;
એક કોડીકો માલ, મઢીમેં નજરે ના'વે.
સંગી સેલી રણતૂર, ઓર રૂંઢનકી માલા;
પડે સર્પ કે હાર, વાઘ વરવ રસાલા.
ભરે ભાંગકે માટ, ભસ્મકે ઠેરે ભારી;
શંકરકી સાહબી દેખ, લછમી મન વિચારી.
સબ મઢીકો માલ, જાઇ બજાર બિકાવે;
કોડી નવ દિયે કોય, ફિરે પીછે ઘર આવે.

દોહરો

દોલતી યે દરબારમેં, બાંધ્યો નંદી બારણે;
કાવત કંથ બરાબરી, કુન કરમકે કારણે.

### (૭) નાગર શિવાનંદ અને (૮) રામચંદ્ર

સત્તરમી સદીના અંતમાં સુરતમાં બીજા બે કવિઓ શિવાનંદ ( વિ. સં. ૧૭૦૦ ) અને રામચંદ્ર ( વિ. સં ૧૭૦૦ના આસપાસ) થઈ ગયા છે. એ બે વડનગરા નાગર હતા. શિવાનંદે શિવ તેમ શક્તિનો મહિમા ગાયો છે, ઉપરાંત ઘણી આરતીઓ, પદો વગેરે બનાવ્યાં છે, ત્યારે રામચંદ્રે 'ગીતગોવિંદાર્શ' અને 'લીલાવતી' એ બે ગ્રંથો હિન્દીમાં રચ્યા છે, જે હાલમાં પણ ઉત્તર ભારતમાં ઉપલબ્ધ થાય છે.

## (૪)

## અઢારમું સૈકું

### (૧) અખો ભક્ત (વિ. સં. ૧૬૬૫ થી ૧૬૭૫)

પ્રસિદ્ધ વેદાન્તકવિ અખાનો પરિચય ગુજરાતને નવો નથી. વેદાન્ત જેવા શુષ્ક અને ગહન વિષયપર કવિતા કરનાર આ કવિ મૂળ જેતલપુર( દક્ષિણ દશક્રોઈ)ના રહીશ હતા અને પાછળથી અમદાવાદ દેશાઇની પોળમાં આવી રહ્યા હતા. તે વખતની અમદાવાદની સરકારી ટંકશાળના તેઓ ઉપરી હતા. ત્યાં તેમનાપર સિક્કામાં હલકી ધાતુ ભેળવવાનો આરોપ આવ્યો, પણ તેમાંથી નિર્દોષ ઠર્યા. આ અને બીજાં કારણોને લઇને આ અવિશ્વાસી જગત્ તરફ

તેમને તિરસ્કાર છૂટયો. પોતાનાં ઓજારો કૂવામાં નાંખી, તેઓ ગુરૂની શોધમાં ઉત્તર તરફ ચાલ્યા ગયા. આ પ્રવાસમાં તેમને ઢોંગી સાધુઓ વગેરે તરફ પણ તિરસ્કાર છૂટયો. આ માટે તેમને અનેક કારણો મળ્યાં. દુનિયા સ્વાર્થી છે, એમ ભાન થયું. છેવટે તેઓ વૃંદાવન ગયા. ત્યાં ગુરૂ કરી, પાછા ગૂજરાતમાં આવ્યા. તેમણે ગૂજરાતી કવિતા ઊપરાંત પુષ્કળ હિન્દી કવિતા પણ કરી છે, જે 'અખાની વાણી' નામથી પ્રસિદ્ધ થઇ છે. છતાં તેમની હજુ ઘણીયે કવિતા અપ્રસિદ્ધ છે. તેમના મુખ્ય હિન્દી ગ્રંથો 'સંતપ્રિયા' અને 'બ્રહ્મલીલા' ઉપલબ્ધ થયા છે. ઉપરાંત કેટલાક કુંડળીઆ, ઝુલણા, પદ વગેરે પણ ઉપલબ્ધ છે. તેમના હિન્દી ગ્રંથોમાંથી અત્રે બે ઉદાહરણો આપ્યાં છે.

### જીવ વિષે

નહિ મિથ્યા, નહિ સાચો, રૂપ ઐસો જીવકો;
જન્મ મરન ઔ ભ્રમન સંશય, ચલ્યો જાઈ સદૈવકો.
તાહી અચાનક ચેતના, જબ ઉપજે નરક વિષે;
જન્મમરન ઔર ભોગ સુખદુઃખ, કર્યાં કર્મ ફલકો લખે.
યહી વિચાર ગુરૂ તે આયોં, આતુરતા ઉપજી ખરી;
ચરણકમલ પર શીશ ધરકે, સેવા સ્તુતિ અતિશય કરી;
કીની જુ નવધા ભક્તિ ભાવૈં, અધિકાર પરતે ગુરૂ કરી;
પ્રેમાતુર વૈરાગ કેવલ, જેસી કહી તેસી ગ્રહી.
કહે અખા મહાવાકય ગુરૂકો, ઉગ નીકસે આપસે;
જ્ઞાન અર્કકી જો હસાં કર રહી નહિ મન આપસે.

(બ્રહ્મલીલા)

### કવિત્ત

પ્રત્યક્ષકે પરમાન બિના, નર ધાવત છુપત તોર તપાતી;
પ્રત્યક્ષકે પરમાન બિના, નર નાચત ગાવત હોયકે ચાતી.
પ્રત્યક્ષકે પ્રમાન બિના, નર ખાવત પીવત શ્યામા સરાતી;
ન પ્રત્યક્ષ પ્રમાન સોનારા, બીન ભરથાર સોહે જ્યું બરાતી.

(સંતપ્રિયા)

### (૨) મહેરાજ (વિ. સં. ૧૭૨૫)

આ મહેરાજ મૂળ જામનગરના લુહાણા હતા, પણ સિંધમાં રાધાવલ્લભી સંપ્રદાય ચલાવનાર દેવચંદજી કાયસ્થને ત્યાં નોકર હતા. તેમણે પોતાનો નવો પંથ સ્થાપવા ખટપટ કરી હતી, ને ઘણા શિષ્યો કર્યા હતા. તે ઘણી વખત્ત સુરત રહેતા અને જામનગર જતા. તેમણે સ્થાપેલ પંથ 'પ્રણામીપંથ' કહેવાય છે. આ પંથના મહેરાજે લખેલાં બધાં પુસ્તકો હિન્દીમાં જ છે. આ પંથમાં હિન્દુ–મુસલમાનનો ભેદભાવ નથી. તેમણે રચેલા હિન્દી ગ્રંથો–કલશ, વેદાન્તવાણી, આખિરી કીર્તન, વડાસિંગાર, છોટાસિંગાર, મારસતસાગર, ખેલવત-ખૂલાયા, પરધામવર્ણન, આદિ મુખ્ય છે

### (૩) કવીશ્વર દેવરામજી અને (૪) લક્ષ્મીરામજી

કવીશ્વર દેવરામજી મૂળ ગુજરાતના વિસનગરા નાગર હતા, પણ પ્રતાપગઢ દેવળી-આમાં રહેતા હતા. તેમને રાજ્યનો આશરો સારો હતો ને તેમને કવીશ્વરનું બિરૂદ મળ્યું

હતું. તેમણે હિન્દીમાં પરચૂરણ કવિતા કરી છે. તેમના પુત્ર લક્ષ્મીરામજી પણ સારા કવિ અને ચિત્રકાર હતા. આ બંને કવિઓની કવિતા પ્રસિદ્ધિ પામી નથી.

### (૫) દલપતિરાય અને (૬) વંશીધર

આ કવિઓ મિત્ર હતા ને અમદાવાદના રહીશ હતા. દલપતપતિરાય બ્રાહ્મણ અને વંશીધર વણિક હતા. તેમણે 'અલંકાર-રત્નાકાર' નામનો ગ્રંથ લખ્યો છે. તેઓ ઉદેપુરના રાણા જગતસિંહજીના આશ્રિત હતા. આ ગ્રંથ તેમણે ભાષાભૂષણની ટીકારૂપે લખ્યો છે. ગ્રંથનો ઉદ્દેશ અલંકારનો વિષય સમજાવવાનો હોવાથી રસછટા તરફ ધ્યાન સારૂં રખાયું છે. તેમની કવિતામાં મેવાડી ભાષાની છાંટ જણાઈ આવે છે. તેમણે વિ. સં. ૧૭૦૨ સુધી કવિતા કરેલી છે.

ઉદાહરણ—

આલિરીનિહારી વૃષભાનુકી દુલારિ જાહી.
પેખી પ્રાન પ્રીતમકે પ્રેમ પાસમેં પરત!
ભૌરનકો ફેરીબો ઔ હેરિબો વિહંસીમંદ.
હેરીબો સભીકો જબ નાક અંક મેં ભરત!
આજુલૌ નજામિહી સો પરિ પહિચાની અબ,
જોબનનિશાની ઐસી અંગ અંગ કો ધરત!
વિધના પ્રવીન માનો તનમેં નવીન કીઓ.
—ચાહે, કરી છીન યાને પીન પીન કૂચકો કરત।।

### (૭) રઘુરામ (વિ. સં ૧૭૫૭)

આ કવિ અમદાવાદના વિસનગરા નાગર હતા. તેમણે વિ. સં. ૧૭૫૭માં 'સભાસાર' નામક-નાટક હિન્દી ગ્રંથ બનાવેલ છે. તેમજ 'માધવવિલાસ' નામક બીજો ગ્રંથ પણ રચ્યો છે. તેઓ અમદાવાદ સારંગપુર લત્તામાં રહેતા, એમ તેમની કવિતાપરથી જણાય છે.

દિસિ પછિમ ગુજ્જર, સુધર શહર અહમદાબાદ;
ભૂપરકરે સબ નગર, શિર ઉપર મંડનધાર.
તા મધિ સારંગપુર, સુજાગ સુખદાયક સબ ધામ;
નાગર વિપ્ર સુસંગમતિ, કવિપદરજ 'રઘુરામ'
સમહસે સત્તાવના, ચૈત બીજ ગુરૂવાર;
પ૭ ઉજવલ સુમતિ કવિ, કીય ગ્રંથ બિચાર.

### (૮) કવીશ્વર કેવલરામજી

આ કવિ અમદાવાદના વિસનગરા નાગર હતા. એમનો જન્મ વિ. સં. ૧૭૫૬માં થયો હતો. તેમના પિતાનું નામ કેશવરામ હતું. આ કવિએ 'બાબી-વિલાસ' નામે હિન્દી ગ્રંથ રચ્યો છે. એમાં કવિએ બાબી નવાબોના કુલનું વર્ણન તથા પરાક્રમો, વગેરેનું સરસ વર્ણન કર્યું છે. પોતાના નિવાસસ્થાન માટે કવિ કહે છે કે—

અહમદગઢમેં રાજપુર, તુલસીકી યહ પોલ;
કેશવસુત કેવલ વસે. નાગર વિપ્ર અમોલ.

વળી પોતાના પરિવાર સંબંધમાં પણ એક દ્વિઅર્થી દોહરો તેમણે કહ્યો છે—

કેશવ! કેશવ કૃષ્ણકો, ઉઠત હી નામ સંભાર;
સેવક, શોભા; સખ સદા, આદિત ઉદયવિહાર.

આ દોહરાથી જણાય છે, કે એમને સેવકરામ, સોભારામ, સદારામ, તથા આદિતરામ, નામે ચાર પુત્રો હતા. તેમણે બનાવેલ બાબીવિલાસમાંથી અત્ર ઉદાહરણ આપ્યું છે.

**કવિત્ત**

ગજવી ગરૂર ગાજ, દિલ્હી મેં દલન આજ,
બૂટવે કો કાજ પંથ ગુજ્જર કો લીનો હૈ!
ખુંદીકો બિહારી મારી, હાઠા ગાઠા જોરન કે,
ઔર રાવરાના, તાકે બોહ બલ છીનો હે,
પ્રબલ પઠાન સો ભીર્યો જંગ જિતવે કોં,
નવલ નવાબ જવાંમર્દખાં બહાદુરન—
ફકર નવાબકો ફકીર કર દીનો હૈ!

(બાબી-વિલાસ)

આ કવિને લૂણાવાડાના રાજાનો આશ્રય હતો. એમણે લૂણાવાડાના રાજાની ઉદારતાનું કવિત્ત બનાવ્યું હતું. એથી રાજાએ એમને કવિશ્વરની પદવી આપી હતી.

### (૯) કિસનદાસ ( વિ. સં ૧૭૬૭ )

આ કવિ જૈન સાધુ હતા. એમણે તેમનાં બહેન રતનબાઈ, જેઓ જૈન સાધવી હતાં એમના મરણનિમિત્તે કિસનબાવની નામક નાનું હિન્દી કાવ્ય બનાવ્યું હતું. એ ' ઉપદેશ-બાવની 'એ નામે મશહુર છે. એમની ભાષા જુસ્સાદાર અને મનોવેધક છે.

ઉદાહરણ—

ઓં ઓંકાર અમર અમાર અધિકાર અજ,
અજર જાહે ઉદાર દારન દૂરંતકો!
કુંજર ને કીટ પરજંત જગજંત તાકે,
અંતરકો ચામી બહનામી સ્વામિ સંતકો
ચિંતાકો કરનહાર, ચિંતાકો હરનહાર,
પોષન ભરનહાર 'કિસન' અનંત કો।
અંતકમેં અંતદિન રાખે કો અનંત બીન
તાનેં તે ન અંતકો ભરોસો ભગવાનકો ॥ ૧ ॥

(કિસન બાવની)

### (૧૦) દુલારામ ( વિક્રમી ૧૭૮૦ના અરસામાં )

આ કવિ સુરતના બ્રાહ્મણ હતા. તે વખતે સુરતમાં નવાબી અમલનો દોરદમામ હતો. નવાબે દુલારામનું ઘર નજીવા કારણે લૂંટી લીધું, ત્યારથી તેમણે નવાબી વિષે અનેક કાવ્યો લખ્યાં અને તે સમયની હિન્દીઓની હાલત્ત વર્ણવી છે. નીચેના કાવ્યમાં નવાબી પર તિરસ્કાર યથાર્થરીતે વર્ણવાયો છે.

સૈયા તેરી સુરતમેં હિંદવા હેરાન
યવન તેરી બાદશાહી દિસતી હે ઓર, મલેચ્છોન માન મિલે હિંદુ હે ચોર
છત્ર ઓર પઘડી ગિરાવે, દ્રવ્ય લેવે, લૂંટ, દેવલ જલાવે સારે યવન સપૂત.

ઔરત કે જમીન જોરૂ અપને બાપકા, કાફિરકો કત્લ કિજે ફરમાન આપકા,
મેહબૂબે માન મિલે મહોર છાપકો, ઘરઘર પઢાવો કલ્માહક જાપકો.
સાહિબસે બિનતિ મોરી અદકો ગુલામ, 'દુલા' મુગલાઇ હોવે ફના મુકામ,

## (૧૧) કવિ પૂંજો (વિ. સં ૧૭૮૦ ના અરસામાં)

અત્યાર સુધી અગોપ રહેનાર આ કવિ અને તેનું સાહિત્ય હાલમાં જ પ્રાપ્ત થયું છે. ગૂજરાતની ઉત્તર સરહદ જ્યાં મરૂભૂમિને મળે છે, ત્યાંના આઘોઈ નામે ગામનો આ રહીશ અને બ્રાહ્મણ હોઈ, તેની અટક જોષીની હતી. તેનાં કાવ્યો જોતાં આ કવિનો વ્યવસાય જ્યોતિષ અને વૈદકનો હોય, એમ જણાય છે. વૈદક સંબંધી ઘણા દોહા આ કવિએ બનાવ્યા છે. આ કવિનું એક હિન્દી કાવ્ય ' કાલચિંતામણિ ' મને પ્રાપ્ત થયું હતું. જે 'બુદ્ધિપ્રકાશ' પુ. ૮૬, અંક ૨ માં શ્રી. જયશંકર પાઠકે મારી સંમતિથી પ્રસિદ્ધ કર્યું છે. આ નાનકડું કાવ્ય ચિકિત્સા શાસ્ત્રના જ્ઞાનથી ભરપૂર હોઈ, કવિનું જ્ઞાન કેટલું બહોળું છે તે રજુ કરે છે. આ કવિનું બીજું અપ્રસિદ્ધ સાહિત્ય મને હાથ લાગ્યું છે. કાળચિંતામણિમાંથી અત્રે ઉદાહરણ આપ્યું છે.

**સ્વરભેદ**

અષ્ટ જામ પીંગલા સ્વર ચલત, ત્યાંથી જીવ ત્રગુણ પખ રહે હૈ;
ષોડશ પોર ઝલે સ્વર ભાસુર, ઉભે પખવીન મોત થહે હૈ.
અઉનસ પંચાદિનાં રવિ ચાલત છછ્છર વિતે તબ મોત થહે હૈ;
તિથિ રૈનાં દિન ભાન ચલે દિન, ખરમાંસે પૂંજો માન કહે હે ॥ ૫ ॥

× × × ×

સુખમણા બાણ ઘટી સ્વર ચાલત, તરત ચોઈ નર જાત મરે હૈ
સુખમણા ચંદ નહિ ભાન ભારત, મુખમેં શ્વાસ હી શ્વાસ ભરે હૈ
ઐસે ચેન જહાં ઘર હોવત, ચાર ઘટી વિતે મોત કહે હૈ:
પૂંજો કહે સોઇ મોતકો આગમ, આગન ચેત તો કાજ સહે હૈ ॥ ૭ ॥

## (૧૨) કવિ ભાણ (વિ. સં. ૧૭૮૪)

આ કવિ મૂળ ગૂજરાતના ઔદિચ્ય બ્રાહ્મણ હતા અને ખાચરોદ(ગ્વાલિયર સ્ટેટ)માં રૂપસિંહ ઠાકોરને ત્યાં રહેતા હતા. ત્યાં રહી તેમણે ' સંકટમોચન ' નામક હિન્દી ગ્રંથ બનાવ્યો. તેમાં કવિત્ત, કુંડળીઆ, દોહરા, વગેરે મળી ૬૫૨ની સંખ્યા છે. આ ગ્રંથમાં કવિએ કૃષ્ણલીલા સંબંધે છૂટાં છૂટાં સોળ આખ્યાનોનો સમાવેશ કર્યો છે. ઉપરાંત કપોતાખ્યાન, નરસિંહાખ્યાન, મૃગમાળની કથા, સુદામાચરિત્ર, વગેરે છૂટાં આખ્યાનો પણ લખ્યાં છે. કવિ પોતાના કુલ વગેરે સંબંધી કહે છે, કે:—

નાત ઓદિચ્ચ ભીમજી, તાકે સુત દેવચંદ;
તાકો સુત કવિભાન હૈ, સેવક શ્રીગોવિંદ.

ગ્રન્થ પૂર્ણ કર્યાની મીતિ વિષે લખે છે કે:—

સત્તરસેં ચોરાસીયો, માસ ચરિત્ર શુભ જાન;
શુકલ પખ્ખ પુન્યો રવિ, કહી કથા કવિ ભાન.
કુકવા ટાકુર સહી, અલપ બુધ કવિ ભાન;
તાને અહ પુરણ કિયો, ખાચરોદ શુભ થાન.

કવિ ભાણવિરચિત સંકટમોચન ગ્રંથની હસ્તપ્રત મારી પાસે છે, જેમાંથી દરેક આખ્યાન પ્રસિદ્ધિમાં મૂકવા ઇરાદો છે,

(૫)

# ઓગણીસમું સૈકું

## (૧) આદિતરામ

એઓ કવીશ્વર કેવળરામજીના નાના પુત્ર હતા. એમને વડોદરાના માનાજીરાવ ગાયકવાડનો આશ્રય હતો. માનાજીરાવ વિષે તેમણે કવિત્ત બનાવ્યાં છે, તેમ જ હિન્દીમાં કેટલીક સ્ફુટકવિતા રચી છે, જે પ્રકાશમાં આવી નથી.

માનાજીરાવ ગાયકવાડની પ્રસંશાનું કવિત્ત

જાકે ભૂજદંડ દેખી, લજત હૈ સુંઢા દંડ,
પોંચે બલ દેખી સિંહ, હથન વિદારે હૈ.
દુર્જન કે સાલ ઔર, સજ્જન કે પ્રતિપાલ,
રાજત બિસાળ દગ, વિધિ કે સમા રે હૈ.
હાથકી કૃપાન ચાહી, નાગની સમાન જાકી;
બડે ખાનખાના દેખી, હિંમત કો હારે હૈ;
રાજ ચહુ ઓર ઓર, દેખે બર જોર માના;
મૂછકે મરોર પર, કરોર વાર ડારે હૈ.

માનાજીરાવે કવિને વજીફો માગવાનું કહેતાં તેમણે કવિતામાં તે માગણી કરી હતી.

પાડાહુકે કાંધ જૈસી, ફલૈ તીન ફસલ કો;
ગામકે સમીપ જાસોં, કાલહુમેં જીજીયૈ.
ખાતરકી ભારી કાલી. રહમ રસાલી સદા;
દેખદેખ કુનબીકો, મન હુ પતીજી થૈ.
વાડઝાડ ગાઢ ગાઢ બહુ ઘટાજ્યો ઘમંડે રહે;
ત્રાંબાપત્ર લિખવાય, એસી જમી દિજીયૈ.
રામાજી કે નંદ ગાજી, સુનિયે માનાજીરાવ,
આદિત કવેસર કા, દરિદ દૂર કિજીયૈ.

## (૨) ઉત્તમરામજી (વિ. સં. ૧૮૦૦)

કવીશ્વર કેવળરામજીના નાના પુત્ર શોભારામના આ પુત્ર હતા. તેમણે કેટલીક હિન્દી કવિતા બનાવી છે અને કેવલરામે બનાવેલા બાબીવિલાસની પૂર્તિ રૂપે કેટલીક હકીકત લખી છે. તેમણે બનાવેલ જૂનાગઢના નવાબની પ્રશંસાનું કવિત નીચે આપ્યું છે:

આછી હૈ પવિત ધરા, સોરઠ જગત હુ મેં;
જુનાગઢ બસે ગિરિ, ગિરનાર છાયો હૈ.
ધરાકે પ્રતાપ ગુરૂ, જૈસે બસે આપ દાના,
જમીયલકે પધારે, તીરથ સરસાયો હૈ;
ઉત્તમ આ ધરા હુ મેં, નરસિંયો ભક્ત ભયો:
તીનહુકે કાજ કૃષ્ણ, ધાય ધાય આયો હૈ;
નવલ નવાબ, બહાદૂર ખાન ધન્ય તો કો
ઐસી ભૂમિકા ભૂતાકો, ભૂપતિ કહાયો હૈ ॥

## (૪), (૫), (૬), (૭), ને (૮) કબીર સંપ્રદાયના કવિઓ

આ સૈકામાં કબીર સંપ્રદાયના કેટલાક મહાત્માઓ થઈ ગયા, તેમની કવિતા જો કે પ્રસિદ્ધિમાં બહુ આવી નથી. તેઓએ કબીરના સિદ્ધાન્તો કવિતા દ્વારા બનાવ્યા છે.

૪. લબ્ધરામદાસજી (વિ. સં. ૧૮૦૦) પૂર્વાશ્રમમાં તેઓ ચાણસમાના લાધા નામે રબારી હતા, અને દૂધરેજ કબીર મંદિરના મહંત ષષ્ઠમદાસજીના ઉપદેશથી તેમના શિષ્ય થયા હતા. તેમણે કેટલીક હિન્દી કવિતા રચી છે.

૫. સંત ભાણ સાહેબ—આ સંત પ્રતાપી હતા અને લબ્ધરામજીના ગુરુભાઈ હતા. મૂળ તેઓ વારાહી(જતવાડ બનાસકાંઠા)ના લુહાણા હોઇ, સાચા સદ્ગુરુની શોધમાં હતા. તેમણે કબીરસંપ્રદાયમી મંત્રદીક્ષા લીધી હતી.

૬. ખીમસાહેબ—(વિ. સં. ૧૮૨૬ આસપાસ) આ ભાણસાહેબના શિષ્ય અને સારા કવિ હતા. તેમણે ચિંતામણિ નામક હિન્દી ગ્રંથ રચી વિ. સં. ૧૮૨૬ના ચૈત્ર સુદ પુનેમના દિને પૂર્ણ કર્યો હતો.

૭. રવિસાહેબ-આ પણ ભાણસાહેબના શિષ્ય હતા. તેમણે રામગુંજારચિંતામણિ હિન્દી ભાષામાં રચી, વિ. સં. ૧૮૩૮ના જેઠ સુદ ૧૧ ને ગુરૂવારે પૂર્ણ કરેલ છે.

૮. મોરાર સાહેબ-તેઓ થરાદ(બનાસકાંઠા)ના વાઘેલા રજપૂત હતા અને રવિસાહેબના શિષ્ય થયા હતા. વિ. સં ૧૮૩૦ માં તેમણે કેટલુંક કબીરપંથી સાહિત્ય રચ્યું છે.

ઉદાહરણો—

૪ ભાણસાહેબકૃત

પોચ્યા સુણહી પાર, બાલગોપાલ સમેતા;
ભાણ કબીર રવિરામ, નાચમેં મળીયા જેતા.
કરૂણા મહેર કબીર કીરતાર, 'ભાણ' બ્રહ્મ ન આતા;
દયા મહેર જબ કરૂણાકીની, મેહી ચારે ખાતા.
અનુપમ હે સતસાહેબ મોરા, બંધી છોડ બ્રદખાતા;
મહેરવાન મોટા મહારાજા, સમ્રથ ધણી સુજાતા,

૫ રવિસાહેબકૃત

પતિતપાવન રામ, આપનો જાની આદર કરે;
અનેક ગુના ચિત્ત નવ ધરે, 'રવિદાસ' સ્તુતિ કરે.
મંગલકરન વિઘનહરન, હોત બુદ્ધિપ્રકાશ;
નામ લિયે સતનામકો. હોત કરમકો નાશ.
જ્યાંહી બાઝ વાસા કરે, ત્યાં નહિ પછી ઓર;
સતનામ જ્યાં પ્રગટે, ત્યાં નહી કામ કઠોર.

૬ ખીમસાહેબકૃત

જીન મુખમેં સીયારામ ન સુમર્યા,
તીન મુખમેં તો ધૂલ પરિ રે;
ધીક તેરો જન્મ જીવન તેરો ધીક હૈ;
ધીક ધીક મનુષ્યકી દેહ ધરી રે.

× × ×

હાથ પસાર કિયો નહિ સુકૃત,
તીરથ ઠંગ ન ધારી રે;
ખીમ કહે તું ભૂલો આયો
ખાલી તારી ખેપ પડી રે.

### (૯) હરિનાથ (વિ.સં. ૧૮૨૬)

અલંકાર—દર્પણ નામક હિન્દી ગ્રંથની રચના કરનાર આ કવિ મૂળ ગુજરાતના રહીશ હતા અને કાશીમાં રહેતા હતા. તેમણે વિ. સં. ૧૮૨૬માં એ ગ્રંથ બનાવ્યો હતો. આ સિવાય બીજા કેટલાક હિન્દી ગ્રંથો તેમણે રચ્યા છે. એમની ભાષા ઉચ્ચ કોટીની ગણાય છે.

ઉદાહરણ—

રોવતિ રિસાતિ મુસુકાનિ અરૂ હાહા આની
મદકો કરત ધન જોબન સમાન હૈ;
આગમન પિતમકો સૂનત છબિલિ બાલ–
હરખિ લજાતિ હિય હોત સુખસાજ હૈ;
રામકે જનમ રહે દામ દફતર બીચ–
ચિત્ર સારી મધ્ય દેખે ઘોરે ગજરાજ હૈ
નાથજૂ અનંત દુ:ખ અંતકરે પ્યારો કિતૌ–
અંતક કરેગો એહી જાન્યો મન આજ હૈ;
તરૂની લજાતિ પ્રકાશતે માલતિ લજાતિ સુવાસ–
ગોરસ ગોરસ દેત નહિ ગોરસ ચહતિ હુલામ.

### (૧૦) ત્રિવિક્રમાનંદ

આ કવિ જંબુસરના ઔદિચ્ય બ્રાહ્મણ હતા. નાનપણથી તેઓ સાધુઓના અખાડામાં જતા. ત્યાં તેમણે જ્ઞાનોપદેશ લીધો અને દુનિયા પર તેમને વૈરાગ્ય આવ્યો, આથી તેઓ લગ્ન થતી વખતે ઉઠી નાસી ગયા. તેમણે હિન્દીમાં વેદાન્તી કવિતા કરી છે. તેમનાં પદ સચોટ અસર કરનારાં હોય છે. આ કવિની કવિતા હજુ પ્રસિદ્ધિમાં આવી નથી.

### (૧૧) કવિ દયારામ (વિ. સં. ૧૮૩૩ થી ૧૯૦૮)

આ કવિથી ગુજરાત ભાગ્યે જ અજાણ હોય. તેઓ મૂળ ચાણોદના પણ ડભોઈમાં રહેતા હતા. તેમને ઠાઠ ઘણો પ્રિય હતો. ચાણોદમાં નર્મદા પર જ્યારે તેઓ સ્વરચિત પદો ગાતા ત્યારે લોકો ગાંડાં ગાંડાં થઈ જતાં. તેમણે કૃષ્ણરાધાના પ્રેમનાં ઘણાં પદો ગુજરાતી તેમ જ હિન્દીમાં બનાવ્યાં છે, તેમ જ ભક્તિ, નીતિ વિષે પણ ઘણાં પદો રચ્યાં છે. હિન્દીમાં તેમણે 'સતસૈયા' અને 'વસ્તુવૃંદદીપિકા' નામે બે ગ્રંથો લખ્યા છે. તેમનાં કાવ્યોની ભાષા કઠોર છતાં મનોવેધક છે, તેમ જ સચોટ અસર કરનારી છે. આ કવિ. વિ. સં. ૧૯૦૮માં ડભોઈ મરણ પામ્યા.

ઉદાહરણ (સતસૈયા)—

[૧]

બ્યાધઈદ મૃગ પરતહૈ, બંધ અહેરી જ્હૈન ।
પ્રેમ અજબ બાગુરમેં, પારનહાર અચેત ॥૬૩॥
રતિખીન રસ સો સિસહિસો, રતિબીન જાન સુજાન ।

રતિબીન મિત્ર સુમિત્રકોં, રતિબીન સબ શબમાન ॥૭૧॥
રસિક નેત્ર નારાચકી, અજબ અનોખી રીત ।
દુશમનકો પરસેં નહિં મારે અપનો મીન ॥૧૨૦॥

[૨]

**વિરહીનાં નવ લક્ષણ**

લેઉ સાસ ગંભીર પીત્ત મુખ હાથ હૈ,
સજલ નૈન કછુ બચન ન સુકત જાય હૈ;
લઘુ ભખ નિંદ હરામ ઉદાસી બની રહૈ,
ગોપીનાથ બિન ગોપી ગતિ ઐસી લહે.

(વરતુવૃંદદીપિકામાંથી)

[૩]

**પદ ભૈરવી**

અબ તો યેહી બૂત મેરે ગિરિધરલાલ ધની—ટેક
શ્રી સેવે શંકરસે ધ્યાવે, ગાવે સહસ્ર રૂની—અબતો.
સ્વામિ બુદ જીવન ચાતકો, ઐસી આપ બની—અબતો
'દયા' કે પ્રિતમ ગોપીજનવલ્લભ, ત્રિભુવન મુકુટમની–અબતો

[૪]

**પદ વિહાગ**

જીયા ગાફલ મત સો જાગ, હાં કોઈ નહિં હે રે તેરા તેરા–ટેક.
માતપિતા, સુત, ઘરની, બંધુ, ઔર કુંટુંબ બ્હોતેરા;—૧
સબ અપની મતલબ કે બેલી, હે ઉલટા ઉગ ચેરામેરા
મહેલ ખજાના દુનિયા દૌલત, તું માને મન મેરા;
દેખત રહેગા કુછ ન ચલેગા, લુંટ જાયેગા ડેરાડેરા.—૨
જો તું તેરા ભલા ચાહે તો, હેમક સમઝ સવેરા;
કુબ્જ હોયગા ફિર કયા હોના, નગર જાયગા ઘેરા ઘેરા—૩
ક્યોં ઓરનકું અકલ બતાવે, તેરે ઉર અંધેરા;
નહિ ડેર કુછ આખર આયા, સફલ કર લે ફેરાફેરા—૪
ભજ ભગવંત સંત સંગત કર. બન સત્ગુરૂકા ચેરા;
માયા પટક અટક 'દયા' હરિપદ, કરલે કૃષ્ણ સુનેરાનેરા—૫

## (૧૨) ડુંગર બારોટ

આ કવિ ગાયકવાડી રાજ્યના વિજાપુરના રહીશ હતા. તેમણે હિન્દીમાં ઘણાં કવિત્ત બનાવ્યાં હતાં. તેમની કવિતા પ્રસિદ્ધિ પામી નથી. પણ ઘણા લોકો તેમનાં બનાવેલાં કવિત્ત બોલે છે.

## (૧૩) પીંગલસી ગઢવી

પ્રવીણસાગરના રચનાર રાજકોટનાં રાજા મહેરામણસિંહજીના ડાયરામાં આ કવિ હતા. મૂળ તેઓ વઢવાણના ચારણ હતા. આ કવિએ પ્રવીણસાગર રચવામાં મદદ કરી હતી. અને 'વૈકુંઠ પિંગલ' નામક હિન્દી ગ્રન્થ રચ્યો છે. તેમની ભાષા શુદ્ધ હિન્દી નથી, પણ ચારણીના મિશ્રણવાળી છે.

### (૧૪) કવિ મહેરામણસિંહજી (વિ. સં. ૧૮૩૮)

'પ્રવીણસાગર' ગ્રંથના રચનાર આ કવિ રાજકોટના રાજાના કુમાર હતા. તેમણે પોતાના નામનો અર્થ લઇ પ્રવીણસાગરની રચના કરી. એમાં ૮૪ લહેરો છે. લહેર એટલે પ્રકરણ. આખો ગ્રન્થ કોઈ જગાયે મળી શકતો નથી. તૂટક લહેરો ઘણી જગાએ લખેલી મળી આવે છે. આ ગ્રન્થ પ્રસિદ્ધિ પામ્યો છે. મીર, બારોટો, ગઢવીઓ, વગેરે પ્રવીણસાગરની લહેરો યાદ રાખે છે. આ લોકપ્રિય ગ્રન્થનું મહત્ત્વ હજુ ઉત્તર ભારતમાં સમજાયું નથી. ઘણાને તો આ ગ્રન્થની માહિતી પણ નથી. આ આખો યે ગ્રન્થ પ્રેમવર્ણનનો છે. છતાંયે વિવિધ જ્ઞાન એમાં ભર્યું છે. પ્રેમી અને પ્રેમિકાના સંવાદરૂપ આ ગ્રન્થના રચનાર કવિશ્રી મહેરામણજીનું પ્રેમચરિત્ર આલેખવાનું અત્ર મોકુફ રાખ્યું છે. કારણ કે એથી સત્ય વસ્તુ અને અસત્ય બંનેનો શંભુમેળો થઈ, કદાચ સત્ય ઓછું બહાર પડે. એથી અસત્ય દોષના ભયથી એમ કરવું મેં ઉચિત ગણ્યું છે. અત્રે આપેલાં ઉદાહરણો મને મળી આવેલ હસ્તલિખિત પ્રવીણસાગરમાંથી લીધાં છે.

ઉદાહરણ—

દદરા નહોહી દલ આયે મીન ભૂપત કે,
બુદીયાં ન હોહી એ તો બાનઝર લાઇ હૈ;
બગલા ન હોહી સ્વેત ધજા ભગવંત અંગ,
ચપલા ન હોહી શમસેર ચમકાઇ હૈ,
દાદુર ન હોહી, નકીબ સહુ ઓર બોલે,
મોર એ ન હોહી હાક સુરન સોહાઇ હૈ;
બાલમ વિદેશ આતે બ્રહહની જારબોકું,
જગનુ ન હોહી કામ જામકી જગાઈ હૈ

અશવે કો નીરવામે મંજનશરીર નીત,
બ્રહની ધુની પરતાપ લોબીશે ખલે,
નેનકે કટોર મેં માગતહું દરદભીક્ષા,
દરદકી શેલી મેરે કંઠ બીચે લેખકે.
ખાનપાન ગ્યાન ધ્યાન સઘળો તજો હૈ સુખ,
પ્રાણદાન હોયેગી નાદાન જન પેખલે;
સાગરકું કહો જાઇ એક ખેર અઠે આઇ,
પ્રેમકી ફકીરી કીન આસગારી દેખલે.

મોરકી ધ્યાન લગી ઘનઘોરસે, દોરદી ધ્યાન લગી નટકી,
ચંદકી ધ્યાન ચકોર લગી, ચકવાહકી ધ્યાન લગી ચટકી.
દીપકી ધ્યાન પતંગ લગી, પનીઆરીકી ધ્યાન લગી મટકી;
મીન મનોજર જાનસી, સાગરપંથ પ્રવીન રહો અટકી.

રંગહી રંગ રહો મીલકે, આતિ મંજ નહિ ચટકી ન હી છૂટે,
ભેદ કછુ ન પરો પરસો, કરખાત એહુ ન પ્રતી ન વખૂટે.
ભંજન ફૂટ ગયો જુરીને, બર અકલ ખોહે તેતી બાધ તૂટે,
એસે પ્રવીન રહો હર અંતર જેસે બિલોલ મેં લાગત બૂટે.

પાનીકો જંતુ કહા પહચાનત, ગ્રીખમકી તપકી ગરદીકી.
કેશરકી કહાં કરત કિંમત, જ્યાં પહીચાન નહિ હરદીકી.

કાહેરકુ કુછ ગમ નહિ એક, શૂરનકુ શુધ હે મડદીકી,
એ દરદી જો પ્રવીન મીલે, તો જાનત હે દરદી દરદીકી.

કાહુકે ચિત્ત વસે ધરનીધર, કાહુકે ચિત્તમેં શંકર દાતા;
કાહુકે ચિત્તમેં બ્રહ્મા ઓર વિશ્નુ, કાહુકે ચિત્ત સરસતિ માતા;
સાગરકે ચિત્ત તો મિત્ર વસો સદા, મિત્રકા ચિત્તકી જાને વિધાતા.

ભારી ભયો ઘનઘોર ચહુ દિશી, ઓર ઘટા ઉગમી અતિકારી;
કારી ઘટા અંધીયારી મહા, અતિ દંપત દામનકી અજુઆરિ.
આરિ સખે સુની મોરનકી ધુની, કંપત ઝંપત પ્રાન અટારી;
ટારિ ટરે નહિ વિધનાગત, સાગર પીર સનેહકી ભારી.

ખાવતપીવત ઉઠત બેઠત, નિંદ ન આવત મિત્રકી બાતાં;
ચાતકકું ચાહ મેહજુ આવત, ચંદ ચકોર કો નેહ જ્યુ નાતા;
દીપક જ્યોત જ્યું ચાહે પતંગકી, આપહી આપ શરીરકે ઘાતા
પ્રવીનકો ચિત્તમે મિત્ર વસ્યો સદા, મિત્ર કા ચિત્તકી જાને વિધાતા

## (૧૫) બ્રહ્માનંદ સ્વામી

સ્વામીનારાયણ સંપ્રદાયના સ્થાપક શ્રી. સહજાનંદ સ્વામીના શિષ્ય સ્વામી બ્રહ્માનંદજીનો જન્મ વિ. સં. ૧૮૨૮ માં થયો હતો. તેમના પિતાનું નામ શંભુદાન અને માતાનું નામ લાલબા દેવી હતું, અને તેમનું નામ લાડુ પાડવામાં આવ્યું હતું. કેટલાકના મતે તેઓ બારોટ હતા, જ્યારે કેટલાકના મતે તેઓ ગઢવી હતા, એમ કહેવાય છે. પણ તેમનું નામ અને કવિતાની ભાષા જોતાં તેઓ ગઢવી હોય એમ લાગે છે. એમણે માતાના ગર્ભમાંથી જ પોતાનું જ્ઞાન બતાવવા માંડયું હતું. બાળવયમાં તેમણે કવિતા કરવા માંડી. તેથી ઉદેપુરના રાણા પાસે તેમના પિતા સાથે તેઓ એક વખત ગયેલા; ત્યાં થોડીક કવિતા કરી. તે સાંભળી ઉદેપુરના રાણાએ તેમને કચ્છમાં પિંગલ ભણવા મોકલવાનું કહ્યું, તેમ જ કેટલીક મદદ કરી. કચ્છમાં તેઓ ભૂજની પાઠશાળામાં તેમ જ બીજે સ્થળે પિંગળનો અભ્યાસ કર્યા પછી કાઠિયાવાડમાં ભાવનગર, રાજકોટ, વગેરે સ્થળે રાજ્યાશ્રયથી કવિતા કરવા લાગ્યા અને શિરપાવ મેળવ્યા. વિ. સંવત ૧૮૬૦ માં તેમને સ્વામી સહજાનંદજીમો મેળાપ થયો, અને તેમની પાસે રહ્યા. વિ. સં. ૧૮૬૧ માં તેમણે ભાગવતી દીક્ષા લીધી અને શ્રીસારંગદાસજી નામ રાખ્યું; ત્યાર પછી તેઓ બ્રહ્માનંદના નામે ઓળખાયા. તેમણે પણ ગુજરાતી ગ્રન્થો અને કવિતાઓ ઉપરાંત હિન્દીમાં ત્રણ સ્વતંત્ર ગ્રન્થો તેમ જ બીજી કેટલીક કવિતા કરી છે. તેમની કવિતા રસિક, મનોવેધક ને સચોટ અસર કરનારી છે.

ગ્રંથો—૧ સંપ્રદાયપ્રદીપ (હિન્દી    ૪ શૃંગારવિલાસ (અર્ધ હિન્દી)
૨ સુમતિપ્રકાશ ,,    ૫ જ્ઞાનવિલાસ ,,
૩ બ્રહ્મવિલાસ ,,    ૬ ભક્તિવિલાસ ,,

તેમના રચેલા ગ્રંથોમાંથી હિન્દી રૂપકો અત્રે આપવામાં આવ્યા છે.

(શૃંગારવિલાસ,)

(૧)

આચિરી આઈ વસ્યો દગ નંદ દુલારો.—ટેક
બેઠત ચલત જગત સુપનમેં નેક ના હોવત ન્યારો.—આવિરી.
મંદ મંદ મુખહાસ મનોહર, નેન કમળ મનવારો.—આ.
બ્રહ્માનંદ કો નાથ રંગીલો, દિલકી જાનનહારો—આ.

(૨)

ऐरी अबही गयो नंदलाही सखी चित्त मेरो ललचायके,
सांजकी बेरीयां मधुर मधुर सूर, बंसी के हेर सुनायके, सखी०
मंद मंद गति चालत मनोहर. अंगन निकसे आयके,
अरुन कमळसम नेन अलौकिक, बांके पाघ लगाय के—सखी०
कहानकुंवर के दरसन कारन, मैं दोरी उठ धाय के;
ब्रह्मानंद, चले मनमोहन, बेठे मों घर जाय के—सखी०.

(૩)

(જ્ઞાનવિલાસ)—

जगमें रहेना दो दिनका, तुम काहेकुं करत गुमान हो प्यारे.-जगमें०
धरे रहेंगी मेडी मंदिर, बसना है मेदान हो प्यारे--जगमें०
महरी सूत पैसा के कारन, काहेकुं होत हेरान हो प्यारे--जगमें०
तन धरके कोई रह न पावे, रंक राव सुलतान हो प्यारे-जगमें०
ब्रह्मानंद कहे सुन बंदे साची वात निदान हो प्यारे—जगमें०

(૪)

(ભક્તિવિલાસ)—

लगीवे चोट धनश्याम नाथनकी—टेक

चोट लगी मोय सांजकी बेरीयां, बीसर गई सुध दिवसरयनकी-लगी०
दरद जोर करी भइ हुं दिवानी, सूरत नहि निज चारु अयनकी-लगी०
कहान कहान रटना उर लागी, सुध बिसरी अनपानशयनकी-लगी०
चलत हंसगति श्याम मनोहर, चातुरना मनरंज वचनकी-लगी०
ब्रह्मानंद नवल प्रितम पर, छबी वारु लई कोटी मयनकी-लगी०

(૫)

( બ્રહ્મવિલાસ )—

काल विषे

(कवित्त)

उचेही अवास, सुखवास देश दोलतकुं;
हाथ हय साथी, ददामादि दिन दोयके.
पुत्रपरिवार नार, मात तात भ्रात आदि;
सकल कुटुंबसें, चलती विछोयके.
करेही प्रपंच हुमें, रची रह्यो सायजान;
जैसे काष्ट पुतरिमें, रहे कपि मोयके.
कहत है ब्रह्मानंद, काल जब ग्रहे कंठ;
आयो ढांक अंग, गयो नंगे तन होयके-

सवैया

मेरेरी छाट सबे हय कुंजर, मेरे हीया सब देश अधिनो;
में अति रीझके मोज करी अरु, में सबही जगमें जसलीनो.
मेरेही धाम त्रिया मनरंजन, काम कलां महि न्जुन प्रवीनो;
ब्रह्ममुनि कहे सु नहि जानत, में मतिहीन हुं कालचवीनो.

(૬)

( સુમતિવિલાસ )—

### પતિવ્રતાના ધર્મ વિષે

( ઉધોર છંદ )

ત્રિય શુર રખત પતિવ્રત એક, તનમન બચ દૃઢ ગ્રહ ટેક;
ત્રિયકું અધિક પતિવ્રત ધર્મ, તાતે પાત હરિપદ પર્મ–૧
બઢત હૈ પ્રેમ હરિકે સંગ, એહી વ્રત નાર હોત શ્રુનંગ
હરિપદ ભજત પતિવ્રત હોય, તેહી બિના ત્રિયા નાહિ શુદ્ધ કોય–૨
કેવલ પતિવ્રત શુભ કર્મ, પાવત પરમ સુખ યહ મર્મ
પ્રભુપદ વિમુખ જે જે નાર, પાવત નહિ ભવજલપાર–૩
પ્રતીતનુ પતિ કરત અનંત, આવત નહિ ભવકો અંત
પ્રભુવિન પતિવ્રત નહીં નાર, શ્રીમુખ સુન્યો સો બહુ વાર–૪
જો ત્રિયા થઈ પતિવ્રત જાવ, સબ તેહી ભજે શ્રીભગવાન
નીકે કહું અબમેં તાકે નામ, જિન બસ કિયે સુંદરશ્યામ–૫

## (૧૬) મુક્તાનંદ સ્વામી

આ સ્વામી પણ સ્વામીનારાયણ સંપ્રદાયના હોઇ ગઢડાના મંદિરમાં રહેતા હતા. તેઓ કવિ અને કુશળ ગાયક હતા. તેમણે ‘ વિવેકચિંતામણી ’ અને ‘ સત્સંગશિરોમણી ’ નામક બે હિન્દી ગ્રન્થો બનાવ્યા છે, તેમ જ કેટલાંક હિન્દી પદો પણ બનાવ્યાં છે.

ઉદાહરણ—

પદ

મેરો તો સુખદાયક તુમહી મુરારી.
તુમ વિન ઔર દેવ નહિ જાચું, એહી દૃઢટેક હમારી–મેરો૦
લોભિનકું જેસે ધનસુખદાયિક, કામીનકું જૈસી નારી–મેરો૦
તુમકારન જોગન હોઈ, બેઠી અસન આસ સબહારી–મેરો૦
રસિક સલુણા પિયનિરે, મુખ પર મુક્તાનંદ બલિહારી–મેરો૦

## (૧૭) રણછોડજી દિવાન

આ કવિ નાગર બ્રાહ્મણ અને જુનાગઢના નવાબના દિવાન હતા, તેમ જ ઉચ્ચ કોટિના કવિ હતા. તેમણે હિન્દીમાં ઘણા ગ્રંથો લખ્યા છે. (૧) કામદહન, (૨) શિવવિવાહ, (૩) શંખચૂડાખ્યાન, (૪) ત્રિપુરાખ્યાન, (૫) કાલખંજાખ્યાન, (૬) મોહિનીછળ, (૭) બ્રાહ્મણની ચોરાસી નાતો વિષે, (૮) અંધકાખ્યાન, (૯) નાગરવિવાહ, વગેરે.

ઉદાહરણ—

( શંખચૂડાખ્યાન )—

તોલ્યો બાર હજાર, ચતુરબુદ્ધિ બાજારકો;
સમતા પાયો જાર, નેક એક પૈંજારસોં.
રામ રહે ન, રહે ઘનશ્યામ ન, કામકિ લોક કહાનિ કહેરી;
શુંભનિશુંભ ગયે જગસોં, બલિરાજકો રાજ ન કોઉ લહેરી.
રાવન લંક તજી સતભાવન, ગાવનકો અબ ગાથ લહેરી;
દામ રહે નહિ, ધામ રહે નહિ, નામ સદા રણછોડ રહેરી.

## (૧૮) લલ્લુ લાલજી

હિન્દી ગદ્યના જન્મદાતા ગણાતા પંડિત લલ્લુ લાલજી ગૂજરાતી બ્રાહ્મણ હોઈ, આગ્રામાં રહેતા હતા. તેમનું ઉપનામ 'લાલ' હતું. તેમનો જન્મ વિ. સં. ૧૮૨૦માં અને મૃત્યુ સંવત ૧૮૮૨માં થયું હતું. તેઓ કલકત્તાની ફોર્ટ વિલિયમ કૉલેજમાં નોકરી કરતા. મિ. ગીલક્રીસ્ટના હુકમથી તેમણે કૉલેજના વિદ્યાર્થીઓ માટે હિન્દીમાં કેટલાક ગ્રંથો લખ્યા. તેમના પહેલાં હિન્દીમાં ગદ્યલેખક ઓછા હતા, તેમ જ એ લેખકોની ભાષા પણ સારી નહતી. તેથી લલ્લુ લાલજીની ભાષાની સુંદરતા ખૂબ વખણાઈ. તેમણે હિન્દીમાં પ્રેમસાગર, સિંહાસનબત્રિશી, વૈતાલપચ્ચીસી, શકુંતલા, માધવાનલ, માધવવિલાસ, સંસારસભાવિલાસ, સતસૈયાની ટીકા, વગેરે ગ્રંથો લખ્યા છે. તેમણે ગદ્ય અને પદ્ય બંનેમાં નિપુણતા પ્રાપ્ત કરી હતી. એમના ગદ્ય અને પદ્યના નમુના પ્રેમસાગરમાંથી આપ્યા છે.

### સ્યમંતક મણિની કથા

ચોપાઈ—શ્રીહરિકો મણિ ચોરી લાયો, પુનિ સત્રાજિત મન પછતાયો ॥
દિન્હ વ્યાહિ સતભામહી જૈસે, રૂચિર ચરિત્ર બખાનહુ તૈસે ॥

દોહા

ચાંદ ચોથકો દેખીઓ, મોહન ભાદૌં માસ;
તાને લગ્યો કલંક યહ, અતિ મન ભયો ઉદાસ.
જો ભાદૌંકી ચોથકો, ચાંદ વિહરિ કોય:
યહ પ્રસંગ શ્રવણની સુને, તાહી કલંક ન હોય.

**(ગદ્યનો નમુનો)—**

શ્રી શુકદેવ મુનિ બોલે કે મહારાજ ! સત્રાજિતને પહેલો તો શ્રીકૃષ્ણચંદ્રકો મણિકી ચોરી લગાયી. પીછે ઝુઠ સમઝ લજ્જિત હો ઉસને અપની કન્યા સત્યભામા હરિકો વ્યાહકી. યહ સુન રાજા પરીક્ષિતજીને શ્રી શુકદેવજીએ પૂછાકી કૃપાનિધાન ! સત્રાજિત કૌન થા, મણિ ઉસને કહાં પાયી, ઔર કૈસે હરિકો ચોરી લગાયી, કયોં કર ઝુઠ સમઝ કન્યા વ્યાહદી યહ તૂમ મુઝે બુઝયિકે કહો.

## (૧૯) દીન દર્વેશ

આ સંત દોઢસો વર્ષ પર પાલણપુરમાં થઇ ગયા છે. તેઓ જાતના લુહાર હતા અને સંતસમાગમથી તેઓને વૈરાગ્ય ઉપજ્યો હતો. તેમણે ઘણા હિન્દી કુંડળીઆ, રેખતા, કવિત્ત, વગેરે બનાવ્યાં છે.

### કુંડળીઆ

ગુરૂ બિન જ્ઞાન ન ઉપજે, ગુરૂ બિન મિલે નહિ ભેદ,
ગુરૂ બિન સંશય ના મિટે, જય જય શ્રી ગુરૂદેવ.
જય જય શ્રી ગુરૂદેવ, મહા ભવદુઃખનિવારણ,
પાંચ પચ્ચીસું ચોર, પકડકે પલમેં મારણ.
કહત દીન દરવેશ, સમજ રે ચતુર સુજાના.
ગુરૂ ગરીબનિવાજ, ગુરૂ બિન પાવે નહિ જ્ઞાના. ૧

સિંહગમન અરૂ અનિ બચન, અનલ પક્ષીકી છાંય,
નારી રજસ્વલા લીંબનર, કદલી ફુલ એક વાર.
કદલી ફુલ એક વાર, સ્વાતિ બુંદ છીપમેં પડીઆ,
પારસમણિકે અંગ, લોહા સુહાગણ બનીઆ.
કહિ દીન દર્વેશ, પુરે ગુરૂ મીટે આવાગમન,
ત્રિયા તેલ એક વાર, પીછે હઠે નહિ સિંહગમન. ૨

છાંડ ગયે છત્રપતિ, ચક્રવતિ પીસ જાય,
હાય કાલ ઓ બેવફા, જીવ સબીકો ખાય.
જીવ સબીકો ખાય, રંજ નહિ કીનસે કીની,
એઓ નીચ જલ્લાદ, કાલ બેરી સોકીની.
કહત દીન દરવેશ, અવળસે ભીડસ માંડી,
ચક્રવર્તિ પીસ જાય. છત્રપતિ ગયે છાંડી. ૩

## (૨૦) કવિયા કહાન

આ કવિ રાધનપુરના વાલ્યમ બ્રાહ્મણ અને દીન દર્વેશના સમકાલીન હતા. સિદ્ધપુરના મેળામાં આ બંને કવિઓ પોતાના રચેલા કુંડળીઆઓની રમઝટ જમાવતા ને પુષ્કળ લોકો ત્યાં સાંભળવા ભેગા થતા.

### કુંડળીઆ

લખ બાતનકી બાત હૈ, સમરણ કીજે રામ;
પહેલાં બિધ વિચારકે, પીછે કીજે કામ.
પીછે કીજે કામ, તીનું મેં નાવે શંકા;
રાવણ ખોઓ રાજ, વિભિક્ષણ પાયી લંકા.
કથે સુકવિયા કા'ન, જાનતહે સબકા મનકી;
સમરણ કીજે રામ, બાત હૈ લખ બાનનકી. ૧

સરસ પોચાંગી દેખકે, નાંહાં ભરી જે પાઓ;
પીછે સોબત કીજીયે, પહેલાં દેખ સભાઓ.
પહેલાં દેખ સભાઓ, મિત્રસે ચિત્ત મિલાઇએ;
નૈકાં ખત્તા હજાર, ઘડી બીચમેં ખાઇએ.
કથે સુકવિયા કા'ન, હિન ગુન દિજે ત્યાગી;
નાંહાં ભરી જે પાઓ, દેખકે સરસ પોચાંગી. ૨

કનક છુરી સી કામની, ઉનસે વસીયો દૂર;
યાર મેરા યહ માન લે, જગમેં બડે વો શૂર.
જગમેં બડો વે શૂર, જીનકો નૈનાયે ત્યાગી;
વાંકો સદા કીરતાર, નામકી લગની લાગી.
કથે સુકવિયા કા'ન, ફના મીટ્ટી વો ચામની;
ઉનસે વસીયો દૂર, કનક છુરી સી કામની. ૩

## (૨૧) સંત શેખ શકુ

આ મુસ્લિમ સંત બરાનપુર નજીકના રહીશ હતા. તેમની વાણી જુલ્મીઓને અંતકાળની બૂરી દશાનું ભાન કરાવનારી છે.

ઝુલણા

દુનિયામેં આઈ દયા દીન એ માહીકી, હરદમ રંક સેં રોપનાહે,
મસ્તાન મદ અંદ અહેવાન શીર્યા, અરે નીચ ના'નમકી ત્રોપનાહે.
નીજ નૈનસે દીખ લે મીત્ત પ્યારે, ક્રૂર કાલ જલ્લાદકી ઘોપનાહે.
શેખ શકુ કહે હાય દિલબર, તાકુ એક દિન કબ્રમેં ખોપનાહે.

## (૨૨) સંત ચાતકદાસ

આ સંત સૌરાષ્ટ દેશના નિવાસી જાતે વણિક હતા. મુસાફરીમાં તેમણે કોઈની પાસે પાણી માગ્યું, પણ કોઇએ આપ્યું નહીં. આથી એમને દુનિયા પર વૈરાગ્ય ઉત્પન્ન થયો અને નિષ્ઠુર સંસાર તજી, પ્રભુભકિતમાં ચિત્ત પરોવ્યું.

કુંડળીઆ

જગત બિચારી પાવકી, રોતી દિન ભર રૈન;
આખીર અંકા એબકા, જ્યું ગુંગેકી સેન.
જ્યું ગુંગેકી સેન, આપ મલ જલકે બાયે;
લીયે કાષ્ટ શિરભાર, કષ્ટ કુહાડા કાંધે.
કહે ન ચાતક દાસ, ઝણુકત સનમ સિતારી;
રોતી દિન ભર રૈન, પાવકી જગત બિચારી.

## (૨૩) સંત બાલકદાસ

આ સંત ગૂર્જરાતની ઉત્તરે આવેલા ઈડર શહેરના બારોટ હતા. પિતાના ઉપદેશથી તેમણે સંસારનો ત્યાગ કર્યો હતો. તેમનાં કાવ્યો જ્ઞાનથી છલોછલ ભરેલાં છે.

કુંડળીઆ

જખ દેકે ચલ જાવના, જગમેં ભઇ ફજેત;
અરે મુસાફીર કયોં સુતા, ચેત શકે તો ચેત.
ચેત શકે તો ચેત, હરિસે હેત કુછ કર લે;
વૃથા છાંડ અભિમાન, સંત મીજબાનાં કર લે.
કહેત બાલકદાસ, ઔર મનસાકે તાના;
જગમેં ભઈ ફજેત, જખ દેકે ચલ જાના. ૧
જગમેં ભઇ તાકો નસી, અમ્મર ગ્રામ ગિરાશ;
છુટી સનમકી બંદ્રાક, વિખર ઉડ ગઈ આશ.
વિખર ઉડ ગઈ આશ, પાસમેં રખા ન દાવા;
મનસા ગુમાયો લાલ, જર જોબન કીન કાવા.
કહેત બાલકદાસ, નંગ તું ઐસા રગમેં;
અમ્મર ગ્રામ ગિરાશ, કીસીકી ના ભઈ જગમેં. ૨

## (૨૪) ફેકરૂદીન

આ મુસ્લિમ સંત પહેલાં સૂરતના નવાબના સિપેહસાલાર હતા. તેમને સંત ખાખીને કત્લ કરવાનું નવાબે ફરમાન કર્યું; પણ કત્લ કરવા છતાંયે સંત ખાખી જીવિત થયા, તેથી નવાબી ક્રોધ તેમના પર ઉતર્યો. તેમાંથી બચવા તેઓ ફકીર થઈ ચાલ્યા ગયા.

સિંહગમન અરૂ અનિ બચન, અનલ પક્ષીકી છાંય,
નારી રજસ્વલા લીંબનર, કદલી ફુલ એક વાર.
કદલી ફુલ એક વાર, સ્વાતિ બુંદ છીપમેં પડીઆ,
પારસમણિકે અંગ, લોહા સુહાગણ બનીઆ.
કહિ દીન દર્વેશ, પુરે ગુરૂ મીટે આવાગમન,
ત્રિયા તેલ એક વાર, પીછે હઠે નહિ સિંહગમન. ૨

છાંડ ગયે છત્રપતિ, ચક્રવતિ પીસ જાય,
હાય કાલ ઓ બેવફા, જીવ સબીકા ખાય.
જીવ સબીકા ખાય, રંજ નહિ કીનસે કીની,
એઓ નીચ જલ્લાદ, કાલ બેરી સોકીની.
કહત દીન દરવેશ, અવળસે ભીડસ માંડી,
ચક્રવર્તિ પીસ જાય, છત્રપતિ ગયે છાંડી. ૩

## (૨૦) કવિયા કહાન

આ કવિ રાધનપુરના વાલ્યમ બ્રાહ્મણ અને દીન દર્વેશના સમકાલીન હતા. સિદ્ધપુરના મેળામાં આ બંને કવિઓ પોતાના રચેલા કુંડળીઆઓની રમઝટ જમાવતા ને પુષ્કળ લોકો ત્યાં સાંભળવા ભેગા થતા.

### કુંડળીઆ

લખ બાતનકી બાત હૈ, સમરણ કીજે રામ;
પહેલાં બિધ વિચારકે, પીછે કીજે કામ.
પીછે કીજે કામ, તીનું મેં નાવે શંકા;
રાવણ ખોઓ રાજ, વિભિક્ષણ પાયી લંકા.
કથે સુકવિયા કા'ન, જાનતહે સબકા મનકી;
સમરણ કીજે રામ, બાત હૈ લખ બાનનકી. ૧

સરસ પ્રોચાંગી દેખકે, નાંહાં ભરી જે પાઓ;
પીછે સોબત કીજીયે, પહેલાં દેખ સભાઓ.
પહેલાં દેખ સભાઓ, મિત્રસે ચિત્ત મિલાઇએ;
નૈકાં ખત્તા હજાર, ઘડી બીચમેં ખાઇએ.
કથે સુકવિયા કા'ન, હિન ગુન દિજે ત્યાગી;
નાંહાં ભરી જે પાઓ, દેખકે સરસ પ્રોચાંગી. ૨

કનક છુરી સી કામની, ઉનસે વસીયે દૂર;
ચાર મેરા યહ માન લે, જગમેં બડે વો શૂર.
જગમેં બડો વે શૂર, જીનકો નૈનાચે ત્યાગી;
વાંકો સદા કીરતાર, નામકી લગની લાગી.
કથે સુકવિયા કા'ન, ફના મીટ્ટી વો ચામની;
ઉનસે વસીયો દૂર, કનક છુરી સી કામની. ૩

## (૨૧) સંત શેખ શકુ

આ મુસ્લિમ સંત બરાનપુર નજીકના રહીશ હતા. તેમની વાણી જુલ્મીઓને અંતકાળની બૂરી દશાનું ભાન કરાવનારી છે.

ઝુલણા

દુનિયામેં આઇ દયા દીન એ માહીકી, હરદમ રંક સે રોષનાહે,
મસ્તાન મર્દ અંદ અહેવાન શીર્યા, અરે નીચ નાનમકી લોપનાહે.
નીજ નૈનસે દીખ લે મીત્ત પ્યારે, ક્રૂર કાલ જલ્લાદકી ઘોષનાહે.
શેખ શકુ કહે હાય દિલબર, તાકુ એક દિન કબ્રમેં ખોપનાહે.

## (૨૨) સંત ચાતકદાસ

આ સંત સૌરાષ્ટ દેશના નિવાસી જાતે વણિક હતા. મુસાફરીમાં તેમણે કોઈની પાસે પાણી માગ્યું, પણ કોઇએ આપ્યું નહીં. આથી એમને દુનિયા પર વૈરાગ્ય ઉત્પન્ન થયો અને નિષ્ઠુર સંસાર તજી, પ્રભુભક્તિમાં ચિત્ત પરોવ્યું.

કુંડળીઆ

જગત બિચારી પાવકી, રોતી દિન ભર રેન;
આખીર બંકા એબકા, જ્યું ગુંગેકી સેન.
જ્યું ગુંગેકી સેન, આપ મલ જલકે બાંધે;
લીયે કાષ્ટ શિરભાર, કષ્ટ કુહાડા કાંધે.
કહે ન ચાતક દાસ, ગ્રમુક્ત સનમ સિતારી;
રોતી દિન ભર રૈન, પાવકી જગત બિચારી.

## (૨૩) સંત બાલકદાસ

આ સંત ગૂર્જરાતની ઉત્તરે આવેલા ઈડર શહેરના બારોટ હતા. પિતાના ઉપદેશથી તેમણે સંસારનો ત્યાગ કર્યો હતો. તેમનાં કાવ્યો જ્ઞાનથી છલોછલ ભરેલાં છે.

કુંડળીઆ

જખ દેકે ચલ જાવના, જગમેં ભઇ ફજેત;
અરે મુસાફીર કયોં સુતા, ચેત શકે તો ચેત.
ચેત શકે તો ચેત, હરિસે હેત કુછ કર લે;
વૃથા છાંડ અભિમાન, સંત મીજબાનો કર લે.
કહેત બાલકદાસ, ઔર મનસાકે તાના;
જગમેં ભઈ ફજેત, જખ દેકે ચલ જાના. ૧
જગમેં ભઇ તાકો નસી, અમ્મર ગ્રામ ગિરાશ;
છુટી સનમકી બંદુક, વિખર ઉડ ગઈ આશ.
વિખર ઉડ ગઈ આશ, પાસમેં રખા ન દાવા;
મનસા ગુમાયા લાલ, જર જોબન કીન કાવા.
કહેત બાલકદાસ, નંગ તુ ઐસા રગમેં;
અમ્મર ગ્રામ ગિરાશ, કીસીકી ના ભઈ જગમેં. ૨

## (૨૪) ફકરૂદ્દીન

આ મુસ્લિમ સંત પહેલાં સૂરતના નવાબના સિપેહસાલાર હતા. તેમને સંત ખાખીને કત્લ કરવાનું નવાબે ફરમાન કર્યું; પણ કત્લ કરવા છતાંયે સંત ખાખી જીવિત થયા, તેથી નવાબી ક્રોધ તેમના પર ઉતર્યો. તેમાંથી બચવા તેઓ ફકીર થઈ ચાલ્યા ગયા.

ફકીરૂદ્દીન ફિક્રમેં જીકે કુછ ના બની, કાયમ દિદાર કો નહિ પેખા;
ઇશ્કકી ખાટમેં મૂંઢ સોયો, આંખીનસેં અંધકો નહિ દેખા;
હુશ્ન બાઝારમેં શરાબે જામ પી, કયામત પૂછેગો સાહેબ લેખા:
રામ રહીમ તૂંહી કૃષ્ણ કરીમા, દરવેશ ફકીરૂદ્દીને એક દેખા. ૧

સુરતકો આર ગયો, લોકકો વ્યવહાર ગયો;
રોજગાર ડૂબ ગયો, દશા ઐસી આઈ હૈ.
તૂટી ગયો શાહુકાર, ઉઠ ગઈ ધીરધાર;
નાહિ કોઉ કોઉ યાર. બૈરી સગો ભાઇ હૈ. ૨

ખાવેકું મો વિષ નાહિ, રહનેકું ઘર નાહિ;
બાત કહા કહુ, યાર સજન દુખદાઈ હૈ.
કહત ફકીરૂદ્દીન, સુન એ ચતુર જન;
તૂટી ગયે તો ભી, પક્કે સુરતી સિપાઈ હૈ. ૩

## (૨૫) મુરાદ મીર

આ કવિ અને તેની કવિતા અત્યાર સુધી તદ્દન અગોપ રહેલ છે. મુરાદ મીર ગાયકવાડી રાજ્યના વિજાપુર પાસે પીલવાઇના રહીશ હતા અને ઉચ્ચ કોટીના કવિ હતા. તેમણે હિન્દી ભાષામાં જ કવિતા કરી છે અને કુંડળીઆ, રેખતા, ખ્યાલ, વગેરે મળી લગભગ ૭૦૦ કાવ્યો બનાવ્યાં છે. આ બધું સાહિત્ય તેમના પૌત્ર બાદરભાઈ પાસે હાલ છે. બાદરભાઈ પણ સારા કવિ છે. મુરાદ મીરનો કવિતાકાળ વિ. સં. ૧૮૬૦ થી ૧૯૦૦ સુધીનો છે. તેઓ ધર્મે મુસલમાન હોવા છતાં રાધાકૃષ્ણનાં, દેવદેવીઓનાં પણ કાવ્યો તેમણે બનાવ્યાં છે. આ બધાં કાવ્યો પ્રસિદ્ધિમાં મૂકવા માટે મેં બાદરભાઇને કહ્યું છે અને તેમ કરવા તેમણે ઇચ્છા બતાવી છે. અવકાશે તે પ્રસિદ્ધ કરવા ઈરાદો છે. હાલ તો તેમનાં થોડાંક કાવ્યો અત્રે આપું છું.

તૂંહી નામ તારન, સબી કાજ સારન;
ધરે વા કો ધારન, કરે ગો નિવારન.
ન તે દાંત ચાકો, દિયા દૂધ પાકો;
ખબર હૈ ખૂદાકો, સબર જો કરેગા.
તેરા ઢૂંઢ સીના, મિટે દિલકા કિના;
જીને પેટ દિના, સોઇ આપે ભરેગા.
મુરાદ કે'વે, મુકરદરકી અંદર;
જીને ટાંક મારા. સોહારા ના રહેગા. ૧

રૂપ બિના મૂજ ભૂપ ન માનત, ઓહી મહેબૂબ મુઝે નહી દીનો;
કર્મ બિના ભટકાવત કાયકુ, જોર દિયો ન કીયો બલહીનો;
છોટો કીયો કદની કીન કારન, મેં તેરો ગામ ગરાસ નહી લીનો;
કહેત મુરાદ ખૂદાવંદ ખાવંદ, મેં તેરો કાહી અવગુન કિનો. ૨

માગ્યા બીન કોઇ દેત નહિ, ઘર ખેત નહિ સોમેં ખેંતી કરાઉં;
વટ નહિ સો વેપાર કરૂં, પગ ચેત નહિ સો વિદેશ ફિરાઉં:
રાંડ નહિ મેં તો રોય કે રે'હું, ભાંડ નહિ સો ફજેત કરાઉં:
કહેત મુરાદ ખુદાવંદ ખાવંદ, મેં ઘરબાર કે પેર ચલાઉં. ૩

તંદુલ દિયે વાકો, કંચન કે મહેલ કીયે;
બેર કાજ ભીલડીકું, વૈમાન ચઢાઈ હૈ ।
વિદુરકી ભાજી નામે, આપહી ભયે હો રાજી;
સૈન્યા દુર્યોધનકો સોંપી, સૈન્યમેં જમાઇ હૈ. ૪
અંગરૂપ લગી ધારા, ચુંદડી ઉતાર દીની;
પૂરેહી અનેક ચીર, ઇજ્જત બઢાઇ હૈ.
કહે જન મુરાદ તાકો, અષ્ટ પો'ર યાદ કરે;
મૂજ હુંકું તાર નાથે, આપકી બડાઇ હૈ.
ગજ હુકો તારો, ચઢી આવનકો જાવનકો;
તારી મીરાંબાઇ, ઉનો ખાવને પકાવનેકો.
રોહીદાસકુ તારો, તંગ તોબરા બનાવનેકું;
ગાવને રીઝાવનેકું, ગુનકા તરાઈ હૈ.
કહે જન મુરાદ, તાકો અષ્ટ પો'ર યાદ કરે;
મોહી હુંકુ તારન, ના મેં આપકી બડાઇ હૈ. ૫

**ખ્યાલ**

લાલ લાલ સબ લાલ ગોપીયોમેં રૂપ લાલ,
પંખીઓમે ગુરડ લાલ, કૃષ્ણજીકો વાઘો લાલ,
રાધેજી કો ચીર લાલ.
લાલ મુખકા તંબોલ, અધુરે જખમ જોર,
લાલ ગળે ગૂંજ હાર, લાલ મોરલી વિસાર;
લાલ જામો જરકસી, લાલરા રૂદે વસી
લાલ મોરી અંખી લાલ, નીરખી ન થાઉં લાલ.
વારી જાઉં સવિસાદ.
ક્રીડાવરણા, પિત્તવરણા એવા છે અસરીંગવરણા
પીલી ઓઢી પામરી લટકે મોહી હે કામની.
એવા ગોવિંદ ગોપાળ લાલ અજબ હૈ તુમારો ખ્યાલ ૬

આ સૈકામાં અન્ય કવિઓએ પણ હિન્દી સાહિત્ય સર્જ્યું છે. મનોહર સ્વામી (વિ. સં. ૧૮૧૪, દલપત (૧૮૪૬), ખુમાનબાઈ, શ્રીલાલ (૧૮૭૫), જીવણ, હરદાસ, કેવળ, દેવો, જેઠીદાસ, ડુંગરીપરી, વગેરે સાહિત્યસર્જકોના જીવનની પૂરતી માહિતી ઉપલબ્ધ થઈ શકતી નથી. છતાં યે તેઓનો હિસ્સો ઘણો મોટો છે. સ્થળસંકોચને લીધે તેમનાં રૂપકો આપ્યાં નથી.

---

## (૬)
## વિસમુ સૈકુ

**(૧) પ્રેમાનંદ સ્વામી** (વિ. સં. ૧૯૦૫)

આ કવિ સ્વામીનારાયણ સંપ્રદાયના હોઈ ગઢડાના મંદિરમાં રહેતા હતા. તેઓ કવિ અને કુશળ ગવૈયા હતા. તેમણે ગુજરાતી પદો ઉપરાંત ૭,૦૦૦ હિન્દી પદો બનાવ્યાં છે. આ કવિ 'પ્રેમસખી'ના બિરુદથી ઓળખાતા. તેમની કવિતા પ્રેમભાવયુક્ત અને મોહક છે.

આઈ ઘટા ગગન ઘન ગરજત, સૈયાં રે,
નંદનંદન બિન કલ ન પરે જિયાં તરજે;
એક અંધિયારી દામની દમકત રૂ
ઝરમર ઝરમર મેહરા ઝગકે તીસો બપૈયાં
પિયુ પિયુ તરસે—આઈ.
પ્રેમાનંદ કહે ઝરી બરસત પાની,
નિઠુર નાહ મેરી એક ન માની,
કીનો ગવન બરજંત બરજે—આઈ.

**(૨) ગોવિંદભાઈ ગીલાભાઈ** (જન્મ સં. ૧૯૦૫, મૃત્યુ સં. ૧૯૮૧)

આ કવિ ભાવનગર તાબે શિહોરના રહીશ અને ખવાસ જાતિના હતા. એમણે હિન્દીમાં ઘણાં સુંદર કાવ્યો બનાવ્યાં છે અને તેથી હિન્દી સાહિત્ય આલમમાં તેમનું સ્થાન ઊંચું છે. તેમનાં કાવ્યો—

| | | |
|---|---|---|
| નીતિવિનોદ | સમસ્યાપૂર્તિપ્રદીપ | પ્રવીણસાગરની બાર લહરી |
| શૃંગારસરોજીની | વક્રોક્તિવિનોદ | ગોવિંદજ્ઞાનબાવની |
| ષડ્ઋતુ | શ્લેષચંદ્રિકા | |
| પાવસપયોનિધિ | પ્રારબ્ધપચ્ચીશી | |

વગેરે ઉત્તમ કોટિનાં ગણાય છે.

**(૩) કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ**

આપણા આ કવીશ્વરથી ગૂજરાત ભાગ્યે જ અજાણ હશે. જૂના અને નવયુગના માણસો પણ એમની કવિતા સંભારે છે. ગુજરાતીમાં કવિતા કરવામાં તેઓ કુશળ હતા, એટલું જ નહીં, પણ હિન્દી રચનામાં પણ તેમણે પોતાની પ્રતિભા બતાવી હતી. તેમણે 'શ્રવણાખ્યાન' નામક હિન્દી કાવ્ય બનાવ્યું છે, તે ઉત્તમ છે.

મન હુ મેં માયરકી મમતા ન મૂકે કછુ,
અંતરમેં અલ્પ ઓજ રાખે નહિ અન્યકા.
સૌધ તજિ કૈસે મન માને પેખી પર્નકુટી,
નાગરિકા કૈસે રૂચૈ આશ્રમ અરણ્યકા.
વિવિધ વસન તજી કૈસે રૂચૈ વલ્કલ,
ધિક અવતાર હોત અવતાર ધન્યકા.
મેરી સીખ શીખોતો શિખા મન યાં શીખ લેના,
નિર્ધન ન લેના કછુ ધનીકી સુકન્યકા ॥ ૧૨ ॥

ગ્રીષમ ભીષમ માય તપે વસુધા, ભઇ વિષમ વારિ બિનાકી,
વાનરકો શિર ફાટી મૈ રતો કહા નરકી રહી બાત કહાકી.
બાત રાહાત નિવાસ વિષૈ ન પ્રવાસ વિષૈ કહું કયા પ્રસર્યાકી,
શાહ નહિ પૂનિ દાહ લગૈ ઔન કિયો અવગાહ એકાકી.
ઘેરી રહી ઘનઘોર ઘટા ચપલાકી છટા ચમકે બહુ પાસૈ,
મોર કરે તરૂકે પર તાંડવ ખાડવસી બનકી ભૂવી ભાસૈ.
કુંજ સમાન કહે દલપતિ બડે અરવિંદન વૃંદ વિકાસૈ,
આતુરતાસે રહે વિરહાતુર ચાતુરકા ચિત્ત ચાતુર માસૈ.

### (૪) મહારાવ લખપતિજી

એઓ કચ્છના મહારાજા હતા. તેમણે હિન્દીમાં 'લખપતિ–શ્રૃંગાર' નામક અપૂર્વ ગ્રંથ લખ્યો છે.

**વિશ્રબ્ધ નવોઢાની રતિ–કેલીનું સ્વરૂપ**

સીસસોં સીસ, મુખૈ મુખસોં, છતિયાં અપની છતિયાં બરજોરી
બાહુ સોં બાહુ લપેટી લઇ, કહીસોં કહી ગાઢિ કરી હૈ કિશોરી
જો ઘસોં જંઘીન, પિંડીસો પિંડન બાંધે પગે પગ ઘુંઘરૂ ડોરી
રાતિકી રીઝ લખી મૈં સખી તબ તે મોરે ચિત્તમે ચિત્ત બિહારી.

### (૫) કૃષ્ણારામ ભટ્ટ

આ કવિ અમદાવાદના રહીશ અને જાતે ભટ્ટ મેવાડા બ્રાહ્મણ હતા. કવિ ઉપરાંત તેઓ કુશળ વૈદ હતા. તેમણે વૈદક વિષે ગ્રંથો લખ્યા છે. પણ સંસ્કૃતમય હિન્દી ભાષા હોવાથી શુદ્ધ હિન્દી કહી શકાતી નથી. તેઓ જયપુરના મહારાજાના વૈદ અને રાજ-સભાના સભ્ય હતા.

ઘનાસા ચૌમાસા થન ઘન સાબન છુટી
હરાસા યે ઘાસા બન બીચ ભરાસા ગુથ રહા,
જવાસાકા રાસા જલ કર જરાસા રહરયા
તમાસા હૈ ખાસા ત્રિભુવન પિપાસા મિટ ગઇ.
ઐઠી બાલ અરાનમેં ખિચ રહે પંખા ઝપટ્ટાનમેં
મોતી કેશ ઘટાનમેં લસત હે લાલી દુપટ્ટાનમેં;
લાગી ખેલ બટાનમેં મદ છકે નૈના સપટ્ટાનમેં
પાગી પ્રીત પઠાનમેં હસિ સખી હરિ લપટ્ટાનમેં.

### (૬) ભટ્ટાર્ક કનકકુશલ

આ કવિ કચ્છના મહારાવ લખપતિજીના આશ્રિત હતા. તેમણે એ મહારાજાના યશ-વર્ણન વિષે 'લખપતિ–યશ–સિન્ધુ' નામક ગ્રંથ હિન્દીમાં લખ્યો છે.

અચળ વિંધ્યસેં અનુપ, કિધો ઐરાવત ઉરન;
વિકટ વૈર વૈતાલ, કનક સઘટ જબ કુરન,
અરિ ગઢ ગંજન અતુલ સદલ, શૃંખલ બલતોરન:
અરર ગલ્લ મદ મરત સજલ, સુંડતિ અક ઓરન,
પાએ દિલ્લીઅ લખપતિકો, કહે જગત્‌ધનિ કચ્છપોરન.

### (૭) જસુખરામ ચારણ

આ કવિ આમોદ( ભરૂચ જિલ્લો )ના રહીશ ચારણ હોઈ, જામસાહેબના આશ્રિત હતા. તેમણે રાજનીતિ પર ગ્રંથ હિન્દીમાં લખ્યો છે.

જસુ ન જાચે જામસું, બડ ભાટન કો ટેક;
તેરે માગન બહુત હૈ, મેરે ભૂપ અનેક.
રાજાકે વજીરનકો, સબે લોક જસુરામ;
તંમોલી કે પાન જ્યોં, સેવા બેઇ ચાહિયે.

રાજનીતિ રાજકે, વજીરનકુ જસુરામ;
શુદ્ધ રીતે ભરે વાકો, વિષતે ન મારીયે.
ચાતુક દાદૂર મોર, છિનિ અદા નિવારન નેહ;
નૃપ ઐસે જસુ ચાહિયે, જૈસે ચાહિયે મેહ.

## (૮) મહર્ષિ દયાનંદ સરસ્વતી

આ જગતપ્રસિદ્ધ મહર્ષિ અને આર્યસમાજના સ્થાપક સ્વામી દયાનંદ સરસ્વતીનો પરિચય જગતને અજાણ્યો નથી જ. તેઓ ટંકારા(કાઠિયાવાડ)ના બ્રાહ્મણ હતા. તેમનો જન્મ સંવત ૧૮૮૧માં અને સ્વર્ગવાસ સં. ૧૯૪૦માં થયો હતો. તેમણે આર્યધર્મનાં ઘણાં ઘણાં વ્યાખ્યાનો હિન્દીમાં જ આપ્યાં છે. તેમ જ સત્યાર્થપ્રકાશ હિન્દીમાં જ પ્રગટ કર્યો છે. હિન્દી સાહિત્યમાં સ્વામીજીનું સ્થાન ઘણું ઉંચું છે. તેમણે કવિતા લખી નથી, પણ ધાર્મિક વિષયોને લગતું જૂસ્સાદાર ગદ્ય સરસ લખ્યું છે. તેમનો એક પત્ર ઉદાહરણાર્થે અત્રે આપ્યો છે.

**પત્ર**

"રાજાશિવપ્રસાદજી આનંદિત રહો! આપકા પત્ર મેરે પાસ આયા, દેખકર અભિપ્રાય જાન લિયા, ઇસકે મુઝકો નિશ્ચય હુઆકે, આપને વેદોંસે લે કે પૂર્વમિમાંસા પર્યંત પુસ્તકોકે મધ્યમેંએ કીસીભી પુસ્તકકે શબ્દાર્થ સંબંધોકી જાના નહિ હૈ. ઇસલિયે આપકો મેરી બનાયી ભૂમિકાકા અર્થભી ઠીક વિદિત ન હુઆ. જો આપ મેરે પાસ આકે સમઝ લે તો કુછ સમઝ શકતે. પરન્તુ જો આપકો પ્રશ્નો કે પ્રત્યુત્તર સૂનનેકી ઇચ્છા હો તો સ્વામી વિશુદ્ધાનંદ વા બાલશાસ્ત્રીજીકો ખડા કરકે સુનિયેગા, તોભી આપ કુછ કુછ સમઝ લેંગે કયોંકિ વે આપકોકો સમજાવેંગે. તો કુછ આશા હૈ સમઝ જાયંગે. ભલા વિચાર તો કીજીયેકિ આપ ઉન પુસ્તકોકો પઢે વિના વેદ ઓર બ્રાહ્મણ પુસ્તકોકા કૈસા આપસમે સંબંધ કયા કયા ઉનમેં હૈ આર સ્વતઃ પ્રમાણ તથા ઇશ્વરોકત વેદ ઔર પરતઃપ્રમાણ ઔર ઋષિ મુનિકૃત બ્રાહ્મણ પુસ્તકે હૈ, ઇન હેતુઓંસેં કયા કયા સિદ્ધાંત સિદ્ધ હોને ઔર ઐસે હુએ બિના કયા કયા હાનિ હોતી હૈ ઇન વિદ્યારહસ્યકિ બાતોકો જાને બિના આપ કભી નહિ સમજ શકતે.

સં. ૧૯૩૭ મિ. વૈ. વ. સપ્તમી, શનિવાર

દયાનંદ સરસ્વતી

## (૯) હીરાચંદ કાનજી

આ કવિ મોરબીના રહીશ હતા. તેમણે હિન્દીમાં કેટલાક ગ્રંથો બનાવ્યા છે. તેમાં હીરાશૃંગાર, સુંદરશૃંગાર, અને પિંગલાદર્શ મુખ્ય છે.

ઉદાહરણ—

રેનકી છંદ

નટવર પટપીન ચટક રવિ છટકસિ કનક કટક કર ઠરટડહી,
કટિતટ કટિસુત્ર પાટ પાટિ ગુંફિન ઘનન ઘંટિકા પટુ તુટહિ.
મુકટ લટક સુધા ઉમટક છટકત છબિ, ફટક શશીકિ અટવી અટહી,
યમુનાતટ નિકટ બંસીવટ અવિકટ શકટભંજન સંકટ કટહી.

## (૧૦) આત્મદાસજી (જન્મ સંવત ૧૯૩૪ નિર્વાણ સં. ૧૯૬૨)

કબીરસંપ્રદાયના આ મહંતનો જન્મ ગુજરાતની ઉત્તર સરહદે આવેલા નાના ગામડામાં

સંવત ૧૯૩૪ ના જેઠ સુદ ૧૩ના દિને થયો હતો. મોટા થયા બાદ તેમણે કવરાડાના કબીર-મંદિરના મહંત શ્રી નરસિંહદાસજી પાસે દીક્ષા લીધી અને આત્મદાસજી નામ ધારણ કર્યું હતું. તેમણે કબીરપંથી સાહિત્ય હિન્દીમાં બનાવ્યું છે, જે 'આત્મવિલાસ'ને નામે પ્રસિદ્ધ પામ્યું છે. તેઓ સંવત ૧૯૬૨ના મહા સુદ ૧૫ના દિવસે પરમધામ સિધાવ્યા.

ઉદાહરણ(આત્મવિલાસ)

**શુશબ્દ વિષે**

શબ્દ સજીવન મંત્ર હૈ, શબ્દ હૈ વાચા સિદ્ધ;
ચાર વેદ શબ્દાં રચ્યાં, અષ્ટ સિદ્ધી નવ નિદ્ધ.
અષ્ટ સિદ્ધ નવ નિદ્ધ, શબ્દમેં સૃષ્ટિ ઉપાઇ;
શબ્દ બ્રહ્મ નિર્વાણ, શબ્દ મેં બોલે ચાંઈ.
કુશબ્દ નિંબકાલ હૈ, સુશબ્દ જગજીવન;
શબ્દ વાચા સિદ્ધ 'આત્મ' શબ્દ હૈ મંત્ર સજીવન.
શબ્દભેદ વિચારિયે, કરો શબ્દકી ખોજ;
શબ્દકી કીજે સાધના, મીલે શબ્દમેં મોજ.
મીલે શબ્દમેં મોજ, શબ્દમેં રાખો સુરતી;
નિજ શબ્દ નિર્વાણ, શબ્દમેં મહાપદમૂર્તિ.
આદ્ય અંત સહકોટી મનોરથ, અવિદ્યા મીટી અણુજ;
શબ્દભેદ વિચારી, 'આત્મા' કરો શબ્દકી ખોજ.

**સત્સંગ વિષે**

પારસ સ્પર્શે પલકમેં, હોત લોહકો હેમ:
ભૃંગી કટકો ભૃંગ કરે, પાંખ પરવરે પ્રેમ.
પાંખ પરવરે પ્રેમ, ચંદન સંગ તરૂ ચંદન;
ગયે મધ્યમ જલ ગંગ, વારિકો અબ કહે વંદન.
સત્સંગશિરોમણિ, દિપમણિ પ્રકટે દિલમેં;
હોત લોહકો હેમ 'આત્મ' પારસ સ્પર્શે પલકમેં.

**સંતોષ વિષે**

સંતોષ સુખકી ખાન હૈ, દુ:ખ તૃષ્ણા દેખ;
કામકીટ નરકકુંડમેં, સપી નારકી સેખ,
સપી નારકી સેખ. બીન અસંતોષ વિકારી;
જો ઘટ શીલ સંતોષ, આત્મપદ ઓ અવતારી.
સંતોષ બિન સર્વ ગુણ સૂના, યામેં મીન ન મેખ;
સંતોષ સકલ સુખનકી સીડી, દુ:ખતૃષ્ણા દેખ.

## (૧૧) કેવળ તેલી

ગાયકવાડી રાજ્યના વિજાપુર તાલુકાના પીલવાઈ ગામના તેઓ ઘાંચી હતા. પોતાનો ધંધો કરતાં કરતાં તેમણે ઝંડાઝૂલણના રેખતા, છંદ, કવિત વગેરે ખૂબ બનાવ્યાં છે. આ કવિ પંદર વર્ષ પર ગુજરી ગયા. તેમનું સાહિત્ય તદ્દન અપ્રસિદ્ધ છે. તેમના અભણ પુત્રોને તેની કિંમત ન જણાયાથી બીજા ઘણા લોકો એ સાહિત્ય લઈ ગયા. કહે છે કે એક વખત ત્રાગાળા લોકો પીલવાઈમાં ભવાઇ કરવા આવ્યા અને તેમણે ઝંડાઝુલણનો વેશ કહાડયો. કેવળદાસ

પણ તે વેશ જોવા આવ્યા હતા. તેમને આ વેશ ઘણો અધૂરો લાગ્યો, જેથી તેમણે પોતે ઝંડાનો વેશ લીધો અને ત્રણ દિવસ ને ત્રણ રાત પર્યંત સ્વરચિત રેખતા, છંદ કવિત્ત વગેરેથી આ વેશ ટકાવ્યો. ત્યારથી ત્રાગાળા લોકો જ્યાં સુધી આ કવિ જીવ્યા ત્યાંસુધી પીલવાઈમાં ઝંડાવેશ કાઢતા નહીં. ત્રાગાળા અને ભવાઇ કરનારા બીજા લોકોને આ કવિનું સાહિત્ય મોઢે હોય છે. ઉત્તર ગૂજરાતનો દરેક ભવૈયો આ કવિને યાદ કરે છે.

ઉદાહરણ—

ઝંડાના પલંગનું વર્ણન

( રેકતો )

સવા લક્ષકો પલંગ, વાકો પચરંગી રંગ;
પાયા કંચનકા ચાર, બડી દેખનેકી બા'ર;
આઠ પાસીયા અનૂપ, ઉપૈ મોતનકી ખૂંપ;
દોનું ચાંદીકી ઈસ, રતન જડીયાં દસવીસ;
કેસર છાંટી પાટી, સુંદર દીની આટી:
કીનખાપકી તલાઈ, બીજ બાજ બાદલમેં છાઇ;
એતા કહે ઘર ગઇ, બાત કેવલને કઇ.

## (૧૨) હાજી મહમ્મદ અ. શિવજી

ગૂજરાતના આ સપૂતથી સાહિત્યવિલાસીઓ ભાગ્યે જ અજાણ હશે. વિસમી સદીના ઉત્પાદક અને તેના પાછળ ફકીરી લેનાર, આ સાહિત્યસંતનો જન્મ સંવત ૧૯૩૫ માં મુંબઈના ગર્ભશ્રીમંત ખોજા કુટુંબમાં થયો હતો. તેમની સાહિત્યસેવાઓ ગૂજરાતને અજાણી નથી જ. ગૂજરાતી સાહિત્યની સેવા કરતાં કરતાં તેમણે હિન્દી ભાષાને ભૂલી નથી. ગોસ્વામી તુલસીદાસ, સંત કબીર મહાકવિ ગંગ વગેરે તેમના પ્રિય કવિઓ હતા. અને તેમનાં કાવ્યોનો તેઓએ માનપૂર્વક અભ્યાસ કર્યો હતો. તેમણે સંવત ૧૯૫૫માં "સ્નેહીવિરહપંચદશી" નામક હિન્દી પુસ્તક બનાવી પ્રકટ કર્યું હતું. જોકે એ પુસ્તક અત્યારે ઉપલબ્ધ થતું નથી, પણ એ સુંદર હતું. એઓશ્રીનો સ્વર્ગવાસ સંવત ૧૯૭૮માં થયો.

## (૧૩) દયાશંકર હરિશંકર યાજ્ઞિક

આ કવિ વરસોડા(સાબરકાંઠા)ના રહીશ જ્ઞાતિએ ઔદિચ્ય બ્રાહ્મણ છે. તેમણે ઘણાં ગૂજરાતી કાવ્યો ઉપરાંત હિન્દી કાવ્યો પણ બનાવ્યાં છે. તેમનો વારસાઇ ધંધો વૈદકનો છે, અને તેમાંથી સમય મેળવીને પણ તેઓ હજીયે કાવ્યરચના કર્યે જાય છે. તેમનાં કાવ્યો "દયાનંદભજનમાળા" નામે પ્રકટ થયાં છે.

અપના અપના કયા બોલો, મુખસે કરત નહીં હો ખ્યાલ;
મિથ્યા માયા, કાયા જૂઠી, કર્યું હોતા બેહાલ.—૧
મિટ્ટી હાડસે બની હૈ કાયા, ભરી હૈ ઈનમેં ગંધ;
માંસ રૂધિર ઔર હાડસે મોહ્યા, હો ગયા હૈ અંધ.—૨
માયાસે ફુલ ફુલકે ફરીયા, ભૂલીયા સચ્ચા પંથ;
હરખીહૈ મેંડાલ કે ફરીયા, નહૈ ભૂલેગા કંથ.—૩
બડી કોર્ટમેં ખબર તુંમારી, હોયગા સબ ન્યાય;
કર્મકે બદલે શિક્ષા મિલેગે, પોકારોગે હાય.—૪

કર વિચારા મનમેં પ્યારા, ધનદોલત સબ રાખ;
મિટ્ટીસે મિટ્ટી મિલેંગી, હોગા જલકે ખાખ.—૫
ક્યા શિખ દેઉ મેં સંત લોગકું, રામકો પ્રિતે વંદ.
ઉનમેં તેરા કાર્ય સરેગા, કહત દાસ 'દયાનંદ'—૬

## (૧૪) મંગળદાસ ચતુર્ભૂજ

'સંતજન' ઉપનામથી કાવ્યો લખતા. આ કવિ વિજાપુર(વડોદરા રાજ્ય)ના વતની અને જ્ઞાતિએ બ્રહ્મભટ્ટ હોઇ ધંધાર્થે અમદાવાદ રહે છે. તેઓ હિન્દી અને ગૂજરાતી બંનેમાં કવિતા કરવામાં પ્રવીણ છે. તેમનાં કાવ્યોનો એક સંગ્રહ 'મંગલ કીર્તન' નામે પ્રસીદ્ધ થયો છે. તેમાં હિન્દી અને ગૂજરાતી બંને રૂપકો આપ્યાં છે તેમાંથી ઉદાહરણાર્થે અત્રે એક કાવ્ય લીધું છે.

ઉદાહરણ—

### ક્યોં આતે નહિ ?
( ગીત )

બંસી બજાને વાલે કનૈયા, દેકે બચન ક્યોં આતે નહિ ?
અનૂપમ સૂર વો જ્ઞાન ગીતાકે, કયો હમ હરદમ સૂનાતે નહિ ?—બંસી
નૈન દિલ પ્યાસે તુમ્હારે, દિવ્ય દર્શનકે લિયે;
અમી નજર સેં પાન અમીકે, પલપલ ક્યોં હમકો પીલાતે નહિ ?—બંસી
મોહવશ અજ્ઞાન છાયા, આજ તવ સંતાનમેં,
જ્ઞાનરવિસેં મોહ તિમિર વો, ક્યોં બેગી આપ ઉઠાતે નહિ ?—બંસી
ગૌધન તુમ્હારા આજ કૈસેં, કષ્ટિ નૃષ્ટિ કો સહે;
દયાકા ગિરિવરધરકે ઉપર, ક્યોં ઉનકો આકે બચાતે નહિ ?—બંસી
સકલ તવ સમાન દેખો, હોકે પ્રમાદીઓં રહે;
સ્ફૂર્તિ સબ ઉર દેકે સુખકર, ક્યોં ઉનકો આકે ઉઠાતે નહિ ?—બંસી
'સંતજન' શ્રીસદ્‌ગુરૂકે, શરણે તવ સમીરણ કરે;
'મંગલ' ઓચ્છવ હિન્દ ભરમે, ક્યોં આગે જૈસા મચાતે નહિ ?—બંસી

# મોગલ સમયનું ગુજરાત

શ્રી. ડુંગરશી ધરમશી સંપટ

## ગુજરાત હિન્દનું જવાહીર

મોગલ જમાનામાં ગુજરાત સર્વ પ્રાંતોમાં શ્રેષ્ઠ ગણાતું હતું. ગુજરાતની જમીન અતિ ફળદ્રૂપ હતી. ગુજરાતના ગૃહઉદ્યોગોમાંથી શ્રેષ્ઠ કારીગરીના પદાર્થો બનતા હતા. મીરાતે અહમદીમાં ઇતિહાસકાર અલી મોહમદખાન એક બાદશાહી ( ઔરંગઝેબ ) ફરમાનનો ઉલ્લેખ કરે છેઃ "બાદશાહ પોતાના પુત્ર શાહજાદા આજમ ગુજરાતના વાઇસરોયને જણાવે છે કે—ગુજરાત આખા હિન્દનું સૌન્દર્યસ્થાન અને જવાહીર છે. ત્યાં નાદર હુન્નરમંદીની અનેક સુંદર વસ્તુઓ છે. અમદાવાદનાં શાહી કારખાનામાં જે પદાર્થો બને છે તે સર્વે શ્રેષ્ઠ, રૂપાળા, ઘાટીલા, તેજવાળા અને પૂરા વજનના હોય છે." આ ફરમાન સરસ વસ્ત્રો બનાવવાનું ચાલુ રાખવા સૂચના કરે છે.

## ગેરવાજબી કરવેરાનો અટકાવ

સને ૧૬૬૫ માં ઔરંગઝેબ બાદશાહનું એક મોટું ફરમાન મીરાતે અહમદીમાં ટાંકેલ છે. તેના ૩૬ પેરેગ્રાફો છે. પ્રજા ઉપર કેટલાક કરવેરા જે અમલદારોએ ઘુસાડયા હતા, તેનું વર્ણન કરીને તે લેવા બંધ કરવાનું શાહી ફરમાન ફરમાવે છે. ઔરંગઝેબ મહા વિચક્ષણ અને અત્યંત ઉદ્યોગી વ્યક્તિ હતો. એની નજર સર્વત્ર પહોંચતી હતી. રાત્રિદિવસ તે રાજ્યના કામ ઉપર એકધારી તીક્ષ્ણ નજર રાખતો હતો. એનું ધર્માંધપણું એને સારા રાજ્યકર્તાના નામથી ચ્યુત કરે છે. બાકી તે મહેનતુ અને અતિ હોંશિયાર શાસનકર્તા અવશ્ય હતો.

## ભરૂચ

થેવીનોટ નામે ફ્રેન્ચ મુસાફરે તે સમયના ગુજરાતનું વર્ણન લખ્યું છે. ભરૂચનો કિલ્લો મોટો અને ચોરસ હતો. તે એક ટેકરી ઉપર આવેલ હતો. આથી તે ઘણે દૂરથી નજરે પડતો હતો. શહેરની ચારે તરફ ગઢ કાંગરાવાળો હતો. તેમાં ૩૦ પગલાં દૂર કોઠા બાંધ્યા હતા. ટેકરીની નીચે બજાર અને મોટો રસ્તો આવ્યા હતા. આ શહેરમાં કપાસના બાફના બનાવાતા હતા. પરદેશ ખાતે એની મોટી ચઢત થતી હતી. નર્મદાના પાણીમાં ધોવાનો સરસ ગુણ હતો. આથી ઘણે દૂરથી અહીં વસ્ત્રો ધોવાને માટે લોકો આવતા હતા. ફ્રાન્સનો પ્રખ્યાત ઝવેરી પ્રવાસી ટ્રેવરનીઅર પણ નર્મદાના પાણીનો વસ્ત્રો ધોવાનો ગુણ વખાણે છે. ત્યાં ડચ લોકોની એક વખાર હતી. તેમાં ઘણા પ્રદેશોમાંથી માલ ભેગો કરી, વહાણોમાં ચઢાવતા હતા. સને ૧૫૪૭ ના એપ્રિલ–મે માસમાં પોર્ટુગીઝોનો એક કાફલો ભરૂચ આવ્યો હતો. એ સમયે ભરૂચ એક મોટું અને ધનવાન બંદર હતું. ગવર્નરની બેદરકારીનો લાભ લઇને ફીરંગીઓએ ભરૂચ ઉપર હલ્લો કર્યો હતો, પણ ભરૂચના વતનીઓએ ફીરંગીઓ સાથે લઢીને એમને હાંકી કાઢયા હતા. પાછળથી કિલ્લાની તોપોએ ફીરંગીઓનાં વહાણોને ડૂબાડયાં હતાં.

### ડબકા

ભરૂચ મૂકી, પ્રવાસી સરભોન નામે નાના શહેરમાં આવી પહોંચ્યો હતો. ત્યાંથી ઢાઢર નદી ઓળંગી, એ ડબકા ગામે આવી પહોંચ્યો હતો. એની બાજુમાં જંગલ હતું. ડબકા મહી નદી ઉપરે વડોદરા પ્રાંતમાં આવ્યું છે. એની પાસે ગાયકવાડની શિકારગાહો છે. પ્રવાસી ડબકાના જંગલના વતનીઓ થોડાં વરસો અગાઉ મનુષ્યમાંસનું ભક્ષણ કરનારા હોવાનું જણાવે છે. મનુષ્યમાંસ એ ગામમાં અગાઉ જાહેર રીતે વેચાતું હતું. તે કહે છે કે આ ગામ લૂંટારૂઓથી ભરેલું છે. પ્રવાસીઓ હથીયારબંધ ત્યાં જઇ શકે છે.

### જુતબાગ અથવા જેતલપુર

ડબકા ગામથી મહી નદી ઓળંગી, પ્રવાસી પેટલાદ આવ્યો. ત્યાંથી સોજીત્રા મુકામ કર્યો. અહીં એણે એક શ્રેષ્ઠ સ્થાપત્ય તરીકે વાવ જોઈ. ત્યાંથી તે માતર આવ્યો. માતરથી જુતબાગ આવ્યો. એ અમદાવાદથી માત્ર સો કોસ દૂર હતું. અહીં સરસ શાહી બગીચો હતો. પ્રવાસી એનાં વખાણ લખે છે. અંદર અસંખ્ય વાંદરા અને મોર હતા. આ સ્થળે જહાંગીર પાદશાહ અને તેની સામે બળવો ઉઠાવનાર પ્રીન્સ શાહજહાન વચ્ચે લડાઈ થઇ હતી. આથી આ ગામનું નામ જુતબાગ પડયું હતું. વિજય મળ્યાના ચિહ્ન તરીકે અહીં મોટો પ્રાસાદ અને બગીચા બાંધ્યા હતા.

### અમદાવાદ

ગુજરાતની એ સમયે પણ એ રાજધાની હતી. શાહી સરસૂબો ત્યાં ઠાઠમાઠથી રહેતો હતો. બહુ ધૂળ ઉડતી હોવાથી જહાંગીર બાદશાહે એનું નામ "ગરદાબાદ" રાખ્યું હતું. અમદાવાદના રસ્તાઓ પહોળા તરીકે જણાવાયલું છે. મુખ્ય રસ્તો ૩૦ પગલાં પહોળો હતો. તેને છેડે ત્રણ મોટા તાકવાળા દરવાજા હતા. ત્યાંથી મેદાનશાહ એટલે બાદશાહો ચોકમાં અવાતું હતું. તે ૪૦૦ પગલાં પહોળુ અને ૭૦૦ પગલાં લાંબું હતું. એ મેદાનની એક તરફ આજમખાનની ધર્મશાળા હતી. શાહજહાનના સરસૂબા આજમખાને એ ૧૬૩૬–૪૨માં બાંધી હતી. પાછળથી એ કારાગૃહ તરીકે વપરાતી હતી. ત્યાંથી ભદ્રનો કિલ્લો આવે છે. એ કિલ્લો નાના શહેર જેવો વિશાળ હતો. મેદાન પાસે રાજ્યમહેલ હતો. તેના મોંઢા પાસે નગારખાનું હતું. ત્યાં ત્રણ ત્રણ વખત નોબત અને શરણાઇઓ વાગતી હતી. કેટલાક શાહી હોલોમાં સરસ સોનેરી ચિત્રકામ હતું. અંગ્રેજી કોઠી પણ મોટી હતી. તેમાં મોટાં આંગણાં હતાં. શાહી મહેલ સુલ્તાન અહમદશાહ પહેલાએ બંધાવેલો હતો, અમદાવાદ ૧૪૧૧ માં બંધાયું હતું. એ કિલ્લાનું વર્ણન કરે છે.

### અમદાવાદના પ્રખ્યાત સ્થાનોનું વર્ણન

શાન્તિદાસ ઝવેરીના મંદિરનું વર્ણન એ મુસાફર લખે છે. એ મંદિર પાછળથી ઔરંગઝેબે મસીદમાં ફેરવી નાંખ્યું હતું શાહીબાગનાં એ ખૂબ વખાણ કરે છે. એના નીલા નીલા કુંજો, સીધા રસ્તા, એ પ્રવાસી અને ફુલોની લત્તાઓનું એ વર્ણન કરે છે. બીજાં પ્રખ્યાત સ્થાનોમાં જામી મસીદ, રોજાઓ, શાહઆલમની મસીદ, દરિયાખાનની કબર, સરખેજનાં સ્થાપત્યો અને દાદા હરીની વાવ છે.

## પાંજરાપોળ

માંદાં પશુપક્ષીની પાંજરાપોળનું વર્ણન પણ એ મુસાફર કરે છે. ખ્રીસ્તીઓ અને મુસલમાનો પાસેથી જાનવરો છોડાવી, જૈનો એ સંસ્થામાં પાળતા હતા. માંદાં તથા બિમાર જાનવરની સારવાર પણ કરવામાં આવતી હતી. સૂરત, ખંભાત, વગેરે શહેરોમાં પણ આવી પાંજરાપોળો હતી. સૂરતનો અંગ્રેજી પાદરી જે. ઓવીંગ્ટન લખી ગયો છે કે માંકણોને માટે પણ સૂરતની પાંજરાપોળમાં જગ્યા રાખી હતી. ગરીબ મજુરોને રોજ આપી, એમને અહીં સૂવાડતા હતા.

## અમદાવાદનો વેપાર

અમદાવાદના મુખ્ય વેપારની જણસ તફેટા, મખમલ, સાટીન, સોનેરીરૂપેરી ભરત-કામના પડદા હતા. ઉનનાં વસ્ત્રો પણ વેચાતાં હતાં. નિકાશની મુખ્ય વસ્તુ ગળી, સુંઠ, ખાંડ, લાખ, જીરૂ, હરડે, આંબલી, અફીણ, મધ અને સૂરોખાર, વગેરે હતી. અમદાવાદના ડચ લોકો છીંટનો વેપાર કરતા હતા. અમદાવાદનો વેપાર સારો હતો. અંગ્રેજ, ડચ અને ફીરંગીઓની કોઠીઓ ત્યાંનો વેપાર માટે હતી.

## ખંભાત

એને સૂરત જેવડું જ ગણવામાં આવ્યું છે, પણ તેની વસતી ઓછી હતી. શહેરની આસપાસ ઇંટોનો ગઢ હતો, રસ્તાઓ મોટા હતા. રસ્તાઓની છેવટે દરવાજા આવતા હતા ને રાત્રે બંધ કરવામાં આવતા હતા. દુકાનો ઉપર સુગંધી પદાર્થ, કરીઆણાં, કેશર, વગેરે વેચાતાં હતાં. કારીગરો હાથીદાંતની ચુડીઓ અને બીજા કારીગરીના પદાર્થો બનાવાતા હતા. બીજા પથ્થરોમાંથી પણ અનેક હુન્નરની વસ્તુઓ બનતી હતી. શહેરની આસપાસ સુંદર બગીચા હતા. કિલ્લામાં સૂબો રહેતો હતો. તે કિલ્લો એવો સરસ ન્હોતો દરિયાકિનારો શહેરથી ૧॥ માઇલ દૂર હતો, દરિયો બહુ નજદીક હતો. તે પૂરાતો જતો હતો, એટલે વહાણો હવે ૭ કોશ દૂર રહે છે. આથી વેપાર પાડ્યો છે.

## ખંભાતથી વેપારમાર્ગો

ખંભાતથી સૂરત સુધી મોટો વેપાર જમીન અને સાગરમાર્ગે ચાલતો હતો. ખોટોમાં દરિયામાર્ગે માત્ર ૨૪ કલાકમાં સૂરત પહોંચાતું હતું. પરન્તુ આ ખોટો માત્ર રાત્રિના જ સફર કરતી હતી. મલબારના દરિયાઈ ચાંચીઆ એકલદોકલ વહાણની રાહ જોઈ, રસ્તામાં ઉભા રહેતા હતા. વહાણોની ઉપર આક્રમણ કરી, માલ લૂંટી, ખલાસીઓને પકડી જતા હતા. તે ઉપરાંત ભરતી વખતે આવી ખોટો જોખમાતી હતી. બીજો રસ્તો રેંકડીમાં બેસીને છાલકા પાણીમાં પ્રવાસ કરવાનો હતો. પરન્તુ તે રસ્તો જોખમભરેલો હતો. વારંવાર અકસ્માતો બનતા હતા. આથી એણે સાગરમાર્ગે પ્રવાસ આરંભ્યો.

## ચારણો

ચારણોની મુખ્ય વસ્તી ભરૂચ, ખંભાત, અને અમદાવાદની વચ્ચેનાં ગામડાંઓમાં હતી. એઓની પ્રત્યે સૌ ખૂબ પૂજ્યબુદ્ધિ રાખતા હતા. ચારણ સથવારો સાથે હોય તો કોઈ લૂંટારો લૂંટે નહીં, કારણ કે ચારણને ધરણું કરતાં વાર લાગતી નહોતી. ચારણ સતીઓ પણ ધરણું કરી, પોતાનાં સ્તનો કાપી, સામાને ક્ષુબ્ધ કરી દેતી હતી. મહી નદી પાસે

ગરાસીઆઓના રાજાને એક રૂપિયો આપવો પડયો. આથી આ રાજાની હદમાં કોઈ લૂંટે નહીં. લૂંટે તો રાજા જવાબદાર રહેતો. રાજાના સવારો રક્ષણ માટે સાથે આવતા હતા.

અહીંથી આ પ્રવાસી પછી દક્ષિણમાં મુસાફરી માટે જાય છે. સને ૧૬૬૬માં હિન્દનો પ્રવાસ પૂરો કરી, સુરતથી વહાણમાં બેસીને તે બંદર આબાસ આવે છે.

### વડનગર

ઉત્તર ગુજરાતના પાટણ પ્રાંતનું એ શહેર ગણાતું હતું. તે વડોદરાના કડી પ્રાંતમાં પણ ગણાય છે. એ બહુ પ્રાચીન શહેર છે. અતિ પ્રાચીન શહેર આનંદપુરનાં ખંડેરો ઉપર એ શહેર ઉભું થયું છે. નાગર બ્રાહ્મણોનું મૂળ સ્થાન છે. હવે હમણાં અહીં નાગરોની વસતી વધારે નથી. કુમારપાળે આ શહેરનો ગઢ સને ૧૧૫૨માં બાંધ્યો હતો અહીં હાટકેશ્વર મહાદેવનું દેવળ અતિ જૂનું છે. મિરાતે અહમદીના લખાણ મુજબ અહીં તે સમયે ૩૦૦ દેવળ હતાં. તે આગળ જણાવે છે કે વડનગરના રહેવાસીઓ ઘણા ધનવાન છે. તેમાં કેટલાક કરોડ-પતિઓ પણ છે. ગુજરાતમાં બે ધનવાન શહેરો એટલે સોનાની પાંખો ગણાતાં હતાં. તેમાં એક વડનગર અને બીજું ઉમરેઠ હતાં.

### સૂરત

પંદરમા સૈકામાં સૂરત બહુ નજીવું સ્થાન હતું. પરંતુ ગોપીનાથ નામના શાહુકારે એનું મહત્ત્વ ઘણું વધાર્યું હતું, ત્યારથી એ ગુજરાતનું સર્વશ્રેષ્ઠ બંદર બન્યું હતું. ગોપીનાથે એનું નામ સૂર્યપૂર એટલે સૂરજ પાડયું હતું. પણ સુલતાનના હુકમથી એનું નામ બદલાવી, સૂરત પાડવામાં આવ્યું હતું. સૂરત એ ઠીક પ્રમાણમાં મોટું શહેર ગણાતું હતું. જ્યારે સેંકડો વહાણો મોસમમાં ત્યાં વેપાર કરવા આવતાં હતાં, ત્યારે વસતી ખૂબ વધી જતી હતી. પરદેશી વેપારીઓમાં ઇરાનીઓ, આરમીનીઅનો, આરબો, તુર્કો, અંગ્રેજો, ડચો, ફીરંગીઓ, વગેરે હતા. દેશી વેપારીઓમાં હિન્દુ, મુસ્લિમ અને પારસીઓ હતા. કેટલાક વેપારીઓ બુદ્ધિવાન હતા. તેમાં વીરજી વહોરા કરોડાધિપતિ ગણાતા હતા. હાજી ઝહીદ બેગ, અને હાજી કાસમ પણ મોટા વેપારીઓ ગણાતા હતા. દરિયામાર્ગે મુખ્ય વેપાર ચાલતો હતો.

### સૂરતનો કિલ્લો

કિલ્લો તાપી નદીના કિનારે આવ્યો હતો. એની ત્રણ તરફની ખાઈઓમાં દરિયાનું પાણી આવતું હતું. ચોથી તરફ તાપી નદી હતી. એના ગઢ ઉપર તોપો ચઢાવેલી હતી. સૂરત બંદરની જકાતી પેદાશ મોટી હતી. એ પેદાશ કિલ્લામાં રહેતી હતી. દિલ્હીથી લખાણ આવ્યે મજબુત ચોકીપહેરા સાથે દિલ્હી મોકલાતી હતી. કિલ્લાના મુખ્ય દરવાજાથી મોટો રસ્તો બજાર અને મેદાન તરફ જતો હતો. કસ્ટમખાતાનો સૂબો તદ્દન જૂદો રહેતો અને તેની ઑફિસ પણ જૂદી હતી.

### કસ્ટમ હાઉસ

જકાતની ભારે સખ્તાઈ હતી. વહાણ આવે તો તેની નોંધ કરાવવાનું ફરજિયાત હતું. દરેક વસ્તુને તપાસી પૂરતી ચોક્કસાઈ કરી, જકાત લેવાતી હતી. દરેક વહાણ ઉપર ચોકી મૂકવામાં આવતી હતી. દરેક વહાણના મુસાફર કનેથી પણ એક રૂા. જેટલો કર લેવામાં આવતો હતો. મુસાફરની દરેક વસ્તુ ઉપર જકાત લેવાતી હતી. અત્યંત ચોક્કસાઈપૂર્વક મુસાફરોને

પણ ચોકી નીચે બેસાડાતા હતા. સિપાઈઓ દરેક મુસાફરની શારીરિક તપાસ લઈ છૂપાયેલી ચીજો શોધી કાઢતા હતા. દરેક મુસાફરને પા કલાક સુધી અંગોઅંગ તપાસવામાં આવતો હતો. સોનારૂપાના દાગીના ઉપર ૨।। ટકા જકાત હતી. નાણાં ઉપર પણ જકાત હતી. ખ્રિસ્તીઓને ચાર ટકા અને વાણીયા વેપારીને પાંચ ટકા જકાત આપવી પડતી હતી.

### ગઢની નવી દિવાલો

સને ૧૬૬૪માં શિવાજીએ સુરત લૂંટયું, ત્યારે તેની આસપાસ માટીની દિવાલો હતી. એ ઘણી ભગ્નાવસ્થામાં હતી. શિવાજીની લૂંટ પછી ઔરંગઝેબ બાદશાહે વળી પાકી દિવાલો બનાવવાની આજ્ઞા કરી. એને બાંધતાં દશ ઉપર વરસો લાગ્યાં હતાં. તે પણ સારી રીતે બંધાઈ નહોતી.

### કોટવાળ ન્યાય કેમ કરે છે.

કોટવાળને વિશિષ્ટ સત્તાઓ હતી. તે પોલીસનો ઉપરી હતો. મેજીસ્ટ્રેટ પણ એ જ હતો. એ આખા ગામમાં ઘોડેસ્વાર થઈ, પોતાના સિપાઈઓ સાથે ફરતો હતો. ગુનેગારને ઝાડ સાથે બાંધી અથવા જ્યાં ગુનો કર્યો હોય ત્યાં જ ફટકા લગાવવામાં આવતા હતા. રાત્રિના પણ કોટવાળ ત્રણ વખત રોન ફરવા નીકળતો હતો.

### ફ્રેન્ચોનું આગમન

મહાન ફ્રેન્ચ પ્રધાન કોલબર્ટના ઉત્તેજનથી સને ૧૬૬૪ ફ્રેન્ચ ઇસ્ટ ઇંડિયા કંપનીની સ્થાપના થઈ હતી. કોલબર્ટે પોતાના કેટલાક ઉમરાવોને ઇરાન અને દિલ્હીના મોટા બાદશાહ પાસે વેપારની સગવડો માગવા મોકલ્યા હતા. ડી. લા. બૌલે અને બેબર સને ૧૬૬૬માં સૂરત આવ્યા હતા. સને ૧૬૬૮માં ફ્રેન્ચ વહાણોએ હિન્દી મહાસાગરમાં પ્રવેશ કર્યો અને ગુજરાતમાં આવ્યા. યુરોપીઅનોને જમીન લેવાનો અધિકાર ઔરંગઝેબ બાદશાહે આપ્યો નહોતો. તે સમયે એટલે બાદશાહના ફરમાનથી એમને કારખાના માટે જગ્યા ભાડે આપવામાં આવી હતી.

### ફાધર એમ્બ્રોઝ

ફ્રેન્ચો ઉપર પાદશાહને પોતાનાં વહાણો પકડવાનો કોઇએ ખોટો શક બેસાડી દીધો, તેથી એમને જમીન મળતાં ઘણી મુશ્કેલી નડી. પરંતુ કેપુચીન સંપ્રદાયનો સૂરતમાં મઠ હતો. એ મઠનો મહંત ફ્રેન્ચમેન ફાધર એમ્બ્રોઝ પોતાના પ્રામાણિકપણા અને ન્યાયી વૃત્તિ માટે બહુ પ્રખ્યાત હતો. એ સમયે એની લાગવગ ઘણી હતી. તે બહુ અસરકારક રીતે બોલનાર હતો. એટલે એણે ગવર્નરને સમજાવીને દિલ્હી લખાણ કરાવ્યું, અને જોઈતી પરવાનગી ફ્રેન્ચોને અપાવી. જ્યારે સને ૧૬૬૯માં શિવાજી મહારાજ સૂરત ઉપર ચઢી આવ્યા ત્યારે પણ આ ફાધર એમ્બ્રોઝે એમને મળી, ખ્રિસ્તી મઠોને ન લૂંટવા, એવી આજ્ઞા મેળવી હતી. ફાધર એમ્બ્રોઝની લાગવગ સૂરતમાં બહુ ભારે હતી. ખ્રિસ્તીઓ વચ્ચે અને બીજાઓ વચ્ચે થયેલા વાંધા ફાધર એમ્બ્રોઝ પતાવતા હતા.

### ન્યાયની રીતિ

સૂરતના એક આરમીનીઅન વેપારી કોજીઆ પીતીઆરાના ૨,૪૦૦ સિક્કાઓની ચોરી થઈ. એના બે ગુલામો અદૃશ્ય થયા હતા. સૂબા સુધી ફરિયાદ પહોંચી; સૂબાએ કોટવાળને

કહ્યું કે જો દિલ્હી ખાતે બાદશાહને આ વાતની ખબર પડશે તો એ આપણને ભારે પડશે, માટે ચોરી શોધી આપવાની જરૂર છે. કોટવાળે આરમીનીઅન વેપારી, તેના કુટુંબીઓ અને નોકરોને બોલાવી, તેમના ઉપર જુલમાટ ગુજારવાનું શરૂ કર્યું. એટલે આરમીનીઅન વેપારી સમજી ગયો. એણે ફરિયાદ પાછી ખેંચી લીધી. મોગલાઈ ન્યાયના આવા નમુના અનેક હતા. પરંતુ શહેનશાહની બહુ સખ્ત નજર હતી.

## સૂરતનો વેપાર

સૂરતનો વેપાર આખા જગતનાં પ્રસિદ્ધ બંદરો સાથે ચાલતો હતો. ડચ, અંગ્રેજ, ફ્રેન્ચ, આરમીનીઅનો, ફીરંગીઓ, વગેરે અનેક જાતના લોકો આ બંદરે વેપાર કરવા પોતાનાં વહાણોમાં આવતા હતા. ચીન, જાવા અને યુરોપનો પુષ્કળ માલ આવતો અને જતો હતો. કરિયાણાં, કાપડ, રેશમ, હાથીદાંતની વસ્તુઓ, વગેરે અનેક ચીજોની આ બંદરેથી પરદેશખાતે ચઢત થતી હતી. યુરોપ અને ચીનથી પણ પુષ્કળ માલ આવતો હતો. ફરનીચર, ચીનીકામ, ઝવેરાતો, હાથીદાંત, વગેરે અનેક ચીજો આવતી હતી. હિન્દમાં પેદા થતાં જવાહીર, હીરા, મોતી, માણેક, વગેરે પણ આ બંદરેથી ચઢતાં હતાં. અહીંથી જ અંબર, કસ્તુરી, પારો, અને ગળી ચઢતાં હતાં. મેંદી, અગરબત્તીઓ અને બીજાં સુગંધી દ્રવ્યો પણ અહીંથી જ ચઢતાં હતાં. સૂરત મોટું બંદર ગણાતું હતું.

## સૂરતના મોટા વેપારીઓ

સૂરતમાં વીરજી વોરો બહુ મોટો વેપારી અને ધનવાન ગૃહસ્થ ગણાતો હતો. સને ૧૬૬૪માં જ્યારે શિવાજી મહારાજ સૂરત ઉપર ચઢી આવ્યા ત્યારે એમણે વીરજી વોરા અને એક બીજા વેપારીની સંપત્તિની માગણી કરી. તે મળ્યેથી સૂરત લુંટીશું નહીં, એવી ખાત્રી આપી. પરંતુ તેમ બન્યું નહીં, એટલે શિવાજીએ સૂરત બંદર લૂંટયું હતું. હાજી જાહિદ બેગ અને હાજી કાસમ બીજા મોટા વેપારીઓ હતા. ચેલાવી કુટુંબ પણ ઘણું ધનવાન ગણાતું હતું. પરન્તુ શિવાજીના મરાઠાઓએ વીરજી વોરાના મોટા ઘરને પાડી નાંખ્યું. નીચે જમીન સર્વે ખોલી નાંખી. એ ઘરમાંથી એમને અઢળક પૈસો મળ્યો હતો.

## ચેલાવી

આ તુર્ક પણ અઢળક ધનવાન હતો. સૂબા દિવાનીખાનનો એ સુલેમાન ચેલાવી વિશ્વાસપાત્ર હતો. બીજા સૂબાના આવવા પછી, હિન્દુ વેપારીઓએ નવા સૂબા પાસે ફરિયાદ એની વિરૂદ્ધ નોંધાવી હતી. મરાઠાઓ સામે રક્ષણ અપાવીશ એમ કહી, એણે ૮૫,૦૦૦ રૂપિયા વેપારીઓ પાસેથી કઢાવ્યા હતા. ચેલાવીનું એક વહાણ જેડાહથી પાછું ફરતું હતું. એ વહાણને ફીરંગીઓ પકડી ગોવા ખાતે લઈ ગયા. સૂબા અમનખાન અને વેપારીઓની માગણી ઉપરથી રૂસ્તમ માણેક નામના પારસી મોટા વેપારીએ ગોવે જઈ ત્યાંના સત્તાવાળાઓને સમજાવી, પોર્ટુગલ રાજ્યધાની લીસ્બનમાં લખાણ કરાવી, આ વહાણને છૂટું કરાવ્યું. સાગરમાં અનેક જોખમો વહાણવટીઓને હતાં. સોદાગરવાડામાં ચેલાવીની મસીદ અને મોટો બગીચો હતાં.

## ગોપી તળાવ

સૂરતનું એ મોટું તળાવ દરેક પ્રવાસી વખાણી ગયો છે. સર થોમસ રો એનું વર્ણન આપે છે. ૨૮ વારના દરેક એવા એને સો ખૂણા હતા. દરેક બાજુએ પાકાં પગથીઆં હતાં.

આ અજાયબીભરેલું તળાવ હતું. એક ઈટાલીયન મુસાફર થી ડેલા વીલે લખે છે કે એ સરસ તળાવ હતું. દમણ દરવાજાની પાસે આવેલું હતું. આ તળાવની વચ્ચે એક મોટો બેટ હતો. તેમાં એક બંગલો ૨૫ ફીટ ઉંચો તેટલો જ પહોળો અને લાંબો હતો. બોટમાં બેસી, તળાવમાં ફરી, લોકો હવા ખાવા આ બંગલામાં બેસતા હતા. આ તળાવ ગોપી નામના વેપારીએ બાંધ્યું હતું. આ તળાવનું પાણી સૂરતના લોકોને મોટે ભાગે પીવામાં કામ લાગતું હતું. એ તળાવ હમણાં પૂરાઈ ગયું છે. હમણાં ત્યાં વૃક્ષો અને ઘરો ઉભાં છે.

## મલીક ગોપી

આ હિન્દુ ગૃહસ્થ સૂરતનો રહેવાસી અને અતિ ધનવાન હતો. એણે ગોપીપુરાનું પરૂં બાંધ્યું હતું. મીરાતે સીકંદરીમાં જણાવવા મુજબ એ સૂરતનો બ્રાહ્મણ અમદાવાદના સુલ્તાન મહમદ બેગડાની મહેરબાની ભોગવતો હતો. પાછળથી સુલતાન મુઝફ્ફર બીજાનો એ પ્રધાન બન્યો હતો. એણે જ ગોપી તળાવ બાંધ્યું હતું. એની સમજાવટથી સુલતાને ઈડરના રાવ ભીમને જીંદગીની માફી બક્ષી હતી. એક મુસલમાન યુવાન આહમદખાન વેશપલટો લઈ ગોપીની એક વારાંગનાના સૌન્દર્યને જોવા આવ્યો. તે પકડાયો. તેને ગોપીએ પકડાવ્યો અને મરાવી નાંખ્યો. સુલતાનને આ વાતની ખબર પડતાં જ એણે ગોપીને પકડાવી, ફાંસીએ ચઢાવી દીધો હતો. અનેક યુરોપીયન લેખકોએ એના બાંધેલા ગોપી તળાવનાં ભારે વખાણ લખ્યાં છે. ગોપીએ પોતાના શહેર માટે અઢળક પૈસો ખર્ચ્યો હતો. પરન્તુ તેના મરણ પછી તેની છોકરી અત્યંત ગરીબ અવસ્થામાં પડી હતી. તેને કોઈ શહેરીએ મદદ કરી નહીં. ગોપીને સુલતાને મલેકનો ઇલ્કાબ અગાઉ આપ્યો હતો. તેની સ્ત્રીને રાણીનો ખીતાબ મળ્યો હતો. તેના ઉપરથી સૂરતનું રાણી ચકલા હજી અસ્તિત્વમાં છે. રાણી તળાવ પણ એ બાઇએ જ બંધાવ્યું હતું.

## ગુજરાતના વેપારીઓ

એ સમયે ગુજરાત ઘણું સમૃદ્ધિશીલ હતું. ઘણા વેપારીઓ કરોડાધિપતિ હતા. તેમાંના ઘણાખરા હિન્દુઓ હતા. એમનો વહાણવટાનો ધંધો હતો. એ સમયે યુરોપમાં કોઇ વસ્તુ થતી નહોતી. યંત્રો અને વરાળયંત્ર શોધાયાં નહોતાં. યુરોપમાં સરસ કાપડ થતું નહોતું. હિન્દમાંથી યુરોપીયન લોકો કરીઆણું, રેશમ, હાથીદાંતની જણસો, કીનખાબ, ખાંડ, લાખ, શણ, વગેરે લઈ જતા હતા. આ લોકોની દરેક બંદરે કોઠી હતી. માત્ર વેપારને માટે જ તેઓ અહીં નાનાં નાનાં વહાણોમાં બેસી આવતા હતા. મોગલ બાદશાહો એમને વેપાર માટે પરવાના આપતા હતા. એમનો વેપાર હિન્દી વેપારીઓની પેઠે વ્યક્તિગત નહોતો, પરન્તુ સમષ્ટિગત એટલે કંપનીઓ સ્થાપી વેપાર કરતા હતા. આરમીનીઅન, આરબો અને તુર્કી વેપારીઓ વહાણોમાં બેસી મોટી સંખ્યામાં આવતા હતા.

## દરિયાનાં જોખમો

હિન્દનું વહાણવટું પણ ઘણું ખીલેલું હતું. મોગલ બાદશાહો વહાણવટાને સારૂં ઉત્તેજન આપતા હતા. તેઓ પોતાને માટે વહાણો બાંધતા હતા. તેમાં સેંકડો વહાણો ઉપર તોપો હતી. બંદરો, વહાણવટા, ખલાસીઓ, અને વેપારથી ગુંજી રહેતાં હતાં. હિન્દ તે સમયે વેપારમાં સરસ દરજ્જો ધરાવતું હતું. ચીન, ઇરાની અખાત અને યુરોપ સાથે એનો વેપારી સંબંધ

હતો. પરંતુ સાગરમાં ભયો પણ ઘણા હતા. મોટાં તોફાનો ઉઠતાં તેમાં સપડાએલાં વહાણો બહુ મહેનતે ભાગ્યયોગે બચતાં હતાં. તે સિવાય બધા સાગરો દરિયાઈ લૂંટારૂઓથી ભરેલા હતા. બેટ પાસે વાઘેર ચાંચીઆ હતા. મુંબઈ પાસે મરાઠા ચાંચીઆ લાંગરી રહેતા હતા. મલબારના ચાંચીઆ પણ સખ્ત હૈયાના ગણાતા હતા. બાબરા, જંગબાર, એ બધા પ્રદેશો ચાંચીઆઓથી ભરેલા હતા. યુરોપિયનોના ચાંચીઆ પણ પુષ્કળ હતા. ઔરંગઝેબનાં પુષ્કળ વહાણો આ ચાંચીઆઓએ લૂંટયાં હતાં. વેપારી વહાણો ઉપર પણ તોપો ચઢાવતા હતા. તેઓ ભેગા મળીને પ્રવાસની સફરે નીકળતા. એકલદોકલ વહાણ તરત લૂંટાઈ જતું હતું. નાવિકો બધા પોતાના કામ ઉપરાંત લડવામાં પણ કાબેલ હતા.

## ગુજરાતના કારીગરો

ગુજરાતમાં મોગલસમયે સારી કારીગરી થતી હતી. કારીગરો બધા ગૃહઉદ્યોગ તરીકે સારી ચીજો બનાવતા હતા. ગુજરાત સારાં કાપડ બનાવવા માટે પ્રખ્યાત હતું. શહેનશાહ અકબર, જહાંગીર, શાહજહાન, અને ઔરંગઝેબ, એમના સમયમાં ગુજરાતનું કાપડ અને વસ્ત્રો તેમનાં જનાનખાનાંમાં વપરાતાં હતાં. એ માટે અમદાવાદમાં મોટું શાહી કારખાનું હતું. એ સમયે હિન્દમાં યુરોપથી વસ્ત્રો કે કાપડ આવતાં નહોતાં. ઉલટું હિન્દમાંથી કરોડો રૂપિયાનું કાપડ યુરોપ અને બીજા દેશો તરફ નિકાશ થતું હતું. સુરતનું રેશમ, અમદાવાદના કાગળો અને કિનખાબ, ખંભાતનાં અકીકનાં વાસણો અને જવાહીરો વખણાતાં હતાં. ગુજરાતના કારીગરો નાદર હુન્નરમંદીની અનેક જાતની ચીજો બનાવતા હતા.

## ગુજરાતના ખેડુતો

એ બાદશાહી સમયે ખેડૂતો ઉપર વિશેષ ભારણ નહોતું, પરન્તુ ક્યારે ક્યારે અમલદારોના જુલમ અને વેઠ હતાં. બાદશાહો ખેડૂતોના રક્ષણ માટે સારા પ્રબંધ કરતા હતા. એમને પોતાની પેદાશનો ત્રીજાથી પાંચમો હિસ્સો રાજ્યને આપવો પડતો હતો, પરન્તુ એકંદરે જમાબંધી કડક નહોતી. ઘણા ખેડૂતો ધનવાન પણ હતા, પરન્તુ સામાન્ય રીતે મોટે ભાગે થોડું થોડું કરજ પણ કરતા હતા. ગુજરાતમાં ઘઉં, ચોખા, બાજરી, જુવાર, તમાકુ, તલ, કપાસ, વગેરે પેદા થતાં હતાં. દુકાળો પણ પડતા હતા, તે વારે જાનમાલની મોટી નુકશાની થતી હતી. રાજ્યમહેસુલ પણ માફ કરતું હતું.

## ગુજરાતનાં ગામડાંઓ

ગામડાંઓ એ સ્વતંત્ર સંસ્થા હતી. લોકોનું વલણ શહેર તરફ વધારે નહોતું. કારીગરો પણ ગામડાંઓનાં ઝુંપડાંઓમાં કામ કરતા હતા. ક્યારે ક્યારે લૂંટારૂઓનાં ટોળાં આવી ગામડાંઓ ઉપર આક્રમણ કરતાં હતાં. એ સમયે ગામનો મેઘવાળ (હરિજન) ઢોલ વગાડતો, એટલે બધા જુવાનો ભેગા થઈ હથિયારો સજીને બહાર નીકળી, લૂંટારૂઓ સામે લડતા હતા. ગામમાં એકસંપી સારી રહેતી. એક બીજાને મદદ કરવી, એ ધર્મ ગણાતો હતો. રાજ્યમાં વિપ્લવો થતા, પણ ગામોને તેની ઓછી જ ખબર પડતી હતી. સારા, સીધા અને સરળ ગામડાવાસીઓનું પેઢી દર પેઢી જીવન નવીન ફેરફાર વગર ચાલ્યું જતું હતું. અત્યાચારો કે ગુનાઓ ગામમાં બહુ જ જૂજ પ્રમાણમાં થતા હતા. છતાં જ્યારે જ્યારે મરાઠાઓ કે બીજા લૂંટારૂઓનાં ધાડાં આવતાં ત્યારે ગામને સહન કરવું પડતું હતું. દુકાળમાં સખ્ત ખરાબી

થતી હતી. ચેપી રોગમાં પણ પુષ્કળ મરો થયો હતો. ગામડીઆઓ લગભગ નિરક્ષર હતા. બધા તલવારો રાખી, તેનો ઉપયોગ કરી જાણતા હતા. ગામડાંઓ લગભગ સ્વતંત્ર હતાં. એટલે અનાજ, વસ્ત્રો, પગરખાં, વગેરે જોઇતી આવશ્યક વસ્તુઓ સર્વે પોતાને જ ત્યાં બનાવી લેતા હતા.

## ગુજરાતના મુસલમાનો

હિન્દુઓ અને મુસલમાનો વચ્ચે શહેરોમાં ક્યારેક ચકમક થતી. પરન્તુ ગામડાંઓમાં તો લડાલડી થતી નહોતી. મુસલમાન રાજકર્તાઓ મોટેભાગે ન્યાયી વલણ દાખવતા હતા. કોઈ કોઈ ધર્માંધ રાજ્યકર્તા ઝનુનથી હિન્દુની લાગણી દુખાવતો તે સહન કરી લેવા સિવાય છુટકો ન હોય. મુસલમાનોનો આમવર્ગ અતિ ગરીબ હતો. તે હિન્દુઓના ઉપર વિશેષપણે આધાર રાખતો હતો. રાજ્યકર્તા તરીકે અમીર ઉમરાવો ક્યારે ક્યારે મગરૂબી બતાવતા હતા. હિન્દુ વસતી ઉપર જુલમ પણ કરતા હતા. અધિકારો ઉપર મુસલમાનો ઘણાખરા હતા. કોઈ કોઈ હિન્દુ પણ પોતાની શક્તિથી આગળ પડી અધિકાર મેળવ્યો હતો. ન્યાય કુરાનના ઉપરથી કાજી તોળતા હતા, ગામડાઓમાં પંચાયતો ન્યાય કરી લેતી હતી.

## ગુજરાતના હિન્દુઓ

સુલતાનોના શાસનથી તે મોગલોના શાસન સુધીમાં ઘણાખરા ગુજરાતના હિન્દુ રાજ્યોનો નાશ થયો હતો. છેલ્લું પાવાગઢનું રાજ્ય મહમ્મદ બેગડાએ લીધું હતું. મોગલોના સમયમાં પણ નાના નાના હિન્દુ ઠાકોરો પાસેથી નાનાં રાજ્યો આંચકી લેવાયાં હતાં. હિન્દુઓ ઉપર જુલમ જરૂર હતો. પણ તેઓ સહન કરી લેતા હતા. અકબર અને જહાંગીરની ઉદાર રાજ્યનીતિ હતી. શાહજહાનના સમયથી ધર્માંધપણું શરૂ થયું. ઔરંગઝેબના સમયમાં એ વિશેષ પ્રબળ બન્યું હતું. ઔરંગઝેબનાં ફરમાનો હિન્દુઓને માટે કઠણ હતાં. હિન્દુઓના હાથમાં વેપાર હતો, એટલે પ્રજા તરીકે એઓ સમૃદ્ધ હતા. એમનાં મંદિરો ભાંગી નંખાતાં હતાં, અને તેમાંથી મસ્જિદો થતી હતી. એમના તહેવારો પાળવાની રજા નહોતી. ઔરંગઝેબે તો ફિરંગીઓ ઉપર જજીયાવેરાનો કર લગાડયો હતો. ગુજરાતના હિન્દુઓ વિશેષ લડવૈયાઓ નહોતા, શાન્તિ ચાહનારા હતા. જૈનોનું ગુજરાતમાં મોટું બળ હતું. તેમના તિર્થસ્થાનોને લાગવગથી એમણે સાચવી રાખ્યા હતા.

## ઔરંગઝેબની અસહિષ્ણુતા

મહાન અકબરનો સર્વધર્મો પ્રત્યે આદર ઔરંગઝેબ બાદશાહમાં નહોતો, એને કુરાનને સર્વોપરી બનાવવાની દૃઢ ઇચ્છા હતી. આથી હિન્દુઓ ઉપર મુખ્યત્વે અને શીયા મુસલમાનો તરફ એણે અત્યાચારોની પરંપરા કરાવી હતી. એનાં અનેક ફરમાનો આ કામ માટે નીકળ્યાં હતાં. તે સર્વ હવે પ્રસિદ્ધ થઈ ચૂક્યાં છે. અમાવાસ્યા, પંચમી અને ચૌદશને દિવસે હિન્દુઓને દુકાનો બંધ કરવા દેવી નહી, દિવાળીની આતસબાજી અને દીપમાળા ભરવા દેવી નહીં, હોળીના રંગ છાંટવા કે હોળી પ્રકટાવવા દેવી નહીં. સને ૧૬૬૫ના એક ફરમાનમાં માટીની કોઈ પણ વસ્તુ મૂર્તિ બનાવીને વેચવાની મનાઈ કરે છે. હિન્દુ મંદિરોને બધાં ભાંગી નખાવવામાં આવ્યાં હતાં, ને ફરી બંધાયાં હોય તો ફરી ભાંગી નાખવા માટે એ ફરમાન છે. વડનગરનું પ્રખ્યાત દહેરૂં હાટકેશ્વર મહાદેવનું એણે તોડી પડાવવા ફરમાવ્યું હતું. સોમનાથના મંદિરના પણ એ જ હાલ થયા હતા.

### વહોરા ઉપર જુલમ

શીયા વહેરાઓ ઔરંગઝેબને બિલકુલ ગમતા ન હતા. એણે એમના ઉપર સખ્ત અત્યાચારો કરાવ્યા હતા. વહોરાઓની મસ્જિદોમાં માત્ર સુન્ની, મોલવીઓ જ નિમાઝ તથા બીજી ક્રિયાઓ કરાવી શકે, વહોરા બાળકોને માત્ર સુન્ની મોલવીઓ જ શીખાવી શકે. એવું ફરમાન એણે બહાર પાડયું હતું. વહોરાઓના મુલ્લાંઓને એણે કેદમાં નંખાવ્યા હતા. એમની મીલકતો જપ્ત કરી લીધી હતી. બને તેટલું વહોરાઓના ધાર્મિક હક્કો ઉપર તરાપ મારી હતી ઔરંગઝેબે વીશળનગર શહેરનું નામ બદલી રસુલનગર રાખવા ફરમાન કાઢયું હતું. હિન્દુઓનાં પંચાગો અને ટીપણાં વિરૂદ્ધ સખ્ત જેહાદ ઉપાડવા તેણે આજ્ઞા ફરમાવી હતી.

### શાન્તિદાસ શેઠના દેવળનો નાશ

અમદાવાદના નગરશેઠોના વડીલ શાન્તિદાસ ઝવેરી બહુ પ્રખ્યાત ધનવાન થઈ ગયા છે. સત્તરમી સદીની શરૂઆતમાં એઓ ગુજરાતના મહાન ધનવાન ગૃહસ્થ હતા. સને ૧૬૨૧ માં શાન્તિદાસે અમદાવાદમાં શ્રીચિંતામણિ પારસનાથનું મહાન મંદિર બાંધ્યું હતું. એનું નામ માનતુંગ રાખવામાં આવ્યું હતું. આ મંદિર ગુજરાતનું એક શ્રેષ્ઠ સ્થાપત્ય હતું. સને ૧૬૪૫માં ઔરંગઝેબ ગુજરાતનો સરસૂબો હતો. આ સમયે એણે આ દેવળ ભ્રષ્ટ કરાવી પાડી નાંખ્યું હતું. પરતુ શાન્તિદાસ દિલ્હીના બાદશાહને મોટી રકમ નાણાં ધીરતો હોવાથી એણે શાહજહાન ઉપર લાગવગ લગાડી, આ મંદિરના પુનરૂદ્ધારનું ફરમાન મેળવ્યું હતું. સને ૧૬૪૮માં આ ફરમાન મળ્યું હતું. પરંતુ અપવિત્ર મંદિરને શાન્તિદાસે ફરીને બંધાવ્યું નહિ.

### શાન્તિદાસ ઝવેરી

એ સિસોદીઆ રાજપૂતોમાંથી ઉતરી આવ્યો હતો. તે અકબરના સમયમાં જન્મ્યો હતો. એણે ઝવેરાતના વેપારમાં અઢળક ધન ભેગું કર્યું હતું. જહાંગીર અને શાહજહાન બાદશાહનો એ ખજાનચી હતો. એણે શત્રુંજયનો (પાલીતાણાનાં મંદિરો ઉપર ઘણો પૈસો ખર્ચ્યો હતો) સને ૧૬૧૮માં મોટો સંઘ કાઢી, સંઘપતિની પદવી મેળવી હતી. શાહજહાને ઝવેરીની રાજ્યસેવાથી પ્રસન્ન થઈ, તેને હાથી ઘોડા ભેટ આપ્યા હતા. ઔરંગઝેબે શાન્તિદાસના મહાન જૈન દેવળનો નાશ કર્યો ત્યારે શાહજહાને એને પુનરૂદ્ધાર કરવા આજ્ઞા આપી હતી. જૈનોના સાગરગચ્છના સ્થાપક રાજસાગરસૂરી ઉપર શાન્તિદાસની ભારે શ્રદ્ધા હતી. શાન્તિદાસને ચાર સ્ત્રીઓ હતી. શાન્તિદાસના પ્રયાસથી શાહજહાન બાદશાહે પાલીતાણાના જૈન મંદિરોના રક્ષણ માટે પ્રબંધ કરી, જૈનોને અભયવચન આપ્યું હતું. શાન્તિદાસે પાછળથી ઔરંગઝેબ પાસેથી પણ એવું ફરમાન મેળવ્યું હતું.

### શાન્તિદાસના વારસો

શાન્તિદાસ નગરશેઠના પછી એનો પુત્ર લક્ષ્મીચંદ નગરશેઠ થયો. એ જ સમયમાં પણ નગરશેઠાઇનું માનપાન અને વૈભવ પૂરી જાહોજલાલીમાં હતાં. એમણે પણ ઔરંગઝેબ પાસેથી કેટલાક ફરમાનો મેળવ્યાં હતાં. એમના વંશજો પણ બાદશાહોને નાણાંની ધીરધાર કરતા હતા. શાહજાદા મુરાદબક્ષ જે ગુજરાતનો સૂબો હતો, તેણે એમના સાડા પાંચ

લાખ રૂપિયા આપી દેવા માટેનું એક ફરમાન કાઢયું હતું. આ કુટુંબ ઘણા લાંબા સમય સુધી મોગલ બાદશાહોને ધીરધાર કરતું હતું. એ કુટુંબને આબુ, ગિરનાર અને શેત્રુંજયના પર્વતો અને મંદિરની સનંદો વારંવાર બાદશાહોએ બક્ષી હતી.

## ગુજરાતમાં દુકાળો

વરસાદની ખામીથી ગુજરાતમાં વારંવાર દુકાળો પડતા હતા. ફળદ્રુપ જમીન, સરસ કારીગરો અને કુદરતી શોભાને લીધે ગુજરાત હિન્દનો બગીચો ગણાતો હતો. છતાં દુકાળો તો વારંવાર પડતા હતા. સને ૧૬૬૪ નો દુકાળ ભયંકર હતો, અંગ્રેજોની સૂરતની ફેકટરીના અધ્યક્ષ સર જ્યોર્જ ઓક્ષીન્ડને એનો ઉલ્લેખ કર્યો છે. સને ૧૮૬૩ નું ચોમાસું નિષ્ફળ ગેયું. એટલે સને ૧૬૬૪નું વરસ દુકાળનું થયું. મરકી પણ ચાલી, લોકોમાં ભૂખમરો થયો. લોકો બીજા પ્રાંતોમાં ભાગવા માંડયા. સને ૧૬૬૪ માં સારો વરસાદ થયો, પરન્તુ મરકી ફાટી નીકળી તેથી મોટું નુકશાન થતું હતું.

## બીજા દુકાળો

સને ૧૬૮૧ થી ૧૬૯૬ સુધી બધાં કરવડાં વરસો હતાં. દુકાળ, મરકી, અને ઓછા વરસાદે તથા પાણીની રેલે આ પંદર વરસોમાં વસતીનો મોટો ઘાણ કાઢી નાંખ્યો. સને ૧૬૮૧–૮૨માં અનાજની ભારે અછત થઈ પડી. તે વેળા અમદાવાદના લોકોએ અનાજ માટે મોટું બંડ કર્યું હતું. સને ૧૬૮૬માં મોટા વરસાદની રેલને લીધે પ્રજાના જાનમાલને મોટું નુકશાન થયું હતું. સને ૧૬૮૫ માં ફરી દુકાળ પડયો હતો. આથી અનાજ ઉપર પાદશાહના ફરમાનથી જકાત માફ કરવામાં આવી હતી. સને ૧૬૮૬ પણ દુકાળીઉં વરસ નીવડયું, એટલે તે વરસે પણ અનાજ ઉપર જકાત માફી ચાલુ રહી હતી. સને ૧૬૯૦–૯૧ માં દુકાળો પછી મોટી મરકીએ જાનમાલનો ઘાણ વાળ્યો હતો મોગલ સૂબાઓ સરકાર તરફથી સસ્તા ભાવના અનાજની પડીઓ શરૂ કરતા હતા. સને ૧૬૯૬–૯૭ માં પણ દુકાળ પડયો હતો.

## યુરોપિયનો.

આરંગઝેબના સમય સુધી માત્ર પોર્ટુગીઝો સિવાય બીજા કોઈ યુરોપિયનોએ દેશ જીતવાની મહત્વાકાંક્ષા રાખી નહોતી. પોર્ટુગીઝો, દિવ, ગોવા, વગેરે ઠેકાણે કિલ્લેબંધી કરી રહ્યા હતા. એમને સુલતાનો અને બાદશાહો સાથે વારંવાર લડાઇઓ થતી હતી. બીજા યુરોપિયનો વેપાર માટે જ આવ્યા હતા.

# ‘ રૂપસુન્દર કથા ’ : એક આલોચના

શ્રી. યશવન્ત શુક્લ
એમ. એ.

પ્રાચીન કવિઓ અને કવિતા સાથે, મોટેરાં જેમ લાડીલાં બાળકો સાથે વર્તે છે તેમ આજ સુધી વર્તન ચલાવવામાં આવ્યું છે. ‘ જુઓ, જુઓ ! બાબો ઉભો રહ્યો ! ’ ‘સાંભળો, સાંભળો, બાબાએ ‘ દાદા ’ કહ્યું !’ એમ બોલીને બીજાંઓનું ધ્યાન બાળકના નાનકડા પરાક્રમથી પુલકિત થઇને જેમ ખેંચીએ છીએ તેમ આજસુધી આપણે પ્રાચીન કવિઓના કવિત્વની પાપાપગલીથી હરખાઈ ગયા છીએ.

પણ એમ કરવું વાજબી છે ખરું ? અથવા, એમ શાથી કરવું પડે છે ? હજી સુધી તો કવિતાની કોઇ નિરપેક્ષ, સર્વસામાન્ય, ને શાસ્ત્રીય વ્યાખ્યા ઘડાઇ નથી; છતાં પશ્ચિમના સાહિત્યના સંસર્ગથી આપણે જે ધોરણો છાનાં કે ચાહન ઘડયાં છે તે વડે આપણી જૂની કવિતાને આપણે માપવા બેસીએ છીએ. પરિણામ એ આવે છે કે જૂના કવિઓ નર્યા બાલિશ લાગે છે, જાણે કવિતાનો કક્કો બારાખડી ઘૂંટતા હોય એમ લાગે છે. પરન્તુ એ વસ્તુસ્થિતિનો સ્વીકાર કરવાથી દારિદ્ર્ય ડંખે છે, અભિમાન ગળાઇ જાય છે, એટલે વિચારની લગીર શી ચમક, કલ્પનાની આછેતરી ચમત્કૃતિ, નવ રસમાંના કોઇ પણ એકની જરા સરખી ઉત્કટતા કે વર્ણનની ઝડઝમક પ્રાચીન કવિતામાં જ્યારે પણ હાથ લાગે છે ત્યારે વિદ્વાનો ધન્યધન્ય થઈ જાય છે. કારણ એટલું જ કે કવિતાની જે પરદેશી વિભાવના, સ્પષ્ટ કે અસ્પષ્ટ, તેમના ચિત્તમાં સ્થપાઇ છે તેને કંઇક સંતોષ, ઉપર કહી તે વાનગીથી મળે છે.

મને લાગે છે કે કાવ્યનો આસ્વાદ લેવાની એ સાચી રીત નથી. મને એમ પણ લાગે છે કે આપણા પ્રાચીન કવિઓ ને તેમની કવિતાને બાળક ગણવાની યે જરૂર નથી. કૃત્રિમ પરિસ્થિતિ ઉભી કરીએ, પણ તેમાંથી આહ્લાદ પામી પામીને કેટલો પમાશે ? એ આહ્લાદનું આયુષ્ય કેટલું ટૂંકું ?

એક બીજી વાત પણ વિચારવા જેવી છે. કવિતાની કોઇ શાસ્ત્રશુદ્ધ વ્યાખ્યા જો કે ઘડી શકાઇ નથી, તેમ છતાં એની લક્ષણવિશેષતાનો નિર્ણય થઈ શકે એમ છે. જો કે પ્રત્યેક દેશની ને પ્રત્યેક કાળની કવિતાને દેશકાલની મર્યાદાઓ કે વિશિષ્ટતાઓ વળગે, છતાં દેશકાલથી યે પર ને કવિતા નામ પામવાને માટે અનિવાર્ય એવી લક્ષણવિશેષતા તેમાં હોવી જ જોઇએ. અને કવિતાનું વિવેચન પણ એ જ દષ્ટિએ થવું જોઇએ. દાખલા તરીકે આપણી પ્રાચીન કવિતાને દેશકાલની કઇ મર્યાદાઓ ને વિશિષ્ટતાઓ વળગી હતી તેનો વિચાર કરીએ તો જણાશે કે પ્રાચીન કવિતા મુખ્યત્વે ધર્મપરાયણ હતી અને એને ગદ્યની ફરજો બજાવવાની હતી. એક રીતે પ્રાચીન કવિતાએ જ આપણા ગદ્યને જાળવી રાખ્યું છે ને વિકસાવ્યું છે. હવે જો પરિસ્થિતિ આવી જ છે તો કોઈ પણ પ્રાચીન

પદ્યરચનામાં કવિતાની અખંડતાની શા માટે આશા કરવી? અલબત્ત, કથન માત્ર જ્યારે પદ્યની વ્હેલમાં બેસીને ફરવા નીકળતું ત્યારે ગદ્યની ખાડાટેકરાવાળી ભૂમિ છોડીને કવિતાના હરિયાળા પ્રદેશમાં ઉતરી પડવાની ફાવટ એને રહેતી હશે, પણ નિયત સ્થાને પહોંચવાની એની ફરજ એને કવિતાપ્રદેશમાંથી પાછી વાળે નહીં? એમાં ખોટું શું હતું? એથી લાજી શાને મરવું? જે કવિતા હોય તેને કવિતા કહેવી ને ન હોય તેને ના કહેવી.

આ દૃષ્ટિએ જોઇશું તો આપણા પ્રાચીન સાહિત્યનો મોટો ભાગ સાહિત્યિક નહીં પરંતુ ઐતિહાસિક અગત્ય ધરાવતો માલુમ પડશે. હસ્તલિખિત પ્રતમાં સચવાયેલી એકે એક પંક્તિને મહત્ત્વ આપવાની જરૂર નથી. ભલે જૂની પ્રતોનું સંશોધન થાય, પણ સંશોધકોએ સમતુલા ખોયા વિના કવિતાતત્ત્વનું ને ઇતિહાસતત્ત્વનું યથાર્થદર્શન કરવું જોઇએ. એમ તો આજે પણ ઘણા લેખકો છે ને ઘણું લખાય છે. પણ દૂર પડેલું ભાવિ શું આજની લીંટીએ લીટીને સોને મઢવાનું છે? જે કાંઇ પ્રાચીન હોય તેની નતમસ્તકે પૂજા કરવી એ ય ઠીક નથી. એથી ખોટાં મૂલ્યો સરજાય છે. પ્રતિભાની તો પ્રત્યેક દેશકાલમાં અછત રહેવાની જ. એવી અછતથી લજવાઇને કંકરને શંકર કહેવાની કશી જ જરૂર નથી.

શ્રી. ભોગીલાલ સાંડેસરાએ સંપાદિત કરેલી ને શ્રી ફાર્બસ ગુજરાતી સભાએ પ્રસિદ્ધ કરેલી કવિ માધવકૃત 'રૂપસુંદર કથા'નો આ દૃષ્ટિએ કંઇક અભ્યાસ કરવાની ધૃષ્ટતા મેં કરી છે. એ કથાનક પ્રાચીન છે, પણ અતિ પ્રાચીન નથી. એની ભાષાનું સ્વરૂપ વિચારીએ તો તો એને અર્વાચીન કહેવી પડે, પરન્તુ અર્વાચીન કવિતા નર્મદ-દલપતથી શરૂ થઈ એમ આપણે નક્કી કરી નાંખ્યું છે ને કાવ્યનાં ઘટકતત્ત્વો કે પરિબળોની દૃષ્ટિએ એમ કરવું સહેતુક છે, એટલે નર્મદ-દલપતકાળ પહેલાંની ને નર્મદ-દલપતકાળ પછીની પણ એમના પુરોગામીઓની કૃતિઓને મળતી આવતી કાવ્યકૃતિઓને પ્રાચીન કહેવામાં વાંધો નથી. એ દૃષ્ટિએ આ કથાનક પણ પ્રાચીન છે. એની રચ્યાસાલ વિષે કૃતિને અંતે કવિ માધવ લખે છે:—

> સંવત સત્તરસેં છ ઉપર નૃપ શ્રી વિક્રમાદિત્યનો,
> આષાઢાધિક શુદ્ધ વિષ્ણુ દિવસે છ વાર આદિત્યનો,
> તે દા'ડે થઇ રૂપસુન્દર કથા પીયૂષની એ ઝરી,
> ઊદિચ્યે દ્વિજ માધવે ઘન રસે ભાષા કવિત્વે કરી.

કવિનો જરાક પોતાની કૃતિ વિશેનો વધારે પડતો પક્ષપાત લગભગ ત્રણ સૈકા પછીના જમાનાને ભલે હસવા સરખો લાગે. કવિઓ ફાંટાબાજ હોય, એવો અનુભવ ક્યાં સાવ નવો છે? પણ એના પોતાના એકરાર મુજબ એ કાવ્ય વિક્રમના અઢારમા શતકના આરમ્ભમાં પૂરૂં થયું ગણાય. તે પછી ૮૬ વર્ષે લહિયાએ એની નકલ કરી ને એણે ભાષામાં લહિયાઓની પરંપરા મુજબ ફેરફારો કર્યા હશે ને સં. ૧૭૯૨ની નકલ આજે શ્રી ફાર્બસ ગુજરાતી સભા પાસે મોજુદ છે. પ્રેમાનંદનાં નાટકોની પેઠે એની નકલ ગૂમ થઇ નથી, એટલે રૂપસુન્દર કથાની પ્રાચીનતા વિશેનો સંદેહ સ્હેજે ટાળી શકાય એમ છે.

પણ રૂપસુન્દર કથાની પ્રાચીનતા વિશે શાથી સંદેહ જાગે છે? હું ભૂલતો ન હોઉં તો 'કલમકિતાબ'કારને એવો સદેહ જાગ્યો હતો. એ વૃત્તબદ્ધ રચના છે, એથી એમ હશે? પ્રેમાનંદનાં નાટકોની ખબર લઈ નાંખતી વખતે સ્વ. સાક્ષર શ્રી. નરસિંહરાવ દિવેટીઆ સરખા સમર્થ વિદ્વાને એવો એક ભ્રમ વહેતો કરેલો કે પ્રેમાનંદના કાળમાં વૃત્તનો વાપર

હતો જ નહીં; જ્યારે આ કથામાં તો એક નહીં, પણ અનેક વૃત્તો છે, ને તેય છૂટકતૂટક નહીં, પણ આખી યે કૃતિ સળંગ વૃત્તબદ્ધ છે. પરિણામે એ અર્વાચીન લાગે તો નવાઈ નહીં. પરન્તુ શ્રી. સાંડેસરાએ આ સંપાદનના ઉપોદ્ઘાતના ત્રીજા ખંડમાં 'જૂની ગુજરાતીમાં વૃત્તોનો વપરાશ' થતો હતો તે વિશે જે સાધાર ને સમર્થ ચર્ચા કરી છે તે, પરિશિષ્ટમાં આપેલું 'ફૂલાંચરિત્ર' ને સળંગ વૃત્તબદ્ધ કાવ્યોનાં ઇતર દૃષ્ટાંતો વાંચી જવાથી વૃત્તને અર્વાચીનતા સાથે જોડી દેવાની ટેવ છૂટી જશે.

પરન્તુ વૃત્તની વાત બાજુ પર મૂકીએ, તોપણ રૂપસુંદર કથામાં બીજું એવું ઘણું છે, જે એની પ્રાચીનતા ભૂલાવી નાંખે તેવું છે. દાખલા તરીકે નીચેની પંક્તિઓ જુઓઃ—

નાના દિવ્ય સુગન્ધવાસિત જલે નાહી હલી ઝૂકવે
લાંબા કુન્તલ, તે સ્તનાદ્રિશિખરે મેઘામ્બુધારા સ્રવે;
શોભી બાહુલતા કરી ઝટકતાં વિદ્યુલ્લતાના જશી,
ગર્જતી કરકંકણધ્વનિ સુણી કંદર્પ ઊઠે હશી.

અથવા

વસન્તાવિર્ભાવે પ્રથમ પવને પર્ણ ગળિયાં,
ફરી પત્રે પુષ્પે વિકસિત થયાં તેહ ફળિયાં.

અથવા

કે શું નીલનખે જડયારુણમણિ, દન્તે હીરાની કણી,
ઓષ્ઠે વિદ્રુમતા ઘણી, સ્મિત વિષે શ્રેણી જ મુક્તાતણી.

આ ને આવી બીજી ઘણી પંક્તિઓ વાંચતાં વાંત અર્વાચીનતાનો સાક્ષાત્કાર થયા વિના રહેશે નહીં. શ્રી. બ. ક. ઠાકોરે સ્થાપેલા મનાતા સંપ્રદાયે જે જે છૂટછાટો ભોગવી છે તે છૂટછાટો કવિ માધવે પણ લીધી છે. પંક્તિને અંતે વાક્ય સમાપ્ત ન કરતાં એને બીજી પંક્તિમાં ઢાળી દેવું, ગુજરાતી ભાષા માન્ય ન રાખે તેવી જાતની શબ્દસંધિ છંદને જાળવવા કરવી–ઉપરના દૃષ્ટાંતમાં 'જડયારુણ મણિ' છે તેમાં 'જડયા' ને 'અરુણ'ની સંધિ છે તે વિચારવા જેવી છે–ને

આવો આજ અમો જ્યહાં કહું ત્યહાં, કાળીછ રાત્રિ ખરી,
ચિત્તે ધૈર્ય ધરી જ, ભો પરહરિ, આમાર્ધ ટાલી કરી,
રાણીવાસ તણી પછીત અતિ છે, ઊંચી જ મેડી તણી;
બારી મધ્ય નિબદ્ધ રજ્જુ ચડવા મૂકીશ સૂત્રે વણી.

જેવી કડીઓમાં આવતા વાક્યખંડોમાં અર્વાચીનતાનાં ઘણાં લક્ષણો છે; ને તે પણ આ પ્રાચીન કવિતામાં! મારે આથી એમ નથી કહેવું કે કવિ માધવે ત્રણસો વર્ષ પછીના સુંદરમ્ કે ઉમાશંકરની આગાહી કરી છે. હું એટલું જ કહીશ કે કવિતાવ્યાપાર–અથવા કંઈ નહિ તો પદ્યરચના, એની લક્ષાર્ણુવિશેષતાને લીધે, ગદ્યથી એના ભિન્નત્વને લીધે જે પ્રયોગો કરે છે, તે પ્રયોગો જૂદા જૂદા મિજાજ ધરાવતા બે જમાનાએ એકસરખી રીતે માત્ર અકસ્માતથી કર્યા છે.

રૂપસુંદરકથામાં આવતાં થોડાંક વર્ણનોમાં ને સંવાદોમાં જે ચકોરપણું દેખાય છે તે પણ અર્વાચીનતાનો આભાસ ઉત્પન્ન કરે છે. એ આભાસ જ માત્ર છે, કેમકે ચકોરપણું એ આજકાલની નીપજ નથી. છતાં,

# આપણી લગ્નપ્રણાલિકાનું તુલનાત્મક અવલોકન

**પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા એમ્. એ**

આ વિશ્વમાં સચેતન તેમ જ અચેતન એમ ઉભય પ્રકારના પદાર્થો છે. તેમાં સચેતન પદાર્થોની વાત ન્યારી છે અને તેમાં પણ વળી મનુષ્યોની તો બલિહારી છે. માનવજીવન અનેકવિધ વિશિષ્ટતાઓથી સંકલિત છે. એ તમામ વિશિષ્ટતાઓમાં 'લગ્ન'નું સ્થાન કાંઈ જેવુંતેવું નથી. એની પ્રતીતિ માટે એટલું જ કહેવું બસ થશે કે એવો ભાગ્યે જ કોઈ દેશ હશે કે જ્યાં વસતા લોકો આજે પણ લગ્નને ધામધૂમથી ઉજવતા નહીં હોય, અને એ ધામધૂમની સાથે સાથે ઓછે કે વત્તે અંશે અમુક અમુક ક્રિયાઓથી એને સંલગ્ન નહીં બનાવતા હોય.

આપણે આપણા આ ભારતવર્ષ તરફ નજર કરીશું અને એનું ભારતીય સાહિત્ય વિચારીશું તો જણાશે કે લગ્નના વિવિધ પ્રકારોનો વિચાર કરાયો છે. એક દૃષ્ટિએ વિચારતાં એમ કહી શકાય કે જૈન ધર્મ લગ્નને માનવજીવનનું આવશ્યક અંગ માનતો નથી. એ તો બ્રહ્મચર્ય ઉપર–અવિવાહિત જીવન ઉપર વિશેષ ભાર મૂકે છે.[1] -જેઓ એ તરવારની ધાર જેવા તીક્ષ્ણ માર્ગે સંચરી શકે તેમ ન હોય અને જેઓ પશુની પેઠે નિર્મર્યાદ જીવન જીવી વિવિધ પાતકોમાં પડે તેમ હોય તેમને તેમાંથી બચાવવા માટે લગ્નની, એ દ્વારા અબ્રહ્મચર્ય ઉપર મૂકાતી મર્યાદાને લક્ષ્યીને પ્રશંસા કરે છે. આવી પરિસ્થિતિ હોવાથી વૈદિક સાહિત્યમાં તેમ જ જૈન સાહિત્યમાં પણ લગ્ન વિષે વિસ્તૃત ઊહાપોહ જોવાય છે.[2] અહીં લગ્નની આઠે પ્રકારને અંગેની ક્રિયાઓ વિચારવાનો ઇરાદો નથી. અહીં તો અત્યારે જે એક જાતનાં લગ્ન થાય છે તેની સાથે સંકલિત બનેલી કેટલીક ક્રિયાઓનો તુલનાત્મક દૃષ્ટિએ પરામર્શ કરવાનો ઇરાદો રખાયો છે.

આજકાલ હિન્દુઓમાં–ઉચ્ચ કોમ તરીકે ઓળખાવાતી વાણિયા–બ્રાહ્મણો–ની જ્ઞાતિમાં જે લગ્નવિધિ જોવાય છે તેવો અનેક જાતના ક્રિયાકાણ્ડથી વીંટળાયેલો, વિધિ પ્રાચીન સમયમાં હોય એમ જણાતું નથી. **ગુજરાતી લગ્નવ્યવસ્થા અને કુટુંબસંસ્થા**ની લેખિકા બહેન

---

૧. "अपुत्रस्य गतिर्नास्ति" જેવી હકીકત જૈન દર્શનને માન્ય નથી.

૨. (અ) બ્રાહ્મ, (આ) દૈવ, (ઇ) આર્ષ, (ઈ) પ્રાજાપત્ય, (ઉ) આસુર, (ઊ) ગાન્ધર્વ, (ઋ) રાક્ષસ અને (ૠ) પૈશાચ એ આઠ પ્રકારનાં લગ્નની મીમાંસા **ગૃહ્યસૂત્રો, ધર્મસૂત્ર** તેમ જ **સ્મૃતિ**ઓમાં નજરે પડે છે, પણ એ આઠ પ્રકારો વેદના સમયમાં પણ હોય એમ જણાતું નથી. **આપસ્તમ્બ ધર્મસૂત્ર**માં છ પ્રકારનાં લગ્નનું વર્ણન છે. એ હકીકત **વસિષ્ઠ ધર્મસૂત્ર**ને પણ લાગૂ પડે છે.

લગ્નના આઠ પ્રકારોનો ઉલ્લેખ અને એની થોડીઘણી રૂપરેખા, **શ્રીયાકિની** મહત્તરાના ધર્મસૂનુ તરીકે પોતાને ઓળખાવનાર સુપ્રસિદ્ધ જૈનાચાર્ય શ્રીહરિભદ્રસૂરિએ રચેલા **ધર્મબિન્દુ**માં જોવાય છે. એમનો સત્તાસમય મોડામાં મોડો ઇ. સ. ના આઠમા સૈકાનો છે, એમ વિદ્વાનોનું માનવું છે. કેટલાક તો એમનું સ્વર્ગગમન વિ. સ. ૫૮૫(ઇ. સ. ૫૨૯)માં થયાનું સૂચવે છે.

**સરોજિની મહેતા** એમ. એ. એ પુસ્તકના પ્રથમ પૃષ્ઠમાં શ્રી. **મંડળિક**નું નીચે મુજબનું વક્તવ્ય રજુ કરે છેઃ—

"વિધિ સાદો અને હાલ છે તેવાં બાહ્ય ચિહ્નો વિનાનો હતો."

લગ્નની ભૂમિકા તરીકે સગાઈને–જેને ગુજરાતમાં 'વિવાહ' કહે છે તેને ગણાવી શકાય અને એ સગાઈનો–વિવાહનો જન્મ માગામાંથી થાય છે.[3] માગું મોટે ભાગે છોકરીવાળા તરફથી–કન્યાપક્ષ તરફથી કરાય છે. તેમાં પણ પુરુષવર્ગ કરતાં સ્ત્રીવર્ગ આગળ પડતો ભાગ લે છે. કુટુંબમાં જે વડીલ સ્ત્રી હોય તે માગું કરે છે, અને તે હાજર ન હોય તો અન્ય સગાંવહાલાંમાંથી કોઈક એ કાર્ય કરે છે. કેટલીક વાર છોકરાવાળાં તરફથી–વરપક્ષ તરફથી પણ માગું થાય છે. આવી હકીકત વેદના સમયમાં પણ બનતી હતી. દાખલા તરીકે **શ્યાવાશ્વની** કથામાં સૂચવાયું છે તેમ **અર્કનાસે** પોતાના પુત્ર માટે માગું કર્યું હતું. વળી **ઋગ્વેદની** એક ઋચા ઉપરથી એમ જણાય છે કે **સોમદેવના** મિત્ર બે **અશ્વિનોએ** **સોમદેવ** વતી **સૂર્યની** પુત્રી [4]**સૂર્યાનું** માગું કર્યું હતું.

મોટાં ભાઈબહેન કુંવારાં રહે અને નાનાં પ્રથમ પરણે, એ હકીકત આજે તો શું પણ વેદના સમયમાં પણ અયોગ્ય ગણાતી,[5] પરંતુ માગા માટે આવો કોઈ પ્રતિબન્ધ જોવાતો નથી.

માગાના સક્રિય ફળ તરીકે ઉદ્ભવતી સગાઈ અમુક ક્રિયાઓથી સંકલિત જોવાય છે. એમાં ચાંલ્લા કરવાનો અને એ પ્રસંગે હાજર રહેલાં સગાંવહાલાંમાં ગોળધાણા વહેંચવાનો અને બીજાં બધાં સગાંમાં તેમ જ નાતજાતમાં પૈસા વહેંચવાનો રીવાજ કેટલીક જ્ઞાતિમાં નજરે પડે છે. આ સગાઈ થયા બાદ અને લગ્ન થાય તે પૂર્વે વરવાળાં કન્યાને અને કન્યાવાળાં વરને જમવા તેડે છે. એ પ્રસંગે કન્યા સાસરેથી જે પતાસાંનો [6]પડો લાવી હોય તો વરને કન્યાવાળાં તે પાછો આપે છે. આવો પ્રસંગ લગ્ન નક્કી કર્યા બાદ કેટલીક વાર મંડપમુહૂર્તને દિવસે પણ યોજાય છે. એને [7]'જુવાતેડાં' કહે છે. સગાઈ કર્યા પછી જેમ બને તેમ જલદી વરકન્યાને અરસપરસ તેડવામાં આવે છે, જેથી કોઈ તહેવાર વગેરે પ્રસંગમાં તેમને તેડવાં હોય તો તેડી શકાય.

કેટલીક જ્ઞાતિમાં પતાસાંના પડાને બદલે પતાસાંની માટલી અપાય છે. આ પ્રમાણે જે પતાસાં અપાય છે તે પતાસાંની ઉત્પત્તિ પૂર્વે તો નહીં જ હોય એ દેખીતી વાત છે,

---

૩. **સાંખ્યાયન ગૃહ્યસૂત્ર**માં કન્યાના માગાથી શરૂઆત કરાયેલી છે.

૪. આ **સૂર્યા**નાં લગ્નનું વર્ણન **ઋગ્વેદ**(૧૦, ૮૫)માં તેમ જ **અથર્વવેદ**(૧૪, ૧ અને ૨)માં જોવાય છે.

૫. આ પાપકાર્ય ગણાતું. મોટા ભાઇના કરતાં પહેલો પરણનાર નાનો ભાઇ 'અગ્રેદધુ' કહેવાતો અને એ મોટો ભાઈ 'પરિવદૃ' કહેવાતો. એવી રીતે મોટી બહેનના કરતાં નાની બેન પહેલી પરણે તો તેની સાથે લગ્ન કરનારને 'અગ્રેદિધિષુ' કહેતા.

૬. આ પડાનો આકાર શંકુ જેવો હોય છે. એના ઉપર રૂપેરી કે સોનેરી ચળકતો કાગળ લપેટેલો હોય છે.

૭. 'જોવાતેડવું' એ અર્થને પ્રતિપાદન કરનાર આ શબ્દ છે.

પણ એને બદલે તે સમયે કંઈ ગળ્યું મોં કરાય તેવી વસ્તુ અપાતી હશે, એમ લાગે છે. એ વસ્તુ સ્થળ અને સમયને અનુરૂપ હશે.

આપણે આગળ વધીએ તે પૂર્વે એ નોંધી લઈએ કે સગાઈ એ એક પ્રકારનું 'વાગ્દાન' છે.

ઘણુંખરું કન્યાવાળાં લગ્નનો દિવસ નક્કી કરે છે. તેમ થતાં વડીપાપડનાં નોતરાં દેવાય છે. વર અને કન્યા બંનેને ત્યાં સગાંવહાલાંની સ્ત્રીઓ વડીપાપડ કરવા જાય છે, અને એ પ્રસંગે ગીતો ગાય છે. " વડી વડારણ દે વડી, ને પાપડ ઘણા વણાય " એ [8]**શ્રીપાળ રાજાના રાસ**માં આવતી કડી, આ પ્રથાની પ્રાચીનતા ઉપર કંઈક પ્રકાશ પાડે છે અને એથી વિશેષ પ્રકાશ [9]**વિમલપ્રબન્ધ**ના પાંચમા ખંડ( પૃ. ૧૬૧ )ની નિમ્નલિખિત પંક્તિ પાડે છેઃ—

" પાપડ વડી કરિઆં પકવાંન, સાલિ દાલિ સોધ્યાં સવિધાંન. "

મારી જ્ઞાતિ નામે દસા ડીસાવાલ વણિકમાં જે લગ્નપ્રણાલિકા જોવાય છે તેની હું અત્ર ઘણી ટૂંકમાં નોંધ કરું છું, કેમકે વિશેષ વિસ્તાર માટે તો અત્ર અવકાશ નથી. નાના ગણેશ માંડવા, મોટા ગણેશ માંડવા, ફોઈ પાસે માણ્ય મંડાવવી, અને ગોત્રદેવીની અને કેટલાક કુટુંબમાં રન્નાદેવીની પણ સ્થાપના કરવી, એ કાર્યો પ્રથમ કરાય છે. ત્યારબાદ મંડપમુહૂર્તનું કાર્ય શરૂ કરાય છે. ગણેશ માંડવામાં વપરાતા ઘડાને ' ગણેશમાટલી ' કહે છે. મંડપમુહૂર્ત પછી વૃદ્ધશ્રાદ્ધ ને ગ્રહશાન્તિ કરાય છે. ત્યારબાદ મોસાળથી મોસાળું કે અખ્યાણું કે પછી અમુક ચાંલ્લો આવે છે. લગ્નને દિવસે છોકરીવાળાને ત્યાં તંબોળ વટાય છે. એ દિવસે છોકરીવાળાંને ત્યાંથી ' સાજન–માટલું ' મોકલાય છે. ત્યાર બાદ કન્યાને નહવડાવાય છે. વરઘોડો ચઢયા પછી વરપક્ષ તરફથી ગોર કન્યાને માટે બાંધણી લઈ જાય છે. એ પહેરીને કન્યા, વર તોરણે આવતાં તંબોળ છાંટવા આવે છે. સાસુ અને એની ગેરહાજરીમાં અન્ય કોઈ પાસેની સગી સ્ત્રી વરરાજાને રવઈ, તરાક, ઈંડીપીંડી, વેલણ ને સાંબેલા વડે પોંખે છે. પછી એનો હાથ પકડી, એને માંયરા તરફ લઈ જાય છે. તેમ કરવા પૂર્વે એની પાસે સંપુટ ભંગાવે છે, અને વરરાજા ચોરીમાં બેસે એટલે અંતરપટ આડો ધરાય છે. થોડી વારે કન્યા પધરાવાય છે અને હાથેવાળો મળે છે. કન્યાદાન દેવું, મંગળફેરા ફેરવવા, કન્યાને ખોળે બેસાડવી અને વરે કન્યાને અને કન્યાએ વરને એમ પરસ્પર કંસાર ખવડાવવો, એ લગ્નની વિશિષ્ટ ક્રિયાઓ ગણાય છે. અંતમાં વરકન્યા જ્યાં ગોત્રદેવીની સ્થાપના કરાઈ હોય ત્યાં જઈ એની પૂજા કરે છે અને બધાંનાં દેખતાં એકીએકીની રમત રમે છે. માંયરું, વધાવાય અને વડીલોને પ્રણામ કરાય પછી કન્યાને વિદાય કરવામાં આવે છે. વહુવર ધામધૂમથી કઢાય છે. કન્યા વરને ત્યાં આવી પહોંચે પછી ત્યાં પણ ગોત્રદેવીની પૂજા અને એકીએકીની રમતનું કાર્ય થાય છે. પછી ઘણે ભાગે બીજે દિવસે કાંકણદોરા છોડવાની ક્રિયા કરાય છે. એ સમયે વરરાજાને કન્યા અને કન્યાને વરરાજા કોરડા મારે છે. મારી જ્ઞાતિમાં અન્ય જ્ઞાતિઓની પેઠે [10]કલ્લવો ખવડાવવાની રીત નથી.

---

૮. આ રાસનો મોટો ભાગ શ્રી**વિનયવિજય**ગણિએ રચ્યો છે, અને એનો અવશિષ્ટ ભાગ શ્રી**યશોવિજય**ગણિએ **રાંદેર**માં વિ. સં. ૧૭૩૮માં પૂરો કર્યો છે.

૯. આ વિ. સં. ૧૫૬૮માં શ્રી**લાવણ્યવિજય**ગણિએ રચેલો છે.

૧૦. સરખાવો '**કલ્લવઉ**' ( સં. કલ્યવર્ત )

**વિમલપ્રબન્ધ**ના પાંચમા ખંડ ( પૃ. ૧૬૦-૧૭૪ )માં જે **વિમલ** અને **શ્રી**નાં લગ્નનું વર્ણન છે. તેનો સંક્ષિપ્ત સાર નીચે પ્રમાણે છે:--

'કન્યાને જોવા કેટલાક જાય છે, તેઓ એની પરીક્ષા કરે છે, અને અંતે કન્યાથી સંતોષ પામતાં લગ્ન લઈ પાછા ફરે છે. પછી લગ્નની તૈયારી કરાય છે. સોહાશિણી ( સોવાસણો ) ઘઉં પલાળે છે. પાપડ, વડી અને પકવાન તૈયાર કરાય છે. સાલિ (ભાત), દાલિ (દાળ), વગેરે અનાજ વીણાય છે. મોટો મંડપ રચાય છે. સોનાના થાળ, આસન ને આડણી ગોઠવાય છે, સ્થળે સ્થળે કંકોતરી મોકલાય છે. અને બધે નોતરાં દેવાય છે. હાથપગ ધોઈને બે હારમાં પંગત ( પંક્તિ ) જમવા બેસે છે. પુષ્કળ ફળફૂલ, ખાજાં, લાડુ અને ભાત પીરસાય છે. દાળ, સૂંહાળી ( સુંવાળી ? ) અને ઘી ધારે પીરસાય છે, સોળ સાલના (શાક) પીરસાય છે. ઘોલ ( ? મઠો ) પીરસાય છે અને ઠારેલા કૂરકરબાં પણ પીરસાય છે. જમી રહ્યા બાદ લોક પોતપોતાની પાસેની ઝારીમાંના પાણી વડે હાથ ધુવે છે. બધાંને પાન, ફૂલ અને કેવડોઓ કાથો અપાય છે. મંડપમાં રંગની રેલ વહે છે. ખૂણાલો ( ખૂણાવાળો ) ખૂંપ તૈયાર કરાય છે. ભૂંગળ, અને ભેર વાગે છે અને ઢોલ ઢમકે છે. મામા મામહિરૂં ( મામેરું ) કરે છે, જાંદરણી મંગળગીત ગાય છે, વર ઘોડે ચડે છે, વહેવાઈ સન્માન કરે છે, અને ઘરે સોનારૂપાથી ઘડેલી ચોવડી ચોરી બંધાય છે. કન્યાને સ્નાન કરાવી શણગારી તેનાં નેત્ર આછાં આંજી પાંનેત્ર ( પાનેતર ) પટોળુ પહેરાવાય છે, માથે હોંસે સિંદૂરિયો સેંથો પૂરે છે, કંચુકી કસીને બંધાય છે. કન્યા ઘૂઘરીઆળો ઘાટ પહેરી વરની વાટ જુએ છે, વરની પાછળ ઘોડા પર બેસી વરની બહેન લૂણ ઉતારે છે, વર તોરણે આવે છે અને સાળાઓ શ્લોક બોલે છે. વરરાજા તેમને નિરુત્તર કરે છે, સાસુ પ્રેમથી પુંહકે ( પોંકે ) છે, વર માંયરામાં સંચરે છે, લગ્નસમયે એ કન્યાનું પાણિગ્રહણ કરે છે, ચાર મંગળ વર્તે છે, વર પરણીને સસરાને ત્યાં જ રહે છે, પછી ગોરવને વરુઠી ( વરોડી ) થાય છે, વહુ સાસરિયાંને માન આપે છે, જાન લઈને વરરાજા પાછા ફરે છે, વરવહુ દેવાલયે જાય છે અને બધાંનાં દેખતાં રમત રમે છે. પછી વરરાજા ઘરમાં દાખલ થાય છે, અને માગણોને દાન દે છે.' આ પ્રમાણે લગ્નનો સમારંભ પૂર્ણ થાય છે.

જૈન અપભ્રંશ સાહિત્ય પણ લગ્નનું વર્ણન પૂરું પાડે છે. દાખલા તરીકે **ધનપાલે** જે **ભવિસયકત્તકહા** નામની અપભ્રંશ કૃતિ રચી છે, તેના પહેલા સન્ધિ(પૃ. ૪-૫)માં ૯ મા, ૧૦ મા અને ૧૧ મા ઘત્તામાં લગ્ન વિષે, લગ્ન પછી કન્યાઓએ કરેલા વરના ટોલટખા વિષે અને છેવટે વહુવર વિદાય થયા વિષે ઉલ્લેખ છે.

હવે આપણે જૈન સંસ્કૃત સાહિત્ય તરફ દષ્ટિપાત કરીશું તો જણાશે કે એ સાહિત્યમાં ઉચ્ચ સ્થાન ભોગવતા **શ્રીહેમચન્દ્રસૂરિકૃત ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર**ના પ્રથમ પર્વમાં બીજા સર્ગ( શ્લો. ૭૬૮-૮૭૯ )માં **શ્રીૠષભદેવ**નું **સુમંગલા** અને **સુનન્દા** સાથેના લગ્નનું વર્ણન છે. એનો સંક્ષિપ્ત સાર હું નીચે મુજબ રજુ કરું છું:—

'ઇન્દ્રે આભિયોગિક દેવો પાસે મંડપ રચાવ્યો. એણે સોનાના, માણેકના અને રૂપાના થાંભલા કરાવ્યા અને સોનાના કુંભો મૂકાવ્યા. સુવર્ણવેદિકાઓ રચાઈ. રત્નના થાંભલામાં પૂતળીઓની રચના કરવામાં આવી.[11] પ્રત્યેક દિશામાં સન્તાનવૃક્ષનાં પલ્લવોનાં તોરણો રખાયાં.

૧૧. સરખાવો ૩૫૯ મા પૃષ્ઠગત અવતરણ.

આકાશને જાણે અડકતો હોય તેવો અને સફેદ દિવ્ય વસ્ત્રનો ચંદરવો રચાયો અને મોતીની માળાઓ એના ઉપર લટકાવાઈ. અનેક અપ્સરાઓએ લગ્નની તૈયારી કરવા માંડી. કેટલીક અપ્સરાઓએ માંગલિક સ્નાન માટે **સુમંગલા**ને અને **સુનન્દા**ને આસન ઉપર બેસાડી. પછી મંગળ ગીત ગવાતાં તેમણે એમના શરીર ઉપર સુગંધી તેલ ચોળ્યું અને ઝીણા દળેલ પિષ્ટાતક( ? પીઠી )નું એમના શરીર ઉપર ઉદ્વર્તન કર્યું. તેમણે બે પગે, બે ઘૂંટણે, બે હાથે, બે ખભે અને લલાટે, એમ નવ અંગે એકેક તિલક કર્યું. આવી કેટલીક ક્રિયાઓ કર્યા પછી બંને કન્યાને બીજા આસન ઉપર બેસાડી તેમને સ્નાન કરાવાયું, અને પછી એમનું અંગ લૂછવામાં આવ્યું, અને તેમને વસ્ત્ર પહેરાવાયાં. કેશમાંથી પાણી નીચોવ્યા બાદ તેને સુગંધી પદાર્થો વડે સુવાસિત બનાવાયા. એ કન્યાઓના પગે અલતાનો રસ ચોપડાયો, અને શરીર ઉપર સુંદર લેપ કરાયો. તેમની ડોક, હથેલી, વગેરે ઉપર ચિત્ર કઢાયાં. આંખમાં અંજન અંજાયું, કેશ વિકસિત પુષ્પોથી શણગારાયા, માથા ઉપર મુગટ પહેરાવાયો અને દેહના વિવિધ ભાગને અલંકારોથી વિભૂષિત કરાયો.

આ તરફ શ્રી **ઋષભ દેવ**ને પણ સ્નાન અને વિલેપન કરાવી, આભૂષણોથી શણગારવામાં આવ્યા. ત્યારબાદ તેમનો વરઘોડો નીકળ્યો. વેત્રીની પેઠે મહેન્દ્ર આગળ ચાલ્યો. અપ્સરાઓએ લૂણ ઉતાર્યું, ગન્ધર્વોએ વાજિંત્રો વગાડ્યાં. મંડપનું દ્વાર આવતાં શ્રી **ઋષભ દેવ** યાનમાંથી નીચે ઉતર્યા અને લતા વડે કરાયેલ સીમા આગળ થોભ્યા. તે વખતે ઇન્દ્રે એમને હાથનો ટેકો આપ્યો. એવામાં કેટલીક સ્ત્રીઓએ તડ તડ અવાજ કરતા લવણવાળો અને અગ્નિથી યુક્ત એવો શરાવસંપુટ એમના પગ પાસે મૂક્યો. કોઈક સ્ત્રીએ દૂર્વાદિ મંગળરૂપ દ્રવ્યવાળો રૂપાનો થાળ ધર્યો. કોઇકે જાણે પ્રત્યક્ષ મંગળ હોય તેમ વૈશાખ( રવાઈ )ને ઉછાળ્યો. પછી અર્ઘ અપાયો. થોડી વારે એ વૈશાખ વડે શ્રી **ઋષભ દેવ**ના લલાટને ત્રણ વાર સ્પર્શ કરાયો. પછી એમણે પાદુકા વડે શરાવસંપુટને ભાંગ્યો એટલે અર્ઘ આપનારી દેવીએ એમના કંઠમાં કસુંબી ( કૌસુમ્ભી ) વસ્ત્ર નાંખ્યું અને એ ખેંચતી ખેંચતી એ શ્રી **ઋષભ દેવ**ને [12]માતૃગૃહ( માંયરા )માં લઈ આવી. પછી એમને તેમ જ બંને કન્યાઓને હાથે મદનકન્દ-( મીંઢળ )થી યુક્ત હસ્તસૂત્ર બાંધવામાં આવ્યું. માતૃદેવીઓની સામે ઊંચા અને સોનાના આસન ઉપર શ્રી **ઋષભ દેવ** બેઠા. શમી અને અશ્વત્થનાં ઝાડની છાલને છૂંદીને એનો લેપ બંને કન્યાઓની હથેલીએ લગાડાયો. પછી શુભ સમયે શ્રી **ઋષભ દેવે** એ બંને કન્યાઓના હાથ ઝાલ્યા. ઇન્દ્રે એ વખતે એ કરસંપુટમાં એક વીંટી મૂકી. કન્યાપક્ષની સ્ત્રીઓએ વિનોદાત્મક ગીતો ગાવા માંડ્યાં. એને લગતાં સંસ્કૃત પદ્યો નીચે મુજબ છે:—

"ज्वरीवाब्धिं शोषयितुं मोदकान् परिखादितुम् ।
श्रद्धालुरनुवरको मनसा केन नन्वसौ ? ॥ ८५५ ॥
मण्डकेभ्योऽखण्डदृष्टिः कान्दुकस्येव कुक्कुरः ।
स्पृहयालुरनुवरो मनसा केन नन्वसौ ? ॥ ८५६ ॥
आजन्मादृष्टपूर्वी किं वटकान् रोरवालवन् ।
अश्नत्तेऽतुमनुवरो मनसा केन नन्वसौ ? ॥ ८५७ ॥

---

૧૨. ગુજરાતની લગ્નવ્યવસ્થા અને કુટુંબસંસ્થા(પૃ. ૬૯)મા મધુપર્ક ઉપરથી 'માંહ્યરું' શબ્દ બન્યો છે, એમ કેટલાક કહે છે એમ લખ્યું છે, પણ એમ માનવું વાસ્તવિક જણાતું નથી.

तोयानां चातक इव धनानामिव याचकः ।
पूगानां श्राद्धोऽनुवरो मनसा केन नन्वसौ ? ॥ ८५८ ॥
ताम्बूलवल्लीपत्राणां तृणानामिव तर्णकः ।
श्रद्धालुरस्यानुवरो मनसा केन नन्वसौ ? ॥ ८५९ ॥
हैयङ्गवीनपिण्डस्य बिडाल इव लम्पटः ।
श्राद्धधूर्णस्यानुवरो मनसा केन नन्वसौ ? ॥ ८६० ॥
विलेपनस्य केदारकर्दमस्येव कासरः ।
श्रद्धां दधात्यनुवरो मनसा केन नन्वसौ ? ॥ ८६१ ॥
निर्माल्यानामिवोन्मत्तो मालवानां लोललोचनः ।
श्रद्धानुबन्ध्यनुवरो मनसा केन नन्वसौ ? ॥ ८६२ ॥"

આ પ્રમાણે ગીતો ગવાતાં હતાં તે વખતે શ્રી **ઋષભ દેવે,** લોકને આ વ્યવહાર બતાવવો જોઈએ એમ વિચારી, વિવાદમાં મધ્યસ્થની પેઠે આ ગીતોની ઉપેક્ષા કરી. થોડી વારે ઈન્દ્રે એમના વસ્ત્રના છેડા સાથે કન્યાઓનાં વસ્ત્રોના છેડા બાંધ્યા. એક દેવે શ્રી **ઋષભ દેવને** કેડમાં બેસાડ્યા, અને બે ઇન્દ્રાણીઓએ કન્યાઓને કેડમાં બેસાડી અને પછી એ બધાંને વેદિગૃહમાં લઈ જવામાં આવ્યાં. ત્યાં અગ્નિ પ્રકટાવાયો એટલે શ્રી **ઋષભ દેવ** બંને કન્યાની સાથે એની આઠ વાર પ્રદક્ષિણા ફર્યા. એ વખતે સ્ત્રીવર્ગે મંગળ ગીત ગાયાં. પછી હાથ છોડાયા અને સાથે સાથે છેડા પણ છૂટા કરાયા. તેમ થતાં ઇન્દ્રે ઈન્દ્રાણીઓ સાથે નૃત્ય કર્યું. બીજા દેવોએ એનું અનુકરણ કર્યું. કોઈક વાંદરાની માફક કૂદવા લાગ્યા, કેટલાકે મોઢેથી વાજિંત્રના જેવો નાદ કર્યો. આ પ્રમાણે ચારે તરફ આનંદઆનંદ વર્તી રહ્યો. એવામાં શ્રી **ઋષભ દેવ** પોતાની બે પત્નીઓ સામે દિવ્ય યાનમાં આરૂઢ થઈ પોતાને સ્થાને ગયા.'

શ્રી **હેમચન્દ્રસૂરિએ** લગ્નનું જે આ પ્રમાણે વર્ણન આપ્યું છે તેના કરતાં પ્રાચીન વર્ણન, **ધર્મબિન્દુ** વગેરે અનેક ગ્રંથોના કર્તા શ્રી **હરિભદ્રસૂરિએ** **સમરાઇચ્ચકહાના** બીજા ભવમાં આપેલું છે.[13] એનો સંક્ષિપ્ત સાર આપવા ઉપરાંત વિશેષ અહીં કંઈ બની શકે તેમ નથી.

'લગ્નનો દિવસ નક્કી થતાં **કુસુમાવલી** નામની કન્યાને એની નજીકના સગપણવાળી સ્ત્રીઓએ રંગાવલીથી વિભૂષિત ચતવરિકા(ચાઉરન્ત)માં મનોહર અને શ્વેત દુકૂળથી આચ્છાદિત અને રમ્ય એવી આસન્દિકા ઉપર વિલેપન માટે પૂર્વ તરફનું મુખ રખાવી બેસાડી, એના પગ મણિમય પટ્ટક ઉપર રખાવ્યા. હજામે એના નખ કાપ્યા. એ સમયે **કુસુમાવલીએ** રાતું વસ્ત્ર પહેર્યું હતું. જેમણે હાથમાં દુર્વા, દહીં અને અક્ષત રાખ્યાં હતાં અને જેમણે લાલ વસ્ત્ર પહેર્યાં હતાં એવી સધવા સ્ત્રીઓએ એને નહવડાવી. ગુરુઓએ–પુરોહિતોએ એના મસ્તક ઉપર અક્ષત નાંખ્યા. પછી એને જાતજાતનો શણગાર સજાવાયો.

આ તરફ વરરાજા નામે **સિંહને** પણ શણગારવામાં આવ્યો. પછી એ હાથી ઉપર બેઠો અને એનો વરઘોડો નીકળ્યો. **સિંહ** લગ્નમણ્ડપ આગળ આવ્યો ત્યારે એની આગળ

૧૩. જુઓ ડૉ. **હર્મણ યકોબીદ્વારા** સંપાદિત અને એશિયાટિક સોસાયટી ઑફ બૅન્ગૉલદ્વારા ઇ. સ. ૧૯૨૬માં પ્રકાશિત **સમરાઇચ્ચકહા** (પૃ. ૭૪–૮૦).

એક ઉજ્જવળ વસ્ત્ર ધરવામાં આવ્યું અને એની પાસેથી ઉપહાર માંગવામાં આવ્યો. માંગવા કરતાં વિશેષ આપી, હાથી ઉપરથી એ ઉતર્યો. એની ભ્રુકુટિને રત્નની મેખલાવાળા સુવર્ણના મુસલ વડે ભાંગવામાં આવી. ત્યારબાદ એને મંડપમાં લઈ જવામાં આવ્યો. ત્યાં **કુસુમાવલી** સફેદ અને સુન્દર રેશમી વસ્ત્રોવડે મોઢું ઢાંકીને ઊભી હતી. એનું મુખ ખોલાવવા માટે કર મંગાતાં તે એણે આપ્યો. પછી એણે કન્યાનો હાથ ઝાલ્યો, અને તેને લઈને એ મનોહર કક્ષા( ઓરડા )માંથી મંડપમાં આવ્યો. એ મંડપને સોનાના થાંભલા હતા. તેમાં પદ્મરાગ બેસાડેલા હતા, એના ઉપર રેશમી ચંદરવો હતો અને તેમાંથી મોતીની માળાઓ લટકતી હતી. ત્યાં મોટાં મોટાં દર્પણો ટાંગેલાં હતાં.

એ **કુસુમાવલીની** સાથે **સિંહ** ચાઉરન્ત ( ચોરી ? ) આગળ આવ્યો. એટલે લગ્નની વિવિધ બક્ષીસો અપાવા માંડી. એ દરમ્યાન અગ્નિમાં ઘી, મધ અને લાજાનો હોમ કરાયો. પછી એ દંપતી એ અગ્નિની ચાર વાર પ્રદક્ષિણા કર્યાં. દરેક વખતે કન્યાના પિતાએ વરને દાન આપ્યું. આ પ્રમાણે અહીં વર્ણન અપાયું છે.'

જૈનોના બીજા ગ્રન્થોમાં પણ લગ્નનાં વર્ણનો જોવાય છે, પણ તે અંત્ર જતાં કર્યા વિના છૂટકો નથી, કેમકે ધારવા કરતાં આ લેખ લાંબો થઈ ગયો છે, અને હજી અજૈન સાહિત્ય તરફ દૃષ્ટિપાત કરવો બાકી છે.

**ઋગ્વેદ** અને **અથર્વવેદના** બંને મંત્રોમાં પાણિગ્રહણની ક્રિયાને અંગેના શબ્દો છે, જેમકે 'હું તારો હાથ મારા હાથમાં સદ્ભાગ્ય માટે ગ્રહણ કરું છું, જેથી તું મારી સાથે વૃદ્ધાવસ્થાએ પહોંચે.' એ જ મંત્રમાં વર કન્યાને કહે છે કે 'હું પૃથ્વી માતાના ખોળામાં મંગળકારી દૃઢ પત્થર મૂકું છું, જેથી તને સંતાનની પ્રાપ્તિ થાય. હે આનન્દમયી અને તેજસ્વિની ! તું એના ઉપર ઊભી રહે. સવિતા તને દીર્ઘ આયુષ્ય આપો.' કન્યા પત્થર ઉપર પગ મૂકે ત્યારે વર જે શબ્દ બોલ્યો તે **કાઠકસંહિતામાં** જોવાય છે. એ અશ્મારોહણ: વિધિનો ખ્યાલ આપે છે.

**અથર્વવેદમાં** કન્યાની બહેનોને તેમ જ બીજી કુમારિકાઓને લગ્નપ્રસંગે નૃત્ય કરતી વર્ણવાઇ છે. એ ઉપરથી લગ્ન એ ઉત્સવ ગણાતો એમ કહી શકાય.

**ઋગ્વેદમાં** શરૂઆતમાં કન્યાના રથનું વર્ણન છે અને છેવટમાં એને રથમાં બેસવાનો નિર્દેશ છે. એ વહુવરની પ્રથાની ઝાંખી કરાવે છે.

**સાંખ્યાયન** ગૃહ્યસૂત્રમાં કન્યાને સાહુડીનું સીસોળિયું આપવું, એના શરીરે મધૂકનાં પુષ્પ બાંધવાં, વરકન્યાને પરસ્પર દર્પણ દેખાડવો વગેરે ક્રિયાઓનો ઉલ્લેખ છે.

**મત્સ્યપુરાણમાં શિવ** અને **પાર્વતીનાં** લગ્નનું વર્ણન છે. એ ઉપરથી સ્પષ્ટ જોઈ શકાય છે કે લગ્નવિધિ કન્યાને ત્યાં જ થતો.

આ ઉપરાંત બીજી પણ [૧૪]અજૈન કૃતિઓમાં લગ્નનાં વર્ણનો ઉપલબ્ધ થાય છે, પણ આ લેખનું કલેવર વધી ગયું હોવાથી તેમ જ એમાંની ઘણી ખરી હકીકત સુવિદિત હોવાનો

---

૧૪. શિવવિવાહ અને રામવિવાહ જે બૃહત્કાવ્યદોહનમાં છપાયેલ છે તેનો, **સમાલોચક** (ઇ. સ. ૧૯૦૫ ?)નો, અને ખાસ કરીને ગુ. વ. સો. દ્વારા વિ. સં. ૧૯૯૫માં પ્રકાશિત **ઓખાહરણ** (કડવાં ૨૭-૨૮) અને પરિશિષ્ટ ૧ રૂપે અપાયેલા **ઓખાહરણ**(કડવાં ૪૨–૫૬)નો અત્રે ઉલ્લેખ થઈ શકે.

"તમે મને ઈશ્વર દેખાડશો ?" અને સ્વામી રામકૃષ્ણ પરમહંસે પણ એમ કહેલું કે: "બચ્ચા, જેમ હથેલીમાં પડેલી વસ્તુ તું જોઈ શકે તેમ તને હું ઈશ્વર દેખાડીશ." સ્વામી વિવેકાનન્દે ઈશ્વરને જોયા અને એ પરમ ઈશ્વરવાદી બન્યા. અને એ પણ સાથેસાથ કહી દઉં કે આપણને જોવા માટે ખરેખરો "આગ્રહ" જોઇયે. સામાન્ય રીતે લોકોને કુતૂહલવૃત્તિજ હોય છે, જિજ્ઞાસાવૃત્તિ નહીં આપણને ઈશ્વર આડો આવે છે, આપણા સ્વચ્છન્દ વર્તનમાં વિઘ્નરૂપ છે, માટે "તે નથી" એમ કહી દેવું અને એમ માનવું આપણને અનુકૂલ થઈ પડયું છે. માટે પહેલાં તો અન્તઃપરીક્ષા આવશ્યક છે. આપણે ઈશ્વરને ખરેખર જાણવા માગિયે છિયે ? એ છે એમ માનવું આપણને ખરેખર નડે છે? આપણી સામે ગાય હોય અને એ નથી એમ માનવા જતાં આપણો અન્તરાત્મા જે વિરોધ ઉઠાવે છે તે જ વિરોધ ઈશ્વર છે, એમ માનતાં આપણો અન્તરાત્મા ઉઠાવે છે ? હૃદયની આ પરિસ્થિતિ હશે તો જ મારૂં આ લખાણ તમને ઉપયોગી થશે. જો કે મારી પાસે સ્વામી રામકૃષ્ણ પરમહંસનું સામર્થ્ય નથી; તોયે જે જાતનું દર્શન બકલે કહે છે તે તો અવશ્ય આ લખાણ વિચારપૂર્વક અને આદરપૂર્વક વાંચશે તેને થશે એવો સમ્ભવ છે.

ન્યૂટન પોતાના ખેતરમાં બેઠો છે અને એક સફરજન ઝાડ પરથી નીચે પડતું જૂએ છે. તેને મનમાં પ્રશ્ન થાય છે કે: "આ સફરજન નીચે કેમ પડયું ? ઊંચે કેમ ન ચાલ્યું ગયું ?" પ્રશ્નનો વિચાર કરતાં એને એમ પ્રતીત થાય છે કે: "પૃથ્વીયે તે સફરજનને પોતાની તરફ ખેંચ્યું હશે". પછી તે "ગુરુત્વાકર્ષણ"ના મહાન સિદ્ધાન્તને શોધી કાઢે છે. આપણે ઘણી વાર નીચે પડયા હશૂં. આપણે અનેક વસ્તુઓને નીચી પડતી જોઈ હશે; પરન્તુ આપણને "આમ શા માટે થાય છે" તે પ્રશ્ન થયો છે? પ્રશ્ન થયો નથી અને જવાબ મળી જાય એ બહુ કમ સમ્ભવે છે. ઈશ્વરના સમ્બન્ધમાંયે કાંઈક આવું છે. જગતમાં ઈશ્વર છે કે નહીં એની તો હૂં ખાતરી નથી આપી શકતો; પરન્તુ મારા મગજમાં ઈશ્વર છે, ઇશ્વરનો ખ્યાલ છે, એની હૂં સમ્પૂર્ણ ખાતરી આપી શકૂં છૂં. પ્રો. રોજર્સ "A Student's History of Philosophy" નામના ગ્રન્થમાં ૨૭૦–૨૭૧ મા પૃષ્ઠ પર ડેસ્કાર્ટિસના તત્ત્વજ્ઞાનનું નિરૂપણ કરતાં લખે છે કે:

"I find in myself an idea of God, as a substance infinite, eternal, immutable, independent, omniscient, omnipotent, by which myself and all other things have been created and produced."

અને આ તત્ત્વ કેવલ અંદર જ છે અને બહાર નથી એ માનવું તદ્દન ભૂલભરેલું છે એ પ્રમાણે નિરૂપણ કરતા તેઓ આગળ લખે છે કે:

"Is it conceivable that attributes so great and so exalted ever should have come from the imperfect and finite nature which I know my own to be ? Furthermore, my nature cannot have been derived ultimately from my parents, or from any other cause that falls short of the perfection of this idea which is a part of me. Accordingly,.........the real existence of God Himself must

be postulated, as the only being great enough to account for the presence in me of this idea of God, which indubitably exists. The idea must have been implanted in my mind at birth, as a mark of the divine workmanship."

તો આપણે "આપણા મનમાં રહેલ આ ઈશ્વર સમ્બન્ધી ખ્યાલ" તેનો વિચાર કરવાનો છે. સર્વવ્યાપી, સર્વજ્ઞ, સર્વશક્તિમાન, અનન્ત, સનાતન, સ્વતન્ત્ર, અને પૂર્ણ એવી વસ્તુ તે કઈ હશે? ન્યૂટનના મનમાં "આ સફરજન નીચે કેમ પડયૂં?" એ પ્રશ્ન ઘોળાયો તેમજ આપણા મનમાં આ પ્રશ્ન ઘોળાશે ત્યારે ઈશ્વર છે એવી માન્યતા સહજમાં ઉત્પન્ન થશે પરન્તુ વાત એ છે કે આ પ્રશ્ન આપણા મનમાં સતત અને સખત ઘોળાવો જોઈયે. જે મનમાં આ ઈશ્વરનો ખ્યાલ નથી તે મન રાંક, કંગાલ છે. જે મનમાં આ ખ્યાલ છે એ મન સમૃદ્ધ છે. આ ખ્યાલ જેના મનમાં રમશે તે ઈશ્વર પ્રાપ્તિને માટે યત્ન આદરશે; અને તે તત્ત્વનૂં દર્શન પણ કરશે. અને આપણે ત્યાં પહેલો મોટે ભાગે ખ્યાલજ હોય છે. એન્જિનિયર એક મકાનનો ખ્યાલજ લાવે છે. મકાન અસમ્ભવિત વસ્તુ હોય તો તેનો ખ્યાલ આવે જ શી રીતે? દૂરદર્શન(television)ના શોધક ડૉ. બેર્ડના મનમાં પહેલાં તો કેવલ ખ્યાલજ હતો. આ ખ્યાલ હોવો તે સામાન્ય બાબત નથી. તે ખ્યાલ પછી પ્રયત્ન કરતાં તે વસ્તુ પ્રકટ થાય છે. તો, ભાઈયો, "તમારા મનમાં રહેલો આ ઈશ્વરનો ખ્યાલ," એનો જ વિચાર કરો. બીજમાં જેમ વૃક્ષ રહેલૂં છે, તેમ તમારા મનમાં ઈશ્વર રહેલો છે. બીજાવસ્થામાં વૃક્ષનૂં દર્શન નહીં થાય. પણ બીજ ઊગશે ત્યારે વૃક્ષ પ્રકટ જણાશે તેમ તમને અત્યારે ઈશ્વરનૂં દર્શન નહીં થાય. તમારૂં મન વિકાસ પામશે ત્યારે ત્યાં પરમેશ્વર પ્રકટ થશે. માટે વગર વિચાર્યે "ઈશ્વર નથી, ઈશ્વર નથી" એમ કહેતા અને માનતા ન ફરો. તેથી તો તમારી જાતને ઘણી હાનિ પહોંચાડશો. આત્મવિકાસ તમારો અટકી જશે. જે એમ માને છે કે બીજમાંથી વૃક્ષ થાય છે તે તો બીજને વાવે છે, વૃક્ષને મેળવે છે, મીઠાં ફળો ચાખે છે. પરન્તુ જેઓ તેમ નથી માનતા, એ બીજને નથી વાવતા. અને સમય જતાં એ બીજ સડી જાય છે. તેમ તમે પણ રખેને તમારા આત્માને ન સડવી નાખો એ ખ્યાલ રાખજો.

ઈશ્વરવાદીઓમાં "ઈશ્વર સાકાર છે કે નિરાકાર?" આ જાતનો ઝગડો ચાલી રહ્યો છે. પરન્તુ મારી અલ્પમતિ પ્રમાણે હૂં કહૂં છે કે તે સાકાર પણ છે અને નિરાકાર પણ છે. ઉપર ઈશ્વરના જે ખ્યાલ સમ્બન્ધમાં કહ્યૂં, તે ખ્યાલ નિરાકાર ઈશ્વરનો છે. આપણી બુદ્ધિથી જે ઈશ્વરતત્ત્વ આપણે પ્રાપ્ત કરશૂં તે નિરાકારજ હશે. પરન્તુ એકવાર આપણે "कर्तुमकर्तुमन्यथाकर्तुं समर्थ ईश्वरः" એમ માન્યૂં તો સર્વસમર્થ સાકાર બની દર્શન આપવા ચાહે તો તે શૂં અસમ્ભવિત છે? અને જેને એ પ્રમાણે દર્શન થયાં એ ઈશ્વરને સાકાર માને તો તે ખોટા કઈ રીતે? માટે જેને નિરાકાર તરીકે દર્શન થયૂં તેને માટે તે નિરાકાર અને જેને સાકાર તરીકે દર્શન થયૂં તેને માટે તે સાકાર. અને બન્ને સાચા. અને ઈશ્વર સાકાર પણ ખરો અને નિરાકાર પણ ખરો. આકાર પ્રકટ કરે ત્યારે સાકાર અને ઢાંકી દે ત્યારે નિરાકાર. બીજદશા એ નિરાકાર દશા. વૃક્ષદશા એ સાકાર દશા. ધ્યાનદશામાં નિર્વિકલ્પ સમાધિમાં જેનાં દર્શન થાય છે તે નિરાકાર; અને અવતારદશામાં જેનાં દર્શન થાય તે સાકાર. જે જે ભાવથી તેને મનુષ્ય ભજે છે તે તે ભાવે તે દર્શન દે છે.

હવે, ટૂંકમાં, એ કહેવાનૂં કે પાણીમાં પગ બોળ્યા વગર તરવાની મઝા લઇ શકાય નહીં, તેમ ઇશ્વરમાં દૃઢ શ્રદ્ધા રાખ્યા સિવાય ઈશ્વરપ્રાપ્તિ અને તેનો આનન્દ મળી શકે નહીં. કાંઠે ઊભા રહેશો તો કાઠે જ ઊભા રહેવૂં પડશે; માટે ઈશ્વરમાં વિશ્વાસ રાખો. એ સિવાય બીજો રસ્તો નથી. દવા ખાઈને સાજા થવૂં, એ જેમ દવાની ખાતરી છે, તેમ ઈશ્વરમાં સમ્પૂર્ણ શ્રદ્ધા રાખતા થઈ પરમ નિશ્ચિન્તતા અને શાન્તિની પ્રાપ્તિ કરવી એજ ઈશ્વરની ખાતરી છે. દવા લેવા પહેલાં અનુભવીઓને પૂછો છો, પરન્તુ પછી તેમના વચનમાં વિશ્વાસજ રાખવો પડે છે, તેમ ઈશ્વરની બાબતમાં **સાચા** સન્ત, મહાત્માઓના સંગમાં આવો; અને તેના વચનમાં વિશ્વાસ રાખો. અવશ્ય આનન્દ પ્રાપ્ત થશે. અવશ્ય ખાતરી થશે કે ઇશ્વર છે, અને દીન પ્રાર્થનાથી તો અદ્ભુત કાર્ય થશે. માટે ઈશ્વરશ્રદ્ધા એ અન્ધશ્રદ્ધા નથી એ સર્વથા સમજજો.

છેવટે અન્તર્યામીને એ પ્રાર્થના કે તે સૌને સન્મતિ આપે.



૨૧૯

# શ્રી ફાર્બસ ગુજરાતી સભા–મુંબઈ

## શાળા–પાઠશાળાઓનાં ઇનામ, ને પુસ્તકાલય સંગ્રહ માટે અડધી કિમ્મત

સરકારી, દેશી રાજ્યોનાં તેમ જ મ્યુનીસીપલ અને લોકલબોર્ડોનાં કેળવણી ખાતાંને ઇનામો તેમ જ વિદ્યાર્થીઓના અભ્યાસ માટે તથા તેમની નિશાળોની તથા સાર્વજનિક લાઇબ્રેરીઓ માટે પોતાનાં પુસ્તકો (રાસમાળા ભાગ ૧–૨ સિવાય) અર્ધી કિમ્મતે, વેચાતાં આપવાની ગોઠવણ થયેલી છે. માત્ર રાસમાળા ભાગ ૧–૨. ૧૨॥ ટકા કમીશનથી અપાશે.

**અર્ધી કિમ્મતે પુસ્તકો લેવા માટે સહાયક મંત્રી સાથે નીચેને શરનામે પત્રવ્યવહાર કરવો**

(૧–૨) **રાસમાળા**, ૧–૨. તૃતીય સચિત્ર આવૃત્તિ. દરેકનું **મૂલ્ય રૂ. ૫–૮–૦**
(૩) **ફાર્બસજીવનચરિત્ર** (રાસમાળા ભાગ ૧ સાથે).
(૪) **માર્કસ ઓરેલિયસ એન્ટોનીનસના સુવિચારો મૂલ્ય રૂ. ૨**
(૫–૬) **હસ્ત. પુસ્તકોની સવિસ્તર નામાવલિ ભાગ ૧–૨**, દરેકનું **મૂલ્ય રૂ. ૨**
(૬–૧) **શ્રી ફા. ગુ. સભાનાં હસ્ત. પુસ્તકોની વિગતવાર યાદી મૂલ્ય રૂ. ૦–૪–૦**
(૭) **ગુજરાતનાં ઐતિહાસિક સાધનો**, ૧–૨, **મૂલ્ય રૂ. ૧**
(૮) **રસકલ્લોલ**–સ્ત્રીજીવનનાં પ્રાચીન ગીતો. **મૂલ્ય રૂ. ૦–૧૦–૦**
(૯) "**પ્રબોધબત્રીશી**", ને '**રાવણમંદોદરીસંવાદ**" (માંડણકૃત) **મૂલ્ય રૂ. ૦–૧૨–૦**
(૧૦) **પ્રાચીનકાવ્યવિનોદ**, ભાગ ૧લો. આખ્યાનો–પદો. **મૂલ્ય રૂ. ૧**
(૧૧) **અહૂનવર**–પારસી ધર્મતત્ત્વનું વૈદિક દૃષ્ટિએ અવલોકન. **મૂલ્ય રૂ. ૦–૮–૦**
(૧૨) **ચતુર્વિંશતિપ્રબન્ધઃ** સં. (૨૪ રાજા, કવિ, આદિનાં વૃત્તાન્તો) **મૂલ્ય રૂ. ૨–૮–૦**
(૧૩) **પ્રબન્ધચિન્તામણિઃ** સં. (ઐતિહાસિક પ્રબંધો) **મૂલ્ય રૂ. ૧–૮–૦**
(૧૪) **શાક્તસંપ્રદાય**, સિદ્ધાન્તો, ગુજરાતમા પ્રચાર, વગેરે. **મૂલ્ય રૂ. ૧–૮–૦**
(૧૫) **ગુજરાતના ઐતિહાસિક ઉત્કીર્ણ લેખો**, ભાગ ૧લો અશોકથી વાઘેલાવંશ **મૂલ્ય રૂ. ૪–૮**
(૧૬) **મહાભારત** (આખ્યાન)–ભાગ ૧લો, આદિપર્વ ને સભાપર્વ. **મૂલ્ય રૂ. ૧**
(૧૭) **ગુજરાતના ઐતિહાસિક પ્રસંગો, તથા વાર્તાઓ.** (ગુજરાતી રાસમાળા) **મૂલ્ય રૂ. ૦–૧૨–૦**
(૧૮) **ચતુર્વિંશતિપ્રબંધ** (ગુજરાતી અનુવાદ) **મૂલ્ય રૂ. ૧–૦–૦**
(૧૯) **પંચદંડ** (નરપતિકૃત સં. ૧૫૪૦) **મૂલ્ય રૂ. ૦–૧૨–૦**
(૨૦) **મહાભારત** ભાગ ૨જો (અરણ્યકપર્વ નાકરકૃત) **મૂલ્ય રૂ. ૧–૦–૦**
(૨૧) **પ્રબંધચિંતામણિ** (ગુજરાતી અનુવાદ) **મૂલ્ય રૂ. ૧–૦–૦**
(૨૨) **રૂપસુન્દરકથા** (પ્રાચીન છંદોબદ્ધ શૃંગારકાવ્ય) **મૂલ્ય રૂ. ૦–૮–૦**
(૨૩) **રાજ્યરંગ** ભાગ ૨જો–જગતનો ઇતિહાસ, નિરૂપક કવિ નર્મદ. **મૂલ્ય રૂ. ૦–૧૨–૦**
(૨૪) **બુદ્ધિવર્ધક વ્યાખ્યાનમાળા** (સભાની તવારીખ અને વ્યાખ્યાનો) **મૂલ્ય રૂ. ૦–૬–૦**
(૨૫) **હંસાવતી–વિક્રમચરિત્રવિવાહ** (ર–સં. ૧૬૧૪) **મૂલ્ય રૂ. ૧–૧૨–૦**
(૨૬) **ગુજરાતના ઐતિહાસિક ઉત્કીર્ણ લેખો**–ભાગ ૨જો ગુર્જરવંશથી ચૌલુક્યવંશ **મૂ. રૂ. ૪–૮**
(૨૭) **જીવન ને ઉત્ક્રાન્તિઃ** રા. ભીમભાઈ દેસાઈ, એમ. એસસી. **મૂલ્ય રૂ. ૦–૧૨–૦**
(૨૮) **હવામાનઃ** ગુજરાતની આબોહવાઃ રા. સા. મુકુંદ ઉનાકર અને ડૉ. ભીમભાઈ ન. દેસાઈ, એમ. એ. પીએચ. ડી. **મૂલ્ય રૂ. ૦–૧૨–૦**
(૨૯) **શૈવધર્મઃ** તેના સિદ્ધાન્તો. ગુજરાતમાં પ્રચાર, ગુજરાતી સાહિત્ય ઉપર અસર. સચિત્ર દ્વિતીય આવૃત્તિ. લે. રા. રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી. **મૂલ્ય ૧–૦–૦**
(૩૦) **પૃથ્વીનો ઇતિહાસઃ** રા. રા. યશવંત ગુ. નાયક, એમ. એસસી **મૂલ્ય રૂ. ૦–૧૨–૦**
(૩૧) **મહાભારત** (ગુ. આખ્યાન) ભાગ ૩જો, વિરાટપર્વ અને ઉદ્યોગપર્વ–સંશોધક રા. કેશવરામ કાશીરામ શાસ્ત્રી. **મૂલ્ય રૂ. ૨–૦–૦**

(૩૨) **રા. રા. નરસિંહરાવ ભો. દિવેટીયાનાં "ફાઇલોલોજીકલ લેક્ચર્સ"** ભાગ ૧લો, ભાષાન્તર રા. રા. રામપ્રસાદ પ્રેમશંકર બક્ષી, બી. એ. **મૂલ્ય રૂ. ૩-૦-૦**

(૩૩) **કબીરસંપ્રદાય,** સિદ્ધાન્તો, ગુજરાતમાં પ્રચાર ને ગુજરાતી સાહિત્યપર અસર, **મૂ. રૂ. ૧**

(૩૪) **ગુજરાતનું પ્રાકૃતિક અને વ્યાપારી ભૂગોળવિજ્ઞાન:** રા. રા. ભોગીલાલ ગી. મહેતા, એમ. કોમ. **મૂલ્ય રૂ. ૦-૧૨-૦**

(૩૫) **વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ**—તેના સિદ્ધાન્તો, ગુજરાતમાં પ્રચાર, ગુજરાતી સાહિત્ય પર અસર. સચિત્ર દ્વિતીય આવૃત્તિ: લે. રા. રા. દુર્ગાશંકર કે. શાસ્ત્રી. **મૂલ્ય રૂ. ૨-૦-૦**

(૩૬) **સ્વ. રણછોડભાઇ ઉ. શતાબ્દિગ્રંથ** (સચિત્ર) **મૂલ્ય ૨-૪-૦**

(૩૭) **કૃષ્ણક્રીડા કાવ્ય** (ભાગવત દશમસ્કંધ પદબંધ-રાગરાગિણી) (સં. ૧૫૨૯) કાયસ્થ વણિક કેશવરામ હૃદેરામ (ર. સં ૧૫૨૯) સંપાદક રા. રા. અંબાલાલ બુ. જાની, **મૂલ્ય ૧-૦-૦**

**પત્રિકાઓ, દરેકની મૂલ્ય ૦-૬-૦** (સારી-કમીશન વગર)

( ૧ ) **ડાર્વિનવાદ.**
( ૨ ) **ગુજરાતની સાંસ્કૃતિક સ્થિતિ:** (ઇ. સ ૧૪૦૦-૧૬૦૦) મૌ. અબુઝફર નદવી.
( ૩ ) **હિન્દુસ્તાનમાં તોપ:** મૌ. અબુ ઝફર નદવી.
( ૪ ) **આપણો ખોરાક:** ડૉ. કાન્તિલાલ છ. પંડ્યા.
( ૫ ) **ગુજરાતનું શિલ્પસ્થાપત્ય:** (હિન્દુકાલીન) (સચિત્ર) રા. રા. રણછોડલાલ ઘ. જ્ઞાની.
( ૬ ) **લિપિકદમ્બક:**, ગુજરાતી અક્ષરશિક્ષણ, (૧-૩ લેખ) રા. રા. હીરાલાલ ર. કાપડીઆ.
( ૭ ) **હારમાળા:** (નરસિંહ મહેતા સંબંધી) સંવત ૧૭૩૩ની પ્રતિ ઉપરથી સંશોધક રા. રા. કેશવરામ કાશીરામ શાસ્ત્રી. વિસ્તૃત ઉપોદ્ઘાત સાથે
( ૮ ) **વૈજ્ઞાનિક શબ્દસંગ્રહ:** સંયોજક રા. રા. પોપટલાલ ગો. શાહ, એમ. એ. બી. એસ.સી. અને રા. રા. ભોગીલાલ કે. પટવા, બી. એ.
( ૯ ) **ગીતામાં જ્યોતિષ:** રા. રા. જ્યોતિર્મલ્લ જગજીવન ન. અંબેકા.
(૧૦) **ગુજરાતની ભૂરચના:** (ઉત્પત્તિ) ડૉ. પ્રો. અરદેસર સો. કાલાપેસી.
(૧૧) **અગીઆરમી સદી પૂર્વેનો ગુજરાત મુસ્લીમ સંબંધ:** રા. રા. મહમ્મદ ઉમ્મર: કવિ કોકિલ.
(૧૨) **ઇસ્લામી સમયના ગુજરાતનું વહાણવટું:** રા.રા.કાજી સૈયદ નુરૂદ્દીનહુસેન એહમદહુસેન
(૧૩) **ગુજરાતનું પુરાતત્વાન્વેષણ:** રા. રા. રણછોડલાલ ઘ. જ્ઞાની.
(૧૪) **પ્રાચીન પાટણ:** રા. રા. માણેકલાલ ચકુલાલ દવે.
(૧૫) **કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય એટલે ?** રા. રા. હીરાલાલ ર. કાપડીઆ.
(૧૬) **ગુજરાતનું શિલ્પસ્થાપત્ય** (મુસ્લીમકાલ) સચિત્ર, રા. રા. રણછોડલાલ ઘ. જ્ઞાની
(૧૭) **પં. ભગવાનલાલ ઇન્દ્રજી:** ભાષણો (૧) રા. રા. મુહમ્મદ ઉમર: કવિ કોકિલ તથા (૨) સ્વ. સાક્ષરશ્રી ઝવેરીલાલ ઉ. યાજ્ઞિક
(૧૮) **ગુજરાતમાં સૂર્યપૂજા અને રાંદલપૂજા:** (લોકગીતો સાથે) રા. રા. ભગવાનલાલ લ. માંકડ
(૧૯) **પરમમાહેશ્વર કુમારપાલ મહારાજા:** રા. રા. હરિશંકર પ્ર. શાસ્ત્રી
(૨૦) **સહસ્રપદીરાસ** (નરસિંહ મહેતો) શોધક રા. રા. કેશવરામ કા. શાસ્ત્રી
(૨૧) **ગુજરાતનો અરબ્બી ઇતિહાસ:** ગ. રા. મુહમ્મદ ઉમર: કવિ કોકિલ

**૨૦ ટકા કમીશન**

**મળવાનું ઠેકાણું:**—૧ **રા. રા. અંબાલાલ બુ. જાની** સહાયમંત્રી ૩૬૫, શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિર, વિઠ્ઠલભાઈ પટેલ રોડ કોંગ્રેસલેન, **મુંબઈ નં. ૪**

૨ **મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કું.** બુકસેલર્સ, પ્રીન્સેસસ્ટ્રીટ. **મુંબઈ નં. ૨**

૩ **મેસર્સ આર. આર. શેઠ બુકસેલર્સ**, પ્રીન્સેસસ્ટ્રીટ, **મુંબઈ નં. ૨**

૪ **ગુર્જરગ્રંથરત્ન કાર્યાલય,** ગાંધીરોડ, **અમદાવાદ**

